# અખંડ આનંદ

વર્ષ ૨, અંક ૧૧ ]　　તંત્રી સેo પાન　　[ સપ્ટેમ્બર ૧૯૪૯

## સેવાભાવ અને પ્રામાણિકતા

'સેવાની વાત છોડી દો, પ્રામાણિક જીવન જીવવાનો નિશ્ચય કરો તો ઘણું છે' આવું વાક્ય સાંભળવા મળે તો ચમકવાની જરૂર નથી. સેવા સેવા બોલીને એ શબ્દના પ્રાણને આપણે હરી લીધા છે. સેવા કરવાની ભાવના પ્રથમ તો નમ્રતામાંથી ઊભી થાય છે. સેવક અભિમાન શાનું રાખે? પગાર લઈને જે સેવા કરે છે તે અભિમાન કરતો નથી, કરે તો તેનું અભિમાન કોઈ સાંખતું નથી. એવો સેવક સ્વમાનનો ખ્યાલ રાખે તોય તે ઉદ્ધતાઈ ગણાઈ જાય છે. પણ વિનાપગારે સેવા કરનાર કાંઈક જુદી જ અપેક્ષા રાખે છે. નમ્રતામાંથી જન્મેલી સેવાભાવના જ અભિમાનનું કારણ બની જાય એ કેવું આશ્ચર્ય!

સેવા કરવા ઇચ્છનારે સૌથી પહેલાં પોતાના મનનું નિરીક્ષણ કરી લેવું આવશ્યક છે. એણે પોતાના અંતરને ઢંઢોળીને પૂછવું કે સેવા કરવી છે કે કોઈ પર ઉપકાર કરવાની ઇચ્છા થઈ છે? જેને આપણે સેવાને નામે ઓળખીએ છીએ એ ભાવના ઘણાખરા દાખલાઓમાં ઉપકાર કરવાની મનોદશામાંથી જન્મેલી હોય છે. સાચી રીતે જોઈએ તો સેવા કરનાર પોતાને નાનો જ સમજે. સેવાની જે તક આપે તે એના પર ઉપકાર કરી રહ્યો છે એમ એ માને. આવો માણસ દરિદ્રમાં દરિદ્રનારાયણનાં દર્શન કરે છે, પોતાની પાસે વિશેષ શક્તિ, જ્ઞાન કે સમૃદ્ધિ હોય તો તે પ્રભુની બક્ષિસ માનીને વર્તે છે, જ્યારે ઉપકાર કરનાર બધી બાબતોમાં દયાભાવથી પ્રેરાય છે. ઉપકાર કરનાર પહેલેથી જ પોતાને મહાન સમજી બેસે છે અને બીજાને પોતાના વિના ચાલશે નહિ એવું અભિમાન સેવવા લાગે છે.

જાહેર સેવકોનો મોટો ભાગ કયા પ્રકારનો છે તે આ પૃથક્કરણ પછી આપણને સહેલાઈથી સમજાઈ જશે. સેવાની સાચી ભાવના એટલે નમ્રતાની પરાકાષ્ઠા. આ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાનું કેટલું કઠિન છે! ઈશ્વરની અગાધ શક્તિ વિશેની જીવંત શ્રદ્ધા વિના આ ભાવના આપણા દિલમાં જાગે જ નહિ.

ત્યારે સવાલ રહે છે દયાભાવથી પ્રગટેલી સેવાનો. આ સેવામાં ઓછાવત્તા પ્રમાણમાં અભિમાન હોય છે એટલો જ એનો દોષ નથી. એમાંથી ઈર્ષ્યા અને દંભ પણ

ઉદ્ભવે છે. અભિમાન ઘવાય ત્યારે રોષ ઊપજે જ. એ ઘવાવામાં જે નિમિત્ત થાય તેના તરફ ઈર્ષ્યા પણ જાગે. આમાંથી બીજાને ભ્રમણામાં નાખવાની વૃત્તિ પણ થયા વિના રહે નહિ. દંભ, અભિમાન, ઈર્ષ્યા, રોષ, એ બધું સાથે મળે પછી શું બાકી રહે? આવી સેવાથી બીજાને કદાચ લાભ થતો હશે, પણ પોતાની જાતને તો નુકસાન જ થાય છે. આવી સેવા કરનાર ચિત્તની શાંતિ ભાગ્યે જ પામી શકે.'

આ સ્થિતિમાં સેવામાં અટવાવા કરતાં પ્રામાણિક જીવન ગુજારવાનો નિશ્ચય હજાર દરજ્જે બહેતર છે. નિરંહકાર ભાવે સેવા થઈ શકે તો ઉત્તમ. પ્રામાણિક જીવનની એ પરાકાષ્ઠા. સહેજ અભિમાન અને મહત્ત્વાકાંક્ષા સાથે પણ સેવા થતી હોય તો તે ક્ષમ્ય છે અને સહ્ય છે, પરંતુ અભિમાન અને મહત્ત્વાકાંક્ષા માઝા મૂકે, બીજાના માર્ગમાં અંતરાયો નાખવા પ્રેરે, પોતાની વાહવાહ કરાવવાના પ્રપંચો ખેલાવે તો એ સેવા ભયંકર નીવડે.

સમાજની આદર્શ સ્થિતિ તો એ કહેવાય કે કોઈને કોઈની સેવાની જરૂર ન પડે. સહકાર અને સેવા એ બે જુદી વસ્તુ છે. સહકાર વિના જગત એક ક્ષણ પણ ન ચાલી શકે. આખું જગત પરસ્પર સંકળાયેલું છે અને પ્રાણીમાત્ર બીજાને આધારે જીવે છે. સહકાર એ કુદરતી સ્થિતિ છે, જ્યારે સેવા એ અકુદરતી અવસ્થાની નિશાની છે. કોઈ ખાસ દાખલામાં સેવાની જરૂર પડે ખરી; જેમકે અપંગ કે બીમાર માટે, પણ એ અપવાદ ગણાય. આપણે જો આદર્શ સ્થિતિએ પહોંચવું હોય તો સેવા ન કરવી પડે એવી સ્થિતિ નિર્માણ કરવી જોઈએ. પ્રામાણિકપણે જીવવાથી આ સ્થિતિ આપોઆપ નિર્માણ થાય.

માણસ સેવાની વાત છોડી પ્રામાણિક જીવન જીવવાનો જે ક્ષણે નિશ્ચય કરે તે ક્ષણે જીવનપલટાની પ્રવૃત્તિ શરૂ થઈ જાય છે. દરેક માણસની પ્રામાણિકતાની વ્યાખ્યા જુદીજુદી જ રહેવાની. જે સત્યશોધક હશે, જે સતત આત્મનિરીક્ષણ કરતો હશે તેની વ્યાખ્યા વધુ ને વધુ શુદ્ધ થતી રહેશે. આરંભમાં તો જાણી જોઈને કોઈને છેતરવા નહિ, ચોરી કરવી નહિ, અસત્ય બોલવું નહિ વગેરેમાં પ્રામાણિકતા મર્યાદિત રહેશે. પણ જેમ ચિંતન વધતું જશે તેમ લાગવા માંડશે કે સમાજનું ઋણ ચૂકવ્યા વિના ખાવું એ અપ્રામાણિકતા છે. બીજાને ભોગે વધુ સંઘરવું તે પણ અપ્રામાણિકતા છે. આપણે નીરોગી ને સશક્ત હોઈએ છતાં અશક્ત અને માંદાની ચાકરી ન કરીએ તે પણ પ્રામાણિકતાનો ભંગ જ ગણાય. આમ કરતાં કરતાં સેવાના ક્ષેત્રમાં પ્રવેશ થવા માંડશે. આ રીતે પ્રગટેલી સેવાભાવના અભિમાનની જનની નહિ બને પણ પ્રામાણિકતાનો વિકાસ થઈ રહ્યો છે એમ જ લાગશે.

માટે આપણે શરૂઆત પ્રામાણિક જીવન જીવવાના નિશ્ચયથી કરીએ, સેવાભાવ તો આપોઆપ એમાંથી પ્રગટી આવશે.

શ્રી

# ઈશ્વરનું અપમાન

શ્રી ઠક્કર બાપા

માનવી ગુનો શા માટે કરે છે એ પ્રશ્નનો ભૂતકાળમાં ગમે તે ઉત્તર આપવામાં આવતો હોય, આજે પરિસ્થિતિ પલટાઈ છે. માનસશાસ્ત્રી કહે છે કે માનવીને ગુનો કરવામાં મોટેભાગે સમાજ ને વ્યક્તિની જન્મપરિસ્થિતિ જવાબદાર છે. પોતે જેના પર રાજ્ય કરે છે તેમાં ગુનાનું પ્રમાણ વધી ન જાય તેટલા માટે બ્રિટિશ સરકારે અમુક જાતિઓને વીણીવીણીને, ગુનેગાર કોમ તરીકે જુદી તારવી અને ગુનો અટકાવવા મુખ્યત્વે અખંડ હિંદભરની આ જાતિઓ ઉપર બંધનો—ક્રૂર, ને માનવીને ઇન્સાન મિટાવી દે એવા આકરા બંધનો લાદ્યા. આપણા ગુજરાતમાં આવી જ એક ગુનેગાર જાતિ—પાટણવાડિયા કોમમાં ઉઘાડે પગે પરિભ્રમણ કરીને પૂ. રવિશંકર દાદાએ આવા અજુગતાં બંધનોમાંથી તેને ઉગારી લીધી છે અને એમણે એમનામાં જલતા માનવતાના દીપને અખંડ રાખ્યો છે. એટલે આવી કોમને સુધારવા માટેનો ઉપાય સરકારે કરેલો ક્રૂર કાયદો નથી, પણ એમની સાથેના જુદા જ દૃષ્ટિકોણનું વર્તન છે. જીવતા દોજખમાં સડતા–સબડતા આ માનવીઓને લગતો કાયદો ગઈ તા. ૧૩મી ઓગસ્ટથી મુંબઈ સરકારે રદ કર્યો છે તે માટે મુંબઈ સરકારને અભિનંદન આપીએ અને દરેક રાજ્ય અને પ્રાંતમાં આ કાયદો નાબૂદ થાય એવી માગણી કરીએ. પૂ. ઠક્કર બાપાએ આ કાયદા સામે પ્રચંડ પોકાર ઉઠાવ્યો છે ને તેની ભયાનકતાનો આછો ખ્યાલ આપ્યો છે.

આપણા હિંદમાં ગુનો કરનારી જાતોની વસતિ અંદાજે ૫૦,૦૦,૦૦૦ કરતાં યે વધુ ગણાય છે. આમાં મદ્રાસમાં તેમની સંખ્યા લગભગ ૭,૬૮,૦૦૦ની છે. મુંબઈ પ્રાંતમાં તે છે ૧૧,૭૫,૦૦૦ની, ત્યારે સંયુક્ત પ્રાંતમાં આ લોકોની સંખ્યા ચૌદ લાખની અંકાય છે. છેક સને ૧૮૭૧થી બ્રિટિશ રાજ્યે આ લોકોને કાયદા દ્વારા ગુનેગારો તરીકે લેખાવ્યા છે અને આ ગુનેગાર જાતિઓમાં અનેકોનો સમાવેશ થાય છે. એમાં આવે છે મોગલોની સામે મેવાડના રાણાઓને પડખે રહી દેશભૂમિ માટે સતત ઝઝૂમનારી પુરાણપ્રસિદ્ધ ભીલપ્રજા. એમાં સરકારે ગણ્યા છે, પુરાણતત્ત્વવેત્તાઓ જેમને માનવજાતની આદિ પ્રજા તરીકે ઓળખાવે છે તે 'અનાર્ય' લોકો. બુદ્ધિશાળી, ચતુર, નમ્ર અને જો કેળવીએ તો ગમે તે કોઈ પણ ધંધાને અનુરૂપ થઈ શકે એવા અરુકલાઓ, પ્રાણી ઉછેરવામાં પાવરધા અને ગોવાળિયાઓ તરીકે અત્યંત ઉપયોગી એવા કુંબરા ને વણજારાઓ, દક્ષિણ હિંદમાં જેમની ઘણી મોટી વસતિ છે અને છેક ગઈ કાલ સુધી જેમને બહાદુર પાયદળ સૈનિક તરીકે નામના જાળવી રાખી હતી તે કલારો અને મારવારો પણ એમાં છે. આ ઉપરાંત પણ ધારાળાઓ, ફૂટગીડાઓ, લવારો, ધનગરો, કોળીઓ, મંગો, મીનાઓ, પારધીઓ, સાંસીઓ, વાડરો, વાઘરીઓ અને જેમનો ભારતવર્ષના સૈન્યમાં ઉત્તમ ઉપયોગ કરી શકાય એવી તો બીજી સેંકડો જાતો છે.

આજન્મ ગુનેગાર ગણીને આ જાતિઓના આપણે કેવા હાલહવાલ કરી નાખ્યા છે?

• વિદેશી સરકારે કાયદો કર્યો. ઉપરાઉપરી એ કાયદાએ પોતાનો સીતમગાર પંજો આ વિશાળ ભારત દેશમાં પ્રસારી દીધો. પ્રાંતિક સરકારોને વિશિષ્ટ સત્તાઓ અપાઈ. આમાંની કોઈ પણ ટોળી કે સરથટ સામે કાયદેસર પગલાં ભરી શકાય છે. ચારથી અઢાર વર્ષનાં ગભરુ બાળકોને ને યુવાનોને તેમનાં માતાપિતાથી છૂટાં પાડી દેવાનો હક્ક મળે છે. ઉપરાઉપરી ગુનાઓમાં સજા વધારી શકાય છે. સામાન્ય કાયદાના હક્કો પણ આ પ્રજાને ભોગવવાના નહિ. કલમ ૭, ૧૧ ને ૧૨ પ્રમાણે આમાંની કોઈ પણ જાતિ કે વ્યક્તિને પોતાનું નામ નોંધાવવાની ફરજ

પાડવામાં આવે તો તે ન્યાયી છે કે નહિ તે પણ તપાસવાનો કોર્ટને હક્ક નહિ. બસ હુકમ એટલે હુકમ. એ પ્રમાણે ગુનેગાર ગણાતી આ જાતિઓને પોતાનાં નામ નોંધાવવા પડે રહેઠાણ બદલે તો આંગળાની છાપ આપવી પડે. પ્રાંતિક સરકાર એમને અમુક વિસ્તારોમાં ન જવા માટે ફરજિયાત પ્રતિબંધ મૂકી શકે.

ને આ કાયદાઓ પાછળ સગજના તંતુઓ કેવી ઊંધી વિચારસરણીથી કામ કરતા હતા? ગુનેગાર ગણાતી અમુક જાતિમાં કોઈ પણ વ્યક્તિ જન્મે માટે તે ગુનેગાર હોવી જ જોઈએ! સ્થાપિત ન્યાયના કોઈ પણ સિદ્ધાંતથી વિરુદ્ધનો આ ભ્રમ હતો. એનો અર્થ એટલો જ કે, જે કોઈ જાતિ જેના વડીલો કે પૂર્વજો ગુનેગારો હોય, ન્યાતજાતના અમુક રૂઢિ-રિવાજોથી ગુનો કરવાની બૂરી આદતનું જેમને માટે નિયતિએ નિર્માણ કર્યું હોય તેમના વંશજો પણ કાયદાને તોડનારા જ નીકળવાના—આખી યે જાતિનો વિધ્વંસ ન નીકળી જાય ત્યાંસુધી આ લોકો ગુનેગારો ગણાવા જોઈએ. પછી તેમણે ગુનાઓ કર્યા હોય કે નહિ જાણે ગુનો કરવો એ એનો ધંધો થઈ પડ્યો છે, એનો ધર્મ થઈ પડ્યો છે એવું જ બીજાએ માની લેવાનું!

ને શું આવ્યું આનું પરિણામ? સમાજની આવી ધિક્કારપાત્ર ને વિચિત્ર માન્યતાઓમાં ગુનો પણ વંશપરંપરાગત વારસો હોય છે એવી કંઈક ભ્રમણામાં ઉછરેલ માનવીની આ કાયદાએ કૌટુંબિક શાંતિ હરી લીધી છે. એનું માનવજીવન એણે ખારું બનાવી દીધું છે.

કાયદો કહે છે: સ્થાનિક સરકારને લાગે કોઈ વ્યક્તિ, સંસ્થા કે જાતિ વ્યવસ્થિત રીતે બિનજામીનગીરીવાળા ગુનાઓ કરે, તો તેને આવી ગુનેગાર જાત ગણવી આ જાતની નોટિસ પછી આ લોકો માટે એક રજિસ્ટર રાખવાનું જિલ્લા મેજિસ્ટ્રેટને ફરમાન કરવું પોલીસની સંમતિથી જિલ્લા મેજિસ્ટ્રેટ આસામીના પ્રતિનિધિઓને બોલાવે, પૂરતી માહિતી મેળવે ને નોંધ કરી લીધેલી એ માહિતી ઉપર અંગૂઠાની છાપ લે. આમ રજિસ્ટરમાં નોંધાઈ ગયેલાનું નામ જિલ્લા મેજિસ્ટ્રેટ વિના કોઈ કાઢી શકે નહિ. આ માનવીને એની સામેના આરોપો જાણવાનો પણ હક્ક નથી. જિલ્લા મેજિસ્ટ્રેટને ભલે એ માટેની એ અરજી કરે, પરંતુ કોઈ પણ કાયદાની અદાલતમાં એને રાહત મળી શકે નહિ. આ માનવીએ સ્થાનિક પટેલને કે પોલીસ કચેરીએ અમુક મુકરરર સમયે હાજરી આપવી! ને કયો છે આ સમય? રાત્રે ૧૧થી સવારના ૩ સુધીનો. થોડા કલાક માટે પણ પોતાનો વિસ્તાર એને છોડવો હોય તો પાસ મેળવવો પડે જ્યાં જવાનું હોય તે સ્થળનું નામ ને કારણ નોંધાવવાં પડે. આ કાયદાનો ભંગ કરનારને ૨૨મી કલમ મુજબ ૩ વર્ષ સુધીની સજા અને ૫૦૦ રૂપિયા દંડ થઈ શકે છે!

આ પ્રકારના નામ નોંધાયેલ મનુષ્યની જન્મથી તે મૃત્યુ પર્યંતની હીલચાલ પર આ કાયદો ભયંકર તરાપ મારે છે. જીવનભર એને કનડગત ભોગવવી પડે છે. હલકા અધિકારીઓ એમની આ દીનદશાનો પૂરેપૂરો લાભ ઉઠાવે છે. ગાળોનો વરસાદ વરસાવવો, અમાનુષી વેઠ કરાવવી એ તો એમને સન સામાન્ય વસ્તુ છે. પોતાનાં ઢોર માટે પોલીસ પટેલને થોડુંક સૂકું ઘાસ જોઈએ તો એ થોડાક જુવાન ધારાળાઓના નામ રજિસ્ટર કરે. કે આપો-આપ બધા એના વેઠિયા બની જવાના. કોઈ નિર્દોષ ધારાળો પોતાના હાથમાં હૂકો રાખીને ગામમાંથી પસાર થાય તો પટેલનું ભયંકર અપમાન થઈ જવાનું! ધારાળાનું આવી જ બન્યું સમજવું આ કાયદા હેઠળ તુરત જ નામ

રજિસ્ટર કરવામાં આવે.

રજિસ્ટર થયેલો આ અજ્ઞાન ને અભણ માનવી, એને સમયની ખબર તે ક્યાંથી હોય? અગિયારથી ત્રણ વાગ્યા સુધીમાં ગમે ત્યારે પોતાનો નંબર બોલાવવાનો હોય એમ્રૂ જાગતા ક્યાં સુધી ને કેટલી રાતો સુધી બેસી રહેવાય? મોડી રાત્રે હાજરી પુરાવા આવતો હોય પણ આમતેમ નજર કરતા પોલીસદાદાને વહેમ પડે તો ક્યાં પાછી ઉપાધિમાં પડવું? માટે લભાવો અહીં જ, આ પોલીસ થાણા પાસે કે પટેલના ઘરઆગળે રસ્તાની સાફસૂફી જરૂરી નથી વળમાં પડી રહીશું ભલે વરસાદ આવે, ભલે કડકડતી ટાઢ પડે કે હિમ પડે ને આમ છતાં દૈવથી કે ઇર્ષ્યાના માર્યા પોતાની હાજરી ન નોંધનાર પોલીસ કે પટેલ સામે પોતે હાજર હતો તેની શી સાબિતી આ ગરીબ પ્રાણી પાસે છે? આ બધો યે ત્રાસ એ વેઠે છે, કોઈ ભયંકર ગુનો કર્યો છે માટે નહીં, પણ ભવિષ્યમાં ગુનો ન કરે માટે!

દસ વરસ, પંદર વરસ કે આખી જિંદગી પર્યંત આ દુખાગ્નિની ભઠ્ઠીમાંથી શેકાતા, દાઝતા પસાર થનાર આ માનવીના હૃદયમાં જ્વાળામુખી કેવો ભભૂકી ઊઠતો હશે! એના મનની દુનિયા કેવી જડ, દયાહીન ને એકનિષ્ઠ બની બેઠી હશે!

અને એની સજા? બીજી વખત પકડાય તો સાત વર્ષ, ત્રીજી વખત પકડાયો કે દેશનિકાલ!

આ કોમને સુધારવાને બદલે આ જડ અમદા–કાનૂનો તેમને ઊલટા ગુનેગાર વૃત્તિના બનાવી દે છે આખા યે સમાજ સામે તેઓ ધિક્કારની નજરે નિહાળે છે એમને માનવ દ્રોહી બનાવી દે છે, ભયંકર ગુનાહિત માનસવાળા ને નિર્દય બનાવી દે છે

આ કાયદાની ૧૬મી કલમ પ્રમાણે સ્થાનિક સરકાર એમને ઔદ્યોગિક, ખેતીવિષયક કે સુધારણા વસાહતોમાં મોકલી આપી શકે છે આ તો કોઈનો ગુનો ન થયો હોય, કોઈનો દંડ ન થયો હોય તેમને પણ અહીં રાખી શકાય ક્યાં સુધી એને રાખવાનો છે એની કોઈ સમયમર્યાદા અહીં નથી! જગતની અદાલત પોકારી પોકારીને કહે છે કે ગુનો કર્યો હોય તેના પ્રમાણમાં દંડ હોવો જોઈએ માનવી ગમે તેટલો ક્રૂર, જડ, કઠોર ને ભયંકર હોય, છતાં એને શિક્ષા કરતી વખતે એના વ્યક્તિત્વનો તો ખ્યાલ રાખવો જ જોઈએ.

આવી વસાહતોની વ્યવસ્થા આખા યે હિંદમાં ખ્રિસ્તીઓની 'મુક્તિફોજ' કરે છે પણ આ પદ્ધતિને મુંબઈસરકારે ધિક્કારી કાઢી છે કારણ આડકતરી રીતે આ મિશનરીઓ પોતાના જ ધર્મનો પ્રચાર કરે છે ખ્રિસ્તીઓ પ્રત્યે વગવસીલો કરે છે, કેટલી યે બીજી ગેરવ્યવસ્થા ચલાવે છે

પંડિત જવાહરલાલ નહેરુ, સર એમ વી સુબારાવ, મદ્રાસની હાઈકોર્ટના ભૂતપૂર્વ કામ ચલાઉ વડા ન્યાયાધીશ, શ્રી એમ એસ. અણે, શ્રી કિશોરલાલ મશરૂવાળા, દેશભક્ત કોન્ડા વેન્કટપ્પૈયા, મદ્રાસના ભૂતપૂર્વ ન્યાયાધીશ દી બ વી. ભાસ્યમ્ આયંગાર, ડૉ કે એન કાત્જુ ને મદ્રાસના પ્રખ્યાત 'હિંદુ' તથા બંગાળ એન્ડ આસામ જનરલ ઓફ લોયર્સ' સર્વ કોઈ આ પ્રથાને વખોડે છે અને આવો કાયદો જેમ જલદી બંધ થાય તેમ ઇચ્છે છે

આ બધા પછી મુંબઈ, સંયુક્ત પ્રાંત તથા મદ્રાસની સરકારોએ આ કાયદાઓ થોડાક હળવા કર્યા છે

જૂનાકાળમાં જેમણે ગુનાઓ કર્યા હોય તેવાઓને માટે 'ગુના સુધારક સંસ્થા' જેવી સંસ્થાઓ સ્થાપવી જોઈએ આમાં એને કોઈ પણ હુન્નર-ઉદ્યોગ શિખવાય પ્રાથમિક કેળવણી અપાય ધર્મશિક્ષણનો બંદોબસ્ત થાય આવા કેદીએ આ સંસ્થામાં જે કંઈ ઉત્પન્ન કર્યું હોય તેમાંથી તેનો ખર્ચ બાદ

# આપણો મધ્યમ વર્ગ

શ્રી. મનુ સૂબેદાર

સમાજનાં ત્રણ અંગો : ધનિક વર્ગ, મધ્યમ વર્ગ અને ગરીબવર્ગ. તેમાં આજની દારુણ પરિસ્થિતિનો ભોગ મધ્યમ વર્ગ વિશેષ બન્યો છે. કમાનાર એક ને એના આશ્રિતો અનેક. યુદ્ધ પહેલાંના સમય કરતાં ત્રણથી ચારગણી મોંઘારતમાં મર્યાદિત આવક વડે ઝઝૂમનાર આ વર્ગની દશા દયાજનક છે. કાપડ, ઘરભાડું, બળતણ, દૂધ, ખોરાકસામગ્રી, બાળકોનું શિક્ષણ, ચા, કોફી, ખાંડ, વીજળી, ફરનીચર, ને ઘરગથ્થુ વપરાશની બીજી અસંખ્ય ચીજો : કોઈ પણ સમાજના સંસ્કારના પ્રતિનિધિરૂપ ગણાતો, સૌથી વિશેષ બુદ્ધિશાળી અને મહત્ત્વના આ વર્ગ ઉપરનો આર્થિક બોજ કેવળ અસહ્ય છે. આજનું પૂરું ન થતું હોય ત્યાં વૃદ્ધાવસ્થાની જોગવાઈની તો વાત જ ક્યાં? આ માટે જવાબદાર કોણ? ફુગાવો? અંકુશો? આપણા નેતાઓની અસહાયતા? કે ત્રણેય? મધ્યમ વર્ગમાં અસંતોષના બીજાંકુરો ફાલવાફૂલવા માંડશે તો...? અર્થ અને નાણાંશાસ્ત્રના નિષ્ણાત શ્રી. સૂબેદારે આવનારા આ સમાજરોગનું અહીં નિદાન આપ્યું છે.

દરેક યુગમાં અને દરેક દેશમાં, સમાજના સંસ્કાર અને પ્રણાલિઓના ઉત્તમ અંશોને મધ્યમ વર્ગ જ જાળવે છે અને એનું સંવર્ધન કરે છે. સમાજનો ધનિક વર્ગ સમાજનો પ્રતિકાર કરી, તેના નીતિ-સિદ્ધાંતોની અવગણના કરી, મુક્ત રીતે સ્વેચ્છાએ મહાલે છે. ગરીબ વર્ગને સાહિત્ય, સંગીત અને કલાની વધુ આકર્ષક ઉપાસના કરવાનો કે જ્ઞાન પ્રાપ્ત કરવાનો સમય નથી. એવું એનું માનસિક વલણ નથી અને એ માટેનાં એની પાસે સાધનો પણ નથી. ધર્મ અને આચાર–નીતિ એ કોઈ ચોક્કસ વર્ગનો ઇજારો નથી, પરંતુ સ્થાયી સમાજમાં મધ્યમ વર્ગ જ પ્રતિનિધિસ્વરૂપ સંસ્કારને જાળવી રહે છે, અને પ્રત્યેક યુગમાં પ્રત્યેક દેશની પ્રતિષ્ઠા અને ઉચ્ચપદ પર એ જ વર્ગ મહોરછાપ મારે છે.

હિંદમાં છેલ્લાં પાંચ વર્ષનો આર્થિક ઇતિહાસ અમર્યાદ અને અઘટિત પ્રકારે મધ્યમ વર્ગને નષ્ટપ્રાય કરનારો ઇતિહાસ છે. હિંદમાં ફુગાવો ઘણો વધી ગયો છે. કેનેડા, અમેરિકા અને બ્રિટનમાંના ૫૦થી ૮૦ ટકા

---

કરી એ જ્યારે સંસ્થા છોડે ત્યારે જે બચત રહી હોય તેટલો જ બીજો ભાગ કે તેની લાયકાત પ્રમાણે તેથી વધુ રકમ સરકાર ઉમેરે. જેલમુક્ત કેદીઓને મદદ કરનારાઓ કે એમને કામે લગાડનારી સંસ્થાઓ આવા કેદીઓનો સંપર્ક સાધે અને એમને કામ-ધંધામાં પહેલી તક આપે. આવો લાભ જાતિભેદ વિના સર્વ ગુનેગારોને અપાય ને આવી સંસ્થાઓની વ્યવસ્થા જે મહાનુભાવોએ ગુનેગારોને સમજવામાં ખાસ તાલીમ લીધી હોય તેમને જ અપાય.

શરીરના દર્દ કરતાં માનસિક દર્દની સારસંભાળ બહુ કાળજીપૂર્વક લેવાવી જોઈએ. પ્રાણીશાસ્ત્ર, માનસશાસ્ત્ર શરીરવિજ્ઞાન અને શિક્ષણ ને જીવન વિશેનું સંપૂર્ણ જ્ઞાન જોઈએ. અત્યાર સુધી આ કાયદાએ કેદીઓની સુંવાળી ને કુમળી લાગણીઓને મારી નાખી છે, બધાને જ પોતાના દુશ્મન તરીકે જોતા બનાવ્યો છે. આપણે આ જાતિની ખોવાઈ ગયેલી માનવતાને શોધી લાવીએ. એમનામાં વસતા ઈશ્વરનું થતું આવું હડહડતું અપમાન સત્વર દૂર કરીએ. સ્વતંત્ર હિંદની કાયદાપોથીમાંથી આ કલંક ભૂંસી નાખીએ.

*

ભાવ વધારાની સરખામણીએ હિંદમાંનો ભાવ વધારો ઘણો ઊંચો ગયો છે ૧૯૩૯ના વર્ષ પૂર્વે, ભાવોનો આંક ૧૦૦નો ગણીએ તો હિંદમાં વર્તમાન આંક ૩૭૦ની લગભગ છે બીજા શબ્દોમાં કહીએ તો, યુદ્ધપૂર્વે એક રૂપિયામાં જે ખરીદ થઈ શકતું, તેનાથી હવે લગભગ એક ચતુર્થાંશ જ ખરીદાઈ શકે છે આથી વિશેષ ખુલ્લી રીતે કહેવું હોય તો આનો અર્થ એટલો જ થાય કે ખોરાક, કાપડ અને સામાન્ય માનવીની બીજી જરૂરિયાતોના ભાવ ત્રણથી ચાર ગણા વધી જવા પામ્યા છે

સમાજના આ સૌથી વિશેષ બુદ્ધિશાળી અને મહત્ત્વના વર્ગ ઉપરનો આ બોજ, તેની આવકમાં કોઈ પ્રમાણસરની કે પૂરતી વૃદ્ધિથી હળવો બની શક્યો નથી ઘણીખરી વ્યાપારી અને ખાનગી માલિકીની પેઢીઓમાં મોંઘવારી ભથ્થુ, બોનસ અને બીજા લાભો ૧૦૦ ટકા જેટલે પણ પહોંચતા નથી, એટલે કે ભાવોમાં જે વધારો થયો છે, તેના એક તૃતીયાંશ જેટલી પણ એ ટકાવારી નથી સરકારી નોકરીમાં તો એથીયે એ ઓછી છે બીજા શબ્દોમાં, આનો અર્થ એટલો જ કે મધ્યમ વર્ગનાં લોકોએ કેટલીક ચીજ-વસ્તુઓમાં અડધા ભાગથી જ નિભાવી લેવું રહ્યું અને બીજી ચીજ-વસ્તુઓનો ઉપયોગ બિલકુલ બંધ કરવો રહ્યો

મૂળભાવોમાં થયેલા સર્વસામાન્ય વધારાને બાજુએ રાખીએ તોપણ દૂધ, ફળ, શાકભાજી જેવી ચીજોમાં ચોક્કસ રીતે મ્હોટી મોંઘવારી અને ભાવોનો ઉછાળો થયો છે ૧૪૦થી ૩૭૦ની સરેરાશ ટકાવારી કરતાં યે કેટલાક દાખલાઓમાં એના ભાવ વધી ગયા છે વાત એટલેથી જ પતતી નથી મધ્યમ વર્ગે ખાંડ, ઘાસતેલ અને બીજી કેટલીક ચીજો-જે માપબંધી હેઠળ હોવાનું કહેવાય છે, તેના વગર ચલાવી લેવું પડે છે, કે પછી કાળાબજારમાંથી તે ખરીદવી પડે છે દવાદારૂમાં અને પ્રસંગોપાત વપરાશમાં લેવાતી બીજી અનેક વસ્તુઓમાં ભાવ ચડઊતર થયા કરે છે અને જેમને એ ચીજોની જરૂરત પડે છે તેમણે કાળાબજારમાંના ભાવે જ એની ખરીદી કરવી પડે છે

યુદ્ધકાળ દરમિયાન માલનું જે ઉત્પાદન થતું તે વિદેશી સરકાર પોતાના કે મિત્ર રાજ્યોના ઉપયોગ માટે લઈ લેતી અને તેથી હિંદની પ્રજાને ભુગાવાનો અનુભવ કરવો પડતો પરંતુ યુદ્ધ પૂરું થયા પછી અને વિશેષ તો ૧૯૪૭ના ઓગસ્ટમાં રાષ્ટ્રીય સરકાર સત્તા પર આવ્યા પછી પણ આ જ પરિસ્થિતિ ચાલુ રહેવા માટે સરકારની બેદરકારી અને બીન આવડત સિવાય કોઈ પ્રકારનાં કારણો જણાતાં નથી યુદ્ધ દરમિયાન ચા જેવી વપરાશની મુખ્ય ચીજો, હિંદમાંના મધ્યમ વર્ગના લોકોને મળતી તે કરતાં બ્રિટનમાં વધુ સસ્તે ભાવે પૂરી પાડવામાં આવતી! કારણકે ચાનો કોન્ટ્રોલ રાખી સરકાર મોટા જથ્થામાં તેની ખરીદી કરી લેતી. આના અનુસંધાનમાં એક શોચનીય ટીકા કરવી પડે છે કે હિંદના લેણાની સ્ટર્લિંગ પુરાંતનો મોટો ભાગ, ચીજ-વસ્તુઓની કિંમત અને અસહાય તથા પરાધીન પ્રજા પાસેથી આ પ્રકારે લેવામાં આવતી સેવાઓનો બનેલો છે આ સ્ટર્લિંગ પુરાંતો છુટી કરાવવા માટે અર્થસચિવો બ્રિટન સુધીનો પ્રવાસ ખેડે છે અને ચલણની સહેજ સાજ છુટછાટ જ લઈને પાછા ફરે છે! હિંદનું એ સામાન્ય દુર્ભાગ્ય છે કે હિંદના પ્રધાનમંડળના સભ્યોને આ વિષયની પૂરતી સૂઝ કે સમજ નથી અને હિંદના દાવાઓ વિશે અતિમંદ ઉત્સાહથી અવાજ ઉઠાવવામાં આવે છે આ દુર્ભાગ્યની અસર હિંદના મધ્યમ વર્ગ પર સૌથી વધુ પડી છે

ભુગાવાના આ જોરને કારણે જ

છૂટક મજૂરી કરનારથી માંડીને કામદાર વર્ગ પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે વધુ નાણાંની માગણી કરે છે. અલબત્ત, એ વધારાના નાણાંથી, પહેલાંની માફક, ખાદ્ય-સામગ્રી અને બીજી જરૂરી વસ્તુઓ પૂરતા પ્રમાણમાં તો એ નથી જ ખરીદી શકતો. કારખાનાંઓના કામદારો છેલ્લાં થોડાંક વર્ષોમાં, પોતાના સંઘોની શક્તિ અને સામુદાયિક સાટા-ને કારણે પોતે રજૂ કરેલી શરતો સ્વીકારાવી શક્યા છે ને કેટલાક ઉદ્યોગોમાં તો તેઓ મોંઘવારી ભથ્થાની વધુ રકમ પણ મેળવી શક્યા છે, પરંતુ ભાવોમાં જરા વધારો થતાં તેમને મળતા કામચલાઉ લાભો ભુસાઈ જાય છે અને છેવટે તેઓ પણ ૧૯૩૯ની પૂર્વે હતા તે કરતાં વિશેષ કપરી પરિસ્થિતિમાં જ રહે છે.

કામદાર વર્ગને ઉજળિયાત વર્ગની માફક કપડાલત્તામાં અથવા રીતરિવાજમાં જીવનની રહેણીકરણી જાળવવાની હોતી નથી. મધ્યમ વર્ગ કરતાં કામદાર વર્ગને એક મોટો લાભ. એ છે કે તેમના કુટુંબમાં એક કરતાં વધુ માણસો કામ કરતાં હોય છે. કેટલાક દાખલાઓમાં તો સ્ત્રીવર્ગ પણ મજૂરી કરતો હોય છે. આમ સંયુક્ત કૌટુંબિક આવકને કારણે, ફુગાવાને લીધે થતા ભાવવધારાની અસર ગરીબ વર્ગ પર પ્રમાણમાં ઓછી થાય છે, જ્યારે મધ્યમ વર્ગ માટે એવી પરિસ્થિતિ નથી રૂપિયા ૧૦૦ થી ૫૦૦ની આવક કરનાર વ્યક્તિઓ, જેમને માથે પોતાનાં પુત્રપુત્રી-ઓના ઉછેરની જવાબદારી હોય છે અને જેમણે વૃદ્ધાવસ્થાને લક્ષમાં રાખીને જોગવાઈ કરવાની હોય છે, તેઓ ભાગ્યે જ પોતાનું પૂરું કરી શકતા હોય છે. એમનું જીવનધોરણ ચોક્કસ નીચું પડ્યું છે. એમની શારીરિક શક્તિ ઘટી છે. એમની મોટા ભાગની બચત વપરાઈ ગઈ છે અને તાત્કાલિક જરૂરતોને પૂરી પાડવા કુટુંબ તથા વૃદ્ધાવસ્થા અંગે કરેલી જોગવાઈમાં એમને મોટો કાપ મૂકવો પડે છે. પરિસ્થિતિ ટૂંકે સમયમાં સુધરશે એવી કોઈ અમર આશામાં તેઓ આ બધું કરી રહ્યા છે. પણ ક્યાં સુધી ?

ફુગાવાનો સામનો કરવાના સરકારના પ્રયાસોને માનવામાં આવતી હતી તેટલી સફળતા મળી નથી એ નોંધ લાચારીએ લેવી જ પડે છે. ગયા વર્ષના ઠેઠ ઓકટોબર માસમાં હિંદના વડા પ્રધાને જણાવ્યું હતું કે ભાવવધારો અંકુશ હેઠળ આવી ગયો છે અને તેનાં પરિણામો તુરત જ નજરે પડશે. પોતાના અંદાજપત્રના નિવેદનમાં આપણા ફીનાન્સ મિનિસ્ટરે પણ દેશને એવી ખાતરી આપી હતી કે એપ્રિલ માસ સુધીમાં ભાવો નિશ્ચિત રીતે નીચા ઊતરશે ! હજી સુધી તો જનતાને ભાવોના વિષયમાં એવાં હિતકારી પરિણામો જોવા મળ્યાં નથી. નિયમન (કોન્ટ્રોલ) હેઠળના ભાવોવાળા જ જીવનખર્ચના આંકમાં, નાની વધઘટોથી સામાન્ય જનતાને કશો લાભ થતો નથી. એ લાભ તો છૂટક માલ વેચનારાઓ અને દુકાનદારો લઈ જાય છે. આપણી જરૂરત છે, ૨૦ થી ૩૦ ટકા, નજરે દેખી શકાય એવા સારા જેવા ભાવ ઘટાડાની અને ભાવો વધુ ઘટે એવી ખાતરીની; જેથી કરીને માલ ભરી રાખનારા દુકાનદારો સંઘરો કરતાં અચકાય અને બજારમાં ખરીદનારાઓ કરતાં વેચનારાઓ વધુ રહે.

મધ્યમ વર્ગને પોતાના ઘરની ફરનિચર સામગ્રી અને બીજી વસ્તુઓનો લાંબા સમય પર્યંત ઉપયોગ કરવો પડ્યો છે અને પરિણામે તેના વગર ચલાવી લેવું પણ પડ્યું છે; કારણ એની જગ્યાએ બીજી વસ્તુઓ વસાવી લેવાનાં તેની પાસે નાણાં નથી આનું પરિણામ એ આવ્યું છે કે સામાન્ય જનતાનું પ્રજામાં ખમીર ઘટ્યું છે અને પ્રજામાં સામાન્ય લાંચરુશવતની બદી વધી છે. દરેક વ્યક્તિને, અપ્રામાણિક બનવાની,

તેની ઇચ્છા હોય તો યે તક સાંપડતી નથી, પરંતુ હિંદમાં આજે જે માણસો, કોઈ પણ જલદી રીતે પૈસો કેમ મેળવી લઉં એમ માને છે તેમને માટે સામાન્ય વાતાવરણ વધુ અનુકૂળ છે આ વિષયમાં હિંદના મધ્યમ વર્ગની પ્રજાને જ સૌથી વધારે સહન કરવું પડે છે કારણકે ખેડૂત કે કામદાર વર્ગ કરતાં તેમની આર્થિક વિટંબના વધુ તીવ્ર છે ખેડૂતને ઊંચા ભાવો મળી રહે છે, જ્યારે કામદાર વર્ગ વધુ મોંઘવારી ભથ્થાં અને બોનસ માટેની પોતાની શરતો સ્વીકારાવી શક્યો છે

આ હકીકત મને અત્યંત ખેદજનક લાગે છે, કારણકે રાષ્ટ્રની કરોડરજ્જુને બિનજરૂરી રીતે આ દારુણ ઈજા પહોંચી રહી છે રાષ્ટ્રીય સરકારે જ્યારે સત્તાનો સ્વીકાર કર્યો ત્યારે યોગ્ય આર્થિક પગલાઓ લેવામાં આવ્યાં હોત તો આ પરિસ્થિતિને ચોક્કસ નિવારી શકાઈ હોત જે આર્થિક પગલાં આજ સુધી લેવામાં આવ્યાં છે તે તદ્દન અયોગ્ય અને અધૂરાં પુરવાર થયાં છે, કારણકે વિચાર અને સદ્ભાવને બદલે નર્યાં સૂત્રોમાંથી એ માટેની પ્રેરણા લેવાઈ હતી અને ધનિક વર્ગને ચોક્કસ નુકસાન પહોંચાડવાની એની પાછળની ગણતરી હતી ચાલુ વપરાશની ચીજ-વસ્તુઓના ભાવ નીચે ઊતર્યા નથી ત્યારે એ વસ્તુ નોંધપાત્ર બને છે કે મૂડીનાં રોકાણોના અને શેરોના ભાવ ઘણા જ નીચા ગયા છે માલમિલકત ધરાવનારાઓને સર્વત્ર વિષમ સંજોગોનો સામનો કરવો પડે છે નવા અને જટિલ કાયદા-કાનૂનો વડે મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોનાં પ્રયાસોને પરિણામે અમુકયામતોના ભાવો ઘટી જવા પામ્યાં છે, પરંતુ તેમનાં પગલાંની અસર ઘરગથ્થુ અને ચાલુ વપરાશની ચીજોના ભાવોની ઉપર કશી થઈ નથી

આ બધા ઉપરાંત, પ્રાંતિક સરકારોએ લગભગ બધા જ પ્રાંતોમાં વેચાણવેરો નાખવાનું જે અયોગ્ય પગલું ભર્યું છે તેની પણ નોંધ લેવી જોઈએ આ વેચાણવેરાનો ભાર બીજા કોઈ પણ વર્ગ કરતાં મધ્યમ વર્ગ ઉપર વિશેષ પડે છે

જે દેશના મધ્યમ વર્ગને કંગાળ અને અસહાય બનાવી દેવામાં આવે છે તે દેશ વૃદ્ધિ કે સમૃદ્ધિમાં આગળ વધી શકતો નથી કારણકે મધ્યમ વર્ગમાંથી જ વધુ સાહસિક વેપારીઓ જન્મે છે, અને એ જ વર્ગમાંથી સારા વહીવટકર્તાઓ અને કારીગરના નિષ્ણાતો વિકાસ પામે છે મધ્યમ વર્ગને થતી હાનિમાંથી વિપરીત પરિણામ આવે છે એનો અનુભવ જર્મનીને પ્રથમ વિશ્વયુદ્ધ પછી થયો હતો અને એના પ્રત્યાઘાતરૂપે હિટલરવાદ જન્મ પામ્યો હતો એ જ રીતે એનો અનુભવ ચીની પ્રજાને છેલ્લાં ૨૦ વર્ષમાં થયો છે અને એને પરિણામે સામ્યવાદ ચીનમાં વર્ચસ્ ભોગવી રહ્યો છે હિંદને માટે કોઈ અમંગલ આગાહી કરવી મને ઉચિત લાગતી નથી, પરંતુ હું એટલું જ દર્શાવવા માગું છું કે આ દેશનો સૌથી વધુ મહત્ત્વનો પ્રશ્ન ફુગાવાને નાબૂદ કરવાનો છે જેથી હિંદના મધ્યમ વર્ગમાં આશાનો અને શક્તિનો ફરી સંચાર થાય લોકોની એ જ એક સર્વસામાન્ય આપત્તિને કારણે સમાજવાદીઓ અને સામ્યવાદીઓ ફૂલેફાલે છે જનતાનું વ્યાપક દુર્ભાગ્ય સમાજવાદીઓને અને સામ્યવાદીઓને એના ચિત્તમાં વિદ્રોહાત્મક વિચારોનાં બીજ રોપવાનો અવકાશ પૂરો પાડે છે-જાણે સરકારીતંત્ર જેમના હાથમાં છે તેમને સ્થાને બીજાઓ આવે તો તેનાથી આર્થિક ક્ષેત્રે કોઈ જાદુઈ અસર થઈ જવાની હોય ! જ્યાં આર્થિક કાયદાઓનું પૂરું જ્ઞાન છે ત્યાં અર્થવિજ્ઞાનમાં જાદુ જેવી કોઈ વસ્તુ નથી સરકાર એ

ઇચ્છે તો, એવા ચોક્કસ નિયમો અર્થશાસ્ત્રમાં છે કે જેનાથી તે પોતાની ઇચ્છા પ્રમાણે ઊંચા-નીચા ભાવોને આવેગ કે પ્રેરણા આપી શકે; કારણકે દેશમાંનો અને વિદેશો સાથેનો વ્યાપાર ઘણે મોટે અંશે અંકુશ હેઠળ છે, તેમ જ ચલણ પર પણ નિયંત્રણ છે. જો આ હકીકત આપણા દિલ્હીમાંના શાસકોને નહીં સમજાય અને જો ઉપાયાત્મક પગલાંઓ તાત્કાલિક નહીં લેવાય તો વખત જતાં મધ્યમ વર્ગની વિપત્તિ વધુ ભયંકર બની જશે.

આજે ય એવા કેટલાય લોકો છે, જેઓના હોઠ પર એવો પ્રશ્ન છે કે સામ્યવાદ હેઠળ શું જીવન આનાથી વધુ કપરું હોઈ શકે? પરિસ્થિતિનું આ પ્રકારે અવલોકન કરવું એ બુદ્ધિહીનતાની નિશાની છે, પરંતુ પોતાનાં વિપત્તિકાળમાં આથી વિશેષ સારું રોજના દુખિયા લોક કાંઈ જ વિચારી શકે એમ નથી.

આ પ્રકારની વિચારણા બુદ્ધિહીન છે, કારણકે સામ્યવાદના પ્રચાર સાથે બીજાં એવાં અનેક વિનાશક તત્ત્વોની વણજાર ચાલી આવે છે, જેની અસર આજની વિપત્તિજનક સ્થિતિ કરતાં મધ્યમ વર્ગ ઉપર વિશેષ આકરી નીવડે એમ છે.

કોંગ્રેસ સરકાર કે પ્રાંતિક પ્રધાનમંડળો નિષ્ફળ નીવડ્યાં છે, એવી માત્ર ટીકા કરવાથી કશું વળે એમ નથી. ફુગાવો અટકાવી દે એટલું જ નહીં પરંતુ ભાવો નીચી સપાટીએ આવી જાય એવાં પગલાં ભરવાની, મધ્યસ્થ પ્રધાનમંડળ, નાણાંખાતું અને રિઝર્વ બેન્કને ફરજ પડે એ રીતે, જાહેર જનતાનો સંગઠિત અભિપ્રાય સર્વત્ર મજબૂતીથી વ્યક્ત થાય એ જરૂરી છે.

આની અસર થોડાક ઉદ્યોગો કે કારખાનાંઓ ઉપર શી થશે તેની ચિંતા કર્યા વિના, સામાન્ય જનતાના હિતમાં આ કાર્ય કરવું જોઈએ. કેટલાક ઉદ્યોગો ને કારખાનાંઓ ફુગાવાને કારણે પુષ્કળ કમાણી કરી શક્યાં છે. આમ છતાં એમના શેરોની કિંમતો ઘટી ગઈ છે અને સરકાર નાણાકીય પગલાંઓ દ્વારા ભાવોને નીચે ઉતારવાનો નિર્ણય કરે તો એનાથી તેમને હંમેશનું કાંઈ વધારે નુકસાન થવાનો સંભવ નથી.

સરકારે પોતાના હિત ખાતર પણ આટલું કરવું જોઈએ; નહીં તો મુલકી અને લશ્કરી ખાતાંઓ, જે એની સાથે સંકળાયેલાં છે તેમને સામ્યવાદીઓનો અને વિદ્રોહાત્મક વિચારસરણીનો પાસ લાગશે. પરંતુ એથીયે વિશેષ જરૂરિયાત તો દેશની કરોડરજ્જુ જેવા મધ્યમ વર્ગના હિતને ખાતર તાત્કાલિક પગલું ભરવાનું છે.

નામદાર ગવર્નર જનરલ રાજગોપાલાચારીએ મુંબઈમાં મધ્યમવર્ગના માણસોને કામદાર વર્ગનાં કાર્યો શરૂ કરવાની સલાહ આપી ! એટલે મધ્યમવર્ગ ખતમ થઈ ગયો અને પાછો ઊભો નહિ થાય એમ માનવું ? ભાઈભાંડુ અને સગાસાસરિયામાં મધ્યમ વર્ગનો યુવક ઝાડુવાળો કે ટાંગાવાળો કે મજૂર બની જાય તો તુરતમાં તો સામાજિક મુશ્કેલીઓ જ ઊભી થાય, આવી અયોગ્ય અને ઘણે ભાગે અશક્ય સલાહ આપવાને બદલે શ્રી. રાજગોપાલાચારી મક્કમપણે વસ્તુઓના ભાવો ત્રીસ ટકા નીચે લઈ જવાનો પ્રયાસ સરકાર કરે તેમ બોલ્યા હોત તો તે પ્રજાને વધુ હિતકારક થઈ પડત. સામાન્ય જનતાની રાજકીય શાંતિ અને તેનો આર્થિક ઉદ્ધાર બીજા કોઈ પણ માર્ગથી યોજી શકાય તેમ નથી.

*

# બૌદ્ધ ધર્મ

મુનિશ્રી મતબાલજી

જગતના મોટા ભાગના ધર્મપ્રવર્તકોનું જન્મસ્થાન એશિયા ખંડ છે તેમાં હિંદુ, બૌદ્ધ જૈન ને શિખ ધર્મદીપકોની જન્મદાતા ભારતભૂમિ છે આમાં બૌદ્ધ ધર્મ ભારે ભારતની ભૂમિ જન્મી હિંદ બહાર વિસ્તાર પામ્યો હોય છતાં ય હજી 'બુદ્ધં સરણં ગચ્છામિ, ધમ્મં સરણં ગચ્છામિ, સંઘં સરણં ગચ્છામિના સૂરો હવામાં લહેરાય છે પંડિત રાહુલ સાંકૃત્યાયન અને થોડાં જ સમય પર વિદેહ થયેલા ધર્માનંદ કોસંબીએ મોંઘી સોરભથી હિંદનો દેહ પુલકિત કર્યો છે એક ધર્મના પ્રખર જ્ઞાતા અન્ય ધર્મ ઉપર સમભાવથી ને ઊંડાણથી ભારે યા લખે ત્યારે ધર્મના રહસ્યો વધુ સુંદર રીતે આપણી સમક્ષ રજૂ થાય છે।

વૈદિક ધર્મનો પરિચય કરી લીધા પછી આપણે હિંદમાં જન્મેલા બીજા ધર્મોનો પરિચય કરીએ. ઈ. સ. પૂર્વે લગભગ છઠ્ઠા સૈકામાં, હિમાલયની તળેટીમાં આવેલા કપિલવસ્તુ નામના નગરમાં શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો મોટી ઉંમરે એમને એક પુત્ર પ્રાપ્ત થયો તેનું નામ સિદ્ધાર્થ રાખવામાં આવ્યું તેમને શાક્યસિંહ તરીકે પણ ઓળખવામાં આવે છે તેમના જન્મ વખતે જ જોષીએ આવીને કહ્યું હતું કે 'કાં તો આ મહાન ચક્રવર્તી રાજા થશે કે કાં તો મહાન યોગી થશે 'આ વાત સાંભળ્યા પછી શુદ્ધોદને સિદ્ધાર્થની ખૂબ જ કાળજી રાખવા માંડી કે જેથી તેને દુઃખમાત્રની ઝાંખી ન થાય યશોધરા નામની રૂપવતી કન્યા સાથે એમનું લગ્ન કર્યું અને એમનાથી એમને રાહુલ નામનો પુત્ર થયો

એક દિવસ એમણે પિતા પાસે નગરભ્રમણ કરવા જવાની ઈચ્છા દર્શાવી રાજાએ શહેરમાં દાંડી પિટાવી અને આખું શહેર શણગારાવી દીધું, જાણે કોઈ ઉત્સવ ન હોય! યુવરાજની આંખે કોઈ દુઃખી દશ્ય ન ચઢે તેની પૂરતી કાળજી રાખવામાં આવી હતી છતાં રસ્તામાં કમરેથી વાંકો વળી ગયેલો એક વૃદ્ધ માણસ નજરે પડ્યો એને જોઈ ને સિદ્ધાર્થ વિચારમાં પડી ગયા કે આ શું? ધોળા થઈ ગયેલા વાળ, મોઢેથી ટપકતી લાળ અને આંખે પીયા હતા સહેજ આગળ ગયા ત્યાં એક પથથી પીડાતો રોગી પડ્યો હતો મોં પર માખીઓ બણબણતી હતી એટલામાં તો ત્યાં થઈને પસાર થતું એવું એક મુડદું જોયું લોકો હાયહાય, કરતા રોતારોતાં જતા હતા એમને થયું આ શું? એમણે કદી આવું દશ્ય જોયું નહોતું સારથિને પૂછ્યું, તો તેણે કહ્યું, 'જરા, વ્યાધિ અને મરણ એ તો જીવનનો ક્રમ છે' આ સાંભળતાં જ એમના દિલમાં તીવ્ર વૈરાગ્ય પેદા થયો આખું જગત દુઃખપૂર્ણ હોય એમ એમને લાગ્યું. એ દુઃખમાંથી તારવાનો ઉપાય શોધી કાઢવો એવો એમણે નિશ્ચય કર્યો અને રાત્રે વહાલી પત્ની અને રાહુલને છોડી જ્ઞાનની શોધમાં તેઓ ચાલી નીકળ્યા

તેમણે ખૂબ ઉગ્ર તપસ્યા શરૂ કરી છ વર્ષ સુધી દેહ મન કર્યું છેવટે માત્ર ચામ અને હાડકાં રહ્યાં એક દિવસ કેટલીક નાચનારીઓ ત્યાં થઈને જતી હતી તેમની સાથે વાદ્ય વગાડનારી પણ હતી નાચનારીઓએ કહ્યું જો એ વાદ્યને બરાબર મેળવજો, વાદ્યના તાર ઢીલા પણ ન રાખશો તેમ બહુ તંગ પણ ન કરશો, નહીં તો મીઠાશ નહીં આવે' આ શબ્દો સિદ્ધાર્થને કાને પડ્યા અને તે વિચારમાં પડી ગયા 'ઢીલા પણ ન રાખશો, તેમ વધુ તંગ પણ ન કરશો' આ વસ્તુ

પોતાના જીવન સાથે સરખાવવા લાગ્યા. શું જે મારા આ જીવનરૂપી વાદ્યને તંગ તો નથી કર્યું ને ? એમને પોતાની જ સાધનાની ભૂલ સમજાઈ અને તરત જ મધ્યમ માર્ગ સ્વીકાર્યો. અતિ રાગ, અતિ વૈભવ, અતિ મોજમજાહ નહીં તેમ માત્ર શુષ્ક ત્યાગ પણ નહીં. જીવનના બધા ક્ષેત્રોમાં મધ્યમ માર્ગ. માત્ર નિવૃત્તિ પણ નહીં, તેમ માત્ર પ્રવૃત્તિ પણ નહીં એવો જ એ માર્ગ એમને લાધ્યો. પછી શરીરના પોષણપૂરતું અનાજ લેવા માંડ્યું.

એક રાત્રે ધ્યાનસ્થ થઈને તે બેઠા હતા. ત્યાં એમના અંતરમાં પ્રકાશ થયો અને તેમને જ્ઞાન પ્રાપ્ત થયું. જગત મોહમાયાની જે ઘોર નિદ્રામાં પડ્યું છે તેમાંથી તે જાગ્યા–બુદ્ધ થયા. અને એમણે જે ધર્મનો પ્રચાર કર્યો તે બૌદ્ધ ધર્મના નામે ઓળખાવા લાગ્યો.

અશોક ચક્રવર્તીના સમય પછી હિંદમાં જ નહીં પણ બીજા દેશોમાં પણ તેણે પોતાનુ સ્થાન મહત્ત્વનું જમાવ્યું. તે પછી અહીંના ઘણા સાધુઓ ચીન, જાપાન, બ્રહ્મદેશ, સિલોન વગેરે દેશોમાં પહોંચી ગયા અને ત્યાં આ ધર્મનો ફેલાવો કર્યો. જો કે આનું એક પરિણામ એ આવ્યું કે આ ધર્મનું લક્ષ્ય બહાર બહુ જવાથી અહીં એનું જોર ધીમેધીમે ઓછું થવા લાગ્યું અને તે જ સમયમાં જગદ્ગુરુ શંકરાચાર્ય જેવા સમર્થ વિદ્વાન થયા. તેમની પ્રતિભા અને વિદ્વત્તાને લીધે બૌદ્ધ ધર્મ પર એમની અસર થઈ અને બૌદ્ધ ધર્મની વિચારધારાએ એમના પર અસર કરી. આથી જ તેમને કોઈ 'પ્રચ્છન્ન' બૌદ્ધ પણ કહે છે બૌદ્ધ સંસ્કૃતિ વૈદિક અને જૈન બંને સંસ્કૃતિના જોડાણરૂપ બનવાથી પણ તે હિંદમાંથી વિદાય પામી એટલે કે હિંદુ ધર્મે બુદ્ધને પોતાના અવતારી પુરુષ તરીકે સ્વીકારી લીધા. આથી હિંદમાંથી એ ધર્મ નષ્ટ જેવો થઈ ગયો પણ એમ મનાય કે દૂરના દેશોમાં બૌદ્ધ ધર્મની મહાન અસર થઈ. એમના અનુયાયીઓની બહુ મોટી સંખ્યા છે. દુનિયાની વસ્તીની દૃષ્ટિએ જગતમાં મોટામાં મોટો એ ધર્મ છે. સમય જતાં મૂળ ધર્મમાં પણ મતમતાંતરો પેદા થયા. એની મુખ્ય બે શાખો છે: (૧) હીનયાન અને (૨) મહાયાન. યાન એટલે માર્ગ. અને હીન એટલે નાનો, એટલે નાનો માર્ગ. આ હીનયાન માર્ગવાળાઓ મૂળ પાલી ભાષામાં ત્રિપિટકમાં જે માર્ગ બતાવ્યો છે, તેને જ માને છે. ત્રિપિટકમાં ચાર આર્ય સત્યો અને તેને પ્રાપ્ત કરવાના સરળ માર્ગ–જેવા કે પંચશીલ, અષ્ટશીલ, દસશીલ અને આર્ય અષ્ટાંગ માર્ગ–નું જ વર્ણન આવે છે આ શાખા ખાસ કરીને દક્ષિણના દેશો–સિંહલદ્વીપ, બ્રહ્મદેશ અને સિયામમાં ખૂબ ફેલાવો પામી છે.

પાછળથી ત્રિપિટકમાં સત્યોનું ખૂબ ઊંડાણ થયું છે અને સંસ્કૃત વગેરે ભાષામાં ઉત્તમ અને વ્યવસ્થિત રીતે તત્ત્વજ્ઞાન રજૂ કરાયું છે. તે સર્વ ગ્રંથોને જેઓ માને છે તે મહાયાની કહેવાય છે. એમાં ભક્તિ-યોગના વિચારો પણ આવે છે, અને બુદ્ધ દેવને ઈશ્વર તરીકે માની એમના અનેક અવતારોના વર્ણન પણ આધારભૂત મનાય છે. હીનયાન પંથમાં વ્યક્તિગત ઉત્કર્ષ પર ખૂબ જોર અપાયું છે, જ્યારે મહાયાન માર્ગી પોતે મુક્ત થવું એની સાથે બીજાને પણ નિર્વાણને પંથે લઈ જવાને વધુ અગત્યનું માને છે. મહાયાન પંથ ખાસ કરીને નેપાળ, તિબેટ, ચીન, કોરિયા, જાપાન વગેરે દેશોમાં ખૂબ પ્રચલિત છે.

જૈનધર્મની જેમ આ ધર્મના મુખ્ય ગ્રંથો પણ મૂળ લોકભાષા–પાલી ભાષામાં લખાયેલા છે. કેટલાક પછીથી સંસ્કૃતમાં પણ રચાયા છે. તિબેટ, ચીન, જાપાન વગેરે

કેરોની ભાષામાં પાલી અને સંસ્કૃત ગ્રંથોના અનુવાદો મળે છે બૌદ્ધ ધર્મનો સૌથી પ્રચલિત ગ્રંથ ત્રિપિટક નામે ઓળખાય છે અને તે પાલી ભાષામાં છે પિટકનો અર્થ પેટી અથવા ટોપલી થાય છે વિનયપિટક, સુત્તપિટક, અભિધર્મ પિટક એમ મુખ્ય ત્રણ પિટકો છે વિનયપિટકમાં સાધુઓએ કેમ વર્તવુ તેની વાતો આવે છે અને સાદી કથાઓ દ્વારા બોધ આપવામાં આવ્યો છે સુત્તપિટકમાં સિદ્ધાંતો રસિક રીતે રજૂ કરવામાં આવ્યા છે અભિધર્મપિટકમાં સિદ્ધાંતોની વધારે બારીકાઈથી છણાવટ કરવામાં આવેલી છે

આ ઉપરાંત લલિત વિસ્તાર સુખાવતી વ્યૂહ વગેરે સંસ્કૃત ગ્રંથો છે ધમ્મપદ એ બૌદ્ધ ધર્મના સારરૂપ પુસ્તક છે જાતક કથાઓમાં બુદ્ધના પૂર્વ જીવનની સુંદર વાતો આવે છે

હિંદમાંથી બૌદ્ધ ધર્મે લગભગ વિદાય લીધી છે, છતાં પણ એ સંસ્કૃતિની અસર હજુ પણ આપણી સંસ્કૃતિ અને ખાસ કરીને શિલ્પ પર તો ખૂબ જ છે બૌદ્ધ ધર્મના અનુયાયીઓ તો હવે આપણે ત્યાં ગણ્યાગાંઠ્યા જ મળે છે છતાં રાહુલ સાંકૃત્યાયન, ધર્માનંદ કોસંબી વગેરેના પ્રયત્નથી બૌદ્ધ સાહિત્યમાંથી આપણને ખૂબ પ્રેરણા મળી રહી છે

બુદ્ધે પ્રવર્તાવેલા માર્ગને ચતુર્યામી માર્ગ પણ કહી શકાય કારણકે એમણે ચાર આર્ય સત્યો ઉપદેશ્યાં છે

(૧) દુઃખ, (૨) સમુદય, (૩) માર્ગ અને (૪) નિરોધ.

સંસારનાં દેખાતાં સુખ માત્ર ક્ષણિક છે આ સંસાર દુઃખરૂપ છે, એ દુઃખના કારણને સમુદય કહે છે એમાંથી મુક્ત થવાનો માર્ગ આર્ય અષ્ટાંગમાર્ગ છે તૃષ્ણાનો નાશ અને એથી પુનર્જન્મની સાથે જોડાયેલાં દુઃખોથી મુક્તિ મેળવવી તેને નિરોધ કહે છે અથવા બીજી રીતે કહીએ તો મનનો છેદ તે નિરોધ

બુદ્ધભગવાને સાધનાનો જે ક્રમ બતાવ્યો તે આર્ય અષ્ટાંગ નામે ઓળખાય છે તે આ પ્રમાણે છે (૧) સમ્યગ્ દૃષ્ટિ–સારું જ્ઞાન (૨) સમ્યગ્ સંકલ્પ–સારો સંકલ્પ (૩) સમ્યગ્ વાક્–સારી ભાષા (૪) સમ્યગ્ કર્મ–સારાં કર્મ (૫) સમ્યગ્ આજીવ–સારી આજીવિકા (૬) સમ્યગ્ વ્યાયામ–સારો પ્રયત્ન–પુરુષાર્થ (૭) સમ્યગ્ સ્મૃતિ–સારી સ્મૃતિ (૮) સમ્યગ્ સમાધિ–સારી ચિત્તની એકાગ્રતા

એવી જ રીતે આ સંસારને પાર પામવાને કેટલીક 'પારમિતાઓ' ગણાવવામાં આવી છે પારમ્ ઇતા જે પાર પમાડે તે પારમીતા કહેવાય છે દાન, શીલ, ક્ષાંતિ, વીર્ય, ધ્યાન, પ્રજ્ઞા–એ ૭ પારમીતા છે દાન શીલ—ક્રમે તેનાથી આપણે પાર પામી શકીએ છીએ,

પાંચ મહાવ્રતનું સ્થાન એક યા બીજા સ્વરૂપે બધાં જ ધર્મોમાં છે બૌદ્ધ ધર્મમાં એને પંચશીલ કહેવામાં આવે છે જેમકે–

(૧) પ્રાણાતિપાત—અહિંસા (૨) અદત્તાદાન–અસ્તેય, (૩) મૃષાવાદ–સત્ય (૪) મદ્યપાન–કરવું, (૫) બ્રહ્મચર્ય–બ્રહ્મચર્ય

અપરિગ્રહ અહિંસા માટે આવશ્યક છે મદ્યપાન એ કોઈ મુખ્ય વ્રતોમાં ન ગણાવી શકાય, છતાં સામાજિક પરિસ્થિતિને લક્ષ્યમાં લઈ એના પર વધુ ઝોક આપ્યો હોય એમ મને લાગે છે એમાં પાછળથી ત્રણ ઉમેરી અષ્ટાંગ શીલનો ઉપદેશ આપવામાં આવ્યો છે તે ત્રણ આ મુજબ છે (૧) રાત્રિભોજનનો ત્યાગ, (૨) પુષ્પહાર વગેરે સુગંધી પદાર્થ ધારણ ન કરવા અને (૩) સાદડી પર સૂવું

સામાજિક પરિસ્થિતિને લક્ષમાં લઈ પાછળથી બીજાં બે ઉમેરાયાં: (૪) નૃત્ય, વાદિત્રાદિકથી વિરમવું, (૫) સુવર્ણાદિ ધાતુનો પરિગ્રહ ન કરવો.

આપણે જો સૂક્ષ્મ રીતે વિચારીશું તો, એ બધા વ્રતોનો સમાવેશ પાંચ મહાવ્રતમાં થઈ જાય છે. તેવી જ રીતે દશ શિક્ષાઓ પણ છે. તેમાં પાંચ મહાવ્રતો ઉપરાંત (૬) ચાડી-નિંદા ન કરવી. (૭) બકવાદ ન કરવો. (૮) લોભ ન કરવો. (૯) દ્વેષ ન રાખવો. (૧૦) વિચિકિત્સા એટલે શાસ્ત્રોમાં અને પરમાર્થના વિષયમાં સંશય કરવો નહિ તે–આ પાંચનો પણ સમાવેશ થાય છે.

ભગવાન બુદ્ધ ઈશ્વરમાં અને આત્મામાં માનતા નહોતા. જ્યારે કોઈ પ્રશ્ન પૂછતું કે બંધન ક્યાંથી આવ્યું ? ત્યારે તે મૌન સેવતા, અથવા વાર્તાની રોચક શૈલીમાં સુંદર બોધ આપતા. એક દિવસ એમના એક શિષ્યે એવો પ્રશ્ન પૂછ્યો, ત્યારે ભગવાન બુદ્ધે નીચે મુજબ કહ્યું:

'ધારો કે જંગલમાંથી પસાર થતાં તમે તીરથી હણાયેલા હરણને જુઓ તો શું તમે એને પૂછવા લાગશો કે 'તને તીર ક્યારે વાગ્યું? કઈ દિશામાંથી આવ્યું? કોણે માર્યું ? કેટલા વેગથી વાગ્યું ? વગેરે.'

શિષ્યે જવાબ દીધો : 'ના, હું તીરને તરત જ ખેંચી કાઢું !'

બુદ્ધ બોલ્યા : 'બસ ત્યારે આપણે બધા તૃષ્ણારૂપી તીરથી ઘવાયેલા છીએ. છતાં મને સમજાતું નથી કે આપણે તીરને ખેંચી કાઢવાનું ભૂલી શા માટે ફોગટ ચર્ચાઓ કર્યા કરીએ છીએ ? આત્મા હશે કે નહિ કે મોહ ક્યારે આવ્યો એની ચિંતા શા માટે ? હું તો કહું છું કે તમે એ તીરને ખેંચી નાખો. સાધનાને માર્ગે જશો એટલે આત્મનિર્વાણ દ્વારા બધું સહજ જ સમજાશે.'

જો કે પાછળથી મહાયાન ગ્રંથોમાં તો વિજ્ઞાનની રીતે આત્માની પણ રજૂઆત સુંદર રીતે થઈ જાય છે એટલે ઈશ્વર કે આત્મામાં ન માનવા માટે તે નાસ્તિક મત છે એમ કોઈ ન માને. પુણ્ય, પાપ અને નિર્વાણ વગેરેમાં માનનાર નાસ્તિક શી રીતે હોઈ શકે ? માત્ર આત્મા, ઈશ્વરની શુષ્ક ચર્ચામાં ન રોકાઈ રહેતાં સાધનામાં તલ્લીન રહેવા માટે જ તેમણે તે વખતના સંજોગો જોઈ વાતો કરી હતી.

આપણે જોઈશું તો લગભગ બધા જ ધર્મોમાં આદિ પુરુષોએ ઉપદેશ માટે મુખ્ય ઉપયોગ વાર્તાઓનો જ કર્યો છે. નાનીનાની વાતોથી પણ મહાનમાં મહાન સત્ય જનસમુદાયના હૃદય સુધી પહોંચાડ્યાં છે. બુદ્ધભગવાનના ઉપદેશની આ એક ખાસ વિશેષતા છે. તેમણે આપણને ખૂબ સુંદર અને તત્ત્વજ્ઞાનથી ભરપૂર વાતોનો વારસો આપ્યો છે.

બુદ્ધભગવાને પણ મહાવીરસ્વામીની જેમ સંઘ સ્થાપ્યો. પણ એમાં શરૂઆતમાં ત્રણ અંગ હતાં: સાધુ, શ્રાવક અને શ્રાવિકા. સાધ્વીઓને શરૂઆતમાં એમાં સ્થાન નહોતું. એક વખત એમનાં કાકી એમની પાસે દીક્ષા લેવાને આવ્યાં, ત્યારે બુદ્ધભગવાને તેમને દીક્ષા ગ્રહણ કરવાની રજા ન આપી; કારણ-કે તે સ્ત્રી હતાં. એમનાથી આવી આકરી કસોટીમાંથી પસાર ન થવાય એમ તેઓ માનતા હતા. પણ તેમની કાકીનો નિશ્ચય અડગ હતો. તેઓ બુદ્ધની પાછળપાછળ ચાલી નીકળ્યાં. એમનાં કાકીના પગ ખૂબ કોમળ હતા. એમાં ચીરા પડ્યા અને લોહીની ધારા વહેવા લાગી. ત્યારે એક શિષ્યે કહ્યું: 'મહારાજ! આપ માતાજીને દીક્ષા શા માટે નથી આપતા ? જુઓ એમણે કેટકેટલું સહન કર્યું છે!' છેવટે બુદ્ધ ભગવાને દીક્ષા

આપી પણ એમને માટે સાત નિયમો નક્કી કર્યા. એમાંના આ બે સ્ત્રીજાતિ માટે ઠીક ન ગણાય. (૧) સાધુને સાધ્વીએ હમેશાં નમસ્કાર કરવા જોઈએ (૨) સાધુ હોય ત્યાં સાધ્વીએ કોઈ દિવસ ઉપદેશ ન આપવો આ બે વાતો ખૂબ ખટકે તેવી છે જૈનધર્મમાં પણ પાછળથી એવો જ સડો ઘૂસી ગયો છે અને આજે પણ એ જ પ્રમાણે વ્યવહાર થાય છે સાધ્વીજી ૫૦ વર્ષથી દીક્ષિત થયાં હોય અને સાધુ આજે જ દીક્ષિત થયો હોય છતાં સાધ્વીએ સાધુને પ્રણામ કરવા જોઈએ ! આ ખરેખર સ્ત્રીજાતિનું અપમાન છે

જૈનધર્મની જેમ બૌદ્ધધર્મમાં પણ રત્નત્રય છે, પણ તે ગુરુ, ધર્મ અને દેવ કે દર્શન, જ્ઞાન અને ચારિત્ર્યને બદલે નીચે પ્રમાણે છે

बुद्ध सरण गच्छामि ।
धम्म सरण गच्छामि ।
सघ सरण गच्छामि ।

ભગવાન બુદ્ધે મહાવીરની જેમ તે સમયની પ્રચલિત રૂઢ વર્ણાશ્રમપદ્ધતિ સામે જેહાદ પુકારી મહાવીર કરતાં પણ વર્ણાશ્રમ પર સખત પ્રહાર કરી જાતિવાદનાં મૂળ હચમચાવી નાખ્યાં યજ્ઞોમાં થતી હિંસા સામે પણ વિરોધ કર્યો પોતાના તેજથી મોટાભાગના જનસમુદાયનું પરિવર્તન કર્યું

લોકભાષાનો પ્રચાર જૈનધર્મ કરતાં પણ બૌદ્ધ ધર્મ વધુ વ્યાપક કરી શક્યો તેનું અગત્યનું કારણ 'મધ્યમમાર્ગ' હતું જૈનોનો ઝોક ઘણું કરી નિવૃત્તિ તરફ રહેતો પ્રવૃત્તિ ગૌણ બની જતી બુદ્ધભગવાને પ્રવૃત્તિ અને નિવૃત્તિનો સમન્વય સાધ્યો આથી સાધુઓ જનસેવા દ્વારા લોકમાનસને સ્પર્શી શક્યા અને વ્યાપક ક્રાંતિ કરી આજે ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ મિશનરી ઢબે જે કાર્ય કરે છે તેવું જ કામ તેઓએ કર્યું અને દૂરદૂરના દેશોમાં ધર્મદૃષ્ટિથી પ્રેરાયેલા સેવકો મોકલી ધર્મનો પ્રચાર કર્યો નાલંદા જેવી મહાન વિદ્યાપીઠ પણ આ સમન્વય વૃત્તિનું જ કારણ હતું એ વિદ્યાપીઠની વાતો સાંભળી આજે પણ આપણને ગૌરવ થાય છે ૨૦૦૦ વર્ષો પહેલાં પણ ૧૦૦૦૦ વિદ્યાર્થીઓ સાથે રહી અભ્યાસ કરે, દૂરદૂરના દેશોમાંથી પ્રવાસીઓ અને વિદ્યાર્થીઓ આવીને રહે એવી સુંદર શિક્ષણસંસ્થાની હસ્તી આ બૌદ્ધ સાધુઓને આભારી છે ત્યારે આપણને પ્રશ્ન થાય કે બૌદ્ધ ધર્મનો હિંદમાંથી છે. કમ થયો ? તેનાં કારણો મે અગાઉ જણાવેલાં છે જેમકે (૧) સારા સાધુઓનું ધ્યાન વિરોધ ભણી ગયું અને તેમાં જ તે રોકાઈ ગયું (૨) મધ્યમમાર્ગે જેમ લોકપ્રિયતા મેળવી તેમ લોકસંપર્કના અતિશયપણાને લીધે સાધુઓમાં જ્ઞાન અને ચારિત્ર્ય બંનેની દૃષ્ટિએ કંઈક ગાબડાં પણ પડવા લાગ્યાં, એટલે શંકરાચાર્યનાં એ બે ગુણોએ ત્યારના બૌદ્ધ ધર્મ પર ગંભીર અસર કરી જૈનો ટકી રહ્યા કારણકે તેમનું ધ્યાન લોકસેવાને પાછળ મૂકી આત્મસેવા તરફ વધુ હતું એમનો સ્વાધ્યાય શંકરાચાર્ય સામે પણ ટકી રહ્યો જ પૂર્વના બૌદ્ધ સાધુઓનાં તે સમયનાં પ્રવાસનાં વર્ણનો અને જીવન વાંચતાં આજે પણ આપણું હૈયું દ્રવી ઊઠે છે, જેમાંનાં થોડાં ઉદાહરણો નીચે મુજબ રજૂ કરું છું

એક દિવસ પૂર્ણ અમુક પ્રદેશમાં વિહાર માટેની આજ્ઞા લેવા ભગવાન બુદ્ધ પાસે પહોંચ્યો તે પ્રદેશ મ્લેચ્છ પ્રદેશ હતો.

ભગવાન બુદ્ધ પૂર્ણ ! તું જાણે છે કે તે મ્લેચ્છ પ્રદેશ છે ?

પૂર્ણ હા, ભગવાન ! તેથી જ હું ત્યાં જાઉં છું

ભગવાન બુદ્ધ : પણ તું ત્યાં જઈશ કે તરત જ તને જોઈ આખું ગામ બહાર આવશે.

પૂર્ણ : તો તો ઘણું રૂડું.

ભગવાન બુદ્ધ : પણ તે મૂસળથી તારો સત્કાર કરશે.

પૂર્ણ : ભલે, પણ હું મારી વાત એમને સંભળાવીશ.

ભગવાન બુદ્ધ : પણ તે નહિ સાંભળે તો ?

પૂર્ણ : તો હું શાંતિથી ઊભો રહીશ.

ભગવાન બુદ્ધ : તે તારું માથું ભાંગી નાખશે તો ?

પૂર્ણ : બસ, માથું જ ભાંગશે ને ? મારું શરીર તો નહિ છેદે ને ?

ભગવાન બુદ્ધ : તે તારા ટુકડે ટુકડા કરી નાખશે તો ?

પૂર્ણ : ભલે, પણ તે મારા ધ્યેયથી તો મને ચ્યુત નહિ કરે ને ?

આવા દૃઢનિશ્ચયી સાધુઓએ સંસ્કૃતિના પ્રચારનું કાર્ય ઉપાડ્યું હતું અને તેથી જ તેઓ ૨૦૦૦ વર્ષ પહેલાં હિમાલયની ટેકરીઓ ઓળંગી દૂરદૂરના દેશોમાં પહોંચી જઈ જ્ઞાનની જ્યોત પ્રગટાવી શક્યા હતા.

એક વખત ભિક્ષુ મહાતિષ્ય એક રસ્તે થઈને આવતા હતા. માર્ગમાંથી એક સ્ત્રી પસાર થઈ. ભિક્ષુ તો નીચું જોઈ ચાલ્યા ગયા. આગળ જતાં બીજો એક પુરુષ મળ્યો તેણે પૂછ્યું: 'મહારાજ, રસ્તે કોઈ મળ્યું ?'

'હા એક જીવતું હાડપિંજર ચાલ્યું જતું હતું !'

કેવી નિર્મળ દૃષ્ટિ! પસાર થનાર વ્યક્તિ સ્ત્રી હતી કે પુરુષ તેનો ખ્યાલ સરખો યે મહાતિષ્યને નહોતો આવ્યો!

શુભા ભિક્ષુણીનું જીવન પણ એટલું જ ભવ્ય છે. એક દિવસ જંગલમાં એક લપટ માણસ એમની આંખો સામે તાકીતાકીને જોયા કરતો હતો.

શુભાએ પૂછ્યું: 'શું જુએ છે ?'

તેણે જવાબ દીધો : 'તારી આંખ.'

શુભાએ તરત જ નખ મારી આંખ કાઢી તેની સામે ધરી. માણસ તો એવો પીગળી ગયો ! શિયળની બાબતમાં અહિંસક પ્રતિકાર કઈ રીતે થઈ શકે એનો આ નમૂનો છે. આવાં અનેક ભવ્ય પાત્રોએ ધર્મમાં પ્રાણ સીંચ્યો હતો.

શ્રાવક અને શ્રાવિકાઓમાં શુદ્રોને પણ સ્થાન હતું. આ રીતે લોકક્રાંતિ ભાષા, વર્ણાશ્રમમાં ક્રાંતિ વગેરે બાબતોમાં બૌદ્ધ ધર્મ અને જૈનધર્મ બન્નેએ સમકક્ષાએ કામ કર્યું છે. આથી પશ્ચિમના વિદ્વાનો એ બન્નેને એક માનતા હતા. હવે તેઓ સમજ્યા છે કે બન્નેને પોતપોતાના સ્વતંત્ર સિદ્ધાંતો હતા. કરુણા અને વૈરાગ્ય એ બૌદ્ધ ધર્મનું રહસ્ય છે, ત્યારે સ્યાદ્વાદ અને અહિંસા એ જૈનધર્મનુ રહસ્ય છે.

★

સ્વરાજ પાર્ટી જ્યારે ધારાસભામાં ગઈ ત્યારે પંડિત માલવિયાજી પણ એ દ્વારા ચૂંટાઈને ધારાસભ્ય બન્યા. એક દિવસ 'ઈન્ડિપેન્ડન્ટ પાર્ટી'ના એક મુસ્લિમ સભ્યે સ્વરાજ પાર્ટી અને માલવિયાજીના હોમરૂલના ધ્યેયની મશ્કરી કરતાં ઉર્દૂમાં એક શેર કહ્યો :

**'કહેતે હૈં માલવીજી હમ હોમરૂલ લેંગે, હોમરૂલ તો ક્યા ગુલરકા ફૂલ લેંગે.'**

ગુલરનાં ઝાડને કદી ફૂલ નથી થતાં એવો કટાક્ષ એમાં હતો. તરત પંડિતજીએ સામો શેર બનાવી ફટાદી જવાબ આપ્યો :

**'જબ હોમરૂલ હોગા બરબેંક પૈદા હોંગે' તબ તો જનાબ હાં હાં ગુલર ભી ફૂલ દેંગે.'**

જ્યારે સ્વરાજ આવશે ત્યારે કાંટાળાં ઝાડો પર ફૂલ ઉગાડી શકનાર અમેરિકન વૈજ્ઞાનિક બરબેંક જેવા વિજ્ઞાનીઓ પણ હિંદમાં જન્મ લઈ ગુલરને ફૂલ દેતા કરી મૂકશે!

×

# સાધુસંઘ

## ડૉ. સુમંત મહેતા

આપણું સૌભાગ્ય છે કે નવયુગના સૂર્યોદયે સ્ત્રીસમાજ તથા આમવર્ગની સાથોસાથ સાધુસંતોમાં પણ ચેતન આવ્યું છે. સાધુ સંન્યાસીઓ મુનિઓ ને સંતોના આત્મશ્રેયાર્થે વનમાં આશ્રમો સ્થાપી હરિધ્યાન કરવાની ને શ્રેયાર્થીઓને પ્રેરણા આપવાની પ્રાચીન પ્રણાલિકા તો દૂર રહી પણ સંસારીઓને જીવ ને જગતના મર્મ સમજાવવાની તેમની સંસ્કારપ્રવૃત્તિમાંથી પણ તેઓ ચલિત થયા છે. છેલ્લા વર્ષોમાં સાધુઓમાં સડો પેસવાથી તેઓ સમાજને ભારરૂપ બનવા લાગ્યા છે. જનસમાજના ઉદ્ધાર માટે તેઓ ઉપેક્ષાવૃત્તિ સેવી રહ્યા છે. એવા સંજોગોમાં મહાગુજરાત સાધુસંઘ જેવી એક સંસ્થાની સ્થાપના થાય એ બનાવ ગુજરાતના ઇતિહાસમાં નોંધવા લાયક લેખાવો જોઈએ. આપણા સમાજજીવનની આવી એક યાદગાર બીનાની નોંધ ગુજરાતના એક અગ્રિમ સમાજસેવકને હાથે લખાય એ આનંદજનક છે. જેમનું આખું યે કુટુંબ સંસ્કારી છે, કેળવાયેલ છે અને એક કે બીજી રીતે ગુજરાતના જીવન સાથે સંકળાયેલ છે, તે આપણા પ્રખર સામાજિક કાર્યકર ડૉ. મહેતાની પ્રસાદી આ લેખ દ્વારા પ્રથમ વાર 'અખંડ આનંદ'ના વાચકોને પ્રાપ્ત થાય છે. ઉત્તરોત્તર એમની સાથે તો આપણો સંબંધ વધતો રહે એમ ઇચ્છીએ.

• •

બ્રિટિશ કંપનીએ અને પછીથી બ્રિટિશ સરકારે હિંદેશનો કબજો લીધો ત્યારથી સ્વાભાવિક રીતે આપણી પ્રજામાં પશ્ચિમની સંસ્કૃતિની વિચારસરણીનું જોર જામ્યું હતું. તેનો વિરોધ રાજા રામમોહન રાયે શરૂ કર્યો અને બંગાળામાં બ્રહ્મસમાજની સ્થાપના થઈ. સ્વામી દયાનંદ સરસ્વતીએ આર્યસમાજની સ્થાપના કરી. મૅડમ બ્લાવાટ્સ્કી (રૂસ બાઈ) અને શ્રીમતી એની બિસન્ટે થિયોસોફિકલ સોસાયટીની સ્થાપના કરી. આવી રીતે આપણા દેશમાં ઓગણીસમી સદીના પાછલા ભાગમાં નવું ધાર્મિક ચેતન આવ્યું અને આપણા ધાર્મિક જીવનમાં નવા આંદોલનો શરૂ થયા.

આપણી પ્રજાનું સામાજિક જીવન (તેમાં રાજકીયનો પણ સમાવેશ થઈ જાય છે) મંદ પડી ગયું હતું. તેમાં નવો પ્રાણ પુરાયો. રાજકારણમાં મુખ્યત્વે અંગ્રેજી ભણેલો વર્ગ જ રસ લેતો હતો. તે સ્થિતિ ૧૯૧૬ પછી બદલાઈ અને વેપારી વર્ગ તેમાં રસ લેવા માંડ્યો. બારડોલીની લડતથી ખેડૂત વર્ગ જાગૃત થયો, ૧૯૩૦ની લડતમાં સ્ત્રીવર્ગ ખળભળી ઊઠ્યો અને ૧૯૪૨ સુધીમાં લગભગ આખા દેશની બધી પ્રજા જાગૃત થઈ ગઈ.

•

પરદેશી રાજ્યના વાતાવરણમાં સાધુ સમાજની પણ અધોગતિ થઈ હતી અને જો કે સારા સાધુઓ પોતાની ઉન્નતિ માટે પ્રયાસ કરી રહ્યા હતા છતાં જનસમાજની સુધારણા પ્રત્યે ઉદાસીન રહેતા હતા. નવા યુગના સાધુઓ પોતાની ફરજ, પોતાનું કર્તવ્ય સમજતા હતા, પણ સાધુઓનું કોઈ પણ પ્રકારનું સંગઠન થયું નહોતું. ઘણાય સાધુઓ (વ્યક્તિગત) પ્રજાની ઉન્નતિ થાય એવો ઉપદેશ આપતા, પગતળ દબાયેલી પ્રજાને જાગૃત કરીને તેમનામાં આત્મશ્રદ્ધા રેડતા. ઘણા સાધુઓ કેળવણી આપતા અને દરિદ્રનારાયણની સેવા પણ કરતા. આવાં જનસેવાનાં કાર્યોમાં રામકૃષ્ણમિશન અને કાળી કામળીવાળાના સાધુઓએ ઘણો સુંદર ફાળો આપ્યો છે. આવાં બીજાં મંડળો જરૂર આ વિશાળ

દેશમાં હશે અને તેના હેવાલો આ માસિકમાં પ્રગટ થાય એવું હું ઇચ્છું છું.

આવી રીતે સાધુસમાજમાં ધારી જાગૃતિ આવી હતી એટલામાં મદ્રાસ અને મુંબઈ સરકારે ધાર્મિક સંસ્થાઓ તથા ધાર્મિક ફંડોને અંગે તપાસ કરવાની એક સમિતિ નીમી. આ સમિતિએ પ્રશ્નાવલિ છપાવીને પ્રજાના અભિપ્રાયો મંગાવ્યા. તેમણે અમુક અમુક મનુષ્યોની જુબાની પણ લીધી. આ પ્રશ્નાવલિના ઉત્તરો સાધુઓ તેમ જ ગૃહસ્થીઓ આપી શકે એમ હતુ અને જુબાની પણ આ બન્ને વર્ગને આપવાની હતી. છતાં સરકારની જાહેરાત અંગ્રેજી ભાષામાં હોવાને લીધે પ્રજાજનોએ જોઈએ તેટલો સહકાર સરકાર સાથે કર્યો નહોતો.

આ પ્રસંગે કેટલાક આધુનિક કેળવણી પામેલા સાધુઓ તથા ગૃહસ્થીઓને વિચાર સ્ફુર્યો કે જો સાધુઓનું સંગઠન થઈ શકે તો (૧) હાલમાં દેશમાં જે અધર્મનું વાતાવરણ ફેલાઈ રહ્યું છે તે નષ્ટ કરી શકાય, (૨) સાધુઓની જનસમાજ પ્રત્યે જે ફરજ છે તે અદા કરી શકાય અને (૩) સાધુસમાજમાં જે સડો પેઠો હોય તે દૂર કરી શકાય.

"ધર્મના નામે પ્રચલિત વિચાર તેમ જ આચારમાં તથા ભિન્નભિન્ન સંપ્રદાયો અને વ્યક્તિઓ તરફથી થતા પ્રચારમાં સમયાનુવર્તિત્વનો અભાવ દેખી ઘણા વિચારશીલ સાધુ-મહાત્માઓ તેમ જ સજ્જનો ચિંતન કરી રહ્યા હતા કે ચાલુ યુગને અનુકૂળ રીતે ધર્મના વિશાળ પ્રચારક્ષેત્રમાં ફેરફારો કરવાની જરૂર છે. ઉપરાંત હાલના સમયમાં ધર્મના નામે જે માત્ર વાણીવિલાસ ચાલે છે તથા કિંકર્તવ્યમૂઢતા અનુભવાય છે તેને સ્થાને વાણી અને કર્મની એકવાક્યતા હોવી પરમ આવશ્યક છે. સાંપ્રતકાળના આ કાર્ય કોઈ એક વ્યક્તિથી થવું અતિ મુશ્કેલ છે; તેને માટે વ્યવસ્થિત સામુદાયિક પ્રયત્ન જરૂરી છે એ પણ સમજાયુ છે."

આવા સંયોગોના ઉત્તેજનથી ભિન્નભિન્ન સંપ્રદાયોના થોડાએક સાધુઓ તથા સજ્જનો ગયા માર્ચની આખરે વડોદરામાં એકઠા થયા. સૌએ સહાનુભૂતિ બતાવી ને મોટું સંમેલન ભરવાની ઇચ્છા ઉત્સાહથી બતાવી. ત્રણ માસ પછી જુલાઈની ૨-૩ તારીખે નડિયાદના સંતરામ મંદિરની અંદર સંમેલન ભરાયું. ઉતારાની તથા ભોજનની બધી વ્યવસ્થા મંદિરના મહંતશ્રીએ કરી હતી.

આ સંમેલનમાં લગભગ સાઠેક સાધુ-સંન્યાસીઓ એકઠા થયા હતા. તેમાં જૈન-સાધુઓ ભાગ ન લઈ શકયા કારણકે તેમનો ચાતુર્માસ શરૂ થઈ ગયો હતો. જે સાધુઓ હાજર રહ્યા હતા તે અનેક પંથ-સંપ્રદાયના હતા, એ આ સંમેલનનું આકર્ષક લક્ષણ હતું સાધારણ રીતે સમાજમાં તેમ જ સાધુઓમાં માન્યતા એવી છે કે આ વિરક્ત, સ્વતંત્ર મિજાજના લહેરી સાધુઓ એકઠા થઈ શકે જ નહિ એક સાધુએ મશ્કરીમાં એવા શબ્દો પણ વાપર્યા કે સાધુઓને એકઠા કરવા એ કામ દેડકાઓની પાંચશેરી એકઠી કરવા કરતાં અઘરું હતું આ માન્યતા ખોટી પડી. વિદ્વાન સ્વામી ભાગવતાનંદ માંદગીને લીધે આવી શક્યા નહોતા, તેમનો તથા અન્ય કારણસર બીજા સાધુસંન્યાસીઓ હાજર ન થઈ શક્યા તેમની સહાનુભૂતિ તથા સહકારના સંદેશા વંચાયા હતા. તેમાં મુખ્યમુખ્ય નામો મુનિ પુણ્યવિજય, મુનિ ન્યાયવિજય, મુનિ સંતબાલ, મહંત રામનાથગિરિ (નીલકંઠ), સ્વામી જ્યોતિતીર્થ અને મહંત ગણપત ભારતીનાં હતાં. સ્વામી અદ્વૈતાનંદગિરિને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. એમણે ઘણી કુશળતાથી સૌના સહકાર વડે આખો કાર્યક્રમ પાર પાડ્યો હતો. સભાઓમાં અનેક સાધુઓએ પોતાના વિચારો વિચારપૂર્વક જણાવ્યા હતા, અને એના પરિણામે 'મહાગુજરાત સાધુસંઘ'ની સ્થાપના કરવામાં આવી હતી તથા એ સંઘનું

બધારણ પણ મંજૂર કરવામાં આવ્યું

જે સંઘની સ્થાપના કરવામાં આવી હતી તેમાં પસાર કરેલા ઠરાવો આખા હિંદદેશના વિચારકો, તત્ત્વચિંતકો તથા સામાજિક કાર્યકર્તાઓને અવશ્ય જાણવા જેવા છે સંઘનો ઉદ્દેશ યાને ધ્યેય ઉત્તમ પ્રકારનો છે તે નીચે જણાવ્યા પ્રમાણે રહેશે.

(ક) વિશેષ કરીને વિશુદ્ધ જીવન દ્વારા તથા આધ્યાત્મિક જ્ઞાનના પ્રચાર દ્વારા જનતાના પારમાર્થિક કલ્યાણ અને નૈતિક ઉન્નતિ માટે પ્રયાસ કરવો

(ખ) હિંદુ સમાજમાં જે ભણેલો હોય-સ્પર્શો સ્પર્શની રૂઢિ, ભિન્નભિન્ન વર્ણો વચ્ચે ઉચ્ચનીચની ભાવના, ભિન્નભિન્ન સંપ્રદાયો વચ્ચે અસમતા તેમ જ મહાનતાની ભાવના વગેરેને આચાર તેમ જ ઉપદેશ દ્વારા દૂર કરવા પ્રયત્ન કરવો

(ગ) ધર્મના જુદાજુદા સંપ્રદાયો પંથો તથા સર્વ ધર્મના અનુયાયીઓ વચ્ચે પ્રેમ તથા આદરભાવ કેળવવા પ્રયત્ન કરવો

(ઘ) સંપ્રદાય કે પંથના ભેદ વિના સાધુઓનું સંગઠન કરવું

(ઙ) ઔષધાલયો વિદ્યાલયો કાઢીને તથા અન્ય રીતે સામાજિક ક્ષેત્રમાં જનસમાજનું હિત સાધવા બનતો પ્રયત્ન કરવો

આ ઉદ્દેશોનું વિસ્તૃત વિવરણ બહુ જ સારી રીતે કરવામાં આવ્યું છે અને મને લાગે છે કે આખા જનસમાજે તે વાંચીને તેનું મનન કરવા લાયક છે આ વિવરણ છે ઠીક લાંબુ, પણ તેમાંથી થોડાઘણા મહત્ત્વના ફકરાઓ અહીં નીચે ટાંક્યા છે

"આધ્યાત્મિક સંસ્કૃતિનું લક્ષ્ય આત્માનુભૂતિ અથવા ભગવત્પ્રાપ્તિ છે કેવળ ચિત્તશુદ્ધિથી અથવા સામાન્ય રીતે જેને નૈતિક જીવન કહેવામાં આવે છે તે પ્રાપ્ત કરી તેટલેથી અટકી જવાનું નથી અંતઃકરણની સાત્ત્વિક અવસ્થા આધ્યાત્મિક મંદિરનું માત્ર પ્રવેશદ્વાર જ છે, જીવનની પરાકાષ્ઠા નથી. તદુપરાંત આત્મા અથવા પરમાત્માના અસ્તિત્વનો અને આત્મસાક્ષાત્કારના આદર્શનો સ્વીકાર કર્યા વિના નૈતિક જીવનનું તર્કયુક્ત કારણ આપી શકાય તેમ નથી

"આધ્યાત્મિક અને આધિભૌતિક સંસ્કૃતિઓ વચ્ચે જે મૂળગત ભેદ છે તે આ વિચારમાં જ છે તેથી આ સંઘના મંતવ્ય અનુસાર આ સંઘના સભ્યો તેમ જ અન્ય સાધુ-મહાત્માઓની પ્રથમ ફરજ છે કે આ ભાવનાને જનતાના મનમાં સુદૃઢ કરવી (પ્રધાનપણે વિશુદ્ધ જીવન દ્વારા તથા કથા પ્રવચન, વાર્તાલાપ, ભજનકીર્તન, લેખન દ્વારા) તથા આધ્યાત્મિક અને કેવળ નૈતિક જીવન વચ્ચેનો ભેદ તેમના મનમાં ઠસાવી સ્થિર કરવો."

આ સંઘના અભિપ્રાય પ્રમાણે અદ્યતન સમયમાં જ્ઞાન, ભક્તિ ધ્યાન, કર્મ–આ મુખ્ય માર્ગોનો યથાશક્તિ સમન્વય કરવા ઉપર ભાર મૂકવાની જરૂરિયાત છે

"આંતરિક તેમ જ બાહ્યજીવન બન્નેમાં ઉત્કર્ષ સાધવા માટે નિવૃત્તિ અને પ્રવૃત્તિનો સુમેળ આવશ્યક છે બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજ, જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ ઉભયનું એકીકરણ કરવાથી જ માનવસમૂહનો સર્વદેશીય વિકાસ થઈ શકે છે"

સંઘના સભ્યોએ આ વિચારોનો પ્રચાર કરવાનો છે

"વ્યક્તિગત ઉત્કર્ષ સમાજમાં રહીને સાધવાનો છે વ્યક્તિઓ અને સમાજ બન્ને પરસ્પરાવલંબી છે આદર્શ વ્યક્તિઓ વિના જનસમૂહનો વિકાસ શક્ય નથી, તેમ પ્રગતિશીલ અને અનુકૂળ પરિસ્થિતિ વિના વ્યક્તિનો વિકાસ પણ મુશ્કેલ બને છે તેથી ધર્મનાં હમેશાં બે અંગો ગણવામાં આવે છે વૈયક્તિક અને સામાજિક, ધાર્મિક ક્ષેત્રમાં આર્યધર્મના

ભિન્નભિન્ન સંપ્રદાયો અને પંથો વચ્ચે હાર્દિક પ્રેમની લાગણી હોવી જોઈએ. એક જ ધ્યેય સ્થાન તરફ જવાના આ બધા જુદાજુદા માર્ગો છે. એ ભાવના મનમાં સ્થિર થવી જોઈએ અને એકબીજાના આચાર–વિચાર પ્રત્યે આદરભાવ કેળવવો જોઈએ. વૈજ્ઞાનિક શક્તિના પ્રતાપથી દુનિયાના બધા દેશો બાહ્ય દૃષ્ટિએ એક થઈ રહ્યા છે, ભૌગોલિક સીમાઓ નાબૂદ થતી જાય છે. બધા ધર્મો અને સંસ્કૃતિઓ વચ્ચે ઘર્ષણ સર્વત્ર ચાલી રહ્યું છે. સમન્વય દ્વારા એકરાગતા સ્થાપવી એ જ આજના સંઘર્ષનો આશય છે. હાર્દિક એકતા વિના બાહ્યક્ષેત્રમાં એકતા ચિરસ્થાયી થઈ શકતી નથી. હૃદયની એકતાનું મૂળ આધ્યાત્મિક જ્ઞાનમાં છે. જે સાંસ્કૃતિક, ધાર્મિક, જાતીય તેમ જ રાજકીય એકતા તરફ જગત મંદગતિથી પ્રયાણ કરી રહ્યું છે, તેને હિંદ પોતાના દૃષ્ટાંતથી દોરવણી અને વેગ આપી શકે તેમ છે.

"આ સંઘના મત પ્રમાણે જે માણસોને ધારાસભાઓ માટે પસંદ કરવામાં આવે તેમનામાં રાજકીય અને આર્થિક પ્રશ્નોનું અભ્યાસપૂર્ણ જ્ઞાન, સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ. જનકલ્યાણ માટે પોતાનો સર્વ સમય આપવાની તત્પરતા, નિસ્વાર્થપણું, સહિષ્ણુતા વગેરે ગુણો હોવા જ જોઈએ... આવા ચારિત્ર્યવાન અને બુદ્ધિસંપન્ન મનુષ્યોને જ પ્રતિનિધિઓ તરીકે પસંદ કરવાનું જનતાને સમજાવવું, એ આ સંઘનું મુખ્ય કર્તવ્ય છે.

"આર્થિક ક્ષેત્રમાં જે અક્ષમ્ય અસમાનતા હાલમાં જોવામાં આવે છે, તે જેમ બને તેમ જલદી દૂર થવી જોઈએ એવો આ સંઘનો અભિપ્રાય છે. સમાજરચના એવી હોવી જોઈએ કે તેમાં પ્રત્યેક વ્યક્તિ પોતાના કુટુંબ સહિત સારી રીતે, શાંતિથી, સુખેથી, સગવડતાથી રહી શકે, પોતાના તથા કુટુંબીજનોના નિર્વાહની ચિંતામાંથી સદાને માટે મુક્ત રહે, પ્રત્યેકને ગુણ અનુસાર યોગ્ય કેળવણી તથા તબીબી મદદ મળી રહે, કર્મભેદને લીધે ઊંચનીચની ભાવનાનુ અસ્તિત્વ જે અત્યારે જોવામાં આવે છે તેનો સદંતર અભાવ હોય, સમાજમાં કેવળ બુદ્ધિ કે દ્રવ્યને નહિ પણ ત્યાગ અને ચારિત્ર્યને ઉચ્ચ સ્થાન અપાતું હોય વગેરે વગેરે."

એક ઠરાવ મઠો અને બીજી મોટી ધાર્મિક સંસ્થાઓને અનુલક્ષીને પસાર કરવામાં આવ્યો હતો. તેની ખાસ વિશિષ્ટતા એ હતી કે તે ઠરાવ કોઈ વિરક્ત સાધુએ નહિ પણ મહંતે રજૂ કર્યો હતો અને તેને બીજા મહંતે ટેકો આપ્યા બાદ સર્વાનુમતે પસાર કરવામાં આવેલો. તે ઠરાવ નીચે પ્રમાણે છે:

"ધાર્મિક સંસ્થાઓના મહંતો ને મઠાધીશોને આ સંઘ પ્રાર્થના કરે છે કે તેમણે સાધુઓની અને ગૃહસ્થોની મિશ્ર વ્યવસ્થાપક સમિતિઓ દ્વારા પોતપોતાના સ્થાનોની સુવ્યવસ્થા કરીને સંગીન પાયા પર મૂકવાં. મહંતોએ પોતાની એકહથ્થુ સત્તાનો પરિત્યાગ કરવા સમયાનુસાર તૈયાર થવું જોઈએ. (આવી સમિતિમાં અધ્યક્ષ તરીકે મહંતજી રહી શકે છે.) આવક–જાવકનો હિસાબ રાખવો જોઈએ અને વાર્ષિક હેવાલની સાથે આમજનતાની જાણ માટે તે પ્રસિદ્ધ કરવો જોઈએ; કેમકે જે ઉદ્દેશથી આમજનતા દ્રવ્ય અર્પણ કરે છે તે પૂર્ણ થાય છે કે કેમ તે જાણવાનો જનસમાજનો હક્ક છે. ધાર્મિક સ્થાનોમાં બાહ્ય સ્વચ્છતા, સૌંદર્ય તથા અણીશુદ્ધ પવિત્રતા જળવાઈ રહેવી જોઈએ. પ્રમાદ તેમ જ દુર્વ્યસનને સ્થાન ન હોવું જોઈએ ખાસ કરીને પવિત્ર જીવન દ્વારા તથા કથા, પ્રવચન, ભજન, કીર્તન. વાર્તાલાપ અને ઉત્સવો દ્વારા આ સ્થાનોમાંથી યથાર્થ ધર્મનો પ્રચાર થવો જોઈએ. સ્થાનોનું વાતાવરણ એવું વિશુદ્ધ હોવું જોઈએ કે જનતાને તેમાંથી પ્રેરણા, શાંતિ અને બોધ મળી શકે."

બીજો એક ઠરાવ સમાજને સાચી દોરવણી આપે છે અને તેનો પ્રચાર આખા દેશમાં મોટા પાયા પર કરવાની જરૂર છે:

'આ સંઘ જનસમાજને આગ્રહ કરે છે

કે દેશ કાળ અને પાત્રતા જોઈને જ દાન કરે અદ્યતન સમયમાં સાધુસમાજ પ્રત્યે જે ઘૃણાત્મક ભાવના સામાન્ય રીતે જોવામાં આવે છે, તેના મૂળમાં વિવેકહીન દાનની પ્રથા જ માત્ર છે એવું આ સંઘનું માનવું છે.

અને ઉપરાંત, યુવાન સાધુઓને યોગ્ય શિક્ષણ આપવા માટે એક આદર્શ સાધુવિદ્યાલયની પરમ આવશ્યકતા છે જુદાંજુદાં સ્થાનોમાં અલગઅલગ પાઠશાળાઓ ચલાવવામાં આવે છે એ સારી સંતોષકારક નથી, તેમ જ હવે તો પોતાના સંપ્રદાય સિવાય બીજા સંપ્રદાયો તથા ધર્મોનું જ્ઞાન આપવું જોઈએ, અને ભજન, કીર્તન તથા સંગીત શીખવવું જોઈએ જેમની ઇચ્છા હોય તેમને વૈદક-શુશ્રૂષાનું જ્ઞાન આપવાની ગોઠવણ પણ થવી જોઈએ

આ સાધુસંઘની અંદર સહાયક સભ્યો લેવાની છૂટ છે કે જેથી ગૃહસ્થીઓ પણ તેમાં જોડાઈને સંઘને મદદરૂપ થઈ શકે આ સંમેલનમાં થોડા જુવાન સાધુઓ એવામાં આવ્યા કે જે પોતપોતાના જિલ્લાઓમાં પ્રચારકાર્ય કરીને મઠો, મંદિરો તથા સાધુઓની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરી શકશે મંદિરો અને મઠો સ્વચ્છ રહે, સાધુઓ નિર્વ્યસની હોય, અને તેઓ આજના કાળને અનુકૂળ ધર્મોપચાર કરીને પ્રજાને ઉન્નત માર્ગે દોરે તો હિંદી પ્રજાનું કલ્યાણ થાય

આ સંઘ દિનપ્રતિદિન પ્રગતિ કરે એવું આપણે ઇચ્છીશું અને સાધુઓ આ સંઘને પ્રત્યાઘાતી દિશા તરફ ઘસડી ન જાય એટલી ચેતવણી અસ્થાને નહિ ગણાય +

+ આ લેખ બની શકે તેટલા પ્રમાણમાં સંઘે પ્રગટ કરેલા હેવાલના શબ્દોની અંદર જ લખવા પ્રયત્ન કર્યો છે અને તે છતાં લેખની જવાબદારી મારી છે સુ મ

☆

ઉર્દૂ, ફારસી અને અરબીમાં મૌલાના અબુલ કલામ આઝાદની વિદ્વત્તા અપ્રતિમ ગણાય છે અસહકાર વખતે એ જેલમાં હતા તે વખતે કુરાનનો તેમણે અરબીમાંથી ઉર્દૂ અનુવાદ એવી તો સરળ છતાં સાહિત્યકીય ભાષામાં કર્યો કે જાણકાર ઉલેમાઓ પણ એ પર મુગ્ધ થઈ ગયા જેમ જોડણી માટે વિદ્યાપીઠનો શબ્દકોષ આપણે ત્યાં છેલ્લો શબ્દ ગણાય છે તેમ, આજે એ અનુવાદ ઇસ્લામીઓમાં પ્રમાણભૂત મનાય છે

આવા સરળ અને વિદ્વત્તાભર્યા અનુવાદનું અર્પણ પોતાને થાય એ માટે ઘણા વિદ્વાનો અને શ્રીમંતોએ પૈસા અને કીર્તિની લાલચ એમની સામે ધરી જોઈ, પણ આઝાદે તે તુચ્છ ગણી ફેંકી દીધી

એવામાં એક દિવસ તેમને આંગણે એક પઠાણ આવી ઊભો તેમને ચરણે ચાળીસ રૂપિયા ધર્યા અને કુરાનનો એ અનુવાદ ખરીદવા એણે ઇચ્છા દર્શાવી, 'હજુ તો એ પ્રેસમાં છે ને, હું એના છેલ્લા પ્રૂફ જોઈ રહ્યો છું પણ તું ક્યાંથી આવે છે?' આઝાદે તેને પૂછ્યું

'કાબુલથી, પગરસ્તે, મારમાર કુરાન માટે બચાવેલા રૂપિયા ચાળીસ બન્યા છે તે લાવ્યો છું સાંભળ્યું છે કે ગરીબ લોકો પણ સમજી શકે એવું કુરાન તમે ટીકા-ટીપ્પણ સહિત તરજૂમો કરી તૈયાર કરો છો એટલે લેવા આવ્યો છું'

મૌલાનાએ એને આઠ-પંદર દિવસ રોક્યો મહેમાનગતિ કરી અને પુસ્તક તૈયાર થતાં એની પહેલી પ્રત એ પઠાણને આપી, પઠાણ આનંદમાં આવી ગયો પહેલું પાનું ઉઘાડ્યું તો લખ્યું હતું

'અર્પણ, એ અજાણ્યા મુસાફરને, જે કાબુલથી કલકત્તા સુધી આ કુરાન લેવા ખાતર આવી પહોંચ્યો હતો'

સાથેસાથે આઝાદે રૂપિયા ચાળીસ તેને પાછા કાબુલ જવા તો આપ્યા જ!

×

# ડાંગની ભાષા

શ્રી. જ્યોતીંદ્ર હ૦ દવે

રાજકારણના વહેતા પ્રવાહ સાથે કોણ તણાઈ શકતું નથી? લેખક સમા ઊર્મિશીલ પ્રાણી ઉપર તો રોજબરોજ આસપાસ બનતા બનાવની અસર ચોક્કસ ને ઊંડી થવાની. એ સર્વને નીરખવાનો પ્રયત્ન કરે છે, પણ જુદા જ દૃષ્ટિબિંદુથી. નીના અમસ્તા પ્રસંગ પાછળનું ગૂઢ રહસ્ય પણ એ પોતાનામાં રહેલી આંતરસૂઝથી, જ્ઞાનના લોચન દ્વારા પારખી લે છે. આ વાત જ્યારે એ જગત સમક્ષ મૂકે છે ત્યારે સર્વને થાય છે: 'સાચી વાત. આ વાતની તો કોઈને ય ખબર નથી. આપણે અંધારામાં જ આથડ્યા કર્યા!' જગતને આટલું આશ્ચર્ય જીવનનો સફળ કળાકાર જ પ્રગટાવી શકે. એવા એક સફળ કળાકારે જાણે સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા અત્યારના આ ડાંગના સળગતા પ્રશ્નને નિહાળ્યો છે અને ડાંગના ઇતિહાસના ગ્રંથમાં એક સુવર્ણ પ્રકરણ ઉમેર્યું છે.

'તમારો શો મત છે? ડાંગની ભાષા કઈ?'

હવાફેર કરવા માટે હું બહારગામ ગયો હતો. દિનચર્યામાં પણ ફેરફાર કર્યા વગર હવાફેર નિરર્થક છે એમ હવાફેર માટે જનારા બધા જ માનતા હોય છે એટલે મેં પણ બહારગામ હોઉં એટલો વખત વર્તમાનપત્રોથી દૂર રહેવું એવો નિયમ કર્યો હતો. એટલે ડાંગ પ્રદેશની ભાષા વિષે સરકાર તરફથી અમુક નિર્ણય કરવામાં આવ્યો હતો તેની મને ખબર નહોતી. એ વેળા એકવાર મારી સાથે મેદાનમાં ફરવા આવેલા એક મિત્રે ઉપલો સવાલ પૂછ્યો.

એમણે સવાલ પૂછ્યો તે જ વેળા એક ભરવાડ ભેંસોના ટોળાને હાંકીને જતો હતો. એમાંથી એક ભેંસનું ધ્યાન મારા મિત્ર તરફ ખેંચાયું. આમ તો મારા મિત્ર બહુ આકર્ષક દેખાવના કહી શકાય તેવા નથી. પણ ભેંસને કોણ જાણે કેમ એમનામાં કંઈક અજાણ્યું આકર્ષક તત્ત્વ દેખાઈ આવ્યું. તે ટોળામાંથી છૂટી પડીને એમના તરફ વળી; પરંતુ પ્રણયના અનેક કિસ્સાઓમાં બને છે તેમ ભેંસનો આ પ્રણય પણ એકપક્ષી જ નીવડ્યો. મારા મિત્રને ભેંસમાં કોઈ આકર્ષક તત્ત્વ હોય એમ લાગ્યું નહિ. ને સામેથી આવતી ભેંસને જોઈને એ ગભરાયા. ચોરીમાંથી એકાએક વરરાજા ભાગી જાય તેમ ભેંસને એકલી મૂકીને નાસી જવાનો એમણે વિચાર કર્યો. ભરવાડે આ જોયું ને તરત જ ડાંગ ઊંચકીને એ દોડ્યો ને આવીને અપાત્રે હૃદયનું દાન દેવા નીકળેલી ભેંસના શરીર પર ડાંગનો પ્રહાર કર્યો. પ્રહાર થતાં ભેંસનામાં જ્ઞાનનો ઉદય થયો ને ડાહીડમરી બની જઈને એ પાછી ટોળામાં દાખલ થઈ ગઈ.

'ડાંગની ભાષા તે આ.' મેં મિત્રને કહ્યું.

'શું કહ્યું? હું સમજ્યો નહિ.' ભેંસના અચાનક આગમનથી વિહ્વલ બનેલા મારા મિત્રે કહ્યું.

'તમે ડાંગની ભાષા કઈ એમ પૂછ્યું હતું કેની? તેના જવાબમાં કહું છું કે ડાંગની ભાષા તે આ, હમણાં જેનો પ્રયોગ ભરવાડને હાથે તમે ભેંસના પર થતો જોયો તે.' મેં કહ્યું.

'હું તો તમને આપણા સુરતની બાજુમાં આવેલા ડાંગ પ્રદેશની ભાષા વિષે પૂછું છું. આ ભરવાડની ડાંગની ભાષા તો સૌ કોઈ જાણે છે.' એમણે કહ્યું.

'એમાં પૂછવા જેવું શું છે? ડાંગની ભાષા કઈ એટલે? ડાંગના લોકો બોલતા હોય તે ડાંગની ભાષા કહેવાય.' મેં જવાબ દીધો.

'હું એ જ પૂછું છું. ડાંગના લોકો કઈ

ભાષા બોલે છે?' મારા મિત્રે જરા ફેરવીને પ્રશ્ન કર્યો.

'કઈ ભાષા બોલે છે કેમ? પોતાની જ ભાષા, આપણા દેશની એકાદ ભાષા ચીની કે આફ્રિકન ભાષા તો નહિ જ બોલતા હોય.' મે જવાબ દીધો

'આ તો તમે ગોળગોળ જવાબ દો છો. ડાગની ભાષા મરાઠી છે કે ગુજરાતી? તમે શુ માનો છો?' મારા મિત્રે સીધો સવાલ પૂછ્યો

'જુઓ, હુ ડાગ ગયો નથી તેમ ડાગનો કોઈ વતની મારી પાસે આવ્યો નથી એટલે એ કઈ ભાષા બોલે છે તેનો મને ખ્યાલ નથી ઉપરાત અત્યાર સુધીના મારા જીવનમાં ડાગની ભાષા કઈ છે તે જાણવાની જરૂરિયાત પણ ઊભી થઈ નથી' મે કહ્યુ

'તમે તે કઈ દુનિયામાં વસો છો?' મારા મિત્રે બીજો જ કેવળ અસબદ્ધ પ્રશ્ન પૂછ્યો

'તમે વસો છો તે જ દુનિયામાં તમારાથી જુદી દુનિયામાં વસતો હોત તો તમારી જોડે વાત ન કરી શકતો હોત!' મે કહ્યુ

'તમે કોઈ પેપર-બેપર વાચો છો ખરા કે નહિ?' મારા મિત્રે વળી નવો જ સવાલ પૂછ્યો.

'હમણાં હુ કોઈ વર્તમાનપત્ર વાચતો નથી, પણ આવા જુદાજુદા સવાલ પૂછવાનુ કઈ કારણ?' મે સવાલ કર્યો

'કારણકે અત્યારે ડાગની ભાષા કઈ છે એ બહુ મહત્ત્વનો સવાલ બની ગયો છે આપણાં વર્તમાનપત્રો એના પર પાનાંનાં પાનાં ભરીને લખે છે' મારા મિત્રે કહ્યુ ને પછી સરકારના નિર્ણયને અગે જાગેલા ઊહાપોહનુ સવિસ્તર વર્ણન કરીને એ બોલ્યા 'અરે! આમાં તો સલસલા પડ્યા છે આપણા સગીતસમ્રાટ પડિત ઓમકાર નાથજી પણ પોતાનો તબૂરો છોડી ડાગે પેદા કરેલા રણમેદાનમાં કૂદી પડ્યા છે'

ફરીને હુ ઘેર પાછો ફર્યો ત્યારે મને થયુ, ડાગની ભાષા સાથે પડિત ઓમકારનાથને શો સબધ? સગીતકારને ને ભાષાના પ્રશ્નને શુ લાગેવળગે? કલાકારે રાજકારણમાં શા માટે માથુ મારવુ જોઈએ?

પરતુ વધારે વિચાર કરતાં મને લાગ્યુ કે ડાગની ભાષા ને સગીત એ બનેને પ્રતીક તરીકે સમજવાં જોઈએ ડાગની ભાષા માત્ર ડાગ પ્રદેશમાં બોલાતી ભાષા એમ સમજવાનુ નથી અને સગીત એટલે માત્ર પડિતજીનુ સગીત એમ પણ સમજવાનુ નથી

છેક દુનિયાની શરૂઆતથી બે ભાષા, સૌ કોઈ સમજી શકે એવી, બોલાતી આવી છે. એક ડાગની ભાષા છે ને બીજી સગીતની અર્થાત્ વીણાની ભાષા છે ડાગ ને વીણા બનેનુ પ્રભવસ્થાન અથવા ઉપાદાન કારણ એક જ છે બનેનો વ્યવહાર પણ છેક આદિ કાળથી થતો આવ્યો છે

આપણામાં કહેવત છે કે 'બળિયાના બે ભાગ' અગ્રેજીમાં પણ માઈટ ઈઝ રાઈટ (બળ એ જ સત્ય છે) એમ કહેવાય છે જે જબરો હોય તે જીતી જાય તાકાતવાળો હોય તે જ જીવનસગ્રામમાં ટકી શકે એવો ઉત્ક્રાંતિવાદનો પણ સિદ્ધાંત છે નીતિમાન પણ નબળો બકરો અનીતિમાન પણ બળવાન સિંહનો શિકાર બને એ દુનિયાનો પરાપૂર્વથી ચાલતો આવેલો ન્યાય છે સમર્થ પુરુષને કોઈ દોષ સ્પર્શી શકતો નથી એમ તુલસીદાસજીએ પણ કહ્યુ છે

ડાગ એ બળનુ પ્રતીક છે અને એના પ્રભાવની નાના બાળકથી માંડીને વૃદ્ધ સુધીના સૌ મનુષ્યોને ખબર હોય છે એકલા મનુષ્યો જ નહિ પણ બધાં જ પ્રાણી એના પ્રભાવથી અજાઈ જાય છે જુદાજુદા સપ્રદાયના મનુષ્યો છાપાં, તિલક, માળા, ક્રૉસ અને જુદાંજુદાં ચિહ્ન રાખે છે તેમ

ડાંગ એ શક્તિના ઉપાસકોનું ચિહ્ન છે.

સત્ય, ન્યાય, નીતિ, પ્રામાણિકતા ઇત્યાદિની વાતો કરતા એક ગૃહસ્થ ટ્રેનમાં અમારી સામેના પાટિયા ઉપર બેઠા હતા. બેડિંગ પાથરીને ત્રણ માણસ નિરાંતે બેસી શકે એટલી જગ્યા એમણે એકલાએ રોકી હતી. જગ્યાના અભાવે છસાત માણસો બંને બાજુની બેઠકની વચમાં ઊભાં રહ્યાં હતાં, તેમાં એક સ્ત્રી પણ હતી. કોઈકે એ ગૃહસ્થને બેડિંગ જરા ખસેડી પેલી સ્ત્રીને જગ્યા કરી આપવાની સૂચના કરી. 'તમને શી ખબર? ત્રણ ત્રણ રાતના મને ઉજાગરા થયા છે. બેઠાબેઠા મારા ટાંટિયા પણ રહી ગયા છે. જરા લાંબા ન કરું તો હેરાન થઈ જાઉં એમ છું.' એમણે જવાબ દીધો, પણ જગ્યા ન કરી આપી. બીજા એક જણે જરા હોશિયારીથી જે કંઈક બળપૂર્વક એમની પાસે જગ્યા કરી લેવા પ્રયત્ન કર્યો તેમને એણે ધક્કો મારીને હડસેલી કાઢ્યા. એટલામાં એક સ્ટેશન આવ્યું. ઊભેલામાંથી ત્રણચાર માણસ ઊતરી ગયા. અત્યારની આપણી ટ્રેનની સ્થિતિ આપણા દેશના જેવી જ થઈ છે. એમાં શંકર કરતાં બ્રહ્માનું કાર્ય વધારે વેગથી ચાલે છે. મરણ કરતાં જન્મનું પ્રમાણ હમેશ વધારે રહે છે જાય છે તેના કરતાં આવે છે વધારે. સ્ટેશન પર ઊતર્યા ત્રણ-ચાર જણા, પણ દાખલ દસબાર માણસો થયા. અંદર આવનારાઓમાં એક પ્રચંડકાય શીખ પણ હતો. એણે આવીને આજુબાજુ નજર કરી ને એમનું ધ્યાન બેડિંગ પાથરીને બેઠેલા ગૃહસ્થ તરફ ખેંચાયું. બોલવા કરતાં કરી છૂટવું એ વધારે સારું છે એ સૂત્રનું પાલન કરતાં એ શીખે કંઈ પણ બોલ્યા વગર પેલા ગૃહસ્થનું બેડિંગ આખું ખસેડી નાખ્યું ને પછી પોતે નિરાંતે બેઠક પર બેઠો. બેડિંગવાળા ભાઈએ વિરોધ નોંધાવવા માટે જરા મોં ઉઘાડ્યું પણ પેલા શીખનો દમામ તથા એની પ્રચંડ કાયા જોઈને એમણે એ વિચાર માંડી વાળ્યો ને પગ સંકોચી લઈને એ જરા સંકડાઈને મૂંગા-મૂંગા બેઠા. થોડીવાર પછી શીખે પગ ઉપર લઈને પલાંઠી જમાવી. બેડિંગવાળા ભાઈએ પોતાના શરીરને સંકોચાવીને જગ્યા કરી આપી. એમ કરતાં ધીરેધીરે એ શીખે પેલા ભાઈની પોણા ભાગની જગ્યા પચાવી પાડી. 'હવે બોલોની, હવે મૂગા કેમ થઈ ગયા? આ બિચારી બહેનને જગ્યા કરી આપવા માટે મેં કહ્યું ત્યારે તો ત્રણત્રણ રાતના ઉજાગરાની વાતો કરતા હતા. ટાંટિયા રહી ગયા છે એમ કહેતા હતા ને આ શીખને કહોની? એની આગળ સંકોચાઈને મીંડા જેવા બનીને બેસી રહ્યા છો તે એને કાંઈ કહોની? પેલા ભાઈને ધક્કો મારીને હડસેલી મૂક્યા હતા ને આને પણ લગાવોની એકાદ ધક્કો?' વચમાં ઊભેલી સ્ત્રીને બેડિંગ ખસેડીને જગ્યા કરી આપવા માટે જેણે પહેલાં સૂચના કરી હતી તેણે આ બધું જોઈને બેડિંગવાળા ગૃહસ્થને સંબોધીને કહ્યું. વાત શી ચાલે છે તે ન સમજાયાથી શીખે બાજુમાં બેઠેલા બીજા એક ગૃહસ્થને પૂછી જોયું. એને બધી વાતની ખબર પડી એટલે એણે ઊભા થઈ જઈને પેલી સ્ત્રીને સંબોધીને કહ્યું: 'બહેન, આવો અહીં બેસો. માફ કરજો. મારુ ધ્યાન જ નહોતું.' 'કંઈ નહિ ભાઈ, આપણે બન્ને બેસી શકીશું.' એમ જવાબ દઈને એ સ્ત્રી શીખે બતાવેલી જગ્યા પર બેસી ગઈ ને બાજુમાં શીખ પણ ગોઠવાયો. બેડિંગવાળા ભાઈએ બંનેને જગ્યા કરી આપી ને જેમતેમ કરીને અંગોને સંકોરીને સંકડાશ અનુભવતા, પણ કંઈ પણ બોલ્યા વગર, મૂંગામૂંગા એ બેસી રહ્યા.

આ એક જ બનાવમાં ડાંગની ભાષા ને સંગીતની અથવા વીણાની ભાષાનો પ્રયોગ એમ એ બંનેનો પ્રયોગ એકસાથે થયેલો જણાઈ

આવે છે બેડિંગ પાથરીને બેઠેલા ભાઈ ડાંગની ભાષા સિવાય બીજા કોઈ પ્રકારની ભાષા સમજતા નહોતા અબળાને માટે જગ્યા કરી આપવા એ તૈયાર નહોતા, પણ સબળ શીખને એઈ મૂગામૂગા જગ્યા કરી આપવામાં એમને ડહાપણ દેખાયું શીખે ડાંગની ભાષાનો ઉચ્ચાર-દ્વારા પ્રયોગ કર્યા વગર માત્ર એના દર્શનથી જ, એ ભાષા જ સમજનારા બેડિંગવાળા ભાઈને બરાબર સમજાવી દીધા પણ ડાંગની ભાષામાં વિશારદ હોય એવો દેખાતો એ શીખ વીણાની ભાષાનો પ્રયોગ પણ કરી જાણતો હતો, એમ એણે અબળાને ઊભેલી જોઈને પોતે ઊભા થઈને એને માટે જગ્યા કરી આપી તે પરથી સમજાય છે

ડાંગની ભાષા વિવાદની છે વીણાની ભાષા સંવાદની છે એક ક્લેશ જન્માવે છે, બીજી આનંદ ઉપજાવે છે ડાંગ નક્કર છે, વીણા પોલી છે બંને વાગે છે ને લાગે પણ છે, એટલે કે લાગણી ઉત્પન્ન કરી શકે છે પણ ડાંગ વાગે છે ત્યારે જે લાગણી ઉત્પન્ન થાય છે તે વીણા વાગે છે ત્યારે જે લાગણી ઉત્પન્ન થાય છે તે કરતાં તદ્દન જુદા જ પ્રકારની હોય છે પેલી દલપતરામની કવિતામાં આવે છે કે શરણાઈ વગાડનારે ભતભતના રાગો વગાડીને શેઠ પાસે ઇનામ માગ્યું ત્યારે શેઠે એને કહ્યું 'પોલું છે તે વાગે છે, એમાં તેં શી કારીગરી કરી ! સાંબેલું વગાડે તો જાણું કે તું સાચો કલાકાર છે' પણ કદાચ શેઠને અને દલપતરામને પણ ખબર નહિ હોય કે સાંબેલું પણ વાગી શકે છે અને બહુ સારી રીતે વાગી શકે છે પણ શરણાઈ કરતાં એના વાગવાનો પ્રકાર જરા જુદો હોય છે શરણાઈ વાગતાં સૂર એનામાંથી જ નીકળે છે સાંબેલું વાગતાં સ્વર જેને એ વાગે છે તેના મોઢામાંથી નીકળે છે !

ડાંગની ભાષા અને વીણાની ભાષા એ આખી દુનિયાની ભાષા છે, એ બંને ભાષાઓના પ્રયોગ વગર દુનિયામાં રહીને વ્યવહાર ચલાવવો મુશ્કેલ છે એ ભાષા શીખવી કે સમજવી અઘરી નથી, એને સ્થળ કે કાળનાં બંધન નડતાં નથી પ્રાણીમાત્રની એ સાર્વભૌમ ભાષા છે જગતમાં વસતાં સર્વ પ્રાણીઓની માતૃભાષા ને પિતૃભાષા કઈ એમ કોઈ પૂછે તો આ બે ભાષાઓનો નિર્દેશ કરી શકાય ડાંગની ભાષા એ આપણી પિતૃભાષા છે ને વીણાની ભાષા એ આપણી માતૃભાષા છે માતા બાળકને લડાવે છે ને પિતા ધમકાવે છે એમ વીણાની ભાષા એ માનવહૃદયના લાડની ભાષા છે, ડાંગની ભાષા એ ઉશ્કેરાયેલા માનવમગજના લડવાની ભાષા છે લડવું અને લાડવું એ પ્રાણીમાત્રના સ્વભાવમાં છે માતાનો ખોળો ખૂંદતાં બાળકો લાડમાં ઊછરે છે ને સમવયસ્ક બાળકો સાથે લડાઈ વહોરી આવી કેટલીક વાર મોટેરાંઓ વચ્ચે પણ કલહ ઊભો કરે છે તરુણો આદર્શને નામે લડાઈમાં ઝંપલાવે છે ને પ્રણયને નામે લાડવાનો પણ અનુભવ લે છે વૃદ્ધો નાના બાળકોની પેઠે જરાજરામાં લડી પડે છે ને આસપાસનાં માણસો એમને રાજી રાખવા ભતભતની ખુશામત કરી એમને લાડ લડાવે છે

આ બંને ભાષા આપણા વ્યવહાર માટે જરૂરી છે, પણ કેટલાક એ બેમાંની એક ભાષા જ સમજી શકે છે હિટલર, મુસોલિની અને જે વર્ગના એકેએક છોકરાને થોડાઘણો સોટીનો પ્રહાર તો કરવો જ જોઈએ એમ માનનારા ત્રીજા ધોરણના અમારા શિક્ષક, એ સૌને ડાંગની ભાષા જ આવડતી એઓ પોતે એ ભાષાનો જ પ્રયોગ કરતા, એટલું જ નહિ પણ બીજાઓ એ ભાષામાં એમની સાથે વ્યવહાર કરે તો જ તેમને કોઠું આપતા બુદ્ધ ને ગાંધીજી જેવા વીણાની ભાષાનો જ

# માનવજીવન અને કવિતા

શ્રી. ઉમાશંકર જોષી

જગતસાહિત્યના ઇતિહાસમાં એક આશ્ચર્યજનક સામ્ય દેખાય છે. માનવીના હૃદયે ભાવાવિષ્કરણ માટે પહેલ પ્રથમ આશ્રય કવિતાનો જ લીધો છે. ધર્મ કે નીતિ માટે પણ કાવ્યવ્યાપાર ધર્મ-પુરુષોએ ઇષ્ટ માન્યો છે. કવિતા તો છે હૃદયની ભાષા. વિશાળ સાગર સમા અહોનિશ ગર્જતા માનવજીવનની ગૂઢ લિપિને ઉકેલવાનો પ્રશસ્ય પ્રયાસ જે માનવીઓ કરી રહ્યા છે તેમાં કવિઓ પણ છે. કવિની કેટલીક લાક્ષણિકતા વિષે, એના કળાવ્યાપારના રહસ્ય વિશે, યોગ્ય સુધારાવધારા સાથે પ્રાપ્ત થયેલા આ પ્રવચનલેખમાં ગુજરાતના લાડીલા કવિ શ્રી. ઉમાશંકરે કેટલીક અગત્યની વાતો કહી છે.

માનવજીવન એ મોટી વસ્તુ છે. એમાં અત્યારના ને ભૂતકાળના મહાપુરુષોએ ચાંચ બોળી છે, છતાં જીવનનો મહાસાગર તો એટલો જ ગહન ને એવો જ ગર્જતો રહ્યો છે: 'જાણે કહેતો ન હોય 'લાખ પ્રયત્નો કરવા છતાં યે તમે મને માપી શકવાના નથી!' આમ છતાં કર્મવીરો, યોગીઓ, સર્વજ્ઞો, સિદ્ધ પુરુષો માનવજીવનનો મર્મ પોતપોતાની રીતે સમજવા મથે છે. આ બધા સાધકોમાં કવિઓ જેવા કોઈ બેજવાબદાર લોકો પાકે છે તે પણ ગાજતું, છલકાતું માનવજીવન સમજવાનો પુરુષાર્થ કરે છે,' ને કાંઈક સફળ થાય છે. બધા જ 'કવિઓ જીવન પૂરેપૂરું સમજે છે એમ નથી. 'કવિતાવ્યાપાર દ્વારા માનવજીવનને સમજવાની તેઓ તાલીમ મેળવે છે.

માનવી સર્વ પ્રાણીઓ કરતાં કઈ રીતે જુદો છે, એ પ્રશ્નનો વિચાર કરતાં તરત આપણને દેખાય છે કે માનવીએ વાચા ઉપજાવી કાઢી છે, તે બોલી શકે છે. પોતાના વર્તન–અભિનય દ્વારા પોતાનો ભાવ તે વ્યક્ત કરી શકે છે; પણ તે ઉપરાંત

---

પ્રયોગ કરતા. શત્રુ સામે પણ એ મીઠી વીણા જેવી વાણીનો જ ઝણકાર કરતા. પરિણામે ડાંગની ભાષા વાપરનારો–એમનો શત્રુ પણ મિત્ર સમો બની જઈ એમની સાથેના વ્યવહારમાં વીણાની વાણીનો જ પ્રયોગ કરતો.

અત્યારે આપણી સમાજવ્યવસ્થા પિતૃમૂલક છે. નામ, ગોત્ર, વારસો વગેરે પિતા પ્રમાણે મળે છે. એ જ પ્રમાણે અત્યારે 'આપણી પિતૃભાષા–ડાંગની ભાષાનું ચલણ, માતૃભાષા એટલે કે વીણાની ભાષા કરતાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. જે બોલે એના બોર વેચાય ને જોરથી બોલે તેનું ધાર્યું થાય, એવો આ જમાનો છે. એટલે આજે દુનિયાની મોટીમોટી પ્રજાઓ બહાર ભેગી થઈ થઈને મુખમાંથી તો વીણાની વાણી–રણકાર કાઢે છે પણ ઘરમાં જઈને ડાંગ સલામત છે કે નહિ તે તપાસી જુએ છે અને સૌથી મજબૂત ને પ્રતિપક્ષીને વધારેમાં વધારે ઈજા કરે એવી નવીનવી ડાંગો શોધી કાઢી તે વસાવવા પ્રયત્નો કરે છે. એટલે ડાંગની ભાષા કઈ છે એ વિષે ચર્ચા કર્યા વગર કહી શકાય કે ડાંગની ભાષા એ દુનિયાની ભાષા છે.

★

અવાજમાંથી એણે શબ્દ શોધ્યો છે નિશ્ચિત અવાજ કરી એણે ભાષા ઉપજાવી જેથી એની પોતાની વાત બીજાને પહોંચાડી શકાય.

આ ભાષાથી બીજો માણસ સમજી શકે છે 'બેસો' કહીએ એટલે સામો માનવી તુરત જ સમજી જાય છે નહિ તો અભિનયથી સમજાવવું પડત અથવા એની પાસે જઈ, એના બે ખભા પકડીને એને બેસાડવો પડત

આવડી મોટી પૃથ્વી છે પહેલાં બાળક ઊભો રહેવાનો—પગભર રહેવાનો પુરુષાર્થ કરે છે ઉપરના સૂર્ય, ચંદ્ર તારા નીચે શોભતી પૃથ્વીના વાયુમંડળ વચ્ચે ટકી રહેવાનો—કુદરતી યોજનામાં ઊભા રહેવાનો માનવી પ્રયત્ન કરે છે એ પછી તરત જ એનો બીજો મોટો પુરુષાર્થ હોય છે ભાષા જાણી લેવાનો. જુદા જુદા શબ્દોથી આખાયે ભૂતકાળના વારસાને સમજી લેવાનો એનો એ પ્રયત્ન છે

આવા મોટા ઉપયોગ માટે માણસજાતે ભાષાનું સાધન તૈયાર કર્યું છે, પણ કવિની જાત તો વાંકી રહી. શબ્દનો સરખો ઉપયોગ એ કરે જ નહિ ને! આપણે જવાની ક્રિયાનો દાખલો લઈએ કોઈ કહે 'જાઓ' પણ બીજું કોઈ માર્મિક અવાજે કહેશે 'જા ઓ.' તો એ બંનેમાં કેટલો બધો ફેર! લહેકાથી મર્મમાં 'જા ઓ!' એમ કહે એનો અર્થ એ પણ હોય કે જઈ શકાતું હોય તો જાઓ મતલબ કે ન જાઓ આમ તદ્દન ઊલટો જ અર્થ એ શબ્દમાંથી નીકળે આ રીતે માણસે શબ્દનો ઉપલક અર્થ કાઢી ભાષાને જાણે બીજી રીતે વાપરવા માંડી કવિઓએ આ કળા ખૂબ ખીલવી. સામાન્ય રીતે વ્યવહાર ચલાવવા ઉત્પન્ન થયેલા શબ્દોનો કોઈક જુદી રીતે કવિઓએ ઉપયોગ કર્યો શબ્દના ઉપલક અર્થને બદલે અંદરના ગર્ભિત–વ્યંગાર્થને જ એમણે મહત્ત્વ આપ્યું ભાષાનો જે વ્યાવહારિક ઉપયોગ હતો તે જતો કર્યો, પણ એને આનંદનું વાહન બનાવીને એનો નવો જ ઉપયોગ કર્યો એક દાખલો લઈએ: ઘરમાં ઘણા લોટા હોય. મહેમાનો આવ્યા હોય ત્યારે આપણે બધા લોટા કાઢીએ ધારો કે બધા લોટા પૂરા થઈ ગયા અને એક મહેમાન બાકી રહી ગયા. તેમ છતાં પેલા ખૂણામાં કાશીના ગંગાજળનો જે લોટો ખાલી પડ્યો છે તેમાં પાણી ભરીને આપણે આપવાના નથી કેમકે એ લોટો પાણી પીવા માટે નથી, ટગરટગર જોવા માટે છે! એ લોટામાં પાણી ભરીને પીવાનું નથી, એના વડે આનંદ જ પીવાનો છે એ રીતે ભાષાનો ઉદ્દેશ માત્ર વ્યવહાર ચલાવવા પૂરતો જ મર્યાદિત નથી, પણ કંઈક આનંદ મેળવવા માટેનો પણ છે એ ઉદ્દેશ ઊંચા કવિઓની કવિતા દ્વારા સધાતો હોય છે

આપણા જૈનસમાજની એક વિગત લઈએ

ગોવર્ધનરામે કહ્યું છે કે પ્રાચીન ગુજરાતી સાહિત્ય જૈન સાધુઓની જ પ્રસાદી છે તેઓ ચાતુર્માસ કરે તેમાં અમુક સ્થળે બેસે અધ્યયન–અધ્યાપન ચાલે, વ્યાખ્યાનો થતાં હોય, ગ્રંથો રચાતા હોય–આ પ્રવૃત્તિ ભાષા લિપિના વિકાસને પોષક નીવડે જ ગુજરાતી ભાષાનો પાયો આમ જૈનસાધુઓને હાથે નખાયો છે, પણ સાહિત્યકળાનો વિકાસ આ સાધુઓને હાથે થયો સંભવિત ન ગણાય તેઓને તો ધર્મબોધ સિવાય કથામાં–કથાવાર્તા વગેરેમાં રસ ઓછો જ હોય. અહીં બીજી એક વસ્તુએ ભાગ ભજવ્યો ધર્મપ્રચાર બરોબર સચોટ રીતે કરવા માટે કવિતાનો આશરો લેવા તેઓ પ્રેરાયા. બ્રાહ્મણધર્મનું મુખ્ય બળ કવિતા ઉપર હતું પુરાણવાર્તા મારફત તેઓ ધર્મનું રહસ્ય સર્વ જનતાને પહોંચાડતા ગુજરાતી ભાષામાં તેમ જ તે પહેલાંની ભાષાઓમાં કામ કરતા જૈન-

સાધુઓએ આ જોયું હતું. લોકહૃદય સુધી પહોંચી શકવા માટે બ્રાહ્મણો આખ્યાન ગાતા હતા. તેને લીધે જૈનસાધુઓએ પણ આખ્યાનો ગાયાં–બહુ સુંદર રીતે ગાયાં. નળાખ્યાન વગેરે કથાઓને અપનાવી બીજાને પહોંચાડવાનો પ્રયત્ન કર્યો. આમાંથી આપણને કેટલીક કવિતા મળી. દાખલા તરીકે નયસુંદરે નળદમયંતી રાસ લખ્યો ને સમયસુંદરે પણ એ કથાને ઠીક બહેલાવી. દમયંતીને નળ અડધે વસ્ત્રે છોડીને ચાલ્યો જાય છે. કવિકલ્પનાને માટે કેવી સુંદર તક છે! નયસુંદરે ત્યારે જમણા હાથ પાસે કહેવડાવ્યું છે:

'આ હાથે મેં દમયંતીનું પાણિગ્રહણ કર્યું છે. વસ્ત્ર હું નહિ ફાડું.' પણ સમયસુંદરે વળી આ કલ્પનાને સુંદર રીતે લડાવી છે. એમણે જમણા હાથ અને નળ વચ્ચે નહિ, પણ બંને હાથ વચ્ચે સંવાદ યોજ્યો છે. જમણો હાથ ડાબા હાથને કહે છે:

'મારું એક કામ ન કરે? મેં પાણિગ્રહણ કર્યું છે. એટલે આ વસ્ત્ર જરા તું ન ફાડે?'

ડાબો હાથ જણાવે છે:

'તું મુશ્કેલ કામ મારી પાસે કરાવે છે. કંસારનું ભોજન તો તું કરે ને માખો મારી પાસે ઉડાડાવે છે!'

જમણો હાથ કહે છે:

'પણ ત્યારે જોખવાનું હોય છે ત્યારે તો મોટો મા થઈને તું ત્રાજવું ઊંચકે છે ને?'

ને આ રીતે, સાહિત્યમાં સહેજે ન મળી શકે એવા રસભર પ્રસંગો આપણને મળે છે. અત્યારના કવિઓ ઓડેન–ઇશરવૂડે પણ એક નાટકમાં માર્ગસૂચક પથ્થર-(અં. માઇલસ્ટોન)ની બે બાજુ પગ રાખીને સૂતેલા યાત્રીના બન્ને પગ વચ્ચે વાર્તાલાપ યોજેલો છે. સમયસુંદરની કલ્પનાકલાનો ચમત્કાર સહેજે વસી જાય એવો છે. કવિના મનમાં જે ચાલતું હોય છે–આંતરમંથન હોય છે તેને શબ્દો દ્વારા પ્રત્યક્ષ કરાવવાનું હોય છે. નળના હૃદયનું મંથન કે પેલા યાત્રીના મનની મથામણ બે હાથ કે બે પગ વચ્ચેના સંવાદ દ્વારા રજૂ થઈ છે.

'કવિઓ જુદી જ આંખથી, જુદી જ રીતથી જોનારા હોય છે. નંદલાલ બસુ એક વખત બે પગ વચ્ચેથી માથું કાઢીને જોતા હતા. કોકે પૂછ્યું: 'આ શું કરો છો?' એમણે કહ્યું: 'જગત કેમ જાય છે તે જોઉં છું.' એટલે કે જગતનો મર્મ પામવા કવિ મથી રહ્યો હોય છે. એની રીતો આપણને અવળી (ન સમજાય એવી) પણ લાગે. બધા બાઇનોક્યુલરથી તાકીને જોતા હોય તો એ બે પગ વચ્ચેથી માથું નાખીને પણ જુએ પણ વિદાય લેતી વખતે એ તો રવીંદ્રનાથના શબ્દોમાં કહેવાનો કે:

'અહીં મેં જે જોયું છે તેનો જોટો નથી.'

ઇંગ્લેંડમાં અંધારપટ હતો–ત્યારની વાત છે. કોક કવિએ ત્યારે કહેલું:

'તમે ઇંગ્લેંડમાં અંધારપટ કરો છો પણ You can't blackant the moon! (ચંદ્રને તમે અંધારપટથી ઢાંકી નહિ શકો!) કરોને એના પર બ્લેક આઉટ!'

અંધારપટ વગર પ્રજા દુશ્મનના બોંબમારા સામે રક્ષણ મેળવી શકે નહિ એ સમજાય એવું છે. એટલે એની વિરુદ્ધ કાંઈ કહેવાનું હોય નહિ. ચંદ્ર અંધારપટની યોજનામાં આડો આવતો હોઈ એને જે કવિ કવિતામાં બે શબ્દ સંભળાવે તેણે પ્રજાની સેવા કરી કહેવાય. પણ ઉપરની પંક્તિ ગાનાર કવિ તો ઊલટો પ્રજાને ને સરકારને ચીડવે છે, કે લો, મોટા અંધારપટ કરવા નીકળ્યા છો, ન જોયા હોય તો! અમારા ઓરડાના ને રસ્તાના દીવાની આંખો અડધી મીંચાવી દીધી, પણ પેલા ચંદ્રમા

આગળ તમારુ શુ ચાલવાનુ છે? પણ ઉપની ગીતપંક્તિ ગાનાર કવિ એવા મધુર લહકાથી ચીડવે છે કે એ શબ્દો વાગતા નથી સાંભળનાર ચૈતન્યની એવી તાજગી અનુભવે છે કે એને થાય છે કે રક્ષણ માટેના અંધારપટનું કામ વણસાડનારૂ ચંદ્ર આકાશમાં ઊંચે ચમકયા કરતો, એની સૌન્દર્યધારામાંથી તો આવાં તમામ રક્ષણકાર્યો માટેની શક્તિ મળી રહે છે!

કવિનો કીમિયો શો છે? જે વાત ચાલતી હોય તેમાંથી એકતાનુ વાતાવરણ ઊભુ કરવુ એ

સ્ત્રીને એણે ચંદ્રમુખી કહી પણ આપણે જાણીએ છીએ કે ચંદ્રની ઉપર તો વૃક્ષો, પર્વતો વગેરે છે કવિઓ પણ એ જાણે છે. પણ આપણને મનમાં ઉપમા વાંચતાં કે સાંભળતાં ચંદ્રની શીતળતાને લીધે એક જાતની વિશ્રાંતિનો ભાન થાય છે ચંદ્ર અને મુખ નોખીનોખી વસ્તુઓ છે પણ કવિએ એ બે ભિન્ન વસ્તુઓને શીતળતા અને વિશ્રાંતિના ભાવમાં યોજી એક કરી હેમચંદ્ર જેને હૃદ–હૃદયમાં રમી રહે એવુ સાવર્મ્ય–સરખા ગુણ હોવાપણું કહે છે તે શોધવાનુ ને બતાવવાનું કવિનું કામ છે કમળનો જ કવિઓએ કેટલો બધો ઉપયોગ કર્યો છે! ચરણકમળ હોય મુખકમળ હોય, તે મુખકમળમાં પાછાં નેત્રકમળ પણ હોય કમળના પ્રસન્ન મંગળ સ્વરૂપનો અરણુ વગેરેમાં ક્યારેક આપણને પરિચય થતો નથી?

માનવજીવનને સમજવાનો પ્રયત્ન જેને કરવો છે તેણે એની અનેક જાતની વિવિધતાને પ્રત્યક્ષ કરવી જોઈએ એટલું જ નહિ પણ તેની પાછળ સ્ફુરતી એકતાનાં પણ દર્શન કરવાં જોઈએ કવિઓ એ યુગોથી કરતા આવ્યા છે જગતમાં સ્ત્રીઓ તો અનેક છે પણ આદિ કવિવરે એ બધામાં એકમાત્ર સીતાનુ પાત્ર જોયુ મને એક બહેને એકવાર કહ્યું કે મને ગમે તેવુ દુઃખ પડે પણ હું જાણું છુ કે દુઃખ સહેવામાં હમેશાં મારાથી એક સ્ત્રી–સીતા આગળ જ છે આજે આપણી રહેણી કરણી જુદી હશે, પહેરવેશો જુદા હશે, પણ જગતની સન્નારીઓ સદાય સીતાને આ રૂપે જ જોવાની અને જરૂર બળ મેળવવાની કવિની કવિતા પાસેથી મળેલી આ ભેટ નાની સૂની નથી

માનવજીવનને સમજવાનો કવિઓનો જ ઇજારો નથી માનવજીવન પોતાનું રહસ્ય ઘણા આગળ ખોલે છે તે સૌ સાધકોમાં કવિઓ પણ છે

ને આખરે કવિતા કરતાં તો જીવન મોટી વસ્તુ છે કવિ કવિતા લખીને બેસી રહે તો પૂરો પાર પામી ન શકે અંગ્રેજ કવિ કીટ્સે કહ્યું છે

• 'મારુ ચાલે તો કવિતા જીવુ, ને તેમ ન બને તો લખુ'

કવિ માનવજીવનનો માનસ સાક્ષાત્કાર કરે છે કવિ જીવનને સમજવાની દૃષ્ટિ આપે છે તે દ્વારા આપણે જીવન જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ

★

આચાર્ય કિપલાની જ્યારે ગુજરાત વિદ્યાપીઠમા આચાર્ય હતા ત્યારે એકવાર પંડિતશ્રી મદન-મોહન માલવિયાજી વિદ્યાપીઠનું ને આસપાસનું વાતાવરણ અને વ્યવસ્થા તથા શિક્ષણ જોઈ ઘણા જ ખુશ થયા અને આનંદ વ્યક્ત કરતા એમણે પૂછ્યુ 'તમારે ત્યાં કેટલા વિદ્યાર્થીઓ ભણે છે?

મર્માળા કિપલાનીજીએ હસતા હસતા કહ્યું: સોમાં એક!'

×

ઉપગુપ્ત:
ચિંતા નહિ; સિધાવો, મા! સુખે મોડું હશે થતું;

[ વાસવદત્તા હઠતી નથી. ]

વાસવદત્તા:
તપસ્વી! રગદોળો કાં સુકુમાર શરીર આ
ધરા કઠણને માથે? રે, રે, નિર્દય લોક શા?

( સ્વગત ) સૂઝ્યું કોઈને ય આટલી એક સુંવાળી પથારી કરી આપવાનું? ખૂંચતાં નહિ હોય આવા સુકુમાર શરીરમાં ધરતીની ધૂળ ને કાંકરા? હું પાછી વળું. (પ્રકટ)
તપસ્વી! મુજ ગેહે ના પધારો? પાછી હું વળું;
શાન્ત એકાન્ત સ્થાને હું પથારી આપની કરું.

ઉપગુપ્ત: સિધાવો સુન્દરી! જેનો વારો છે તેહની કને, આજે: હે ફૂલના પુંજ, વારો મારો ય આવશે, એક દી વણતેડયો હું તે દિને તસ કુંજમાં ચાલ્યો આવીશ: માટી ના વેળ આવી હજી હવાં!

[ વાદળાંની ગડગડાટી થાય છે. વીજળીના કડાકા થાય છે, પ્રલયના શંખ ફૂંકાતા હોય તેવી સૂસવાટી થાય છે વાસવદત્તા કમ્પી ઊઠે છે; અને કાન આડી આંગળીઓ દઈ, બેબાકળી બનીને આકાશમાંના મેઘની પ્રલયલીલા જોઈ રહે છે. ]

[ પડદો ]

## દૃશ્ય બીજું

[ પડદો ઊપડે છે. પ્રકાશ ધીમેધીમે વધતો જાય છે. ]

પ્રવક્તા: અને દિવસો વીતે છે. મહિના આવે છે ને જાય છે ઋતુઓની રમણા મચી રહે છે. વસંતની બંસી ને ગ્રીષ્મનો દાહ, શરદની સુજલા સુફલા શસ્યશ્યામલા ભૂમિ ને હેમંતનું શૈત્ય · ઋતુઓ આવે છે ને વીતે છે. સંસારનું ચક્ર અવિશ્રાંત ચાલ્યા કરે છે.

—શરદની આ સોહામણી શોભા!

શરદ—નૃત્ય

ઋતુ આઈ શરદ અલબેલી,
સ્વચ્છ થયાં જલ, ભર્યું નભ નિર્મલ
　　　સૃષ્ટિ બની રસઘેલી.
તારકની ભાતીગળ શોભા
　　　ચકટી ઊઠી કશી પેલી!
સરવર સરવર કમલદલે શી
　　　અલિગુંજનની હેલી!
તાલતમાલ કદમ્બતણી શી
　　　કુંજનિકુંજ ખીલેલી!
ચાલ! ચાલ! તને ક્હાન બોલાવે,
　　　નાચ, નાચ, મન મેલી.
ઋતુ આઈ શરદ અલબેલી.

—ને વિલાસને વૈભવમયી આ ઋતુરાણી વસંત! ધીરેધીરે એ જાગે છે ને સૃષ્ટિની ચેતના સળવળીને હેલે ચડે છે!

વસન્ત—નૃત્ય

વસંત જાગે, વસંત જાગે,
રોમ રોમ ધરતીનાં જાગે,
સરવર કેરાં નીર જાગે,
સાગર ઊઠયા સમીર જાગે,
વસંત જાગે! વસંત જાગે!

સરવર પાળે સારસ જાગે,
આંબા ડાળે કોયલ જાગે,
મંજરી કેરા પુંજે પુંજે,
મધુકર મદભર ગુંજે ગુંજે,
બુલબુલ કેરા ગીત બુલંદે,
મધુરપ વ્યાપે કુંજનિકુંજે,
વસંત જાગે! વસંત જાગે!

ધરતીની રસધારા જાગે,
નભમંડળના તારા જાગે,
અલબેલી ઋતુરાણી કેરાં,
મદભર નયનો અડચે છબીલાં,
રંગરૂપના સરસર જાગે,
વસંત જાગે! વસંત જાગે!

વસુન્ધરાનાં ફૂલડાં જાગે,
ફૂલડે ફૂલડે પરિમલ જાગે,
માનવ કેરાં હૈયાં જાગે,
હૈડે હૈડે હરિવર જાગે,
જીવન જાગે, જોબન જાગે,
ફાગણિયાના ફાગે ફાગે
વસંત જાગે! વસંત જાગે!

અને રંગની ને રાગની રમણાએ ચડેલી 'છૂટે અંબોડે જોડલી' આ વર્ષા!

વર્ષા-નૃત્ય

છાઈ રે! છાઈ રે! છાઈ રે! છાઈ રે!
ઘન સઘન ઘટા નભ છાઈ રે!
દિશ દિશ વાદળ ગરજે ગરજે
ઝિરિ ઝિરિ રવ ઘુમરાય રે,
દાદુર બોલે, પપૈયા બોલે,
ગુંજી ઊઠે વનરાઈ રે,
ધરતી સજી સિંગાર સુહાગી,
મલકી મલકી પુલકાય રે,
તડપ તડપ નભ વીજળી સળકે
થડક થડક ઉર થાય રે,
થનન થનન મનમયૂર નરતે
ઘટા પ્રેમની છાઈ રે
છાઈ રે! છાઈ રે! છાઈ રે! છાઈ રે!

પ્રવક્તા એવામાં, કેટલેક વર્ષે, ચૈત્રની એક સાંજે—

ચન્દ્ર-નૃત્ય

ચાંદ ચઢયો, ચાંદ ચઢયો, ચાંદ ચઢયો નભમાંહ્ય,
મનડાં મલકિયાં જી મલકિયાં!
ચૈતરચંપા મ્હોરિયા ને ઢળતી સોનલ સાંજ,
સોણાં છલકિયાં જી છલકિયાં!
તરુતરુએ ફૂલ ઝૂલી રહ્યાં ને પંખી મદભર ગાય,
હૈયાં હલકિયાં જી હલકિયાં!
વ્યાકુળ વાયુની લ્હેરખી કોને સંચરતી અભિસાર
ઝાંઝર ઝણકિયાં જી ઝણકિયાં!
સખી! અન્તર આ તો આવકુંક
ને વિરાટશો અનુરાગ!
માણો પુલકિયાં જી પુલકિયાં!

[સંન્યાસી ઉપગુપ્ત આવે છે]

પ્રવક્તા આ કોણ? સંન્યાસી ઉપગુપ્ત? અત્યારે અહીં ક્યાંથી? નગરજનો તો મધુવનમાં વસંતોત્સવ માણવા ગયા છે પણ આ સંન્યાસીને શું તેમાં? રાતનો એ શા માટે રખડે છે?

[બંસીના સૂર, કોયલના ટહુકાર]

સામે ચૈત્રનો ચંદ્ર સોળે કળાએ ખીલી ઊઠ્યો છે તારકાંકિત આકાશનું સહસ્રદળ પોયણું દળે દળે ખીલી ઊઠ્યું છે વસંતની મદભરી શોભા જામી છે ચંદ્ર હસે છે, તપસ્વીની અભિસારગતિ આવી પહોંચી છે કે શું? 'વેળ એ' આવી વેળ એ!'

[ઉપગુપ્ત ચાલે છે એકાએક અટકી જાય પગે ઠેસ વાગે છે]

ઉપગુપ્ત આ શું? માનવીનું શરીર? આટલી બધી દુર્ગંધ? આટલી બદબો? (નીચો નમે છે) અરે! આ તો રોમેરોમ રક્તપિત્તનો ઘરડુ રોગ ફાટી નીકળ્યો છે! ગાડે ગાડે ઢળ પરોવાઈ ગયાં છે કાયા આખી લોહીપરુમાં લદબદ થઈ ગઈ છે આખો દેહ જાણે બળીને કોલસો ન થઈ ગયો હોય!

અહીં, શહેરની બહાર, આ ક્યાંથી? ગામના લોકોએ ચેપી રોગમાં પીડાતી આ બાપડી નારીને ઘસડીને નગરની બહાર નાખી દીધી હશે!

[નીચો બેસે છે વાસવદત્તાનું માથું ધીરેથી પોતાના ખોળામાં લે છે 'પાણી', પાણી'નો પોકાર કરતા એના હોઠ પર શીતળ પાણી રેડે છે કપાળ પર પોતાનો શીતળ સુકોમળ હાથ મેલી]

ઉપગુપ્ત ૐ શાંતિ શાંતિ શાંતિ
શમો પાપ, શમો વૈર, જ્વાળા વિદ્વેષની શમો,
શાન્તિ હો તુષ્ટિ હો! હો એ વસુધૈવ કુટુમ્બકમ્!

[ચંદનનો લેપ લઈને એ સડેલા શરીરને અંગે પોતાને હાથે મર્દન કરીને]

સુંદરી વળતી શાતા કશી?

વાસવદત્તા કોણ તમે? અરે દયામય! તમે ક્યાંથી આવ્યા જી અહીં આ સમે?

[વાસવદત્તાની આંખમાંથી આંસુની ધારા છૂટે છે]

ઉપગુપ્ત

આપ્યો 'તો કોલ મેં પેલી
શ્રાવણી ઘોર રાત્રિએ,
કે 'આવીશ જરૂર મારી
આવશે વેળ ' ભૂલી એ?
આવી છે વેળ એ આજે:
આજે જો રાત્રિ માહરી
આવી વાસવદત્તા ! આ
મધુરી અભિસારની!

[કોયલ ટહુકે છે ચન્દ્ર મલકે છે પુષ્પોની વૃષ્ટિ થાય છે પડદો ધીમેધીમે પડે છે]

ભજવવા માટે કર્તાની પૂર્વ સંમતિ આવશ્યક છે

★

# મહાયોગી શ્રી અરવિંદ

[૨]

શ્રી. સુંદરમ્

૧૯૧૪માં પૂ. બાપુના હિંદમાં થયેલા આગમન પહેલાંની રાજકીય રંગભૂમિની ધુરા મુખ્યત્વે વિનીત પક્ષને હસ્તક હતી. તેના આગળના દાયકામાં હિંદી સરોવરના શાંત જળમાં સરકારે બંગભંગ રૂપી પથ્થર જાણે નાખ્યો ને સમસ્ત જળમાં આંદોલન મચી રહ્યાં 'વંદેમાતરમ્', 'કર્મયોગી' તથા 'ધર્મ' નામનાં વર્તમાનપત્રોની અગ્નિઝરતી કલમ દ્વારા શ્રી અરવિંદે હિંદના સુષુપ્ત દેહને ઢંઢોળી મૂક્યો. હિંદના ક્રાંતિવાદીપક્ષે એમનામાં યુગદ્રષ્ટાનાં દર્શન કર્યાં, ને પોતે રાજકીય ક્ષેત્રમાં જે અલ્પકાળ રહ્યા તેમાં ૧૮૫૭નો બીજો સશસ્ત્ર બળવો જગાવવાની પ્રવૃત્તિ, આમજનતામાં પ્રચાર ને સંગઠનની ભાવનાને વિશિષ્ટરૂપ એમણે દીધું. અધ્યાત્મ સિદ્ધિઓને વરવા પહેલાં શ્રી અરવિંદની રાજકીય ક્ષેત્રની આ સિદ્ધિઓમાં પણ ઈશ્વરી કે દૈવી તત્ત્વનું કેવું મિશ્રણ હતું તે શ્રી. સુંદરમે અહીં ભક્તહૃદયે દર્શાવ્યું છે.

શ્રી અરવિંદની હવે પછીની પ્રવૃત્તિ બાહ્ય રીતે એક પ્રચંડ આંદોલનનું રૂપ લે છે. પોતાના અંતઃકરણમાં તેમની પેલી ઊર્ધ્વ ચેતના સાથેનું તેમનું અનુસંધાન તો અખંડ જ છે. પરંતુ એ અનુસંધાન હમણાં તેમને સૂક્ષ્મ આધ્યાત્મિક અનુભવોમાં નથી લઈ જતું; પરંતુ હિંદને માટે તે વખતે જરૂરી એવી એક પ્રવૃત્તિનું સંગઠન કરવા તરફ તેમને લઈ જાય છે. એક સાક્ષાત્કૃત વ્યક્તિને હાથે અખંડ બ્રહ્માનુભવમાં રહેનાર સિદ્ધ પુરુષને હાથે હિંદની પ્રચંડ રાજકીય પ્રવૃત્તિનો દેહ ઘડાય છે, હિંદની સાચી ક્રાંતિકારક અને શુદ્ધ સ્વતંત્રતાની લડતનાં બીજ નંખાય છે. આપણી સ્વતંત્રતાની લડત આમ કેવા આધ્યાત્મિક પાયા ઉપર શરૂ થઈ છે તે જોવા માટે શ્રી અરવિંદનું મુંબઈનું વ્યાખ્યાન વાંચવા જેવું છે. આ રહ્યો એમાંથી થોડો ભાગ :

"રાષ્ટ્રવાદ શું છે? રાષ્ટ્રધર્મ એ કોઈ રાજકીય કાર્યક્રમ નથી. એ તો ઈશ્વરપ્રણીત ધર્મ છે...તમે જો રાષ્ટ્રવાદી પક્ષમાં ભળવા માગતા હો, રાષ્ટ્રવાદનો આ ધર્મ જો તમને સ્વીકાર્ય હોય તો તે તમે ભક્તિપૂર્ણ હૃદયથી જ તેનો સ્વીકાર કરજો. તમારી સ્મૃતિમાં કોતરી રાખજો કે તમે નારાયણના હાથમાં નિમિત્ત માત્ર છો...રાષ્ટ્રધર્મ કદાપિ કચડ્યો કચડાવાનો નથી, રૂંધ્યો રૂંધાવાનો નથી. એ ધર્મ નારાયણની શક્તિથી જીવે છે. એ અવિનાશી છે, એનું કદી મૃત્યુ નથી; કારણકે એ કોઈ મનુષ્યે સર્જેલો પદાર્થ નથી. નારાયણ પોતે જ એની અંદર કાર્ય કરી રહ્યા છે. નારાયણને કોઈ મારી શકે તેમ નથી. નારાયણને કોઈ જેલમાં મોકલી શકે તેમ નથી.

"ધારો કે સાક્ષાત્ નારાયણ તમને આ સવાલ પૂછી રહ્યા છે, તો તમે શો જવાબ આપશો? તમારામાં સાચી શ્રદ્ધા છે? તમારી રાજકીય ભાવના તમને ખરેખર કોઈ ઉચ્ચ ભૂમિકામાંથી મળી છે ખરી? તમારા અંતઃકરણમાં નારાયણનો જન્મ થયો છે ખરો? તમે નારાયણના હાથમાં નિમિત્ત છો, તમારો દેહ પણ તમારો પોતાનો નથી. એ શ્રદ્ધા તમારે હૈયે બેઠી છે ખરી? તમે સર્વશક્તિમાન ઈશ્વરનું કાર્ય સાધવા માટે તેનાં માત્ર હથિયાર છો એ વિશ્વાસ તમારા હૃદયમાં આવ્યો છે? જો એ શ્રદ્ધા, એ વિશ્વાસ તમારામાં આવ્યાં હશે તો જ તમે સાચા રાષ્ટ્રધર્મી બનશો, તો જ તમારા હાથે આ મહાન રાષ્ટ્રનો ઉદ્ધાર થશે....

"જે શક્તિ આપણને દોરી રહી છે તે અજિત છે, સર્વશક્તિમાન છે, અમર છે, તેનો કોઈ પ્રતિકાર કરી શકે તેમ નથી, તે પોતાનું ધાર્યું પાર પાડવાની છે, આપણે પોતાને કાંઈ કરવાનું રહેતું નથી. એ શક્તિ જ્યાં દોરી જાય ત્યાં જવાનું છે, એ જે બોલાવે તે બોલવાનું છે, એ જે કહે તે કરવાનું છે. એ શક્તિ જેલ તરફ આંગળી ચીંધે તો આપણે જેલમાં જવાનું

છે એ જે કંઈ સહન કરવાનું કહે તે હસતે મોંએ સહી લેવાનું છે નારાયણ પોતે જ આપણી પાછળ ઊભેલા છે એ પોતે જ કર્તાહર્તા છે, આ કાર્ય પણ તેનું જ સ્વરૂપ છે

'તમને જણાશે કે થોડા જ વખતમાં નારાયણ આખા ભારતવર્ષને પલટી નાખવાના છે, કારણ કે ભારતવર્ષમાં દિવ્ય શક્તિએ ક્યારનો યે જન્મ લઈ લીધો છે, તે પોતાનું પ્રાકટ્ય ક્ષણેક્ષણે કરી રહી છે, અને હવે વધારે ને વધારે ત્વરાથી એ પોતાનું કાર્ય કર્યે જવાની છે તમે જોશો કે તમે આજે જે કરી રહ્યા છો એ ફક્ત રાજકીય હિલચાલ નથી, માત્ર કોઈ રાજકીય પરિવર્તન માટેની પ્રવૃત્તિ નથી, પરંતુ નારાયણનું પોતાનું જ કાર્ય છે, અને તે કરવાનો તમને આદેશ મળ્યો છે '

('ઉત્તરપાડા વ્યાખ્યાન'માં 'વર્તમાન પરિસ્થિતિ', તા. ૧૯-૧૨-૧૯૦૮)

વાચક જોઈ શકશે કે આ કેટલી બધી પ્રેરીત વાણી છે, આ કોઈ ફક્ત રાજકીય વક્તાના ઉદ્ગારો નથી, ઈશ્વરનું ખાલી નામ રટણ કરનાર કોઈ ભાવુકનું પણ આ ભાષણ નથી પરંતુ સાચા ઈશ્વરાનુસંધાનમાંથી આવેલી આ વાણી છે આપણા રાજકીય રંગમંચ ઉપર આવી પ્રેરીત વાણી, ઈશ્વરના સાંનિધ્યનો રણકો આપતી વાણી પહેલી જ વાર પ્રગટ થયેલી છે શ્રી અરવિંદની તમામ રાજકીય પ્રવૃત્તિ આ રીતે ઈશ્વરપ્રેરિત રહી છે તે વાત તેમના મુખેથી અન્યત્ર પણ પ્રગટ થયેલી છે પોતાની પત્નીને એક પત્રમાં શ્રી અરવિંદ લખે છે

" એ મારી ઇચ્છાથી નથી થયું ભગવાન જ્યાં લઈ ગયા ત્યાં જવું પડ્યું આ વખતે હું મારા પોતાના કાર્ય માટે નહોતો ગયો, ભગવાનના કાર્ય માટે ગયો હતો હવે મારી ચિત્તની સ્થિતિ બદલાઈ ગઈ છે હવે હું મારી પોતાની ઇચ્છાને આધીન નથી. ભગવાન મને જ્યાં લઈ જાય ત્યાં એક યંત્ર પેઠે મારે જવાનું છે તે જે કરાવે તે યંત્ર પેઠે મારે કરવાનું છે હવે મારાં બધાં કાર્યો મારી ઇચ્છા ઉપર નિર્ભર નથી રહ્યાં એ બધાં ભગવાનના આદેશ અનુસાર જ થાય છે એ મારે તમને જણાવવું રહ્યું ' (૧૭-૨-૧૯૦૭ 'શ્રી અરવિંદના પત્રો')

આ રીતે શ્રી અરવિંદ રાજકારણ ખેડતા હતા શ્રી અરવિંદે હિંદના રાજકારણમાં, હિંદની સ્વતંત્રતાની લડતમાં કેટલો મોટો ફાળો આપેલો છે એ વાત આપણા સ્મરણમાં આજે ન હોય એ સ્વાભાવિક છે ૧૯૧૦માં તેઓ રાજકારણમાંથી નિવૃત્ત થઈ પોંડિચેરી ચાલ્યા ગયા, એ વાતને આજે લગભગ ૪૦ વરસ થયાં એ પછી પ્રજાની બે પેઢીઓ આવી ગઈ પરંતુ શ્રી અરવિંદના હાથે સ્વતંત્રતાની લડતની દીક્ષા પામેલા લોકો હજી પણ વિદ્યમાન છે અને શ્રી અરવિંદનો શબ્દ, તેમનું 'વંદેમાતરમ્' પત્ર કેવી રીતે આખા હિંદના હૃદયને નવી પ્રેરણાથી ઝણઝણાવી રહ્યું હતું, તે વાત તેમના સ્મરણમાં તાજી જ છે એવા આપણા એક રાજકીય નેતા આચાર્ય શ્રી જે બી. કૃપાલાનીના આ શબ્દો શ્રી અરવિંદના કાર્યનો સ્પષ્ટ ખ્યાલ આપશે

"શ્રીઅરવિંદ તે વખતના રાજકીય નેતાઓમાં સૌથી નાના હતા રાજકારણમાં તેઓ તાજા જ દાખલ થયા હતા, 'વંદે માતરમ્'ની કટારોમાં તેઓ ચાલુ બનાવો વિષે દરરોજ પોતાના વિચારો અને ટીકા રજૂ કરતા હતા એ બનાવોમાં તેઓ એક નવું જ રહસ્ય જોતા હતા એ ઘટનાઓને જોવાની તેમની દૃષ્ટિ તદ્દન મૌલિક અને વેધક હતી એક અત્યંત પ્રૌઢ અને પરિપક્વ રાજપુરુષની રીતે તેઓ એ બનાવોની છણાવટ કરતા હતા એમના હૃદયમાં સળગી રહેલી તીવ્ર ઝંખનાની ઝાંખી વાચકોને એ લખાણમાંથી થતી હતી તેઓ હિંદ માટે સંપૂર્ણ અને નિબંધ સ્વતંત્રતાથી લેશ પણ ઓછું સ્વીકારવા માટે તૈયાર ન હતા પરિણામે આપણા રાષ્ટ્રજીવનમાં એક નવું જોમ પ્રગટ્યું સાહિત્ય અને કળામાં એક નવી પ્રવૃત્તિનો આરંભ થયો અને આપણા વિચારોમાં, કર્મમાં અને અનુભવમાં નવાનવા તત્ત્વો ઉત્પન્ન થવા લાગ્યાં બલિદાન તેમ જ કષ્ટસહન એ તો માતાની પુનિત વેદી ઉપર એક આનંદપૂર્વક કરાયેલું સમર્પણ છે, એ વિચાર આપણને પહેલો સુપરિચિત

બની ગયો. એટલે થોડાં વરસો પછી હિંદની રાજકીય ક્ષિતિજ ઉપર ગાંધીજી આવ્યા ત્યારે તેમની સમક્ષ પડેલો પ્રદેશ તદ્દન અણખેડાયેલો ન હતો. નવા ચણતર માટે કંઈક પાયો મોજૂદ હતો. ગાંધીજીની સાથે જેઓ જોડાયા તેમાંના ઘણાખરા તો વિદેશી સરકારે ચલાવેલી પ્રખર દમનનીતિમાંથી બચેલા અવશેષો જ હતા. મોટે ભાગે તો શ્રી અરવિંદનાં લખાણોમાંથી જ જન્મેલી નવી ભાવના તેમનામાં સક્રિય બની તેમને પ્રેરણા આપી રહી હતી." (ઑગસ્ટ ૧૫, ૧૯૪૮ 'દક્ષિણા' એપ્રિલ ૧૯૪૯)

આમ શ્રી અરવિંદે પોતાને મળી રહેલી પ્રેરણાના બળે હિંદના રાજકીય ક્ષેત્રને ખૂબ ખેડીને તૈયાર કરી તેમાં પૂર્ણ સ્વતંત્રતાનું બીજ વાવી દીધું હતું.

શ્રી અરવિંદની રાજકીય પ્રવૃત્તિના બે ભાગ પડે છે: એક 'ગુપ્તકાર્ય' અને બીજું જાહેર કાર્ય. આપણે આગળ જોઈ ગયા તે મુજબ શ્રી અરવિંદ ઇંગ્લેન્ડમાં હતા ત્યારના જ હિંદની સ્વતંત્રતા માટે કંઈક કાર્ય કરવાની પ્રતિજ્ઞા લઈ ચૂક્યા હતા અને હિંદમાં આવ્યા ત્યારે તેઓ એક પૂરેપૂરા ક્રાંતિવાદી હતા. હિંદમાં આવ્યા પછી તેઓ થોડાં વરસો સુધી તો કશું કર્યા વિના હિંદની પરિસ્થિતિનો અભ્યાસ કરતા રહ્યા અને પછીથી એ સંજોગોમાં પોતે કઈ પ્રવૃત્તિ કરવા જેવી છે તે વિષે પોતાના વિચારો પક્વ કર્યા અને યોગ્ય સમયે પોતાનું કાર્ય આરંભ્યું વડોદરાની નોકરીમાં તેઓ હતા ત્યાંસુધી તેઓ પરદા પાછળથી જ બધું કાર્ય કરતા રહ્યા હતા. એ નોકરી છોડી દીધા પછી તેઓ જાહેર કાર્યકર્તા બની રહ્યા. આપણે આગળ બીજું એ જોયું કે શ્રી અરવિંદને માટે આધ્યાત્મિકતા અને રાજકારણ વચ્ચે કશો સંઘર્ષ ન હતો. અદ્વૈતનો સાક્ષાત્કાર પામ્યા પછી પણ તેઓ બધી પ્રવૃત્તિ આદરી શક્યા હતા. વળી કેટલાક આધ્યાત્મિક પુરુષો આધ્યાત્મિકતા અને વ્યવહારનાં બે જુદાં ખાનાં પાડી નાખે છે, તેવું પણ તેમની બાબતમાં ન હતું; એટલું જ નહિ, એ બંને જાણે કોઈ ઊલટાસુલટા પદાર્થો હોય અને તેમનો મેળ મેળવવો એ કોઈ ભગીરથ કાર્ય હોય એવું પણ તેમને માટે ન હતું. આધ્યાત્મિકતા અને રાજકારણ તેમનામાં એક જ સમાન ભૂમિકાની ચેતના પર બનતી ક્રિયાઓ હતી. એટલું જ નહિ, શ્રી અરવિંદની બાબતમાં પરિસ્થિતિ એથી પણ આગળ વધેલી હતી. તેમનું રાજકારણ તેમની આધ્યાત્મિકતાનું જ સંતાન હતું.

અને શ્રી અરવિંદે પરિપક્વ વિચારને અંતે પોતાનો રાજકીય કાર્યક્રમ અમલમાં મૂકવો શરૂ કર્યો. એ કાર્યક્રમનું એક અંગ હતું હિંદમાં ક્રાંતિની ભાવનાનો ગુપ્ત રીતે પ્રચાર કરી એક સશસ્ત્ર બળવા માટે તૈયારી કરવી તે. બીજું અંગ હતું આમ જનતામાં જાહેર રીતનો પ્રચાર અને ત્રીજું અંગ હતું આમ જનતાનું સંગઠન કરી બ્રિટિશ સરકાર સામે લોકોમાં જાહેર અને સંગઠિત પ્રકારનો વિરોધ ઊભો કરવો, અને પછી પરિસ્થિતિ માગે તે મુજબ સશસ્ત્ર રીતે યા તો અસહકાર તથા શાંતિમય પ્રતિકારની રીતે વિદેશી શાસનને હિંદમાંથી નાબૂદ કરવું. શ્રી અરવિંદને લાગ્યું હતું કે હિંદમાં બ્રિટિશ સરકાર ગમે તેટલી મજબૂત હોય તોપણ દેશ એટલો તો વિશાળ હતો કે જો એક પ્રકારની ગેરિલા લડાઈ કરી શકાય અને સાથેસાથે પ્રજામાં એકસામટો વિરોધ અને બળવો ઊભો કરી શકાય તો તેથી પણ કામ પાર પડે તેમ હતું. વળી તેઓ બ્રિટિશ પ્રજામાનસના પોતાના પરિચયથી એમ પણ જોઈ શક્યા હતા કે અંગ્રેજો એક વાર દમનનીતિનો આશ્રય લે છતાં જો લોકોનો વિરોધ પ્રબળ અને ઉગ્ર રહે તો છેવટે તેઓ વાટાઘાટો પણ કરે તેવી પ્રજા

છે, અને હિંદની સાથે મૈત્રી જાળવી રાખવા માટે પોતે હાથે કરીને પણ હિંદને સ્વતંત્રતા આપી દે તેમ છે

આ કાર્યક્રમમાં પ્રથમ તો એ વસ્તુ ધ્યાન ખેંચે એવી છે કે શ્રી અરવિંદે પોતાની પદ્ધતિમાં સશસ્ત્ર બળવાનો સમાવેશ પણ કરેલો છે શ્રી અરવિંદ જે રીતે આધ્યાત્મિક સાક્ષાત્કારની ભૂમિકા ઉપરથી તેમ જ પ્રભુ પ્રેરણાને અનુસરીને કાર્ય કરતા હતા તે જોતાં આ સશસ્ત્ર યુદ્ધની વાત આજે ઘણાને ન સમજાય એ સંભવે છે પરંતુ વાચક જોઈ શકશે કે આનો અર્થ એટલો જ છે કે આધ્યાત્મિકતા, બ્રહ્મસાક્ષાત્કાર અને સશસ્ત્ર યુદ્ધ વચ્ચે કશો વિરોધ નથી શ્રી અરવિંદે બહિષ્કારની ચળવળ ઉપાડી ત્યારે ૧૯૦૮માં આ વિષય ચર્ચવાનો પ્રસંગ તેમને આવેલો તેના અનુસંધાનમાં શ્રી અરવિંદે આ પ્રમાણે લખેલું

'રાજકારણ એ ક્ષત્રિયનો પ્રદેશ છે આપણી રાજકીય પ્રવૃત્તિઓ કેવળ ક્ષત્રિયના ધર્મ પ્રમાણે જ ચાલવી જોઈએ સંતની રીતે દુઃખ સહન કરવાનો બ્રાહ્મણનો ધર્મ રાજકારણ ઉપર લાદવો એ વર્ણસંકરનો ઉપદેશ કરવા સમાન છે રાજકારણના ક્ષેત્રમાં વ્યક્તિઓ સાથે નહિ પણ માનવસમૂહ સાથે કામ લેવાનું હોય છે માનવજાતિના સમૂહોને કહેવું કે તમે બધા સંતોના જેવું વર્તન રાખો, દિવ્યપ્રેમના શિખર ઉપર પહોંચી જાઓ તમારા શત્રુઓને, તમારા પર જુલમ કરનારાઓને તમે પ્રેમથી ભેટો, એમાં માનવસ્વભાવની તદ્દન ખોટી સમજ છે રાજકારણમાં પ્રેમને અવશ્ય સ્થાન છે, પણ એ પ્રેમ તે પોતાના દેશ માટેનો દેશબાંધવો માટેનો પ્રેમ છે આ સિવાય અન્ય પ્રકારના પ્રેમને રાજકારણમાં સ્થાન નથી દેશદેશોની વચ્ચેના સંબંધમાં ન્યાયને પક્ષપાતને, ઉદારતાને કર્તવ્યબુદ્ધિને સ્થાન હોઈ શકે, પ્રેમને નહિ બહિષ્કારને આગળ ધપાવવા માટે હિંસાનો ઉપયોગ કરવો કે નહિ એમાં નીતિની દૃષ્ટિએ કોઈ જ પ્રશ્ન ઊભો થતો નથી ક્ષત્રિયના ધર્મ મુજબ યુદ્ધના પ્રસંગે હિંસાનો ઉપયોગ કરી શકાય જ છે'

('બહિષ્કારનો ધર્મ'—'દક્ષિણા' નવેમ્બર'૪૮)

આ જાતનું આપણને સાવ અપરિચિત છે એમ તો નથી જ હિંદુ ધર્મે, હિંદની સંસ્કૃતિએ તથા હિંદમાં વિકસેલી આધ્યાત્મિકતાએ કોઈ પ્રજા પોતાના આત્મરક્ષણ માટે સશસ્ત્ર યુદ્ધ કરે તો તે આધ્યાત્મિકતાથી ઊલટું છે, એ ન છૂટકે કરવું પડે એવું પાપકર્મ છે, એમ કદી ગણ્યું નથી બેશક, માનવજાતિએ આવાં યુદ્ધોમાંથી છૂટવા માટે પ્રયત્નો કર્યા છે જગતના ચિંતકોએ તથા નાનામોટા દ્રષ્ટાઓએ વ્યવહારમાંથી સંઘર્ષના તત્ત્વને ટાળવા માટે નૈતિક પ્રકૃતિનો, શાંતિમય સાધનોનો, અહિંસક વિરોધનો માર્ગ લેવાની સલાહમણ કરી છે ખાસ કરીને ખ્રિસ્તી ધર્મની અસર હેઠળ યુરોપમાં શાંતિવાદ (યાને પેસિફિઝમ)નો વિકાસ થયો છે અને તેના પ્રભાવ હેઠળ હિંદમાં અહિંસક યુદ્ધપદ્ધતિનો વિચાર પણ પ્રચલિત બન્યો છે આમાંથી એક માન્યતા એ ઊભી થઈ છે કે હિંસક પદ્ધતિ કરતાં શાંતિવાદની અહિંસક પદ્ધતિ વધારે શુભ, વધારે ઉત્તમ પરિણામો લાવી આપશે શ્રી અરવિંદનું આ બાબતમાં એમ કહેવું છે, કે આ નવી વિચારસરણી વધુ આધ્યાત્મિક છે તથા વધુ કાર્યસાધક છે એવું કંઈ જ નથી ઊલટું શાંતિવાદની રીતિ, આખા માનવસમૂહ પાસે સંતના ધર્મનું આચરણ કરવાની માગણી, એની પાછળ માનવસ્વભાવનું ઘણું મોટું અજ્ઞાન રહેલું છે એ માર્ગ વધુ ઉત્કૃષ્ટ જીવન પ્રણાલિ તરફ ન લઈ જતાં ઊલટો વર્ણસંકર તરફ લઈ જાય છે પ્રજાના માનસમાં તથા જીવનમાં એક વિચિત્ર રીતનો ખીચડો ઊભો કરે છે વળી સંઘર્ષને ઉત્પન્ન કરતાં તમામ તેનું નિવારણ કરી શકતાં બળોની સાચી સૂઝ આ શાંતિવાદી વિચારસરણીમાં નથી.

અને તેથી એ રીતે શાંતિ સ્થાપન કરવાનો હરકોઈ પ્રયત્ન કદી સફળ થવાનો નથી. એટલું જ નહિ, એવી રીતે શાંતિ સ્થાપવાનો પ્રયત્ન કરવા જતાં પરિસ્થિતિ ઊલટી વધુ ખરાબ બનવાનો પણ સંભવ રહે છે. હા, વિશ્વમાં શાંતિ સ્થપાય, માનવના જીવનમાંથી સંઘર્ષનાં અને કલહનાં તત્ત્વો નિર્મૂળ થાય એ તો ઇષ્ટ વસ્તુ છે જ. પરંતુ એ શાંતિ તે આધ્યાત્મિક કોટિની હોવી જોઈએ, એનો પાયો માનવના ચિત્તમાં મંડાવો જોઈએ. માનવના ચિત્તમાં આવી આધ્યાત્મિક શાંતિની સ્થાપના કરી શકાય તો જ તેના બાહ્ય જીવનમાંથી સંઘર્ષનું તત્ત્વ નિર્મૂળ થાય. એમ ન થાય ત્યાંસુધી યુદ્ધો અટકાવવા માટે, આંતરરાષ્ટ્રીય કરારો દ્વારા તેમ જ આંતરરાષ્ટ્રીય લશ્કર દ્વારા પ્રયત્ન કરવાની તરફેણ શ્રી અરવિંદ કરે છે.

શ્રી અરવિંદે પોતાના ગુપ્ત કાર્યક્રમ માટે પ્રથમ તો વડોદરાના લશ્કરમાંના એક બંગાળી સિપાઈ જતીન બેનરજીને લોકોને ક્રાંતિ માટે તૈયાર કરવાનો એક કાર્યક્રમ સોંપી બંગાળ મોકલ્યો. એ કાર્યક્રમ મુજબ લોકોમાં ક્રાંતિની ભાવના વ્યાપક કરી તે માટે તેમને ગુપ્ત તેમ જ પ્રગટ રીતે સંગઠિત કરવાના હતા. બૌદ્ધિક, નૈતિક તેમ જ સાંસ્કારિક પ્રવૃત્તિઓને નામે સંસ્થાઓ ઊભી કરી, તે દ્વારા લોકોને લશ્કરી હિલચાલ માટે તૈયાર કરવાના હતા. આ વિચારનું બીજ ખૂબ જ ઝડપથી ફેલાઈ ગયું. જુવાનોની ચાલુ સંસ્થાઓએ તે અપનાવી લીધું તેમ જ નવાંનવાં મંડળો પણ ઊભાં થયાં. શ્રી અરવિંદ એ બધાંનું એક પાકા પાયા પર સંગઠન કરવા માગતા હતા. પરંતુ તે હજી થઈ શક્યું નહોતું. પણ એની પાછળની ક્રાંતિની ભાવના તો વ્યાપક થવા માંડી જ હતી. એવામાં બંગાળના ભાગલા આવ્યા. લોકો ખળભળી ઊઠ્યા. હિંદના રાજકારણમાં ઉદ્દામ પક્ષનો જન્મ થયો. દેશમાં વિરાટ રાષ્ટ્રીય આંદોલન શરૂ થયું. શ્રી અરવિંદ આ નવી દિશામાં હવે વધુ સક્રિય બન્યા, અને તેમની ગુપ્ત પ્રવૃત્તિ ઓછી થવા લાગી.

શ્રી અરવિંદની જાહેર પ્રવૃત્તિ કોંગ્રેસના વિનીત પક્ષની નીતિરીતિની એક કડક સમાલોચનાથી શરૂ થયેલી. મુંબઈના 'ઇંદુપ્રકાશ' પત્રમાં તેમણે આ વિષયે એવા નિખાલસ લેખો લખ્યા કે મોડરેટપક્ષના નેતાઓના દબાણ હેઠળ એ પત્રે શ્રી અરવિંદને એ રીતે લખતાં અટકાવી દીધા. આ દરમિયાન શ્રી અરવિંદ લોકમાન્ય ટિળકના સંપર્કમાં આવ્યા. શ્રી અરવિંદે જોયું કે તે વખતના નેતાઓમાં માત્ર ટિળક જ ક્રાંતિકારી પક્ષની આગેવાની લઈ શકે તેમ હતા. એ બે નેતાઓ વચ્ચે વિચારોની આપલે થઈ તથા પોતાની પદ્ધતિ તેમણે અન્યોન્યને સમજાવી. ત્યારથી શ્રી અરવિંદ અને ટિળક એકબીજાના સહકારી બની રહ્યા. એ બન્ને નેતાઓએ હિંદમાં ઉદ્દામવાદને જાગ્રત કર્યો. સુરતની કોંગ્રેસમાં જૂના વિનીત પક્ષની સામે તેમણે મોરચા માંડ્યા, અને રાષ્ટ્રવાદીઓનો નવો મોરચો ઊભો કર્યો. ટિળક હિંદના પશ્ચિમ ભાગમાં કામ કરતા રહ્યા; જ્યારે શ્રી અરવિંદે બંગાળમાં જઈ ત્યાંનું કામ સંભાળી લીધું.

હવે હિંદની સ્વતંત્રતા મેળવવા માટે શ્રી અરવિંદે એક કાર્યક્રમ ઘડી કાઢ્યો. શ્રી અરવિંદનો વિચાર બનતાં સુધી તો મોડરેટ નેતાઓના હાથમાંથી કોંગ્રેસને જ કબજે કરવાનો હતો. પણ તે જો શક્ય ન બને તો એક બીજું હિંદવ્યાપી ક્રાંતિકારી મંડળ ઊભું કરવા તે માગતા હતા. એ મંડળે જતે દિવસે વધીવધીને 'હિંદની રાષ્ટ્રીય સરકારનું રૂપ લેવાનું હતું. શ્રી અરવિંદ બ્રિટિશ શાસન સામે પ્રજાને સંગઠિત કરી

અસહકાર અને શાંતિમય પ્રતિકારની રીતે એક એવું આંદોલન ઊભું કરવા માગતા હતા જેને લીધે પરદેશી સરકારને વહીવટ ચલાવવો અશક્ય બની જાય વળી સામેથી સરકાર દમનનીતિ ચલાવે તો પણ પ્રજામાં વિરોધની માત્રા એટલી તો ઉગ્ર કરવી કે સરકારની દમનનીતિ પણ કશા કામમાં ન આવે અને આ બધાને અંતે, એ જરૂર રહે તો છેવટે આખા યે દેશમાં ખુલ્લો બળવો પુકારવો એમ શ્રી અરવિંદે વિચાર્યું હતું આ આંદોલનનાં વિવિધ અંગો હતાં બ્રિટિશ વેપારનો બહિષ્કાર, રાષ્ટ્રીય શાળાઓ, તથા પ્રજાની કોર્ટોની સ્થાપના, સ્વયંસેવક દળોની રચના

શ્રી અરવિંદ આ કાર્યક્રમ માટે બંગાળ આવ્યા ત્યારે પણ વડોદરાની નોકરીમાં તેઓ ચાલુ હતા એટલે પ્રગટ રીતે તેઓ કશું કરતા ન હતા તેઓ બંગાળમાં આવ્યા પછી તેમના મિત્રોએ 'બંગાળ નેશનલ કૉલેજ'ની સ્થાપના કરી અને શ્રી અરવિંદ વડોદરાની નોકરીમાંથી નિવૃત્ત થઈ એ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે આવ્યા વડોદરાની નોકરીનું બંધન દૂર થતાં શ્રી અરવિંદે હવે મોકળે મને કામ કરવા માંડયું તેમની પાસે પોતાનો કાર્યક્રમ તો હતો જ એવામાં એ કાર્યક્રમને આમજનતામાં વ્યાપક કરવાનું એક મોટું સમર્થ સાધન મળી આવ્યું બંગાળના એક પ્રખર બુદ્ધિશાળી અને રાજકીય ચિંતક બિપિનચંદ્ર પાલે 'વંદે માતરમ્' નામે એક દૈનિક શરૂ કર્યું હતું શ્રી અરવિંદને એ પત્રમાં લખવાનું આમંત્રણ મળ્યું, અને તે તેમણે સ્વીકારી લીધું. હવે શ્રી અરવિંદે કૉંગ્રેસના પ્રગતિશીલ જુવાનોને હાથમાં લીધા, તેમનો એક નવો રાજકીય રાષ્ટ્રવાદી (નૅશનાલિસ્ટ) પક્ષ ઊભો કર્યો, એ પક્ષે 'વંદે માતરમ્'નો પોતાના મુખપત્ર તરીકે સ્વીકાર કર્યો અને એ પત્ર દ્વારા તેમ જ લોકોમાં ભાષણો અને સભાઓ દ્વારા નવા કાર્યક્રમનો પ્રચાર શરૂ કર્યો

શ્રી અરવિંદે સ્થાપેલા નવા પક્ષને થોડા જ વખતમાં પુષ્કળ મોટી સફળતા મળી આવી આખા હિંદમાં 'વંદે માતરમ્'નો ફેલાવો થઈ રહ્યો હિંદના પત્રકારિત્વમાં એ પત્રે ભજવેલો ભાગ અત્યંત અસાધારણ હતો એણે લોકમાનસમાં એક જબરો પલટો આણી દીધો અને ક્રાંતિ માટે તેને તૈયાર કરી આપ્યું આ પત્રનું સંચાલન શ્રી અરવિંદના હાથમાં હતું તે વેળાએ પણ તેઓ હજી વડોદરાની નોકરીમાં ચાલુ હતા એટલે પત્રના તંત્રી તરીકે તેમનું નામ આવતું ન હતું 'વંદે માતરમ્'માં શ્રી અરવિંદની કલમમાંથી ક્રાંતિવાદી વિચારસરણી વહેવા લાગી. 'હિંદનું રાજકીય ધ્યેય સંપૂર્ણ અને શુદ્ધ સ્વતંત્રતા જ હોય એ વાત તેમણે વારંવાર ભારપૂર્વક રજૂ કરવા માંડી. હિંદના જીવનમાં એ રીતે સ્વતંત્રતાનો ઉદ્ઘોષ કરવાની હિંમત કરનાર પહેલા નેતા શ્રી અરવિંદ હતા હિંદના રાજકારણમાં 'સ્વરાજ' શબ્દ પણ તેમણે જ આપ્યો તે શબ્દને વિનીતો—મૉડરેટો 'હોમરૂલ'ના અર્થમાં ઘટાવવા માગતા હતા પરંતુ શ્રી અરવિંદે તેને પૂર્ણ સ્વતંત્રતાના પર્યાય તરીકે સ્થાપિત કરી આપ્યો તેમણે સ્થાપેલા પક્ષે પોતાના ધ્યેય તરીકે 'સ્વરાજ' શબ્દનો સ્વીકાર કર્યો અને એ શબ્દ દરેક સ્થળે પ્રચલિત બની રહ્યો

શ્રી અરવિંદનો 'રાષ્ટ્રવાદી' પક્ષ ભાવનાવાદી જુવાનોનું એક શિસ્તબદ્ધ જૂથ હતું તેની મદદ વડે શ્રી અરવિંદે બંગાળમાંના વિનીત પક્ષને પૂરેપૂરી શિકસ્ત આપી દીધી. પણ આ બાજુ આ વધતી જતી ચળવળ સામે સરકારે આકરાં પગલાં લેવાં માંડ્યાં અને શ્રી અરવિંદે યોજેલો કાર્યક્રમ તત્કાલ પૂરતો તો પડી ભાંગ્યો પરંતુ તે ચળવળમાં

ભાગ લેનારાઓમાંથી જ ભવિષ્યના નેતાઓ હિંદને મળ્યા. વળી એ કાર્યક્રમથી એ વરસોમાં જે સૌથી મહાન કાર્ય સિદ્ધ થયું એ તો હતું દેશમાં એક નવા પ્રાણનું સર્જન. દેશમાં ચારે કોર 'વંદે માતરમ્'નો પુકાર ગુંજી ઊઠ્યો હતો. લોકોને લાગતું કે આપણે કોઈક મહાયુગમાં જીવી રહ્યા છીએ. દેશમાં એક એવી શક્તિનું સર્જન થયું કે જેને કોઈપણ વસ્તુ આંચ અડાડી શકે તેમ ન હતું. એ શક્તિએ દેશમાં એક પછી એક વધુ ને વધુ ઉગ્ર આંદોલનો ઉત્પન્ન કર્યાં અને હિંદને વિજયના ઉંબર ઉપર મૂકી આપ્યું.

રાષ્ટ્રવાદીઓના કાર્યક્રમની સાથેસાથે બંગાળમાં ત્રાસવાદીઓની પણ એક પ્રવૃત્તિ ચાલી રહી હતી. રાષ્ટ્રવાદીઓ એ પ્રવૃત્તિની સાથે સંમત ન હતા. એ ત્રાસવાદીઓએ કેટલાંક ખૂનો કરેલાં, બૉમ્બ નાખેલા. સરકાર હવે ઘણી જ ઉગ્ર બની ગઈ અને ત્રાસવાદીઓની સામે તેણે કડક પગલાં લેવા માંડ્યાં; અને એવા એક કાવતરાની શોધમાં સરકારી પોલીસખાતાએ એક વહેલી સવારે, ૧૯૦૮ના મેની પાંચમી તારીખે શ્રી અરવિંદની ધરપકડ કરી. તેમને અલીપોર જેલમાં લઈ જવામાં આવ્યા અને આખા હિંદમાં ચકચાર પામેલો જાણીતો અલીપોર બૉમ્બકેસ શરૂ થયો. એ કેસ એક વરસ ચાલ્યો. દેશબન્ધુદાસના પ્રચંડ પુરુષાર્થે એ મુકદ્દમામાંથી શ્રી અરવિંદને બચાવી લીધા. બરાબર એક વરસે શ્રી અરવિંદ નિર્દોષ ઠરીને છૂટ્યા. તેઓ બહાર આવ્યા ત્યારે બધું સાવ શાંત બની ગયું હતું. તેમના સાથીઓ અને અનુયાયીઓમાંના ઘણા જેલમાં હતા, ઘણા આપમેળે દેશનિકાલમાં ચાલ્યા ગયા હતા. શ્રી અરવિંદે એ સંજોગોમાં પણ પાછું સંગઠન શરૂ કરવા પ્રયાસો આદર્યા. 'કર્મયોગી' અને 'ધર્મ' નામે અંગ્રેજી તથા બંગાળીમાં બે સાપ્તાહિક શરૂ કર્યાં. તેમનો ફેલાવો પણ સારો થયો પરંતુ હજી હિંદના રાજકારણમાં વિનીતોનું જ વર્ચસ્વ હતું અને તેમની સામે શ્રી અરવિંદનો મોરચો ચાલુ જ રહ્યો. આ બાજુ સરકાર શ્રી અરવિંદને પોતાના માર્ગમાંથી દૂર કરવા કૃતનિશ્ચયી બની ચૂકી હતી. તે શ્રી અરવિંદ પર ફરી કેસ કરવાનું કોઈ બહાનું શોધતી હતી. 'કર્મયોગી'માંના એકાદ લેખના બહાના હેઠળ તેમને પકડવા એમ સરકારે નક્કી કરી લીધું. એક રાતે 'કર્મયોગી'ની ઑફિસમાં ખબર આવ્યા કે સરકાર ઑફિસની ઝડતી લેવા માગે છે અને શ્રી અરવિંદને પકડવા માગે છે. પોતે હવે શું કરવું એનો શ્રી અરવિંદ વિચાર કરવા લાગ્યા અને એટલામાં જ તેમને એકાએક ઊર્ધ્વમાંથી આદેશ આવ્યો કે તેમણે ફ્રેંચ હિંદમાં આવેલા ચન્દ્રનગરમાં ચાલ્યા જવું. શ્રી અરવિંદે તરત જ એ આદેશ સ્વીકારી લીધો. હવે એમનો એ નિયમ થઈ ચૂક્યો હતો કે પ્રભુ તરફથી જે માર્ગદર્શન મળે તે મુજબ જ પોતે વર્તવું. એનો જરા યે વિરોધ ન કરવો, કે તેમાંથી સહેજ પણ આઘાપાછા ન થવું. એટલે પેલો આદેશ મળતાં જ શ્રી અરવિંદ કોઈ સાથે કશી પણ વાતચીત કરવા રોકાયા વિના દસ મિનિટમાં જ ગંગાના ઘાટ ઉપર જઈ પહોંચ્યા અને એક ઉતારુ હોડીમાં બેસીને થોડા જ કલાકમાં ચંદ્રનગર પહોંચી ગયા અને ત્યાં ગુપ્ત વાસમાં ચાલ્યા ગયા. તે પછી તેમને પોંડિચેરી જવાનો આદેશ મળ્યો. ઉત્તરપાડાના કેટલાક જુવાન ક્રાંતિકારીઓએ શ્રી અરવિંદને એક હોડી મારફતે કલકત્તા પહોંચાડ્યા. ત્યાંથી તેમણે ફ્રેંચ સ્ટીમર 'દુપ્લે' લીધી અને ૧૯૧૦ના એપ્રિલની ૪થીએ પોંડિચેરી પહોંચ્યા.

(આવતે અંકે સંપૂર્ણ થશે.)

★

# પદ્મનાભનું સ્મારક

## શ્રી સોપાન

મહાન કવિ, લેખક, કલાકાર સમાજસેવક દેશભક્ત કે અતિ પ્રસિદ્ધ નેતાની પાછળ મોટાં સ્મારકો રચાય છે ને તે દ્વારા સમાજસેવાની અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલે છે આવા એક સેવકના મૃત્યુ પછીની કથા અહીં રજૂ કરવામા આવી છે. વાચકો આ વાસ્તવિક ચિત્ર જોઈ સ્મારકોની રચના વિષે શો નિર્ણય બાંધશે?

પદ્મનાભના મૃત્યુની ક્ષણે મારા દિલમાં કરુણા ઊભરાઈ આવી હતી પદ્મનાભ કવિ હતા, લેખક હતા, મહાન ચિંતક હતા વગેરે વિચારો તે ક્ષણે મને આવ્યા નહોતા એમના જવાથી ગુજરાતનું સંસ્કાર ધન કેટલું ઓછું થઈ જશે તેનો યે અંદાજ મને આવ્યો નહોતો મારું ધ્યાન તો પથારીની પાસે બેસી આંસુ સારતી પદ્મનાભની પત્ની તરફ અને ઓરડાના ખૂણામાં હીબકાં ભરતાં ત્રણ બાળકો ઉપર જ હતું હું મામૂલી શિક્ષકનું જીવન ગાળતો આદમી વધુ ઊંચી કલ્પના ક્યાંથી લાવી શકું? પદ્મનાભના જવાથી ગુજરાતની કવિતા રડશે, સાહિત્યનો બાગ સૂનો બનશે, ચિંતનના ક્ષેત્રે ગુજરાતની દરિદ્રતા ઉઘાડી પડી જશે વગેરે વિચારો મને ક્યાંથી આવી શકે?

પણ પદ્મનાભના મૃત્યુ-સમાચાર શહેરમાં અને ગુજરાત તથા મુંબઈમાં ફેલાતાં જે શોકનાં વાદળ છવાયાં તે જોતાં મારી આંખ ઊઘડી ગઈ હું આજસુધી એમ માનતો હતો કે પદ્મનાભની પ્રશંસા સંભળાય છે, પણ ખાસ કદર કરનારું ગુજરાતમાં કોઈ નથી, પણ એમના મૃત્યુ પછી લગભગ એક માસ સુધી ગુજરાતની સાહિત્ય સભાઓએ, કવિમંડળોએ, કેળવણીની સંસ્થાઓએ, કલાકારોના સંઘોએ અને સૌથી વિશેષ વર્તમાનપત્રોએ આંસુ સાર્યાં ત્યારે મને થયું કે રૂપિયા-આના-પાઈની તંગીમાં જીવતા ને ખડતીની ધૂળમાં જ આળોટતા મારા જેવા પામર જીવને જેમ પદ્મનાભની અલૌકિક મહત્તાનો ખ્યાલ ન આવ્યો તેમ મહત્તાને પિછાનનારાઓનો ખ્યાલ પણ ન આવી શક્યો

પદ્મનાભ અને હું છેલ્લાં દસ વર્ષથી પાડોશમાં રહેતા હતા પદ્મનાભ દસેક વર્ષ પહેલાં અમારા પાડોશી બનેલા પદ્મનાભ આવ્યા ત્યારે તે જ દિવસે અમે જાણી લીધું કે તેઓ સારું ભણેલા છે, ઊગતા કવિ તથા લેખક છે અને તરતમાં જ એમનાં લગ્ન થયેલાં છે અમારાં લગ્ન જો કે પાંચ વર્ષ પહેલાં થયેલાં પણ મારી અને પદ્મનાભની તેમ જ મારાં પત્ની સુશીલા અને પદ્મનાભનાં પત્ની ચંદ્રપ્રભાની વયમાં ખાસ તફાવત નહોતો એક સાહિત્યકાર મારો પાડોશી બન્યો તેથી મને આનંદ તો થયો જ, એમ પણ લાગ્યું કે સારાં પુસ્તકો વાંચવા મળશે અને મારાં પત્નીના શુભ સંસ્કારોમાં પણ વૃદ્ધિ થશે. પદ્મનાભ અને ચંદ્રપ્રભા સુશિક્ષિત હતાં અને ધારે તો ધરતીથી એક વેંત ઊંચે ચાલી શકે એવાં સાહિત્યસર્જકો પણ હતાં, છતાં એમના સ્વભાવમાં પ્રેમ અને નમ્રતાની મુદ્દલ ઊણપ નહોતી

પદ્મનાભના ગૃહજીવન અંગે હવે લખવાની શી જરૂર છે? એટલું જણાવું કે પતિ-પત્ની વચ્ચે પ્રથમથી ગાઢ સ્નેહ હતો અને જીવનની છેલ્લી ક્ષણ સુધી એમાં કદી ખોટ આવી નહોતી. શુદ્ધ ન્યાયની દૃષ્ટિએ જોઉં તો મારે એટલું કહેવું જોઈએ કે સ્નેહના કોમળ

છોડને ઉછેરવા અને રક્ષવા વિશેષ પરિશ્રમ ચંદ્રપ્રભા કરતાં હતાં; કારણકે પદ્મનાભ કવિ–લેખક હોવાથી કંઈક અવ્યવસ્થિત અને થોડાક અવ્યવહારુ હતા. ઘરમાં શું ચાલે છે–તેની ચિંતા તો એમને કદી કરવી પડતી નહિ, પણ ઘર ચલાવવા માટે જે સાધન જોઈએ તેની પ્રાપ્તિ માટે પણ તેઓ કદી ચિંતાતુર બનતા નહિ. સુશીલા અને ચંદ્રપ્રભા વચ્ચે ગાઢ સંબંધ બંધાયો હતો એટલે અનેકવાર ઘરની ઊંડી વાતો તેઓ પરસ્પર કરી લેતાં. સુશીલા પાસેથી મને જાણવા મળતું કે ચંદ્રપ્રભા બ્રાહ્મણનું સાદું જીવન જ પસંદ કરે છે અને પૈસા કે ભોગવિલાસની લેશમાત્ર ઝંખના રાખતાં નથી. એટલું ખરું કે ચંદ્રપ્રભાએ એવી ઝંખના રાખી હોત તો યે તે પાર પડવાની તો કશી આશા જ નહોતી, પણ એ ઝંખના જો હોત તો એમના ગૃહસુખને તો સળગાવી જ મૂકત. ચંદ્રપ્રભા પોતે સુશિક્ષિત હતાં અને ધારે તો કંઈક સર્જન પણ કરી શકે એવાં હતાં, પરંતુ એમનું મુખ્ય ધ્યાન તો પદ્મનાભની સર્જક પ્રતિભાને માર્ગ આપવાનું જ હતું.

અમે જોતાં અને અનેકવાર પ્રશંસાપૂર્વક વાત કરતાં કે પદ્મનાભને જો ઈશ્વરે ચંદ્રપ્રભા ન આપ્યાં હોત તો એનું કાવ્યઝરણ સંસારના સૂકા રણમાં શોષાઈ જાત અને એમનું ચિંતન ગૃહકલેશમાં અટવાઈ પડત. દસ વર્ષમાં પદ્મનાભ એક પુત્ર અને બે પુત્રીઓના પિતા થયા હતા, પરંતુ તેની જવાબદારી પણ મુખ્યત્વે ચંદ્રપ્રભાએ જ ઉપાડી લીધી હતી. પદ્મનાભ આ વસ્તુસ્થિતિ પ્રત્યે અજાણ નહોતા. તેઓ અનેકવાર ચંદ્રપ્રભાને કહેતા: 'ગુજરાત મને માન આપે છે ને મારી કીર્તિ ગાય છે પણ કોને ખબર છે કે તારા પેટાવેલા દીવાને અજવાળે બેસી તારા પરસેવામાં કલમ બોળીને હું આ બધું લખું છું.'

પદ્મનાભને પોતાના જીવન અને કાર્યને માટે ભારે સંતોષ હતો. 'મારે મરતાં પહેલાં ગુજરાતને કંઈક અદ્‌ભુત આપી જવું છે,' એવા ઉદ્‌ગારો અનેક વેળા એમના મુખમાંથી નીકળતા. મારા જેવી જ પૈસાની તંગી એમને ભોગવવી પડતી, પણ એ વિષે કોઈ જાતની ફરિયાદ એમને મોંએથી મેં કદી સાંભળી નથી. હું શિક્ષકનો જીવ આ બાબતમાં સદા ય દુભાયેલો રહેતો. વ્યાખ્યાન–મંચ ઉપરથી બોલતો હોઉં એવા સ્વરે હું એમને કહેતો: 'આપણા જેવા શિક્ષણ અને સંસ્કારના દાતાઓને જે સમાજ સન્માનશે નહિ અને આર્થિક બાબતોમાં નિશ્ચિંત બનાવશે નહિ તે સમાજ હજાર વર્ષે પણ ઉન્નતિ સાધી શકશે નહિ.' એ હસીને જવાબ આપતા: 'મને તો એવું લાગે છે કે મારી યોગ્યતા કરતાં લોકો મને વધુ માન આપી રહ્યા છે.' હું તરત પૂછતો: 'અને પૈસાની બાબતમાં?' એમની જીભ થોથરાતી અને જવાબ મળતો: 'લોકોને રુચે એવું આપણે ન લખી શકીએ તેમાં એમનો શો દોષ?'

હું મારા મનમાં જાણતો હતો કે મારા કરતાં પદ્મનાભની યોગ્યતા અનેકગણી વધારે છે. હું તો જગતની બીજી બજારોમાં નિષ્ફળ ગયા પછી લાચારીએ જ શિક્ષકના ધંધામાં પડ્યો હતો એટલે મને મારા વિષે લાગતું તે કરતાં અનેકગણું વધારે પદ્મનાભ વિષે લાગી આવતું. વિશેષમાં મેં જાણ્યું કે પદ્મનાભને કુટુંબમાં કોઈ છે જ નહિ અને ચંદ્રપ્રભાનાં માતાપિતા પણ અત્યંત ગરીબ છે, ત્યારે તો પદ્મનાભે મેળવેલી સિદ્ધિઓ માટે આદર વધ્યો અને એમને વેઠવી પડતી મુશ્કેલીઓ માટે સમાજ પ્રત્યેના રોષમાં પણ વૃદ્ધિ થઈ.

પદ્મનાભની તબિયત છેલ્લાં બે વર્ષથી સારી રહેતી નહોતી. તેઓ હવે જાણીતા લેખક બન્યા હતા, એટલે જેમ તેમ ઘરખર્ચ

ચાલે એટલા પૈસા મળી રહેતા હતા, પરંતુ માંદગી વધતી ગઈ તેમ દવાનું ખર્ચ વધતું ગયું અને ચંદ્રપ્રભાનું લોહી શોષાતું ગયું અમે કુંકુબીઓ જેવાં બની ગયાં હતાં એટલે થાય તેટલું કરતાં હતાં, પણ અમારી શક્તિ બહુ જ મર્યાદિત હતી પદ્મનાભની માંદગી દરમિયાન એમનું સાહિત્યઝરણું સુકાઈ ગયું હતું, પરંતુ તે વિષે કોઈને ચિંતા કરતાં મે કદી સાંભળ્યા નહોતા, પણ અચાનક એક રાત્રે એમનો જીવનદીપ બુઝાયો ને શહેરમાં વાત પ્રસરી ગઈ ત્યારે સમગ્ર ગુજરાત શોકમાં ડૂબી ગયેલું મને જણાયું ચારે બાજુએથી આશ્વાસનના પત્રો ને તારો આવ્યા. વર્તમાન પત્રોમાં એમની મહત્તાનાં દર્શન કરાવતા લેખો લખાયા માંદગી દરમિયાન દેખાયા નહોતા એવા અનેક મિત્રોએ સંસ્મરણો લખ્યાં ને 'ગુજરાતને કદી ન પુરાય એવી ખોટ પડી છે' એવા સ્વરો ચારે દિશાઓથી સંભળાયા

મારુ મન આજે જરા ક્ષુબ્ધ થઈ ગયું છે ને રહીરહીને રોષની લાગણી પ્રગટી આવે છે, પણ તટસ્થ ભાવે કહેવું હોય તો કહેવું જ જોઈએ કે પદ્મનાભના મૃત્યુને ગુજરાતે જે રીતે અંજલિ આપી તે અદ્ભુત હતી ચંદ્રપ્રભાનાં આંસુ એથી જ સુકાયાં હતાં એમ કહું તો તેમાં અતિશયોક્તિ નથી. આઠેક દિવસ પછી તો એમના મુખમાંથી પણ એવા જ ઉદ્‌ગારો નીકળતા કે મારા કરતાં ગુજરાતને વિશેષ ખોટ પડી છે ને મારા ઘર કરતાં ગુજરાતની સાહિત્ય-ફૂલવાડી વધુ વેરાન બની છે! પદ્મનાભની લોકો પ્રશંસા કરે છે ને સાહિત્ય-સંસ્કારના ક્ષેત્રે એમનું 'માનભર્યું' સ્થાન છે એમ તો અમે જાણતા હતા પરંતુ આ મૃત્યુએ સિદ્ધ કર્યું કે અમને એમની મહત્તાના હજારમા અંશનું યે ભાન નહોતું

ગુજરાતના દરેક મોટા શહેરમાં અને મુંબઈમાં મળેલી શોકસભાઓના અહેવાલો અમે વર્તમાનપત્રોમાં વાંચ્યા હતા, પણ અમદાવાદની શોકસભા તો મે જાતે જ જોયેલી આ સભામાં કવિઓ, લેખકો, કલાકારો, કેળવણીકારો ઉપરાંત જાહેર જીવનના નેતાઓએ તથા શહેરની અગ્રણી ગણાતી વ્યક્તિઓએ હાજરી આપી હતી અમુક વક્તાઓએ પદ્મનાભનાં ગીતો ને કવિતાઓના વાંચનથી સભાને રડાવી હતી. વાતાવરણમાં દુઃખ વ્યાપેલું હતું સભાના એક ખૂણેથી દરખાસ્ત આવી કે પદ્મનાભની સ્મૃતિ જીવંત રાખવી જોઈએ, ત્યારે આખી સભાએ એ વિચારમાં સંમતિ દર્શાવી અને થોડી જ વારમાં વગદાર 'સ્મારક સમિતિ'ની રચના થઈ હું અજાણ્યો ને નાનો માણસ એ સમિતિમાં આવી શક્યો નહિ તેનો અફસોસ મારા દિલમાં રહી ગયો, પણ મારા પરમ મિત્રને ગુજરાત મરવા નહિ દે, એ વિચારે મને ઊંડો સંતોષ થયો ઘેર જઈ સભાનું વર્ણન કરતાં મારી આંખમાં આંસુ આવ્યાં ને સુશીલા તો ડૂસકાં ભરી રડવા લાગી. સમય મેળવી હિંમત રાખી આ વાત ચંદ્રપ્રભાને કરી ત્યારે એની પાંપણો ભીની બની, છતાં તેના નેત્રોમાં પદ્મનાભની કીર્તિજ્યોતનો પ્રકાશ પથરાયેલો મે જોયો.

એ બહુ વસમા દિવસો હતા રોજે રોજની શોકસભાઓના અહેવાલો અને પ્રતિષ્ઠિત વ્યક્તિઓની આશ્વાસન અંજલિઓ વાંચતાં મને એમ જ થતું હતું કે પદ્મનાભને હું આટલાં વર્ષમાં સમજી શક્યો નહિ, ઓળખી શક્યો નહિ, ગંગાને કિનારે રહેવા છતાં હું પામર તરસ્યો જ રહ્યો વિશેષ અફસોસ તો એ વાતનો થયો કે આટલાં વર્ષો મે પૈસાને જ મહત્ત્વ આપ્યું ને લાખ કરોડ રૂપિયા ખર્ચે પણ ન મળે તેવી આ કીર્તિ, તેવો આ લોકપ્રેમ તો હું મૂરખ સમજ્યો જ નહિ! પદ્મનાભે જીવનભર પૈસાનું

રીતે માર્ગ કાઢવો તેના વિચારો આવવા લાગ્યા. હું પોતે તો કેટલો લાચાર હતો તે કહી ચૂક્યો છું, છતાં મારા રોજલામાં એમનો ભાગ છે એવો નિશ્ચય મારા મનમાં થઈ ગયો. એ પછી મારા શિક્ષક-જીવને સૂઝયું કે ચંદ્રાબહેન સુશિક્ષિત છે, શિક્ષિકા બની થોડું કમાઈ લે તો કેવું સારું! આ વિચાર દૃઢ થયો. મન આગળ ચાલ્યું. ત્રણ ગભરુ બાળકો આંખ આગળ તરવરવા લાગ્યાં. કેવાં કોમળ, શાંત ને તેજસ્વી! બટુકને ટાયફોઈડ છે એ ખ્યાલે મન મૂંઝાઈ ગયું. સારી સારવાર ઇસ્પિતાલ વિના થાય નહિ, ત્યાં લાગવગ જોઈએ, પૈસા જોઈએ વગેરે વિચારો આવ્યા અને તરત જ મારું અંતર બોલી ઊઠ્યું: 'ગુજરાતના સાહિત્યશિરોમણિ પદ્મનાભના પુત્રને શી મુશ્કેલી?' મનમાં ગાંઠ વાળી કે સવારે જ 'સ્મારક સમિતિ'ના મંત્રીને મળવું અને બધી ગોઠવણ કરી લેવી.

આટલું નક્કી થયા છતાં ઊંઘ આવી નહિ. વિચારો એ જ દિશામાં આગળ વધ્યા. સ્મારક ફંડમાંથી પદ્મનાભનાં બાળકોની કેળવણીનો પ્રશ્ન ન ઊકલી શકે? બટુકની માંદગીના ઉપચારનું ખર્ચ એમાંથી ન મળે? ચંદ્રપ્રભા સ્થિર થઈ કમાવા લાગે ત્યાંસુધી 'સ્મારક સમિતિ' મદદ ન કરે? આ સવાલો મનમાં ઊઠ્યા પણ તેના જવાબો મને ન મળ્યા. આ પ્રકારની પ્રવૃત્તિનો મને કશો અનુભવ નહોતો એટલે હું શું સમજી શકું?

બીજે દિવસે આઠ વાગ્યામાં તૈયાર થઈ, સુશીલાને કશું જણાવ્યા વિના હું 'સ્મારક સમિતિ'ના મંત્રીને ઘેર ગયો. મારે ને એમને છેલ્લા સવા મહિનામાં સારો પરિચય થઈ ગયો હતો. તેઓ અનેકવાર પદ્મનાભની શક્તિ અને સાહિત્યકૃતિઓની મારી પાસે પ્રશંસા કરતા હતા. હું ગયો ત્યારે તેઓ સવારનાં વર્તમાનપત્રો વાંચતા હતા. મેં નમસ્કાર કર્યા એટલે એમણે મોં ઊંચું કર્યું ને તરત જ બોલ્યા: 'તમને જ યાદ કરતો હતો, આજનાં પત્રો તમે જોયાં?' મેં માથું હલાવી ના પાડી. એમણે તરત જ મારી સામે અખબાર ધર્યું. એમાં સ્મારક ફંડ અંગે એક ચર્ચાપત્ર આવ્યું હતું ને તેમાં સૂચના હતી કે સ્મારકમાં એકઠી થયેલી રકમમાંથી અર્ધી રકમ સદ્ગતના કુટુંબને મદદરૂપે આપવી. સાથે ઉમેર્યું હતું કે આ રકમ યોગ્ય સ્થળે રાખી, પદ્મનાભનાં બાળકો મોટાં થાય ત્યાં સુધી દર મહિને મદદ આપવાનું કરવું... મારા મનમાં જે હતું તે જ, સહેજ જુદા સ્વરૂપે આ ચર્ચાપત્રમાં જોઈ મારો ઉત્સાહ વધ્યો.

પણ હું કંઈ બોલું ત્યાં મંત્રી હસ્યા ને હું ચમક્યો. એ બોલ્યા: 'કેવું સમજવિનાનું લખ્યું છે? સ્મારકનાં નાણાંનો એ રીતે ઉપયોગ થયાનું ક્યાંય સાંભળ્યું છે?'

મારી હિંમત તૂટી ગઈ. મારા તરફથી કંઈ ઉત્તર ન મળ્યો એટલે મંત્રીએ ઉમેર્યું: 'માણસને કુટુંબની લાગણી થાય તે સમજી શકાય છે. એ માટે જુદી રીતે જ વિચારવું જોઈએ....'

'શી રીતે?' મારાથી પૂછી જવાયું.

'કોઈ બે ચાર ગૃહસ્થને મળી અમુક મદદની ગોઠવણ કરી શકાય....' આટલું બોલી એ અટક્યા, મારા ચહેરા સામે જોઈ રહ્યા ને થોડીવાર રહી બોલ્યા: 'પદ્મનાભના કુટુંબની સ્થિતિ કેવી છે? સારી નથી શું?'

'ઘરમાં કંઈ જ નથી!'

'શું કહો છો?'

'સાચું કહું છું.' મેં હિંમત કરી ઉમેર્યું: 'આ ચર્ચાપત્રમાં જે છે તેવું કહેવા માટે જ હું આવ્યો છું.'

'એ તો કેમ બની શકે? સ્મારક ફંડનો હેતુ પદ્મનાભનું નામ અને કામ અમર

કરવાનો છે કોઈના ભરણપોષણ માટે એ રકમમાંથી કેમ વાપરી શકાય?'

'પણ સ્મારક તો પદ્મનાભના નામનું જ છે અને લોકોએ એ નામે જ નાણાં આપ્યાં છે ને!'

મંત્રીના મુખ ઉપર સહાનુભૂતિ હતી, પણ સાથે જ મારા અજ્ઞાન પ્રત્યે સ્મિત પણ હતું એ બોલ્યા 'કસ્તુરબાના ફંડમાંથી એમના પુત્રોને મળી શકે? મોટા મોટા નેતાઓનાં સ્મારક ફંડો થાય છે '

'પણ આ તો ખૂબ જ ગરીબ છે પાછળ નાનાં બાળકો છે, ઘરમાં કશું જ નથી ' સાહિત્ય–સંસ્કારની વેદી ઉપર જ બધુ હોમાઈ ગયું છે એમનાં સાહિત્યસર્જન પાછળ પણ ચંદ્રમબાની પ્રેરણા અને બળ હતાં એમનો દીકરો બટુક–આજે '

'એ બધુ ખરું કેટલા ય દેશભક્તોની એ સ્થિતિ થઈ છે તેઓ ગયા, એમનાં નામ ઉપર જનતાએ આંસુ સાર્યાં, સ્મારકો રચ્યાં, શહીદ મંદિરો બનાવ્યાં, પણ એમનાં સ્ત્રી બાળકો માટે કશું બની શક્યું નહિ!'

'પણ એ તો ખોટું જ ગણાય ને?'

'ખોટું ગણો કે સાચું સ્મારક ફંડો આ રીતે જ થાય કેટલીક સંસ્થાઓની સ્થાપના અને તેનો વિકાસ પણ આ પ્રકારનાં ફંડોથી જ થાય છે જાહેર સેવકોએ લોક લાગણીનો જાહેર પ્રજાના હિતને માટે જ લાભ ઉઠાવવો જોઈએ. છતાં તમારી વાત 'સ્મારક સમિતિ' સમક્ષ રજૂ કરીશ '

'પણ એમને તો તાત્કાલિક મદદની જરૂર છે ' મારાથી ન રહેવાયું

• 'મારા હાથમાં તો કશું જ નથી કહો તો મારાથી અંગત રીતે બને તે હું કરું '

મંત્રીની વાત સાચી હતી એ શું કરી શકે? અંગત મદદ માગવા ન માગવા અંગે મારા મનમાં ધડમથલ ચાલતી હતી ત્યાં એમણે પૂછ્યું

, 'સગાંવહાલાંમાં કોઈ નથી?'

'ખાસ નહિ '

'તાત્કાલિક શી મુશ્કેલી છે?'

મેં બટુકની માંદગીની વાત કરી એમણે તરત જ હૉસ્પિતાલમાં દાખલ કરવા એક ભલામણ–ચિઠ્ઠી લખી આપી અને ઊભા થઈ ગજવામાંથી ૨૫ રૂપિયા કાઢી મારી સામેની ત્રિપાઈ ઉપર મૂક્યા હું કંઈ બોલ્યા વિના ઊભો થઈ ગયો મારા મનની મૂંઝવણનો પાર નહોતો મંત્રી પ્રત્યે મને મુદ્દલ રોષ નહોતો પણ ૨૫ રૂપિયા મારે જોઈતા નહોતા અને હૉસ્પિતાલની ચિઠ્ઠી, 'ફ્રીવૉર્ડ'માં–મફતીઆ વર્ગમાં–દાખલ કરવાની ભલામણ ! મેં 'ફ્રીવૉર્ડ'ની સારવાર જોઈ હતી ને એકવાર અનુભવ પણ લીધો હતો!

જતાં જતાં હું બોલ્યો 'અવિનય થયો હોય તો માફ કરજો ' એમણે સહાનુભૂતિભર્યા સ્વરે કહ્યું, 'તમે માઠું ન લગાડશો જાહેર. ફંડો ને સ્મારકનાં કાર્યોનો તમને અનુભવ નથી એ બધું વ્યક્તિને નામે થાય છે પણ એને માટે થતું નથી '

આટલા અનુભવ પછીની કથા કહેવા હું ઇચ્છતો નથી બટુકનું શું થયું એ પૂછશો મા ચંદ્રમબા આજે શું કરે છે તે વિષે પણ પ્રશ્ન કરશો મા એટલું કહું છું કે શહેરમાંથી મારે ઘેર આવતાં સાબરમતીના કિનારા ઉપર એક નાનું પણ સુંદર મકાન બંધાયું છે ને તેનું નામ છે 'પદ્મનાભ સ્મારક' લોકો કહે છે કે એમાં સુંદર અને અદ્યતન પુસ્તકાલય છે, અભ્યાસખંડ છે અને 'પદ્મનાભ સુવર્ણ ચંદ્રક'નું કાર્યાલય પણ છે!

★

# અશોકના શિલાલેખો

અધ્યા. મધુકર રાંદેરિયા
એમ. એ.

યુદ્ધક્ષેત્રની એક ધન્ય ક્ષણે વીર અર્જુનને કૃષ્ણના શ્રીમુખે ગીતાવાણી સંભળાઈ. રણક્ષેત્રની એવી જ કોઈ સુહાગી પળે વિજેતા રાજવી અશોકને બદલે ભારતવર્ષને પ્રિયદર્શી સંત અશોક સાંપડ્યો, વામનમાંથી જાણે વિરાટનો જન્મ થયો. ભૌતિક રાજ્યને સ્થાને એ ધર્મવીરે ધર્મરાજ્યની સ્થાપના કરી. જીવમાત્ર પ્રત્યે આત્મૌપમ્ય દૃષ્ટિથી માનવકલ્યાણને માર્ગે પ્રજાને વાળવા શક્ય તે સર્વ પ્રયત્નો એણે કર્યા, શિલાલેખો દ્વારા ને સ્તૂપો દ્વારા ધર્મનો પ્રચાર કર્યો. આત્મસંયમ, ચિત્તશુદ્ધિ, પરધર્મસહિષ્ણુતા અને માનવતાનો સાચો રાહ અશોકે આપણને એના ધર્મસ્તંભોમાં દર્શાવ્યો છે. આ સ્તંભો તો માનવજીવનને સમૃદ્ધ, સંસ્કારી અને સમુન્નત બનાવનારી મધુર ત્રિવેણીનું સંગમસ્થાન છે. એના વાંચનથી આજે પણ આપણને પ્રેરણા મળે છે. એ બતાવે છે કે કલિંગદેશના બંધીઓ પર મેળવેલા વિજય કરતાં હજારોગણો મોટો વિજય અશોકે કાળ પર મેળવ્યો છે.

મૌર્ય સામ્રાજ્ય! ઇતિહાસની આરસીમાં એનાં દર્શન ફરીએ છીએ, ને તે સમયનાં હિંદની એકતાનાં, શક્તિનાં, રાજવહીવટનાં, ધર્મ, તત્ત્વજ્ઞાન અને સાહિત્યનાં, કલા ને સ્થાપત્યનાં અનેકાનેક શિખરો, પોતાનાં રહસ્ય પરનું આવરણ દૂર કરી, હિંદના ગૌરવની અને વૈભવની કેવી વાતો કહી જાય છે!

એ કાળ હતો—વિરાટ ચતુરંગ સેનાનો. ચન્દ્રગુપ્તની મૌર્યસેનામાં હતું ૬૦૦,૦૦૦નું પાયદળ, ૩૦,૦૦૦નું ઘોડેસવાર દળ, ૯૦૦૦ હાથીઓ સહિત ૩૬,૦૦૦નું હાથીસવારનું દળ ને ૮૦૦૦ રથ સાથે હતું ૨૪,૦૦૦નું રથદળ.

આ સૈન્યના વહીવટ માટે સમિતિઓની રચના કરવામાં આવતી. ચતુરંગ સૈન્ય માટે હતી ચાર સમિતિઓ અને બીજી બે હતી દરિયાઈ સેનાધિપતિની અને વહેવાર તથા મોદીખાનાના ઉપરીઓની.

મૌર્ય સામ્રાજ્ય આવું સબળ સૈન્ય બાળવતું, આવું વ્યવસ્થિત વહીવટી તંત્ર સંભાળતું. એ સામ્રાજ્યકાળમાં યવનોને હંકારી કાઢવામાં આવ્યા હતા, અને મોટા ભાગનું હિંદ એક સાર્વભૌમ સત્તા હેઠળ આવી ગયું હતું. પાટલીપુત્રને સંભારીએ છીએ તે સાથે એના વહીવટીતંત્રની પદ્ધતિ પણ સાંભરે છે. એ તંત્ર છ સમિતિઓ સંભાળતી. દરેક સમિતિમાં પાંચ સભ્યો હતા. એક સમિતિ, શહેરમાં વસતા પરદેશીઓની દેખભાળ કરતી; બીજી નાગરિકોનાં જન્મ-મૃત્યુની નોંધ રાખતી; ત્રીજી વ્યાપારસામગ્રીના ઉત્પાદનનું નિરીક્ષણ કરતી; ચોથી માપતોલ અને ભાવોની વ્યવસ્થા કરતી; પાંચમી ઔદ્યોગિક કલા–કારીગરીમાં રસ લેતી; ને છઠ્ઠી કરવેરા ઉઘરાવતી. શહેરનું તંત્ર આમ સરળતાથી ચાલ્યા કરતું.

ગ્રીક મેગેસ્થિનિસનો વૃત્તાંત, સમ્રાટ અશોકના શિલાલેખો અને ભગવાન કૌટિલ્યનું અર્થશાસ્ત્ર આ ચિત્રને સંપૂર્ણ બનાવી દેવા માટે પૂરતાં છે. આ સામ્રાજ્યનો વિસ્તાર, હિંદની વર્તમાન સીમાઓની પેલે પાર, વાયવ્યમાં, હિંદુકુશ સુધી પ્રસરેલો હતો એ એનું અગ્રતમ લક્ષણ છે.

કલા અને સ્થાપત્ય પણ આ મૌર્યકાળમાં મહત્તા પ્રાપ્ત કરે છે. માર્કણ્ડેય પુરાણ, ચાણક્ય વચન અને મનુસ્મૃતિની નિષેધક આજ્ઞાએ સંગીત, નૃત્ય અને કલાભાવનાને

રૂથી દીઠાં હતાં પરંતુ મહાન કલા વિના મહાન સંસ્કૃતિ ક્યાંથી? મૌર્ય અને બૌદ્ધ કલાનો વૈભવ, મેગેસ્થિનિસથી માંડીને ફાહિયાન સુધીના પ્રવાસીઓએ પાટલીપુત્રનાં કરેલાં વર્ણનોમાંથી, રાજર્ષિ અશોકના મહેલના તાજેતરમાં થયેલા ખોદકામને લીધે મળી આવેલા કાષ્ઠનાં નમૂનામાંથી, સારનાથના સ્તૂપના શિરોભાગમાંથી સાંચીના સ્તૂપમાંથી, અને બોધીગયા નજીકની ટેકરીઓમાંની ગુફાની દીવાલો પરથી સહેજે આવી જાય છે અશોકની ઉત્કૃષ્ટ અને વિકસિત કલાભાવનાને કહેવાતી ધર્મપ્રચારની શુષ્કતાએ ગૌણ ને કુંઠિત નહોતી કરી નાખી એ હકીકત નોંધપાત્ર છે

અને સંસ્કારદૃષ્ટિએ પણ આ યુગને મૂલવવા જેવો છે એનાં મૂર્ત સ્વરૂપોમાં સંસ્કારને આપણે કઈ રીતે સમજીએ છીએ? સંસ્કાર એટલે (૧) સામાજિક જીવન, (૨) યોગક્ષેમની પ્રવૃત્તિ, (૩) કલા અને (૪) બૌદ્ધિક જીવન પ્રથમ બે આપણને જીવનનો માર્ગ સૂચવે છે, પાછલાં બે જીવનદૃષ્ટિ સૂચવે છે એ બે સાથે મળીને સંસ્કારનાં ઉપાદાન બને છે જીવનકલાની તાલીમને આપણે શિક્ષણ તરીકે વર્ણવીએ છીએ એમાં જીવનનિર્વાહ અને જીવનહેતુનું જ્ઞાન—એ બેનો સમાવેશ કરીએ છીએ પ્રાચીન હિંદ સંસ્કારનાં આ બે વહેવાર અને આદર્શ—પાસાઓને એક શબ્દે ઓળખતું ધર્મ પોતાની સાહજિક પ્રતિભાને અનુરૂપ થઈને અને એ પ્રતિભાનો જે ઉત્તમ રીતે આવિષ્કાર થઈ શકે એવો વ્યવસાય સ્વીકારીને, જે હેતુ માટે પોતાનો જન્મ થયો છે, તે સિદ્ધ કરવો એ માનવીમાત્રની ફરજ ગણાવી—ધર્મ મનાતો મૌર્ય વંશનો રાજવી સંત અશોક આવી ધર્મભાવનાનો જ મહાન પુરસ્કર્તા હતો

મૌર્ય યુગના, ઉપર વર્ણવ્યા તેવા સૈન્યબળને પડખે, અશોકના શિલાલેખોને વિશ્વાસમાત્ર માર્ગદર્શક ગણીએ તો લાગે છે કે મૌર્ય સામ્રાજ્ય, એની પરાકાષ્ઠાએ, ધર્મરાજ્યના ભારતીય આદર્શની લગભગ નિકટતાએ પહોંચ્યું હશે

બૌદ્ધ અશોકના શિલાલેખોની ઉપદેશસૃષ્ટિમાં જતાં પહેલાં એના રાજજીવનની સૃષ્ટિ અવલોકવી જોઈએ. રાજકાળને નવમે વર્ષે એક ગંભીર ઘટના બની પંજાબમાં રહેતા ગ્રીક સરદારોની કતલ કરી, પંજાબ સર કર્યા પછી અશોકે બંગાળના ઉપસાગરને કાંઠે આવેલા કલિંગદેશ પર ચડાઈ કરી. અશોક કલિંગ જીત્યું પણ કલિંગની જીતે એને અજેય બનાવી દીધો જે ભીષણ માનવસંહાર એ રણક્ષેત્ર પર થયો હતો તે જોઈને વિજેતા રાજવી અશોકનો, સંત અશોકરૂપે પુનર્જન્મ થયો. એની આંખ સમક્ષ મહામાનવતાનાં રહસ્યો ખડાં થઈ ગયાં

'મારે જીવમાત્ર પ્રત્યે મૈત્રી ને કરુણા વર્ષાવવા જોઈએ, આત્મૌપમ્યની દૃષ્ટિએ જીવમાત્ર પ્રત્યે જોવું જોઈએ, આનુવંશિકતા એ ઉત્તેજના છે, વિજેતા આનંદ નથી, યુદ્ધના નરકને સ્થાને મારે શાંતિના માનવકલ્યાણના સ્વર્ગની સ્થાપના કરવી જોઈએ.'

આમાંથી પાછળથી પ્રગટયો શાહબાજગઢીનો તેરમો શિલાલેખ

કલિંગના વિજયે આમ અશોક પ્રિયદર્શીને ધર્મવિજયની શ્રેષ્ઠતાનું ભાન કરાવ્યું ને એક બૌદ્ધભિખ્ખુએ એને શસ્ત્રત્યાગની અને શાંતિનાં અમૃત રેલાવવાની દીક્ષા આપી તે દિવસે મૌર્ય પ્રણાલિએ, મૌર્યભાવના, મૌર્ય રાજકીય વિચારણા મૌર્યવાગ્મો મૌર્ય સાર્વભૌમત્વનું સ્વપ્ન, મૌર્ય આદર્શો અને વહેવારના બીજ પલટામાં, બૌદ્ધવાદનો, માનકલ્યાણનો પ્રેરક ને સાદો સંદેશ મુકાયો ને તેનું પરિણામ મૌર્ય રાજવી, બૌદ્ધ ભિક્ષુકનું જીવન

યુક્તો, રજ્જુકો, પ્રાદેશિકો કે સ્થાનિકોની ફરજો વિશે સૂચનો આપે છે. પોતાના પ્રવાસ દરમિયાન મળતા સમયમાં પ્રજાને ધર્મોપદેશ કરવાનું એમને ફરમાન હતું. ધર્મખાતું રજ્જુકોના અધિકાર હેઠળ રહેતાં અને લોકોને થતી ખોટી શિક્ષા કે તુરંગવાસ અટકાવવાની એમને સત્તા હતી. વૃદ્ધ અને અકિંચનોનાં હિતો પર લક્ષ આપી તેમનું ખાસ રક્ષણ કરવાનું કાર્ય પણ તેમનું હતું. લોકોમાં આ રીતે સદાચાર અને ધર્મભાવના વધારવાના એણે ઉપાયો યોજ્યા હતા. આમ અશોકે રાજનીતિને અને ધર્મને એક તાંતે ગૂંથી લીધાં અને બૌદ્ધધર્મના માનવતાવાદને ન સમજનાર રાજકર્મચારીઓને ધર્મનીતિના પ્રચારક બનાવી દીધા.

આવા ધાર્મિક સામ્રાજ્યનો પાડોશીઓના પ્રદેશમાં પણ પ્રચાર કરવા માટેના પ્રયાસો અશોકે કર્યા છે. એણે ઉપદેશકોને હિંદ બહારનાં રાજ્યોમાં મોકલી આપ્યા હતા. તે ઉપરાંત ધૌલીના બીજા સ્વતંત્ર શિલાલેખમાં એણે એ પ્રદેશોના શાસકોને પોતાની ઇચ્છા જણાવી છે: 'મારો ભય ન સેવશો, પણ મારામાં વિશ્વાસ રાખશો; મારી પાસેથી તમને દુઃખ નહીં પણ સુખ મળશે; જે ક્ષમાપાત્ર હશે તેને હું ક્ષમા આપીશ; તમારી પાસે હું ધર્મપાલન કરાવીશ, જેથી તમને ઐહિક અને પારલૌકિક સુખ મળશે.'

આમ અશોકે માનવજીવનને સમૃદ્ધ, સમુન્નત અને સંસ્કારી બનાવે એવાં મૂળભૂત નૈતિક તત્ત્વોને શોધીને તેનો જ પ્રચાર કર્યો છે. એ તત્ત્વો જ ધર્મનાં તત્ત્વો છે. અશોકનો ધર્મપ્રચાર માનવતાથી ભરેલો છે એટલે એમાં સાકાર-નિરાકાર, સગુણ-નિર્ગુણ એવી કોઈ મૂર્તિની પૂજાનો પ્રચાર નથી.

અશોક જીવ્યો ત્યાંસુધી એની પ્રતિભાથી સિદ્ધ થયેલ ધર્મરાજ્ય ભારતવર્ષનું અપૂર્વ ગૌરવ બની રહ્યું; પરંતુ એના મૃત્યુ પછી એ તૂટયું ને બીજાં પચાસ વર્ષે તો મૌર્ય સામ્રાજ્ય ને મૌર્યવંશ ભૂતકાળની વાત બની ગયાં! શુંગવંશના પુષ્પમિત્રે બૌદ્ધધર્મના વિરોધમાં જ જાણે અશ્વમેધ આરંભ્યો, ને એમ બ્રાહ્મણધર્મ પુનરુદિત થયો. ધર્મ સત્તાનું શરણ શોધતો થયો ને તલવારની પુનઃ પ્રતિષ્ઠા થઈ.

જીવનભર જે સંત રાજવીએ કર્યું-કરાવ્યું હતું તે સત્તાના રાજકારણે ધોઈ નાખ્યું. આ ઇતિહાસની પશ્ચાદ્ ભૂમિકામાં, બીજું કાંઈ સાંભરતું નથી, એક વાત માત્ર સાંભરે છે જે શાહબાજગઢીના તેરમા શિલાલેખમાં અશોકે ઉચ્ચારી છે.

અશોક લખાવે છે:

'આ ધર્મપ્રશસ્તિ એ ઉદ્દેશથી લખવામાં આવે છે કે મારા પુત્રો અને પૌત્રો નવા વિજયને પ્રશસ્ત ન સમજે. વિજયથી એમને આનંદ મળતો હોય તો તેમણે સાધારણ શિક્ષા અને દયાદાન દ્વારા આનંદ પ્રાપ્ત કરવો જોઈએ અને તલવાર વડે મળેલી શાંતિ તથા સરળતાને ધર્મ વડે મળતી શાંતિ તથા સરળતા કરતાં ઉચ્ચતર ન સમજવાં જોઈએ. ધર્મ-વિજય એ જ સાચો વિજય છે. આ લોકમાં ને પરલોકમાં એનાં જ શુભ પરિણામો નીપજે છે.'

ધર્મરાજ્ય અંગેની આવી ઘોષણા ભારતીય ઇતિહાસમાં અભૂતપૂર્વ છે; અને તેથી જ આધુનિક હિંદને સદોદિત એવી પ્રેરણાનું પાન કરાવવા, હિંદી સંઘે, પોતાના રાષ્ટ્રધ્વજમાં, સારનાથ સ્તૂપમાંના સિંહશીર્ષ નીચેના ચક્રને અંકિત કર્યું છે. એ ચક્રના ચોવીસ આરા, ભગવાન બુદ્ધનાં ચાર સત્યો, અષ્ટાંગિક માર્ગ અને કાર્યકારણના બાર અંકોડાઓનાં નિદર્શક છે, એ રહસ્ય અશોકને સમજવા માટે જાણવા જેવું છે.

★

મનોવિજ્ઞાનના પ્રદેશમાં

# સ્વાભાવિક વૃત્તિઓ

અધ્યા. શશિન્ ઓઝા
એમ. એ.

બહારની સર્વ વસ્તુઓને સંપૂર્ણતયા જાણવાનો દમ રાખતો માનવી પોતાની જાતને જ નથી ઓળખી શકતો એ વિધિની કેટલી મોટી મશ્કરી કહેવાય! પ્રાથમિક વૃત્તિઓ દ્વારા બહાર દેખાતું મન, પાણીમાં રહેલા બરફની માફક, અદૃશ્ય રીતે ઘણું જ કાર્ય સતત રીતે કરે છે પારકાને માટે નહિ તોપણ પોતાની જાતને સંપૂર્ણતયા પિછાનવા માટે મનુષ્યે મનની આ દુનિયાનો પરિચય મેળવવો રહ્યો માનસશાસ્ત્ર દ્વારા આજના વિજ્ઞાને એ શક્ય બનાવ્યું છે મનોવિજ્ઞાનના આ અટપટા રાનમાં વિહરવાથી અત્યાર સુધી અજ્ઞાત રહેલા હિંસક પ્રાણીઓ જેવી તથા ક્યારેક હરણ જેવી ચપળ ને બીકણ તથા શિયાળ જેવી લુચ્ચી વૃત્તિઓના પણ દર્શન થશે, ક્યારેક આશાસ્પદ જળાશયો મળશે, પરાગના પુષ્પો મળશે ઇંદ્રધનુ જેવી રંગબેરંગી લાગણીઓનો પણ પરિચય થશે

આપણા ઋષિમુનિઓ તો કહીકહીને થાક્યા કે 'તમે તમારી જાતને ઓળખો.' કે 'येन ज्ञातेन सर्वं विज्ञातं भवति।' એટલે સર્વ પ્રથમ તો આપણે 'હું'ને જ જાણવાની જરૂર રહે છે અલબત્ત, એનો અર્થ એમ નથી થતો કે આપણે તદ્દન નીરસપણે અંતર્મુખ બની જવું ને પુનરપિ પુન આપણી જાતનો જ વિચાર કર્યા કરવો

પણ શા માટે આપણે જાતના પરિચયથી જ પ્રારંભ કરવો? શું આપણે એટલા બધા અબુધ અને જડ હઈશું કે આપણે આપણને પોતાને પણ નહિ પિછાનતા હોઈએ? હા ઘણીવાર આપણે આપણાથી જ ખૂબખૂબ દૂર હોઈએ છીએ. કેટલાયે માણસોને પોતાને ખરેખર શી વસ્તુની જરૂર છે તેની ખબર હોતી નથી અને તેને કારણે તેઓ વારંવાર દુઃખી થાય છે આવા માણસોની સંખ્યા પણ કંઈ નાનીસૂની નથી હોતી. પોતાને ખરેખર કઈ વસ્તુની જરૂર છે એ જાણવું એ કોઈપણ વ્યક્તિને માટે આવશ્યક છે એ જ્ઞાન તેને અતિશય લાભપ્રદ થઈ પડે છે પરંતુ આપણામાંના ઘણા એ જાણતા નથી. માત્ર અશાંતિ, અસંતોષ અને નિષ્ફળતાની ઝાંખી, અસ્પષ્ટ છાયાકૃતિઓ આપણા અંતરમાં દોડાદોડ કરી રહી હોય છે એ જ આપણે જાણીએ છીએ. પણ કઈ વસ્તુ આપણને શાશ્વત સુખ, શાંતિ અને સ્વસ્થતા અર્પી આપણા જીવનને ઉન્નત અને સુખી બનાવશે એ આપણે જાણતા નથી

આપણા સુખી જીવનની સમતુલાને હચમચાવી નાખનાર લાગણીઓના આંતર સંઘર્ષો છે આપણે સ્થૂળ દૃષ્ટિએ એ જોઈ શકતા નથી, છતાં આપણા અંતરમાં આવું કુરુક્ષેત્ર ચાલતું જ રહ્યું હોય છે આપણી એક ઇચ્છા બીજી ઇચ્છા સાથે લડતી જ હોય છે આપણી પ્રકૃતિનો એક ભાગ બીજા ભાગ સાથે ઝઘડતો જ હોય છે આપણે આંતરિક રીતે અખંડ કે અવિભક્ત નથી, પણ જાણે એક પદાર્થના વિવિધ કટકાઓ પડી ગયા હોય ને તેઓ અંદરઅંદર દ્વંદ્વયુદ્ધ કરી રહ્યા હોય એવો આપણને ભાસ થાય છે ને આપણે દુઃખી બનીએ છીએ, છતાં આવા આંતરકલહોનું પણ નિરસન કરી શકાય છે એ માટે મનોવિજ્ઞાનનું થોડું જ્ઞાન પણ આ કલહો શમાવવામાં આપણને મદદગાર થશે એ જ્ઞાન અંદરઅંદર ઝઘડતાં તત્ત્વોને શાંતિપૂર્વક આપણામાં સમાવવાની ને સંઘરવાની શક્તિ આપશે અને તેથી આપણે આપણી

માનસિક સમતુલા જાળવી શકીશું. આપણા સુખમાં અભિવૃદ્ધિ થશે એટલું જ નહિ, પણ તેથી આપણા વ્યવહારમાં આપણે વધારે દક્ષ અને સાવધ બનીશું એ પણ નિઃશંક!

પણ દુનિયામાં અવતાર ધારણ કર્યા પછી આપણે કેવળ આપણી જાતનો જ વિચાર કરીને પડ્યા રહીશું તો આપણી પ્રગતિ રુંધાઈ જવાની. આપણે અહંમન્ય અને સંકુચિત વૃત્તિના બની જવાના. કવિએ કહ્યું છે તેમ 'વિશાળે જગ વિસ્તારે નથી એક જ માનવી,' એટલે આપણે પોતાની દૃષ્ટિ વિશાળ કરવી પડશે ને તેથી આપણી આસપાસના લોકો, આપણા સંપર્કમાં આવતા માણસો વગેરેને સમજવા માટે પણ આપણે પ્રયત્ન કરવો પડશે. તેમને સમજવાથી જ, તેમના સ્વભાવનો અભ્યાસ કરવાથી જ તેમની સાથે કેવો વર્તાવ રાખવો વગેરે બાબત આપણે જાણી શકીશું, તો જ આપણી ઇચ્છાનુસાર તેમને આપણે વાળી શકીશું.

જેને એક કવિએ 'બાળક એ મનુષ્યનો પિતા છે' કહી બિરદાવ્યું છે, અને ભવિષ્યમાં જે સમાજનું અગ્રણી થનાર છે તે બાળક પણ આપણી દૃષ્ટિ બહાર ન જવું જોઈએ. તેને આપણે જેવું બનાવવા માગીએ છીએ તેવું બનાવવા, અમુક ઇચ્છિત ગુણો ને લક્ષણો તેનામાં વિકસાવવા, અમુક નિર્બળતા અને દુર્ગુણોને આગળ વધતા અટકાવવા વગેરે માટે પ્રત્યેક માબાપે બાળકના માનસ અને સ્વભાવને પણ સમગ્રતયા સમજવું જોઈશે.

આ ઉપરાંત પણ લગ્નગ્રંથિથી જોડાતાં યુવકયુવતીએ પણ લગ્ન પહેલાં જ પરસ્પરના સ્વભાવનો આમૂલ પરિચય કરી લેવો આવશ્યક છે. એકબીજાને ઓળખ્યા સિવાય જ જો એ લગ્ન થયું હશે તો એ લગ્નસંબંધ કદાચ અલ્પકાલીન નીવડવાનો. એ ચિરંતન સ્નેહજ્યોતિ થોડા વખતમાં લુપ્તપ્રાય થઈ જવાની, એ પ્રેમઝરણાં મનકમેળ થતાં સુકાઈ જવાનાં ને આજીવન સંયુક્ત રહેવાના કોલ દઈ પરણેલાં દંપતી એકબીજાની સ્વભાવ–પાંખડી ધીરેધીરે ઊઘડતાં, અંદરથી દુર્ગંધનો અનુભવ થતાં અલ્પ વર્ષોમાં જ એકબીજાથી પરાઙ્મુખ બની નિષ્ફળ સ્નેહલગ્નનો એક દાખલો મૂકી જવાનાં!

આમ જીવનની અંદર પ્રતિક્ષણે માનવને માનવના મનનું રહસ્ય ઉકેલવું જ પડશે. તેથી માનવે પ્રથમ પોતાની જાતને ઓળખવી પડશે, પછી પોતાની આસપાસના લોકોને, મિત્રોને, પતિએ પત્નીને અને પત્નીએ પતિને, શેઠે નોકરને અને નોકરે શેઠને એક વખત માનવમનનો અભ્યાસ કરતાં, એની પાંખડીઓને મૃદુતાપૂર્વક ફેરવી તેની રંગરેખા ને સુવાસનો પરિચય કરતાં જો માણસને આવડી ગયું તો પછી તેની ઘણીખરી મુશ્કેલીઓ દૂર થઈ જાય છે, ઘણા કલહો શમી જાય છે, જીવનમાં આનંદ અને શાંતિ પ્રસરે છે. પણ એ માટે માનસશાસ્ત્રનું થોડુંઘણું જ્ઞાન જરૂરી છે. એ જ્ઞાનનો ઉપયોગ આપણે કઈ કઈ રીતે કરી શકીએ, માનવમનનો અભ્યાસ કરતાં સર્વ પ્રથમ આપણે શું શું જાણવું જોઈએ તે હવે જોઈએ.

માનવસ્વભાવ સમજવા માટે સર્વ પ્રથમ તો આપણે માનવની મૂળભૂત વૃત્તિઓ જાણવી જોઈએ. આપણે એ વૃત્તિઓને 'હેતુઓ' કે 'વાસનાઓ' એવું નામ પણ આપી શકીએ; પરંતુ 'વૃત્તિ' એ શબ્દ આપણને અહીં વધુ સગવડભર્યો થઈ પડશે.

સર્વ માનવસ્વભાવમાં મૂળભૂત રીતે જે કેટલીક પ્રાથમિક વૃત્તિઓ રહેલી હોય છે: જેવી કે શારીરિક સુખની, સલામતીની, પ્રશંસા મેળવવાની, કોઈની નજરે ચડવાની,

અમુક બાબતમાં કોઈથી ચડિયાતા દેખાવાની, અમુક બાબતમાં બીજાના જેવા થવાની, મૈત્રી કેળવવાની • આપણા કરતાં નિર્બળ હોય તેમનું રક્ષણ કરવાની તેમને પોષણ આપી ને તેમની • સારસંભાળ રાખવાની અને આ ઉપરાંત પણ બીજી ઘણી વૃત્તિઓ હોય છે જેમકે નાસી જવું, નુકસાન કરવું, વિજયી બનવું ઉપરીનું મનોરંજન કરવું, મજાક કરવું, પ્રેમ કે મૈત્રી કરવી આપણા સુપરિચિત સ્થળે પાછા જવાની ઉત્કટ ઇચ્છા થવી, આ બધી આપણી સહજ અને પ્રાથમિક વૃત્તિઓ છે માનવના લાગણી અને વર્તન માટે જેમ તેની નાડી-નસો ટેવ જવાબદાર છે, તેમ આ વૃત્તિઓ પણ જવાબદાર છે તેથી આ વૃત્તિઓની તૃપ્તિ એ સર્વ સુખ અને આનંદનું કારણ બને છે• આ વૃત્તિઓ અતૃપ્ત રહે તો એ અશાંતિ અસંતોષ ને દુઃખની અભિવૃદ્ધિ કરે છે કેટલીક આવી મહાન વૃત્તિઓ માનવને કાર્યમાં—ગમે તેવા કાર્યમાં પ્રેરે છે આમ માનવીની પ્રત્યેક પ્રવૃત્તિ પ્રગટ કે પ્રચ્છન્ન રીતે આવી જ કોઈ મહાન વૃત્તિનું આવિષ્કરણ હોય છે

સ્ત્રી અગર પુરુષ શા માટે અમુક રીતે જ વર્તે છે એ આપણે જાણવું હોય તો સૌ પ્રથમ આપણે તેના આ જાતના વર્તન દ્વારા કઈ મહાન વૃત્તિ બહાર આવવા પ્રયત્ન કરે છે એ શોધી કાઢવું જોઈએ.

પરંતુ અહીં એક બીજી પણ વસ્તુ ધ્યાનમાં રાખવી પડશે કે ગમે તે વૃત્તિ વિવિધ માર્ગોમાંથી ગમે તે માર્ગે બહાર પડવા કે સંતોષવા પ્રયત્નો કરે છે એટલે કે એક જ વૃત્તિ સેંકડો કે હજારો માર્ગ દ્વારા વ્યક્ત થતી હોય છે માણસ માણસ વચ્ચે ભેદ જ આ રહે છે કે પ્રત્યેકની સ્વાભાવિક વૃત્તિઓ જુદીજુદી રીતે વ્યક્ત થવાના માર્ગ ઉપર કે જુદીજુદી વસ્તુ ઉપર કેન્દ્રિત થઈ હોય છે દાખલા તરીકે આપણે પોતાના અસલ નિવાસ સ્થાને પાછા ફરવાની વૃત્તિ લઈએ એ માટે એક માનસશાસ્ત્રી કબૂતર, શ્વાન અને માણસ એમ ત્રણનાં દૃષ્ટાંતો આપે છે

(૧) એક કબૂતરને તેના સ્થાનેથી લઈ જઈ દૂર મૂકો શાંતિથી ત્યાં રહેવાને બદલે એ પોતાના ઘર તરફ જવા પ્રયત્ન કરશે એને બીજી અવળી દિશામાં હંકાવશો છતાં પણ એ પોતાના અસલ સ્થાન તરફ જ અભિમુખ થશે

(૨) બીજું દૃષ્ટાંત શ્વાનનું કે એ તો લગભગ સૌએ પોતાની નજરે જોયું હશે કે ઘણીવાર મ્યુનિસિપાલિટીના માણસો કૂતરાં એને ગાડામાં પૂરી દૂરદૂર સુધી મૂકી આવે છે પણ તરત જ એ કૂતરાંઓ તેમનો જ્યાં છોડી મૂકવામાં આવ્યાં હોય છે ત્યાંથી પોતાની અસલ જગ્યા તરફ પ્રયાણ આદરે છે, ને અહીંતહીં આડાંઅવળાં થોડા દિવસ ભટકી છેવટે પોતાને સ્થાને આવી પહોંચે છે, ત્યારે જ તેમને નિરાંત થાય છે ચાર પાંચ કે સાત દિવસ નહિ દેખાયેલો મોતિયો, કાળિયો કે ચાંપલી કૂતરી ફરીથી પોતાના ધુરકાટ સાથે આપણે આંગણે હાજર થાય છે

(૩) ત્રીજો દાખલો પોતાની બુદ્ધિથી સર્વત્ર વિજયી બનનાર માનવપ્રાણીનો લઈએ. એ પણ આ સહજ વૃત્તિમાંથી બચી શક્યો નથી દૂર વિદ્યાભ્યાસ કરવા ગયેલ વિદ્યાર્થીનો દાખલો લો ક્યારે રજા પડે અને ક્યારે ઘેર જવું, એ ઇચ્છા તેના અંતરમાં ફૂંફાડા કરતી હોય છે કમાઈ પૈસો મેળવવા વિદેશમાં આવેલ માણસનો દાખલો લો પૈસા મેળવવા એ તનતોડ પ્રયત્નો કરશે પાઈએ પાઈ બચાવશે, સાદું ને કરકસરિયું જીવન જીવશે એના મનમાં એક જ મહાન ઇચ્છા કામ કરી રહી હોય છે કે ક્યારે પુષ્કળ દ્રવ્ય ભેગું કરું ને મારે વતનની સફર આદરું આમ સ્થળપરસ્તી

એ આ સર્વનું પ્રેરક બળ હોય છે; ને તેમના વર્તાવમાં આપણે એ સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ.

આમ આપણે જોયું કે આ સહજવૃત્તિઓ કેવી વિવિધ–સ્વરૂપા છે ને કેવા અનેક સ્વરૂપે દર્શન દે છે. ઇયળ, શ્વાન અને માનવ એ ત્રણેને પ્રેરણા આપનારી વૃત્તિ એક જ છે. અને તે છે 'પાછા ઘરે ચાલો.'

માનવસ્વભાવની મૂળભૂત વૃત્તિઓ ઘણીવાર અજાગૃત પણ હોય છે. એટલે બીજી રીતે કહીએ તો કઈ વૃત્તિને સંતોષવા પોતે પ્રયત્ન કરી રહી છે એ વાતથી વ્યક્તિ જાતે તદ્દન અજ્ઞાત પણ હોય ને પોતાની અંદર સંચરણ કરી રહેલી વૃત્તિને પિછાની પણ ન શકે. માત્ર તેને એટલી જ ખબર પડે કે અમુક નિશ્ચિત વસ્તુમાં તેને રસ પડી રહ્યો છે અથવા એ વસ્તુ ન હોય તો એનું જીવન દુઃખ, અસંતોષ અને અજંપાથી ભરપૂર બની જાય, એવી એને ઝાંખીઝાંખી પ્રતીતિ રહ્યા કરે છે.

ત્યારે આ અજાગૃત મન એટલે શું? એ શું કોઈ રહસ્યભરી બીના છે? ના, વાત સાવ સરળ જ છે જાગૃત મનથી જુદું ગણી તેનો વિચાર કરવાની જરૂર જ નથી; કારણકે આપણી અંદર બે જુદાંજુદાં મન કે શરીરના બે જુદાજુદા ભાગ કે એવી કંઈ જ વસ્તુ નથી. આ વસ્તુ આપણે એક દાખલાથી સમજીએ. રંગભૂમિ કે ચિત્રપટની અંદર અમુક વસ્તુ ઉપર પ્રેક્ષકનું મન કેન્દ્રિત કરવા એ વસ્તુ ઉપર જ પ્રકાશદ્યુતિ ફેંકવામાં આવે છે. જ્યારે બીજા બધા ભાગો યે ઓછા વાસ્તવિક ન હોવા છતાં ધ્યાન ખેંચ્યા વિનાના રહે છે. જે ભાગ ઉપર પ્રકાશદ્યુતિ ફેંકી લક્ષ બતાવવામાં આવે છે તે ભાગ સાથે મનની આ જાગૃત દશાને સરખાવી શકાય.

આપણે એક દાખલો લઈએ તમે તમારી ઘડિયાળમાં જુઓ છો. સવાદસ થયા છે. ને વિચારો છો કે 'મારે જરા ઉતાવળ રાખવી પડશે.' એ તમારો જાગૃત વિચાર છે. લગભગ એ જ સમય છે એમ ધારી તમે તમારી ઘડિયાળ તરફ જુઓ એ પહેલાં તમારે જાગપણે વિચારવાની જરૂર નથી રહેતી, છતાં જો તમારી ઘડિયાળમાં ચાર વાગેલા માલૂમ પડે તો તમે તરત એવા નિર્ણય ઉપર આવી પડશો કે 'ઘડિયાળ બંધ પડી ગઈ લાગે છે!' કારણ? સ્પષ્ટ રીતે તમે જાગૃત ન હતા છતાં ઊંડેઊંડે મનમાં તો તમને ખ્યાલ હતો જ કે ઘડિયાળમાં લગભગ દસ કે સાડાદસ થયા હશે! આમ ખ્યાલ તો હતો જ. માત્ર તમે તેનાથી અજાણ હતા.

એ જ રીતે ધારો કે કોઈ માણસમાં ગુરુગ્રંથિ પ્રબળ હોય પણ એ અસંતુષ્ટ રહી હોય ને પોતે એ વૃત્તિથી અજાણ હોય તો એ પોતાની હોશિયારીની, ઉચ્ચતાની ને મહત્તાની બડાઈ માર્યા જ કરશે. આપણે આવા અનેક બડાઈખોર માણસોના સંપર્કમાં આવ્યા હઈશું. જ્યારે મળે ત્યારે તેઓ 'મેં આમ કર્યું ને મેં તેમ કર્યું'; હું આમ ને હું તેમ' એવી અહંમન્ય વાતોના જ ગપાટા હાંકતા હશે. આપણે કંટાળી તેની ગેરહાજરીમાં તેને 'ડંફાસી'નું જ બિરુદ આપતા હઈશું. પણ આપણે તરત સમજી જઈશું કે 'પોતે કેવો અદ્ભુત માણસ છે!' એ સાબિત કરવાની વૃત્તિમાં જ આ બધી બડાઈનું બીજ હોય છે; છતાં એ માણસ પોતાની આ આદિ વૃત્તિથી તદ્દન અજ્ઞાત હોય છે આ સિવાય એક સ્ત્રીનો દાખલો લો. એક સ્ત્રી બીજી સ્ત્રી આગળ પોતાના વૈભવની, વસ્ત્રોની, અલંકારોની કે સુખદુઃખની વાતો કરે છે, ત્યારે સામી સાંભળનાર સ્ત્રી પણ એટલા જ ઉમંગ અને ઉત્સાહથી એવી જ વાતો પોતાના જીવનમાંથી પણ રજૂ કરે છે. આમાં પણ

'મચક નહિ આપવાની, હારી નહિ જવાની, હું કોઈ કમ નથી' ની જ મનોવૃત્તિ કામ કરી રહી હોય છે

જ્યાંસુધી આપણી કોઈ પ્રબળ વૃત્તિ સંતોષાયા વિનાની રહે છે ત્યાંસુધી ન્યૂનાધિક અંશે આપણે દુ:ખી જ રહેવાના ભલે આ વૃત્તિથી આપણે જ્ઞાત ન હોઈએ છતાં કંઈક અજંપો, અશાંતિ ને અસંતોષની ધૂણી આપણા હૈયામાં સતત જલ્યા કરવાની પરિણામે આપણી અશાંતિ દૂર થાય, આપણો અસંતોષ નષ્ટ થાય એવી વસ્તુની પ્રાપ્તિ પાછળ આપણે અંધ માણસની જેમ ફાંફાં માર્યા કરવાના એ તો જાણે ચોક્કસ કે કંઈક વસ્તુ માટે આપણે મથીએ છીએ પણ આપણી અંતરસ્થ વૃત્તિનાં લક્ષણ કે સ્વભાવ ઓળખી શકતા નથી શાને માટે આપણે મથીએ છીએ એ આપણે જાણતા નથી કોઈ અજ્ઞાત નિગૂઢ બળ આપણને પ્રેરી રહ્યું છે આપણે દોડીએ છીએ, હવાતિયાં મારીએ છીએ, બાંઘા બની ચારે દિશામાં દોડાદોડ મચાવીએ છીએ, પણ કઈ વાસના સંતોષવા આપણે આમ કરીએ છીએ એ જાણ્યા વિના જ!

केनापि देवेन हृदि स्थितेन ।
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

એ આપણી સ્થિતિ બને છે!

શી વસ્તુની પ્રાપ્તિ થવાથી પોતાને સુખ મળશે એ ઘણા માણસો જાણતા નથી ને તેમની આખી જિંદગી આ વસ્તુ ને પેલી વસ્તુ પાછળ એમ હજારો વસ્તુ પાછળ દોડવામાં ખર્ચાય છે આવી હજારો વસ્તુમાં અકસ્માત જ કોઈકોઈ ખરી વસ્તુ મળી જતાં માનવીની કોઈ કોઈ વૃત્તિ અજાણે સંતોષાઈ જાય છે, પણ એ કેટલાયે નિરર્થક પરિશ્રમ ને પરસેવા પછી જ!

ત્યારે માનસશાસ્ત્રનો, પ્રથમ વ્યવહારુ ઉપયોગ જ એ છે કે તે આપણને આપણી પોતાની વૃત્તિઓને ઓળખતાં શીખવે છે, તેને તૃપ્ત કરવામાં આપણને સહાયક બને છે માત્ર આપણી જાતપૂરતું જ માનસશાસ્ત્ર આપણને ઉપયોગી બને છે એમ નથી, પણ અન્યજનોની વૃત્તિઓ ને વર્તનોને સમજવામાં પણ એ આપણને સહાયક થાય છે, ને એ કાંઈ આપણે માટે ઓછા લાભની વસ્તુ નથી જ

આદિકાળથી અમુક પ્રાકૃતિક વૃત્તિઓ માનવમાં પરંપરાથી ઊતરતી આવી છે તેને લઈને તે અમુક સંજોગોમાં અમુક રીતે વર્તે છે દાખલા તરીકે કોઈ ભયંકર અવાજ કે ચીસથી તમને ચોંકાવવામાં આવે તો તરત તમારું શરીર સ્તબ્ધ અને સ્થિર બની જાય છે તમે ભયભીત ને અવાક્ બની જાવ છો આપણા શરીરના આ જાતના વર્તાવને આપણે 'ભયભીતતા' એવું નામ આપીએ છીએ.

માણસમાં આવી આદિવૃત્તિઓ પરંપરાથી ઊતરી આવી છે તેમાંની કેટલીક તદ્દન સાદી છે, જેમકે ભય, સ્તબ્ધતા, નાસી જવું, આક્રમણ કરવું, લડવું, ખાવું, હક્ક મેળવવાની વૃત્તિ વગેરે આ ઉપરાંત બીજી સંકુલ વૃત્તિઓ પણ છે, જેમકે શોધખોળ કરવાની, જિજ્ઞાસા કે કુતૂહલની વૃત્તિ, પ્રણય કરવાની, અનુકરણની, એકાંત લાગતાં સોબતી મેળવવાની વગેરે

આ બધી વૃત્તિઓ આદિ માનવને ઉપયોગી ને જરૂરની પણ હતી જંગલમાં જ્યારે એ કોઈ હિંસક પશુની ભયંકર ગર્જના સાંભળતો અથવા કોઈની મૃત્યુચીસ સાંભળતો ત્યારે તે ચૂપકીદીમાં ને સ્થિરતામાં પોતાની સલામતી માનતો. પણ જ્યારે તેની પોતાની ઉપર જ ખરેખરું આક્રમણ થતું ત્યારે આ સ્તબ્ધતા નાકામયાબ નીવડતી, તેથી તેની સલામતી માટે ઉત્તમ વસ્તુ નાસી જવું એ બની જતી આને આપણે ભય કે

આત્મરક્ષણની વૃત્તિ તરીકે ઓળખીશું.

આ બધી વૃત્તિઓ સ્વયંભૂ હોય છે. માનવે પોતે પોતાના તર્ક કે બુદ્ધિથી તે ઊભી કરેલી નથી. વૃત્તિને હેતુ છે, પણ માનવના મનમાં જરાય હેતુ નથી હોતો. આપણે એક દાખલો લઈએ પ્રણય અને સહચારનો. બેશક, તેનો હેતુ જાતિને અખંડ રાખવાનો છે, પણ સ્ત્રીપુરુષના મનમાં એ ખ્યાલ જ નથી હોતો, તેઓ વિચારતાં જ નથી હોતાં કે 'ચાલો આપણી જાતિને સતત ગતિમંત રાખવા માટે આપણે જોડાઈએ.'

આમ નિર્ભેળ આદિ વૃત્તિ સ્વયંભૂ હોય છે. એ વૃત્તિ પૂર્વ-નિર્ણીત નહિ પણ આપોઆપ જ ઊગી નીકળે છે. એ વિચાર હોશિયારી, શિક્ષણ ને અનુભવ વગેરેથી પર હોય છે.

આપણે જે રીતે આપણી વૃત્તિઓનું આવિષ્કરણ કરીએ છીએ, અને આદિ માનવ જે રીતે પોતાની વૃત્તિઓનું પ્રગટીકરણ કરતો એ બેની તુલના કરવામાં આવે તો તેમાં લાખો ગાઉનો તફાવત જોવામાં આવશે: કારણકે આપણે તો સુધરેલા, સંસ્કાર અને સંસ્કૃતિમાં આગળ ધપેલા છીએ. એટલે કાંઈ જેમ ફાવે તેમ અણઘડ રીતે આપણી વૃત્તિને પ્રગટ ન જ કરીએ. અંતઃકરણ, જ્ઞાન, બુદ્ધિ, અનુભવ વગેરેને લઈને શિષ્ટ અને સુઘડ રીતે જ આપણે આપણી વૃત્તિઓને સંતોષવાનું શીખ્યા છીએ.

દાખલા તરીકે આત્મરક્ષણની વૃત્તિ આપણામાં આદિથી જ છે. આદિ વૃત્તિ તો સીધીસટ પોબારા ગણી જવાની છે; પણ આપણે મોટરમાં બેઠા હોઈએ. સામેથી કોઈ વાહન સાથે અકસ્માત થાય એમ આપણને લાગે કે તરત જ આપણે સ્ટીઅરિંગ વીલને વળગી પડીએ છીએ. બ્રેકને ધક્કો મારીએ છીએ. આ પણ ભયમાંથી ઊગરી જવાની, આત્મરક્ષણની જ વૃત્તિ છે; છતાં આપણે તેનું પ્રાગટ્ય નવીન રીતે કરીએ છીએ. આપણે એ બુદ્ધિ, તાલીમ ને અનુભવથી શીખ્યા છીએ; એટલે વૃત્તિ એક જ છે, માત્ર તેનું પ્રાગટ્ય જુદી રીતનું છે.

આપણે બીજા બે દાખલા લઈએ.

એક વ્યક્તિને પોતાના મિત્ર સાથે ન બને તો આદિ માનવની જેમ એ પોતાના મિત્ર ઉપર સીધો ઘા નહિ કરે, તેમજ કોઈ પણ પ્રકારનું પશુબળ પણ નહિ અજમાવે, પણ તેના મિત્રમંડળમાં એને હલકો પાડવા પ્રયાસ કરશે, એની મહત્ત્વાકાંક્ષાઓમાં વિઘ્ન નાખશે, કે એની લાગણી દુભાય એવાં કાર્ય કરશે. એ જ રીતે અર્વાચીન સ્ત્રી બીજી કોઈ સ્ત્રી સાથે ગુસ્સે થઈ હશે તો એ તેને માટે જેવીતેવી વાતો જોડીને પરોક્ષમાં ફેલાવશે ને હરકોઈ બહાને બીજી સ્ત્રી વગોવાય એવા યત્ન કરશે. એ જ રીતે બીજા માણસોનું પોતા પ્રત્યે ધ્યાન ખેંચવા કૂદકા મારવા કે રાડો પાડવાને બદલે અર્વાચીન માનવ મ્યુનિસિપલ ચૂંટણીમાં ઊભો રહેશે, વક્તૃત્વકલા, સંગીત કે નાટકના કાર્યક્રમોમાં ભાગ લેશે, અને એ રીતે બહાર આવવાની કે લોકોનું ધ્યાન આકર્ષવાની પોતાની વૃત્તિને સંતોષશે.

આમ હજારો વર્ષોનો ગાળો પડ્યો છતાં વૃત્તિ તત્ત્વતઃ એકની એક જ હોય છે. માત્ર માનવ જ્ઞાન અને સંસ્કારમાં આગળ વધ્યો તેથી તે શિષ્ટતાપૂર્વક તેનું પ્રદર્શન કરતાં શીખ્યો છે. ઊંડે જોવા જતાં માત્ર આદિ વૃત્તિનું જ એ ઉત્ક્રાન્ત સ્વરૂપ હોય છે.

હવે આપણે જોઈએ કે માણસમાં રહેલી આ વિવિધ વૃત્તિઓ કેવી રીતે કામ કરે છે. એટલી એક વૃત્તિ એક માણસમાં અમુક રીતે વ્યક્ત થાય છે, તો બીજા માણસમાં એ જુદી રીતે જ વ્યક્ત થાય છે. આ વૃત્તિની અભિવ્યક્તિને લઈને માનવના સમગ્ર ચારિત્ર્ય ને લક્ષણમાં ઘણો બધો ફેર પડી જાય છે.

અહીં આપણને બેચાર પ્રશ્નો સ્ફુરે છે આપણે આપણું કે સામા માણસનું વર્તન કઈ રીતે સુધારી શકીએ? આપણા કે બીજા માણસની ખરાબ ટેવ કે લક્ષણ કઈ રીતે નિર્મૂળ કરી શકીએ? અનિચ્છનીય તત્ત્વોને કઈ રીતે, નામશેષ કરી શકીએ? માણસ ઉપર છાપ કઈ રીતે પાડી શકીએ? એ માટે એક જ ઉપાય આપણી સમક્ષ છે —તે ઉપાય છે આપણે જે લક્ષણ કે વર્તન ફેરવવા માગીએ છીએ તેની પાછળ કઈ આદિ વૃત્તિ કામ કરી રહી છે એનું સંશોધન કર્યા બાદ તે વૃત્તિને સંતોષવાનો નવતર, નીરોગી ને નિર્મળ રસ્તો એ માણસને બતાવવાનો

આ આદિ વૃત્તિ તો સૌ સામાન્ય માણસોમાં હોય છે એ સારી પણ નથી હોતી તેમ ખરાબ પણ નથી હોતી. પરંતુ એને જે અમુક નિશ્ચિત રીતે પ્રગટ કરવામાં આવે છે તેના ઉપરજ તેના સારા-નરસા પણાનો આધાર રહે છે તેથી આપણે આપણી વૃત્તિઓને એવા ઉદાત્ત માર્ગો દ્વારા પ્રદર્શિત કરવી જોઈએ કે જેથી આપણી જાત, દેશ કે દુનિયાના કોઈ પણ લોકોને તેથી રજમાત્ર હાનિ ન થાય.

## આપણી આદિ વૃત્તિઓ

| | બીજવૃત્તિ | અનુવૃત્તિ | ઇતર વૃત્તિઓ |
|---|---|---|---|
| ૧ | ખાવું, પીવું, સૂવું વગેરે | શારીરિક સુખ માટે | ભૂખ, અશાંતિ, ઠંડી, ઊંઘ વ૰ |
| ૨ | ગભરાટ | સલામતી માટે | ભય-સ્તબ્ધતા |
| ૩ | નાસી જવું | આત્મરક્ષણ માટે | શીઘ્ર ભીતિ |
| ૪ | ખુશામત કરવી | આપણને નુકસાન પહોંચાડી શકે એવાને ખુશ રાખવા | ખુશ કરવું ને મહેરબાની મેળવવી. |
| ૫ | ધ્યાન ખેંચવું | બીજાની પ્રશંસા મેળવવા, બીજાની નજરે ચડવા | અહંભાવ ને આત્મશ્રદ્ધા |
| ૬ | આક્રમણ કરવું | (અ) ઈજા પહોંચાડવી (બ) વિજયી બનવું, હકૂમત ચલાવવી (ક) ઉચ્ચતા સ્થિતિ | (અ) ક્રોધ, વેર ને તિરસ્કાર (બ) જીતી લેવાની ઇચ્છા |
| ૭ | પ્રણય કરવો | વિજાતીય તત્ત્વને આકર્ષવું, રંજવું ને તેની સાથે પ્રેમ કરવો | આકર્ષણ, ખુશી કરવું, પ્રભાવ પાડવો |
| ૮ | સંભાળ રાખવી | નબળા (બાળક કે સંગાથી)ની સાર સંભાળ રાખવી | ઉત્કંઠા, પ્રણયવૃત્તિ, રક્ષણ |
| ૯ | સહવાસ શોધવો | સોબત ને લાગણી માટે | એકતાની વૃત્તિ |
| ૧૦ | અનુકરણ | બીજાના જેવા (ખાસ કરીને પોતાના નેતા કે અગ્રણી) થવા માટે | પ્રશંસા, માન, વિલક્ષણ બનવાની વૃત્તિ |
| ૧૧ | શિકાર | પકડવું, કબજે કરવું | શિકારી વૃત્તિ |
| ૧૨ | સંશોધન | શોધવા, જાણવા, સમજવા | જિજ્ઞાસા |
| ૧૩ | પરિચિત સ્થળે પાછા જવું | પરિચિત માણસો, સંજોગો ને સ્થળોએ પાછા ફરવા માટે | આસક્તિ, ઘરકૂકડાપણું, ઠંડિસુસ્તતા વ |

ઉપર આપણે માનવસ્વભાવમાં કેવી-કેવી વૃત્તિઓ હોય છે એ જોયું. એમાં માનવસ્વભાવની લગભગ સર્વ આદિ વૃત્તિઓ આવી જાય છે. અલબત્ત, આ વૃત્તિઓ પ્રત્યેક વ્યક્તિમાં એકસરખી તીવ્ર કે પ્રબળ નથી હોતી. વૃત્તિની નિર્બળતા કે પ્રબળતાનો આધાર અંશતઃ માણસના બંધારણ ઉપર અને અંશત: એ વ્યક્તિના ભૂતકાલીન અનુભવો ઉપર હોય છે.

આ ઉપરાંતની બીજી ટેવો કે વૃત્તિઓને માણસ પોતે જન્મ આપે છે, જેમકે તમાકુ ખાવાની ટેવ વગેરે.

પ્રત્યેક સામાન્ય વ્યક્તિમાં આ વૃત્તિઓ હોય છે અને આ વૃત્તિઓને સંતોષી શકીએ તો જ આપણે ન્યૂનાધિકાંશે સુખી થઈએ છીએ. પ્રત્યેક વૃત્તિ અસંખ્ય માર્ગોમાંથી અમુક અમુક માર્ગે કઈ રીતે પ્રગટ થાય છે ને તૃપ્તિ શોધે છે એ હવે પછી આપણે જોઈશું. પહેલાં જો તમે ફરી આગળ આપેલ વૃત્તિઓની નામાવલિ સામે રાખી, તમારી પોતાની વૃત્તિઓને કઈ રીતે સંતોષો છો એ જરા અંતર્મુખ બનીને જોશો તો ઘણું ઉપયોગી થઈ પડશે. જો તમે પરિણીત હશો તો તમારી પત્ની (કે પતિ) પણ કઈ રીતે પોતાની આ વૃત્તિઓને સંતોષે છે એ બધાનો અભ્યાસ કરવાની મઝા આવશે. એમની વૃત્તિઓને સંતોષવામાં તમે પોતે કેટલી મદદ કરો છો, તમારાં લગ્નની સફળતા કે નિષ્ફળતાનો આધાર પણ આના ઉપર રહે છે. તમારાં બાળકો માટે પણ એમ જ. તેમને પણ એમની આદિ વૃત્તિઓ હોય છે. એ કોઈ પણ રીતે એ માર્ગ શોધી બહાર પડી સંતોષ મેળવવા યત્ન કરવાની જ. તમે કદી બાળકોને દરેક ઉપયોગી પ્રવૃત્તિ પ્રત્યે વળવા માટે માર્ગદર્શન આપ્યું છે ?

'પ્રભુના પયગંબરો' જેવું ઉદાત્ત મનોહર બિરુદ કવિશ્રી નાનાલાલે બાળકોને આપ્યું છે. પણ આપણે કયે દિવસે આ દિવ્ય ફિરસ્તાઓની ચેષ્ટાઓ રસપૂર્વક નિહાળીએ છીએ ? બાળકોની ક્રીડા કે પ્રવૃત્તિમાં જે વાચકને રસ હોય તેમણે ઉપરી વૃત્તિઓની નામાવલિ પ્રત્યે દૃષ્ટિકોણ કરવો જરૂરી છે; એથી જોઈ શકાશે કે બાળકની વિવિધ ક્રીડામાં (જાતીય વૃત્તિ સિવાય) લગભગ બધી જ વૃત્તિઓ પોતાના આવિષ્કરણ માટે તૃપ્તિ શોધે છે. બાળકોને રમતમાં આનંદ આવે છે તેનું કારણ પણ આમાં જ આવી જાય છે. તમારા અભ્યાસ ખાતર બાળકોની રમતની એક નોંધ તૈયાર કરો અને કઈ રમત કઈ વૃત્તિને પોષે છે એ તપાસો.

આ જ રીતે આપણો ધર્મ જુઓ. ધર્મના વિવિધ સ્વરૂપો દ્વારા આપણી કેટકેટલી વૃત્તિઓ પોષાઈ રહી છે! તમે એક પણ એવી માનવપ્રવૃત્તિ બતાવી શકશો, જે દ્વારા કોઈ ને કોઈ હૃદયની વૃત્તિ કે વાસના ડોકિયાં ન કરી રહી હોય? તમે એવો એક પણ દાખલો નહિ બતાવી શકો. તમે કોઈ પણ જાતની આનંદની લાગણી અનુભવી રહ્યા છો એ પણ એક કે તેથી વધારે આદિ વૃત્તિના સંતોષનું જ પરિણામ છે! આ જ રીતે લગ્ન. કેટલીયે વૃત્તિઓ લગ્ન દ્વારા આવિષ્કાર શોધી રહી છે. પતિ અને પત્નીની અનેક વાસના અને વૃત્તિઓ સુખી દાંપત્યજીવન દ્વારા પોષાઈ રહી છે!

તમને કોઈવાર ખૂબ ખરાબમાં ખરાબ રીતે બીવડાવવામાં આવ્યા છે? એવો કોઈ પ્રસંગ તમને યાદ આવે છે?

કદાચ તમે ટ્રેનમાં હો ને ગાડી પાટા ઉપરથી ઊતરી પડી હોય, કદાચ તમો બજારમાં જતા હો ને ગાય કે બળદ તમારા ઉપર ધસી આવ્યો હોય, તમે મોટરમાં બેઠા હો ને તમને લાગ્યું હોય કે 'એ...હમણાં મોટર

અકસ્માત થયો ને મરી ગયા!' અથવા કોઈવાર દરિયામાં ભયંકર તોફાન વખતે તમે તમારા નોના વહાણમાં હો, કદાચ એકવાર પહેલાં તમે ભૂતમાં માનતા હો ને તમે ભૂત જેવું કંઈ નજરોનજર જોયું હોય ને ભય પામ્યા હો

ટૂંકમાં એવો કોઈ પણ પ્રસંગ સંભારો જ્યારે તમે ખરેખર ખૂબ જ ભયભીત બની ગયા હો, ત્યારે તમારી મનની લાગણીઓ કેવી હતી?

એકાએક-ક્ષણમાં જ તમે અટકી ગયા! તમને શ્વાસ લેવો પણ કઠિન લાગ્યો, જાણે તમારું હૃદય બંધ પડી ગયું, નાસી જવાની વૃત્તિ થઈ આવી, તમારાં રુંવાડાં જાણે ખડાં થઈ ગયાં, તમારી જીભ બંધ થઈ ગઈ, મદદ માટે પણ તમે ઉચ્ચાર ન કરી શકો એવી તમારી સ્થિતિ થઈ ગઈ, તમે જડ બની ગયા, જાણે તમે ઠરીને સ્થિર થઈ ગયા, ન હાલો કે ચાલો!

ભીતિના-ભયના બે પ્રકાર હોય છે તેમાં ઉપર એક પ્રકાર વર્ણવ્યો છે તમને ભય લાગેલો એ આ જાતનો હતો? તમારી મનોદશા બરોબર નિરૂપાઈ છે? જો એમ હોય તો એનો અર્થ શો? એનો અર્થ એટલો જ કે તમારું શરીર ભયમાંથી મુક્ત થવા માગતું હતું–પુરાણા આદિમાર્ગમાંથી ગમે તે એક માર્ગનું શરણ લઈને માત્ર માણસો જ નહિ પણ પ્રકૃતિમાં ઇતર પ્રાણીઓ પણ દુશ્મનોથી બચવા આ જ માર્ગ અપનાવે છે ભયનું પ્રથમ દર્શન થતાં એકાએક તેઓ સ્થિર ને જડ બની જાય છે!

હવે તમારા પોતાના શરીરે પણ આમ જ કર્યું આ ભાવને આપણે ભય કહીએ છીએ

ભયમાંથી બચવા માટેનો આ મૂળ, આદિ ને તદ્દન અંતપ્રેરિત માર્ગ છે પણ અત્યારે આપણે એ રીતે રક્ષણ મેળવતા નથી

અલબત્ત, આત્મરક્ષણની આપણી વૃત્તિ તો પહેલાં જેટલી જ પ્રબળ અત્યારે પણ છે. આત્મરક્ષણ માટે આપણે જગ બુદ્ધિપૂર્વક વર્તાવ અત્યારે કરીએ છીએ તેથી વહાણ ડૂબતું હોય ત્યારે આત્મરક્ષા માટે અર્વાચીન માનવ પાણીની સપાટી ઉપર તરી શકાય એવો પટ્ટો કમરે બાંધે છે જંગલમાં કોઈ હિંસક જનાવર એના ઉપર હુમલો કરે તો આ જ આત્મરક્ષણની વૃત્તિ તેને રાઈફલનો ઉપયોગ કરવા પ્રેરે છે અથવા તો આ આત્મરક્ષાની વૃત્તિને લીધે જ માણસ વધારે કામ કરીને પૈસા કમાય છે, ને એ પૈસા ભવિષ્યમાં સારેમાઠે અવસરે કામ આવી જાય એ હેતુથી બૅંકમાં જમા કરાવે છે

આમ અહીં એક વસ્તુ ફરીફરીને પ્રતીત થાય છે કે એની એ જ આદિ વૃત્તિ માનવની જુદીજુદી હજારો પ્રવૃત્તિ પાછળ કામ કરી રહેલી હોય છે માનસશાસ્ત્ર સમજવામાં આ એક મૂળ મહત્ત્વનો મુદ્દો છે એ આપણે લક્ષમાં રાખવું જોઈએ

સામાન્ય રીતે નીચેની ચાર વસ્તુઓ આપણામાં ભયની લાગણી જન્માવે છે (૧) કોઈ મોટી વસ્તુ એકદમ ધસી આવવી, (૨) એકાએક કાને પડેલ મોટો અવાજ, (૩) એકાએક કાને પડેલ ભયની ચિચિયારી અને (૪) એકદમ નીચે પડી જવાની બીતિ.

આ ચાર લાગણીઓ-વૃત્તિઓ આદિ છે જ્યારે તે સિવાયની અન્ય વૃત્તિઓ વ્યક્તિ જ્ઞાન કે અનુભવ દ્વારા કેળવે છે

અંધારું ભયજનક છે, પણ અંધારાનો ભય એ સહજ ભય નથી. તેમ જ મૃત્યુનો ભય એ પણ સહજ નથી, છતાં કેટલાયે માણસો બીતિથી—આવી પારવિનાની કાલ્પનિક બીતિથી વીંટળાયેલા હોય છે કેટલાયે મૂર્ખ માબાપો પોતાનાં બાળકોના મનને આવા ભૂત, પ્રેત, મૃત્યુ, પોલીસ,

# કર્મયોગ

## સ્વામીશ્રી શિવાનંદજી

કર્મનું મહત્ત્વ કાર્યના પ્રકાર ઉપર નથી તેટલું કાર્ય કેવી રીતે થાય છે તેના ઉપર છે. મન, હૃદય ને આત્માના સંપૂર્ણ સહકારથી મુદિતાવસ્થામાં જે કર્મ થાય તે જ સાચું કર્મ ને તે જ સાચો કર્મયોગ. આજના સામાજિક અધઃપતનમાં આ સિદ્ધાંતની અવગણના દેખાય છે. આચરણ વિના–કર્મ વિના જ્ઞાનની પણ કશી કિંમત નથી. ગીતાએ પ્રબોધેલો કર્મયોગ સહેલાઈથી સામાન્ય માનવી કઈ રીતે જીવનમાં ઉતારી શકે તેનું વ્યવહારુ માર્ગદર્શન સ્વામીજીએ આ લેખમાં આપ્યું છે.

સ્વાર્થી પ્રવૃત્તિઓમાં જીવનનું ધ્યેય ભૂલી ન જશો. જીવનનું અંતિમ લક્ષ્ય આત્મસાક્ષાત્કાર છે. શું તમે જીવનના અંતિમ ધ્યેયને પહોંચવા માટે પ્રયત્ન કરો છો? તમે જપ, પ્રાણાયામ અને ધ્યાન કરો છો? શું એ આદર્શને તમે તમારાં મનઃચક્ષુ સમક્ષ રાખ્યો છે? જે દિવસે તમે આધ્યાત્મિક સાધના ન કર્યું તે દિવસ તમે વ્યર્થ ગુમાવ્યો સમજજો. મનને ભગવાનને સોંપી હાથને કામે લગાડો. તમારે તમારા ધ્યેયનું પૃથક્કરણ કરી તેનું વર્ગીકરણ કરવું પડશે. માણસને સંસારબંધનમાં નાખનાર તેનો સ્વાર્થી હેતુ છે, નહિ કે કાર્ય પોતે. કર્મયોગ માટે તમારા મનને તૈયાર કરો. કેવળ નિઃસ્વાર્થ કાર્યને યૌગિક કાર્ય ન ગણી શકાય. મનની રચના એવી છે કે તે નાનામાં નાના કાર્યમાંથી પણ બદલાની આશા રાખે છે. જ્યારે તમે સ્મિત કરો છો ત્યારે તમે તમારા મિત્ર પાસેથી બદલામાં સ્મિતની અપેક્ષા રાખો છો. જ્યારે તમે તમારો હાથ સલામ કરવા માટે ઊંચો કરો છો, ત્યારે તમે સામા માણસ પાસેથી સલામની આશા રાખો છો. જ્યારે કોઈ માણસને તમે એક પાણીનો પ્યાલો આપો છો ત્યારે પણ તે તમારો આભારી થાય એમ તમે ઇચ્છો છો. જો આ પ્રમાણે સામાન્ય રીતે બને છે, તો તમે નિષ્કામ કર્મયોગનું પાલન કેવી રીતે કરી શકો?

જિંદગી ઘણી કિંમતી છે. ગીતાના બોધ પ્રમાણે જીવન જીવો અને અહંતા ને ફળની આશા રાખ્યા વગર કામ કરો. તમે ભગવાન નારાયણના હાથમાં એક નિમિત્ત માત્ર છો. જો તમે આ પ્રમાણેના માનસિક વલણથી કામ કરો તો તમે યોગી જલદી બની શકશો. કામ કરવાથી માણસ કદી નીચો પડતો નથી. નિઃસ્વાર્થ કાર્ય એ ભગવાન નારાયણની પૂજા છે. કામ એ જ પૂજન છે. બધાં કર્મો પવિત્ર

---

રાક્ષસ, અંધારી કોટડી વગેરેની ભયજનક વાતોથી દૂષિત કરી તેમને બિવડાવે છે. આમ શિશુવયથી બાળકમાં ભયનાં બીજ રોપાય છે ને તેનાં નિર્મળ અંતઃકરણને કલુષિત કરે છે. અજ્ઞાન માતાઓ માને છે કે બાળકને રોતું બંધ રાખવા કે તેને કબજામાં રાખવાનો આ એક ઉપાય છે. સાદો ને સહેલો ઉપાય છે એટલો જ એ તિરસ્કરણીય છે. ઘણીવાર બાળકો અનુકરણ દ્વારા આ પાયાવિનાની ભયની વૃત્તિ કેળવે છે. કદાચ માતા અંધારું, મરણ, ગાય, ભૂત વગેરેથી બીતી હોય છતાં બાળકના શ્રેયની ખાતર તેણે એ બાળકનાં ખ્યાલમાં ન આવે તે માટે પૂરેપૂરું સાવધાન રહેવું જરૂરી છે.

★

છે કર્મયોગની દૃષ્ટિએ, પૂર્ણની સર્વોચ્ચ દૃષ્ટિએ કોઈ પણ કામ હલકુ નથી સાચી ભાવના અને મન દઈને સમજપૂર્વક કરેલું ભંગીનુ કચરો વાળવાનુ કાર્ય પણ યોગિક કાર્ય બની જાય છે એક ઝાડુ કાઢનાર પણ તેના તે જ જીવનમાં રહીને સેવા દ્વારા પ્રભુ દર્શન કરી શકે છે મહાભારતના પ્રખ્યાત સદના કસાઈએ પોતાની માંસ વેચવાની દુકાનમાં પોતાનાં માબાપની સેવા વડે પ્રભુના દર્શન કર્યા હતાં (પ્રભુ) જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સર્વ સાધનો તમારી બધાની પાસે અંતરમાં છે તમારા અંતરમાં જ્ઞાન અને શક્તિનો ભંડાર ભરેલો છે તેને પ્રગટાવવાની જરૂર છે હવે જાગી જા, હે સૌમ્ય!

જ્યારે તમે કોઈ પણ પ્રકારના સ્વાર્થ વગર નિરહંકારપણે કામ કરો અને તમે તમારાં સઘળા કર્મો અને ફળ તેમ જ પરિણામ ને ઈશ્વરાર્પણ કરો, ત્યારે તમારાં સર્વ કાર્યો પ્રભુ સાથે યોગ સાધવાનાં સહાયક કાર્યો બની જાય છે ચાલવુ, ખાવુ, ઊંઘવુ, કુદરતી હાજતે જવુ, વાતો કરવી, એ બધુ પ્રભુને ઉપાહારરૂપ બની જાય છે નાનામાં નાના કાર્યને પણ તમે યોગિક કાર્યમાં ફેરવી શકો છો એવી ભાવના કરો કે ભગવાન શિવ પોતે જ તમારા હાથ દ્વારા કામ કરી રહ્યા છે અને તમારા મુખ દ્વારા જમી રહ્યા છે માનો કે તમારા હાથ એ જ શિવના હાથ છે શરૂઆતમાં તમારાં કેટલાક કાર્યો સ્વાર્થવાળાં થશે અને કેટલાંક સ્વાર્થ રહિત થશે વખત જતાં તમે તમારાં સર્વ કાર્યો સ્વાર્થરહિતપણે કરી શકશો હમેશાં તમારા હેતુઓને ચીવટથી વિગતવાર જુદા પાડો નિષ્કામ કર્મયોગની આ ગુરુ ચાવી છે હેતુ શુદ્ધ થતાં દરેક કાર્ય આત્માની ઉન્નતિમાં મદદરૂપ બને છે કામ એ ધ્યાન છે પરિણામ અથવા બદલાની આશા વગર અહંતા રહિત બની ખૂબ જ પ્રેમપૂર્વક દરેકની સેવા કરો જો તમે જ્ઞાનમાર્ગના અભ્યાસી હો તો એવી ભાવના કરો કે તમે મૂક સાક્ષી છો અને પ્રકૃતિ જ સર્વ કંઈ કરી રહી છે

સ્વાર્થીપણાએ જ તમારા હૃદયને શોક ઉપજાવે એવુ સંકુચિત બનાવી દીધુ છે સ્વાર્થાંધતા એ સમાજનુ વિષ છે સ્વાર્થ બુદ્ધિને-સમજશક્તિને ગૂંગળાવી નાખે છે સ્વાર્થીપણું એટલે સંકુચિત માનસ સ્વાર્થને અને સ્વાર્થી પ્રવૃત્તિઓ ભોગને વધારે છે મનુષ્યના દુ:ખનુ મૂળ કારણ એ જ છે સાચા આધ્યાત્મિક વિકાસનો આરંભ નિઃસ્વાર્થ સેવાથી થાય છે સાધુ સંન્યાસી, ભક્તો, ગરીબ અને માંદાં માણસોની ભાવ પ્રેમ અને ભક્તિપૂર્વક સેવા કરો પ્રભુ સર્વના હૃદયમાં બિરાજી રહ્યો છે

સેવા કરવાની ધગશ તમારા હાડ કોષ, સ્નાયુઓ અને નાડીઓમાં અંદર ઊંડી ઊતરવી જોઈએ, તેનો બદલો અમૂલ્ય છે તેનો અભ્યાસ કરો તેમ જ વિશ્વવ્યાપી વિશાળતા અને અનંત આનંદનો અનુભવ કરો મોટીમોટી વાતો અને ગામગપાટાથી કંઈ સરશે નહિ મારા પ્રિય મિત્રો! કામમાં ઉત્કટ ઉત્સાહ અને ધગશ પેદા કરો સેવાના કાર્યમાં ઉત્સાહી બનો

બહુરૂપી જેમ પૌરુષમાં નિષ્ઠા રાખે છે અને સ્ત્રીની ચેષ્ટા કરે છે તેમ ભગવાનમાં નિષ્ઠા રાખો અને હાથ વડે ચેષ્ટા (કાર્ય-કામ) કરો મહાવરાથી તમે એક જ સમયે બે વસ્તુ કરી શકશો હાથનું કામ યંત્રની જેમ આપોઆપ સ્વાભાવિક રીતે થયે જશે તમારાં બે મન થઈ જશે મનનો થોડો ભાગ કામમાં પરોવાશે, જ્યારે તેનો મોટો ભાગ પ્રભુની સેવા, ધ્યાન અને જપમાં પરોવાશે કર્મયોગ સામાન્ય રીતે ભક્તિયોગ સાથે સંકળાયેલો છે કર્મયોગી પોતાની કર્મેન્દ્રિયો વડે જે કંઈ કર્મ કરે છે તે

નિષ્ફળતા એ ભાવિ સફળતાના સ્તંભ સમાન છે. આ મુદ્દો બરાબર ધ્યાનમાં રાખો.

લોકોની સેવા કરનાર કર્મયોગીએ લોકો તરફથી પ્રેમ, કદર, આભાર, પ્રશંસા વગેરેના બદલાની આશા ન રાખવી જોઈએ.

જેણે પોતાની જરૂરિયાતો ઘટાડી નાખી છે અને પોતાની ઇન્દ્રિયોને સંયમમાં રાખી છે, તે જ કર્મયોગ આચરી શકે છે. મોજ-શોખમાં પડેલો, બંડખોર ઇન્દ્રિયોવાળો માણસ બીજાની સેવા કેવી રીતે કરી શકે? તેને દરેક વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે અને બીજાઓને શોષી લઈ તેમના પર પોતાનું પ્રભુત્વ જમાવવા ઇચ્છે છે.

બીજી લાયકાત એ છે કે તમારે સફળતા અને નિષ્ફળતા, લાભ અને હાનિ, વિજય અને હારમાં મનની સમતા રાખવી જોઈએ. તમારે રાગ અને દ્વેષથી મુક્ત રહેવું જોઈએ. ફળની અપેક્ષા રાખ્યા વગર, અનાસક્તિથી, પ્રેમ અને તિરસ્કારરહિત થઈ કરેલું (વિહિત) કર્મ જ શુદ્ધ કર્મ કહેવાય.

કર્મ એટલે કામ અથવા કાર્ય. જૈમિનિના મત પ્રમાણે અગ્નિહોત્ર જેવી ધાર્મિક ક્રિયાઓ, યજ્ઞો વગેરે કર્મ કહેવાય. અદૃષ્ટ કર્મમાં એવી છૂપી શક્તિ રહેલી છે કે તે કર્મ કરનાર વ્યક્તિ માટે કર્મનું ફળ ખેંચી લાવે છે. જૈમિનિ કર્મને જ સર્વ કંઈ ગણે છે. મીમાંસાના સિદ્ધાંતને અનુસરતા અભ્યાસી માટે કર્મ એટલે જ સર્વ કંઈ છે. જૈમિનિ પૂર્વમીમાંસાનો પાયો નાખનાર છે. તે મહર્ષિ વ્યાસનો શિષ્ય હતો, પરંતુ વ્યાસ ઉત્તરમીમાંસા અથવા વેદાંતના સ્થાપક હતા. મીમાંસાના સિદ્ધાંત અનુસાર કર્મનું ફળ આપનાર ઈશ્વરનું અસ્તિત્વ નથી, એમ મનાય છે.

ગીતાના સિદ્ધાંત પ્રમાણે કોઈ પણ કાર્ય એ કર્મ છે. દાન, બલિદાન, તપ, એ સઘળાં કર્મ કહેવાય. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ શ્વાસ લેવો, જોવું, સાંભળવું, ચાખવું, લાગવું, સૂંઘવું, ચાલવું, વાત કરવી વગેરે સઘળાં કર્મ કહેવાય. વિચારવું એ સાચું કર્મ છે. રાગદ્વેષ ખરી રીતે કર્મમાં સમાયેલા હોય છે. સાચું વિચારો. તમારી બુદ્ધિ અને સાદી સમજનો ઉપયોગ કરો. શાસ્ત્રોની આજ્ઞાઓને અનુસરો. જ્યારેજ્યારે તમારા મનમાં શંકા ઉદ્ભવે ત્યારેત્યારે મનુ અને યાજ્ઞવલ્ક્યની સ્મૃતિનો આશ્રય લો. તેનાથી તમે ખોટું કર્મ કરો છો કે ખરું, તેની તમને સમજ પડશે. જો તમે એમ કહો, 'શાસ્ત્રો તો અસંખ્ય છે, તે સાગર જેવાં છે; તેમાં રજૂ કરેલાં સત્યોને હું ભાગ્યે જ સમજી શકું તેમ છું. હું તેમની ગહનતા માપી શકતો નથી. તેમાં વિરોધાભાસ હોય એમ લાગે છે. હું ગૂંચવાઈ જઉં છું.' તો પછી તમને પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા હોય તેનાં વચનોને સખ્તાઈથી અનુસરો. ત્રીજો રસ્તો આ છે: ભગવાનથી બીતા ચાલો. તમારા અંતઃકરણ સાથે મસલત કરો. અંતઃકરણનો ઝીણો અવાજ તમને દોરવણી આપશે. જેવો તમે અવાજ સાંભળો, કે તે પછી એક ક્ષણની પણ ઢીલ કરશો નહિ. કોઈને પણ પૂછ્યા વગર એકદમ ઉદ્યમપૂર્વક કાર્ય કરવા મંડી જાઓ. સવારે ચાર વાગે અંતરનો અવાજ સાંભળવાની ટેવ પાડો. જો તમારામાં ડર, શરમ કે શંકા હોય અથવા તમારા અંતઃકરણમાં તે કાર્ય કરવાથી દુઃખ થતું હોય તો સમજી લેજો કે તમે ખોટું કાર્ય કરી રહ્યા છો. કાર્ય કરતાં તમને આનંદ, સુખ અથવા સંતોષ થતો હોય તો જાણજો કે તમે સાચું કર્મ કરી રહ્યા છો.

જ્યારે સાધનાથી આત્માનાં જુદાંજુદાં બંધનકારક આવરણો દૂર થયાં હોય, જ્યારે મનની કસરત દ્વારા જુદીજુદી વૃત્તિઓ કાબૂમાં આવી હોય, જ્યારે જાગ્રત મન

# 'એક પૈસો બાપુ!'

શ્રી 'ઇંદ્ર વસાવડા, એમ એ'

જાહેરમાં માગવાની પણ એક કળા છે સામાન્ય જનને એ હસ્તગત થાય એમ નથી એમાં તો આંખમાંથી આંસુ સેરવતા આવડવું હોવું જોઈએ, પ્રસંગ જોઈ દયામણો ચહેરો કરી લેવાની આવડત જોઈએ, રડવું, કૂટવું કાલાવાલા કરવા, કરગરવું, પગે પડવું વગેરે કરુણરસ સાથે સંબંધ ધરાવતી ક્રિયાઓમાં ભિક્ષુક પ્રવીણ ને પારંગત હોવો જોઈએ આપણે ત્યાં શેરીમાં રસ્તા પર, ફૂટપાથ પર ટ્રામમાં કે ટ્રેનમાં આ રીતે સશક્ત ને અપંગ માગી ખાનારા લોકો, ને મુસાફરોને હેરાન કરનારાઓની જમાત કેટલી મોટી છે? એમને કામધંધે લગાડ્યા હોય તો? લશ્કરમાં રાખ્યા હોય તો? પણ વિધિની શી ગજબ ક્રૂરતા છે, તેનો ખ્યાલ આ વાર્તા આપે છે

વલસાડ સ્ટેશને ગજબની ભીડ હતી બપોરનો વખત, ગરમીના દિવસો અને તેમાં નરી ગીરદી અવિનાશ પત્ની અને પુત્ર સહિત થર્ડ ક્લાસમાં ચડવા જતો હતો ત્યાં તો એક ભીમકાય મનુષ્ય જે બારણું રોકી ઊભો હતો તે બોલ્યો 'એય મિ જગ્યા નથી'

'કંઈ નહીં' અવિનાશે કહ્યું

'કંઈ નહીં શેનું? આગળ જાઓ આગળ'

માંડમાંડ ખૂબ આજીજી પછી અવિનાશ ડબ્બામાં ચડ્યો તો ખરો તલમાત્ર જગ્યા અંદર ન હતી પત્ની સહિત ઊભો રહ્યો

થોડીવાર પછી એક યુવકે કહ્યું

'મિ ઘણા ખરા લોકો તો ઊતરી જવાના છે પહોંચાડવા આવ્યા છે તમે એ લોકો ઊતરે કે તરત બિસ્તરો દ.'

'થેંક્સ!' અવિનાશે કહ્યું

'થેંક્સને બેંક્સ—મિ એમ શરમાશો તો હ'

અને ખરેખર ગાડીએ સીટી દીધી કે તરત જ ડબ્બામાંના ઘણા માણસો ઊતર્યા ગાડી ચાલવા લાગી કે એક દસેક વર્ષનો

---

કામ કરતું નથી હોતું, ત્યારે તમે આત્માના સામ્રાજ્યમાં—જાગૃત મનથી ઉપર પ્રવેશો છો ત્યાં બુદ્ધિ, શુદ્ધ તર્ક અને અંતર્જ્ઞાન—સત્યને પ્રત્યક્ષ જાણવાની શક્તિ વ્યક્ત થાય છે, પ્રાપ્ત થાય છે જ્યાં કોઈ બોલનાર નથી એવી શાંતિના પ્રદેશમાં તમે જઈ પહોંચશો અને ત્યાં તમે પ્રભુનો સ્પષ્ટ, શુદ્ધ અને ઊર્ધ્વગામી અવાજ સાંભળશો રસપૂર્વક અને ધ્યાનથી એ અવાજ સાંભળો તે તમને દોરશે. એ અવાજ ભગવાનનો અવાજ છે

તમારા ધ્યાનને અંતે આ શ્લોક બોલો

आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहम्
पूजा ते विषयोपभोगरचना निद्रा समाधिस्थितिः ।
संचारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वा गिरो
यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥

—શ્રી શંકરાચાર્ય

તું આત્મા છે બુદ્ધિ તારી ગિરિપુત્રી પાર્વતી છે પ્રાણ તારા સહચારી છે આ શરીર તારું ઘર છે ઇંદ્રિયજન્ય ભોગના કર્મ તારી પૂજા છે ગાઢ નિદ્રા એ સમાધિની સ્થિતિ છે મારા પગનું ચાલવું એ તારી પ્રદક્ષિણા છે મારી સર્વ વાણી એ તારી સ્તુતિ છે જે કાંઈ કર્મ હું કરું છું એ સર્વ હે શંભો! તારી આરાધનારૂપ જ છે ×

× અનુવાદક શ્રી રતિલાલ ખત્રી

★

છોકરો અંદર દાખલ થવા લાગ્યો.

'એય, ક્યાં મરે છે અંદર?' ડબ્બા અંદરથી સમૂહસૂરો નીકળ્યા.

'સા'બ, માબાપવગરનો છું. દયા થશે મબાપ!'

'નહીં, નહીં, દયા ડાકણને ખાય!'

'નહીં ખાય, બાપુ' અને છોકરો બારણું ખોલવા લાગ્યો.

'નહીં નહીં, અંદર નહીં અવાય.'

'ઊભો રહીશ, બાપુ!'

'નહીં, નહીં, ઊભવાનું કંઈ કામ નથી.'

'બાપુ બીજે જ સ્ટેશને ઊતરી જઈશ.'

'આ જ સ્ટેશને ઊતરી જાને.'

'પણ બાપુ...'અને છોકરો બારણાની બારીમાંથી જ અંદર દાખલ થવા લાગ્યો.

'મારો ધક્કો સાલાને.' એક કાણા ગૃહસ્થે ઉપાય સૂચવ્યો.

'મરી જશે.'

'એક ઓછો...'

'અરે બાપુ...ધક્કો ન મારજો. આવવા દો.' છોકરો આજીજી કરવા લાગ્યો.

'એય મિ. છોકરો પડી જશે ને મરી જશે, આવવા દો એને.' અવિનાશે કહ્યું.

'ધરમનું પૂછડું!' કોઈ કટાક્ષમાં બબડ્યું.

'અંદર ગરવા દીધા એટલે હવે...'બાજુવાળા બીજાએ ટોણો માર્યો.

'ઠીક, મર અંદર.' ખસિયાણા પડી દરવાજા પાસે ઊભેલા માણસે છોકરાને અંદર લઈ લીધો.

અત્યંત દયામણો ચહેરો પણ આંખોમાં અમાનુષી તેજ! અવિનાશ-લેખક અવિનાશનું હૃદય દયાથી ભરાઈ ગયું. તે વિચારવા લાગ્યો. 'આવા કેટલા બિચારા અસહાય બાળકો આપણા દેશમાં ટળવળતા હશે? છે કોઈનું ધ્યાન? એને જ ભણાવીગણાવી સંસ્કારી બનાવ્યો હોય તો? શી છે ચમક એની આંખોમાં? અત્યંત બુદ્ધિશાળી લલાટ લાગે છે. મનમાં થયું, લાવ પૂછું કોણ છે? એક સુંદર વાર્તા મળશે. અને એવી હૃદયદ્રાવક વાર્તા લખું' કે હા, 'માધુરી'ના તંત્રીનો પત્ર હતો: 'એક વાર્તા તરત જ મોકલાવશો' એને ખુશ કરી દેવાશે.

પણ આ જનસમુદાયમાં તેની સાથે સંપર્ક કેમ સાધવો? અને લોકોને લાગશે કે હું અત્યંત ચોવટડાહ્યો છું.

થોડીવાર પછી પેલા બાળકે હાથમાં બે કાચની પટ્ટી લઈ વગાડતાં-વગાડતાં ભજન શરૂ કર્યું:

**શામળિયા કરજો મારી સહાય રે,**
**વ્હાલા ગરુડે ચઢીને વ્હેલા આવજો હોજી...**

'વાહ-વાહ!' કોઈ બોલી ઊઠ્યું.

'અલ્યા આગળ ગાશે કે?' બીજાએ પ્રશ્ન કર્યો.

'હા, બાપુ.'

**વ્હાલા! વેગે આવો રે,**
**દયા દિલે લાવો રે,**
**ભીડ મારી ભાંગવા...**

કોઈએ હસેર્યું: 'હોજી...હોજી...'

બાળકે આગળ ચલાવ્યું:

**એ રે નહીં આવો તો,**
**છાનાં ઉઘાડું બધાં છિદ્ર વ્હાલા.**
**દયા દિલે લાવો રે, વ્હાલા વેગે આવો રે.**
**ભીડ મારી ભાગવા હોજી.**

ભજન પછી માથા ઉપરની મેલી ટોપી ઉતારી તે માગવા લાગ્યો:

'એ બાપુ! કોઈ આપો એક પૈસો. આ ગરીબ માબાપ વગરના બાળકને, નિરાધાર બાળકને આપજો.'

'હં, આવાં ને આવાં ધતિંગ! અલ્યા ટિકિટ છે પાસે?' એક યુવકે પૂછ્યું.

'નથી બાપુ,' બાળકે જવાબ આપ્યો

'આ જ આપણા દેશની અવનતિનુ કારણ છે, ઉતારી નાખો સાલાને આવતે સ્ટેશને, નકામી ભીડ કરે છે '

'લે રે પૈસો ' એક સખી ગૃહસ્થે અત્યંત ઉદારતાથી એક પૈસો આપ્યો ને ઉમેર્યુ' 'અરે મિસ્ટર ભલે ને પડયા રહે, તમારુ શુ જાય છે ?'

'આમ જ દાટ વળ્યુ છે ભારતદેશનુ,' યુવકે કહ્યું

લેખક અવિનાશને હિંમત આવી મનમાં ચયુ લાવ પૂછુ

'અલ્યા છોકરા,' દક્ષતાથી પણ ધીમેથી અવિનાશે બૂમ પાડી

'જી સા'બ !'

'અહી આવ '

'અરે મિસ્ટર તમતમારે અહીથી જ આપી દોને, નકામા ગરમીમાં ગરમી કાં કરો ?' એકે કહ્યું

'જવા દો બાપુ તમારુ ભલું થાય.' છોકરો બોલ્યો અને જવાબની રાહ જોયા વિના પાટલી ઉપર ઠેકતો, કોઈના પગ દબાવતો તો કોકની માફી માગતો અવિનાશ પાસે આવી અત્યંત દયામણો ચહેરો કરી ઊભો રહ્યો

અવિનાશે તેના મુખનુ બારીકાઈથી અવલોકન કર્યું માથાના વાળ મોટા, સુંદર ને કાળા ધોળો વાન, સૌમ્ય મુખ, ગાલ સહેજ ફૂલેલા મોઢુ દયામણું, અયાસે ભ્રૂકુટિ તાણેલી, શરીર ઉપર જર્જરિત હજાર છિદ્રોવાળુ ખમીસ, નીચે માત્ર એક લંગોટી, પગ ઉપર મણેક ધૂળ, લેખકે વિચાર્યુ' પાત્ર સરસ છે !

'શુ નામ તારુ ?' લેખક અવિનાશે વાર્તાના પાત્રને પૂછ્યુ

'નામ મારુ ?'

'હા, તારુ '

'નામ તો-નામ તો પેમલો '

'પેમલો ?'

'પેમલો સ્વજી '

'માબાપ ?'

કૃત્રિમ આંસુ લાવી બોલ્યો 'બાળપણુ માં જ મરી ગર્યા !'

'તારી ઉંમર ?'

'ઉંમર સા'બ ?'

'હા '

'ઉંમર તો ખબર નથી હશે ચારપાંચ વર્ષ કે પછી દસપંદર '

'હં '

'કંઈક આપો !'

'અલ્યા,' એકાએક લેખકના મનમાં વિચાર આવતાં મુખમાંથી પ્રશ્ન સરી પડ્યો

'જી,'

'ભીખ શા માટે માગે છે ?'

'તો શુ કરુ ?'

'નોકરી કર ! લશ્કરમાં જોડાઈ જા.'

'નોકરી મળે ત્યારે ને ? ને અમને તે કોણ લશ્કરમાં રાખે ?'

'હ તો ભીખ માગીને શુ કરે છે ?'

'ગાંઠિયા લઈને ખાઈ લઉ છુ '

'દિવસનુ મળે છે શુ ?'

'આઠ આના કે બાર આના '

'ક્યાં રહે છે ?'

'કોઈ પણ સ્ટેશને ઊતરી પડુ ને ઝાડ નીચે સૂઈ જાઉં '

'રોજ ગાંઠિયા ખાય છે, તે પેટ હરામ છે ?'

'ના સા'બ આજે બે દિવસથી નથી ખાધુ પેટમાં તો અગનઅગન બળે છે જુઓ સા'બ ' અને એમ કહી તેણે પોતાનુ પેટ ખોલી આખા ડબાને બતાવ્યું

'હ વધારે પૈસા મળે તો ?'

'તો તો લોજમાંથી સવા રૂપિયાની થાળી મંગાવીને ખાઉ—નળનુ પાણી પીને પડ્યો રહુ '

'હ તને કોઈ ખાવાનુ આપે તો ?'

'તો ખાઈ જાઉં.'

'હમણાં આપે તો ?'

'હમણાં જ ખાઈ જાઉં.'

'હં...' લેખક પાછો કંઈ વિચારે ચડ્યો.

'અલ્યા !'

'જી !'

'તને કોઈ નોકરી આપે તો ?'

'તો નોકરી કરું.'

'શું પગાર લે ?'

'પગારબગારનું શું કામ ? ખાવાનું મળે ને પહેરવાનું મળે એટલે બસ.'

'તોપણ ?'

'કંઈ નહીં સા'બ. પણ નોકરી આપે છે જ કોણ ? સા'બ એક પૈસો...'

'અલ્યા તું બીડી પીએ કે ?'

'કોઈ આપે તો પી જાઉં.'

'હં...' લેખક પાછા વિચારે ચડ્યા ત્યાં પત્નીએ કહ્યું:

'નકામી પંચાત શા માટે કરો છો ? આપી દોને જે આપવું હોય તે.'

'નહીં નહીં...આપણે જ દેશનાં આવાં ગરીબ બાળકોને બગાડ્યાં છે. પેમલા—'

'જી સા'બ,'

'હું તને નોકરી આપું તો ?'

'તો તો સા'બ આપનો ઉપકાર.'

'મારી સાથે આવીશ ?'

'હા સા'બ.'

'બધું કામ કરીશ ?'

'હા સા'બ.'

'ભણાવું તો ભણીશ ?'

'હા સાબ, વાંચતાં તો મને આવડે છે.'

'વાહ, વાહ. આનું નામ તે માણસ ! દરયાવ દિલ છે દરયાવ. વાહ વાહ.' બેચાર ચોદ્ધા અવિનાશનાં વખાણ કરવા લાગ્યા.

'એની મસ્તીખોર આંખ તો જુઓ.' પત્નીએ ધીરેથી કહ્યું.

'હં ! તું પણ... પેમલા ?' લેખકે કહ્યું.

'જી સા'બ !'

'ટિકિટ નથી ને ?'

'ના સા'બ.'

'લે ખાઈ લે. લતા, આને પૂરી ને શાક આપ તો.'

પત્નીએ ટિફિન ખોલ્યું અને પેમલો વધારે દયામણો ચહેરો કરી અવિનાશનો પગ પકડી બોલ્યો :

'આપનો-આપનો ઉપકાર સા'બ !'

'પગ નહીં પકડ. ખાઈ લે.'

'વાહ વાહ.' આખો ડબો અવિનાશનાં વખાણ કરવા લાગ્યો.

'આટલી જ છે !' પત્નીએ પૂરી બતાવતાં કહ્યું.

'કંઈ વાંધો નહીં. વડોદરા સ્ટેશને ભાઈ, ભાભી, પિતાજી બધાં જ મળશે. તેમની પાસે હશેને ? લઈ લેજે.'

પૂરી ને શાક મળતાં જ પેમલો તેનું ઉદર શાંત કરવા લાગ્યો. ખાધા પછી બોલ્યો:

'હાશ. બે દિવસનો ભૂખ્યો. પ્રભો...!'

'હજી આપે ?'

'આપે તો ખાઈ જાઉં.'

'મીઠાઈ આપ !' પત્ની પર હુકમ છૂટતાં જ તેને અનિચ્છાએ પણ ગોળપાપડી, પેંડા વગેરે મીઠાઈ આપવી પડી.

'આપ આપ. હજી આપ.'

ખાઈ, પાણી પી, પેમલો હાથ જોડવા લાગ્યો.

'ભલું થજો આપનું !'

ત્યાં સ્ટેશન આવ્યું. એકાએક પેમલાના મોઢા ઉપર અજબ પરિવર્તન જોવામાં આવ્યું.

તે ઊભો થયો અને સંડાસમાં ગરી ગયો.

ટિકિટચેકર અંદર દાખલ થયો ને ટિકિટ તપાસવા લાગ્યો. ત્યાં ગાડીએ સીટી મારી. ટિકિટચેકર ઊભો રહ્યો. કંઈક વિચાર આવતાં સંડાસ તરફ ગયો ને બારણાં ખખડાવવા લાગ્યો.

'કોણ છે અંદર ? નીકળ બહાર.'

કંઈ જવાબ ન મળતાં ડબ્બાવાળાઓને પૂછ્યું :

'દોણું છે અંદર ?'

'કોને ખબર !'

ફરીવાર બારણું ખખડાવી કહ્યું

'નીકળ બહાર'

માંડમાંડ પેમલો ધ્રૂજતોધ્રૂજતો. સંડાસ માંથી નીકળ્યો. તે વખતનો તેનો ચહેરો જોવા જેવો હતો

'બતાવ ટિકિટ'

'સા'બ'

'સા'બ સા'બ શું કરે છે? બતાવ ટિકિટ'

'આપુ એક પૈસો'

'સાલ્લા ચોર હરામખોર મારીમારીને ચામડી તારી ઊતરડી ન નાખું તો'

'મિસ્ટર!' લેખક અવિનાશે ચેકરને કહ્યું,

'શું છે?'

'એક વાત'

'શી છે વાત?'

'ગરીબ છે તે'

'અરે સાલ્લા ચોર ને બદમાશ'

'મારી વાત તો સાંભળો'

'શી?'

'વલસાડથી તે ચઢ્યો છે તેને હું મારી સાથે લઈ જાઉં છું તેની ટિકિટ હું આપીશ. જે ચાર્જ થાય તે લઈ લો'

'ઓહ! આઈ સી!'

અને તરત ગજવામાંથી ચોપડી ને પેન્સિલ કાઢી તેમણે ટિકિટ બનાવવાનું કામ શરૂ કર્યું

'વાહ સારૂ વાહ.'

*

વડોદરા સ્ટેશન આવ્યું. રાત આખી ત્યાં જ પડ્યા રહેવાનું હતું સવારે કાઠિયાવાડ મેઈલ દ્વારા જવાનું હતું

'મોટાભાઈ!' લેખકે પિતાને કહ્યું 'આ ગરીબ બાળકને લઈ આવ્યો છું કામ લાગશે લગનમાં'.

'સારું કર્યું ગરીબ લોકોને મદદ કરવી જ જોઈએ'

'પેમલા !' લેખકે કહ્યું

'જી'

'તો અહીંથી તારી ટિકિટ લઈ લઉં ?'

'જી'

'ચાલીશ ?'

'જી'

'અચ્છા—ત્યો તો હું ટિકિટ લઈ આવું પછી સૂઈ જઈએ'

ટિકિટ લાવી, પ્લેટફોર્મ ઉપર જ બેડિંગ પાથરી બધા સૂતા

એકાએક કુલીએ આવીને સૌને જગાડ્યા

'ગાડી આવી ઊઠો'

'અરે, ઊંઘ આવી ગઈ!'

'જલદી કરો જલદી!'

બેડિંગ બાંધતાંબાંધતાં તો ગાડી પ્લેટફોર્મ ઉપર આવી લાગી

જેમ તેમ કરી બધાં ગાડીમાં ચઢ્યાં

'અરે પેમલો ક્યાં ?' લેખકે પૂછ્યું

'અરે ટિફિનબાસ્કેટ ક્યાં ?' પત્નીએ પૂછ્યું

'જુઓ જુઓ તો! અરે કુલી'

'જી'

'અરે એ તો પેલો છોકરો'

'કયો છોકરો ?'

'અરે, અમારી સાથે હતો તે વળી'

આમ તેમ જોઈ કુલીએ બહારથી જવાબ દીધો

'અહીં તો ક્યાંય નથી દેખાતો સાહેબ'

'જો હશે, હશે'

'સા'બ નથી!'

લેખક મહોદય નીચે ઊતરી આમ તેમ પ્લેટફોર્મ ઉપર જોવા લાગ્યા પણ પેમલાનો પત્તો નહોતો

એટલામાં ગાડીએ સીટી મારી ને ઊપડી દોડતાદોડતા લેખક ડબ્બામાં ચઢ્યા

'કેમ ક્યાં ગયો પેમલો?' પત્નીએ પૂછ્યું

લેખક મહોદય બિલકુલ ચૂપ હતા!

★

# કેળ

**શ્રી. માર્તંડરાય શિવભદ્ર પંડ્યા**

બી. એ. જી; બી. એસ. સી. બી. એ. એસ.

કેળાંએ આપણા ખોરાકમાં મહત્ત્વનું સ્થાન લીધું છે. પ્રમાણમાં એ સસ્તુ ફળ છે અને અમુક અંશે ખોરાકની ગરજ પણ સારે છે. અનાજની તંગી ઓછી કરવા કેળાંના ઉપયોગની ભલામણો થાય છે. 'કેળાં ભારે પડે છે.' એ વહેમ હવે દૂર થતો જાય છે ને નિસર્ગોપચારકો તો કેળાં માટે ખાસ ભલામણ કરે છે.

આવાં કેળાંની જનની-કદલીની સર્વાંગસંપૂર્ણ માહિતી આપવાનો ખેતીવાડીના આ નિષ્ણાતનો પ્રયત્ન આમજનોને ઘણો જ ઉપયોગી થઈ પડશે.

तालितरोरनुपकारि फलं फलित्वा
लज्जावशादुचित एव विनाशयोगः ।
एतत्तु चित्तमुपकृत्य फलैः परेभ्यः
प्राणान्निजाञ्झटिति यत्कदली जहाति ॥

કોઈ પણ પ્રકારના ઉપયોગમાં ન આવી શકે એવા ફળ આપનારું તાડવૃક્ષ લજ્જાથી નાશ પામે છે, તે યોગ્ય છે; પણ કેળનું વૃક્ષ બીજાના ઉપયોગમાં આવે એવાં ફળો આપીને પોતાના પ્રાણનો એકદમ ત્યાગ કરે છે તે ખરેખર આશ્ચર્યજનક છે!

આવો કેળનો ઉલ્લેખ સંસ્કૃત વાઙ્મયમાં છે અને તેમાં કેળ માટે સંસ્કૃત શબ્દ કદલી છે; પરંતુ પ્રીઝુલુસ્કીના મત પ્રમાણે આ શબ્દની વ્યુત્પત્તિ સંસ્કૃત ભાષામાંથી નીકળી શકતી નથી. ઊલટું આ શબ્દ બીજી કોઈ પણ ભાષામાંથી આવ્યો હોવો જોઈએ. મલાયા દ્વીપકલ્પમાં, જ્યાં અનેક ભાષા પ્રચલિત છે, તેમાં કેળને માટે 'કેલુઈ,' 'તેલુઈ,' 'કેલુવી,' 'તેલુવી,' 'કેલાઈ,' 'તેલાઈ,' 'તલાઈ,' વગેરે શબ્દો માલૂમ પડે છે. ભાષામાં પહેલો અક્ષર 'ત' અને પછી 'ઈ' એ અક્ષરો હોય તે ધાતુને 'ક', 'તો', 'તી', એ ઉપસર્ગ લાગે છે તે જ ઉપસર્ગનું અતિ પ્રાચીનરૂપ 'ક' અને 'ત' છે. આ ઉપસર્ગ લગાડતાં 'કલી' અને 'તલી' એવાં રૂપ થાય છે. એમાંના 'તલી' શબ્દથી કેળાં (કેળનાં ફળ) એવો બોધ થાય છે; અને બેઉ ઉપસર્ગ લગાડતાં 'કતલી' એવું રૂપ થાય છે; અને તેનો અર્થ 'કેળ'—'કેળાંનું ઝાડ' થાય છે. તાલવ્ય વર્ણને બદલે દંતવ્ય વર્ણ મૂકવો એ સર્વસાધારણ નિયમ છે. આ નિયમ પ્રમાણે 'કતલી'ને બદલે 'કદલી' રૂપ થયું. આ રૂપાંતર મૂળ ભાષામાંથી સંસ્કૃત ભાષામાં આવતાં થયું હશે, અથવા તે પહેલાં થયું હશે.

તેમ જ ઇંડોચાઇનીઝ ભાષામાંના અનેક શબ્દમાં અનુસ્વાર ઘુસાડવામાં આવે છે; તે જ નિયમ પ્રમાણે 'કદલી'નું 'કદીલા' રૂપ થાય છે. ઓસ્ટ્રોએશિયાટિક ભાષામાંથી 'ક', 'ત', 'પ', ને 'સ', ઉપસર્ગ લગાડવાથી શબ્દ તૈયાર થાય છે. આજ ઉપસર્ગનાં કેટલાંક રૂપ 'કમ્', 'કન્' અથવા 'કર' થાય છે. તે ઉપરથી 'કર્દલી' એવો શબ્દ તૈયાર થાય છે*

પ્રાચીન હિબ્રુ તથા ઇજિપ્તના લોકોને કેળાંની ખબર નહોતી. તે ઉપરથી કેળાં એ મૂળથી હિંદુસ્તાનનું ફળ ન હોઈ, મલાયા દ્વીપકલ્પ તરફનું હોવું જોઈએ એવો ડિકેડોલનો મત છે. એશિયા ખંડના અગ્નિ તરફના દેશમાં તથા બેટમાં કેળની અસંખ્ય જાતો છે. ચીન, મલાયા દ્વીપકલ્પ અને હિંદુસ્તાનમાં કેળની અગણિત જાત છે તથા તેનું વાવેતર પણ બહુ જૂનું છે. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે

* જુઓ : Memdirs de la sóeiety de Linguis tiges de Paris. Val. XII Part 5, 1921

કદલી શબ્દ હાલની પ્રચલિત ભાષામાંનાં કેળનાં નામોની વ્યુત્પત્તિ જોતાં, કેળનું મૂળ સ્થાન મલાયાં દ્વીપકલ્પનો હોવો જોઈએ એમ લાગે છે 'केन वायुना दलयते इति कदली।' એમ અમરકોશની એક ટીકામાં એની વ્યુત્પત્તિ આપી છે ।

મંગળ પ્રસંગે કેળના થાંભલા અને તોરણો બાંધવાનો રિવાજ અતિ પ્રાચીન છે આ પરથી કેળનું વાવેતર હિંદુસ્તાનમાં બહુ જૂનું છે એ દેખીતું છે સત્યનારાયણની પૂજા વગેરે અનેક ધાર્મિક ક્રિયાઓમાં એનાં થડ, પાંદડાં તથા ફળનું સ્થાન જે મહત્ત્વ ભોગવે છે તે, તેમ જ એમાંથી નીકળતા પાણીની પવિત્રતા (કેળના પાણીની વાની એંઠી–અજૂઠી ગણાતી નથી.) પણ એનું જ સૂચન છે

એક પર એક ચોંટીને વીંટાયેલાં પાંદડાંનો જથો જાત, હવામાન તથા જમીનના પ્રમાણમાં ૧૦થી ૨૫ ફૂટ ઊંચો હોઈ, મથાળે ૭થી ૧૦ ફૂટ લાંબાં અને લગભગ ૨ ફૂટ પહોળાં એવાં થોડાં પાંદડાંવાળું 'રમ્યતીની જંઘા દેખી કેળ રહી કાગળ ગ્રા એવું સુંવાળું અને ચળકતું કેળનું ઝાડ વનસ્પતિના–'મુસેસીઈ' કુદરતી વર્ગમાં આવતું હોઈ તેનું મૂળ સ્થાન ઈસ્ટ ઈંડીઝ છે

કેળનું વાવેતર અનેક પ્રકારની જમીનમાં તથા હવામાનમાં થતું હોવાને લીધે કેળની અનેક જાત છે વળી પરિસ્થિતિને પરિણામે તેમાં ફેરફાર પણ બહુ થાય છે આ કારણોને લીધે તેનું વર્ગીકરણ કરવાનું મુશ્કેલ થઈ પડ્યું છે એના મુખ્ય બે વર્ગ કરવામાં આવ્યા છે ૧ 'બનાના' ખાણામાં કાચી વપરાતી જાત અને ૨ 'પ્લેનટેઈન' રાંધીને શાક તરીકે વપરાતી જાત આ બીજી જાતમાં શર્કરાનું પ્રમાણ બહુ કમી અને મિષ્ટ–મૈદા–સ્ટાર્ચ નું પ્રમાણ વધારે હોય છે

મુંબઈ પ્રાંતમાં કેળનું વાવેતર થાણા, ખાનદેશ, પૂના, સતારા, બિજાપુર અને બેલગામ જિલ્લામાં પુષ્કળ હોઈ બીજા જિલ્લામાં તેમ જ ગામેગામ થોડા વધુ પ્રમાણમાં હોય છે જ થાણા તથા ખાનદેશ જિલ્લામાં મુખ્યત્વે કરીને બસરાઈ અગર બંગાળી જાત વવાય છે, આ સિવાય તાબેલી, મુંઢેલી, રાજેલી, ગોળેગીરી, લાલ તથા સફેદ એલચી વગેરે જાતનું વાવેતર ઓછાવત્તા પ્રમાણમાં થાણા જિલ્લામાં છે પૂના, સતારા તથા બેલગામ જિલ્લામાં મુખ્ય જાત રાજેલી તથા રાજપૂરી અને કાવી અથવા મુન્નરી થાય છે એ સિવાય સોનેરી મૂગ કેળ વગેરે પણ થાય છે

ગુજરાતમાં નીચે જણાવેલી ચાર જાતો મુખ્ય છે

૧ સોનેરી કેળાં–આ જાત દક્ષિણ ગુજરાતમાં થાય છે છાલ પાતળી અને પીળી હોઈ સ્વાદે મીઠાં હોય છે આ જાતની કેળ ઊંચી હોવાથી પવનથી પડી જવાનો ભય રહે છે

૨ ખાસડિયાં કેળાં–આ જાત સોનેરી કેળાંના જેવી જ છે, પણ કેળ વધારે ઊંચી અને મજબૂત થાય છે કેળાં ત્રણખૂણિયાં અને જાડી છાલનાં હોય છે સોનેરી કેળનું રક્ષણ કરવાને આ કેળ આજુબાજુ રોપવામાં આવે છે પંચમહાલ જિલ્લામાં દાહોદ તરફ આ જાતનાં કેળાં થાય છે એનું સ્વતંત્ર વાવેતર કોઈ કરતું જણાતું નથી

૩ લીલી છાલનાં કેળાં–વસઈનાં કેળાં તરીકે ઓળખાતી આ જાતની કેળની ઊંચાઈ ૭ ફૂટ કે સહેજ ઓછી હોઈ કેળાંની છાલ પાક્યા પછી પણ લીલા રંગની જ રહે છે અને કેળાં ટકવામાં બહુ સારાં છે

૪ લાલ કેળાં–જાડાં મોટાં અને લાલ છાલનાં કેળાંમાં સોખડનું તત્ત્વ વધારે છે એવી આ લાલ કેળાંની જાત વસઈ તરફ

વધુ પ્રમાણમાં થાય છે.

કેળ માટે દરિયાકાંઠાની તેમ જ નદીના કાંપવાળી જમીન ઉત્તમ છે. હલકી, ગોરાડુ અને બેસર જમીનમાં કેળાં સારાં થાય છે. લીલી છાલના તેમ જ સોનેરી કેળાંને કાળી જમીન માફક આવે છે. લોહતત્ત્વવાળી લાલ કે પીળી જમીનમાં લાલ કેળાં થાય છે.

વૈશાખ માસમાં જમીન ખેડી, ખોદી તૈયાર કરવી જોઈએ. પછી બે ફૂટ લાંબા, બે ફૂટ પહોળા અને બે ફૂટ ઊંડા માપના ખાડા સાડાસાત ફૂટને અંતરે ખોદી દર ખાડા દીઠ ૧૦ શેર છાણિયું સડેલું ખાતર, ૫ શેર રાખ અને ૨ શેર દીવેલીનો ખોળ નાખવો. બધું ન હોય તો માત્ર ૫ થી ૮ શેર દીવેલીનો ખોળ ચાલશે. અને તો ચોમાસામાં શણનો પડવાસ કરવાથી લીલું ખાતર થઈ સેંદ્રિય પદાર્થ મળી રહેશે. બીજા દેશોમાં કરવામાં આવે છે તેમ એકર દીઠ ૨૦૦ રતલ પોટેશિયમ સલ્ફેટ અને ૪૫૦ રતલ ફોસ્ફેટિક ઍસિડનું રાસાયણિક ખાતરનું મિશ્રણ આપવાથી લાભ થવા સંભવ છે; પરંતુ વિલાયતી ખાતર સાથે પાણી હમેશાં છૂટથી અપાવું જોઈએ, નહિ તો નુકસાન થાય.

દરેક કેળમાંથી અનેક પીલા ફૂટે છે અને આ પીલાથી કેળનો વહેવાર ચાલુ રહે છે એ જાણીતું છે. આ ઘણા પીલા પૈકી એક બે જ રાખી મૂકવા અને તે અઢીથી ત્રણ ફૂટ ઊંચા થાય ત્યારે દરેક ખાડે એક રોપવો.

કેળને પુષ્કળ પાણીની જરૂર છે તેથી વરસાદ બંધ થયા પછી શિયાળામાં છ દિવસને આંતરે અને ઉનાળામાં ચાર દિવસને આંતરે જરૂર પ્રમાણે પાણી પાવું.

દમયંતીની જાંઘની અદેખાઈ કરતી કેળની માવજત ઉત્તમ પ્રકારની હોવી જોઈએ. વચલી જમીન ખેડીને ભરભરી અને પોચી રાખવી અને અવારનવાર નીંદવાનું રાખવું આવશ્યક છે. કેળની ફરતાં ખામણાં કરી વારંવાર ગોડ આપી જમીનમાં હવાનો અવરજવર રહે તેમ કરવું. રોપ્યા પછી સાત માસે ફરીથી પ્રથમ પ્રમાણે જ ખાતર-પાણી આપવાં અને પીલા કાઢી નાખવા કે જેથી કેળાં બરાબર પોષાય. આઠમે મહિને કેળ ફળે છે. કેળાંની લૂમ લઈ લીધા પછી થડ કાપી નાખવું અને માત્ર એકાદ બે સારા પીલા રહેવા દઈ વધવા દેવા.

ઉપદ્રવની દૃષ્ટિએ કેળને ખાસ જીવજંતુ કે રોગ લાગતાં જાણ્યામાં નથી. વધારાનું પાણી હોય તો નિતારી નાખવું. નહિ તો ફૂગિયા-વનસ્પતિજન્ય રોગ થવા સંભવ ખરો. સખત પવનના સપાટાથી નુકસાન થતું અટકાવવા વાવેતરની આજુબાજુ પવનના વેગને રોકનારાં ઝાડ વાવી વ્યવસ્થા કરવી. ડુક્કર વગેરે દ્વારા રોપા તથા ફળને નુકસાન થતું બચાવવા. તેવો ભય હોય ત્યાં વાડ બરાબર મજબૂત અને સારો ચોકીપહેરો રાખવો. વસઈ તથા મદ્રાસ તરફ એક જાતના કીલ્લા (અં. બીબીલ્સ) કેળના કાંદાને નુકસાન કરે છે. તેવું જણાય તો તેવાં ઝાડ જડમૂળથી ઉખેડી દૂર ખાડામાં દાટી દેવાં.

કેળાં બહુ પૌષ્ટિક ફળ છે. ત્રણ રતલ માંસ જેટલાં તત્ત્વો એક રતલ કેળાંમાંથી મળી રહે છે. બજાર પાસે હોય તો કેળાંને પકવીને અને દૂર હોય તો કાચી લૂમને ગાડાં કે લોરીમાં ભરી વેચવામાં આવે છે. કેળાં કૃત્રિમ રીતે ભઠ્ઠીમાં પણ પકવાય છે.

કોંકણ તરફ કેળાં પુષ્કળ થાય છે પણ ભાવ સારો આવતો નથી, તેથી કેળાંને સૂકવવા માટે ડાંગર કે પરાળમાં પકવવામાં આવે છે. પાકપર આવે એટલે ઉપલી છાલ કાઢી નાખી દરેક કેળાંને ઘીનો હાથ દઈ, ખજૂરીની સાદડી ઉપર તાપમાં સૂકવવામાં આવે છે રાત્રે ઝાકળથી રક્ષણ કરવા ઢાંકી દેવામાં આવે છે. ખાસ બરાબર સુકાઈ ગયા

# ગઢવાલ

શ્રી વિજયગુપ્ત મૌર્ય

હિંદ એવો વિવિધ સૌંદર્યથી ભરપૂર પ્રજા ભાષા પ્રાણીઓ ને વનસ્પતિઓથી અવનવા રંગે ઓપતો દેશ આપણો પોતાનો જ દેશ છે, છતાં એનું ભવ્ય દર્શન કરવાનો પ્રયત્ન આપણે ન કરીએ એનાથી વધારે મોટી કમનસીબી કઈ અથવા ? તીર્થસ્થાનોની યાત્રાઓને ધર્મની મહોર મારવામાં આવી છે એટલે તેનું પર્યટન માત્ર વૃદ્ધોએ જ કરવું જ જોઈએ એમ માનવામાં મૂર્ખતા છે સારો યે ભારતદેશ પગે નીચે ખૂંદી વળવાનો અદમ્ય ઉત્સાહ ધરાવનાર યુવાનને આજે બદ્રિકેદારના મહાન યાત્રાધામો ધરાવતો પ્રદેશ—ગઢવાલ પણ પડકાર ફેંકે છે લડાયક છતાં પ્રામાણિક શાંત મહેનતુ ગરીબ ને ભોળી પ્રજાની સંસ્કૃતિનો પરિચય લેખકે અહીં કરાવ્યો છે ગયે મહિને જ આ રિયાસત સંયુક્ત પ્રાંતમાં ભળી જતાં આ પ્રદેશ અખંડ હિંદનું સંપૂર્ણ અંગ બની રહે છે ત્યાં દેખાતી કુદરતની અપાર લીલાના દર્શન કરી પાવન થઈએ

જે યાત્રીઓ માત્ર હરદ્વાર કે ઋષિકેશ સુધી જઈને પાછા ફરે છે તેઓ કેદારનાથ અને બદ્રિનાથનાં પવિત્ર ધામો સુધી પહોંચવામાં જે વિવિધ અને આશ્ચર્યજનક વસ્તુઓ જોવા અને જાણવા જેવી છે તે ગુમાવે છે શાસ્ત્રોમાં આ પવિત્ર ભૂમિનો ઉલ્લેખ છે હરને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારા મુમુક્ષુઓ પ્રાચીન કાળમાં હિમાલયનાં દ્વાર સમા હરદ્વારમાં આવીને વસતા વાનપ્રસ્થીઓનું એ નિવૃત્તિ-ધામ હતું જેઓ સંસારનાં બંધનોથી મુક્ત થઈ શકતા એવા મુમુક્ષુઓ સંન્યસ્તાશ્રમ સ્વીકારી હિમાલયમાં આગળ વધતા અને નિર્વાણની અનંત શાંતિ પામતા

આજે તો એ યુગ પલટી ગયો છે હરદ્વાર તો વાનપ્રસ્થીઓના આશ્રમને બદલે લાખોની વસતિથી ધમધમતું શહેર બની ગયું છે પરંતુ આજે પણ તે બદ્રિનાથ અને કેદારનાથની યાત્રાના દ્વાર સમું છે તે ગઢવાલના ઉંબરામાં આવેલું છે શ્રદ્ધાળુ યાત્રીઓ અહીંથી ઉઘાડે પગે ચાલીને ચારસો માઈલની યાત્રા શરૂ કરે છે ટ્રીજ વૃદ્ધ, અપંગ, અશક્ત અને કેડમાંથી બેવડાં વળી ગયેલાં સ્ત્રીપુરુષોને પણ આ લાંબી અને કઠિન યાત્રામાં પગે ચાલતાં જુઓ ત્યારે તમને ભાવુકોની અખૂટ શ્રદ્ધા પ્રત્યે માન ઊપજ્યા વિના નહિ રહે

હરદ્વારમાં ગંગાજી હિમાલય અને શિવા

---

બાદ કેળનાં પાનમાં વીંટી સૂકાં કેળાં બજારમાં વેચવા માટે તૈયાર કરવામાં આવે છે લીલાં કેળાં વેચવાં વધુ લાભકારક છે

'એને તો ઘીકેળાં છે' એ માલદાર ઇસમ માટે જાણીતી કહેવત છે કેળાં એમનાં એમ તથા ઘી-સાકર સાથે ખાઈ શકાય છે પાકાં કેળાંનાં ભજિયાં, રાયતાં, શીકરણ વગેરે અનેક વાનગીઓ થાય છે કાચાં કેળાંનાં જુદી જુદી રીતે શાક કરવામાં આવે છે વૈદકીય દૃષ્ટિએ ઔષધોમાં પણ કેળાં અગત્યનું સ્થાન ધરાવે છે કેળનું થડ કાપી વચ્ચેથી કોરી કાઢવાથી તેમાં પાણી ભરાય છે તેને દૃ દીને રેસા નીચોવીને પણ પાણી કાઢવામાં આવે છે પાપડ વગેરેમાં આ પાણી ખાસ ઉપયોગી છે એનાં પાંદડાંનો તેમ જ રેસાનો પણ ઉપયોગ કરવામાં આવે છે કેળ આમ અનેક રીતે આપણને ઉપયોગી છે

★

લિકની પર્વતમાળાઓ છોડીને મેદાનમાં ઊતરે છે. હરદ્વારથી સત્તરેક માઇલ મોટર-માર્ગે તમે આગળ જાવ એટલે ઋષિકેશ (હૃષીકેશ) આવે. ઋષિકેશ છોડો એટલે તરત જ ગઢવાલ શરૂ થઈ જાય. સામે જ પર્વતની કેડ પર નરેન્દ્રનગરમાં ગઢવાલના મહારાજાની મહેલાતો દેખાય છે. તેની બાજુમાં 'મુન્ની કી રેતી'માંથી મોટર ગંગાને કાંઠેકાંઠે ટીહરી ગઢવાલ રિયાસતની હદમાં પર્વતમાળાઓ ચડવા માંડે છે. ડુંગરોને કંદોરે કોરી કાઢેલા રસ્તાપર મોટરબસો આગળ વધે છે. એક બાજુ સેંકડો ફૂટ નીચે ગંગાનો પ્રવાહ ધસ્યો જાય છે, બીજી બાજુ ડુંગરોના ઢોળાવ ઊંચા ચડે છે અને તેમની વચ્ચે ચક્રાવા ખાતી મોટરબસો આગળ ધપે છે.

૭ કલાકના પ્રવાસ પછી અને ૫,૨૦૦ ફૂટની ઊંચાઈ ઓળંગ્યા પછી દેવપ્રયાગ આવે છે. અહીં ભાગીરથી અને અલકનંદાનો સંગમ છે. એક પર્વતમાળામાંથી ભાગીરથી ધસમસતી આવે છે અને બીજી પર્વતમાળામાંથી તેના કાટખૂણે અલકનંદા આવે છે અને જાણે એકબીજીની હાજરી વિષે કંઈ ખબર ન હોય તેમ ભીષણ નાદ કરતી પરસ્પર અથડાઈ પડે છે ત્યાં એમનાં પાણી તાંડવનૃત્ય કરે છે. દેવપ્રયાગ માંડ દોઢ બે હજારની વસતિ ધરાવતુ ગામ છે, પણ ગામને વસવા માટે સમતલ ભૂમિ નથી એટલે જેમ પર્વતોની કરાડોમાં ગરુડો અને ગૃધરાજો માળા બાંધે તેમ નદીની ભેખડો અને પર્વતોની કરાડો કોરી કાઢીને તેમાં ભાગીરથી તથા અલકનંદાને બંને કાંઠે મકાનો બાંધવામાં આવ્યાં છે. ગંગોત્રી-જમનોત્રી જવાનો માર્ગ અહીંથી શરૂ થાય છે.

દેવપ્રયાગથી પર્વતો પર ચક્રાવા લઈને ચડતી મોટર બે કલાકના પ્રવાસ પછી કીર્તિનગર પહોંચાડે છે. અહીંથી ત્રણ માઇલ પગે ચાલો એટલે ટીહરી ગઢવાલની પ્રાચીન રાજધાની શ્રીનગર પહોંચાય. અહીંથી ફરીથી મોટરમાર્ગ શરૂ થાય છે. બે-અઢી કલાકના પ્રવાસ પછી આવે રુદ્રપ્રયાગ, જ્યાં અલકનંદાના શ્વેત જલપ્રવાહમાં મંદાકિનીનો બિલોરી કાચ જેવો જલપ્રવાહ મળી જાય છે. રુદ્રેશ્વર મહાદેવના મંદિરથી સો ફૂટ નીચે જ્યાં આ બે નદીઓનો સંગમ થાય છે ત્યાં તેમના જલપ્રવાહની ભીષણ અથડામણ થાય છે અને તેઓ રૌદ્રસ્વરૂપ ધારણ કરે છે.

અહીંથી કેદારનાથ જવાનો પગરસ્તો શરૂ થાય છે. પર્વતોના શિખરોને વીંટાતા પગરસ્તા પર જ્યારે યાત્રીઓ ઊંચા ચડે છે ત્યારે નીચે પક્ષીઓના માળાઓ જેવાં લાગતાં નાનકડાં રુદ્રપ્રયાગનાં મકાનો અને તેમની નીચે મંદાકિની અને અલકનંદાના જલપ્રવાહોનો સંગમ ભવ્ય દૃશ્ય રજૂ કરે છે. અહીંથી એક સુંદર મોટરમાર્ગ બદ્રિનાથ જવા માટે ચમોલી સુધી જાય છે; પરંતુ પેટ્રોલની તંગીને કારણે ત્યાં મોટર-વહેવારની તંગી છે. બહુધા યાત્રીઓ અહીંથી બદ્રિનાથ નહિ પણ કેદારનાથ જ જાય છે અને કેદારનાથની આડે રસ્તે વળીને ચમોલી પહોંચી ત્યાંથી બદ્રિનાથ જાય છે.

જ્યાં પાંડવોએ કેદારનાથના જ્યોતિર્લિંગનું પૂજન કરી હિમાલયના બરફમાં નિર્વાણ-પ્રાપ્તિ કરી હતી એ કેદારનાથ સમુદ્રની સપાટીથી ૧૧,૯૦૦ ફૂટ ઊંચે છે અને ૭ માસ સુધી તે બરફમાં દટાઈ રહે છે. કેદારનાથ પહોંચતાં હિમાલયના પ્રદેશની ભૂસ્તરશાસ્ત્રીય, વનસ્પતિશાસ્ત્રીય, પક્ષીશાસ્ત્રીય, પ્રાણીશાસ્ત્રીય, અને હવામાનની જે વિવિધતા જોવા મળે છે એ ખરેખર વિસ્મયજનક છે. સીધા ચઢાણ-ઉતરાણને કારણે તમારે હવામાનની ઉગ્રતાનો સામનો કરવો જોઈએ. આજે તમે શેકાઈ જાવ એવાં તડકામાં હો અને આવતી

કાંઈ તમે જ્યારે કેદારનાથ પર ચડી જાવ ત્યારે ત્યાં થીજી જવાય એટલી ઠંડી હોય, હિમરેખા ઓળંગીને તમે બરફના પ્રદેશમાં પ્રવેશ કરો પછી એવી ઠંડી લાગે તેમાં નવાઈ શું ? પરંતુ ગરમીમાંથી અચાનક આવી ઠંડીમાં આવી પડેલા યાત્રીને એ ઠંડી બહુ વિષમ લાગે છે વચ્ચે-વચ્ચે બરફ પણ આવે છે કોઈ વાર કરાનો વરસાદ પડે છે અહીં મંદાકિનીને બરફના પહાડમાંથી પીગળીને નીચે ઊતરતી જોઈ શકાય છે

બદ્રિનાથ પહોંચવા માટે તમારે જે નિબિડ જંગલો અને વિકરાળ પર્વતોમાંથી પસાર થવું પડે છે તેની ભવ્યતા અને ભયંકરતા અવર્ણનીય છે એ તો નજરે જ જોવી જોઈએ બદ્રિનાથ ૧૦,૫૦૦ ફૂટ ઊંચે છે વચ્ચે ૧૧,૦૦૦ ફૂટ ઊંચું તુંગનાથનું શિખર આવે છે બદ્રિનાથનો રસ્તો અલકનંદાને કાંઠે છે અને અહીંથી એક માર્ગ તિબ્બત જાય છે, જ્યાંથી તિબ્બતની ભોટિયા જાતિ વેપાર માટે આવજાવ કરે છે

દુનિયામાં કેટલીક પ્રજાઓ પ્રકૃતિની પ્રતિકૂળતા સામે લડીને જીવે છે કુદરતની કઠોરતા સામે તેઓ ઝઝૂમે છે, પણ પરાજય પામીને પીછેહઠ નથી કરતી. કાશ્મીરથી આસામ સુધી હિમાલયમાં એવી પ્રજાઓ વસે છે કાશ્મીર અને નેપાલની વચ્ચે વસતા ગઢવાલના ગઢવાલીઓ અને વિશ્વવિખ્યાત શિકારી જીમ કોરબેટે જેમને આખી દુનિયામાં જાણીતા કર્યા છે, એ કુમાઉંના કુમૈયા લોકો શાંતિ અને વિગ્રહમાં હમેશાં મોખરે હોય છે, તેમ પ્રતિકૂળ કુદરત સામે લડવામાં પણ મોખરે છે

ગઢવાલ, કુમાઉં અને નેપાલ હિમાલયની પ્રચંડ પર્વતમાળામાં આવેલાં છે એટલે જ મુસલમાનો તેમને જીતી ન શક્યા ગઢવાલને શિવાલિક અને હિમાલયની પર્વતશ્રેણીઓનો કુદરતી ગઢ છે આ જમાનામાં કોઈ જાતના ગઢ અભેદ નથી, પરંતુ પ્રકૃતિએ આપેલી એ દીવાલોએ ગઢવાલનું રક્ષણ કર્યું છે તેની પ્રજાને બહારની પ્રજાથી અળગી રાખી છે અને વિશિષ્ટ પ્રકારનું જીવન જીવતી ગઢવાલી પ્રજાનું ઘડતર ઘડ્યું છે

બધી પહાડી પ્રજાઓની જેમ ગઢવાલીઓ પણ ખડતલ છે સ્વભાવે તેઓ મહેનતુ, પ્રામાણિક અને શાંતિપ્રિય છે પરંતુ એ તેમની મહેનતુ અને ખડતલ પ્રકૃતિને લડાઈને માર્ગે વાળવામાં આવે તો તેઓ ઉત્તમ લડવૈયા તરીકે સિદ્ધ થાય બ્રિટિશ શાસન દરમિયાન લશ્કરમાં તેમની ભરતી કરવાનું શરૂ થયું, અને એ વિશ્વવિગ્રહોમાં તેમ જ અન્ય વિગ્રહોમાં ગઢવાલી જવાનોએ અમર કીર્તિ મેળવી છે, આજે પણ ગઢવાલના પુત્રો સ્વતંત્ર ભારતના સૈન્યમાં ગૌરવભર્યું સ્થાન ધરાવે છે

સુષુપ્ત અવસ્થામાં લડાયક ખમીર રહેલું હોવા છતાં પણ ગઢવાલીઓ શાંતિપ્રિય છે ઋષિકેશ છોડીને જેવા તમે ટીહરી ગઢવાલમાં દાખલ થાવ કે તરત જ તમને ગઢવાલી પ્રજાના કઠિન જીવન અને મહેનતુ સ્વભાવનો પરિચય થાય ગઢવાલમાં પર્વતશ્રેણીઓ ખીચોખીચ આવેલી છે એટલે ત્યાં ખેતી માટે સમતલ ભૂમિનો અભાવ છે, પણ ગઢવાલીઓ કંઈ જંગલી આદિવાસીઓ જેવા પછાત નથી કે તેઓ કંદમૂળ અને શિકાર પર જીવે ભવ્ય ભૂતકાળનો, કટાઈ ગયેલો વારસો ધરાવનાર તેઓ આર્યપ્રજા છે, બુદ્ધિશાળી છે, સ્વમાની છે, પ્રકૃતિને ખોળે મુક્ત જીવન જીવનારાની ખુમારી ધરાવે છે એટલે જેમ તેઓ જંગલી દશામાં જીવવા નથી માગતા નથી તેમ લાચાર રહેવા પણ નથી માગતા તેઓ પોતાના પગ પર ઊભી જાણે છે અને તેથી કુદરતની કઠોરતા વચ્ચે પણ તેઓએ જીવનનિર્વાહના માનભર્યા

સાધન શોધી કાઢ્યાં છે.

દરેક ગઢવાલી કિસાન છે, પછી બીજો ધંધો ગમે તે હોય. તેઓ પર્વતના પુત્ર છે અને તેથી પર્વત પાસેથી પોષણ મેળવે છે. ખેતી માટે સમતલ ભૂમિ તો છે નહિ, એટલે તેઓએ પહાડોને પગથિયાંની જેમ કોતરી કાઢ્યા છે અને દરેક પગથિયાની કિનાર બાંધી લઈને એ નાનાનાના અર્ધા ચંદ્રકાર ક્યારાઓમાં તેઓ ખેતી કરે છે. આમ ગઢવાલમાં પહાડોના ઢોળાવ પર જ ખેતી થાય છે. કેટલેક ઠેકાણે તો એવા ઊભા ઢોળાવ પર એવા પગથિયાઆકારે ક્યારા બનાવવામાં આવે છે કે તમે એ જોઈને હેરત પામો. અહીંનો ચોખા, ઘઉં અને જવ એ મુખ્ય પાક છે. આ પહાડી ચોખા બહુ સ્વાદિષ્ટ હોય છે. કાચા સોના જેવી કિંમતી અને રસાળ જમીન વરસમાં બે–ત્રણ પાક આપે છે: ઉપરથી તમે આ ખેતરો જુઓ તો બહુ રળિયામણાં લાગે છે.

ગઢવાલીઓ મહેનતુ છતાં બહુ પછાત પ્રજા છે અને તેથી જ બહુ ગરીબ છે. કુદરતી શક્તિ અને સાધનો તો શોધવાં પડે તેમ નથી. પરંતુ તેમનો ઉપયોગ કરતાં એમને કોણ શીખવે? આ પ્રદેશમાં પણ વિવિધ પ્રકારનાં ફળઝાડો સફળતાપૂર્વક ઉગાડી શકાય અને કાશ્મીર જેમ હિંદને લીલો અને સૂકો મેવો વેચીને કમાય છે તેમ ગરીબ ગઢવાલીઓ પણ પોતાની કંગાલ આવકમાં વધારો કરી શકે. પરંતુ આજ સુધી અંગ્રેજોએ પોતાના સૈન્ય માટે સિપાહીઓ મેળવવા પૂરતું જ ગઢવાલ પ્રત્યે લક્ષ આપેલું છે. હિંદના ભાગલા પછી હવે જ્યારે હિંદે લીલાં ફળો અને સૂકો મેવો ગુમાવ્યો છે ત્યારે હિંદ સરકારે હિમાલયમાં ફળઝાડો વાવવાની પ્રવૃત્તિ શરૂ કરી છે. તેનું મંગલાચરણ કુમાઉંમાં થયું છે; પરંતુ ગઢવાલ તો હજી ઉપેક્ષિત જ રહેલું છે. કોઈ કોઈ જાતનાં ફળઝાડો જંગલી અવસ્થામાં મળે છે, પણ થોડાં. જંગલી ગુલાબ પુષ્કળ થાય છે, પણ કેળવેલા ગુલાબનું વાવેતર જુઓ તો તેનાં ફૂલ જોઈને તેની પર આંખ ઠરે.

ગઢવાલ ગૌધનમાં બહુ ગરીબ છે. વાછરડી જેવડી તેની ગાયો આપણી બકરી જેટલું જ દૂધ આપે છે! રોજનું શેર દૂધ આપનાર ગાય તો બહુ સારી કહેવાય. ગઢવાલી ગાયનો રંગ બહુધા કાળો હોય છે. ગઢવાલી ગાય વિશિષ્ટ જાતની છે. ઊભા ડુંગર પર જ્યાં આપણે હાથ પગ બંનેની મદદથી પણ મુશ્કેલીથી ચડી શકીએ ત્યાં આ ગાયો આસાનીથી ચરતી હોય છે. એક વખત એક ઊંચા ને ઊભા ડુંગર પર દૂરબીન માંડતાં અમે દૂર હજાર ફૂટ ઊંચે ડુંગરને કંદોરે ગાયોને ચરતી જોઈ! ગાયનું દૂધ સારું છે. ગાયને નભાવવાનો ખર્ચ તો કંઈ લાગતો નથી. દૂધ ખરીદનારા માત્ર યાત્રીઓ જ હોય છે અને જે દૂધ નીચાણના પ્રદેશમાં બાર આને શેર મળે છે તે જેમ ઊંચા ચડતા જઈએ તેમ મોઘું થતું જાય છે અને કેદારનાથ તથા બદ્રિનાથ ઉપર તો ત્રણ રૂપિયે શેર મળે છે!

ગઢવાલમાં ઘેટાં–બકરાં ગઢવાલીઓના અર્થશાસ્ત્રનાં અગત્યનાં અંગ છે. તેમને ખવડાવવાનો તો ખર્ચ જ નથી. વર્ષમાં ત્રણ વખત તેઓ ઊન આપે છે. તેમાંથી લોકો પોતાને હાથે ઊન કાંતી, વણીને ગરમ વસ્ત્રો બનાવી લે છે. પરંતુ તેઓ સારાં વસ્ત્રો બનાવવાની કળા નથી જાણતા. આ ઠંડા પ્રદેશમાં ઊનનાં લૂગડાં જ પહેરાય છે. સુતરાઉ કાપડ ખરીદવા લોકો પાસે નાણાં પણ નથી.

ઘેટાં–બકરાંનો બીજો ઉપયોગ છે ભારવાહી પશુ તરીકેનો. માથાદીઠ તેઓ ૨૦થી ૨૫

ગતલ માને ઉપાડે છે ગઢવાલીઓ નીચેથી તેમના પર અનાજ લાદીને લાવે છે અને ઉપરના વેપારીઓને વેચે છે ડુંગરની ધારે તેમને વાઘ મળે ત્યારે તેમના ધક્કાથી નીચે ગબડી પડવુ ન હોય તો ડુંગરની સોડમાં થઈ જવુ જોઈએ મોખરે ચાલનારાં મોટાં બકરાંના ગળામાં ઘંટ બાંધવામાં આવે છે અને આખુ ટોળુ તેને અનુસરે છે ગાયો, ખચ્ચર વગેરેને પણ ઘંટ બાંધવામાં આવે છે કે જેથી જ્યાં ચરતાં હોય ત્યાંથી શોધી કાઢી શકાય

ઘેટાં-બકરાંનો અંતિમ ઉપયોગ છે તેમને મારીને ખાઈ જવાનો જ્યારે તેઓ વૃદ્ધ થાય અને કામ ન આપી શકે અથવા માંદાં પડે અને સાજા ન થતાં હોય ત્યારે તેમને મારીને ખાઈ જવામાં આવે છે આ કારણથી ગઢવાલીઓ બહુધા તેમનું દૂધ નથી પીતા, કારણકે જે દૂધ આપે તે ગાયની જેમ માતા કહેવાય અને તેની હત્યા કરવી એ અધમતા છે બ્રાહ્મણો માંસાહાર નથી કરતા

આ પર્વતીય પ્રદેશમાં ખચ્ચર અને અલ્પાંશે ગધેડાં પણ ઉપયોગી પશુ છે ખચ્ચર પેદા કરવા માટે ગધેડો તો જોઈએ જ ઈશ્વરે ઘોડાં અને ગધેડાં બનાવ્યાં, પણ માણસે ઈશ્વરથી આગળ વધીને ખચ્ચર પેદા કર્યાં ! ઘૂઘરા ઘમકાવતા અને શણગારેલા ખચ્ચરો જ્યારે માલ ભરીને કે યાત્રીઓનો સામાન ઉપાડીને આવતા હોય ત્યારે એ મહાનુભાવો પ્રત્યે સન્માન દાખવવા નહિ તો તમારી સલામતી ખાતર પણ ડુંગર પર બાજુ ખસી જવુ જોઈએ ઘોડા કે ગધેડાં ખચ્ચર જેવાં મક્કમ અને ચપળપગાં નથી, પરંતુ તેઓ પણ સારુ કામ આપે છે

ઠંડીમાં રહેનારા અને સખત મહેનત કરનારા ગઢવાલીઓ આટલી વિપુલ જલસમૃદ્ધિ વચ્ચે પણ નાહતાધોતા નથી લૂગડાં ફાટે ત્યારે થીગડાં મારવામાં આવે છે ગરીબ માણસોનાં શરીર પર એટલાં થીગડાંવાળાં લૂગડાં પણ જોવા મળે કે જે જોઈને તમે કહી શકો જ નહિ કે થીગડાં કયાં અને મૂળ લૂગડું કયું !

ગઢવાલીઓ ઘઉંવર્ણા છે સ્ત્રીઓ વધુ ઊજળી છે, પણ મેલ નીચે તેમનુ સૌન્દર્ય ઢંકાઈ જાય છે

ગઢવાલીઓનો ગમી જાય એવો અને અનુકરણીય ગુણ તો તેમની પ્રામાણિકતા અને નીતિમત્તાનુ ઉચ્ચ ધોરણ જ છે તમે બારણાં ઉઘાડાં રાખીને સૂઈ રહો, પણ ચોરી નહિ થાય એવી કોઈ ચીજ ગઢવાલીને મળશે તો પચાવી નહિ પાડે ગઢવાલમાં પોલીસની જરૂર ભાગ્યે જ પડે ભાગ્યે તમને કયાંય પોલીસ દેખાશે આ શાંતિપ્રિય પ્રજા ઝઘડતી નથી સ્ત્રીઓ જરા ઠીંગણી, મહેનતુ હસમુખી, નિર્દોષ અને નીતિમાન છે પુનર્લગ્નનો રિવાજ છે તેમાં સ્ત્રીને ઘણી સ્વતંત્રતા છે વાંસા પર કંડી (કરંડિયો) બાંધીને તેમાં તેઓ બાળકો ઉપાડે છે યાત્રીઓ પાસેથી ભિક્ષા માગવાની બાળકોને પડેલી ટેવ કોઈ વાર મોટી સ્ત્રીઓને પણ પડી હોય છે સ્ત્રીઓ પાઈ-પૈસા ઉપરાંત ખાસ કરીને 'સોય-ધાગા' માગે છે અને યાત્રીઓ ખાસ તેમને દાનમાં આપવા સોય-દોરા લાવે છે જેઓ થીગડાં મારીને કપડાંનુ આયુષ્ય વધારે તેમને સોય-દોરા તો જોઈએ જ ને ?

ગઢવાલી પુરુષો ગરમ ડગલો, ચોરણી અને માથે ટોપી પહેરે છે, પણ સ્ત્રીઓ માથે પાઘડી પહેરે છે ! સ્ત્રીઓ આખરા ઉપર ગરમ કાળુ લૂગડું લપેટે છે, ખમીસ જેવા આખી બાંય ચોળકા ઉપર બાંયવિનાનો કબજો પહેરે છે, માથા ઉપર સફેદ લૂગડું

પાઘડીની જેમ વીંટે છે જે તેમને ટાઢ, તડકા અને પવન સામે રક્ષણ આપે છે. ખેતીનું કામ બહુધા સ્ત્રીઓ જ કરે છે.

ગઢવાલમાં કન્યાવિક્રયનો ચાલ છે. હવે તો બાળલગ્ન પર કાયદાનો પ્રતિબંધ છે. બ્રાહ્મણોમાં ખર્ચની રકમ લઈને કન્યાદાન આપવામાં આવે છે. લગ્ન વખતે બ્રાહ્મણની જરૂર પડે છે વિધવા અથવા છૂટાછેડા મેળવનાર સ્ત્રી સાથે લગ્ન કરવામાં ઓછો ખર્ચ થાય છે છૂટાછેડા મેળવનાર સ્ત્રીના પહ્રણના રૂપિયા આગલા ધણીને ભરવા જોઈએ.

મરણોત્તર ક્રિયામાં દસમું, અગિયારમું, શય્યાદાન વગેરે કરવામાં આવે છે., તે સ્વીકારનાર હલકી જાતના બ્રાહ્મણ હોય છે. મરણોત્તર ક્રિયામાં તેને જમાડી, શય્યાદાન આપીને તેને વિદાય કર્યા પછી તેનું મોઢું ફરીથી ન જોવું જોઈએ એમ ગઢવાલીઓ માને છે. મંગળ પ્રસંગે કર્મકાંડ કરાવનારા બ્રાહ્મણ જુદા હોય છે અને તેઓ જનોઈ પહેરે છે.

કેદારનાથ અને બદ્રિનાથની યાત્રાના માર્ગ વૈશાખમાં ખૂલે છે અને આસો બેસતાં બંધ થઈ જાય છે. એ છ મહિના દરમિયાન આખા યે હિંદમાંથી યાત્રીઓનો અખંડ પ્રવાહ ચાલ્યો આવે છે અને તેમની ઉપર અનેક માણસો નભે છે. ધનિકો દાંડીમાં બેસીને પ્રવાસ કરે છે. દાંડી ચાર માણસો ઉપાડે છે. મોટી દાંડી છ માણસો ઉપાડે છે. બે માણસ ઉપાડે એવી દાંડીને જમ્પાન કહે છે, પણ તે ભાગ્યે જ જોવા મળે. સામાન ઉપાડનારા નેપાળી મજૂરો અથવા ખચ્ચર અને ઘોડા ધરાવનારા ગઢવાલીઓ અને કુમૈયા હોય છે. કોઈ યાત્રીઓ ઘોડે બેસે છે. યાત્રાનો ત્રીજો પ્રકાર માલ લાદેલા ખચ્ચરનું પૂંછડું પકડીને ચાલવાનો છે, કે જેથી ચડાઈમાં પણ યાત્રીને ઓછી મહેનત પડે! ચોથો પ્રકાર છે કંડીમાં બેસવાનો. નેતરની ખુરશી જેવી કંડીમાં નેપાળી મજૂરો યાત્રીને પોતાની પીઠ પર ધારણ કરીને યાત્રા કરાવે છે: ઓછા વજનના વૃદ્ધ સ્ત્રીપુરુષોને જ તેઓ આવી રીતે ઉપાડી શકે છે. છેલ્લો પ્રકાર છે પગે ચાલવાનો અને યાત્રીઓનો મોટો ભાગ પગપાળો જ પ્રવાસ કરે છે. આમ યાત્રાની ઋતુમાં આ શ્રમજીવીઓને રોજી મળે છે. માર્ગમાં ઠેકઠેકાણે આવતી ચટ્ટીઓમાં પ્રવાસીઓ ઊતરે છે. ત્યારે ચટ્ટીવાળા પાસેથી જ તેઓએ ખોરાકી ખરીદવી જોઈએ. જેમ ઊંચે જઈએ તેમ ખોરાકીના ભાવ પણ ઊંચા થતા જાય છે.

સમતલ ભૂમિના અભાવે ગઢવાલમાં મોટાં ગામડાં નથી. જ્યાં થોડી સમતલ જમીન મળી ત્યાં ખોરડાં બાંધી લેવામાં આવે છે. આમ તમે પર્વતોના ઢોળાવો જુઓ તો જુદાજુદા ઢોળાવ પર જુદેજુદે ઠેકાણે કિસાનોનાં ઘર વસેલાં દેખાશે.

વૈશાખ મહિનાથી આસો બેસતાં સુધી ગઢવાલ અને તિબ્બત વચ્ચેનો માર્ગ બરફથી મુક્ત રહે છે. તે વખતે તિબ્બતમાંથી ભોટિયા જાતિના લોકો બેલ અને ખચ્ચર પર માલ લાદીને આવે છે. તેઓ છેક દિલ્હી સુધી પહોંચે છે. તિબ્બતથી તેઓ જડીબુટ્ટી, ચામડાં અને યાક (ચમરી ગાય)નાં પૂછડાં લઈ આવે છે, જેના ચમ્મર બને છે. હિંદુસ્તાનમાંથી તેઓ તરેહતરેહનો માલ લઈ જાય છે. તેઓ હિંદુસ્તાની ભાષા બોલી શકે છે તેમ જ તેઓ ચબરાક વેપારી છે અને ખડતલ પ્રવાસી છે. સ્ત્રીઓ ચીની સ્ત્રીઓ જેવા ઝભ્ભા પહેરે છે. પુરુષો માથે હેટ અથવા ટોપી પહેરે છે.

ગઢવાલ વનસ્પતિસંપત્તિથી સમૃદ્ધ છે, પરંતુ તેનો હજી ઉપયોગ નથી થયો શિલાજિત, કસ્તૂરી અને ઘોરલ ચિત્તળ વગેરેનાં મૃગચર્મ, દીપડાનાં ચર્મ વગેરે માટે ગઢવાલ પ્રખ્યાત છે, પરંતુ શિલાજિત તથા કસ્તૂરી કાશ્મીર અને નેપાળમાં વધુ મળે છે અને તે વધુ સારાં

પણ હોય છે

માર્ગદર્શન અને આર્થિક સહાય વડે ગઢવાલમાં અનેક ગૃહઉદ્યોગો ખીલવી શકાય જે ગઢવાલીઓના જીવનધોરણને ઊંચુ લાવી શકે એટલું જ નહિ પણ હિંદને પણ ઉપયોગી નીવડે ભારે વેગથી વહી જતા અગણિત નાનામોટા જળપ્રવાહો અનેક યંત્રો ચલાવવાની શક્તિ વિનામૂલ્યે આપી શકે તેમ છે વીજળી પણ પેદા કરી, શકે તેમ છે પરંતુ અત્યારે તેમનો બહુ ઉપયોગ નથી થતો, પણ લોટ દળવાની ઘંટીઓ પાણીના વેગ વડે ચાલે છે બહુ જ અલ્પ પ્રમાણમાં એ શક્તિનો ઉપયોગ લાકડાનાં વાસણ બનાવવામાં થાય છે જો જળશક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે તો ગઢવાલ, મોટા ગૃહઉદ્યોગોને ખીલવી શકે

ગઢવાલની વનસ્પતિ-સમૃદ્ધિ પણ નકામી વેડફાઈ જાય છે ચેડનાં વિશાળ વૃક્ષોમાંથી રેલવેના પાટા નીચેના સ્લીપરો બને છે સ્લીપરો કાપીને નદીઓના પ્રવાહમાં વહેતા મૂકવામાં આવે છે અને હરદ્વારમાં તે કાઢી લેવામાં આવે છે આમ નૂરના લાખો રૂપિયા અને મહેનત તથા સમયનો બચાવ થાય છે પણ બીજી અનેક વનસ્પતિ ઉપયોગ કર્યા વિના એળે જાય છે વનસ્પતિની વિવિધતા એટલી બધી છે કે તેમાંથી અનેક ઔષધોનું નિર્માણ થઈ શકે અને બીજા અનેક ઉદ્યોગોમાં વાપરી શકાય. ચેડનાં વૃક્ષોમાંથી અત્યારે ટરપેનટાઇન બનાવવામાં આવે છે, પરંતુ એ ઉદ્યોગ પણ હજી ખીલ્યો નથી

અનેક વૃદ્ધો અને અશક્તોને યાતના ભોગવીને પણ આ કષ્ટમય યાત્રા કરતાં જ્યારે મે જોયા ત્યારે મને ખ્યાલ આવ્યો કે આપણે યાત્રાનો હેતુ સાવ ભૂલી ગયા છીએ એક ખંડ જેવડા ભારતખંડમાં ભાષા, પ્રજા રીતરિવાજો, ભૂમિ વનસ્પતિ, પ્રાણીઓ, વગેરેની જે વિસ્મયજનક વિવિધતા છે તે જોવા, જાણવા અને તેમનો અભ્યાસ કરવા તથા ભારતખંડનાં વિવિધ અંગોની પ્રજા પરસ્પરના સંસર્ગમાં રહે અને પરસ્પરને સમજે તે માટે હિંદના જુદાજુદા ભાગના લોકો બીજા ભાગમાં આવજાવ કરે તે બહુ જરૂરનું હતું અને છે તે માટે, શાસ્ત્રકારોએ યાત્રાનાં ધામો હિંદના દૂરદૂરના ખૂણાઓ સુધી અને હિમાલયનાં ઉચ્ચ શિખરો સુધી પણ સ્થાપ્યાં અને પ્રવાસને ધાર્મિક સ્વરૂપ આપ્યું ખરી રીતે આ દૃષ્ટિએ વિદ્યાર્થીઓ, યુવાનો અને જિજ્ઞાસુઓએ આવી યાત્રાઓ કરવી જોઈએ તેને બદલે વિદ્યાર્થીઓ અને યુવાનો જેઓએ નવાનવા પ્રદેશો નવા નવા લોકો તેમના રીતરિવાજો અને સર્જનહારની સૃષ્ટિનો અભ્યાસ કરવો જોઈએ તેઓ ઘરને ખૂણે બેસી રહે અને વૃદ્ધો અને અણઘો યાત્રા કરવા નીકળે એ પણ એક કરુણતા જ છે ને ?

★

જ્યારે આશ્રમમાં ગાંધીજી પર એક ભાઈના પાપની ફરિયાદ કરતી નનામી ચિઠ્ઠી આવી ત્યારે પ્રાર્થના પછી તેમણે કહ્યું 'એક તો નનામી ચિઠ્ઠી આવી બાબતમાં લખવી એ ખોટું છે, ને કોઈના પાપ તરફ આંગળી ચીંધતાં પહેલાં યાદ રાખીએ કે બાકીની ત્રણ આપણા હૃદય તરફ પણ ચીંધાય છે।

×

પ્રાથમિક શાળામાં

# નીતિશિક્ષણ

'શ્રી. પદ્મકાંત ચુનીલાલ મહેતા'
બી. એ. બી. ટી. પી. ટી. (ડીપ.)

આવતી કાલનાં નાગરિકોનાં માનસનું યોગ્ય ઘડતર કરવા માટે પ્રાથમિક કેળવણીની પ્રથા ધરમૂળ ક્રાંતિ માગી લે છે. શાળાનો શિક્ષક જીવનક્ષેત્રે મહાકષ્ટ ભોગવી રહ્યો છે તે હકીકતનો ઇન્કાર કરી શકાય એમ નથી; પણ કર્મક્ષેત્રે તો એ કર્તવ્ય ચૂકે, માનસિક અસંતોષ શાળાના વર્ગમાં ઠાલવે ને બાળકો પ્રત્યે બેદરકાર બને તો નવયુગનું મોઘું નિર્માણ ક્યારે ય થઈ શકવાનું નહીં. 'સાચું બોલો, પ્રામાણિક બનો' વગેરે સિદ્ધાંતો રજૂ કર્યા કરતાં તેને આવરી લેતી વાર્તાઓ કહેવાય, નીતિ-નિયમના પાઠોનું વર્ગમાં જ આચરણ થાય, બાળકની તંદુરસ્તી, પોષાક, રીતભાતમાં તથા એની સાથેની વર્તણૂકમાં શિક્ષણની દૃષ્ટિ રહે, તો જ આ કઠિન કાર્ય સહેલું બને. આ લેખમાં એ વિષે આછું માર્ગદર્શન મળે છે.

પ્રાથમિક શાળામાંના નીતિશિક્ષણ ઉપર વાત લખવી કે સૂચના લખવી એ અત્રે અસ્થાને છે. મોટાંમોટાં પુસ્તકોમાં ને માનસશાસ્ત્રમાં શિક્ષણ-સિદ્ધાંતોને અનુરૂપ તેની ચર્ચા, ને માર્ગદર્શન મળી આવે છે. વ્યાખ્યાનો પણ આપણે તે માટે ઘણાં સાંભળીએ છીએ અને કોઈકોઈ સ્વતંત્ર ગ્રંથો પણ નિર્માણ થયા છે, પણ તેના વાચકો થોડા છે-ઘણા થોડા છે. જે થોડા વાચકો છે તે કમનસીબે શિક્ષકો નથી, એટલે ઘણી વાતો પુસ્તકોમાં જ રહી જાય છે. જે થોડા શિક્ષકભાઈઓ વાંચે છે તેમને શિક્ષણ પ્રવૃત્તિઓ કે ઇતર પ્રવૃત્તિઓ બહુ હોય છે એટલે તેમની બૂમો પ્રમાણે સમય નથી હોતો. હવે પ્રશ્ન એ રહે છે કે 'બાલવર્ગોમાં આવું શિક્ષણ હોય કે કેમ?' અને 'હોય તો તે કેવી રીતે અપાય?' અગર 'બાળકોને તે વિષય પરત્વે પરોક્ષ રીતે કે પ્રત્યક્ષ રીતે કેવી રીતે રસ લેતાં કરી શકાય?'

આ બાબતમાં શિક્ષકો મુખ્ય ભાગ ભજવી શકે તેમ છે. તે બાબતની સંપૂર્ણ જવાબદારી પણ તેમની જ છે. શિક્ષક પોતે તે વિષયમાં રસ ન લેતો હોય, અગર બાળકોના માનસિક, નૈતિક, રાષ્ટ્રીય, શારીરિક, ધાર્મિક કે આધ્યાત્મિક શિક્ષણ ઉપર સંપૂર્ણ દુર્લક્ષ રાખીને ફક્ત દિવસો કાઢીને બાળકોને અભ્યાસક્રમ પ્રમાણે જ પુસ્તકિયું જ્ઞાન આપી દર મહિનાની પહેલી તારીખની જ રાહ જોતો હોય તેને તે શું કહેવાનું હોય? પણ શિક્ષકોની જવાબદારી આપણે પૂરી સમજીએ તો શાળામાં બાળકો પ્રત્યે માતાપિતાના પ્રેમ ને વાત્સલ્યથી પણ વધારે પ્રેમ સંપાદન કરી બાળકોનો સંપૂર્ણ પ્રેમ જીતી, તેમની સાથે એક થઈ, તેમના સુયોગ્ય માર્ગદર્શક થઈ શકીએ. આપણા પગાર ટૂંકા છે. આપણી કૌટુંબિક મુશ્કેલીઓ ઘણી છે. જીવનનિર્વાહ કેવી રીતે કરવો તે પણ વિકટ અને અગમ પ્રશ્ન છે. દુઃખો છે, ક્લેશો છે, હાડમારીઓ છે, ઇતર આવકનાં સાધન નથી અથવા ઘણાં ઓછાં છે. અંદર અંદરની ખોટી હરીફાઈ, ઝઘડા, તેજોદ્વેષ, પદવીધર બિનપદવીધર વગેરે ભેદાભેદ, પક્ષાપક્ષી વગેરે ઘણું છે. પણ આ બધી બાબતોને આપણે આપણાં તરુણ બાળક વિદ્યાર્થીઓના શિક્ષણમાં, વાણીમાં, વર્તનમાં કે તેમની સાથેના વાણી, વિચાર કે વર્તનની આપ-લેમાં ન જ આવવા દેવી જોઈએ. જો આપણે ખરા શિક્ષક હોઈએ તો ઉપરોક્ત તમામ બાબતોને દૂર કરી, નિશાળ કે મહાવિદ્યાલયની બહાર મૂકી શાળામાં નિખાલસ, વિશુદ્ધ, પ્રામાણિક,

હસમુખા ને સ્નેહાળ શિક્ષક થઈને જ આવવુ જોઈએ. બાળકોને શાળામાં કે વર્ગમાં જતાં આનંદ થાય, ઘેર અણગમો થાય અને ઉત્સાહ ને આનંદથી વર્ગનું કે શાળાનું કામ કરે તેવાં સ્વભાવ, વાણી, વર્તન ને આચાર વિચાર શિક્ષકોના હોવા જ જોઈએ. તો જ તે ખરો શિક્ષક કહી શકાય. બાળવર્ગના નીતિશિક્ષણમાં આ બાબતો મૂળભૂત છે એમ માન્ય કરવુ જ પડશે

આ પછી હવે શિક્ષકની 'સામાન્ય નીતિ'નો વિચાર કરીએ ઘણા શિક્ષક ભાઈઓ ચાલતા વિષય પરત્વેની હકીકત, વાત, દાખલો, શબ્દ, પલાખાં વાચન કે પ્રશ્ન બાળકોને ન આવડે એટલે 'બેસી જા! આવતી સાલ શીખજે! તારો બાપ કે મોટાભાઈ કેટલુ ભણ્યા છે? તું તો ગધેડો ને ગધેડો રહ્યો! મૂરખ છે મૂરખ!! બે સ બે સ આવડ્યું તને!! આવડ્યુ!! તું શું જાણે?' વગેરે અનેક કટાક્ષ અને વ્યંગ વચનો કહી તેમની લાગણી દુભાવે છે ગભરુ બાળક શિક્ષકે કહેલુ તે વાક્ય માની તેને માન્ય કરે છે તેને સારા-નરસા, ખરા-ખોટા, ઊંચ-નીચ વગેરેના દુન્યવી ખ્યાલો હોતા નથી, કારણકે તેની વિચારશક્તિ જ ઓછી હોય છે તો પરિપકવ વિચારોની તો વાત જ શી કરવી? અતિ દુઃખદ બીના છે કે બાળકોની વિચારશક્તિ ખીલવવા કે તેમાં સહાયભૂત થવા શિક્ષક તૈયાર હોતો જ નથી એટલે શિક્ષક પોતાની અયોગ્ય વાણી કે વર્તનથી બાળકના કુમળા મગજમાં લાગણીની, સ્વમાનભંગની વિચાર પરંપરા ઉત્પન્ન કરે છે તેની લાગણીઓ ઘવાય છે, તેને દુઃખ થાય છે ને ઘણીવાર તો તે એક-બે તમાચા ને ધોલ પણ ખાય છે શું કરે બિચારુ ગભરુ બાળક? છેવટે રડીને મન વાળે છે

ઘણા શિક્ષકોની આવી નીતિ બાલહૃદય અને માનસ ઉપર દીર્ઘ આઘાત પહોંચાડી અનિચ્છનીય છાપ પાડે છે તેના નૈતિક જીવન ઉપર અસર થાય છે અને બાળકની ઊર્મિઓ, લાગણીઓ, ભાવના છુંદાય છે-કચરાય છે નીતિશિક્ષણ આ બાબતનું દુર્લક્ષ ન જ કરી શકે અને શિક્ષકો-જવાબદારી સમજતા તમામ શિક્ષકો-આવીઆવી અનેક બાબતો સમજીવિચારી વર્ગમાં અયોગ્ય વાણી-વર્તનમાં ક્રાંતિ લાવે તો નીતિશિક્ષણ ત્યાંથી જ શરૂ થયુ છે તેમ કહેવામાં જરા પણ વાંધો ન આવે બાળકોને ધીમેથી, મૃદુ ભાષામાં, સ્નેહથી, હળવેહળવે તેમણે શું ભૂલ કરી છે, ક્યાં ભૂલ કરી છે, કેવી રીતે ભૂલ કરી છે વગેરે સમજાવી ભૂલ સુધરાવવાથી તેમનાં મન અને હૃદય ઉપર ઉત્તમ છાપ પડે છે અને હવે પછીની વાત કે બાબત, દાખલો કે પ્રશ્ન તેમને આવડશે જ તેવી મહત્ત્વાકાંક્ષા ભાવ હૃદયમાં જરૂર જાગૃત થવાની એ નિર્વિવાદ છે એટલે આવી જાતની ઇચ્છનીય નીતિ નીતિશિક્ષણના બીજ મૂળભૂત પાયારૂપે ગણીએ તો અસ્થાને નથી. ઉપર જણાવેલી કેટલીક અયોગ્ય નીતિ બાલમાનસમાં પ્રતિબિંબિત થાય છે જ બાળકો અંદર અંદર પણ વ્યંગ વચનો, કટાક્ષ, અરે, ગાલીપ્રદાન પણ સમજે કે અણસમજે કરે છે જ અને પરિણામે અનેકવિધ મુશ્કેલીઓ ઊભી થાય છે તે સર્વને સુવિદિત છે બાળકોના ઝઘડા, ગાળો વગેરે ઘણે અંશે શિક્ષકની આવી અયોગ્ય નીતિ, વાણી અને વર્તનના પ્રતિબિંબરૂપે જ હોય છે

બાળવર્ગનું નીતિશિક્ષણ પ્રત્યક્ષ જ હોઈ શકે, તે માટેનાં ખાસ પુસ્તકો કે સ્વતંત્ર 'પીરિયડો' અનાવશ્યક છે બાળકોની શારીરિક સ્વચ્છતા, પુસ્તકો, વાણી વર્તન, હલનચલન વગેરે વ્યવસ્થિત હોવાં જોઈએ. આપણે ઘણાં બાળકો જોઈએ છીએ છે, જેમનાં કપડાં ગંદાં

હોય, વાળ વધેલા હોય, નખ મોટા લાંબા વધારેલા ને તેમાં મેલ ભરાઈ કાળા દેખાતા હોય, શરીરમાંથી દુર્ગંધ આવતી હોય, નાકમાંથી શેડા ચાલ્યા જ કરતા હોય ને બાલકો તેનાથી હાથ, મોં ને કપડાં ગંદાં કરતાં હોય. જે શાળામાં બાળવર્ગમાં મોટો સમુદાય આવા બાળકોનો હોય અને આવી પરિસ્થિતિ વર્ગશિક્ષક કે મુખ્ય શિક્ષક નભાવી લે તો અત્યંત શોચનીય ગણાય. વર્ગશિક્ષક આ બાબતમાં ઘણું કરી શકે છે. પ્રથમ તો શિક્ષકે પોતાની સ્વચ્છતા ઉપર ખાસ લક્ષ આપવું પડશે. જાતે સુધર્યા વિના પારકાને ઉપદેશ આપવામાં પંડિતાઈ બતાવવાનું ચાલે નહિ. આ બાબતમાં અને આ વિષયને લાગેવળગે છે ત્યાંસુધી પૂ. બાપુજીની 'આત્મિક કેળવણી' વાંચવાની સર્વ શિક્ષક ભાઈઓને ભલામણ કરી શકાય. શિક્ષકનો ભલે પગાર ટૂંકો હોય,—જો કે હાલમાં એવું ખાસ નથી—કૌટુંબિક ઉપાધિઓ હોય, મુશ્કેલીઓ હોય, પરંતુ અમુક અમુક પ્રકારે તો આગળ જણાવેલા સદ્ગુણો ઉપરાંત કુદરતની વિના મૂલ્યે આપેલી બક્ષિસો—જળ ને હવા—નો ઉપયોગ કરી પોતે સ્વચ્છ રહી શકે છે. પણ તેમના બાળવર્ગનું શું ? શિક્ષકો જો ધ્યાન આપે તો બાળકોની સ્વચ્છતા સુધરે, તેઓ દાંત સાફ રાખે, નખ કપાવે, હાથમોં ધૂએ, વાળ ઓળે, સ્નાન વગેરે નિયમિત કરી સુઘડ રહી શકે. શિક્ષકે આ બાબતમાં પોતાનો દાખલો બેસાડવો ઘટે, અને તેની બાળકો ઉપર સચોટ છાપ જરૂર પડવાની. આ ઉપરાંત શિક્ષક જો નીતિસૂત્રોનું પાલન ઘણે અંશે કરતો હોય તો બાળકો તેનું અનુકરણ–અનુસરણ કરે છે. બાળક શિક્ષકની તથા ઇતર કોઈ પણ અગ્રણી વ્યક્તિનાં વાણી, વ્યવહાર, ચાલ, હલક, અવાજ, હસવાની ક્રિયા, ગુસ્સો વગેરેનું અનુકરણ ઘણીવાર પ્રશંસનીય કરે છે. શિક્ષકે આ અનુકરણ વૃત્તિનો યોગ્ય રસ્તે ઉપયોગ કરી નીતિસૂત્રોનું પ્રત્યક્ષ ને પરોક્ષ રીતે શિક્ષણ આપવાનું છે ને પાલન પણ કરાવવાનું છે,

બાળકોનું પોતપોતાની ધર્મનું થોડુંઘણું સામાન્ય જ્ઞાન પણ તેમના વિચારો ને નૈતિક ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. રામાયણ ને મહાભારત; કુરાને શરીફ ને શ્રીમદ્ ભગવદ્ગીતા, પારસીઓનું ખુદાનામું ને શ્રીમદ્ ભાગવત વગેરે. હિંદુ, મુસ્લિમ, પારસી ધાર્મિક ગ્રંથો, ઇતિહાસો ને પૌરાણિક ટૂંકી વાર્તાઓ તથા ટૂંકાટૂંકાં મૌખિક દૃષ્ટાંતો કે વાતો નાનાં બાળકોને ઘણાં રસપ્રદ થઈ પડે છે. આવી વાતો કે દૃષ્ટાંતો સિદ્ધાંતના પ્રતિપાદન અર્થે કહેવી પડે છે-કહેવી જ જોઈએ.

ધાર્મિક કે પૌરાણિક વાતો, દૃષ્ટાંતો, વગેરે અમુક હેતુ, સૂત્ર કે સિદ્ધાંત સાબિત કરવા કે બાળમાનસમાં સચોટ કરવા માટે હોય તો તે અત્યંત લાભદાયક થઈ પડે છે શ્રીકૃષ્ણ કે રામ, ક્રાઇસ્ટ કે ગાંધીજી, મહમદ પયગંબર કે માલવિયાજી, ખાજાપીર કે જરથોસ્ત, દમયંતી કે સીતા, શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત કે શ્રીમતી સરોજીની નાયડુ, સરદારશ્રી કે પંડિત જવાહરલાલ, જે જે પાત્રોની કથા, વાર્તા, ઇતિહાસ, બાલભાષામાં બાળક પાસે મુકાય તે તે તેમના હેતુપુરઃસર અત્યંત પ્રિય થઈ પડશે એટલું જ નહિ, પણ નાનાં બાળકોને ઘણી વખત અદ્યતન વાતોમાં ઘણો રસ હોય છે ને તે જાણવાને તે અત્યંત ઇંતેજારી રાખે છે. એટલે શિક્ષકે ટ્રુમેન કે એટલી, સરદારશ્રી કે સ્ટેલિન, પં. જવાહરલાલજી કે બેવિન, શ્રી જયપ્રકાશ કે મૌલાના આઝાદ વગેરેની વાતો, દૃષ્ટાંતો, જીવનરેખા, સરળ, સાદી ને આકર્ષક રીતે રાજકીય સિદ્ધાંત ઠસાવવાની

વૃત્તિ સિવાય, ટૂંકી વાર્તારૂપે કહેવા, ચર્ચવા ને ઠસાવવા પણ આવશ્યક થઈ પડે છે આ અને આવી બીજી ઘણી બાબતો–વિષયને અંગે ઉપસ્થિત થતા નીતિશિક્ષણ માટે બાલમાનસના ઘડતરમાં આવશ્યક થઈ પડે છે એટલે શિક્ષકે એક સરસ વાત કહેનાર બનવું પડશે બાલમાનસના ઘડતરમાં, વિચારોની આપ-લેમાં, વાણીમાં સારો શિક્ષક સંસ્કારિતા, ઓજસ અને પ્રતિભા લાવી શકે છે

નીતિશિક્ષણનાં સામાન્ય સૂત્રો તો સર્વને સુવિદિત છે સાચું બોલવું, નમ્રતા, નિયમિતપણું પ્રામાણિકતા, સદાચાર વગેરે માણસના નૈતિક જીવન માટે આવશ્યક છે કુટેવો નાનપણથી જ પડે છે આપણે ઘણા જૂઠું બોલનાર, અત્યંત ધૂમ્રપાન કરનાર, ચા પીનાર, છીંકણી સૂંઘનાર, પાન ચાવનાર વગેરેને એમ કહેતા ને કરતા જોઈએ–સાંભળીએ છીએ કે

'મને નાનપણથી જ એ ટેવ છે, મારાથી એમ થઈ જ જાય છે, મારાથી તે વિના રહેવાતું નથી, 'મૂડ' આવતો નથી. કોણ જાણે કેમ બચપણથી જ મને તે ટેવ છે મેં તે છોડી દેવા ઘણા પ્રયાસ કર્યા પણ નકામા ગયા. છેવટે આ મૂકીને કોશિ લેવી પડી '

આ બાબતો ને ટેવોની અવધિએ ન પહોંચાય તે માટે શિક્ષકે બાલમાનસમાં વિચારો પક્વ થવાની પૂર્વ તૈયારીરૂપે, આડકતરી રીતે, રમૂજે દાખલા-દૃષ્ટાંતોથી લાલબત્તી વારંવાર ધરતા રહેવું જોઈએ દા, ભાવવાચક નામના શબ્દો બાળકો પાસે સીધા રજૂ કરવા નહિ, પરંતુ દરેકે દરેક સદ્‌ગુણ અગર સૂત્ર ઉપર એક ટૂંકી વાર્તા ગોઠવીને અગર પુસ્તકો કે પુરાણોમાંથી વાંચીને સાદી ભાષામાં સીધી રીતે બાળકો પાસે રજૂ કરવી ઉપયોગી થઈ પડશે, અને બાલમાનસ ઉપર તેની સચોટ અસર થવાની જ એ સ્વાનુભવ સિદ્ધ વાત છે તદુપરાંત બાળક શાળામાં નિયમિત આવે તેના રોજના વ્યવહારો, ખાવું, સૂવું, ફરવું, ઊઠવું, બેસવું, રમવું, સ્વચ્છતા, સાફસૂફી, વગેરે બાબતોની શિક્ષકે પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે ખબર રાખવી જ પડશે તો જ તેનું નીતિશિક્ષણ નિયમિત ચાલે છે તેમ ગણી શકાય

વળી નાનાં બાળકો ને બાલિકાઓ ઘણા વર્ગોમાં સાથે જ ભણે છે, રમે છે, કૂદે છે, વાંચે છે જ્યાંજ્યાં સ્વતંત્ર કન્યાશાળા નથી હોતી ત્યાં તો તેમ જ બને છે બાળકોના આ સહવાસ, પરિચય, નિર્દોષ આનંદ ને કુદરતી છૂટછાટ વગેરે ઉપર શિક્ષકે ઘણી બારીકાઈથી અને પરોક્ષ રીતે સંપૂર્ણ દેખરેખ રાખવી પડશે આજના જમાનામાં ઘણી શાળાઓમાં આપણે જોઈએ છીએ કે બાળકો અનિચ્છનીય વાણી, શબ્દો, વ્યવહાર વગેરેનો આપસઆપસમાં ઉપયોગ કરે છે અને તેથી નાની કુમળી બાલિકાઓ સાથે પણ અમર્યાદિત વ્યવહાર ન કરે તેની શિક્ષકોએ ચાંપતી તપાસ ને દેખરેખ રાખવી જોઈએ, રાખવી જ પડશે શિક્ષક વર્ગની આ બાબતની ગંભીર જવાબદારી છે

નાના બાળકોના આખા શિક્ષણમાં બાળકની રહેણીકરણી, ગૃહસંસ્કાર, ઉછેર, વગેરેમાં માતાપિતા મુખ્ય ભાગ ભજવે છે સામાન્ય છોકરો અગર છોકરી કોઈ તોફાન કરે, નુકસાન કરે, રસ્તે જતા પથિક કે ઈસમને હેરાનગતી થાય તેવું કરે, કોઈ બે ત્રણ જણા દ્વંદ્વયુદ્ધ બેસે, મારામારી કરે કે એવા જ પ્રસંગે અભણ્યો માણસ કે સ્ત્રી તુરત તેને ધમકાવે છે 'કોનો

છોકરો છે?...કઈ નિશાળમાં ભણે છે?... કોણ છે તારા માસ્તર? કહેવા દે માસ્તરને!'

આવાઆવા પ્રશ્નો શું બતાવે છે? પૂછનાર ભાઈ કે બહેન જાણે એમ જ સમજતાં હોય છે કે બાલિકા, છોકરો કે વિદ્યાર્થી નિશાળમાં જતો હોય છે એટલે તેના નૈતિક, ધાર્મિક, સામાજિક, રાજકીય, ગૃહસાંસ્કારિક વગેરે તમામ જાતના શિક્ષણ માટે તેનો શિક્ષક જ જવાબદાર છે ને યોગ્ય પ્રસંગે તે જ દોષપાત્ર છે. જ્યારે બાળક કોઈ પ્રશંસનીય કાર્ય કરે ત્યારે તો ગરીબ બિચારા શિક્ષક પ્રાણીને કોઈ યાદે ય કરતું નથી, તે વખતે તો માતાપિતા કે વડીલ તે પ્રશંસાનું મૂળ હક્કપત્ર પોતાને નામે જ નોંધાવવા બધા પ્રયત્નો કરે છે.

શિક્ષકનું કાર્ય મહત્ત્વનો ભાગ ભજવે છે, પરંતુ બાળકનાં ગૃહસંસ્કાર તેથી જરા યે ઊતરતો ફાળો આપતાં નથી. નીતિશિક્ષણમાં ગૃહસંસ્કારને પણ એક મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ ને તે પ્રમાણે નીતિ-રીતિ ઘડાવાં જોઈએ. શિક્ષકે આવીઆવી અનેક બાબતોનો વિચાર કરી તે પ્રમાણે પાઠો, વાર્તાઓ, વાચનો વગેરેમાં દેશકાળને સાનુરૂપ ઉપદેશ વગેરે ગોઠવવાનું છે. જે તે સ્થાન ને સમયને યોગ્ય શિક્ષણમાં પણ આવશ્યક ફેરફાર શિક્ષકે કરી આવા શિક્ષણને બંધબેસતું કરી બને તેટલું સંગીન કરવું શ્રેયસ્કર થઈ પડશે.



સમાચાર સંસ્થાઓ અજ્ઞાનને કારણે કેવી ભૂલો કરી નાખે છે તેનો ભોગ થોડા જ વખત પર મધ્યસ્થ સરકારનાં આરોગ્ય પ્રધાન શ્રીમતી અમૃતકોર બની ગયાં હતાં.

એક પરદેશી ફોટોવિતરક સંસ્થાએ લંડનમાં આવેલી પોતાની કચેરીમાંથી રાજકુમારી અમૃતકોરનો, વેટિકન ગયેલાં ત્યારનો, ફોટો બધે મોકલતી વખતે ફોટા નીચે આ પ્રમાણે ઓળખ આપી હતી:

'હિંદી શાહજાદીની પોપ સાથે મુલાકાત. હિંદી આરોગ્યપ્રધાનનાં પત્ની શાહજાદી રાજકુમારી અમૃતકોર પોપની મુલાકાત પછી એક સ્વીસ અંગરક્ષક સાથે વેટિકન ક્લિમેટાઈન ભવનમાં ફરી રહ્યાં છે. એમના પતિ વિશ્વસ્વાસ્થ્ય સંઘના બીજા અધિવેશનમાં રોમ આવ્યા છે.'

બિચારી ફોટોવિતરક સંસ્થા! રાજકુમારીને શાહજાદી તો બનાવી દીધાં પણ એટલેથી ન અટકતાં એમને પોતાને જ પોતાની-આરોગ્ય પ્રધાનની પત્ની તરીકે પણ એ સંસ્થાએ ઓળખાવ્યાં!



જેમના સાહિત્યજ્ઞાન અને વિદ્વત્તા પર મુગ્ધ થઈ એકવાર દિલ્હીના ઉલેમાએ-મુસ્લિમ પંડિતોની મંડળીએ જેમને "શબ્દોનો પિતા'નો ઇલકાબ આપ્યો છે તે 'અબુલ કલામ આઝાદ' એ એમનું સાચું નામ નથી. 'આઝાદ' એ એમનું સાહિત્યકાર તરીકેનું ઉપનામ છે. જ્યારે કલામ(શબ્દો)ના એ અબુલ (પિતા) ગણાય છે. એમનાં વાક્યો આજે ઉર્દૂમાં કહેવતો તરીકે ચાલુ થઈ ગયાં છે. તળપદા શબ્દોને એમણે બહાર આણ્યા છે ને ભાષાને નવા શબ્દો ઘડી આપ્યા છે.

એક સાહિત્યકીય સંમેલનમાં એ બેઠા હતા, ત્યાં બે-ચાર લીગવાદીઓએ મૌલાનાની સામે જ તેમને ભાંડવા માંડ્યા; 'ગદ્દાર,' 'કોંગ્રેસનો ઉંદર' આદિ શબ્દોથી નવાજવા માંડ્યા.

કોઈએ તેમને આનો જવાબ આપવા વિનતિ કરતાં તેમણે કહ્યું: 'હું તો શબ્દોનો પિતા ગણાઉં છું. મારાં ખરાબ બચ્ચાંને એ વાચા આપી રહ્યા છે તેનો શો જવાબ હોઈ શકે? ગમે તેમ તો ય મારાં બચ્ચાં સાથે રમે છે ના!'



# સબકો સન્મતિ દે ભગવાન!

શ્રી કેશવલાલ કા જાની
બી. એ એસ ટી સી

શુભ સંસ્કાર પ્રેરિત અજ્ઞાનમા પરંતુ અંધકારનું વાદળ દૂર થતા માનવ્યનો વિજય થાય છે ત્યારે તેનો આનંદ કોઈ ઔર હોય છે આપણે કરેલા અનહદ ઉપકારનો બદલો અધમ પ્રકારના અપકારથી વાળનાર વ્યક્તિને થોડા સમય પછી આપણી અમૂલ્ય સહાયની જરૂર પડે તો આપણે શુ કરીએ? કથાત્મક રીતે એનો ઉત્તર આ વાર્તા આપશે

નાનકડા ખાબોચિયામાં પાણી કેવુ શાંત હોય છે! તેમાં તોફાન થવાનુ છે એમ કહેનારો માણસ કાં તો વ્યવહારશૂન્ય હોય અગર તો થાણાની હૉસ્પિતાલમાંથી નાસી છૂટેલો કોઈ ગાંડો હોય!

રમાબાઈએ તે માણસ તરફ એ દૃષ્ટિથી જ જોયુ અને પછી ડોકુ ધુણાવીને નિષેધ વ્યક્ત કરતાં કહ્યુ 'એમ કદી ન બને! શાંતિપુરમાં એવુ કદી બન્યુ નથી ફક્ત બસો ખોરડાંનુ ગામ છે, પણ આજે કેટલાંય વરસથી એક દિલથી રહે છે અને '

પેલો છોકરો ધીમેથી બોલ્યો 'બાઈ, એ ગમે તેમ હોય! પણ મે મારે સગે કાને ગઈ કાલે રાત્રે તેમને વાત કરતાં સાંભળ્યાં છે એક દીવાલની પાછળ તેઓ બધાં ભેગાં થયાં હતાં તેમાં તમારો પેલો નાથો જોરજોરથી બોલતો હતો તેમણે સોગન પણ લીધા! ઠીક હું જાઉં છું પણ '

તે જવા તૈયાર થયો રમાબાઈનો ચહેરો નિસ્તેજ બની ગયો તે કંઈ બોલવા જતી હતી તેવામાં તે છોકરો પાસે આવીને બોલ્યો 'બાઈ! મે વાત કરી છે એમ કોઈને કહેતાં નહિ હો! નહિં તો મારુ ઘર પણ બાળી દેશે '

રમાબાઈના હોઠ થરથર કંપતા હતા. બિચારી એકલી નર્સ ભીતિથી આકુળ વ્યાકુળ બની ગઈ, પણ કોને કહે ને શુ કહે? તેના મનમાં કંઈક વિચાર આવ્યો, અને તે બોલી 'મગન, મારુ એક કામ કરીશ?'

'જરૂર કરીશ તમે જ મારી માને મરતાંમરતાં બચાવી છે હુ એ કેમ ભૂલી શકુ?'

'જો મગન, એ લોકો આવે તો હુ એકલી શુ કરુ? મારુ બધુ જશે તેની મને ફિકર નથી, પણ મારી આ દવાની ને ઓજારોની પેટી તુ બે દિવસ તારા ઘરમાં રાખ ફરીથી કોઈવાર તારી મા જેવી સુવાવડી બાઈ દુઃખી થતી હશે તો મને ઓજારો ફરીથી નહિ મળે સમજ્યો?'

મગન જરા વિચારમાં પડ્યો પછી બોલ્યો, 'ભલે લાવો પેટી સાચવીને રાખીશ.'

રમાબાઈએ જરૂરનાં હથિયાર તથા ઓષધની પેટી તૈયાર કરી, એને તાળુ દઈ ને મગનને સોંપી મગન તરત જ પાછલે બારણેથી બેગ લઈને પસાર થયો રમાબાઈએ પાછા આવીને ઘરમાં નજર ફેરવી આ નાનકડુ ઘર તેની વીસ વર્ષની મિલકત હતુ બી પી એન એ. થયા પછી મુંબઈ રહેવાને બદલે તે પોતાની માતાના ગામમાં આવી. ત્યારપછી તરત તેની માતા તેને છોડી ગઈ, પણ તે તો ત્યાં જ સ્થાયી થઈ ગામડામાં નર્સ કે ડૉક્ટર હોતાં નથી પોતાનો ધંધો પરોપકારનો છે એમ જાણીને તેણે ગામડામાં કામ કરવાની શરૂઆત કરી ગમે તેટલી મુશ્કેલ સુવાવડ હોય, પણ રમાબાઈના હાથમાં જશરેખા હતી તેને ગામમાં

કોઈની સાથે અણબનાવ નહોતો; ઊલટું તેના તરફ આખા ગામને આદરભાવ હતો. આવા ગામના પરોપકારી જીવ ઉપર ગામલોકો આફત વરસાવવાનો વિચાર કરી રહ્યાં હતા! થોડીવાર તો તેને કંઈ જ સૂઝ્યું નહિ. ચૂલા પર મૂકેલા ભાત તૈયાર થઈ ગયા હતા, તેમાંથી બે ચાર કોળિયા તેણે ખાઈ લીધા. એવામાં ગામમાં બૂમરાણ મચ્યું. ઘણું વિચિત્ર વાતાવરણ હતું! જાણે મોટું લશ્કર જયઘોષ કરતું ધસી આવતું હોય એવો કોલાહલ થતો હતો. રમાબાઈએ જરાક બારી ઉઘાડીને મેડી પરથી જોયું.

ભયંકર દેખાવ હતો. ખીચોખીચ માણસોથી ભરેલા માલના ખુલ્લા ખટારા આમતેમ દોડતા હતા. કેટલાકના હાથમાં કુહાડી, તો કેટલાકના હાથમાં છરા હતા. 'મહાત્મા ગાંધીકી જય!' 'બ્રાહ્મણશાહીનો નાશ કરો' વગેરે બૂમો સંભળાતી હતી. સોનીની ગલીમાંથી પણ ટોળાનો અવાજ આવતો હતો. પાંચસો–સાતસો માણસ ટોળે વળ્યું હતું. એવામાં પાસેના મકાનમાંથી ધુમાડાના ગોટા નીકળ્યા પછી તરત જ ભડકા દેખાયા. બંને ઘર ભિક્ષુકોનાં હતાં. તે સળગાવવામાં આવ્યાં હતાં. રમાબાઈનો જીવ ભીતિથી મૂઠીમાં આવી ગયો અને તે થરથર ધ્રૂજવા લાગી.

રમાબાઈએ બારી વાસી દીધી અને વીસપચીસ રૂપિયા કેડે ચડાવ્યા. ગળામાં ચાર તોલાની સોનાની એકની એક સાંકળી હતી, તે પણ કાઢીને કેડે ચડાવી, એટલામાં બારણાં પર જોરથી ધક્કા પડવા લાગ્યા.

'ઉઘાડો બારણું, બારણું ઉઘાડો' બહારથી અવાજ સંભળાયા.

તેની આંખે અંધારાં આવ્યાં. એક જાળીમાંથી તેણે બહાર ડોકાઈને જોયું. જાણે મરણીઓ બન્યો હોય તેમ નાથો દરજી રણે ચડ્યો હતો. તેની સાથે પોપટ મોચી, વસ્તો ઘાંચી વગેરે ઘણાઘણાં ઓળખીતા લોકો હતા. નાથો તો ઘરને આગ લગાડવા માટે હાથમાં ગ્યાસતેલનો ડબો લઈને આવ્યો હતો. તે વીસ વર્ષનો છોકરો હતો. પોતાના ગામમાં આવ્યા પછીનો પહેલો જ કેસ રમાબાઈને આ વખતે સાંભર્યો. નાથાની માને પ્રસવ થતો નહોતો, તે રડતી હતી અને શ્રાવણ માસમાં ગોકુળ અષ્ટમીની રાત્રે ધોધમાર વરસતા વરસાદમાં રમાબાઈ દોડીને ત્યાં ગઈ હતી. ચૌદ કલાક સારવાર કર્યા પછી સહીસલામત પ્રસવ થયો અને ખોટનો દીકરો હતો તેથી તેનું નામ નાથો પાડ્યું. તેની માએ રમાબાઈને કહ્યું: 'આ છોકરો તમારો જ છે. હું તો મરી જવાની હતી.'

તે જ આ નાથો. જેને પોતે જીવતદાન દીધું હતું તે આજે પોતાનું ઘર સળગાવવા તૈયાર થયો હતો. પોપટની માતાની ચાર સુવાવડ રમાબાઈએ સુખરૂપ ઉકેલી હતી. વસ્તા ઘાંચીની બહેન...પણ આ બધી યાદી આપવાની શી જરૂર? દરેકના ઘરમાં બીમારી અને સુવાવડ તો હોય જ એ દેખીતું છે. અને એવે દરેક પ્રસંગે રમાબાઈ મમતાથી અને સહાનુભૂતિથી પહોંચી ગઈ હતી. પણ આજે એ બધું ભૂલી જઈને...

બહાર લોકોને નશો ચડ્યો હતો. બારણાં ઊઘડતાં નહોતાં તે જોઈને નાથો રાક્ષસની માફક બરાડ્યો: 'ન ઉઘાડે તો ભલે અંદર જ મરી જાય! છાંટો બારણાં પર ગ્યાસતેલ ને લગાડો દીવાસળી! એક પણ બ્રાહ્મણનું ઘર રહેવું ન જોઈએ!'

રમાબાઈ બિચારી ઊઠી. ધડાક લઈને બારણું ઉઘાડી નાખ્યું ને બારણાંમાં ઊભી રહીને બોલી, 'નાથા, મેં તારું શું બગાડ્યું છે કે મને ઘર બહાર કાઢે છે? અરે, તું

મારા હાથનો '

'હાથનો બાથનો ઠીક ! ચાલ, દૂર થા. બ્રાહ્મણ બધાં એવાં જ હોય એક સુનાવડ કરાવી તે બાણું હાથ માર્યો ! ચાલ નીકળ બહાર, નહિ તો સાથેસાથે '

ખરે બપોરે એ ચાલીસ વર્ષની વિધવા વીસ વર્ષથી માંડેલું ઘર છોડીને બહાર નીકળી ગઈ, અને ઘરને આગ લગાડવામાં આવી ઘરમાંથી ભડકા નીકળવા લાગ્યા એક ઘરના ઓટલા પર તે થોડીવાર ટેકો દઈને ઊભી રહી, ત્યાં તો શબ્દો સંભળાયા 'એ બાઈ, અહીં ન ઊભી રહે અમારું ઘર પણ સળગાવશે ' રમાબાઈએ જોયું તો બારણું અધખુલું કરી એક વાણિયણ તેને દૂર જવાનો હુકમ કરી રહી હતી રમાબાઈએ આગળ ચાલવા માંડ્યું એક માઈલ દૂર હનુમાનજીનું મંદિર હતું. ત્યાં જઈને તે પડી ગ્લાનિથી તેની આંખો મિંચાઈ શ્રમિત મન પણ વિશ્રાંતિ ભોગવવા લાગ્યું

*

એ ભયંકર દિવસો પણ વીતી ગયા જેમનું સર્વસ્વ લૂટાઈ ગયું હતું તેવા થોડા પણ પેટ ભરવા માટે ઉછીનાં નાણાં લઈને અગર તો મજૂરી-નોકરી કરીને જીવવા લાગ્યાં હતાં સરકારે નુકસાન ભરપાઈ કરી આપ્યું તેનો પણ કેટલાકે લાભ ઉઠાવ્યો, પણ મોટાં વાવાઝોડાંમાં મોટામોટાં જહાજો બૂડે છે, તેની સાથે નાના મછવા તો ભાંગીને ભૂકો થઈ જાય છે તેમનો પત્તો પણ લાગતો નથી પવનના સુસવાટામાં મોટામોટાં વૃક્ષો પડી જાય છે તે નજરે દેખાય છે, પણ નાના નાના વેલા અને છોડવાના એ ભયંકર ઝંઝાવાતમાં શી દશા થતી હશે તેની ફિકર કોઈ કરતું નથી બિચારી રમાબાઈ નસ—નહોતી તે હિંદુમહાસભાની, નહોતી તે સમિતિની, કે નહોતી કૉંગ્રેસવાદી તેણે કદી યે કાળાં બજાર કર્યાં નહોતાં લાંચરુશવતથી તેના હાથ કલંકિત બન્યા નહોતા સીધે માર્ગે જનારી, બીજાઓને ઉપયોગી થતાંથતાં જીવન વ્યતીત કરનારી તે એક અનાથ વિધવા હતી રાજકારણનો કે જાતીયવાદનો વિચાર જ તે ક્યારે કરે ? પરંતુ ઘઉં સાથે જીવાત દળાઈ જાય, તે પ્રમાણે તેનું નાનકડું ઘર એ વડવાનલમાં ભસ્મીભૂત થઈ ગયું હતું ઘર ગયું, તેની સાથેસાથ સામાન, વાસણ-કૂસણ કપડાં અને અન્ય ચીજ વસ્તુઓ પણ ખલાસ થઈ હતી બિચારી જેમતેમ ત્યાંથી ત્રીસ-ચાલીસ માઈલનો પંથ કાપીને એક ગામમાં પહોંચી, અને ગ્રામના એકાદ-બે ઉદાર કુટુંબોની મદદથી પોતાનો ધંધો શરૂ કર્યો મગનને યુક્તિ પ્રયુક્તિથી શોધી કાઢીને તેને એમ સુરક્ષિત સોંપી દીધી અને એમના તળિયે ઇન્જેક્શનની એક ખાલી પેટીમાં મૂકેલા સો રૂપિયા પણ તેને જેમના તેમ મળ્યા તેને મનમાં થયું કે મગન અને નાથો એક જ ગામના પણ એકે મને બચાવવાનો પ્રયત્ન કર્યો, મદદ આપી અને બીજાએ મને ઘરબારવિનાની કરી બન્નેમાં આવો ફેર હોવાનું શું કારણ ? હું તો બન્ને સાથે એકસરખો વર્તાવ રાખતી હતી, તો પછી આવો વિરુદ્ધ અનુભવ કેમ થયો ?

દિવાળી આવી હતી. ઠેરઠેર મૂકેલાં તેલના કોડિયાં અમાવાસ્યાના અંધકારનો સામનો કરતાં હતાં મોટી ઇમારતોની સાક્ષીરૂપે તેનાં ખંડિયેર રહ્યાં હતાં અને તેમાં કામચલાઉ ઝૂંપડાંઓ કરીને થોડા દિવસો પસાર કરતા હતા

રમાબાઈને આગલા દિવસો યાદ આવ્યા ગામડાંનું વાતાવરણ કેવું નિર્દોષ હતું ' તેને જે કોઈ મળવા આવતું તે ખાલી હાથે કદી પણ આવતું નહિ. કોઈક તલ લાવે, કો

કોઈક મગફળી લાવે, તો ત્રીજું વળી પોંક લાવતું. બધાંનો તેના પર ખૂબ પ્રેમ હતો, કારણકે તેના હાથમાં જશરેખા હતી; તેના વર્તનમાં મીઠાશ અને સૌજન્ય હતાં; વૃત્તિમાં પરોપકાર હતો, યુવાનીના અને વૈધવ્યના દિવસો તેણે આ જ ગામમાં પસાર કર્યા હતા; અને વૈરાગ્યદીક્ષા લઈને નર્સ તરીકે તે કામ કરવા લાગી તે પણ આ જ ગામમાં. પણ આજે તે ગામ–તેના પિયરનું ગામ–તેને કડવું ઝેર જેવું લાગતું હતું. પિયરનાં માણસો દીકરીને હાથ પકડીને કાઢી મૂકે તે પ્રમાણે ગામલોકોએ આજસુધીના સ્નેહસબંધ ઉપર છીણી મૂકીને તેના ઘરને ભસ્મીભૂત કર્યું હતું, અને તેને હાથ પકડીને નિરાશ્રિત સ્થિતિમાં કાઢી મૂકી હતી! રમાબાઈની આ વખતની દિવાળી એક અંધારી ઓરડીમાં દવાની પાંચસાત બાટલી અને એક ધીમા બળતા તેલના કોડિયાના સાન્નિધ્યમાં પસાર થઈ રહી હતી. અમાવાસ્યાની મધરાત થવા આવી હતી. રમાબાઈને હજી અહીં જોઈએ તેટલું કામ મળતું નહોતું. કોઈકવાર ભૂખ્યા પણ રહેવું પડતું. પંદર રૂપિયા ઓરડીનું ભાડું, અને અનાજ, કાપડ, દૂધ વગેરેની અસહ્ય મોંઘવારીમાં તેની મૂડી ક્યારની ખલાસ થઈ ગઈ હતી.

કોડિયાની વાટ પવનથી થરથરતી હતી. ઓરડીમાં પડતા પડછાયા પણ ધ્રૂજતા હતા. રમાબાઈ એક સાદડી પર આંખો મીંચીને પડી હતી. ઊંઘ આવતી નહોતી. ગયા વર્ષનું પોતાનું સમૃદ્ધ, ભર્યું ભાદર્યું, પોતે દુઃખ વેઠીને મેળવેલી મિલકતનું હવા–ઉજાસવાળું ઘર—તેમાં ભેગી કરેલી અત્યંત કિંમતી દુર્લભ દવાની બાટલીઓ, માતાનો ફોટો, નવાં ગાદલાં–ગોદડાં, ખંતથી સાફ કરીને રાખેલા ઘઉં, ચોખા વગેરે અનાજનો સંગ્રહ, ચાંદીનાં વાસણો, હોંસથી ખરીદેલી બાવન રૂપિયાની રેશમી સાડી–આવીઆવી અનેક બાબતો તેને યાદ આવવા લાગી અને મનનો ઉદ્વેગ વધવા લાગ્યો.

એટલામાં કોઈએ બહારથી બારણું ખખડાવ્યું. તે બેઠી થઈ. આ ગામમાં હજી સેવાનું કામ બરાબર ચાલતું નહોતું. તેથી રાત્રિ દરમિયાન કોઈ તેને બોલાવવા આવતું નહોતું. તેણે બારણું ઉઘાડ્યું. એક યુવાન હાંફળોફાંફળો તેને કહેવા લાગ્યો, 'નર્સબાઈ ગમે તેમ કરીને મારી સાથે આવો. મારી વહુને કાલથી પેટમાં દુખે છે. કેમે કરી છૂટકો થતો નથી. બહુ પીડાય છે. નહિ આવો તો મરી જશે આટલામાં જાણકાર બીજી નર્સ પણ નથી, તો દાકતર તો ક્યાંથી હોય? હું ટાંગો લાવ્યો છું. ચાલો, આવો છો ને? ક્યાં છે બૅગ? ......'

રમાબાઈના અંગેઅંગમાં વીજળીના આચકા લાગતા હોય તેવો ઝણઝણાટ થવા લાગ્યો. શંકાવિનાની વાત હતી. તે નાથો દરજી જ હતો. તેનો અવાજ પણ તેણે ઓળખ્યો! વેર લેવાની કેવી સુંદર તક આવી હતી! આ જ દુષ્ટે મારાં ઘરબારની હોળી કરી હતી, ખરું ને? આણે જ મને ગામમાંથી ભૂંડે હાલ કાઢી મૂકી, મારી આ દુર્દશા આ દુષ્ટે જ કરી! મારા જ હાથથી જન્મ પામેલો, પણ એણે મોટો થઈને મારું ઘર જ સળગાવ્યું. આનું બાળક હું બચાવીશ, તો એ બાળક મોટું થઈને કાલે મારું ગળું પણ કદાચ દબાવી દે! નહિ. મરવા દે, તેની વહુને, અને તેના બાળકને! મારે તેની સાથે શી નિસ્બત......'

અમાવાસ્યાનો અંધકાર ચારે દિશામાં ફેલાઈ ગયો હતો, રમાબાઈ કંઈ પણ બોલી નહિ: તેથી હતાશ થઈને નાથો બોલ્યો: 'નર્સબાઈ, કેમ બોલતાં નથી? હું તમને ઓળખતો નથી; પણ સને તમારો ભાઈ

માનો મારી વહુને બચાવો તમે બહુ હોશિયાર છો એમ બધા કહે છે શો વિચાર કરો છો ? એક નહિ પણ બે જીવને બચાવવાના છે ચાલો, જલદી ચાલો '

રમાબાઈએ બાજુ પર જોયું જોડિયાની જ્યોત થરથરતી હતી. સામે દીવાલ પર મહાત્માજીનુ ચિત્ર હતુ તેના પર નજર પડતાં તેના કાનમાં ભજનના પડઘા પડ્યા—सबको सन्मति दे भगवान!

તેની પાસે એક ચિત્રપટનું ચિત્ર હતુ, તેમાં મોટા અક્ષરે લખ્યુ હતું-हम एक है!

તે જ ક્ષણે તેને વિચાર આવ્યો, કે આ સતના ફોટા સામે વેરનો વિચાર કરવો એ કેવુ અયોગ્ય ગણાય? નાથાએ તો મને જીવતી જવા દીધી અને હુ તેની વહુ તથા બાળકને બચાવવા ન જાઉ તો તેની હત્યાનું પાપ મને જ લાગે. વળી બીજા અનેક લોકોને માથે જે આફત આવી પડી છે તે જ મારે માથે પણ આવી પડી છે, તેમાં આટલો મોટો ઉહાપોહ શા માટે કરવો! યુદ્ધમાં નિરપરાધી લોકો ઉપર પણ બોમ્બ પડે જ છે ને ! કોઈક નિમિત્ત થાય છે એટલુ જ નાથો પોતાની ફરજ ભૂલ્યો, પણ મારે મારુ કર્તવ્ય ન ભૂલવુ જોઈએ. બાળક તો ભૂલ કરે, પણ માતાએ એ જ ભૂલ કરવી એ યોગ્ય નથી.

જ્યોત સ્થિર થતાંની સાથે જ રમાબાઈના મનમાં ચાલી રહેલું સેતાન અને દેવ વચ્ચેનુ, વિવેક અને અવિચાર વચ્ચેનુ અને વેર અને ક્ષમા વચ્ચેનુ ખાસ યુદ્ધ પણ સમાપ્ત થયુ સદ્‌ગુણનો વિજય થયો પાલવ માથા પર ઠીકઠાક કરીને તેણે જરા ઘોઘરા અવાજે કહ્યું 'ચાલો, હું આવુ છું!'

રસ્તામાં ઘોર અંધારુ હતું આખે રસ્તે રમાબાઈ એક શબ્દ પણ બોલી નહિ તેણે આધુ ઓઢી રાખ્યુ હતું, નાથો પણ વ્યગ્ર મનોદશામાં હતો પોતાની ચિંતામાં ડૂબેલો હોવાથી તેને પણ કંઈ બોલવાનુ મન થાય તેમ નહોતું. નાથાના ઘર પાસે ટાંગો આવીને ઊભો રહ્યો અંદર જઈને તરત રમાબાઈએ બારણાંની સાંકળ વાસી દીધી રમાબાઈ પાસે ઓજાર હતાં ઇન્જેકશન પણ તે આપતી હતી તેણે નાથાની વહુ તરફ જોયુ બીજી ત્રણચાર બાઈઓ દૂર બેઠીબેઠી પોતાની મુસ્લેલ સુવાવડની વાતો કરતી હતી, તે સાંભળીને નાથાની વહુના ચહેરા પર ભીતિની છાયા પ્રસરી હતી રમાબાઈએ તે બધાને પાછલે બારણેથી બહાર જવાનુ કહ્યું અને પોતે ખાટલા પર બેઠી તરત જ વહુ બોલી 'તમે આવ્યાને બહેન! હવે હું બચીશ. તમારા હાથને જશ છે મારી માને તમે જ ઉગારી હતી હુ તમારુ બાળક છુ મને બચાવો '

તે આગળ બોલી શકી નહિ તેનું દુ:ખ જોઈને રમાબાઈ નાત-જાત, મારુ-તારુ બધુ ભૂલી ગઈ ઈશ્વરના ઘરના એક નહિ પણ બે જીવ તેની સમક્ષ મૃત્યુસામે ઝઘડી રહ્યા હતા. રમાબાઈએ કમર કસીને પ્રયત્ન કર્યા અંતે યશ મળ્યો સૂર્યનાં કિરણો પૃથ્વી પર પડે તે પહેલાં જ ઘરમાંથી 'ઊંઆ, ઊંઆ'નો બાળકનો કર્ણમધુર અવાજ નાથાને કાને પડ્યો તે ધીરજ ધરી શક્યો નહિ. ધક્કો દઈને બારણુ ઉઘાડીને અંદર આવ્યો

તેણે અધીરાઈથી પૂછ્યુ, 'કેમ છે તબિયત?'

રમાબાઈના મોઢા પર વિજેતાનો ઉન્માદ હતો તેણે કહ્યુ 'તારી વહુની તબિયત સારી છે તેને દીકરો આવ્યો છે મોતના પંજામાંથી ઈશ્વરે બન્નેને બચાવ્યાં છે ચાલો, જરા કોફી તૈયાર કરો તેને બહુ શ્રમ પડ્યો છે '

નાથો દોડતો બહાર ગયો અને ગરમા-

ગરમ ચા–કૉફીના ત્રણચાર કપ લઈ આવ્યો. રમાબાઈએ બારણું ઉઘાડ્યું. ખાટલા પર વહુ સ્વસ્થ પડી હતી. પાસે બાળક સૂતું હતું. વહુએ ધીમે અવાજે કહ્યું: 'આજે રમાબાઈએ મારો જીવ બચાવ્યો. બાળક પણ તેની કૃપાથી જીવતું રહ્યું. આપણા ચામડાના જોડા કરીને તેમને પહેરાવીએ તોપણ તેમના ઉપકારનો બદલો વળે તેમ નથી. તેમણે એક ઘડી પણ વિસામો લીધો નથી. તેમને ચા આપો...'

રમાબાઈ નર્સ! નાથાના હોઠ સુકાવા માંડ્યા. જેનું ઘર તેણે બાળીને ખાખ કરી નાખ્યું હતું તે નર્સ...! તેણે બરાબર નીરખીને જોયું. રમાબાઈ શાંતિથી એક બાટલીમાં દવા તૈયાર કરતી હતી. પોતાને વીસ વર્ષ પૂર્વે, મૃત્યુમુખમાંથી બચાવનારી, આજે તેની વહુ અને દીકરાને જીવતદાન દેનારી આ માવડીને તેણે ઘર બહાર કાઢી હતી!

એકદમ નાથો રમાબાઈના પગમાં પડ્યો ને પોતાના ગાલ પર તમાચો મારીને તે બોલ્યો: 'રમાબાઈ, મેં કેટલી નીચતા કરી છે! તમને મારી વહુએ ઓળખી કાઢ્યાં. તમે મને રાતે ઓળખ્યો નહિ હોય—હું તમારું ઘર બાળી નાખનારો તો ય તમે આવ્યાં!'

રમાબાઈની આંખમાં આંસુ આવ્યાં અને તે બોલી: 'નાથા, તું તો મારું બાળક કહેવાય. તને તો મેં જોતાંવેંત જ ઓળખ્યો હતો, અને તેથી જ હું આવી. એકવાર થયું કે ન આવું પણ......'

'પણ શું?'

'પણ સામે જ ગાંધીજીનો ફોટો હતો. તેમણે આખી જિંદગી એકતા માટે તપશ્ચર્યા કરી હતી તે યાદ આવી. તેમનું ક્ષમાવ્રત આપણે બને તેટલું પાળવાનો પ્રયાસ કરવો જોઈએ. મને ઓળખીને તું સંકોચ ન પામે તેટલા માટે મેં આખે રસ્તે માથું ઓઢી રાખ્યું હતું. ભાઈ, આપણે બધાં એક જ છીએ, આપસઆપસનું વેર આપણે ભૂલી જવું જોઈએ. તેં મારું ઘર બાળ્યું, અને હું તારું ઘર બાળું, એથી કંઈ આપણો ઉત્કર્ષ થવાનો છે?'

નાથાની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. બહાર અમાવાસ્યાની રાત્રિ પૂરી થઈ ને પ્રતિપદાનું વહાણું વાયું હતું. તે ગંભીરતાપૂર્વક કહેવા લાગ્યો: 'તમારા પગની રજ માથે ચડાવીને હું કહું છું કે આજથી હું બધાની સાથે સલાહસંપથી રહીશ, આપણે બધાં એક જ પિતાનાં સંતાન છીએ. બધાંએ એક થઈને મહાત્માજીના વ્રતનું પાલન કરવું જોઈએ, એ મને સમજાયું છે. રમાબાઈ, મને માફ કરો, તમારો ઉપદેશ હું જન્મભર ભૂલનાર નથી......!'*

*મૂળ લેખિકા—સૌ. માલતીબાઈ દાંડેકર

★

દિલ્હીના બિરલાભવનમાં ગાંધીજીની પ્રાર્થનાસભાઓ ચાલુ હતી. ત્યારે ત્યાં તેમને મળવા અનેક પ્રકારના લોક આવતા. વિચિત્ર ટેલિફોન પણ આવતા. એકવાર ફોન આવ્યો: 'મારે ગાંધીજીનું તાત્કાલિક કામ છે.'

'પણ શું છે?' શ્રી. બિરલાએ ફોન ઉપાડતાં કહ્યું, 'એવું તે શું છે?'

'ખાસ પૂછવું છે. ગાંધીજીને ફોન પર બોલાવો.'

'કોણ છો ભાઈ?' ગાંધીજીએ ફોન લેતાં પૂછ્યું.

'હું આગ્રાથી બોલું છું.' એ મારવાડી શ્રીમંતે કહ્યું, 'આવતા રવિવારે હું દિલ્હી તરફ નીકળનાર છું. તે દિવસે સાંજે તમે પ્રાર્થના કરવા જાતે હાજર રહેશો, ખરા ને?'

'એ તો હું અત્યારથી કેમ કહી શકું? પણ જાણી જોઈને હું કોઈ પણ પ્રાર્થના ચૂકતો નથી. એટલી ખાતરી આપી શકું કે પ્રાર્થના વખતે જો હું નહિ હોઉં તો ય ઈશ્વર તો હાજર રહેશે જ!'

×

# આંખ અને ચશ્માં

શ્રી શાન્તિકુમાર જ ભટ્ટ
એમ. એ.

માનવીની પાંચ કર્મેન્દ્રિયોમાં સૌથી નાનામાં નાની આંખ પણ આખા યે બ્રહ્માંડને સમાવવાની એની શક્તિ એને અમે તે ઉપમા આપીએ તેટલી તે ઓછી પડે. આજન્મ અંધ કે વૃદ્ધત્વે અંધ બનેલાની આ દુનિયા એમાં વસવા છતાં, અદૃશ્ય થઈ જાય છે એ કેવી કરુણતા કહેવાય! એનો આંખો યે દેહ સાબૂત હોવા છતાં પરાશ્રયે જીવન ગુજારવું પડે એ કેવું દયાજનક! માનવીના વ્યક્તિત્વનો પ્રભાવ પાડનારી ને સાહિત્યમાં તેમ જ નૃત્યમાં શૃંગાર, વીર ને ભયાનક રસમાં અગત્યનો ભાગ ભજવતી આંખ પ્રત્યે વ્યવહારુ જીવનમાં બેદરકાર બનવું કેમ પાલવે? ચશ્માં વાપરવા પડે એ ગૌરવની નહિ પણ નિર્બળતાની જ નિશાની ગણવી જોઈએ

પશ્ચિમની સંસ્કૃતિની પ્રબળ અસર આપણા દેશ પર પડી છે શાંત અને સુખી જીવનનું સ્થાન ધમાધમી અને બેચેનીથી ભરેલા જીવને લીધું છે સર્જનહારના વિરાટ સ્વરૂપની કરાલ દંષ્ટ્રા જેવાં કારખાનાઓમાં અને કૃત્રિમ પ્રકાશમાં કામ કરવાની ફરજ પાડતા વ્યવસાયોમાં નયનોનું નૂર હણાવા લાગ્યું છે પહેલાં ચશ્માંવાળા માનવીઓ ભાગ્યે જ જોવામાં આવતા હતા આજે એવો સમય આવ્યો છે કે ચશ્માવગરના માનવીઓ ભાગ્યે જ જોવામાં આવે છે! ચશ્માં વાપરવાની શરૂઆત કરનાર માનવી સંતોષનો અનુભવ કરે છે એ અત્યંત કમનસીબ છતાં અનિવાર્ય ઘટના છે

આંખ બરાબર કામ ન કરી શકે એટલે માનવીને અગવડ પડવા માંડે છે તે દાક્તર પાસે જાય એટલે અમુક પ્રાથમિક વિધિ કર્યા પછી દાક્તર નંબર લખી આપે છે મનગમતી ફ્રેઈમ અને મનગમતા કાચ પસંદ કરી માનવી ચશ્માં પહેરે છે જગતની બધી વસ્તુઓ પહેલાં ઝાંખી જણાતી હતી ચશ્માં પહેરવાથી તે બધી સ્પષ્ટ અને સુરેખ જણાય છે. ચશ્માં પહેરનારનો આનંદ મનમાં સમાતો નથી પણ આ આનંદ મોટે ભાગે થોડા સમય માટે જ હોય છે! થોડાક મહિના થાય ન થાય ત્યાં આંખ ખેંચાવા લાગે છે દાક્તર વધુ ઊંચા નંબરનાં ચશ્માં લેવાની સલાહ આપે છે વળી થોડાક મહિના જાય છે અને દાક્તર તેથી પણ ઊંચા નંબરનાં ચશ્માં લેવાની સલાહ આપે છે અને આ વિષચક્રમાં સપડાનારની અવદશાનો પાર રહેતો નથી બધા કિસ્સાઓમાં આમ બનવા પામતું નથી, પણ ઘણાખરા કિસ્સાઓમાં આમ જ બને છે

વળી ચશ્માં પહેરનારને માથે ભાંગફોડ અને કાળનો ભય સદાય ઝઝૂમતો હોય છે એનાથી રમતગમતમાં બરાબર ભાગ લઈ શકાતો નથી સરકારી નોકરીઓ અથવા વિમાનવાહક જેવા જવાબદાર હોદ્દાઓ તેને આપવામાં આવતા નથી કેટલીકવાર લાંબા સમય સુધી વાંચી શકાતું નથી ચશ્માં પહેરવાથી આંખો એવી બેડોળ બની જાય છે કે ચશ્માં કાઢીને પતિ પોતાની પત્ની પાસે ઊભો રહે તો પત્ની પણ કહેશે 'તમે ચશ્માં વગર જરાય સારા લાગતા નથી!' ચશ્માં પહેરનાર પોતાની આંખોની કુદરતી ચમક ગુમાવી બેસે છે

હવે આપણે ચશ્માં વાપરવાથી શી રીતે નુકસાન થાય છે તે જોઈએ કેટલાક લોકો દૂરની વસ્તુઓને સ્પષ્ટતાથી જોઈ શકે છે, પરંતુ પાસેની વસ્તુઓને બરાબર જોઈ શકતા નથી અંગ્રેજીમાં આને દીર્ઘદૃષ્ટિ (લોંગ સાઈટ) કહેવામાં આવે છે આ ખોડ મોટે

ભાગે મોટી ઉંમરના માનવીઓમાં હોય છે.

કેટલાક માણસો પાસેની વસ્તુઓ બરાબર જોઈ શકે છે, પરંતુ દૂરની વસ્તુઓ બરાબર જોઈ શકતા નથી. આને અંગ્રેજીમાં ટૂંકી દૃષ્ટિ (ં શોર્ટ સાઈટ) કહેવામાં આવે છે. આ ખોડ મોટે ભાગે બાળકો તથા યુવાનોમાં હોય છે.

આ બંને પ્રકારની ખોડોને લીધે કેમ બરાબર દેખી શકાતું નથી એ આપણે તપાસીએ. આ નીચે આંખની આકૃતિ આપવામાં આવી છે.




પ્રકાશનાં કિરણો પહેલાં આંખ ઉપરના પારદર્શક પડદામાંથી (૧) પસાર થાય છે. એમાંના વધારાના કિરણોને કીકી (૨) અંદર દાખલ થવા દેતી નથી. પછી આ કિરણો પારદર્શક લેન્સમાંથી (૪) પસાર થાય છે. આ લેન્સ બાહ્યગોળ હોવાથી કિરણો એકત્રિત બનતાં જાય છે અને છેવટે નેત્રપટ (૩) પર પડે છે. અહીં જોવામાં આવેલા પદાર્થની આકૃતિ પડે છે અને નેત્રના જ્ઞાનતંતુઓ તેને મગજ સુધી પહોંચાડે છે. પરિણામે આપણે જોઈ શકીએ છીએ.

આ પ્રમાણે સારી આંખ હોય ત્યારે જ બને છે. આ આખી ક્રિયામાં ક્યાંય પણ ભંગાણ પડતું હોય તો બરાબર દેખી શકાતું નથી, ત્યારે ચશ્માંની કૃત્રિમ સહાય લેવી પડે છે.

આંખ સાવ સારી હોય અને દૂરની વસ્તુ જોવા આપણી આંખ પ્રયાસ કરે ત્યારે પારદર્શક લેન્સની ઉપર અને નીચે આવેલા સ્નાયુઓ આ લેન્સને નેત્રપટની પાસે લાવે છે અને પાસેની વસ્તુ જોવા આપણી આંખ પ્રયાસ કરે ત્યારે આ સ્નાયુઓ લેન્સને નેત્રપટથી દૂર ધકેલે છે.

કેટલાક તબીબી વિજ્ઞાનીઓ એમ માને છે કે આ લેન્સ ફૂલે છે અને સંકોચાય છે તેમ જ આંખના સ્નાયુઓ આ ક્રિયામાં સહાય કરે છે, પણ આ માન્યતા ભ્રામક સાબિત થઈ ચૂકી છે.

ડૉ. બેટ્સ નામના આંખોના નિષ્ણાત અને વિશ્વવિખ્યાત દાક્તરે ૩૦ વર્ષ સુધી સંશોધન કરીને ચશ્માં સામે વિરોધરૂપે ખૂબ જ પ્રહારો કર્યા છે. એ જણાવે છે કે ચશ્માંથી કામચલાઉ રાહત મળે છે, પણ તેને લીધે આંખ સાજી થતી નથી.

કેટલાક કારણોને લીધે આ આંખના સ્નાયુઓ નબળા પડી જાય છે અથવા જડ બની જાય છે અને બરાબર કામ કરી શકતા નથી. પરિણામે પારદર્શક લેન્સ પણ બરાબર કામ આપી શકતો નથી. દાક્તર તેને આંખ તપાસી બનાવટી લેન્સની ગરજ સારતાં ચશ્માં આપે છે. બરાબર જોઈ શકાય એટલે આંખનો દર્દી સંતોષ માને છે અને ચશ્માં પહેરવાથી પોતાની આંખો તંદુરસ્ત જ છે એવી માન્યતા સેવે છે. ચશ્માં કાયમ કે લાંબો સમય પહેરી

રાખવાથી કાયમ માટે આંખના સ્નાયુઓને સુધરવાનો અવકાશ મળતો અટકી જાય છે કેટલીક વાર સ્નાયુઓ વધુ જડ બનતા જાય છે અને વધારે ને વધારે નંબરનાં ચશ્મા વાપરવાની જરૂર પડતી જાય છે

હવે આપણે આંખો બગડવાનાં કારણો તપાસીએ • આંખ બગડે એનો અર્થ તો એટલો જ કે પારદર્શક લેન્સ તથા આંખના સ્નાયુઓ નબળા પડી ગયા છે આમ શાથી બનવા પામે છે એ આપણે બરાબર સમજી લઈએ અને આંખ બગડવાનાં કારણોને મૂળમાંથી જ અટકાવીએ એ ઇષ્ટ છે

વધુપડતા માનસિક પરિશ્રમથી આંખોના સ્નાયુઓ તથા જ્ઞાનતંતુઓ પર ખરાબ અસર થવા પામે છે અને આંખો બગડે છે આવેશ પ્રધાન સ્વભાવની અસર પણ માનસિક પરિશ્રમને જન્મ આપે છે વધુપડતો માનસિક પરિશ્રમ, ચિંતા, ભય, વ્યગ્રતા વગેરેને જેમ બને તેમ દૂરથી જ નમસ્કાર કરવા જોઈએ માનસિક પરિશ્રમને દૂર કરવા માટે તથા આંખોના વિકૃત બનેલા સ્નાયુઓને સુધારવા માટે નૈસર્ગિક ચિકિત્સાલયોમાં કેટલીક કસરતો શીખવવામાં આવે છે તે સારા નિષ્ણાત પાસે ધ્યાનપૂર્વક શીખી લેવી જોઈએ.

આહારની અસર શરીર પર થાય છે અને આંખ શરીરનો ભાગ હોવાથી તેના પર પણ અસર થાય છે વળી કેટલાક રોગોની અસર પણ આંખ પર થાય છે દાખલા તરીકે ઘણીવાર મધુપ્રમેહના દર્દીઓને મોતિયા થાય છે પિત્તાશય અને પાચન ક્રિયામાં ગોટાળો થાય તો આંખની આસપાસ કાળા ડાઘા પડી જાય છે વળી આંખની કેટલીક ક્રિયાઓને શરીરમાંના વધુપડતા સ્ટાર્ચ ખાંડ અને પ્રોટીનના ઝપચા સાથે ગાઢ સંબંધ હોય છે આવા બધા રોગોની અસર આંખની આસપાસ લોહીનું પરિભ્રમણ કરાવતી સૂક્ષ્મ નસો પર તથા સ્નાયુઓ પર થાય છે અને આંખો બગડે છે ચશ્મા એ આંખની નબળાઈની નિશાની છે આંખો બગડી હોય કે નબળી પડી ગઈ હોય તેમણે લોહીની શુદ્ધિ પર ખાસ ધ્યાન આપવું જોઈએ અને તંદુરસ્ત રહેવા માટે ખાસ પ્રયાસો કરવા જોઈએ આંખનો નંબર વધે એ શરીર તથા મનની રોગિષ્ઠ દશાની નિશાની છે એ ભૂલવું ન જોઈએ.

આપણા શરીરમાં કરોડરજ્જુ ઉપર આવેલા હાડકા પરના સ્નાયુઓ લોહીના પરિભ્રમણ માટે આંખને સહાય કરે છે માટે આ સ્નાયુઓને પૂરતો આરામ આપવો જોઈએ. ડોકને શ્રમ પડે એવી રીતે વાંચવાનું કે લખવાનું કાર્ય કદી જ ન કરવું જોઈએ, નહિ તો આંખો બગડશે.

વધુપડતા વાંચનને લીધે આંખો બગડે છે પણ સરખી રીતે વાંચન કરવામાં આવે તો આંખો સુધરવાનો અવકાશ રહે છે ચશ્મા વાપરનારે સવારમાં થોડો સમય ચશ્મા વગર વાંચવાની ટેવ પાડવી જોઈએ પણ આવી રીતે વાંચતી વખતે આંખને શ્રમ ન પડવો જોઈએ. ચશ્મા આવ્યાં હોય અથવા ન આવે તેમ ઇચ્છતા હો તો ઝાંખા કે ઝળહળતા પ્રકાશમાં વાંચશો કે લખશો નહિ વાંચતી વખતે પ્રકાશ આંખ પર પડવો ન જોઈએ પણ તે પાછળથી ડાબી બાજુ પરથી આવવો જોઈએ ઝીણા અક્ષરવાળાં પુસ્તકો બનતાં સુધી ન જ વાંચવાં અને વાંચતી વખતે થોડી થોડી વારે આંખો બંધ રાખવી જોઈએ અથવા દૂર સુધી નજર નાખવાની ટેવ પાડવી જોઈએ આંખો પર ઠંડા પાણીની છાલકો મારવાથી સ્નાયુઓને આરામ મળે છે અને લોહીનું પરિભ્રમણ વધે છે ચશ્માનો ઉપયોગ અનિવાર્ય

# વહેમ-ચવન

**શ્રી. જયંતીલાલ છોટાલાલ પટેલ**

છીંક આવવી, ઘી ઢોળાવું, બિલાડી આડી ઊતરવી, વિધવા સામે મળવી, તેલ, ઘી કે છાસ લઈને કોઈનું સામે આવવું, નજર લાગવી, માતા આવવા, દોરા-ધાગા કરાવવા, મૂઠ ને ચોટ મારવી, ડામ દેવા, ગણ્યા ગણાય નહીં એટએટલા વહેમો આપણા સમાજમા, મોટે ભાગે ગામડાઓમા જોવામા આવે છે. જંતરમંતર ને જાદુથી-મેલીવિદ્યાથી સર્વ કંઈ પ્રાપ્ત થઈ જતુ હોય તો શા માટે તે લોકો જગત પરનો અખૂટ વૈભવ ન ભોગવે ? શા માટે સામાન્ય માનવીઓના વહેમી સ્વભાવ ઉપર એમને આધાર રાખવો પડે ? જેમ પ્રકાશની ગેરહાજરીમા અંધારું એકચક્રી રીતે રાજ્ય કરે તેમ, કેળવણીની ગેરહાજરીમાં આ બધા વહેમો રાજ્ય કરે છે, અને એ કીડા આપણા અબૂજ માનવસમુદાયને કોરી ખાય છે. અહીં વહેમ-ચવન સામે નાનકડી 'જેહાદ' પોકારાઈ છે.

વહેમ-ચવનની સાથ સુધારાદિત્ય લડે છે.
ભર્તખંડમાં કહું જુદ્ધ ચોમેર મચે છે.

**કવિ નર્મદ**

આપણી આદ્ય નવલકથા 'કરણ ઘેલો'થી માંડીને આધુનિક 'જય સોમનાથ' સુધીની નવલકથાઓમાં પ્રસંગ પરત્વે વહેમોનું નિદર્શન વાંચવામાં આવે છે. જય સોમનાથમાં શ્રી. મુનશીએ મહંમદ ગીજની સાથે લડતાં મરાયેલા વીરકેસરી ઘોઘાબાપાના ભૂત તરીકે તેના વિકૃત શરીરવાળા, પરાક્રમી પૌત્ર સામંતને ચીતરી તેને જોઈને ભલભલા વીર યોદ્ધાઓને થથરતા વર્ણવ્યા છે. તે જ પ્રમાણે દરેક દેશની દરેક પ્રજામાં પરાપૂર્વથી કોઈ ને કોઈ પ્રકારના વહેમોનુ સામ્રાજ્ય ચાલતુ આવેલું છે. કેળવણીના પ્રસારને લીધે અલબત્ત વહેમોનું જોર અસલ કરતાં ઓછું થયું છે છતાં તે નાબૂદ થયું નથી જ. હજી પણ આપણા અજ્ઞાની લોકોમાં નાનુંમોટું કોઈ માંદુ પડે અથવા કંઈ જણસ બગડે તો વહેમી લોક તરત એમ ધારે છે કે આ તો ભૂત કે ઝોડઝપટથી અથવા નજર લાગવાથી થયું છે.

---

સંજોગોમાં જ કરવો જોઈએ. આંખ ખેંચાય એવી રીતે કોઈ પણ કાર્ય ન કરવું.

ખોરાકની અસર આંખ પર શી રીતે થાય છે તે આપણે તપાસીએ. ખોરાકમાંથી લોહી બને છે અને લોહીમાંથી સ્નાયુઓને પોષણ મળે છે. આહાર પર ધ્યાન આપવામાં આવે તો આંખો સુધરી શકે છે. આંખો બગડી હોય અથવા ચશ્માં આવ્યાં હોય તેમણે આહાર પર ખાસ ધ્યાન આપવું જોઈએ. ડબ્બાઓમાં પેક થઈને આવેલાં ફળો, મુરબ્બાઓ અને ચટણીઓ, કેકસ, ચોકલેટ વગેરેનો મોહ છોડી દેવો જોઈએ. પેટ સાફ રાખવા માટે યોગ્ય આહાર અને વ્યાયામ પર ખાસ ધ્યાન આપવું જોઈએ. વાસી, તળેલા અને તીખા તમતમતા ખોરાકને વર્જ્ય ગણવો જોઈએ. તાજાં ફળો તથા શાકભાજીનો ઉપયોગ વધારે કરવો જોઈએ. ધુમ્રપાન તથા બીજી કેફી વસ્તુઓનું સેવન બંધ રાખવુ જોઈએ.

આંખ સુધારવા માટે લાંબા સમયની અને અડગ ધીરજની જરૂર પડે છે, પણ આંખને વધુ બગડતી અટકાવવા માટે સામાન્ય સાવચેતી પણ પૂરતી થઈ પડે છે. પાણી આવે તે પહેલાં પાળ બાંધવાની અને અમૂલ્ય રત્ન જેવી આંખની સંભાળ લેવાની આપણા સૌની પ્રથમ ફરજ છે.

★

અણસમજુ લોકો ભૂતડાકણની વાતોને પણ ખરી જ માને છે કોઈ જુવાન બાઈ ધૂણવા માંડે છે ત્યારે તેને ડાકણ વળગી છે એમ કહે છે મસાણકાંઠે કોઈ વાર ભડકા દેખાય છે, તેને ભૂતભડકા કહે છે અમુક ઘરમાં કે ઝાડ ઉપર ભૂતનો વાસ છે, એમ માની કેટલાક અવિચારી લોકો તે ઘરમાં પગ પણ મૂકતા નથી એ જ પ્રમાણે વશીકરણ, શુકન, અપશુકન વગેરે ઘણા વહેમો અદ્યાપિ પણ હયાત છે

ઉપરની બધી પીડાનો ખરો ઉપાય ન કરતાં વહેમી લોકો છૂમતર કરનાર ભુવાને આશરે જાય છે ભુવો જેમ ભમાવે તેમ અજ્ઞાનને લીધે સાચું માને છે ભુવાના ઉપાયોની નિરર્થકતા તો હવે માધ્યમિક શાળામાં વિજ્ઞાનનો વિષય શીખતો એક વિદ્યાર્થી પણ સમજે છે એટલે તેનો અહીં વિસ્તાર કરવાની જરૂર નથી પણ ભુવો પોતાના ઢોંગથી પૈસા કઢાવી અજ્ઞાની લોકોને ઠગી જાય છે, તે જ ખેદપાત્ર છે અજ્ઞાની લોકોને અનુભવ પણ થાય છે કે ભુવાના ઉપાયોથી રોગ તો વધતો જ જાય છે, તેથી છેવટે તેઓ સારા વૈદ્ય કે ડોક્ટરની દવા કરીને જ લાભ મેળવે છે છતાં પણ વહેમોનું જોર તો નાશ પામતું જ નથી

અનુભવીઓ કહી ગયા છે કે 'મન ભૂત ને શંકા ડાકણ ' પણ આપણા દેશમાં કેળવણીનો પ્રસાર જોઈએ તેના કરતાં બહુ જ ઓછો છે તેથી સામાન્ય રીતે જનસમાજ માંથી આજે પણ વહેમો છેક નાશ પામ્યા નથી, એ ખેદકારક બીના છે

આજે તો આપણા દેશનું વાતાવરણ બદલાઈ ગયું છે દેશીઓને માથે રાજકીય અને સામાજિક સુધારણાની બહુ મોટી ફરજો આવી પડી છે, એટલે વહેમના નિકંદનની હિલચાલ નહિ જ જેવી લાગે છે પણ શરૂઆતની અંગ્રેજી કેળવણી લઈ આપણી પ્રાચીન સંસ્કૃતિનો પણ ઠીકઠીક અભ્યાસ કરી જોઓ આપણા પ્રાંતમાં નવીન યુગના પ્રથમ વિદ્વાનો થઈ ગયા, તેમાં સુરત શહેરના સદ્‌ગત સાક્ષરો કવિ નર્મદ, રા. સા. મહીપતરામ, પંડિત નવલરામ, નંદશંકરભાઈ, મહેતાજી દુર્ગારામ ઇત્યાદિ ઘણાઓએ વહેમનું નિકંદન કાઢવામાં કંઈ પણ કસર નથી રાખી તેને પરિણામે એ લોકોના જમાનામાં જેટલું વહેમનું પ્રાબલ્ય હતું તેટલું આજે નથી, એ આપણું સદ્‌ભાગ્ય છે

કોઈ કહેશે કે વહેમીઓ ભલે વહેમને માને તેથી દેશને શું નુકસાન થવાનું છે? આ દલીલ બરાબર નથી વહેમથી તો સમજુ લોકો જાણે છે કે પ્રજાની ભારે ખુવારી થાય છે કોઈ માણસને જોશી કહેશે કે 'તમને અમુક ગ્રહ નડે છે તેથી તમને વેપાર કે નોકરીધંધામાં લાભ મળશે નહિ ' હવે તે માણસ જો વહેમી હોય તો તેનું આવી જ બન્યું સમજો તે ખંતથી પોતાનો ધંધો કરશે નહિ એટલે કુદરતી રીતે જ તે લાભ મેળવશે નહિ મનમાં ને મનમાં તે બળતો રહી શારીરિક કાળજી રાખશે નહિ તેથી તે પોતાનું આરોગ્ય ગુમાવશે જોશી પીડાકારી ગ્રહનું અનુષ્ઠાન કરાવી તેની પાસે નાહકનો ખર્ચ કરાવશે તેટલું નુકસાન વધારાનું સમજવું વહેમોને ઉત્તેજન મળવાથી પ્રજામાં ઘણા દંભ વધી પડે છે કેટલીક સ્ત્રીઓ પોતાને ભૂતડાકણ વળગ્યાનો ઢોંગ કરે છે છોકરી હોય તો તે સાસરે ન જવાને માટે પાખંડ કરે છે કોઈ સ્ત્રી ધુતારાઓની શીખવણીથી ખર્ચ કરાવવાને પાખંડ કરે છે કોઈ ખોટાઈથી ધંધો ન કરવાને ઢોંગ કરે છે કોઈ વ્યભિચારને માર્ગે જવાને પણ એવો ઢોંગ કરે છે કોઈ બીજાના મૂએલા માણસોને ફજેત કરવાને જ પાખંડ કરે છે આ જ

પ્રમાણે કેટલાક બાયલા પુરુષો પણ ભૂતડાકણ વળગ્યાનો અનેક પ્રકારે ઢોંગ લઈ બેસે છે. આ પ્રમાણે ઢોંગની ટીપ તો બહુ લાંબી થઈ જાય પણ આટલાથી જ સમજાશે કે એવા વહેમોથી પ્રજાની કેટલી અધોગતિ થાય છે!

આ જ કારણથી દેશની દાઝ જાણનાર અગાઉના સુધારકો ભારે પ્રયત્ન કરી ગયા છે. ધીરેધીરે સુધારાનો સાર સમજાવનાર આપણા કવિ દલપતરામ લખી ગયા છે કે અહો મનુષ્યને શી રીતે નડી શકે?

"શી જડતી ગ્રહની ગણીએ,
ગ્રહનાથ થયો ચિત્ત ચાહી ચિતારો.
માન ઘટ્યું હનુમાન તણું,
હનુમાન પિતા બન્યો બેલ બિચારો.
તીરથ અર્થ ન સારી શકે,
રાહુ તીરથ દેવ દીઠો દળનારો.
દેવ તણો અધિદેવ ભજો;
અન્ય દેવ ઉપાસન સર્વ વિસારો."

કવિ નર્મદે તો પોતાની ઉગ્ર રીત મુજબ નિબંધને આપેલા મથાળા મુજબ, વહેમને એક યવન ગણી તેની સાથે પ્રચંડ યુદ્ધ આરંભ્યું હતું અને વહેમનો કોટ તોડી પાડનારી લાવણીઓ રચી ભારે આંદોલન જગાવ્યું હતું. ગુજરાત એકલામાં જ નહિ પણ સારા હિંદમાં એવા પ્રયત્નો થયા હતા.

પ્રસિદ્ધ સુધારક મર્હૂમ મહીપતરામેનો જ વર્ણવેલો એક પ્રસંગ જાણવા જેવો છે કે તેઓ અને તેમના એક મિત્ર બંને મુંબઈથી એકી વખતે સાથે જ સુરત આવવા નીકળ્યા. બંનેની પત્નીઓનું સીમંત હતું. બંને પાસે-પાસે રહેતા હોવાથી ઘરમાંથી સાથે જ નીકળ્યા પણ નીકળતી વખતે બિલાડી આડી ઊતરી: શુભ કાર્યાર્થે પ્રયાણ હોવાથી મિત્રે કહ્યું કે આવા અપશુકન થવાથી અત્યારે જવાનું બંધ રાખીએ. મહીપતરામે કહ્યું કે વહેમ હોય તો ભલે તમે ન આવો, હું તો જઈશ જ. તે મુજબ વહેમને ન ગણતાં તે વખતે તેઓ સુરત આવવા નીકળી પડ્યા અને પેલા વહેમી મિત્ર શુભ શુકન જોઈ બીજે દિવસે નીકળ્યા. બન્યું એવું કે જે મિત્રે શુકનને આદર આપ્યો હતો, તેમની પ્રસૂતા પત્ની દૈવયોગે ગુજરી ગઈ અને મહીપતરામનાં પત્નીને ઊની આંચ પણ ન આવી! આવાઆવા જાત અનુભવોથી પ્રજાની વહેમ વિરુદ્ધ ખાતરી કરવાની તેમણે કંઈ કચાશ રાખી ન હતી.

ઉપરના સર્વ સુધારકોમાં તેમના વખતમાં વહેમના નિકંદન માટે સૌથી પ્રબળ પ્રયત્ન સુરતના પ્રસિદ્ધ મહેતાજી દુર્ગારામ મંછારામે કર્યો હતો. મહેતાજી અંગ્રેજી ભણેલા ન હતા છતાં એટલા બધા સંસ્કારી હતા કે તેઓ ભારે સુધારક ગણાઈ ગયા. મહેતાજીનું જીવન-ચરિત્ર મહીપતરામભાઈએ લખ્યું છે તે ઉપરથી જણાય છે કે સુરતમાં મહેતાજી અને તેમના બીજા સુધારક મિત્રોએ 'માનવ-ધર્મ સભા' નામની એક મંડળી ઊભી કરી હતી. એ સભા ધાર્મિક અને સામાજિક સુધારા માટે ભારે આંદોલન જગાવતી હતી. મહેતાજી એ સભાના દફતરદાર હતા. એ સભાને નામે તા. ૨૪–૧૧–૧૮૪૪ ને રોજ મહેતાજીએ એક એવી જાહેર ખબર છપાવી હતી કે 'મંત્રના જોરથી પ્રયોગ, મૂઠ, ચોર ઇત્યાદિ પ્રકારનું જે જાદુ થાય છે, તે નિશ્ચય ખોટું છે અને એ વાતના ભ્રમને લીધે ઘણા લોકો ખરાબ થાય છે. માટે જે કોઈ જાદુગર-મંત્રશાસ્ત્રી આ સભામાં આવીને સર્વનો નિશ્ચય થાય, એવી રીતે જાદુની વાતોમાંથી કોઈ પણ ખરી ઠરાવી આપશે, તેને વીસ રૂપિયા ઇનામ આપવામાં આવશે.' આ જાહેર ખબર શહેરમાં ચકલેચકલે, ભાગોળે અને દરવાજે દરવાજે ચોંટાડી: ઉપરાંત મોટામોટા ગૃહસ્થો તથા મોટા જાદુગરોને ઘેર પણ એક એક એ પ્રત મોકલી. તે ઉપરથી ઠરાવેલી તારીકે સભામાં સંખ્યાબંધ લોકો, નિમંત્રણ

કરેલાં મોટા સરકારી અધિકારીઓ અને ઘણા જ ભુવાઓ આવ્યા હતા પછી મહેતાજીએ ભુવાઓને ઉદ્દેશીને કહ્યું કે હિંમત હોય તેમણે આગળ આવી તેમની વિદ્યાનો ચમત્કાર બતાવવો પણ ભુવાઓનું પોકળ ખુલ્લી જાય તેથી કોઈ પણ ભુવો આગળ આવ્યો નહિ તે ઉપરથી લોકોએ માંહો માંહે ઘોંઘાટ મચાવી ભુવાઓના આગેવાન ગણેમ ઠીની ગોળશેરીના રહીશ ભુવા વજેરામ ગોકળદાસને મેણાં માર્યાં આવી રીતે લોકોમાં આબરૂ જતી રહેવાની બીકથી વજે ભુવો સભામાં હાજર થઈ બોલ્યો કે આજે તો નહિ પણ આવતા રવિવારે હું સભામાં આવીશ અને મંત્રના જોરથી સર્વે સભાસદોના પેટમાં ચૂંક મૂકીશ અને લોહી ઓકાવીશ, પણ આવા કારણથી હું સરકારમાં ગુનેગાર ગણાઈ જાઉં તેથી તમારે મને સરકારી સ્ટેમ્પના કાગળ ઉપર નિર્ભયતાનો દસ્તાવેજ લખી આપવો પડશે મહેતાજીએ પણ દસ્તાવેજ લખવાની કબૂલાત આપી અને વારવાર ઉપરાઉપરી સભાઓ મળવા લાગી તેમાં અસંખ્ય લોકો મળવા લાગ્યા આખરે વજા ભુવાથી કે બીજા કોઈ પણ ભુવાથી મૂઠ મારવાની વાત તો દૂર રહી પણ મહેતાજીનો એક વાળ પણ વાંકો ન થઈ શક્યો આમ ભુવાઓનું પોકળ ફૂટી જવાથી તેઓ લાગ સાધીને મહેતાજીને મરણતોલ મારવાનો ઘાટ ઘડી બેઠા હતા પણ મહેતાજી તો અગાઉથી પોતાના જાનની સલામતી માટે એક પારસી પહેલવાનને અંગરક્ષક તરીકે રાખીને જ બહાર નીકળતા હતા એટલે તેમને ઇજા કરવામાં કોઈ ફાવી શક્યું જ નહિ છેવટે મહેતાજીએ શહેરમાં ઠેકાણે ઠેકાણે સભા મેળવી ભુવાઓની વિદ્યા ખોટી છે એમ ખુલ્લી રીતે જાહેર કરીને લોકોને વહેમથી મુક્ત કર્યાં હતા ખરેખર મહેતાજી જેવા મરદ બહાદુરને આજે આપણે ભૂલી ગયા છીએ, પણ તેમની કીર્તિનો નાશ કદી થશે નહિ

આવા પ્રતાપી પુરુષોના પ્રયત્નથી તેમ જ કેળવણીના વિકાસથી આજે વહેમનું જોર બહુ ઓછું થયું છે છતાં તે સદંતર નાબૂદ થયું નથી દરેક દેશની દરેક પ્રજામાં ઓછા વધારે પ્રમાણમાં વહેમો તો છે જ, પછી ભલે પ્રજા સરકારી હોય કે બિનસરકારી, કેળવણીમાં આગળ હોય કે પાછળ દુનિયાની મુખ્ય મુખ્ય પ્રજાના મુખ્ય મુખ્ય વહેમોનું વર્ણન કરતાં તો લેખ ઘણો લાંબો થઈ જાય માટે તેમ ન કરતાં દુનિયામાં સુધારાની ટોચે ગયેલી અંગ્રેજ પ્રજાનો જ દાખલો લઈએ આપણા ઉપર રાજ્ય કરી ગયેલી પ્રજામાં પણ કેટલાક વહેમો પ્રચલિત છે એ લોકો તેરની સંખ્યાને અપશુકનવાળી ગણે છે બાર એટલે ડઝનની પૂરી સંખ્યા પછીના તેરના આંકડાનો વહેમ એ પ્રજામાં એટલો બધો છે કે ભાડે આપવાની ચાલીમાં તેમ જ આગબોટોમાં તેરમા નંબરની રૂમ હોતી જ નથી, કેમકે તેમાં કોઈ બેસે જ નહિ, જેથી બાર પછી ચૌદ નંબરની જ રૂમ હોય છે! સામાન્ય પ્રજા તો શું પણ પાર્લામેન્ટના વિદ્વાન મેમ્બરો પણ એ અપશુકન ભરેલા આંકડાના વહેમથી મુક્ત નથી આઇરિશ ફ્રી સ્ટેટ જુદું પડતાં પહેલાં જ્યારે આયર્લંડને સ્વતંત્રતા આપવાને વડા પ્રધાને તેરમી તારીખે પાર્લામેન્ટ બોલાવવાનું નક્કી કર્યું હતું ત્યારે એ તારીખ ફેરવવા માટે આઇરિશ સભ્યોએ ભારે આંદોલન ઉપાડ્યું હતું તેને પરિણામે તે તારીખ ફેરવવી પડી હતી એ જૂનો હેવાલ તે વખતના વર્તમાનપત્રમાં વાંચીને આપણા દેશના વિદ્વાન લોકો પણ આશ્ચર્યચકિત થયા હતા મતલબ કે દરેક પ્રજામાં ઓછુંવધારે માનસિક વહેમી વલણ હોય છે, છતાં પણ હાલના જમાનામાં વહેમોના અતિ જૂના સંસ્કારનો આપણે ત્યાગ કરવો જ ઘટે છે

☆

# શંકર શાસ્ત્રીનું સત્ય

શ્રી. જ. મ. આશર
એમ. એ. એલએલ. બી.

સત્યાર્થીની રોજનીશી એવી સચ્ચાઈથી લખાઈ હોય કે તેમાં માનવીમા રહેલા દેવ ને દાનવ બનેનું પ્રતિબિંબ પડે. હૃદયના અરિસામાં જે કંઈ દેખાયે તેનો યથાતથ પડઘો પાડનાર આ સાહિત્યપ્રકારમાં સત્યનો રણકો સંભળાય છે ને એટલે જ આ પ્રકાર આપણને વધુ આકર્ષે છે. સત્યના નારાયણની આરાધના માનવી પાસે કેટલી સૂક્ષ્મ સભાન જાગૃતિ માગી લે છે તેની પ્રતીતિ લેખકે એક નોકરિયાતની નોંધપોથીનાં બે જ પાનાં આપીને અહીં ઠીક રીતે કરાવી છે. આમાં સુંદર વાર્તાતત્ત્વ પણ છૂપાયેલું છે.

**તા. ૨૩-૫-૪૯**

આજે રવિવાર હોવાથી ઑફિસમાં રજા હતી, એટલે કાંઈક નિરાંત હતી; તેથી સાંજે પાંચ વાગે ગીતા-પાઠશાળામાં શંકર શાસ્ત્રીનું વ્યાખ્યાન સાંભળવા ગયો. શંકર શાસ્ત્રી વિદ્વાન છે તેની ના નહિ, પરંતુ તેમને પણ આજના જમાનાનો થોડોક વા લાગ્યો છે. વ્યાખ્યાન કરતાંકરતાં તે આજકલના ભાષણ કરનારની જેમ વાતનું વતેસર કરી નાખે છે; નાની વાતને મોટી બનાવી મૂકે છે. આથી જ સત્ય ઉપર બોલતાં તેમણે કહી નાખ્યું, 'સત્ય બોલવું અઘરું છે, આપણે એક દિવસમાં અનેક જૂઠાણાં ચલાવીએ છીએ; ચોવીસ કલાકમાં એકેયવાર અસત્ય ન બોલ્યો હોય તેવો માણસ મળવો મુશ્કેલ છે.' આ સાંભળીને મને તો હસવું જ આવ્યું! થયું કે ઊભો થઈને શાસ્ત્રીજીને કહી દઉં, 'વાહ, શાસ્ત્રીજી વાહ! તમે પણ ઠીક હાંકે રાખો છો!' પણ બીજી જ પળે વિચાર આવ્યો કે આ રીતે શાસ્ત્રીજીને ઉતારી પાડવાનો કાંઈ અર્થ નથી. એકવાર ચોવીસ કલાક સુધી અસત્ય નહીં જ બોલાયું તેની પૂરેપૂરી ખાતરી કરીને જ શાસ્ત્રીજીના ઊધડા લેવા. આવતી કાલે ભૂલેચૂકે પણ અસત્ય ન બોલાય તેવો મક્કમ નિર્ધાર અત્યારે કરું છું.

*

**તા. ૨૪-૫-૪૯: રાતના નવ**

ત્યારે શું શાસ્ત્રીજી સાચા હતા? સત્ય બોલવું આટલું બધું અઘરું છે તેની ખરેખરી પ્રતીતિ મને માત્ર એક દિવસમાં જ થઈ ગઈ! ઊઠ્યો ત્યારે તો મક્કમ નિર્ણય કર્યો હતો કે આજે ભૂલેચૂકે પણ અસત્ય બોલવું નથી. પણ આ નિર્ણયને હું વળગી રહી શક્યો નહિ તે કબૂલ કર્યા સિવાય છૂટકો નથી. મારી દિનચર્યાનો શબ્દેશબ્દ તેની ખાતરી આપે છે:

રોજ તો હું લગભગ છ વાગે ઊઠું છું, પણ આજે જરા વહેલો ઊઠ્યો હતો. ઊઠતાંવેંત જ સત્ય બોલવાના નિર્ણયનું સ્મરણ થયું અને તે નિર્ણયને મક્કમપણે વળગી રહેવાનું મનમાં નક્કી કર્યું; તેથી સ્વાભાવિક રીતે જ મારા વદન પર સહેજ ગંભીરતાની રેખાઓ છવાઈ ગઈ હતી આ જોઈ વિભાવરીએ પૂછ્યું, 'કેમ, આજ કાંઈ અત્યારમાં વિચારે ચડ્યા છો? શું વિચારો છો?' મારો નિર્ણય-મક્કમ નિર્ણય જણાવું તો પત્ની મારી મૂર્ખતા પર હસી જ પડે અને સાંજ સુધી મને ચીડવ્યા જ કરે; એટલે સાચી વાત કહેતાં મને જરા ક્ષોભ થયો અને મે કહી નાખ્યું, 'કાંઈ નહિ, અત્યારમાં વળી વિચાર શા હોય?...આ દૂધવાળો ક્યારે આવશે તેના વિચારમાં પડી ગયો હતો.'

'આમ તો દૂધવાળો કદી સાડા છ પહેલાં આવતો જ નથી પણ આજે હું કાંઈક વહેલો ઊઠ્યો હતો તેથી દૂધવાળો આજે ખૂબ જ મોડો પડ્યો છે એમ મને લાગ્યુ એટલે દૂધવાળો આવ્યો કે તુરત જ મે તેનો ઊધડો લીધો, 'શું મેજરોજ મોડો ચાલ્યો આવે છે? કેટલું બધુ મોડુ થઈ ગયુ છે?' દૂધવાળાએ મને શાંતિથી ખાતરી આપી કે તે તો રોજના સમયે જ આવ્યો છે પણ હું શાનો માનુ? મે કહ્યું 'રોજ તો છ વાગ્યામાં આવે છે ને આજે સાત વાગવા આવ્યા, છતાં તું સમયસર જ આવ્યો છે એમ મને મનાવ્યા કરે છે!' દૂધવાળાને જવાની ઉતાવળ હતી તેથી તે 'અમારી પાસે કાંઈ ઘડિયાળ થોડી જ છે?' એમ કહી ચાલતો થયો પણ પછી ઘડિયાળમાં જોયું તો હજું સાડાછમાં પાંચ મિનિટ ઓછી હતી!

હજુ ચા-પાણી પીને જરા પરવાર્યો ત્યાં જ પાડોશીનો છોકરો આવ્યો, 'કાકા, કાલનુ છાપુ આપો તો.' વર્તમાનપત્રની રોજરોજ ભીખ માગતા આ પાડોશી પ્રત્યે મને ઘણા સમયથી તિરસ્કાર છે છાપુ વાંચવુ હોય તો પૈસા ખરચી છાપુ ખરીદી લેવુ જોઈએ એમ હુ દઢપણે માનુ છુ છતાં યે આ ગૂદરિયા પાડોશીને છાપુ આપવાની ચોખ્ખી ના પાડી શકતો ન હતો 'હજુ છાપુ વાંચવાનુ બાકી છે, છાપુ તો ઈશ્વરભાઈ લઈ ગયા છે, હજુ તો છાપુ હમણાં જ આવ્યુ, થોડીવાર પછી લઈ જજો, છાપુ ક્યાંક મુકાઈ ગયુ છે' વગેરે બહાનાં કાઢી હું આ પાડોશીની ભીખ માગવાની ટેવ ભુલાવવા અનેકવાર પ્રયત્ન કરતો, પણ પાડોશી મને ટપી જાય તેવા હતા, તેઓ છાપુ ન મળે ત્યાંસુધી છોકરાને આંટા ખવડાવ્યા જ કરતા ને મારે છેવટે છાપુ આપવુ જ પડતું છતાંયે આજે તેમના છોકરાને પાછો વાળવાના ઇરાદાથી મે વગર વિચાર્યે કહી દીધુ, 'છાપુ બંધ કર્યું છે તેથી તારા બાપાને કહી દેજે કે હવે અહીં છાપુ આવવાનુ નથી' પણ સામે ખુરશી પર જ પડેલા છાપાને છોકરાએ જોયું ને બોલ્યો, 'પણ કાકા, છાપુ તો એ સામે ખુરશી પર પડ્યુ જૂઠુ શા માટે બોલો છો? ન આપવુ હોય તો ચોખ્ખી ના પાડી દો ને!' અને મારો પિત્તો ગયો, 'હવે રાખ રાખ, એક તો સવારના પહોરમાં છાપુ લેવા આવે છે ને પાછો મને જૂઠાબોલો કહે છે?'

'પણ હું ક્યાં જૂઠુ કહુ છુ? છાપુ આ રહ્યું!' છોકરો સાચો હતો, છતાં યે મે નાકુ પકડી રાખી કહ્યુ, 'હવે એ તો ગયા મહિનાનુ છે, જૂનુ છે!'

હજુ, આ છાપા પ્રકરણનો વિચાર કરુ છુ ત્યાં તો 'એ દૂધી, કારેલાં, ગુવાર, ભી ડો આ વ્યા' નો સાદ સાંભળ્યો ને સાથેસાથે 'એ જરા શાકવાળાને બોલા વજો' નો વિલાવરીનો અવાજ પણ સંભળાયો શાકવાળાએ ડેલીમાં દાખલ થઈ પોતાનુ પોટકુ છોડ્યુ

'આ ગુવાર કેમ આપ્યો?' મે પૂછ્યુ 'બે આને શેર' શાકવાળાએ કહ્યું 'હવે લે, બે આના તે કાંઈ હોય? ગામમાં એક આને શેર મળે છે ને તુ બે આના શાનો માગે છે?' મે કહી નાખ્યુ ખરુ જોતાં હુ છેલ્લા એક અઠવાડિયાથી ગામની શાક-મારકીટમાં ગયો જ ન હતો અને તેથી મને ગામના ભાવની કાંઈ જ ખબર ન હતી, છતાં યે મે ગબારો ચલાવ્યો ને પરિણામે ગુવાર દોઢ આને શેર મેળવ્યો!

આમ સવારથી જ મારો મક્કમ નિર્ણય ઢીલો થતો જતો હતો, પણ આના પર પૂરો વિચાર કરવાનો મને સમય ન હતો કારણકે આજે તો વેળાસર ઑફિસે જવાનુ

હતું. આમ તો ઑફિસનો સમય અગિયાર વાગ્યાથી શરૂ થાય છે, પણ અમારા ઉપરી સાહેબ સાડાબાર પહેલાં કદી ઑફિસે આવતા નહિ એટલે 'મોટા કરે તેમ કરવું' એ ન્યાયે મેં પણ ઑફિસમાં બાર વાગ્યા પહેલાં હાજર ન થવાની ટેવ પાડી હતી. એટલે રોજની માફક આજે પણ હું બાર વાગે ઑફિસે પહોંચ્યો. પણ જતાંવેંત જ આજે ઑફિસના વાતાવરણમાં કોઈ જાદુઈ રીતે ફેરફાર થઈ ગયો હોય એમ મને લાગ્યું. સાધારણ રીતે ઝોલાં ખાતા પટાવાળાઓ ટટ્ટાર થઈ બેઠા હતા, કારકુનો ટોળે વળી ગપ્પાં મારવાને બદલે સૌ સૌના ટેબલ પર કામે લાગી ગયા હતા! ઓરડામાં દાખલ થયો કે તુરત જ ઉપરી સાહેબનો પટાવાળો આવ્યો ને મને કહ્યું, 'ચાલો, સાહેબ બોલાવે છે!' સાહેબ આટલા વહેલા આવે તે મારા માન્યામાં આવતું ન હતું. પણ સાહેબ આવી ગયા હતા તે ચોક્કસ હતું. મને પાછળથી ખબર પડી કે આજે અમારા સાહેબના ઉપરી સાહેબ બરાબર અગિયાર વાગે ઑફિસમાં પધાર્યા હતા અને ઑફિસમાં કોઈ હાજર ન હતું તેથી ગુસ્સે થઈને તેમણે ટેલિફોન કરી અમારા સાહેબને બોલાવી મંગાવ્યા હતા. ઑફિસમાં સમયસર હાજર ન થવા માટે તેમને થોડો ઠપકો પણ આપ્યો હતો અને પરિણામે અમારા સાહેબ પોતાનો ગુસ્સો અમારા પર ઠાલવી બદલો લેતા હતા. હું સાહેબ પાસે પહોંચ્યો કે તુરત જ તેમણે પૂછ્યું: 'કેમ મોડા આવ્યા? મોડા આવ્યાનો લેખિત ખુલાસો આપવો પડશે.' ઘડીભર તો થઈ ગયું કે કહી દઉં, 'રોજના સમયે જ આવ્યો છું, આપ રોજ સાડા બારે આવો છો એટલે અમે બધા કદી બારથી વહેલા આવતા જ નથી; એટલે મોડા થયાનો પ્રશ્ન જ અસ્થાને છે.' પણ આમ કહું તો નોકરીને જરૂર ધક્કો લાગે; કારણકે ખરી રીતે તો અગિયાર વાગ્યે તો આવવું જ જોઈએ તેથી મેં ગાળા ચાવતાં કહ્યું: 'આજે જરા કામ હતું—મહેમાન હતા—તેથી થોડું મોડું તો થયું જ હતું; તેમાં વળી બસ ચૂકી ગયો એટલે જરા વધારે મોડું થયું.' સાહેબ આ ખુલાસાની પોકળતા સમજતા હતા છતાં યે તેમણે 'જાઓ, કામ કરો, કાલથી બરાબર સમયસર આવજો.' કહી ટૂંકમાં પતાવ્યું.

છુટકારાનો દમ ખેંચી હજુ મારા ટેબલ પાસે પહોંચું તેવામાં જ પાછો સાહેબનો પટાવાળો આવ્યો ને હું સાહેબ પાસે હાજર થયો. 'કાં પેલો સાંજવાળો કાગળ તૈયાર છે ને?' સાહેબે પૂછ્યું. સાહેબ એક અગત્યના કાગળ વિષે પૂછી રહ્યા હતા, પણ હજુ તો મેં આ કાગળ પર નજર સરખી યે કરી ન હતી; છતાં યે મેં જવાબ આપ્યો: 'હા, તૈયાર જ છે, હમણાં જ લાવું છું.'

પછી તો ઑફિસમાં એવા કેટલા યે નાના નાના બનાવો બન્યા કે તેમાં મારે મારી દૃઢ પ્રતિજ્ઞાને વિસારે પાડવી પડી. આ બધા પર વિચાર કરતોકરતો હું ઘેર પહોંચ્યો કે તુરત જ વિભાવરીએ પૂછ્યું: 'તમે મનુભાઈને ત્યાં જઈ આવ્યા?' અને મારાથી 'હા' પડાઈ ગઈ. ખરું જોતા ઑફિસની ઉપાધિમાં ને ઉપાધિમાં મનુભાઈને ત્યાં જવાનું છે તે વસ્તુ જ હું ભૂલી ગયો હતો!

અત્યારે વિચાર કરતાં લાગે છે કે સત્ય બોલવું અઘરું છે; સત્ય બોલવાનો આગ્રહ રાખનારે સતત જાગ્રત રહેવાની જરૂર છે. શંકરશાસ્ત્રીની વાત તદ્દન સાચી છે.

★

# જપયજ્ઞ

શ્રી વ્રજલાલ ચુનીલાલ જાની

આંતરિક શાંતિ મેળવવાનું એક અમોઘ સાધન તે નામોચ્ચાર કે નામસ્મરણ છે અગાઉના એક અંકમાં તેનો મહિમા આપણે જોયો છે સાચો ભક્ત એ નામોચ્ચારને કેવી રીતે ને કયા પ્રકારે વ્યવહારમાં ઉતારી શકે તે સ્વાનુભવપરથી લેખકે અહીં સમજાવ્યું છે

"यज्ञानाम् जपयज्ञोऽस्मि"

શ્રીકૃષ્ણભગવાન જપયજ્ઞને પોતાનું સ્વરૂપ કહે છે આનાથી વધારે વખાણ બીજા ક્યાં હોઈ શકે? તેથી સંત જ્ઞાનેશ્વર કહે છે કે દરેક પ્રકારનો યોગ કરીને જ્યારે જીવ થાકે છે ત્યારે તે નામસ્મરણનો આશ્રય લે છે

અનેક સંતો, ભક્તો અને ઋષિઓએ નામસ્મરણનો અપાર મહિમા ગાયો છે રામ કરતાં નામ મોટું છે એમ શ્રીતુલસીદાસજી કહે છે મહાત્મા ગાંધીજી રામનામના જપ ઉપર ખૂબ જ ભાર મૂકતા હતા, અને શારીરિક સ્વાસ્થ્ય પણ રામનામજપથી પ્રાપ્ત થઈ શકે એમ તેઓ કહેતા હતા

જપયજ્ઞ શી રીતે શારીરિક અને માનસિક સ્વસ્થતા આપે છે તે આપણે જોઈએ

નામસ્મરણ સર્વરોગનાશક છે એ તો જે અવિરત ઉત્સાહથી પ્રયત્ન કરે તેને જણાયા સિવાય નહિ રહે

સમાજથી સંકોચ કે શરમ રાખ્યા વિના મોટે સ્વરે નામસ્મરણ કરવું જોઈએ કોઈ સ્થળે કે સમયે યોગ્ય વિવેકબુદ્ધિ વાપરીને બની શકે તેટલા સૂક્ષ્મ અવાજે, મોટેથી બોલીને પણ વાચિક જપ જ કરવો જોઈએ તેવો વાચિક જપ કર્યા વિના જપ ગળે ઊતરતો નથી, અર્થાત્ મનમાં શ્રીભગવન્નામ નિરંતર બોલાતું રહે એવું બનતું નથી. વાચિક જપ કરતી વખતે પણ મન તો બીજા અનેક વિચારવમળોમાં આપણને ખેંચી જતું હોય છે, તે વખતે સ્પષ્ટ જણાય છે કે અંદર ઊપજતો વિચારોનો અવાજ આપણા મોટેથી બોલાતા નામસ્મરણના અવાજ કરતાં મોટો હોય છે પણ વાચિક જપ મનને વશ કરવામાં અથવા વિચારઘોડા દોડતા અટકાવવામાં મદદ કરે છે

લોકોનો ઘણો મોટો ભાગ તો એમ જ માને છે કે માનસિક જપ કરવો યોગ્ય છે, તેથી તેવો ઉપદેશ પણ આપે છે પણ અનુભવે એમ જણાશે કે જ્યાંસુધી મન સંપૂર્ણ વશ ન થાય ત્યાંસુધી અખંડ નામસ્મરણ થઈ શકતું નથી થોડીક પળો નામસ્મરણ અંતરમાં થતું જણાય પણ ક્યારે વિચારપ્રવાહમાં તણાઈ જવાય છે તેની ખબર રહેતી નથી પણ જો નામસ્મરણ મોટેથી કરીએ તો તે અવાજ મનને ખીલે બાંધવાના પ્રયત્નમાં મદદ કરે છે

મોટેથી નામસ્મરણ કરનારને લોકો કહે છે કે 'ભક્તિ તો મનમાં થાય એમાં બીજાને સંભળાવીને શું કામ? એ તો દેખાવ ને ડોળ કહેવાય.'

આવી શિખામણમાં આપણને આંતરિક નિરીક્ષણ કરવાની તક મળે છે તે વખતે ઝીણવટથી તપાસવું કે કયા હેતુથી આપણે જપ કરીએ છીએ દેખાવ ખાતર કરતા હોઈએ તો તે હેતુ કાઢી નાખવો પણ ઉચ્ચ સ્વરથી સ્મરણ કરવાનું ન મૂકવું

કેટલીક વખત એમ પણ બને કે આજુબાજુના લોકોને આપણો વાચિક જપ

કંટાળો આપે. તે વખતે દૂર જવું; દૂર જઈ શકાય તેમ ન હોય તો અવાજ બહુ જ ધીમો કરવો અને છેવટે કોઈ જાતનો છૂટકો ન હોય તો જ માળાનો આધાર લેવો અથવા શરીરનું કોઈ પણ અંગ સતત હલાવ્યા કરીને તેની સાથે જપની ધારણા રાખવી. કોઈ પણ ઉપાયે નામસ્મરણમાં અખંડિતપણું રહે તે અગત્યનું છે.

વાચિક જપથી શ્વાસોચ્છ્વાસ લાંબા થતા જાય છે અને ફેફસાંમાં વધારે પ્રમાણમાં શુદ્ધ હવા જાય છે. ફેફસાંના નીચેના ભાગોમાં સામાન્ય રીતે હવા ભરાઈ રહે છે. તે હવા આપણે ફેફસાં સંકોચીને બહાર ન કાઢીએ તો એમને એમ નીકળતી નથી. પરિણામે એટલી અશુદ્ધિ રહે છે. પણ મોટેથી નામસ્મરણ કરવાથી પ્રાણાયામ આપોઆપ થાય છે એટલે ફેફસાં મજબૂત થાય છે અને તેથી શરીર પણ સાથોસાથ શુદ્ધ થવાથી સ્વસ્થ થતું જાય છે.

આયુષ્યની મર્યાદા શ્વાસોચ્છ્વાસની સંખ્યા ઉપર આધાર રાખે છે, વર્ષોની સંખ્યા ઉપર નહીં. એ વાત જો સાચી હોય તો વાચિક જપ શારીરિક સ્વાસ્થ્ય વધારીને શ્વાસોચ્છ્વાસની સંખ્યા ઘટાડીને આયુષ્યની મર્યાદા વધારવામાં સહાયભૂત થાય છે. જેટલે અંશે પ્રાણની સ્થિરતા વધતી જાય તેટલે અંશે મનની સ્થિરતા વધે. મનની સ્થિરતા વધવી એટલે ત્રણ ગુણો (સત્ત્વ, રજ, તમ,)ની શુદ્ધિ થવી અને વ્યવસ્થા થવી. જેમજેમ ત્રણે ગુણો શુદ્ધ અને વ્યવસ્થિત થતા જાય તેમ કફ, વાત, પિત્ત પણ શુદ્ધ અને વ્યવસ્થિત થાય. આવી રીતે કાળક્રમે શારીરિક સ્થિરતા મનને સ્થિર કરે અને માનસિક સ્થિરતા શરીરને વધારે સ્થિર કરે.

વાચિક જપ કંઠ શુદ્ધ બનાવે છે. શરૂઆતમાં ગળામાં સહેજ બળતરા થાય છે, અવાજ જાડો થાય છે, પણ સતત પ્રયત્ન કરતાં કરતાં, માત્રા વત્તીઓછી કરતાંકરતાં ટેવ પડી જાય છે. જો બની શકે તો હિમજનું સેવન કરવું. મોઢામાં તેનાં ટુકડા રાખીને થૂંક ઉતારતા રહેવું અને સવારમાં કે રાત્રે બારીક ચૂર્ણ, સાફ ઝાડો આવે એટલા પ્રમાણમાં, લેવાથી ગળું સાફ રહેશે. અખંડ નામઘોષથી કંઠમાં મધુરતા અને બળ પેદા થાય છે.

ઉચ્ચ સ્વરે અખંડ નામ સ્મરણ કરવાથી ગુદા પ્રદેશથી બ્રહ્મરંધ્ર સુધીમાં સતત ધ્રુજારી (અં વાઈબ્રેશન) રહ્યા કરે છે. તે ધ્રુજારીના ઊર્ધ્વગામી પ્રવાહથી, અન્નનળી તથા શ્વાસનળી સાફ થયે જાય છે અને આંતરડાં પણ સંકોચ–વિકાસ થવાથી શુદ્ધ થાય છે. પણ આ ક્રિયા એટલી ધીમી હોય છે કે બહુ લાંબે સમયે તેનું પરિણામ દેખાય છે.

દીર્ઘ શ્વાસોચ્છ્વાસથી, ઉચ્ચ સ્વરે સ્મરણ કરવાથી છાતીના મધ્ય ભાગમાં લક્ષ રહે છે, જે સાધક માટે અત્યંત જરૂરી છે.

ઉચ્ચ સ્વરે નામ સ્મરણ કરવાથી આજુબાજુના નાનાનાના અવાજ સંભળાતા નથી તેથી મનને શાંત કરવામાં સરળતા અને મદદ મળે છે.

બુદ્ધિ અને વિજ્ઞાનના આ યુગમાં માત્ર 'શ્રદ્ધા રાખો' એમ કહેવાથી નામસ્મરણમાં ઝટ શ્રદ્ધા આવતી નથી તેથી એક જ મંત્રના અખંડ રટણથી માનસિક શક્તિ કેવી રીતે વિકસે છે તે વિચારવું જોઈએ.

શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ 'સંસાર અને ધર્મ'માં જપ ઉપર એક મનનીય લેખ આપ્યો છે તે ખાસ વાંચીને મનન કરવા યોગ્ય છે. તેમાં આપેલો 'સંકલ્પ-સિદ્ધિ'નો લેખ પણ ઉપયોગી છે.

અમુક સંકલ્પ કરીને જપ અવિરત

કરવામાં આવે અને પ્રત્યેક નામોચ્ચારે તે સંકલ્પ તરફ લક્ષ રહે તો આંતરબાહ્ય સંયોગોમાં આશ્ચર્યકારક ફેરફાર થયા વિના ન રહે

જેટલે વિશેષ અંશે જપ અખંડિત રહે તેટલે અંશે સ્વભાવદોષ થતો અટકે તે અનુભવે જ જણાય તેમ છે

જપયજ્ઞ પ્રકૃતિનું દિવ્ય રૂપાંતર કરે છે આપણા શરીરમાં પ્રત્યેક પળે જન્મ અને મરણક્રિયા ચાલુ હોય છે તેથી જે મનુષ્ય પોતાની આંતર તથા બાહ્ય પ્રકૃતિનું દિવ્ય રૂપાંતર કરવા ઇચ્છતો હોય તેણે પ્રત્યેક પળે નામસ્મરણ કરવું જોઈએ

વાણી ચાર જાતની કહેવાય છે પરા, પશ્યંતી, મધ્યમા ને વૈખરી વૈખરી વાણીનો જપ સિદ્ધ થયા વિના બાકીની ત્રણ સૂક્ષ્મ વાણીનો જપ સિદ્ધ થઈ શકે જ નહીં અખંડ વાચિક જપ એ પાયો છે

અખંડ વાચિક રાખવા માટે માત્ર જરૂર પૂરતું જ બોલવું અને મનમાં અનેક જાતના વિચાર ઉદ્ભવે ત્યારે સારાસારતાનો વિવેક રાખી યોગ્ય વિચારો જ વાણીમાં વ્યક્ત કરવા અને તાત્કાલિક આચારમાં ન મૂકવાના હોય એવા ભવિષ્યના તથા ભૂતકાળના વિચારોની સાંકળમાં ન સપડાવું અને ભાન રાખીને તે સાંકળ તોડતા રહેવું

બોલતી વખતે જપયજ્ઞ અખંડ રહેવા માટે નાની માળા કે આંગળીના વેઢા ઉપર ધ્યાન રાખવું વાતચીત પૂરી થાય કે તરત જ વાચિક જપ ચાલુ કરી દેવો અભ્યાસ થતાં આ વસ્તુ સરળ થશે

પોપટની માફક માત્ર શાબ્દિક જપ ન થાય તે વારંવાર જોતાં રહેવું, જો કે તેવો જપ પણ વ્યર્થ નથી જતો તાલ, લય, સ્વર અને માત્રામાં વારંવાર સભાન ફેરફાર કરતા રહેવાથી મન ભમતું અટકે છે

બીજું, એકપુટી, દ્વિપુટી, ત્રિપુટી, ચતુષ્પુટી (એમ આગળ વધી શકાય) જપ કરવો, અર્થાત્ બબ્બેના જોડકામાં મંત્ર બોલવો, ચારચાર ઉચ્ચાર-ભાગ પડતા હોય એમ મંત્રનું રટણ કરવું આમ વારંવાર બદલાતા રહેવું

ત્રીજું, કોઈ પણ શારીરિક અંગનું હલનચલન જપની ધારણા સાથે થાય તો યે ઠીક પડે છે

ચોથું, સવારના વહેલા ઊઠીને શાંત વાતાવરણમાં નામોચ્ચાર કરવાથી સારી શાંતિ થાય છે તે વખતે ઊંઘ આવે તો ચાલવું, દોડવું, કૂદવું-પણ જાગૃતિ રાખવી

કામ કામને શીખવે છે, એમ જે એક વખત શરૂઆત કરે છે તે તો પોતાનો ગુરુ બનતો જ જાય છે એટલે પછી તો કેમ કરવું તેના ઉપાયો એને મળતા જ જાય છે મન હોય તો માળવે જવાય.

આપણું ધ્યેય તો એ છે કે અંતરમાં ઉદ્ભવતા વિચારોને બદલે એક મંત્ર સિવાય બીજું કંઈ જ અંદરથી ન સંભળાય તેથી નામોચ્ચારમાં ધ્યાન રહે એવું કરતા રહેવું નામોચ્ચારમાં ધ્યાન રહે તો જે સંકલ્પ લઈને કરતા હોઈએ તેમાં ધ્યાન રહે ને એમ ઉત્તરોત્તર એકાગ્રતા જામે

શ્રીપતંજલિ મુનિ યોગસૂત્રમાં યોગની વ્યાખ્યા આપતાં કહે છે योगश्चित्तवृत्तिनिरोध। એનો અર્થ એમ ઘટાવી શકાય કે જ્યારે આપણામાં અનંત જન્મોના પડેલા સંસ્કારોને લીધે અનંત જાતની વૃત્તિઓ ઊઠતી હોય, તેને અટકાવી દેવાની શક્તિ પ્રાપ્ત કરી શકીએ ત્યારે પ્રભુ સાથે યોગ એટલે મિલન થાય

વૃત્તિનિરોધ કરવાનો રાજમાર્ગ અખંડ નામસ્મરણ છે આ જમાનામાં લોકોને એક

ઠેકાણે નિરાંતે બેસીને સાધના કરવાનો સમય ઘણો ઓછો મળે છે, તેથી આ સાધન બહુ સરળ છે; કારણકે કામ તો હાથપગ વગેરે કર્મેન્દ્રિયો અને બોલવાનું ન હોય ત્યારે જીભ સિવાયની ચાર જ્ઞાનેન્દ્રિયો કરે છે.

પ્રશ્ન થાય કે નામોચ્ચાર કર્યા કરીએ તો જે કામ વિચાર કરીને કરવા જેવું હોય તેમાં ખામી આવે, પણ આ શંકા પાયા વગરની છે એમ અનુભવે જણાશે. વાંચવું, લખવું, નકલ કરવી વગેરે કાર્યો, સુંદર અને સરસ રીતે, વાચિક જપ કરતાંકરતાં પણ થઈ શકે છે.

શાંત વાતાવરણમાં અથવા જ્યારે યોગ્ય લાગે ત્યારે તંબૂરો, મંજિરાં કે કરતાલ સાથે નામધૂન કરવાથી તલ્લીન થવામાં સારી મદદ મળે છે.

જે જીવ નિર્મળ ને શાશ્વત આનંદ પ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છા સેવતો હશે તે જ જીવ શ્રીભગવન્નામોચ્ચાર અખંડ કર્યા કરશે અથવા પ્રયાસ કરશે. જે મનુષ્યને શ્રીમદ્ રાજચંદ્ર કહે છે તેમ—

હું કોણ ને ક્યાંથી થયો શું સ્વરૂપ છે મારું ખરું?
કોના સંબંધે વળગણાં છે; રાખું કે એ પરહરું?

આવી જાતના પ્રશ્નો જાગ્યા હશે તે જ મનુષ્ય, જે સંયોગોમાં પોતે અત્યારે હશે, તે જ સંયોગોમાંથી ભાગી છૂટવાની વૃત્તિ કર્યા વિના શ્રીભગવન્નામોચ્ચારનું અમોઘ સાધન અખંડ રીતે હૃદયમાં ધારણ કરવાનો સરણિયો પ્રયત્ન કરશે.

શ્રીભગવન્નામોચ્ચારનું ફળ ક્યારે મળશે એવો પ્રશ્ન ઊઠે તો તેનો સચોટ જવાબ માત્ર એક જ છે, કે એવો પ્રશ્ન ઊઠતો બંધ થશે ત્યારે અર્થાત્ વૃત્તિનિરોધ કરવાની શક્તિ પ્રાપ્ત થશે ત્યારે.

ભૂતકાળ તથા ભવિષ્યકાળ જોવાની જરૂર નથી, જરૂર છે માત્ર વર્તમાનકાળ કેવી રીતે ગાળીએ છીએ તે જોવાની—અખંડિતપણું જળવાય છે, કે નહિ તે જ જોવાની જરૂર છે.

નામસ્મરણ કરતાંકરતાં જ ઊંઘવું, જાગતાંની સાથે જ નામસ્મરણ શરૂ કરવું તે ઠેઠ ઊંઘતા સુધી બંધ ન પડે. આમ કરનારને નામસ્મરણનો પ્રતાપ ને પ્રભાવ કેવો છે તેની સમજણ પડશે.

★

હિન્દમાંના રશિયન એલચી શ્રી. કિરિલ નોવીકોયે રાજાજી ગવર્નર જનરલ નિમાયા ત્યારે મુલાકાત લેવા જતાં 'નેક નામદાર' (અં. યોર એક્સલેન્સી) શબ્દથી સંબોધ્યા.

સામ્યવાદના એલચી તરફથી આ સંબોધન થતાં રાજાજીએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'અમે ક્રાન્તિ પછી એ રિવાજ છોડી દીધો હતો પણ અમને લાગ્યું કે એ અમારી ભૂલ હતી.' એલચીએ કહ્યું.

'શું? ક્રાન્તિ એ તમારી ભૂલ હતી?' રાજાજીએ કટાક્ષ કર્યો.

×

મહાત્માજી જેના વિચારોમાંથી અવારનવાર પ્રેરણા લેતા તે અમેરિકી ફિલસૂફ થોરો મરવા પડ્યો ત્યારે તેની દૂરની એક કાકી મળવા આવેલી. તેણે પૂછ્યું: 'ઈશ્વર પાસે શાંતિ માગતી પ્રાર્થના કરી લીધી કે બેટા?'

'અમે કદી ઝઘડ્યા હોઈએ એવું મને તો હજુ સાંભરતું નથી.' થોરોએ કહ્યું.

×

# કસ્તૂરી મૃગ

શ્રી શંકરપ્રસાદ છ રાવળ

પ્રજાસત્તાક રાજ્યમા જે સુખશાંતિ મેળવવાની આપણે આશા રાખીએ તેના કરતા યે વધુ સુખ ને વધુ ચેન ક્યારેક રાજાશાહીમા ભૂતકાળની પ્રજાએ માણ્યા છે તેવા આદર્શ દાખલો તો છે રામ રાજ્યનો તદપિ વીર વિક્રમ તથા રાજા ભોજે પણ પ્રજાના હૃદય-સિંહાસન ઉપર પોતાનું આસન પ્રાપ્ત કર્યું છે જ વિક્રમ જો વીરત્વનો ઉપાસક હતો તો ભોજરાજા આપણી સંસ્કૃતિના પ્રતિબિંબરૂપ હતો નગરચર્ચા નિહાળવા નીકળેલા રાજાને એક બ્રાહ્મણ કુટુંબનો કેવો અનુભવ થયો તે લોકકથા લેખકે અહીં સંસ્કારીને રજૂ કરી છે

માળવદેશની રાજધાની ધારાનગરીમાં ભોજરાજા રાજ્ય કરતો હતો માળવી પ્રજાને પોતાના પેટની પ્રજા જેમ એ પાળતો પ્રજાવર્ગમાં બુદ્ધિશાળીની એ પૂરી પરીક્ષા કરતો અને તેને ઉદારતાથી ઇનામ આપી તેની બરાબર કદર કરતો. પ્રજાની હિલચાલની ને સુખદુઃખની એ વિશ્વાસપાત્ર ગુપ્તચરો મારફત ચોકી કરતો ઘણી યે વાર એ વેશ બદલી જાતે નગરચર્ચા કરતો બહાર લટાર મારી આવતો.

રાજાએ એક વખત અડધી રાત ગઈ ને અંધારપિછોડી ઓઢી લીધી, કેશ છૂટા મૂક્યા, ધનુષ્યબાણ ધારણ કર્યા અને ફડફડાટ બહાર નીકળી પડ્યો

'લાવ, જોઉં તો ખરો, મારો ભડ ખેડૂત વર્ગ કેવોક સુખી છે,' એમ વિચારી એ એક પાટીદારોની શેરીમાં પેઠો ઘેરઘેર દીવાઓ બળી રહ્યા છે બાળકો અને ઘરના માણસો ઊંઘી રહ્યા છે ઘરડાઓ ગુડગુડ હુક્કો પીતા ખેતીવાડીની વાતો કરી રહ્યા છે એણે તેમને બોલતાં સાંભળ્યા 'વાહ રે વાહ! રાજા ભોજ જેવા આપણે માથે કોઈ રાજા થયો નથી ને થશે યે નહિ '

ખેડૂત પ્રજાને સુખી ને સંતોષી જોઈ રાજાની ખુશીનો પાર રહ્યો નહિ

એ આગળ ચાલ્યો વાણિયાઓની પોળમાં આવી પહોંચ્યો ઊંચીઊંચી હવેલીઓ સાતસાત માળની શોભી રહી છે પ્રકાશિત દીવાઓ ઝળકી રહ્યા છે ઘરડા અને અનુભવી વેપારીઓ પોતપોતાના વેપારની અને રાજનીતિ ચર્ચા કરી રહ્યા છે વેપારીઓમાં પણ પોતાની તારીફ સાંભળીને 'વેપારે વસતી લક્ષ્મી'ના લાડીલાઓની સુખબહાર જોઈ ભોજરાજા ખુશખુશ થઈ ગયા

રાજા બ્રાહ્મણોના ફળિયામાં આવ્યો ફળિયાનાં હજારેક ઘર પર નજર નાખી પણ તેણે ક્યાં યે દીવો બળતો દીઠો નહિ રાજા જરા દિલગીર થયો આ શું? હું બ્રાહ્મણ પ્રતિપાળ કહેવાઉં તેમ છતાં મારા રાજ્યના બ્રાહ્મણોને ઘેર બાળે દીવાથી યે દેવાળું આવ્યું છે આ વિદ્વાન ને બુદ્ધિશાળી વર્ગ ગરીબ જ હોવો જોઈએ. નહિ તો આમ બને જ કેમ? હું સવારે એમને રોજનું સવામણ તેલ મળે એમ વર્ષાસન બાંધી આપુ

પણ આગળ ગયો ત્યાં એક બ્રાહ્મણની ઊંચી હવેલી આવી ગંગારામ નામના શ્રીમંત બ્રાહ્મણની એ હવેલી હતી એમાં ઝગમગતા દીવાઓ બળી રહ્યા હતા દીવાઓનું અજવાળું છેક બહાર ચાર ખેતરવા જેટલું દૂરદૂર સુધી પડતું હતું રાજા આશ્ચર્યમાં પડ્યો ઓટલે ચડી ઉપર જોવા એને ઇચ્છા થઈ બહાર એક નિસરણી પડી હતી તે દ્વારા ઉપર ચડ્યો તો શું જુએ છે? હાંડીઓ—ઝુમ્મરો બળી રહ્યાં છે ઘરનો માલિક

બ્રાહ્મણ ઊંઘી રહ્યો છે. મધરાત ગઈ છે છતાં બ્રાહ્મણી પતિની પૂરા ભક્તિભાવે પગચંપી કરી રહી છે. બ્રાહ્મણી રૂપરૂપનો ભંડાર હતી. રાજાના મનમાં થયું: 'આ રૂપવતીની જુગતે જોડી કરતો બ્રાહ્મણ હશે કે કેમ?' બન્ને સ્વરૂપવંતાં હોય તો તેવું જોડું છાજે નહિ.' સરખાં સ્વરૂપવંતાં ને સુખી જોડાંની ઈશ્વરને અદેખાઈ આવે છે. મારે બ્રાહ્મણની કાંતિ જોવી જોઈએ.'

એટલામાં બ્રાહ્મણીએ એક પગ મૂકી બીજો પગ ખોળામાં લીધો. એમ કરતાં સ્ત્રીનો ફૂલ જેવો હાથ અડકતાં એનો પતિ જાગી ઊઠ્યો. રાજાએ સામેથી નજર નાખી તો માલૂમ પડ્યું કે બ્રાહ્મણ પણ રૂપાળો. કામદેવ સરખો છે. રાજા ખુશ થયો ને વિચાર્યું કે ખરેખર ઈશ્વરે યોગ્ય જોડું જ સરજ્યું છે. તે વખતે બ્રાહ્મણ ઝબકીને જાગ્યો ને પૂછ્યું:

'દેવી! કેટલીએક રાત વીતી છે?'

'પહેલો પહોર પૂરો થઈ જવાનો ડંકો વાગી ગયો છે, પાછલી રાત ચાલે છે.'

'પાછલી રાત ચાલે છે ને તમે હજી સૂતાં યે નથી ને પગચંપી કરો છો? હું તો તમારા પર ખુશખુશ થઈ ગયો છું. માગો દેવી! જે કંઈ માગો તે આપું.'

'માથે તમારા સરખા સ્વામી ને મારે પછી શું બાકી રહ્યું છે કે બીજું માગું?'

પણ બ્રાહ્મણ જિદ્દી હતો. દબાણ કરી એ બોલ્યો: 'પણ તમારે માગવું જ પડશે, માગો, જે માગશો તે આપીશ.'

જિદ્દે ચડેલા પતિને બ્રાહ્મણીએ કહ્યું: 'હું શું માગું? ને સ્વામીનાથ! તમે શું તે આપશો જ. માગ્યાં રામચંદ્રજી જેવાથી પણ અપાયાં નથી, માટે નાહક જક ન કરો. તમારાથી કંઈ અપાશે નહિ.'

બ્રાહ્મણ બોલ્યો: 'લે મારું વચન—સાત પેઢીનું વચન. માગ, જે માગશે તે આપીશ.'

બ્રાહ્મણી બોલી: 'દેવ! હું આજે મારી સખી ભાનુમતીને ઘેર ગઈ હતી. તેને ત્યાં મેં કસ્તૂરિયો મૃગ દીઠો. મારે પણ એવો એક મૃગ જોઈએ છે, લાવશો?'

બ્રાહ્મણના પેટમાં તો ફાળ પડી. તે બોલ્યો: 'હર હર હર! આ શું માગ્યું! આપણે બ્રાહ્મણ ને મૃગને શું કરીએ? એ તે વળી આપણે ઘેર શોભે?'

'હું કહેતી'તીને કે તમારાથી કંઈ જ અપાવાનું નથી! બસ કરો, મેં કંઈ કંઈ માગ્યું ને તમે આપવામાં પાછું ફરીને જોયું પણ નહિ. તમે જાણો ને તમારી સાત પેઢીનું વેણ જાણે.'

બ્રાહ્મણને તો ધર્મસંકટ આવ્યું. કહ્યું છે કે:

**'શાહ પુરુષ ને સિંહ વચન કેળ ફળે એકવાર;**
**તેલ ત્રિયા ને અમીરહઠ ચલે ન દુજી વાર.'**

બ્રાહ્મણ ઊઠ્યો. ઘરમાંથી વીણા લીધી. તીર, કામઠું ને કટાર લઈ ઝટ દેતાકને માળેથી એ હેઠો ઊતર્યો. આ તમાસો રાજા જોયા કરતો હતો. તે બોલ્યો: 'ધન્ય છે પતિને! પોતાના ધર્મ વિરુદ્ધનું કાર્ય એ પત્ની માટે કરવા તૈયાર થયો.' હા! કસ્તૂરિયો મૃગ! હું મૃગયાનો શોખીન ક્ષત્રિય ઘણી યે વાર વનમાં ગયો છું પણ કસ્તૂરિયો મૃગ મારે હાથ નથી આવ્યો, તો શું એ મૃગ આ બ્રાહ્મણને હાથ આવશે?'

બ્રાહ્મણને હેઠો ઊતરતાં બ્રાહ્મણીએ વાર્યો: 'સ્વામીનાથ! ન જાઓ. પાછા વળો. તમારું વચન પળ્યું હું ગણીશ. પાછા આવો, પાછા.'

પણ બ્રાહ્મણ તો વીર યોદ્ધાની પેઠે ત્યાંથી ચાલ્યો ગયો. કૌતુક જોવા રાજા ભોજ પણ તેની પાછળ-પાછળ ગયો.

મધ્યરાત્રિએ બિચારી શોકાતુર બ્રાહ્મણી એકલી પડી 'આ તે મે શુ કર્યુ ? શા માટે મે સ્વામીને મૃગ પાછળ દોડાવ્યા ?'

ને આમ ને આમ ચિંતા કરતી એ જાગતી જ બેસી રહી

આ બાજુ ધારાનગરીને દરવાજે બ્રાહ્મણ આવ્યો દરવાજાની બારી પણ બધ હતી દરવાન ભરઊંઘમાં હતો બ્રાહ્મણે કેડમાંથી કટાર કાઢી તાળુ હેઠુ પાડયુ સાંકળો ઉઘાડીને દરવાજામાંથી નગર બહાર નીકળી ગયો

રાજાએ વિચાર્યુ 'બ્રાહ્મણ બહાદુર દીસે છે દરવાજ બહાર પણ ગયો છે તો કદાચ મૃગ લાવે પણ ખરો લાવ હું યે એની પાછળ ને પાછળ જ જાઉં'

આગળ ચાલતાં એક બાકુ વન આવ્યું બ્રાહ્મણ એક ઝાડ તળે બેઠો પાસેની એક ટેકરી ઉપર બેસીને રાજા જોયા કરતો હતો બ્રાહ્મણે તો વીણાને ખોળામાં લીધી, તેના તાર મેળવ્યા પૂર્ણ અવાજે વીણા વાગવા માંડી એના સૂરોને લીધે આખાયે વનનુ વાતાવરણ ગાજી ઊઠયુ વીણાવાદનમાં લીન થયેલો ચદ્ર પણ જાણે થભી ગયો હતો બધી કુદરત પણ થભી ગઈ રાજા આશ્ચર્યચકિત થયો ને બોલ્યો 'સવાર ક્યારે પડે ને આ અદ્દભુત વીણાધરને દરબારમાં બોલાવી સવાલાખ સિક્કા આપુ !'

બ્રાહ્મણની વીણાના સૂરોએ સાગયે વનને ડોલાવી મૂકયું વનેવનમાં ચારે ચરતાં મૃગલાંઓએ સૂરો સાંભળ્યા ને તેઓ ચારો મૂકી વીણાની દિશા તરફ દોડવા લાગ્યાં મૃગોનાં ટોળેટોળાં ચારે દિશાએથી ત્યાં એ ચાઈ આવ્યાં ને સૂરોના લયમાં લીન થઈ ડોલવા લાગ્યાં એમાં એક કસ્તૂરિયો મૃગ પણ હતો

બ્રાહ્મણે તો હાથમાં તીર લીધુ કસ્તૂરિયા મૃગને તાકીને મારવા જાય છે, ત્યાં રાજાને વિચાર આવ્યો 'ભલા બ્રાહ્મણનુ તીર કદાચ પાછુ પડે તો ? લાવને હું જ તીર છોડુ ' બને તીરૂ સરરરર કરતાં છૂટ્યાં બ્રાહ્મણનુ તીર તો ચોટ ચૂકી ગયુ, પણ રાજાના બાણે કસ્તુરિયાને વીંધી નાખ્યો ભોજનુ તીર મૃગના માથામાં સોંસરુ ઊતરી ગયુ ને મૃગ નીચે પડ્યો, ત્યારે બ્રાહ્મણ અતિ ઉત્સાહમાં આવી જઈ બોલ્યો 'કેવો આબાદ માર્યો !'

બ્રાહ્મણનો અવાજ સાંભળી મરતો મૃગ બોલ્યો

સુણ બ્રાહ્મણ ! મુજ લગ્યો કલેજે ઘાવ,
જબ લગ શ્વાસ શરીર મે તબ લગ બીન બજાવ !
પાત ખરે તો પો ના ધરિયે વસિયે સિ હલ દીપ,
તેરે બ્રહ્મજ ન હે કારણ યે રીશ કીયા બક્ષિસ

ગીતના કે વાદનના સૂરની કદર કરનાર મૃગ માટે બ્રાહ્મણે થોડીવાર વીણા વગાડવી ચાલુ રાખી ને અતિ સૂરશ્રવણની સમાધિમાં જ મૃગનો પ્રાણ ઊડી ગયો

સતી બ્રાહ્મણી તો ઘેર અગાસીમાં બેઠીબેઠી વિલાપ કરી રહી છે 'ક્યારે મારા પતિ આવે ! પ્રભો ! મારા સ્વામીની રક્ષા કરજે ને મારુ બિરુદ રાખજે !'

એટલામાં મરેલા મૃગને બાંધી બ્રાહ્મણ ઘેર આવ્યો રાજા ભોજ પણ પાછળ જ છે વિજાણી પતિનો સાદ સાંભળી બ્રાહ્મણી તેને સત્કારવા દીવો લઈ આગણામાં આવી ઊભી તેણે દીવાના તેજે પગથી માથા સુધી મૃગને તાકીતાકીને જોયો ને કપાળે ઘા જોઈ તેણે માથુ હલાવ્યુ

બ્રાહ્મણ કહે 'કેમ માથુ હલાવો છો ?'

'અમસ્તુ જ '

'ના, ના, ખરુ જ કહો, તમે કેમ માથુ હલાવો છો ?'

'હે દેવ ! આ ઘા તમારો ન હોય, એ તો રાજા ભોજનો જ લાગે છે '

બ્રાહ્મણના ક્રોધનો પાર રહ્યો નહિ એણે રિસામણાં લીધાં, ઉપર જઈને એકલો થઈ

# લંકાની લાડી

**શ્રી. રેવાશંકર બરડવાળા**

કોઈ પણ ભાષામાં કહેવત-કહેતી આપોઆપ તો નથી જ ઉદ્ભવતી. ગુજરાતીમાં પ્રચલિત એવી ઘણી યે કહેવતો પાછળ કુતૂહલપ્રેરક ઇતિહાસ છુપાયો હશે પણ તે કોણ શોધી લાવે? 'લંકાની લાડી ને ઘોઘાનો વર' તો ગામડાં તેમ જ શહેરોમાં અત્યંત જાણીતી એવી કહેવત છે. લેખકે આ કહેવતને જ્યોતિષશાસ્ત્ર સાથે સાંકળી છે. કથા બહુ રમ્ય લાગે છે. આ ક્ષેત્રના વિદ્વાનો આ વિષય ઉપર વિશેષ પ્રકાશ પાડી શકે.

આપણા ગુજરાતમાં 'લંકાની લાડી અને ઘોઘાનો વર' કહેવત ઘણી પ્રચલિત છે; પરંતુ આ કહેવતની પાછળ ઇતિહાસ છે એટલું જ નહિ પણ એક મહાન્ વસ્તુ પણ તેની સાથે સંકળાયેલી છે.

ઘોઘા સૌરાષ્ટ્રમાં સમુદ્રકિનારે આવેલું બંદર છે. બંદર તરીકે ભાવનગરનો વિકાસ થતાં ઘોઘાની પડતી થઈ છે, પરંતુ ભાવનગર સ્થપાયા પહેલાં સૌરાષ્ટ્રમાં ઘોઘા મહત્ત્વનું બંદર હતું.

ઘોઘામાં વરાહ નામે સમર્થ જ્યોતિષી રહેતા હતા. ખગોળનું એમનું જ્ઞાન અગાધ હતું. જ્યોતિષ-ગણિતનાં એમણે પુસ્તકો પણ લખ્યાં હતાં. જ્યોતિષમાં ગણિત અને ફલિત એવા બે વિભાગો છે. ગણિતમાં વરાહે નિપુણતા મેળવી હતી; પરંતુ ફલિતમાં એઓ પૂર્ણ નહીં હોય એમ એમના હાથે થયેલી એક ભૂલથી અનુમાન થઈ શકે છે.

એ જ સમર્થ જ્યોતિષી મહાપંડિતને ત્યાં પુત્રજન્મ થયો. તુરત એમણે ગણિત કરી ગ્રહકુંડલી મૂકી અને ફલાદેશ જોવા બેઠા, તો એમને પુત્રનું આયુષ્ય ઓછું લાગ્યું, આઠ-દસ વર્ષનું જ. એમણે વિચાર્યું: 'આઠ-દસ વર્ષે પુત્ર મરી જવાનો છે એટલે કે તેનો વિયોગ તો વહેલો કે મોડો થવાનો જ છે તો આજે જ તેનો ત્યાગ કેમ ન કરવો? આઠ-દસ વર્ષ સુધી લાલનપાલન કરવાથી તેમાં મમતા બંધાશે અને તે વખતે છોકરાનું મૃત્યુ થશે તો ભારે દુઃખ અને આઘાત થશે માટે આજે જ તેનો ત્યાગ કરી દેવો શું ખોટો?' એમ નિશ્ચય કરી એમણે તો એક માટીનો પાકો ઘડો લઈને તેમાં બાળકને મૂકી ઘડો સમુદ્રમાં તરતો મૂકી દીધો.

સમુદ્રના અગાધ જળ ઉપર તરતોતરતો ઘડો દૈવયોગે લંકા પહોંચ્યો. લંકામાં વરાહ

---

ગયો. રાજા ભોજ પણ અચરજ પામ્યો, પણ તે વખતે શું થઈ શકે?

અહીં સતીએ મનમાં વિચાર કર્યો: 'અમે બ્રાહ્મણ જાત. આ મરેલો મૃગ જોઈ કોઈ અમને દોષ દે, માટે લાવ ને હું જ સતી છું તો મૃગને જીવતો કરું.'

પો ફાટવાની તૈયારીમાં હતો, સતીએ સ્નાન કર્યું, સૂર્યદેવની પૂજા કરવા એ બેઠી ને બોલી:

'હે સૂર્યદેવ! તું તો પ્રત્યક્ષ દેવ જ છે. તું સતીનું સત રાખજે. હે નારાયણ! જો હું સતી હોઉં ને જો સતીનું વચન તમે સાંભળતા હો, તો હું મૃગને માથે મારો હાથ ફેરવું એટલે એ જીવતો થઈને જંગલમાં નાસી જાય એવું બનો!'

મૃગ જીવતો થયો ને જંગલમાં જતો રહ્યો. રાજા આ સૌ જોઈ રહ્યો હતો. એ રાજમહેલ તરફ ફર્યો. આખે રસ્તે એ પાછલી રાત્રે બનેલા બનાવો પર વિચાર કરતો હતો.

★

કરતાં પણ એક વધારે વિદ્વાન સુકર્મા નામના વિદ્વાન ફળજ્યોતિષી રહેતા હતા તેમના હાથમાં આ ઘડો આવ્યો તુરત તેમણે અહકુડળી મૂકી આ બાળક કોનુ ને કેમ આવ્યુ તે જાણી લીધુ પડિતજીને સતાનમાં માત્ર એક જ પુત્રી હતી તેથી બાળકને ઘેર લઈ ગયા તેનુ નામ મિહિર રાખ્યુ પડિતજી જ્યોતિષના ફળવિભાગના સમર્થ પડિત હતા એમની પુત્રીને પણ જ્યોતિષ શીખવતા હતા બાળક મોટુ થતા પડિતજીએ બાળકને પણ જ્યોતિષ શીખવવા માડ્યુ સોળ વર્ષે મિહિર જ્યોતિષના ફળવિભાગમા પારગત થતાં પડિતજીએ પોતાની પુત્રી તેને પરણાવવાની ઇચ્છા જાહેર કરી

મિહિરને અચબો થયો, કારણકે એ તો પડિતજીને જ પોતાના પિતા સમજતો હતો, તેથી પડિતજીના સૂચનથી તેને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતુ એટલે પડિતજીએ તેના જન્મનો સ્ફોટ કરતા કહ્યુ 'તુ મારો પુત્ર નથી તારો જન્મ તો સૌરાષ્ટ્રના ઘોઘા નામના એક શહેરમા વરાહ નામના સમર્થ જ્યોતિષીને ત્યા થયો છે, પણ તારા પિતાનુ ફલાદેશનુ જ્ઞાન અપૂર્ણ હતુ તેથી તેણે તારુ આયુષ્ય ઓછુ જાણી તને સમુદ્રમાં તરતો મૂક્યો હતો હવે તું પૂર્ણ પારગત થયો છે તથા તારી ક્ષતિ દૂર કરે એવી આ મારી પુત્રી છે અને એ કારણે જ તમારા બન્નેના પાણિગ્રહણ થાય તો તમે જ્યોતિષવિદ્યાનો વધારે પુનરુદ્ધાર કરી શકો '

મિહિરે પડિતજીની માગણીનો સ્વીકાર કર્યો પ્રતિપત્ની પડિતજીની રજા લઈ સ્વદેશ જવા નીકળ્યા સમુદ્રમાર્ગે બન્ને ઘોઘા પહોચ્યા મિહિરને પિતાનુ ઘર શોધતા સમય ન લાગ્યો પુત્રને જીવત અને તે પણ લક્ષ્મીસ્વરૂપ પત્ની સાથે આવેલો જોઈ વરાહને અતિ આનદ થયો અતે વરાહને પોતાની ભૂલ સમજાઈ પછી પિતા, પુત્ર અને પુત્રવધૂ ત્રણેએ એક થઈ જ્યોતિષ સબધી કોઈ અમૂલ્ય નવા સર્જન માટે નક્કી કર્યુ

ફરી કોઈ જ્યોતિષાચાર્યની કે પડિતની ગણિતમા ભૂલ ન થાય તે માટે ત્રણેએ મળી નવીન સહિતા ગ્રથ રચ્યો, જેમા પ્રત્યેક પળની કુડળી પરથી ફલાદેશ રચવામા આવ્યુ સૌરાષ્ટ્ર અને ગુર્જર રાષ્ટ્ર ચાર અક્ષાશ ચાર રેખાશ એટલે કે ૧૯થી ૨૩ અક્ષાશ, અને ૭૦ થી ૭૪ રેખાશ વચ્ચે હોવાથી એ અક્ષાશ-રેખાશના આધારે વર્તતા પ્રત્યેક લગ્નની અશવાર કુડળીઓ કરી તે પરથી ફલાદેશનો ગ્રથ રચ્યો અને ત્રણે પોતાનુ નામ અમર કરી ગયા એટલુ જ નહિ પણ લકાની લાડી અને ઘોઘાના વરે જ્યોતિષના અભ્યાસીઓને નવી વસ્તુ ભેટ આપી આજે જેને ભૃગુ સહિતાને નામે ઓળખવામા આવે છે આ સહિતા વરાહમિહિર અને તેની પત્નીની મહાગુજરાતને નમ્ર ભેટ છે એમ કહીએ તો ખોટુ નથી

★

'સરસ્વતીચદ્ર'ના કર્તા ગોવર્ધનરામ ત્રિપાઠીને ટાઢ લાગી જવાની ઘણી જ બીક રહેતી એટલે તેઓ ગળે મફલર જ વીટાળી રાખતા એકદિવસ એ ભર ઉનાળામા ગરમ ગજી પહેરી બહાર નીકળ્યા કે એમના બાએ ટોક્યા

'આટલુ ગરમ પહેરી શા માટે નીકળ્યો ?'

ગોવર્ધનરામે કહ્યુ

'શું કરુ બા, આથી વધારે ગરમ ઘરમા ન જડયુ !'

×

કરતા પણ એક વધારે વિદ્વાન સુકર્મા નામના વિદ્વાન ફળજ્યોતિષી રહેતા હતા તેમના હાથમાં આ ઘડો આવ્યો તુરત તેમણે પ્રહકુડલી મૂકી આ બાળક કોનુ ને કેમ આવ્યુ તે જાણી લીધુ પડિતજીને સતાનમા માત્ર એક જ પુત્રી હતી તેથી બાળકને ઘેર લઈ ગયા તેનુ નામ મિહિર રાખ્યુ પડિતજી જ્યોતિષનાં ફળવિભાગના સમર્થ પંડિત હતા એમની પુત્રીને પણ જ્યોતિષ શીખવતા હતા બાળક મોટુ થતાં પડિતજીએ બાળકને પણ જ્યોતિષ શીખવવા માંડ્યુ સોળ વર્ષે મિહિર જ્યોતિષના ફળવિભાગમાં પારગત થતાં પડિતજીએ પોતાની પુત્રી તેને પરણાવવાની ઇચ્છા જાહેર કરી

મિહિરને અચબો થયો, કારણકે એ તો પડિતજીને જ પોતાના પિતા સમજતો હતો, તેથી પડિતજીના સૂચનથી તેને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતુ એટલે પડિતજીએ તેના જન્મનો સ્ફોટ કરતા કહ્યુ 'તુ મારો પુત્ર નથી તારો જન્મ તો સૌરાષ્ટ્રના ઘોઘા નામના એક શહેરમાં વરાહ નામના સમર્થ જ્યોતિષીને ત્યા થયો છે, પણ તારા પિતાનુ ફલાદેશનુ જ્ઞાન અપૂર્ણ હતુ તેથી તેણે તારુ આયુષ્ય ઓછુ જાણી તને સમુદ્રમા તરતો મૂક્યો હતો હવે તુ પૂર્ણ પારગત થયો છે તથા તારી ક્ષતિ દૂર કરે એવી આ મારી પુત્રી છે અને એ કારણે જ તમારા બન્નેનાં પાણિગ્રહણ થાય તો તમે જ્યોતિષવિદ્યાનો વધારે પુનરુદ્ધાર કરી શકો '

મિહિરે પડિતજીની માગણીનો સ્વીકાર કર્યો પ્રતિપત્ની પડિતજીની રજા લઈ સ્વદેશ જવા નીકળ્યાં સમુદ્રમાર્ગે બન્ને ઘોઘા પહોંચ્યાં મિહિરને પિતાનુ ઘર શોધતાં સમય ન લાગ્યો પુત્રને જીવત અને તે પણ લક્ષ્મીસ્વરૂપ પત્ની સાથે આવેલો જોઈ વરાહને અતિ આનદ થયો અને વરાહને પોતાની ભૂલ સમજાઈ પછી પિતા, પુત્ર અને પુત્રવધૂ ત્રણેએ એક થઈ જ્યોતિષ સબધી કોઈ અમૂલ્ય નવા સર્જન માટે નક્કી કર્યું

ફરી કોઈ જ્યોતિષાચાર્યની કે પડિતની ગણિતમાં ભૂલ ન થાય તે માટે ત્રણેએ મળી નવીન સહિતા ગ્રથ રચ્યો, જેમાં પ્રત્યેક પળની કુડળી પરથી ફલાદેશ રચવામાં આવ્યું સૌરાષ્ટ્ર અને ગુર્જર રાષ્ટ્ર ચાર અક્ષાંશ ચાર રેખાંશ એટલે કે ૧૯થી ૨૩ અક્ષાંશ, અને ૭૦ થી ૭૪ રેખાંશ વચ્ચે હોવાથી એ અક્ષાંશ-રેખાંશના આધારે વર્તતા પ્રત્યેક લગ્નની અશવાર કુડળીઓ કરી તે પરથી ફલાદેશનો ગ્રથ રચ્યો અને ત્રણે પોતાનુ નામ અમર કરી ગયાં એટલું જ નહિ પણ લકાની લાડી અને ઘોઘાના વરે જ્યોતિષના અભ્યાસીઓને નવી વસ્તુ ભેટ આપી આજે જેને ભૃગુ સહિતાને નામે ઓળખવામાં આવે છે આ સહિતા વરાહમિહિર અને તેની પત્ની ની મહાગુજરાતને નમ્ર ભેટ છે એમ કહીએ તો ખોટુ નથી

★

'સરસ્વતીચદ્ર'ના કર્તા ગોવર્ધનરામ ત્રિપાઠીને શરદી લાગી જવાની ઘણી જ બીક રહેતી એટલે તેઓ અગે ગરમ કપડાં જ વીટાળી રાખતા એકદિવસ એ ભર ઉનાળામા ગરમ ગજી પહેરી બહાર નીકળ્યા કે એમના બાએ ટોક્યા

ઉનાળામાં ગરમ પહેરી શા માટે નીકળ્યો ?'

ગોવર્ધનરામે કહ્યુ

'શું કરુ બા, આથી વધારે ગરમ ઘરમા ન જડ્યુ !'

×

વિચારની સાથે સંગ, અમુક પ્રકારનું તેના તરફ મમત્વ એ જ બંધન. સામાન્ય રીતે, પદાર્થો અને પ્રાણી તરફ, બનાવો તરફ, મનનો અતૂટ સંબંધ એ જ મોટામાં મોટું બંધન.

આ દૃષ્ટિગોચર થતા પદાર્થો સાથેનો મનનો આ અતૂટ સંબંધ કેટલો બધો ભારરૂપ–બોજારૂપ લાગે છે? જ્યારે આપણે કોઈ પ્રવૃત્તિમાં જોડાયેલા રહીએ છીએ, ત્યારે જો રાગમુક્ત નથી રહેતા, તો કેટલો બધો ભાર લાગે છે? એ પ્રવૃત્તિથી છૂટા થતાં કેવો નિરાંતનો ઉચ્ચાર થાય છે? 'હાશ....હવે નિરાંત વળી.' એનો અર્થ એવો કે એની સાથેનો સંબંધ તૂટ્યો.

'यस्यानुग्रहमिच्छामि तस्य सर्वं हराम्यहम्' નો અર્થ શો હશે? એનો અર્થ એટલો જ કે જે જે પદાર્થો સાથે મને આસક્તિરૂપી સાંકળથી પોતાનો સંબંધ સ્થાપિત કરેલો, તે સાંકળ ભગવાન તોડી નાખે છે, ત્યારે તેની (ભગવાનની) કૃપા થયેલી સમજવી; એમ ભગવાન કહે છે. વળી,

यमनुगृह्णाति त्यदा भगवानात्मभावितः ।
राजहाति मति लोके वेदे च प्रतिनिष्ठिताम् ॥

આત્મભાવનાએ કરીને ભગવાન જ્યારે પોતાના જન ઉપર કૃપા કરે છે, ત્યારે તે ભક્ત આ લોકમાં તેમ જ વેદમાં (કર્મ-ક્રિયાકાંડ-જ્ઞાનકાંડમાં) પોતાની રહેલી નિષ્ઠાને-આસક્તિને–તજી દે છે. આ લોકમાંની કઈ વસ્તુ પર આપણી આસક્તિ નથી? વળી વેદમાં કહેલી–વર્ણવેલી બાબતમાં પણ આપણી નિષ્ઠા કેટલી બંધી છે? આ બધાની સાથેની મને બાંધેલી આસક્તિરૂપી સાંકળ તૂટી જાય છે ક્યારે? ભગવાન જ્યારે તેની ઉપર અનુગ્રહ કરે છે ત્યારે. મારા મતે અભ્યાસ તે આ, કે મને જે આસક્તિરૂપી સાંકળથી આ લોકના અને પરલોકના સમસ્ત ભાવોને બાંધી રાખ્યા છે, એટલે કે તે તે વિવિધ આકારોને પોતાના મનમાં જકડી રાખ્યા છે, તેમાંથી મુક્ત બનવા પ્રયત્નશીલ થવું તે.' આપણું જીવન કેટલું ટૂંકું છે? જોતજોતામાં, આપણે જાગ્રત ન હોઈએ છતાં જીવન પૂરું થવા આવ્યું છે. અને શું મેળવ્યું? એનો હિસાબ કાઢીએ તો મોટી ખાધ જણાશે. આપણે ચોકી જઈએ છીએ કે રસ્તો કાપવાને બદલે ઠેરના ઠેર છીએ!

★

જ્યારે મનુષ્ય પોતાને માટે મકાનની શોધ કરે છે, ત્યારે તેના હવાઉજાસની પ્રથમ ખાતરી કરી લે છે, તે મકાનમાં રહેવા જતાં પહેલાં તેની સાફસૂફી કરે છે તથા બત્તીની પણ વ્યવસ્થા કરી લે છે; તેવી જ રીતે પરમાત્મા પોતાના રહેઠાણ માટે હૃદયરૂપી મકાન શોધે છે, ત્યારે તે ઘરમાં પ્રેમરૂપી જળ તથા સત્સંગરૂપી હવા પૂરતાં છે કે નહિ તે પ્રથમ જુએ છે તથા કામાદિ વિકારોના મળનું નિવારણ કરી જ્ઞાનરૂપી દીવાની પૂરતી વ્યવસ્થા પણ તે ઘરમાં કરી લે છે.

×

તમારાથી મોટા હોય તેમના ગુણ જોવા–અવગુણ નહિ; કારણ તેથી તમારા આચરણમાં તમે એમનાં ગુણો લાવી શકો; તમારાથી નાના હોય તેમના દોષ જોવા–ગુણ નહિ; કારણ તેથી તમે તેમના દોષો સુધારી શકો; પરંતુ તમારી બરોબરીના માણસોના તો તમારે ગુણ અને અવગુણ બન્ને જોવા જોઈએ, જેથી તમે પરસ્પર દોષનું નિવારણ તથા ગુણનું સાધન કરી શકો.

×

# હિમાલયનાં શિખરો

શ્રી મણિલાલ દયારામ કોઠારી

કોઈ પણ એક બહોળા કુટુંબના દાદા જેવો વિશાળ એની કાય છે, અગાધ સાગર સમું એનું હૈયું છે, એની પ્રતિભા અનોખી છે વૃદ્ધત્વને આરે ઊભેલ આ જઈફના ઊજળીદૂધ ચાંદની સમા શ્વેત કેશનો કવિવર ટાગોરની માફક લચકાતો વિસ્તાર છે પોતાના પુત્રો ને પ્રપૌત્રોની સંસ્કૃતિને ભૂતકાળમાં એણે રક્ષી છે અત્યારે એમની પ્રવૃત્તિ નિહાળતા, કદીક હસતા, કદીક ગંભીર બનતા કદીક શાંત રહેતા, પણ આંખોમાંથી સતત મમતા ને સ્નેહના અમી વરસાવતા આ દાદા કુટુંબનું કેવું ભવ્ય પાત્ર છે! હિંદના ગૌરવની રક્ષા કરતા ગિરિશૃંગની હારમાળાવાળા નગાધિરાજ હિમાલયનું પણ એ જ સ્થાન છે શું અદ્ભુત હિમાલયનું સૌન્દર્ય! શી ત્યાંની વનલીલા! આપણાં પ્રાચીન દેવદેવીઓનું એ તો નિવાસસ્થાન—એના શિખરના દર્શન કરવાનું મન કયા હિંદીને ન થાય?

હિમાલયના પ્રદેશમાં ફરી તેનું અનુપમ સૌંદર્ય નિહાળવું અને તેનાં અવનવાં શિખરોનું જુદાંજુદાં પહાડી સ્થળો (હીલ સ્ટેશન) પરથી દર્શન કરવું એ જીવનનો એક અણમોલ લહાવો છે—કેમ જાણે આત્માની પરમાનંદ દશાનો મુક્તાત્માવસ્થાનો અનુભવ ન થતો હોય!

૨,૯૯,૦૦૦ ફૂટ ઊંચું ને પરદેશીઓના આરોહણ સામે સદાય વિજયી બની ઊભેલું માનવીની જાણે તુચ્છતા ગાતું પેલું માઉન્ટ એવરેસ્ટ, એનાથી નવ હજાર ફૂટની ઊંચાઈએ આવેલી પેલી ટાઈગર હીલ, ત્યાંથી વહેલા પ્રભાતના સૂર્યોદયનું દૃશ્ય! કેટલું મનોરમ, આહ્લાદક, કેટલું અલૌકિક ને અદ્ભુત! સવારના પાંચેક વાગ્યામાં તો સૂર્યોદય થઈ જાય સૂર્યના સાતે રંગોનું મિશ્રણ સામેના એવરેસ્ટ પર ને કાંચનજંઘા પર પડે રંગની કેવી વસંત ત્યારે જામે છે! જમીનમાંથી બહાર નીકળતા સૂર્યકિરણના અવનવા રંગોનું શુભ્રચોટી સમાન ચમકતાં શિખરો પર પડવાનું દૃશ્ય જોયા પછી એમ જ થાય—આથી વિશેષ ભવ્ય દૃશ્ય, ભવ્ય સ્થળ જગતમાં ક્યાંય જોવા મળનાર નથી રે જીવ, આંખો ભરીભરીને આ સૌંદર્યપાન કરી લે આવો અનુપમ લહાવો તો જીવનમાં ક્યાંય મળનાર નથી જાણે કલ્પના, કાળ ને માનવીનો શ્વાસ ત્રણેય ઘડીભર આ દૃશ્ય નિહાળવા થંભી જાય છે

પેલું કાંચનજંઘા જોયું? ૬,૮૧૨ ફૂટ ઊંચા દાર્જીલિંગની સામે જ, આકાશ નિરભ્ર હોય તો રાતદિવસ ઓક્ટોબર તથા માર્ચ એપ્રિલમાં જોવા મળે છે એની ઊંચાઈ ૨૮,૧૪૬ ફૂટની છે ગગન સાથે જાણે એ વાતો ન કરતું હોય એવો ભાસ થાય છે. વળી કાબ્રૂ તથા એવાં અન્ય શિખરો 'ઓબ્ઝરવેટરી હીલ' કે ટાઈગર હીલ ઉપરથી દેખાય છે શો રમ્ય હોય છે એનો સાંજનો દેખાવ! આસપાસનું સૃષ્ટિસૌંદર્ય—જ્યાં જુઓ ત્યાં શ્વેત બરફના ચળકતા પહાડો, શ્વેત ક્ષીરસાગર સમાં આંખને આંજી નાખતાં ઝગમગાટ કરતાં દૃશ્યો, બસ તેજ, તેજ ને તેજ

ને દાર્જીલિંગ? બહુ સુંદર શહેર! બધી સગવડ છેલ્લું બંધાયેલું ગવર્નમેન્ટ હાઉસ પણ સુંદર છે કોઈ કવિને, કલાકારને કે કલારસિકને સૃષ્ટિનું સ્વર્ગ હાથવેંત જેટલું જ એ દૂર લાગે! ક્લીમપોંગથી દેખાતી કાંચનજંઘા ને અન્ય શિખરોની શોભા વર્ણવી

જાય એમ નથી.

ત્યાંથી તે કાગ ઊડે તેમ ૭૮ માઈલ દૂર આ શિખરો છે અને છતાં ખચ્ચર તથા કુલીનો સામાન સાથેનો એક કાફલો લઈ જતાં પ્રમાણમાં ઘણા જ દિવસો લાગે. વિમાનમાં પણ આ સાહસ કરી ઊંચે જવાય છે, પણ પછી હવા પાતળી થઈ જતાં પ્રાણવાયુ (અં. ઓક્સિજન) સાથે લેવો પડે અને એમાં પછી અકસ્માતનો પૂરેપૂરો ભય. છતાં ય તેને જીતવા, જોવા ને નવું નીરખવા ઘણા ય લોકો જતા હોય છે.

તિબેટ નજીક સીકીમ, ગંગટોક, ટીસ્તાને તીરે નાની મોટર જઈ શકે તેવો માર્ગ છે. રસ્તો દાર્જીલિંગથી કલીમપોંગ અને ત્યાંથી સીકીમ જાય છે. દાર્જીલિંગથી કલીમપોંગ લગભગ ૩૦ માઈલ અને સીકીમની રાજધાની ગંગટોક લગભગ ૫૦ માઈલ થાય છે. રસ્તો ટીસ્ટાનેની બાજુમાં થઈને, અનુપમ સૃષ્ટિ-સૌંદર્યનું પાન કરાવતો, મુસાફરના મનને ને દિલને અઢળક આનંદ આપતો ચાલ્યો જાય છે. ઇરાનનાં સૌંદર્ય સમું અને સૃષ્ટિના કોઈ પણ સુંદર સ્થળસૌંદર્ય સાથે સ્પર્ધા કરે તેવું સૌંદર્ય સીકીમ જતાં, અને હિમાલયનાં શિખરો જોતાં નજરે પડે છે. કાંચનજંઘા ગંગટોકમાં તો આપણા મકાન કે બંગલા સામે જ હોય તેટલું નજીક લાગે છે.

ત્યાંથી ઇંદ્રધનુષ્યના રંગો જમીન-આસમાનને જોડી દેતા હોય તેમ લાગે છે. પ્રકૃતિ અવનવા રંગ અને દૃશ્યો બદલતી હોય તેવું નવુંનવું અનુપમ બધું નજરે પડે છે. રસ્તામાં ઊન તથા બીજો માલ લઈ આવતા માણસો તથા ખચ્ચરોના ઘણા કાફલાઓ તિબેટ તરફ જતાં-આવતાં સામે મળે છે.

પહાડોની દીવાલો એક પાછળ એક આવી રહેલી છે. તે ભારતવર્ષનું રક્ષણ કરે છે. પહાડોની હારમાળા પાછળ તિબેટ અને તેની પાછળ ચીન તેમ જ કુદરતી હારમાળા નજરે પડે છે. ગંગટોકથી કાંચનજંઘા જતી વખતે વિદેશી મુસાફરોના કાફલાઓ શું લઈ જતા હશે? રબ્બરનાં ને ચામડાનાં વસ્ત્રો, તંબૂઓ, બિછાનાંઓ, તકિયાઓ અને એવીએવી તો કેટલી ય ચીજો! કેંપ નાખી રહેવા માટે, જોવા ને જીવન જીવવા માટેનું આ અવર્ણનીય સ્થળ છે!

અહીં સીકીમના રાજાનો મહેલ છે. તેને ગુરખા કહે છે. ત્યાં લાખંગ-બુદ્ધમંદિરો છે. મઠમાં લામા રહે છે તે પાલિ-સંસ્કૃતમાં ધર્મ પુસ્તકોનો અભ્યાસ કરે છે. નાનાં ચક્રો લઈ 'ઓમ્ મણિપદ્મ હમ્' નો જાપ જપે છે. ત્યાં બુદ્ધદેવની પિત્તળની મૂર્તિઓ છે. તારાન્તદેવની મૂર્તિઓ છે. એના પર ફૂલો ચડાવવામાં આવે છે, એની પૂજા થાય છે. ભૂતપ્રેતને ભગાડવા માટે થતું પ્રેતનૃત્ય (અં. ડેવિલ્સ ડેન્સ) પણ જોવા લાયક છે. અવનવા રાક્ષસોના મ્હોરા મુખ પર લગાવીને લામા ફરતા હોય છે.

ત્યાંથી તિબેટની રાજધાની લ્હાસા જવાય છે. ત્યાં રહે છે દલાઈ લામા. તે સૌના ઉપરી મનાય છે. તેનો પોટાલા મહેલ જોવા જેવો છે.

હિંદની શિતળ ટેકરી પર આવેલ સિમલાથી હિમગિરિનાં શિખરો દેખાય છે, પણ તે ખાસ તેવાં ધ્યાન ખેંચનારા કે નામાંકિત નથી. બાકી ગર્વનરજનરલનો રહેવાનો મહેલ તથા વાઈસરીગલ લોજ જોવા લાયક છે, તે ઊંચા શિખર પર આવેલ હોઈ આજુબાજુનું દૃશ્ય અતિ ચિત્તાકર્ષક લાગે છે અને આજુબાજુ ફરવાનાં ને રેલવે રસ્તા પર આવતાં સ્થળો જોવા લાયક છે.

કાઠગોદામથી પાકી સિમેન્ટની સડક મોટર માટે સગવડવાળી છે. તે નૈનિતાલ લઈ જાય છે. નૈનિતાલ કોઈ અમરાપુરી નગરી

જેવુ સરોવરને તીરે વસેલુ લાગે છે ત્યાંથી ચાઈનાપીક–શિખર પરથી બદ્રીનાથ, કેદારનાથ, નન્દાદેવી, ત્રીશુલ વગેરે 'હિમાલયના શિખરો સ્વચ્છ દેખાય છે ત્યાંથી આલ્મોરા જતાં રાણીખેતથી, પીંડારી ગ્લેસીઅર–બરફથી જામેલ નદી સુધી જવાય છે

કેમલબેક રોડ પર ગાયકવાડના મહેલથી બદ્રીનાથ વગેરે શિખરો સાફ દેખાય છે હરવાફરવાની ને દ્રશ્યો જોવાની મઝા આવે છે ત્યાંથી દહેરાદુન તથા હરદ્વાર વગેરે તરફ યાત્રા કરવા જેવુ છે

કાશ્મિરમાં આવેલ આ પહાડી શિખર ગુલમર્ગ પર ચડી જગલમાં થઈ ઉપર જવાથી નગાપહાડનુ હિમગિરિનુ શિખર સુંદર રીતે સાફ દ્દષ્ટિગોચર થાય છે પીરપજાબ પહાડ વગેરે જોવા લાયક ગણાય છે કાશ્મિરની આખી ખીણ–પહેલગામ, અમરનાથ વગેરે સ્થળે યાત્રાનો અદ્દભુત આનદ આવે છે આખી ખીણ જોવા લાયક છે ને પાણીના પ્રદેશમાં મોતી વચ્ચે નીલમ જડ્યું હોય તેવા સુદર સૃષ્ટિસૌન્દર્યથી શોભતી તેને જોતાં દિલને કે આત્માને તૃપ્તિ થાય નહિ તેવુ તે સુદર અને અલૌકિક છે આ સ્થળો પરથી હિમાલયનાં શિખરો ને પ્રકૃતિનુ અદ્દભુત ને નીતર્યું સૌન્દર્ય જણાઈ આવે છે

ઉટાકામડનુ ભવ્ય ને વિશાળ નીલગિરિ પરતુ સર્જન, શિલોંગનુ, ચ્યવનેશ્વરે પાણીના ધોધ ને ઝરણાંવાળો લીલોછમ સુંદર આસામ પ્રદેશ, ખૈબરઘાટની સુદર પર્વતોવાળી ભૂમિ નાલદા તથા તક્ષશીલાનાં અવશેષો વગેરે હિદમાતાના શિરે તાજ સમાં ચમકતાં સ્થળોનુ વર્ણન કરતાં આપણામાં ભારતદેશ માટે જરૂર અભિમાન ઉત્પન્ન થાય કે આપણાં દેશમાં જેટલું પ્રાચીન અને જોવા લાયક છે તેટલુ વિશ્વના બીજા કોઈ ભાગમાં ભાગ્યે જ હશે તેમાં હિમાલય તો સાચે જ હિદમાતાના શિરનો તાજ છે। તેમાંથી કેવી ઉત્તમ આર્યસસ્કૃતિનુ સર્જન થયુ છે? કવિવર ટાગોરના એક ગીતનો ગદ્ય અનુવાદ આ સ્થળે આપવાની લાલચ રોકી શકાતી નથી હિમશિખરોનાં દર્શને કવિવરનો આત્મા આનદોલ્લાસથી પોકારી ઊઠે છે

હું પાષાણનો કારાગાર તોડીને કરુણાની ધારા રેલાવતા જગતને તરબોળ કરી નાખીશ.

હૃદય દેશ મૂકીને પાગલ બનીને, ફૂલોને વીણતા, મેઘધનુના રંગે પાંખો રચીને દેશ-વિદેશ ઊડયા કરીશ.

શિખરે શિખર પર હું રમવા નીકળીશ, પહાડે પહાડ ઉપર હું લેટતો ચાલીશ.

ખિલખિલાટ હસતી, કિલકિલાટ ગાતી, તાલેતાલ દેતી આ શિલાઓના કારાગારમાંથી હું નાસી છૂટીશ.

'મારે હૃદયે એટલી કથાઓ ભરેલી છે એટલા ગીતો ભર્યાં છે, એટલું સુખ અને એટલો આનદ ભરેલો છે કે પ્રાણ નાચી ઊઠ્યો છે।'

★

યુક્ત પ્રાતના એક હિદી અખબારમા એક નવલકથાનુ અવલોકન આવ્યુ એના લેખકનુ નામ હતુ ગોવિદ વલ્લભ પત અને તેઓ હતા પણ યુક્ત પ્રાતના જ રહેવાસી પ્રાતના વડા પ્રધાન પત સાથે કેટલુ બધુ સામ્ય! એટલે ઉચ્ચ કક્ષાના રાજદ્વારી પુરુષ આવી મોટી નવલકથા લખવાનો સમય મેળવી શકે છે તે બદલ અખબારના નવલકથા-વિવેચકે અભિનદન પર અભિનદનો ઠાલવી દીધાં।

આ વિવેચન બને ગોવિદ વલ્લભ પતમાંથી કોઈએ પણ વાચ્યુ હશે-લેખકે તો વાચ્યુ જ હશે! ત્યારે તેમના મનમા કેવી મીઠી રમૂજ ઉત્પન્ન થઈ હશે?

×

# સંગીત દ્વારા આરોગ્ય

ઝવેરી મૂળચંદ આશારામ વૈરાટી

સંગીત એટલે નાદબ્રહ્મની ઉપાસના. એકાગ્રચિત્તે આદરેલી એ ઉપાસનાએ પરિતપ્ત જગતનું દુઃખ હળવું કરવામાં, હૈયાના ઘા રૂઝવવામાં મોટો ફાળો આપ્યો છે. સંગીત દ્વારા શારીરિક પીડાનું પણ શમન થાય છે એ વિચાર ઘણાને વિચિત્ર લાગશે, પણ લેખકે અહીં એનું દલીલ-પુરઃસર સમર્થન કર્યું છે. સંગીતમાર્તંડ પંડિત ઓમકારનાથજીએ એક દાખલો આપેલો યાદ આવે છે: ભારતભૂષણ પંડિત માલવિયાજીનો અનિદ્રાનો વ્યાધિ એમણે સંગીત દ્વારા મટાડ્યો હતો જે દિવસે સંગીત દ્વારા રોગ પર કાબૂ મેળવવાની વાત શાસ્ત્રીય બની જશે તે દિવસે માનવજીવનમાં આનંદની નવી ભરતી આવશે.

જ્યારે દર્દીને દર્દમુક્ત કરવાના અનેકવિધ ઉપચારો પ્રસિદ્ધ થઈ રહ્યા છે, ત્યારે સંગીતના જુદાજુદા રાગો દર્દીને સંભળાવી, તેના વડે રોગમુક્ત કરવાના છૂટાછવાયા ઉપચારો આપણા જૂના ગ્રંથોમાંથી આપણને મળી આવે છે; પરંતુ તેની કડીબદ્ધ પદ્ધતિનો કોઈ ગ્રંથ આપણી નજર સામે આવતો નથી.

તેનાં કારણો મધ્યયુગના મુસલમાની રાજ્યકાળમાં આપણા અસંખ્ય ગ્રંથો અગ્નિશરણ થયા છે તે છે. ઉપરાંત ઘણા ગ્રંથો તેના સંરક્ષકોની બેદરકારીથી જીર્ણશીર્ણ થઈ નાશ પામ્યા છે, પરંતુ આયુર્વેદના ગ્રંથો અને અન્ય ગ્રંથોમાં જે કાંઈ રહ્યું છે, તેનું સંશોધન થવું આવશ્યક છે.

કર્મનાં આવરણોથી આચ્છાદિત થયેલ આત્માને આવરણરહિત દશામાં લઈ જવા માટેના અને નાદ-બ્રહ્મ વડે આ વિશાળ જગતમાં વિલીન થઈ જવા માટેના પ્રયોગો આપણા પ્રાચીન ભારતીય સાહિત્યમાંથી આપણને મળી આવે છે. આયુર્વેદાચાર્ય ચરક કહે છે કે સુમધુર સંગીત, સુગંધિત પુષ્પ, સ્વચ્છ વસ્ત્રપરિધાન, હૃદયહારી વાર્તાલાપ અને હાસ્યવિનોદ આદિ પથ્યો વડે 'મદાત્યય' નામનો રોગ મટે છે.

એ સિવાય અન્ય ગ્રંથકારોના અભિપ્રાય મુજબ સમયસર ગવાયેલા રાગ અને રાગિણીઓથી કેટલાએક રોગોનું નિવારણ થઈ શકે છે. તેનો આછો પરિચય આપવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

**રાગિણી–આશાવરી**

માથાના દર્દ માટે ખૂબ અસરકારક પ્રભાવ બતાવે છે અને શારીરિક શિથિલતાને દૂર કરી શરીરમાં ઉત્સાહનાં પૂર લાવે છે.

**રાગિણી–વિભાસ**

આ રાગિણી કફનાશક છે અને ક્ષયરોગના દર્દીને સારી અસર ઉપજાવે છે. એનાથી કફજ્વર શાંત થાય છે અને મસ્તક સંબંધી રોગ તથા અપસ્માર(મૃગીવાયુ)ને પણ લાભ થાય છે.

**રાગિણી–ભૈરવી**

આ રાગિણીમાં પૌષ્ટિક તત્ત્વનું પ્રમાણ વિશેષ હોવાથી તે નિર્બળ શરીરમાં શારીરિક શક્તિનો સંચય કરે છે. વળી આ રાગિણી ત્રિદોષ(વાત, પિત્ત અને કફ)નું પણ શમન કરે છે.

**રાગ–ભૈરવ**

આ રાગ ઉગ્ર ગુણયુક્ત, અને વીરરસપૂર્ણ હોવાથી તેને કફનાશક માન્યો છે.

ઉધરસવાળા દર્દીને આ રાગ અવશ્ય લાભ કારક છે

રાગ–ધનાશ્રી

કફનો નાશ કરનાર, બળવર્ધક અને શરીરમાં ચૈતન્ય લાવનારો છે

રાગ–સારંગ

આ રાગ પિત્તનાશક છે પિત્તજ્વર વધી જતાં પરસેવો લાવી તાવને ઉતારી નાખવામાં ચમત્કારિક કામ કરે છે

રાગ–પૂર્વી, કાનડો પીલુ

પેટના દર્દોનો નાશ કરવામાં આ રાગો અકસીર અસર પહોંચાડનારા છે અને કાનડાના જુદાજુદા સ્વરો સાંભળતાં નિર્બળતા દૂર થઈ શક્તિનો સંચાર થાય છે

રાગ–કલ્યાણ

આ રાગ મદવર્ધક, બળવર્ધક અને શરીરમાં શક્તિ લાવનારો છે

રાગ–બિહાગ કેદારો

આ બન્ને રાગો અનિદ્રા રોગ મટાડે છે જેની નિદ્રા ઘણા સમયથી જતી રહી છે, તેવો માણસ આ રાગ સાંભળતાં જ નિદ્રાધીન થવા માંડે છે

રાગ–માલકોષ, રોહની કાલિંગડો અને પરજ

આ રાગો વાયુ અને કફનાશક હોવાથી જીર્ણ રોગોને નાશ કરવાની અદ્દભુત શક્તિ ધરાવે છે

આવા રાગો સાંભળતી વખતે ચિત્તને તેમાં એકાકાર કરવું જોઈએ બીજા વિચારો કે બીજી વાતચીતમાં ધ્યાન આપવું નહીં કારણકે એથી રાગોની સારી અસર થવા પામતી નથી

ગુજરાતી ભાષા બોલનારી પ્રજાને ઝંડુભટ્ટજીની ઓળખાણની શી જરૂર હોય? એમને આપણે અર્વાચીન યુગના આયુર્વેદાચાર્ય કહીએ તોપણ ખોટું નથી

એક પ્રસંગે જશદણ રાજ્યના રાજા આલા ખાચરની પુત્રી ચિંતાજનક હાલતમાં માંદગીને બિછાને પડી હતી આ પ્રસંગે રોગનિવારણ માટે ઝંડુભટ્ટજીને જશદણ બોલાવવામાં આવ્યા જશદણની નજદીકના ગામમાં ઝંડુભટ્ટજીના એક મિત્ર રહેતા હતા તેઓ એક કુશળ ગાયક હતા તે ઝંડુભટ્ટજીના જશદણ આવવાના સમાચાર જાણી, એક અપસ્મારના દર્દીને લઈને જશદણ આવ્યા ઝંડુભટ્ટજીએ રોગીને દવા આપી તેને આમ નિદાન કર્યો અને પેલા મિત્રને જણાવ્યું કે હાલ હું જ્યાંસુધી અહીં રહું ત્યાંસુધી તમારે મારી સાથે રહેવાનું છે પેલા મિત્રે જણાવ્યું કે અહીં રાજ્યમાં ઘણા કુશળ ગાયકો છે, ત્યાં મારી શી આવશ્યકતા છે? ઝંડુભટ્ટજીએ જણાવ્યું કે દવાની મદદ સિવાય સંગીત વડે રોગ મટાડવાના પ્રયોગો તમને બતાવવા માગું છું માટે તમારે મારી સાથે રોકાવું જરૂરી છે

રાજાની પુત્રીના ઉપચાર તો ચાલુ જ રહ્યા હતા અને તે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી રહી હતી, પરંતુ તેવામાં એક દિવસ રાજ્યના દીવાનના માથામાં અસહ્ય દર્દ થવા લાગ્યું અને ઝંડુભટ્ટજીને તેની દવા આપવા જણાવવામાં આવ્યું ઝંડુભટ્ટજીએ જણાવ્યું કે આજે આપના દર્દને દવાથી નહિ પણ એક બીજા પ્રયોગ વડે મટાડવાનો મારો ઇરાદો છે એમણે પેલા ગાયક મિત્રને પોતાની પાસે બોલાવ્યો અને જણાવ્યું કે તમે તમારી સિતાર લઈને આશાવરી રાગિણી વગાડવાનું ચાલુ કરો સમય પણ રાગિણીને અનુકૂળ સવારનો હતો જેમજેમ રાગિણી આશાવરીના સ્વરો દીવાનના કાનમાં જઈ મસ્તકમાં ઘૂમવા લાગ્યા, તેમતેમ દીવાનનું દર્દ ઓછું

થતું ચાલ્યું અને થોડા સમયમાં તો દર્દ બિલકુલ જ મટી ગયું. આ આશ્ચર્યજનક પ્રયોગથી તો દીવાન મુગ્ધ થઈ ગયા. અંતે તેમણે એ હકીકત ઠાકોરસાહેબને જણાવી અને એ જ રાતના દરબાર હોલમાં, એ ગાયકનો જલસો ગોઠવવાનો દીવાનને હુકમ થયો. પરંતુ દૈવયોગે એ જ દિવસે રાજા સાહેબ તાવની બીમારીમાં સપડાયા. ઉપચાર માટે ઝંડુભટ્ટજીને બોલાવવામાં આવ્યા. નાડી તપાસી ઝંડુભટ્ટજીએ જણાવ્યું કે આજે સંગીતનો જલસો બંધ રખાવો, અને હું દવા આપું છું તેથી આરામ થઈ જશે, પરંતુ ઠાકોરસાહેબે જણાવ્યું : "મારા સાંભળવામાં આવ્યું છે કે આપ સંગીત દ્વારા રોગને મટાડી શકો છો, તો આજે મારો આ રોગ સંગીતના પ્રયોગ દ્વારા જ મટાડી આપો. મારે પ્રત્યક્ષ પ્રયોગ દ્વારા એનો ચમત્કાર જાણવો છે.' આ હુકમ થતાં જ ઝંડુભટ્ટજીએ તુરત જ પેલા ગાયક મિત્રને બોલાવી તેને એગણે જણાવ્યું કે ઠાકોરસાહેબને પિત્તજ્વર ચઢ્યો છે, તો તમે સારંગ રાગથી શરૂ કરીને ક્રમશઃ કાન્હડો, બિહાગ અને ખમાચ રાગો સંભળાવો. સંગીત શરૂ થયું અને થોડો સમય ચાલુ રહ્યું. એક પછી એક રાગોના સ્વરો છૂટવા લાગ્યા તેમતેમ પિત્તજ્વરનું વિસર્જન થવા માંડ્યું. થોડા સમય બાદ ઠાકોરસાહેબે જ્યારે નાડી તપાસવા વૈદરાજને જણાવ્યું ત્યારે તો તાવ બિલકુલ ઊતરી ગયેલો જણાયો. મહારાજાની આજ્ઞાથી સંગીત થોડો સમય ચાલુ રહ્યું. સંગીતનો પ્રભાવ અને વૈદરાજનું તે સંબંધીનું જ્ઞાન જાણી ઠાકોરસાહેબે તેમની ઘણી પ્રશંસા કરી.

ન્યુયોર્કમાં 'ડોરા જુડેર્જ' નામની એક સ્ત્રીને નિદ્રારોગ લાગુ પડેલો, તે ઘણા ડૉક્ટરી ઉપચારો થવા છતાં મટતો નહિ. વાયોલીન પર સારો કાબૂ ધરાવનાર એક યુવક નામે હાફમેનને આ વાતની જાણ થતાં તે તે સ્ત્રીના મકાને આવ્યો અને તેના પલંગ પાસે તેણે વાયોલીનના સૂરો છેડવા માંડ્યા. થોડો સમય વાયોલીન ચાલુ રહ્યું ત્યાં તો તે સ્ત્રીની આંખો ખૂલવા લાગી. ત્યારપછી ત્રણ દિવસ સુધી તે સ્ત્રીના પલંગ પાસે વાયોલીન વગાડવાનું ચાલુ રાખ્યું. પરિણામે તેનો આ નિદ્રારોગ નાશ પામ્યો અને તેણે સંપૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત કર્યું.

હાલ એ દેશોમાં પણ સંગીત વડે રોગ મટાડવાના પ્રયોગો શરૂ થયા છે અને માનસિક આંદોલનો દૂરદૂર સુધી ફેંકીને પણ રોગીને રોગમુક્ત કરનારી સંસ્થાઓ ત્યાં કામ કરી રહી છે. આપણા સંગીતાચાર્યો અને આયુર્વેદાચાર્યો પણ આ દિશામાં પોતાના પ્રયોગો શરૂ કરે તેમ ઇચ્છીશું *

* પં. ગોપીવલ્લભના એક હિંદી લેખના આધારે



અમદાવાદની એક વિનોદ પરિષદમાં એક ભાઈએ જ્યોતીન્દ્ર દવેનો પરિચય આપતાં એમને હાડકાંના માળખા તરીકે વર્ણવ્યા.

'અલબત્ત, હું ઘાટે અને ધાટે નબળો છું ખરો, પણ હાડકાં તરફ તો ફક્ત કૂતરાં જ નજર નાખે છે.' જ્યોતીન્દ્રે વળતો જવાબ આપ્યો.

×

# યુગપ્રવાહ

## શ્રી સોપાન

આ માસનો સૌથી મહત્ત્વનો દિવસ ૧૫મી ઑગસ્ટ એ દિવસે ૩૫ કરોડની વસતી ધરાવતો આ દેશ લગભગ બસો વરસની ગુલામીની બેડીમાંથી મુક્ત થયો હિંદના ઇતિહાસમાં ઑગસ્ટ મહિનાએ ખાસ મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે તા ૧લી એટલે લોકમાન્ય ટિળક મહારાજની પુણ્યતિથિ અને પૂ બાપુએ પ્રબોધેલા અસહકારનો જન્મદિન તા ૭મી ઑગસ્ટ એટલે ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની પુણ્યતિથિ તા ૮-૯ ઑગસ્ટ એટલે 'હિંદ છોડો' ને 'કરેંગે યા મરેંગે'નો હિંદી પ્રજાનો સંકલ્પ તથા રાષ્ટ્રવ્યાપી ક્રાંતિનો પ્રારંભદિન તા ૧૫મી ઑગસ્ટ એટલે જગવિખ્યાત મહાયોગી શ્રી અરવિંદનો જન્મદિન અને ઑગસ્ટક્રાંતિના સર્વશ્રેષ્ઠ બલિ શ્રી મહાદેવ ભાઈની પુણ્યતિથિ-અને એ જ દિવસ સ્વાતંત્ર્યની ઉષાનું પ્રાગટ્ય

સ્વાધીનતાદિનનો ઉત્સવ સમગ્ર હિંદની પ્રજાએ અતિ ઉત્સાહ અને જોશથી ઊજવ્યો 'આપણી પ્રજા આર્થિક સંકટોમાંથી હજી બહાર આવી નથી ને જીવનની પ્રાથમિક જરૂરિયાતની બાબતમાં પણ અનેક મુસીબતો ભોગવે છે, પણ સ્વાતંત્ર્યની ચમક કોઈ ઓર હોય છે જે પ્રજાનું હૈયું સાબૂત હોય તે પ્રજા સ્વાતંત્ર્યનું મૂલ્ય સમજી શકે છે ને તેની ખુમારી અનુભવી શકે છે હિંદી પ્રજાએ તા ૧૫મી ઑગસ્ટે જે ઉત્સવ માણ્યો તે ક્ષણિક ઊભરો નહોતો, ઉન્માદ નહોતો, બે વર્ષ સ્વતંત્રતાનો અનુભવ લીધા પછીનો એ આનંદ હતો એટલે એની કિંમત સ્વાતંત્ર્યના પ્રથમ દિનના ઉત્સવ કરતાં યે વિશેષ હતી આ દિવસે રાષ્ટ્રના મહાન નેતાઓએ જનતાને પ્રેરણા અને માર્ગદર્શન આપ્યાં હિંદમાં હજારો નહિ, લાખો સ્થળોએ રાષ્ટ્રધ્વજ લહેરાયો સ્વતંત્ર હિંદના સૈનિકોએ અને કરોડો પ્રજાજનોએ ધ્વજને ભક્તિભરી સલામી આપી હિંદ ફરી કદી ગુલામ બનશે નહિ એની તા ૧૫મી ઑગસ્ટે જગતને ફરી એકવાર પ્રતીતિ થઈ

### પશ્ચિમ બંગાળ

હિંદના તમામ પ્રાંતો કરતાં પશ્ચિમ બંગાળની પરિસ્થિતિ જુદા પ્રકારની છે બંગાળ પ્રાંત જ્યારે સંયુક્ત હતો ત્યારે પણ ત્યાંની કૉંગ્રેસમાં પક્ષો હતાં અને નેતાઓ પરસ્પર લડતા હતા દેશબંધુ ચિત્તરંજનદાસના મૃત્યુ પછી સમગ્ર બંગાળનું નેતૃત્વ લે એવું વ્યક્તિત્વ ત્યાં પ્રગટ્યું નથી પાકિસ્તાનની સ્થાપના થતાં બંગાળના ભાગલા પડ્યા અને હિંદના ભાગે જે પ્રદેશ આવ્યો તે પ્રદેશનું મહત્ત્વ અગાઉ કરતાં યે વધી ગયું પશ્ચિમ બંગાળ આપણો સરહદનો પ્રાંત છે વસતીની દૃષ્ટિએ જોઈએ તો પાકિસ્તાનની લગભગ ૨/૩ વસતી તેની પડોશમાં રહે છે ને તેમાં એક કરોડ જેટલા હિંદુઓ છે બીજી બાજુ પ્રહ્મદેશ છે ને ત્યાંની સ્થિતિ અત્યંત ચિંતાજનક છે એક

બાજુ આસામ અને બીજી બાજુ બિહાર, બન્ને હિંદનાં જ અંગો છતાં આ પ્રાંતો વચ્ચે સરહદનાં ગામો ને પ્રદેશો માટે ભારે વૈમનસ્ય ચાલે છે.

આટલું ઓછું હોય તેમ ત્યાંની રાજકીય સ્થિતિ બહુ વણસેલી છે. રાજકીય ક્ષેત્રે કોંગ્રેસ બહુ જ બળવાન સંસ્થા હોવા છતાં આંતરિક મતભેદોને કારણે એના બળનો સદુપયોગ થઈ શકતો નથી. શ્રી. શરદચંદ્ર બોઝની અંગત પ્રતિષ્ઠા ઘણી છે ને એમણે દેશ માટે નુકસાનકારક માર્ગ પસંદ કર્યો છે. સામ્યવાદીઓનું સૌથી વિશેષ જોર બંગાળમાં છે. આ ઉપરાંત લગભગ ૨૦ જેટલા ઉદ્દામ કહેવાતા રાજકીય પક્ષો બંગાળમાં છે, આનું પરિણામ બહુ બૂરું આવ્યું છે, બંગાળનું રાજકારણ ડહોળાઈ ગયું છે. લાંચરુશવત અને કાળા બજારે માઝા મૂકી છે. તોફાનીતત્ત્વો જોરમાં આવી ગયાં છે અને અવારનવાર અશાંતિ ફાટી નીકળે છે. પશ્ચિમ બંગાળ મહારોગમાં સપડાયું હોય એવી સ્થિતિ ત્યાં થઈ ગઈ છે.

### પડકાર ઝીલ્યો !

આવી પરિસ્થિતિમાં કલકત્તાના એક વિભાગની પેટાચૂંટણીમાં કોંગ્રેસના ઉમેદવારની હાર થઈ અને શ્રી. શરદબાબુનો વિજય થયો. કોંગ્રેસનો વિરોધ કરનારા પક્ષોએ જોરશોરથી જાહેર કર્યું, કે લોકોનો વિશ્વાસ કોંગ્રેસ ઉપરથી ઊઠી ગયો છે. આ ચૂંટણી તેનો પુરાવો છે. તોફાનો તો અવારનવાર ચાલતાં જ હતાં, કોંગ્રેસીઓની અંદરના મતભેદો ઉગ્ર બનતા જતા હતા, તેમાં ચૂંટણીનું આવું પરિણામ આવતાં પંડિત જવાહરલાલ જાતે કલકત્તા ગયા અને ત્રણ દિવસ રહી સ્થાનિક પરિસ્થિતિનો અભ્યાસ કર્યો. પંડિતજીના આગમન સામે સમાજવાદી પક્ષ સહિતના ઉદ્દામવાદી પક્ષોએ વિરોધ પોકાર્યો અને એમની જાહેર સભાનો બહિષ્કાર કરવા લોકોને હાકલ કરી. સભામાં બોંબ ફેંકાયા, એક પોલીસ અધિકારીનું મૃત્યુ થયું, એક પિસ્તોલધારી જુવાન પકડાયો, કોંગ્રેસવિરોધીઓએ સામે સભા ભરી. પણ પરિણામ જુદું જ આવ્યું. પંડિતજીની સભામાં દસ લાખ માનવીઓ હાજર રહ્યા અને વિરોધીઓની સભામાં માત્ર એક હજાર! આનો અર્થ એ થયો કે પેટાચૂંટણીમાં કોંગ્રેસ ઉમેદવારને પરાજય મળ્યો તેનું કારણ સ્થાનિક અસંતોષનું જ હતું.

પંડિતજીએ પોતાની મુલાકાતનો અહેવાલ કોંગ્રેસની વડી કારોબારી સમક્ષ રજૂ કરતાં કારોબારીએ એક અતિ મહત્ત્વનો નિર્ણય કર્યો. કારોબારીએ ઠરાવ કર્યો કે આવતા ૭ માસની અંદર પશ્ચિમ બંગાળમાં સામાન્ય ચૂંટણી કરવી અને પશ્ચિમ બંગાળની જનતા જેને ઇચ્છે તેના હાથમાં પ્રાંતનો વહીવટ સોંપવો. પશ્ચિમ બંગાળની અશાંત સ્થિતિમાં આ નિર્ણયથી કેટલાક ચોંકી ઊઠ્યા, પણ સૌએ કોંગ્રેસની હિંમત અને લોકશાહી સિદ્ધાંતો પ્રત્યેની નિષ્ઠાની પ્રશંસા કરી. કોંગ્રેસ કારોબારીએ આ નિર્ણય કરીને ઉદ્દામ પક્ષોનો પડકાર ઝીલી લીધો છે. દેશમાં અને દુનિયામાં જેઓ એમ માનતા હોય કે કોંગ્રેસનું બળ તૂટી ગયું છે તેમને હવે પોતાનું બળ બતાવી સત્તા ઉપર આવવાની તક મળે છે. કોંગ્રેસ જે પ્રાંતમાં સૌથી વિશેષ કમજોર ગણાય છે ત્યાં જ ચૂંટણીનું મેદાન ખુલ્લું મુકાયું છે.

### ઉદ્દામોનું સંગઠન

પશ્ચિમ બંગાળમાં ફરીને સામાન્ય ચૂંટણી કરવાનો નિર્ણય થયો છે ત્યારથી કોંગ્રેસ અને કોંગ્રેસવિરોધી મોરચે મોટા પાયા ઉપર સંગઠનની પ્રવૃત્તિ શરૂ થઈ છે. કોંગ્રેસના

વરિષ્ઠ નેતાઓ તો કોંગ્રેસની નબળાઈઓ વિશે ઘણા વખતથી જાગ્રત હતા અને તે દૂર કરવા પ્રયત્નો પણ કરતા હતા આ બનાવ પછી આવુ ભાન પ્રાંતિક નેતાઓમાં પણ જાગ્યુ છે અને સમજદાર વર્ગને એવી ખાતરી થઈ છે, કે એ કોંગ્રેસનુ તંત્ર વિશુદ્ધ અને બળવાન બનાવવામાં નહિ આવે તો તે પ્રતિદિન વધુ નિર્બળ બનતું જશે અને આ દેશમાં અરાજકતા ફેલાશે જનતાના વિશાળ સમુદાયનો કોંગ્રેસને ટેકો છે અને હજારો લાખો કોંગ્રેસી કાર્યકરો ત્યાગ અને સ્વાર્પણની ભાવના સેવી રહ્યા છે આવાં શુભ તત્ત્વો કોંગ્રેસ જેટલા પ્રમાણમાં બીજા કોઈ પક્ષ પાસે નથી પરંતુ કોંગ્રેસ સત્તાના આસન ઉપર બેઠી ત્યારથી અમુક વર્ગમાં સત્તાલોલુપતા જાગી છે અને જેઓ કોંગ્રેસથી દૂર હતા તેવા કેટલાક સત્તાના લાલચુ માણસો કોંગ્રેસમાં પેસી ગયા છે કોંગ્રેસનો પાયો સત્ય અને સેવા ઉપર રચાયેલો છે એટલે કોંગ્રેસ આજે વિશુદ્ધ તથા શક્તિશાળી બનવા કટિબદ્ધ થઈ છે

બીજી બાજુ કોંગ્રેસનો વિરોધ કરનાર પક્ષો સંગઠન સાધવા લાગ્યા છે આ બધા પક્ષો અતિ નાના છે જનતાનું પીઠબળ એમને નથી તેઓ સંયુક્ત થાય તો યે કોંગ્રેસનો મુકાબલો કરવાની એમની તાકાત નથી પરંતુ એમની વચ્ચે જ એટલા મતભેદો છે કે કાયમી સંયુક્ત મોરચા માટે ખાસ આશા નથી બહુ બહુ તો કોંગ્રેસ સામે ચૂંટણીજંગ જીતવા તેઓ એકત્ર થઈ શકે, પણ ત્યાં યે સત્તાની ખેંચતાણ એમના બળને તોડી નાખે એવો ભય છે છેલ્લા કેટલાયે દિવસથી કલકત્તામાં મંત્રણાઓ ચાલી રહી છે શ્રી શરદબાબુ સમજી ગયા છે કે પશ્ચિમ બંગાળમાં એમના નેતૃત્વ વિના કોઈ પક્ષને ચાલવાનું નથી એ જ રીતે સમાજવાદી પક્ષને પણ ખબર પડી ગઈ છે કે ઉદ્દામ કહેવાતા પક્ષોમાં સૌથી મોટો પક્ષ એમનો છે માટે એમનો સહકાર બીજા પક્ષોને અનિવાર્ય છે આ પરિસ્થિતિમાં સૌ પોતપોતાનો લાભ જુએ છે ને આગળ આવવા મથે છે લોકશાહી તંત્રમાં વિરોધપક્ષની આવશ્યકતા મનાઈ છે, પણ વિરોધપક્ષ ચોક્કસ પ્રકારના કાર્યક્રમ વાળો, સત્તાધારી પક્ષથી બે ડગલાં આગળ જનારો અને સૌથી વિશેષ રાષ્ટ્રીય ભાવના વાળો હોવો જોઈએ લોકશાહીમાં સાચો વિરોધપક્ષ સરકારની દરેક પગલાંની ટીકા ન કરે, રાષ્ટ્રની આપત્તિ વખતે પક્ષીયભાવના ભૂલી જાય, સમગ્ર રાષ્ટ્રને લાભદાયી પ્રવૃત્તિમાં સરકારને સહકાર આપે પરંતુ આ દેશના દુર્ભાગ્યે આપણે ત્યાંના વિરોધપક્ષો આ રીતે વર્તતા નથી તેઓ આંખ મીંચીને સરકારનો વિરોધ કરે છે અનાજ અને અન્ય વસ્તુના વિશેષ ઉત્પાદનમાં તેઓ સહકાર આપવાને બદલે અંતરાયો નાખે છે, કેમ જાણે કોઈ પરદેશી સત્તા દિલ્હીમાં રાજ કરતી હોય તેવી રીતે વિરોધપક્ષો વર્તે છે એમનુ રાજકારણ કોઈ રચનાત્મક ભૂમિકા ઉપર મંડાયેલું નથી, પરંતુ કોંગ્રેસની નબળાઈઓ અને કોંગ્રેસ સરકારની ક્ષતિઓ ઉપર જ તેઓ રાચે છે

## એકીકરણની દિશામાં

ઑગસ્ટની પહેલી તારીખે મુંબઈ પ્રાંતમાં ભળેલા વડોદરા, કોલ્હાપુર, ગુજરાત અને દક્ષિણનાં નાનાં રાજ્યોનુ એકીકરણ સંપૂર્ણ બન્યું ગુજરાતી ભાષા બોલતા પ્રદેશોમાં હવે કચ્છ અને સૌરાષ્ટ્ર મુંબઈ પ્રાંતથી નિરાળાં રહ્યાં છે સૌરાષ્ટ્રના જોડાણની વાતો ઘણા સમયથી થાય છે આ જોડાણ થયા પછી કચ્છના એકીકરણનો પ્રશ્ન સાવ સહેલો બની જશે હિંદ સરકારની છેલ્લાં બે વર્ષની સિદ્ધિઓમાં સૌથી મોટી સિદ્ધિ રિયાસતી ક્ષેત્રે થયેલી છે જે થોડાંક રાજ્યો અલગ-

રહ્યાં છે તે પણ હવે એકરૂપ થવા લાગ્યાં છે. તેહરી ગઢવાલ અને કુચબિહારનો સવાલ પતી ગયો છે, એક રાજ્ય યુક્ત પ્રાંતને સોંપાયું છે ને બીજું મધ્યસ્થતંત્ર નીચે મુકાઈ ગયું છે.

દેશી રાજ્યોમાંથી જે રાજ્યો પ્રાંત સાથે જોડાઈ ગયાં છે તે તો સર્વપ્રકારે એક જ હરોળમાં આવી ગયાં છે, પરંતુ જ્યાં જુદા સંઘો અને એકમો રચાયાં છે ત્યાં એકીકરણનું કાર્ય હજી ચાલે છે. આ બાબતમાં રાવ સમિતિનો બંધારણનો ખરડો અને શ્રી. કૃષ્ણમાચારી–સમિતિનો નાણાંકીય એકીકરણનો અહેવાલ આ સંઘોને પ્રાંતોની હારમાં મૂકી દે છે. ખરેખર, આ અદ્ભુત ક્રાંતિ છે; માત્ર એ જ વર્ષમાં હિંદુસ્તાનનો દેહ સર્વ અંગોથી પુષ્ટ બને છે અને એક જ તેજસ્વી આત્મા સર્વ અંગોને શક્તિ આપે છે.

હૈદ્રાબાદની સ્થિતિ જેમ હતી તેમ જ હજી છે. આ વર્ષની આખરે ત્યાંની લોકસભા માટે પુખ્તવયના મતાધિકારના ધોરણે ચૂંટણી થવાની છે. એ પછી હૈદ્રાબાદના ભાવિનો છેવટનો નિર્ણય થશે.

## પાકિસ્તાનની નીતિરીતિ

પાકિસ્તાન સાથેના આપણા સંબંધો સુધર્યા નથી. કાશ્મિરની યુદ્ધબંધીની હરોળ નક્કી થઈ છે; પરંતુ તેથી આગળ જઈ શકાયું નથી કાયમી સમાધાનની દિશામાં મુદ્દલ પ્રગતિ થઈ નથી. 'આઝાદ કાશ્મિર દળો' અને યુદ્ધવિરામની રેખા એ બે જટિલ પ્રશ્નો છે. આ બાબતમાં પાકિસ્તાનનું વલણ તદ્દન અન્યાયી છે; છતાં કાશ્મિર પંચ એ વિશે કશાં ઉગ્ર પગલાં લેવા તૈયાર નથી.

નિર્વાસિતોની મિલકતનો સવાલ કાશ્મિર જેટલો જ ઉગ્ર બની રહ્યો છે. હિંદમાંથી પાકિસ્તાન ચાલ્યા ગયેલા મુસ્લિમો લગભગ બે અબજની મિલકત છોડી ગયા છે, જ્યારે પાકિસ્તાનમાંથી હિંદ આવેલા હિંદુઓ અને શિખોની ત્યાં લગભગ ચૌદ અબજની મિલકતો પડી છે. પાકિસ્તાન આ મિલકતો હજમ કરી જવા માગે છે એ હવે સાફ દેખાય છે. હિંદી સરકાર કોઈ પણ ભોગે આ મેલી મુરાદ બર નહિ આવવા દે એવો અમને વિશ્વાસ છે; પરંતુ આવા કલહને પરિણામે બન્ને દેશોની પ્રગતિને તો બાધા આવે જ છે નિર્વાસિતો સંબંધમાં પાકિસ્તાને આજ સુધી લગભગ ગુંડાગીરી જ કરી છે. હિંદની ભલમનસાઈનો સદાય દુરુપયોગ થયો છે. હિંદ સરકાર આ વિશે ખૂબ જાગૃત અને ઉગ્ર છે તે સંતોષની બીના છે.

પંજાબની સતલજનદીના પાણીનો ઝઘડો પણ આગળ વધતો જાય છે. પંજાબના ભાગલા પડતાં નહેરો અને નદીઓનો મોટો ભાગ પાકિસ્તાનના હાથમાં ગયો છે, છતાં તેને સંતોષ નથી. હિંદ પોતાના વિભાગની નદીઓને વિકસાવવા માગે છે તે પાકિસ્તાનને મંજૂર નથી. આ માટે ચોક્કસ કરારો થયા છે તેની પણ પાકિસ્તાન અવગણના કરે છે.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ અને પાકિસ્તાનીઓ ઘોર અન્યાયનો ભોગ બન્યા છે. આ અન્યાયના નિવારણ માટે હિંદ સરકારે ભારે જહેમત ઉઠાવી સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાં દક્ષિણ આફ્રિકા ઉપર વિજય મેળવ્યો છે અને એમ નક્કી કરાવ્યું છે, કે આ સવાલની હિંદ, પાકિસ્તાન અને દક્ષિણ આફ્રિકા વચ્ચે ગોળમેજી પરિષદ દ્વારા ચર્ચા કરવી. આ બાબતમાં પણ પાકિસ્તાન વિચિત્ર વલણ ધારણ કરી રહ્યું છે. હિંદના પ્રયત્નોને તે સાથ આપતું નથી.

આ બધા બનાવોમાં સ્વાતંત્ર્યદિને કરાચીમાં હિંદના રાષ્ટ્રધ્વજનું અપમાન થયું તે ઉમેરીએ તો ત્યાંના લોકોના માનસમાં કેવું ઝેર ભરવામાં આવ્યું છે તેનો પરિચય મળે.

તા. ૨૦–૮–'૪૯

# અખંડ આનંદ

## ઑક્ટોબર અંકની અનુક્રમણિકા

૧૪,૦૦૦થી વધુ પ્રતોનો ફેલાવો પામેલું 'અખંડ આનંદ' આજે ગુજરાતનું સૌથી વધુ સમૃદ્ધ, સૌથી વધુ લોકપ્રિય અને સૌથી વધુ સસ્તું માસિક બન્યું છે લગભગ ૧,૫૦,૦૦૦ માણસો દર મહિને 'અખંડ આનંદ'નું વાચન કરે છે દર મહિને ગ્રાહક સંખ્યા વધતી જ જાય છે સંપાદક અને સંચાલકની ધારણા કરતાં યે 'અખંડ આનંદ' આગળ વધી રહ્યું છે

આ અંક આપે વાંચ્યો તે બીજા વર્ષનો અગિયારમો અંક છે આવતો અંક બારમો એટલે છેલ્લો થશે. એ અત્યારે પ્રેસમાં છે એની અનુક્રમણિકા ઉપર નજર નાખતાં વાચનની સમૃદ્ધિ અને વૈવિધ્યનો ખ્યાલ આવી શકશે



## —ત્રીજા વર્ષનો પ્રથમ અંક દિપોત્સવી અંક—

પહેલાં બે વર્ષમાં 'અખંડ આનંદ'નો પહેલો અંક જેટલો સમૃદ્ધ બન્યો છે તે કરતાં યે વિશેષ ત્રીજા વર્ષનો પ્રથમ અંક બનશે ગુજરાતના શ્રેષ્ઠ લેખકોનો સહકાર વિશેષ પ્રમાણમાં મેળવ્યો છે આ પ્રથમ અંકનું નક્કર વાચન (જા. ખ. સિવાય) પાનાં ૨૦૦

દરેક વખતે પહેલો અંક પ્રસિદ્ધ થતાં જ ખલાસ થાય છે ને પછી સેંકડો ગ્રાહકોને નારાજ કરવા પડે છે અત્યારના ગ્રાહકોની અનુકૂળતાએ આ અંકની ૨૫થી ૧૬ હજાર નકલ જ છપાશે તમે તમારી જરૂરિયાત સત્વર જણાવો વાર્ષિક ગ્રાહક થઈ આ માપના (જા. ખ. સિવાય) ૧૬૦૦થી વધુ પાનાનું વાચન ઘેરબેઠાં માત્ર ૬-૮-૦માં મેળવો

## છેલ્લા બે માસનાં નવાં પ્રકાશનો

**ગીતાંજલિ:** (ટાગોરકૃત) અનુ૦: સ્વ૦ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) સરળ ગુજરાતી ભાષાંતર. પાન ૧૦૪: કિં. ૦-૬

**શ્રીસત્યનારાયણની કથા:** મૂળ શ્લોકો સાથે સરળ ભાષાંતર. વિષ્ણુસહસ્રનામના પાઠ સહિત. પાન ૧૨૮: કિં. ૦-૧૦

**સો ભજનો:** મુનિશ્રી નાનચંદ્રજીએ ચૂંટીને પસંદ કરેલાં સો ભજનોનો કંઠે કરવા જેવો ઉપયોગી સંગ્રહ. પાન ૬૪ : કિં. ૦-૬

**બાળકોનો આનંદ:** લે૦ શ્રી. સોમાભાઈ ભાવસાર. બાળકોને સદ્‌વિચારો અને સારી ભાવનાઓની જ્ઞાનસામગ્રી પૂરી પાડતું પુસ્તક. પાન ૯૬ : કિં. ૦-૬

**પંચાંગ-શુદ્ધ ગ્રહલાઘવીય (સં. ૨૦૦૬નું):**
ઉપયોગી બાબતો, આશૌચનિર્ણય, માસવાર ફળ, રાશિવાર ભવિષ્ય વગેરે હકીકતો સાથે કદ ૬॥"×૧૦", પાન ૧૧૨ : કિં. ૦-૯

**ગુલાબસિંહ:** (સ્વ૦ મણિલાલ નભુભાઈ દ્વિવેદી કૃત) જીવનના અતિગૂઢ તત્ત્વજ્ઞાનના વિચારોથી ભરપૂર છતાં ઉન્નત જીવન જીવવાની ભાવના પ્રેરતી નવલકથા સામાન્ય વાચકોને પણ લીન કરી દે તેવી આકર્ષક છે. પાન ૪૪૦ : કિં. ૪-૦

## હવે પછી પ્રગટ થશે

**શ્રીતુલસીકૃત રામાયણ:** નવી ૧૦મી આવૃત્તિ છપાય છે.
**દેશ અને કાળ:** (સ્વામીશ્રી માધવતીર્થ કૃત) છપાય છે.
**વનરાજ ચાવડો:** શ્રી. મહીપતરામ રૂપરામ નીલકંઠકૃત. છપાય છે.

## સાર્વજનિક લાયબ્રેરીઓ માટે

ખંભાતના એક ગૃહસ્થ તરફથી આ સંસ્થાએ પ્રકટ કરેલ શ્રીમદ્ ભાગવતના સવાસો સેટ **અર્ધા મૂલ્યે એટલે માત્ર રૂ. ૫)માં** સાર્વજનિક લાયબ્રેરીઓ માટે આપવાના છે. વધુ પૈસા ન ખરચી શકે એવા જિજ્ઞાસુને પણ આ લાભ મળશે. એટલે જેઓ આ લાભ લેવા ઇચ્છતા હોય તેમણે:

૧. શ્રીમદ્ ભાગવતની અરધી કિંમત રૂ. ૫) તથા ટપાલ ખર્ચના રૂ. ૧॥= મળી કુલ રૂ. ૬॥= મોકલી સેટ મંગાવી લેવો.

૨. માત્ર સવાસો સેટ જ આ રીતે આપવાના હોઈ, પૈસા મળશે તે ક્રમે સેટ મોકલાશે. સેટ પૂરા થયે આવેલાં નાણાં સ્વીકારવામાં આવશે નહિ.

# : અખંડ આનંદ :

## સંપાદન

* આ માસિકમા સામાન્ય જનોને ઉપયોગી થાય એવા ને અસરકારી છતા સાદી ભાષામા અને સરળ શૈલીમાં લખાયેલા લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન તેમ જ જ્ઞાન વૈરાગ્યાદિ જનકલ્યાણકારી લેખો સ્વીકારવામા આવે છે

* માસિકની પ્રસિદ્ધિ સાથે જ લેખકોને પુરસ્કાર, છપાયેના લેખની ત્રણ પ્રતો અને અંક મોકલવામા આવે છે

* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામા આવ્યુ હોય તો, પરત કરવામા આવે છે નહિ તો બીજે મહિને તે રદ કરવામા આવે છે

* માસિક માટેનું દરેક લખાણ સાફ અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલું હોવુ જરૂરી છે પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવુ

* તંત્રી સાથેનો તમામ પત્ર વ્યવહાર નીચેને સરનામે જ કરવો તેમ જ બદલાના પત્રો પણ ત્યા જ મોકલવા


તંત્રી 'અખંડ આનંદ'
ગુલબહાર, મેટ્રોની પાછળ,
એફ રોડ, મુબઈ-૧


## વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે

* વાર્ષિક લવાજમ રૂ ૬-૮ છે બ્રહ્મદેશ માટે રૂ. ૭) પરદેશ માટે રૂ ૧૦) છે તે (૧) સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુમ્બઈ-૨ એ ઠેકાણે ભરી શકાશે

* આ માસિક દ્વારા ગ્રાહકોને ૧૬૦૦ પાનાનું વાર્ષિક વાચન અપાય છે

* વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો

* લવાજમ મનીઑર્ડરથી મોકલતાં મનીઑર્ડરની કુપન પર પૂરુ ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવુ

* મહિના બે મહિના માટે સરનામુ બદલાવવુ હોય, તો પોતાના પોસ્ટ માસ્તરને લખવું સરનામુ વખતસર નહિ બદલાવનારનો અંક જૂના સરનામે રવાના થતા, બાજો અંક મૂલ્ય લીધા સિવાય મોકલાતો નથી

* પત્રવ્યવહારમાં ગ્રાહક નબર અવશ્ય જણાવવો

* ૧લી નવેમ્બર ૧૯૪૬થી બીજુ વર્ષ શરૂ થઈ ગયું છે હાલ ઓકટોબર માસથી નવા ગ્રાહક નોધાય છે

* માસિક સાથે પુસ્તકો વી પી થી મોકલાતાં નથી

* નમૂનાના અંક માટે રૂ ૧) મોકલી આપવો


સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર, પો બો ન ૧૦ અમદાવાદ

# અનુક્રમ :




સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી : સોપાન

મુદ્રક ને પ્રકાશક : ત્રિભુવનદાસ ઠ૦ ઠક્કર

મુદ્રણ અને પ્રકાશન સ્થાન : સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ–અમદાવાદ

# અખંડ આનંદ

વર્ષ ૨, અંક ૧૨ ]   તંત્રી : સોપાન   [ ઓક્ટોબર ૧૯૪૯

## પ્રેમ અને નિયમન

સમાજની રચના શી રીતે અને શા માટે થઈ હશે તે સમાજની પ્રત્યેક વ્યક્તિએ સમજવું જોઈએ, કારણ કે વ્યક્તિમાત્ર સમાજનું એક અંગ છે. મહાન ઇમારતની એકાદ બે ઈંટ નબળી હોય તેથી ઇમારત તૂટી પડે નહિ પરંતુ ઇમારતથી એટલી નબળાઈ તો ગણાય જ દરેક વ્યક્તિએ સમાજના અંગ તરીકે આ રીતે જ વિચાર કરવો જોઈએ

જે સમાજમાં આપણે શ્વાસોચ્છ્વાસ લઈએ છીએ તેની રચના વિષે કંઈ જાણતા જ ન હોઈએ તો તેને ઉપયોગી બની શકીએ નહિ, તેમ તેનો પૂરો લાભ પણ ઉઠાવી શકીએ નહિ જીવન સાથે સંબંધ ધરાવતી દરેક બાબત પરત્વે સમજદાર માણસે પૂરતું જાણી લેવું જોઈએ

જે સમાજમાં આજે આપણે જીવીએ છીએ તે સમાજની રચના કોઈ ચોક્કસ દિવસે કે ચોક્કસ સ્થળે થઈ નથી. અમુક વ્યક્તિએ સમાજનું બંધારણ ઘડ્યું છે એમ પણ નથી સાવ કુદરતી ધોરણે સમાજનો ઉદ્ભવ થયો અને અનેક બળોના પ્રતાપે આજ સુધીનો વિકાસ સધાયો

માનવીના દિલમાં જે ક્ષણે ભય અને પ્રેમની લાગણી જન્મી હશે તે જ ક્ષણે સમાજ રચનાનું બીજ રોપાઈ ગયું હશે ભયમાંથી રક્ષણની અને સાથે રહેવાની વૃત્તિ જન્મી હશે અને પ્રેમમાંથી મમતા પેદા થઈ હશે આ બંને વૃત્તિ આજે પણ આપણામાં પડેલી જ છે આજે પણ જીવનમાં અનેક જાતની સલામતી માટે અને અંતરમાં પ્રગટેલી મમતાને માર્ગ આપવા આપણે સમાજમાં અને કુટુંબમાં રહીએ છીએ મૂળમાં પડેલી આ લાગણીઓ ધીમેધીમે શુદ્ધ થતી ગઈ છે અને આપણે આ સ્થિતિએ આવી પહોંચ્યા છીએ

આપણે જોયું છે કે માનવી સામે જે કુદરતી અને અકુદરતી આફતો આવે છે તેનો સામનો એ એકલો રહીને કરી શકતો નથી આપણે એ પણ જોયું છે કે સાથે રહેવાથી ને સહકાર કરવાથી મહાન કાર્યો પણ માનથી સહેલાઈથી બની શકે છે જીવનની સામાન્ય જરૂરિયાત અન્ન, વસ્ત્ર અને રહેઠાણ કોઈ પણ માણસ, માત્ર પોતાને બળે મેળવી શકે નહિ પરસ્પર સહકાર વિના જીવન અશક્ય બની જાય

આ ઉપરથી આપણે એટલું જોઈ શકીએ છીએ કે સમાજની રચનાના મૂળમાં ભલે ભય અને પ્રેમની લાગણી હોય, પરંતુ જેમજેમ આપણો વિકાસ થતો ગયો તેમતેમ આપણે ભયની લાગણીનું રૂપાંતર કરતા ગયા. આપણને ખાતરી થઈ ગઈ છે કે સામાજિક જીવન ન હોય તો પાણી વિના જેમ માછલી તરફડીને મરી જાય છે, તેમ સામાન્ય મનુષ્ય પણ ઝૂરીઝૂરીને નાશ પામે. આ ખાતરી આપણાં હૃદય સુધી પહોંચી ગઈ છે અને આપણે બીજાઓ સાથે ભયથી જોડાયેલા છીએ તે ભૂલી ગયા છીએ, ભય જતાં હવે પ્રેમ જ પ્રાધાન્ય ભોગવે છે. આપણને ખાતરી થઈ છે કે સમાજની સલામતી પ્રેમની ભાવના પોષવામાં અને વિકસાવવામાં રહેલી છે.

એક બીજો મુદ્દો પણ લક્ષમાં રાખવા જેવો છે. વ્યક્તિ અને સમાજના વિકાસ માટે જેટલી જરૂર પ્રેમતત્ત્વની છે તેટલી જ જરૂર વ્યવસ્થાની, શિસ્તની–નિયમનની છે. જ્યાં બે માણસ ભેગા થયા ત્યાં નિયમ કર્યા વિના ચાલે જ નહિ. આ વ્યવસ્થા કે નિયમન સ્વતંત્રતાને બાધક નથી પણ સ્વતંત્રતાની શોભા છે. સ્વતંત્રતાનું મૂલ્ય આપણે સ્વીકારીએ તો બીજાની સ્વતંત્રતાને બાધ આવે એવું કશું કરીએ નહિ. દરેક વ્યક્તિ સ્વતંત્ર છે એમ માન્યા પછી જો આપણે વ્યવસ્થા ન ગોઠવીએ તો પરસ્પર ત્રાસરૂપ થઈ પડીએ એમાં મુદ્દલ શંકા નથી.

પ્રગતિ સાધવા ઇચ્છનારે તો અનેક પ્રવૃત્તિઓ કરવી જોઈએ, અને જેમ પ્રવૃત્તિ વધારે તેમ નિયમન પણ વધારે; પરંતુ કશી યે પ્રવૃત્તિ વિના પડી રહેવું હોય તો યે નિયમન વિના ચાલે નહિ. એક ઓરડામાં બે-માણસો નિયમ વિના રહેતા હોય એવી કલ્પના કરવા માત્રથી એની ઉપયોગિતા સમજાશે. બંને સાથે જ ગાવા ઇચ્છે તો? સાથે જ બોલે તો! સાથે જ દોડાદોડ કરે તો? કંઈ નહિ તો કોણ ક્યારે શું કરે તેની, લખ્યા વિનાની વ્યવસ્થા એમણે ગોઠવી જ જોઈએ. જો બે માણસ માટે આ વાત ખરી હોય તો કુટુંબના બાર, જ્ઞાતિના બાર હજાર, દેશના બત્રીસ કરોડ અને જગતના બે અબજ માટે તો કેટલી બધી સાચી છે! સમગ્ર માનવસમાજ વ્યવસ્થા અને નિયમન સ્વીકારે તો જ દુનિયા ચાલી શકે. દરેક સ્વતંત્ર વ્યક્તિ બીજાની સ્વતંત્રતાનું બહુમાન કરે તો જ સ્વતંત્રતા નભી શકે. જો પ્રેમ એ સમાજનું હૃદય છે તો વ્યવસ્થા અને નિયમન સમાજ-શરીરનાં ફેફસાં છે. આપણે આપણો ને આપણા દ્વારા સમાજનો વિકાસ સાધવા ઇચ્છતા હોઈએ તો આ બે તત્ત્વોને કદી યે ભૂલીએ નહિ.

જેમ સમાજ બાંધવામાં ભયની લાગણીએ પ્રથમ ભાગ ભજવ્યો, તેમ વ્યવસ્થામાં પણ બન્યું છે. આજની વ્યવસ્થાનો આધાર જેટલા પ્રમાણમાં પોલીસ ઉપર છે તેટલા પ્રમાણમાં આપણે પ્રાથમિક દશાના માણસો છીએ. આપણે ભય ત્યાગી જેમ પ્રેમથી કુટુંબરચના કરી તેમ ઉપરથી લદાયેલું નિયમન ભૂલી જઈ સ્વાભાવિક રીતે વ્યવસ્થા જાળવશું, તે દિવસે કુટુંબ અને સમાજ એકરૂપ બની જશે અને માનવી પૂર્ણ વિકાસની દિશા તરફ પ્રગતિ કરશે.

શ્રી

# બાપુનાં સંભારણાં

શ્રી રવિશંકર મહારાજ

સંપાદક અધ્યા. બિપિનજી ઝવેરી

એમ. એ. પીએચ. ડી.

અધ્યાપક શ્રી બિપિન ઝવેરી પૂ. રવિશંકર મહારાજની વાણી ઝીલવા અને ભક્તિભાવે એમના કાર્યનું અવલોકન કરવા બનાસકાંઠામાં ગયા હતા. પંદરવીસ દિવસના સહવાસમાં મહારાજના મુખેથી પરમપૂજ્ય ગાંધીજીના જે સંસ્મરણો એમણે સાંભળ્યા તે નોંધી લીધા, તે પછી ઠીક રીતે લખી નાખી મહારાજને વંચાવ્યા અને એમની સંમતિ મેળવી. શ્રી બબલભાઈ મહેતા પણ આ ઉપર નજર ફેરવી ગયા છે. આવા સંસ્મરણો પ્રજાના હૃદયમાં સંઘરાવા જોઈએ તે હેતુથી તેમાંના થોડાક 'ગાંધી જયંતી સપ્તાહ' પ્રસંગે અહીં રજૂ કર્યાં છે. આમાં રમૂજ સાથે કેવું ઉચ્ચ જીવનદર્શન છે!

ગાંધીજીએ સેવાગ્રામ વસાવ્યાને બહુ વખત નહોતો થયો. એકવાર બાપુ સાથે ફરવા જતાં મહારાજની નજર વારંવાર એમના પગ તરફ વળવા માંડી. તેમણે જોયું કે બાપુના એક ચંપલના તળિયાનું ચાપા તરફનું ચામડું એવી રીતે ઊખડી ગયું હતું કે પગ જમીન સાથે ઘસાતો હતો ને ત્યાં વાગતું હતું, પણ બાપુ એની પરવા નહોતા કરતા.

તેમણે કહ્યું

'બાપુ, આ ચંપલ સંધાવી લેતા હો તો?'

'અહીં શેગાંવમાં મોચી શેનો મળે?'

'અહીં ન હોય તો પાસેના ગામમાં ફકે રહે છે તેની પાસે સંધાવીએ. આપણી મસગ એ સાંધી આપે છે.'

'મારી સ્વદેશીની વ્યાખ્યા તો તું જાણે છે. નિકટમાં નિકટનું હોય તે સ્વદેશી. બને ત્યાંસુધી પોતે બનાવેલી વસ્તુ જ વાપરવી. એ ન બને તો પોતાનાં નિકટનાં સ્વજનની બનાવેલી. એ ન મળે તો પડોસીએ બનાવેલી. એ પણ ન મળે તો મહોલ્લાની, ને તે પણ શક્ય ન હોય તો ગામની. મારે તો એ અહીં શેગાંવમાં સંધાતી હોય તો જ સંધાવવી છે. બહાર સંધાવું તો ગામડાને સ્વાશ્રયી કરવાનું જે વ્રત લઈને અહીં આવી બેઠો છું તેનો ભંગ થાય.'

મહારાજ કાંઈ બોલ્યા નહિ, પણ ગાંધીજીને રોજ આમ વાગ્યા કરે તે એમને ગમ્યું નહિ. તેમણે મનમાં ગાંઠ વાળી કે આનો કાંઈ તોડ તો કાઢવો જ જોઈએ.

બીજે દિવસે તેમણે આશ્રમના માણસોને કહ્યું

'ગામમાં કોઈ મોચી નથી?'

બધાંએ કહ્યું 'ના'

'પણ બાપુની ચંપલ તો સંધાવી જ જોઈએ. તમારામાંથી કોઈને ચમારકામ નથી આવડતું?'

'હા રે, મને બહુ સારું આવડે છે. હું કરી આપું' આશ્રમમાં વસતા મોહનભાઈ નામના એક રજપૂતે કહ્યું.

મોહનભાઈ બહુ જ ઉસ્તાદ કારીગર નીકળ્યા. એમણે ચંપલનું વળી ગયેલું અડધિયું કાપી નાખ્યું ને ખીલીઓ લઈ એક જાડા ચામડાનો ટુકડો જડી દીધો. એવી મજબૂત રીતે જડ્યો કે આખી ચંપલ ઘસાઈ જાય પણ એ ભાગ છૂટો ન થાય.

ચંપલ તૈયાર થયે મહારાજે તપાસ્યા તો નવું ચંપલ બીજા ચંપલ કરતાં વજનમાં બમણું થયું!

મહાત્માજીને ચંપલ આપતાં મહારાજે કહ્યું

'બાપુ, ચંપલ સંધાઈ ગયું છે, પણ વજનમાં બહુ ભારે થઈ ગયું.'

ચંપલ હાથમાં લઈને તપાસી સ્મિત કરતાં બાપુએ કહ્યું :

'ભારે થયું એટલે કિંમતમાં વધારે થયું. એટલે આપનાર ભૂલ્યો છે. એણે વધારે માલ આપ્યો છે. લેનાર નથી ભૂલ્યો. અને એ તો સ્વદેશી ચંપલ છે ને ?'

આના અનુસંધાનમાં ગાંધીજીનો સ્વદેશીનો આગ્રહ દર્શાવતો એક બીજો ટુચકો મહારાજ કહે છે:

શેગાંવમાં હજામ ન મળે. એટલે બાપુની હજામત પ્યારેલાલ કરતા અને પ્યારેલાલની હજામત બાપુ કરી આપતા !

શેગાંવમાં આવાં બધાં સાધનો કેટલાં મર્યાદિત હતાં તે દર્શાવવા મહારાજ કહે છે:

બાપુ રહેવા ગયા ત્યારે સેવાગ્રામમાં ટપાલઑફિસ પણ નહોતી. મહાદેવભાઈ વર્ધાથી ટપાલનો થેલો ઊંચકી ચાર ગાઉ ચાલી શેગાંવ જાય ને ત્યાં આખો દિવસ જવાબો લખી એનો થોકડો લઈ સાંજ પડતાં વર્ધા ભેગા થાય.

થોડા વખત પછી ગાંધીજીની ટપાલ ખાતર સેવાગ્રામમાં પોસ્ટઑફિસ ખૂલી. તે પછી થોડા વખતે તારઑફિસ ખૂલી, ને અંતે ત્યાં ટેલિફોન પણ આવ્યો.

*

વિશેષ શક્તિનો સંચય એ ગાંધીજીને મન અપરિગ્રહવ્રતનો ભંગ છે. એ અંગે મહારાજ આ પ્રસંગ વર્ણવે છે:

'જેણે અનાજને રાંધવાની શોધ કરી છે તેણે સારી શોધ નથી કરી. રાંધવા-કરવાની કટાકૂટ શા માટે જોઈએ ? ફળ અને અનાજ જેમ ઊગે છે તેમ જ ખાવાં જોઈએ. એ વધારે શક્તિવર્ધક છે.'

એક વખત ગાંધીજી મદ્રાસ તરફ ફરી આવ્યા ત્યાં તેમને કોઈએ એ સિદ્ધાંત કહ્યો કે ધાન્ય તો કાચું જ ખાવું જોઈએ. એટલે ગુજરાતમાં આવીને તેઓ આ પ્રમાણે કહેવા લાગ્યા.

ગાંધીજીએ આ વાત કરી ને મહારાજ ઉપર એની અસર થઈ.

થોડા વખત પછી ગાંધીજીએ નિર્ણય કર્યો કે કાચા અનાજનો પ્રયોગ કરી જોવો. તેમણે જાહેર કર્યું કે બીજા કોઈને એવો પ્રયોગ કરવો હોય તો એ પણ આવે.

મહારાજે સરદાર વલ્લભભાઈને કહ્યું: 'સરદાર, મારે બાપુના કાચા અનાજના પ્રયોગમાં જોડાવું છે.'

સરદારે કહ્યું :

'ઢોરની જેમ વાગોળતાં આવડે તો જાવ, પણ તમને હું એમાં ભાગ નથી લેવા દેવાનો.'

પ્રાસંગિક કાગળ લખતાં મહારાજે ગાંધીજીને લખ્યું:

'મારી ઇચ્છા આપના પ્રયોગમાં સામેલ થવાની છે, પણ સરદાર રજા નથી આપતા એટલે લાચારી અનુભવું છું.'

ગાંધીજીએ સીધી સરદારને આજ્ઞા કરી:

'રવિશંકરને મોકલી આપો.'

સરદારે મહારાજને જવા દીધા, ને એ જવા નીકળ્યા ત્યારે કહ્યું:

'પ્રયોગ શરૂ કરો, પછી અનાજને હાથ પણ ન લગાડતા. સીધા મોઢેથી ખાવા માંડજો !'

ગાંધીજીએ અને મહારાજે પ્રયોગ શરૂ કર્યો. બેચાર દિવસ તો ગાંધીજીની શક્તિ વધી, પણ ઝાડાની સંખ્યા વધવા લાગી ને શરીર સુકાતું ચાલ્યું.

બે, પછી ચાર, પછી વધતાંવધતાં વીસ પચીસ દિવસ પસાર થઈ ગયા.

કાચું ધાન ખાવાનો મૂળ વિચાર ગાંધીજીનો હતો, પણ કસ્તૂરબાને થયું:

'આવા માણસો આવે છે, ગાધીજીના મનમા ગમે તેવા તુક્કા ભરાવે છે, ને પછી એ પ્રયોગ પર ચડીને માદા પડે છે આવા સાથી મળે છે ત્યારે જ એમની પ્રયોગવૃત્તિને પાનો ચડે છે'

મહાત્માજીને આટલા બધા ઝાડા થયા એટલે દાક્તર હરિભાઉ એમ દેસાઈને બોલાવવામા આવ્યા તેમણે ગાધીજીને કહ્યુ

'હુ દવા બનાવી આપુ તે પીઓ તબિયત સુધરી જશે'

તે વખતે ગાધીજીને રોજની પાચ જ વસ્તુઓ ખાવાનો નિયમ હતો તેમણે કહ્યુ

'દવામા તો કેટલીયે વસ્તુઓ તમે નાખો એ પાચથી વધારે થઈ પડે એટલે હુ દવા નહિ લઉ '

ગાધીજીએ કોઈ રીતે માન્યુ નહિ એટલે ડાક્ટર હતાશ થઈ પાછા ગયા

બે દિવસ રહીને એ પાછા આવ્યા ને કહ્યુ

'હુ તમને ફળ ખાવા કહુ તો એ તો લેશો ને ?'

'હા એ લઈશ'

દાક્તરે તેમને બીલીના ફળનો રસ લખી આપ્યો, ને એમની સાથે કોઈને વાતો ન કરવા દેવી એવી આજ્ઞા કરી

ગાધીજીને એક ઓરડામાં રાખવામાં આવ્યા ને ત્યા મીરાંબહેન એમની સારવાર કરે એવી વ્યવસ્થા થઈ થોડા દિવસ એમ નીકળી ગયા

એકવાર કોઈ વસ્તુ લેવા માટે મહારાજને ગાધીજીના ઓરડામા જવાનુ થયુ ગાધીજી ખાટલા ઉપર બેઠા હતા ને મીરાબાઈ એમની પીઠે બેસી પખો નાખતા હતા

મહારાજ ઝડપથી એમનાં ઓરડામા દાખલ થયા, ને વાત ન થઈ જાય એ માટે જોઈતી વસ્તુ ઉપાડીને પાછા ફર્યા એ બહાર નીકળતા હતા ત્યાં જ પાછળથી અવાજ આવ્યો

'પ્રયોગ ચાલુ છે કે ?'

મહારાજે કહ્યુ 'હા '

'વજન કરાવ્યુ ?'

'હા '

'કેટલુ થયુ ?'

'પોણો રતલ ઘટયુ '

મહારાજ ન છૂટકે જવાબ આપતા જાય અને ક્રોધ ને ચીડમા મોટા થતા મીરાબાઈના ડોળા અને જવાની નિશાની કરતા હાથ સામે જોતા જાય પણ ગાધીજી જેવા પૂછે ત્યારે જવાબ આપ્યા વિના કેમ ચાલે ?

'શક્તિ ઓછી થાય છે ?' ગાધીજીએ પૂછ્યુ

જરાજરા 'અશક્તિ લાગે છે '

'શુ કામ કરો છો ?'

'અઠવાડિયામા બે દિવસ ઝાડુ કાઢુ છુ, બે દિવસ રસોડાના વાસણ માજુ છુ, બે દિવસ પાયખાના સાફ કરુ છુ બાકી તો કાંતુ છુ'

આ વાર્તાલાપ ચાલે છે ને પાછળથી મીરાબાઈની આખો ફાટવી જ જાય છે એમના હાથની ઈશારત વધતી જ જાય છે મહારાજ ભાગવાનુ કરે છે પણ ભગાતુ નથી

'આ ક્યા બહુ મહેનતના કામ છે ? કામ તો થાય છે ને ?'

'હા '

'ત્યારે કેમ કહો છો કે શક્તિ ઘટે છે ? તમને ખબર છે ને કે શક્તિનો જરૂરિયાત કરતા વધારે સચય કરવાથી વિકાર ઉત્પન્ન થાય છે? એમાથી અનેક ખોટે માર્ગે એનો વ્યય થાય છે, ને એમ વિનિપાત થાય છે જરૂર કરતા વધારે શક્તિ તો સઘરવી જ નહિ ને હોય તેટલી અવશ્ય વાપરવી '

ગાધીજી બોલવા માડે પછી એમને મીરાબાઈ કે મહારાજ કોણ રોકી શકે ?

બાપુએ આગળ ચલાવ્યું: 'શક્તિ ઈશ્વરે આપી છે અને તે વાપરવી જોઈએ. ઈશ્વરે આપેલી શક્તિ ન વાપરવી એ પરિગ્રહ છે–ગુનો છે. શક્તિ હોય એટલી વાપરીએ એટલે ઈશ્વર એની મેળે વિશેષ આપી રહે. શરીર આખું પારકી–ઈશ્વરી થાપણ છે એટલે છેલ્લા શ્વાસ સુધી એ વાપરવું જોઈએ.

'જો, સાંભળ. આફ્રિકામાં મેં ટોલ્સ્ટોય ફાર્મ ખોલ્યું. બધાનાં પૈસા સરકારે લઈ લીધા હોવાથી આ આશ્રમ બહુ જ કરકસરથી ચલાવવો પડતો. પૈસાની એટલી બધી તાણ હતી કે જોડા ખરીદવા પણ ન પાલવે. અમે ચામડાં ખરીદીએ, ને હું બધાંને ચંપલ સીવી આપું.

'પૈસા બચાવવા એક એવો ઠરાવ કરવામાં આવ્યો, કે ખેતરથી જોહાનિસબર્ગ જવા માટે કોઈને વાહનભાડું ન અપાય. જે કોઈને જવાનું થાય તે પગે ચાલીને જાય ને પગે ચાલીને આવે.

'જોહાનિસબર્ગ ટોલ્સ્ટોય ફાર્મથી એકવીસ માઈલ દૂર હતું. બીજા આશ્રમવાસીઓ માટે આ નિયમ બહુ ભારે ન નીવડ્યો; કારણકે તેમને કોઈક જ વાર ખરીદી માટે શહેરમાં જવાનું થતું, પણ વકીલાત અંગે મારે તો રોજ જવું પડતું.

'આથી સવારે સાડા ત્રણ વાગે ઊઠતો, ને ભાખરી ને રસ નીચોવી લીધેલાં લીંબુનાં છોડાંનો મુરબ્બો બાંધી લઈ નીકળી પડતો. જોહાનિસબર્ગ છ માઈલ દૂર રહે ત્યાં એક સરસ ઝરણ આવે. હું એમાં નાહું ને મારો બધો થાક ઊતરી જાય. પછી મુરબ્બો ને ભાખરી ખાઈને આગળ વધું. કોર્ટ બંધ થતાં પાછો એકવીસ માઈલ કાપી નાખું.

'વકીલાતના કામ સાથે ઇન્ડિયન ઓપિનિયનનું કામ પણ કરતો. આથી આશ્રમે ઠરાવ કર્યો કે ચાલુ નિયમમાં અપવાદ કરી મને એક ખેપનું વાહનભાડું આપવું.'

'ને પછી પણ,' ગાંધીજીએ મહારાજને કહ્યું: 'શનિવારે હું એકટંક ચાલી નાખતો; કારણકે તે પછીનો દિવસ રવિવાર–અણુજાનો, આરામનો દિવસ હતો!'

*

સત્યાગ્રહ–જંગનાં નગારાં વાગતાં હતાં મહાત્માજીએ પોતાનાં નિકટનાં માણસો સમક્ષ પોતાને જેલ જવાનો નિર્ણય સુણાવી દીધો હતો. એમનાં ભગિની રળિયાતબાએ કહ્યું:

'મારાથી તો જેલમાં નહિ અવાય. એ આપણું કામ નહિ.'

ગાંધીજીએ કહ્યું: 'તો તમે રાજકોટ જઈને રહો. હું જીવું ત્યાંસુધી તમને ખર્ચ માટે દર મહિને સાત રૂપિયા મોકલી આપીશ.'

એકવાર ગાંધીજીએ ઘરમાં એક હરિજનને નોકર તરીકે રાખ્યો. આથી બાનું મન કચવાયું, ને તેમણે ફફડાટ શરૂ કર્યો. ગાંધીજીએ તેમને સંભળાવી દીધું: 'તને અહીં ન ફાવતું હોય તો રળિયાતબાની જેમ તું પણ રાજકોટ જા. તને પણ દર મહિને સાત રૂપિયા મોકલી આપીશ.'

બા બોલી ઊઠ્યાં:

'એમ કરીને તમારે મને આખી જિંદગી માટે જુદી કરવી છે? હું તમારાથી જુદી પડવાની નથી. મારે તો તમારા ખોળામાં જ મરવું છે.'

અને, વર્ષો પછી, ૧૯૪૩માં આગાખાન મહેલના કેદખાનામાં બાએ પ્રાણત્યાગ કર્યો ત્યારે તેમનું માથું બાપુના ખોળામાં જ હતું!

★

# કર્મયોગનો સાત્ત્વિક આનંદ

શ્રી કેદારનાથજી

ક્યારેય માનવી કર્મેન્દ્રિય જ્ઞાનેન્દ્રિય મન ને બુદ્ધિ દ્વારા સુખ કે આનંદપ્રાપ્તિની પળ જવા દેતો નથી શરીર-આત્મા જુદા માનીને એ કાલ્પનિક આનંદ-ઐહિક જીવનમાં દુઃખ વેઠી પર લોકમાં સુખ પ્રાપ્ત કરવાનો આનંદ-મેળવવા પ્રયત્ન કરે છે આત્માનંદ, બ્રહ્માનંદ અભેદાનંદ વગેરેનું નિર્માણ કરે છે પણ સર્વને એ માર્ગે સાત્ત્વિક આનંદ પ્રાપ્ત થઈ શકતો નથી નિવૃત્તિમાંય આનંદ નથી આનંદ તો છે માનવ અને માનવેતર પ્રાણીઓ સાથેના પવિત્ર ઉદાર સુખપ્રદ સંબંધ સ્થાપિત કરવામાં કર્મમાર્ગે પ્રાપ્ત થનાર આવા સાત્ત્વિક આનંદની યે કળા હોય છે આ કળા સહુ કોઈ સાધ્ય કરી શકે છે કળા સાધના માટેની વિશુદ્ધ પ્રેરણા અહીં મળી રહે છે આ લેખ શ્રી રમણીકલાલ મોદી દ્વારા પ્રાપ્ત થયો છે

ક્ષુદ્ર વૈષયિક સુખની અને આનંદની અતિશયતાનું વિપરીત પરિણામ, ખોટી સમાજરચના, તેનો ઊંચનીચ ભાવ, ભ્રામક અને કામનિક ધાર્મિક ક્રિયાકાંડ, ઉદ્યોગ પુરુષાર્થ, સદ્‌ગુણ અને કર્તૃત્વનો અભાવ વગેરે અનેક કારણોને લીધે પેદા થયેલાં દુઃખોમાંથી પોતાને અને બીજાઓને છોડાવીને માનવોચિત સુખ પ્રાપ્ત કરતા અને આપતા આવડે એવો ઐહલૌકિક માર્ગ આપણને સૂઝ્યો નહિ અને મળ્યો નહિ ત્યારે પરલોકના સુખની આશા પર દુઃખ સહન કરતા રહેવાની કલ્પના નીકળી પછી તે સુખની આશા ખોટી લાગી, તેથી અથવા પરલોકનું સુખ પણ ઇંદ્રિયજન્ય એટલે નાશવંત અશાશ્વત છે એમ વિચાર કરતા જણાયું તેથી તેને ગૌણ ગણવામાં આવ્યું પછી સુખમાત્ર-આનંદમાત્ર સદોષ અને ત્યાજ્ય છે, એ પ્રકારની કલ્પના નીકળી કોઈ પણ સુખ ક્યારે પણ છેવટે દુઃખમાં જ પરિણમતું હોય છે ત્યારે દુઃખ ન જોઈતું હોય તો સુખનો પણ ત્યાગ કરવો જોઈએ એવો વિચાર તેમાંથી પેદા થયો સુખદુઃખ એ એક જ સિક્કાની બે બાજુઓ છે, એવી આપણે દૃષ્ટાંતપૂર્વક મનની સમજણ કરી લીધી અને દુઃખમાંથી છૂટવા માટે સુખના સર્વસ્વ ત્યાગનો પણ વૈરાગ્યપ્રધાન માર્ગ આપણે કાઢ્યો

પરંતુ તેટલાથી એટલે કેવળ સુખના ત્યાગથી આપણું સમાધાન થયું નહિ માનવજીવનની યોગ્ય જરૂરિયાતો અને ઇચ્છાઓનો પૂરેપૂરા આગ્રહપૂર્વક ત્યાગ કરવાનો પ્રયત્ન કરતું રહેનારું એક કૃત્રિમ જીવન બનાવવાની પાછળ આપણે લાગ્યા ભૂખ, તરસ અને નિદ્રા પૂરી કરવા માટે ખાનપાન અને સ્થાનની જરૂર લાગે છે આત્મા શરીરથી અલિપ્ત છે, આપણે 'આત્મા' છીએ શરીરને જરૂરી એવી આવશ્યકતાઓથી આપણે મુક્ત થયા એટલે આપણને 'જીવન્મુક્તિ' મળવાની આ વિચારસરણીને લીધે તપને મહત્ત્વ અપાયું મોક્ષના પરમ સુખની આશાથી શરીરના બંધનમાંથી આત્માને કાયમનો છોડાવવા માટે કેટલાક દિવસો સુધી ભૂખ તરસ અને નિદ્રાનો ત્યાગ કરી તીવ્ર કષ્ટ સહનારા કેટલાક લોકો સમાજમાં નીકળ્યા સંસારના સુખોનો ત્યાગ-બલ્કે જોઈ ને કંઈક કષ્ટો અને યાતનાનો સ્વીકાર કરવા પાછળ-ત્યાગ, તપ, સંયમ અને કષ્ટની પાછળ મોક્ષની કલ્પના અને ઉત્કટ લાલસા ભરેલી હતી આ જાતના તપસ્વીઓને તપ કરતી વખતે અને તપ પછી કયું સુખ પ્રાપ્ત થયું તે આપણે કલ્પી શકતા નથી તોપણ શરીરવિરહિત કેવળ આત્મા મરણોત્તર કોઈ વિશિષ્ટ અને સર્વોચ્ચ સુખ અનુભવી શકે છે એવી તેમની શ્રદ્ધા હતી એમાં સંશય નથી તેટલી શ્રદ્ધાથી

જેમને તૃપ્તિ થઈ નહિ તેમણે શરીરકષ્ટ ઓછું કરીને, તપને કંઈક સૌમ્ય કરીને, 'આત્મા' સચ્ચિદાનંદસ્વરૂપ છે એમ કલ્પીને તે કલ્પનાના આનંદમાં રમમાણ રહેવાનો ઉપાય કાઢ્યો. કેટલાકોએ તેમાં જ વળી જુદાજુદા આનંદોની કલ્પના કરીને આત્માનંદ, બ્રહ્માનંદ, અભેદાનંદ વગેરે વગેરે આનંદ નિર્માણ કર્યા. માણસ આનંદ કે આનંદની કલ્પના છોડીને કેવળ આત્મવિષયક રૂક્ષ કલ્પનામાં રહી શકતો નથી; માટે તેને જુદાજુદા આનંદ કલ્પવા પડ્યા. આ કલ્પકોએ પણ શરીરસુખ ત્યાજ્ય જ માન્યું. એટલા આનંદથી જેમની તૃપ્તિ થઈ નહિ તેમણે વૈરાગ્ય ધારણ કર્યા પછી પરમેશ્વરને સાકાર અને પરમ સુંદર બનાવીને તેના દિવ્ય આકારનાં તેમ જ દિવ્ય ગુણનાં મનઃકલ્પિત અદ્ભુત વર્ણનો કરીને તાલ અને સૂરથી વાદ્ય સાથે એકલા કે સામુદાયિક રીતે ગાવાની પદ્ધતિ કાઢી અને તેમાં મનને રમમાણ કરવાનો—આનંદિત કરવાનો માર્ગ કાઢ્યો. પરમેશ્વરનાં દિવ્ય ધામો કલ્પ્યાં. ત્યાંના દિવ્ય સુખનાં—રાતદિવસનાં ત્યાંના પરમ આનંદદાયક કાર્યક્રમોનાં એક કરતાં એક સરસ વર્ણનો બનાવ્યાં. ભક્ત મરણોત્તર દિવ્ય ધામમાં જઈને ત્યાં જ પરમેશ્વર પાસે અખંડ વાસ કરે છે એવી શ્રદ્ધા માણસના હૃદયમાં ઉદ્ભવી. આવી મનની સ્થિતિમાં પરમેશ્વરની મૂર્તિ બનાવીને તેનાં મંદિરો ઊભાં કરવામાં આવ્યાં. તેનું પૂજન—અર્ચન, ષોડશોપચારનો ઠાઠ, નૈવેદ્ય, તીર્થપ્રસાદ, ગાયન, વાદન, ભજન, દીપોત્સવ, મહોત્સવ વગેરે પ્રકારોમાંથી માનવી આનંદ અને સુખ મેળવવા લાગ્યો. દિવ્ય ધામની નકલ અહીં જ કરીને અહીં તેનાં પ્રતિધામ ઊભાં કરવાનો અને ભક્તિના નામ પર આપણે જ બનાવેલી આ સૃષ્ટિમાંથી સુખ અને આનંદ મેળવવાનો માનવીનો આ પ્રયત્ન હતો અને હજુ યે તે પ્રયત્ન ચાલુ છે. પોતાના સુખ અને આનંદખાતર પરમેશ્વરને પોતાને જોઈએ તે પ્રમાણે સગવડવાળો બનાવીને તેના નિમિત્તે જુદાંજુદાં ખાનપાનનો સમારંભ—કાર્યક્રમ યોજવામાં આવ્યો. ભાવિક સંપ્રદાયોમાં ભક્તિને નામે સુખોપભોગના તથા માનમરતબાની યથાયોગ્ય હાજા તેવા દરજ્જા ઠરાવવામાં આવ્યા. આવી રીતની સાંપ્રદાયિક અનેક સૃષ્ટિઓ આપણા સમાજમાં બનતી આવી છે, અને હજુ યે બને છે. પરંતુ પાંચ જ્ઞાનેંદ્રિયો દ્વારા આટલા સુખોપભોગ પછી પણ આપણો વૈરાગ્ય જરા પણ ઓછો થયો હોય અને આપણે આનંદના ભોક્તા બન્યા છીએ એમ તે પૈકી કોઈને યે લાગતું નથી.

માનવીનું મન સુખને બધી રીતે છોડી શકતું નથી. એક સુખ કે આનંદ છોડતાં પહેલાં બીજા કોઈ પણ સુખની કે આનંદની ખાતરી, આશા કે કલ્પના જરૂરી લાગે છે. વૈરાગ્ય, મોક્ષ, ભક્તિ વગેરે બધી બાબતો વિષે માનવજાતિના ઇતિહાસમાં માનવમનનું નિરીક્ષણ અને તપાસ કરતાં આ જ દેખાઈ આવે છે. મોક્ષના સુખની આશાથી સુખનો ત્યાગ કરીને જોયું; ખાન, પાન અને વિશ્રાંતિનો બાણી જોઈને ત્યાગ કરીને હઠપૂર્વક શરીરને નિષ્કારણ કષ્ટ આપીને, દેહદંડન કરીને અને યાતના સહન કરીને જોયું; પોતા વિષે આત્મા પરમાત્મા, બ્રહ્મ, પરબ્રહ્મ ગમે તે દિવ્ય, ભવ્ય, વ્યાપક કલ્પના કરી જોઈ; ભક્તિને નામે જુદાજુદા સંપ્રદાયો, જુદીજુદી સૃષ્ટિઓ નિર્માણ કરીને જોઈ; પરંતુ કોઈ પણ ઉપાયથી માનવીનું મનુષ્યપણું નાશ પામ્યું નહિ. તેને શરીરથી અલગ થતાં આવડ્યું નહિ. અને સુખને—આનંદને તે કાયમનો છોડી શક્યો નહિ. ગમે તેટલા ઉગ્ર તપથી તેની સુખેચ્છા મરતી

નથી તે કોઈ જગ્યાએ પણ જીવ ધરીને રહે છે જ, એટલું જ નહિ પણ કોઈ કોઈવાર તે વિકૃત થઈને તેની પ્રતિક્રિયા યે જીવન પર થાય છે આ બધુ નિરીક્ષણને અંતે સમજવામા આવ્યુ છે

વૈરાગ્યના એશમા બનાવેલું કઠોર કૃત્રિમ જીવન એ ખરુ સહજ જીવન કદાપિ થઈ શકતું નથી આગ્રહ-દૃઢતાથી તેવુ જીવન થોડો વખત કોઈ દિવ્ય આનંદની કલ્પનામા જો કાઢ્યુ હોય તો તે આનંદમા જીવનના પ્રત્યક્ષ કાર્યમાં મળનારા આનંદ જેવી સત્યતા નથી હોતી માત્ર કલ્પના સિવાય બીજા કોઈ પણ કુદરતના ધર્મનો તેને આધાર ન હોવાથી પોતાની કલ્પનાનો વેગ ઓછો થવા લાગે કે તરત આનંદ ઓસરવા માંડે છે કલ્પના કદાપિ એકસરખી ટકી રહે એ શક્ય નથી તેના સુખની કે આનંદની મધુરતા યે વખત જતા ઓછી થતી જાય છે અને તે કલ્પનામા આનંદ લાગતો નથી કલ્પનાની ગતિ-દોડ મંદ પડે છે અને પછી બંધ પણ થાય છે એવી સ્થિતિમા તેના તે જ ભજનમાંથી-ધૂનમાથી આનંદ નિર્માણ થતો બંધ થાય છે ક્રિયા થાય છે પણ આનંદની લહરો ઊઠતી અટકી પડે છે આ રીતે કલ્પિત આનંદ કોઈનો થોડો કાળ ટકે છે તો કોઈનો અધિક કાળ ટકે છે, પરંતુ તે ક્યારેય ઓસરી જાય છેજ થોડી તાત્વિક દૃષ્ટિ આવતા જ, નિરીક્ષણશક્તિ વધતા જ પોતે જ બનાવેલી સૃષ્ટિનું કલ્પિતપણું-તેનુ અસત્યપણું લક્ષમા આવ્યા પછી કલ્પનાનો આનંદ નાશ પામે છે આ પ્રમાણે કોઈ પણ કારણે કે ઈશ્વર વિષયક પહેલી વ્યાકુળતા ઓછી થયા પછી, આનંદ નાશ પામ્યા પછી આ માર્ગના સાધકનુ મન કાર્યરહિત અને આનંદરહિત થતુ જાય છે ઈશ્વર તરફની ગતિ મંદ કે બંધ પડી જાય અને કલ્પિત આનંદ ભલેને હોય, પણ જે પૂરે મળતો હતો તે મળતો બંધ થઈ જાય એટલે એવી સ્થિતિમા મન ફરીને આનંદ શોધવા લાગે છે કર્મમાર્ગ છોડીને કેવળ નિવૃત્તિપરાયણ થયેલા સાધકને કર્મમાર્ગનો વ્યવસાય ન હોવાથી કે સાત્વિક સુખ અને આનંદ પ્રાપ્ત કરવાનુ કોઈ પણ સાધન રહ્યુ ન હોવાથી તે સ્થિતિમા તેનુ પતન થવાનો ભય હોય છે અને ઘણા નિવૃત્તિપરાયણ સાધકો આ સ્થિતિમા ભૂલભરેલા માર્ગે લાગે છે મનમા કોઈ પણ ઉચ્ચ હેતુની તાલાવેલી હોય ત્યા સુધી સાધકનુ પતન થવાનો સંભવ ઓછો હોય છે તાલાવેલીની અને તેમા યે એ પ્રકારના મનની પવિત્ર સ્થિતિના સંતાપની નીચે બીજા બધા પૂર્વસંસ્કારો સુપ્તપણે દબાઈને રહેલા હોય છે આ જ વખતે પહેલાના કૃત્રિમ કઠોર નિયમની પ્રતિક્રિયા પૂર્વસંસ્કારોની જાગૃતિરૂપે થાય છે માનસિક ચંચળતા અને અતૃપ્તિ વધવા લાગે છે કલ્પિત આનંદથી તે વખતે મનની તૃપ્તિ થતી નથી. નિવૃત્તિપરાયણતાની આ સ્થિતિ સાધકને માટે ઘણી કઠણ હોય છે અને એમાથી જ દંભ નિર્માણ થવાનો સંભવ છે

માનવીની ઉન્નતિના અને જીવન વિષેના ધ્યેયની દૃષ્ટિએ વિચાર કરતા આવા પ્રકારનો વૈરાગ્ય, આત્મજ્ઞાન કે ભક્તિ એ ઉન્નતિ માટે ખરેખર ઉપયોગી ન થતા તેનાથી ઊલટુ ભ્રમ અને દંભ વધવાનો અને ત્યારપછી આ બધાનું પર્યવસાન દુરાચરણમા થવાનો ભય છે આયુષ્યના તદ્દન છેવટના ઉત્તર કાળમા જો મનુષ્ય નિવૃત્તિપરાયણ થાય અને એકાકીપણે પોતાનું આગળનું જીવન પવિત્રપણે ગાળીને શાંતિથી પોતાની જીવનમાત્રા પૂરી કરવાનો પ્રયત્ન કરે તો તેનો હેતુ પૂર્ણ થઈ શકે છે પરંતુ જીવનની આશા અને ઉત્સાહના કાળમા નિવૃત્તિપરાયણ થઈને,

પોતાની બધી સુખેચ્છાને મારીને, પવિત્રપણે છેવટ સુધી જીવન ચલાવવું એ ઘણું કઠણ છે; કારણકે જીવ સુખ અને આનંદનો ભોક્તા છે. તેને ગમે ત્યાંથી સુખ અને આનંદ મેળવવાની જરૂર હોય છે તેથી જ આત્મ-વિષયક કલ્પનામાંથી, ભક્તિની ભાવનામાંથી ગમે ત્યાંથી તે આનંદ નિર્માણ કરવાનો પ્રયત્ન કરતો હોય છે. આ બધા કલ્પિત આનંદથી તેને ખરી તૃપ્તિ થતી નથી. ચિત્તની બીજી સામાન્ય સુખેચ્છાનો યે નાશ થતો નથી. તેના કરતાં માણસ જો જીવનમાં કોઈ પણ પ્રત્યક્ષ સાત્ત્વિક આનંદને ત્યાજ્ય ન સમજતાં ઊલટું જુદાજુદા સાત્ત્વિક આનંદ શોધી કાઢી શકે અથવા સાંસારિક કહેવાતાં સુખ–આનંદનાં સાધનોને જ નિર્દોષ કરી શકે તો તેમાંથી તેનું પોતાનું અને બીજાઓનું કેટલુ યે કલ્યાણ થાય. વૈરાગ્યની ખોટી સમજને લીધે, દુઃખના ભયને લીધે આપણે સુખમાત્ર, આનંદમાત્ર ત્યાજ્ય સમજવા લાગ્યા. એ ઉન્નતિના માર્ગમાં આપણી મોટી ભયંકર ભૂલ થઈ સંસારના આનંદને શુદ્ધ ન કરતાં, સાત્ત્વિક ન બનાવતાં, સુખમાત્રને–આનંદમાત્રને આપણે પાપરૂપ-દોષરૂપ સમજવા લાગ્યા. તેથી આત્મવિષયક, ઈશ્વરવિષયક કૃત્રિમ, કાલ્પનિક આનંદ આપણે નિર્માણ કરવામાં પડ્યા અને તેથી જ સ્વર્ગસુખની, દિવ્યલોકની, મોક્ષસુખની અતિશયતાપૂર્ણ ખોટી કલ્પનામાં આપણા મનને સદૈવ તરંગિત રાખવું પડ્યું. મન કેટલોક કાળ તેમાં રહે તો યે તેની મર્યાદા છે. બધો જ કલ્પનાનો ખેલ. ત્યારે પોતાની જ કલ્પનામાં પોતે જુદાજુદા પ્રકારે બળ લાવીને અનેક પ્રયત્નોથી શ્રદ્ધા દૃઢ કરીને તે ખેલ આપણે ટકાવવો પડે છે. પરંતુ 'बोलाचीच कढी बोलाचाच भात । जेवूनियाँ तृप्त कोण झाला?' (શબ્દોની જ કઢી અને શબ્દોનો જ ભાત ખાઈને કોણ તૃપ્ત થયું છે?) મનની કલ્પેલી મીઠાઈમાં આપણે માનીએ તેટલી મીઠાશ. સાઈકલ આપણે ચલાવીએ તેટલી તે આપણને આગળ લઈ જાય છે, પણ કલ્પનાની સાઈકલને આપણે કેટલી યે ચલાવીએ તો યે તે આપણને એક ઇંચ પણ પ્રત્યક્ષ આગળ લઈ શકતી નથી. અન્યાયથી કલ્પનાજન્ય કોઈ પણ પ્રકારમાં આપણી ઉન્નતિ કરવાનું કે તે ટકાવવાનું સામર્થ્ય નથી. તેના કરતાં પ્રત્યક્ષ આનંદ અને સુખ આપનાર સાત્ત્વિક સાધનોની પાછળ આપણે લાગવું જોઈએ. તેનાથી આપણને જે આનંદ અને સુખ મળશે તે સાત્ત્વિક હશે. તેનાથી આપણું કે બીજા કોઈનુ યે ક્યારે પણ અહિત થવાનો ભય નથી.

મનુષ્ય અને મનુષ્યેતર પ્રાણીઓ સાથે થયેલો આપણો સંબંધ પવિત્ર, ઉદાર, સુખપ્રદ અને આનંદપ્રદ કરવાનો આપણે પ્રયત્ન કરીએ તો તેનાથી આપણને સાત્ત્વિક સુખ અને આનંદ થયા વગર રહેશે નહિ. આરોગ્યપ્રદ, ઉપયુક્ત અને તત્કાળ કાંઈક લાભદાયક એવા મનોરંજક શરીરશ્રમની જુદીજુદી પદ્ધતિઓ પેદા કરતાં આવડે તો તેમાંથી યે આપણને આનંદ ન આવે કે? અથવા કોઈ પણ શરીરશ્રમને મનોરંજક બનાવી શકીએ તો તેમાંથી આનંદ પેદા નહિ થાય શું? કે આપણાં હમેશનાં કાર્યો-આપણાં કર્તવ્યો આપણે આનંદિત થઈ કરવા લાગીએ તો તે કાર્યો જ આનંદપ્રદ નહિ થાય શું?

નિવૃત્તિપરાયણ અને વૈરાગી વ્યક્તિઓના જીવનમાં આનંદ, ઉત્સાહ ન જણાતાં રૂક્ષતા, ઉદાસીનતા અને નીરસતા દેખાય છે. વિરાગી મનુષ્યોમાં પ્રેમ, મધુરતા અને ઉત્સાહ ન હોવાં જોઈએ અને હોય તો તેને નષ્ટ કરવાં જોઈએ તેમ જ તે નિર્માણ થાય એવાં કાર્યો છોડવા જોઈએ એવી તેમની પોતાની અને બીજાઓની પણ સમજણ

હોય છે એ એનું કારણ છે પરંતુ આ સમજણ ભૂલભરેલી છે તેને લીધે આપણે જીવનના સહજ સાત્ત્વિક આનંદને ગુમાવી બેઠા છીએ અને આનંદ માટે કાલ્પનિક અને ભ્રામક સૃષ્ટિ નિર્માણ કરીએ છીએ 'જીવનમાં સાત્ત્વિક આનંદ' મેળવતાંમેળવતાં આપણે પોતાની ઉન્નતિ સાધવી જોઈએ એ કલ્પના જ આપણે હજુ ઝીલી નથી

આનંદની ઇચ્છા કદી જ નાશ પામતી નથી માટે વિરાગી અને નિવૃત્તિપરાયણ લોકોએ આત્મવિષયક કલ્પનામાંથી, તે જ પ્રમાણે ભક્તિના નિમિત્તે પાંચ વિષયોના પ્રકારો નિર્માણ કરીને તે દ્વારા આનંદ લેવાના પ્રયત્નો ચાલુ કર્યા પરંતુ આ બધી કલ્પનામય સૃષ્ટિથી ચિત્તનું સમાધાન ન થતાં તે ફરીને પ્રત્યક્ષ સુખ અને આનંદ માટે ભૂખ્યું જ રહે છે એવું અનેક અનુભવો પરથી દેખાઈ આવે છે તે મૂળ ઇચ્છા પર વૈરાગ્યના કેટલાયે પડો ચડાવ્યા હોય અથવા કૃત્રિમ આનંદને લઈને ચિત્તને ગમે તેટલું સમજાવ્યું હોય તો એ જીવમાં કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ દ્વારા સુખ અને આનંદાનુભવની સ્વાભાવિક ઇચ્છા બીજરૂપે તેમ જ સુપ્તપણે રહેલી જ છે ખોટા પ્રયત્નથી તે કદી નાશ પામતી નથી બહુ થાય તો તે વિકૃત સ્વરૂપમાત્ર ધારણ કરે છે અને ઘણે ભાગે તેમ જ થતું હોય છે એમ ન હોત તો જુવાનીમાં સંસાર છોડી દીધેલા વિરાગીઓ આગળ ઉપર મઠમંદિરની ખટપટમાં કેમ પડ્યા હોત ? આવા વિરાગીઓ પરથી સહેજે કોઈ ટીકાત્મક બુદ્ધિથી કહેશે

'घरबार छोड दिया, मठमंदिर बनाने लगा ।
बेटा बेटी छोड दिया चेलां चेली करने लगा ॥

સારાંશ એ કે ચિત્તની અવશિષ્ટ વાસના એક નહિ તો બીજા સ્વરૂપે બહાર પડ્યા વગર રહેતી નથી

માટે ઉન્નતિ સાધવાની ઇચ્છા રાખનારે કર્મમાર્ગ છોડીને-પોતાનાં કર્તવ્યો છોડીને કેવળ નિવૃત્તિપરાયણ થવાની જરૂર નથી પ્રવૃત્તિ છોડ્યા પછી ખરી અડચણ ચિત્તને ચોવીસ કલાક સાત્ત્વિક વિષય કેમ પૂરો પાડવો એ જ હોય છે કર્તવ્ય કર્મો છોડવાથી ચિત્ત નિવૃત્ત થતું નથી તેનો લય કરવા સુધીની સિદ્ધિ આપણે સાધી હોય તો યે તે વ્યુત્થાન દશામાં આવ્યા વગર રહેતું નથી કારણકે તેની સ્વાભાવિક સ્થિતિ છે, અને લયાવસ્થા અભ્યાસથી આણેલી થોડા કાળપૂરતી અવસ્થા છે તેથી તે સ્વાભાવિક સ્થિતિ પર સહજપણે ક્યારેય આવશે જ, અને આવ્યા પછી હમેશનું કાર્ય તે કરશે આપણી આંખો ચાર કલાક બંધ રાખીએ તો તેથી તેનો જોવાનો ધર્મ નાશ પામતો નથી તેને ચાર કલાક બંધ રાખો કે આઠ કલાક, પણ આંખો ઊઘડતાં જ તે પોતાનું જોવાનું કામ ચાલુ કરશે તે જ વાત ચિત્તની બાબતમાં છે તેથી ઉન્નતિ માટે માણસે ઉતાવળથી પ્રવૃત્તિનો ત્યાગ ન કરતાં પોતાની પ્રવૃત્તિનું-ચોવીસ કલાકના પોતાના કાર્યનું શોધન કરવું જોઈએ તે બધાં કાર્યો તપાસવાં તેમાં પોતાની અને બીજાઓની વૃત્તિ, હેતુ, સાધનો અને તે બધાંના આપણા પર અને બધા પર થનારા આંતર્બાહ્ય પરિણામની શોધ કરવી આપણી વૃત્તિમાં હેતુમાં અને સાધનમાં દોષ હોય તો તે સુધારવો કાર્યમાં દોષ હોય તો એકદમ કાર્ય ન છોડતાં દોષોનું કારણ શોધીને તેને દૂર કરવું. પોતાના અને બીજાઓના ચિત્તને અશુદ્ધ કરનારાં, તેમ જ તેમના પર અનિષ્ટ પરિણામો કરનારાં કાર્યો છોડી દેવાં આવી રીતે વિવેકપૂર્વક ખોટાં અને નિરર્થક કાર્યોનો ત્યાગ કરવો પછી બાકી રહેલાં આવશ્યક કાર્યો આપણાં કર્તવ્યોરૂપ ઠરશે તે કરતાં

આપણામાં વધારે પ્રેમાળપણું, ઉદારતા, કૃતજ્ઞતા, પ્રામાણિકતા, સરળતા, સત્યતા, વિનય અને નિર્દોષતા કેમ લાવી શકાય તેનો વિચાર કરવો. એમાં આપણી વિવેકશક્તિ જેટલી સૂક્ષ્મ, પ્રખર અને વ્યાપક કરી શકાય તેટલી કરવી અને તે શક્તિ દ્વારા આપણે પોતાની પ્રવૃત્તિને શુદ્ધ કરવી., પ્રવૃત્તિ છોડવાની જરૂર નથી, પરંતુ તેને શુદ્ધ કરવાની જરૂર છે. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવાની જરૂર નથી, પરંતુ તેને વધારે શુદ્ધ કરીને સફળ કરવાની જરૂર છે.

વિવેકથી આપણે પોતાની પ્રવૃત્તિ ઠરાવતાં અને તે કરતાંકરતાં ચિત્તની શુદ્ધિ અને સદ્‌ગુણોની વૃદ્ધિ કરવાની છે. એ વાત આપણે સમજીએ એટલે આપણો માર્ગ સરળ થાય છે. કોઈ પણ અંતિમ કલ્પનાતીત સુખની અભિલાષા ધારણ કરીને તે માટે સદૈવ વ્યાકુળ રહેવાથી આપણી ઉન્નતિ થતી નથી. જીવનના દરેક કાર્યમાં સાત્ત્વિકતા લાવવાથી અને શુદ્ધિ સાધવાથી આપણી ઉન્નતિ થતી હોય છે. આપણું દરેક કાર્ય નિર્દોષપણે પોતાને અને બીજાઓને લાભદાયક થતું રહે એવી બુદ્ધિથી કરતા રહેવાથી ઉન્નતિ સધાતી હોય છે. તે કાર્ય કરતાં બધા વિષયની શુભેચ્છા બદલ આપણા હૃદયમાં સહેજ આનંદ ઉત્પન્ન થવો જોઈએ. જે જે વ્યક્તિ સાથે આપણો સંબંધ બંધાય તેનામાં શુદ્ધ આનંદ નિર્માણ કરવાની કલા આપણામાં હોવી જોઈએ આનંદ સિવાય જીવનમાં ઉત્સાહ આવી શકતો નથી. ઉત્સાહ સિવાય જીવનના મહાન અને કઠણ કાર્યો કદાપિ થઈ શકતાં નથી. કર્મેંદ્રિયો, જ્ઞાનેંદ્રિયો, મન અને બુદ્ધિ દ્વારા આનંદ અને સુખ આપવાની અને લેવાની શક્તિ પરમાત્માએ આપણામાં મૂકેલી છે. તે બધાં દ્વારા માણસને ઉચિત એવા આનંદ અને સુખના સાત્ત્વિક પ્રકારો નિર્માણ કરીને આપણા અને બીજાના જીવનમાં રસ પેદા કરતાં આવડવાની કળા શક્ય છે. તે સાત્ત્વિક આનંદ આપણી ઉન્નતિમાં બાધક ન થતાં સદૈવ પોષક થતો રહેશે. સાત્ત્વિક આનંદ અને રસ શરીર, બુદ્ધિ અને મનની કોઈ પણ શક્તિમાં ઊણપ નહિ લાવે. ઊલટું તે શક્તિ અધિક ઉજ્જ્વળ અને શુદ્ધ થવામાં તેની મદદ થાય છે. આનંદની સાત્ત્વિકતા ઓળખવાની આ મોટી મહત્ત્વની નિશાની છે.

શુદ્ધ પ્રવૃત્તિ વડે આપણે બધી બાજુએથી આપણો વિકાસ સાધવાનો હોવાથી પોતાનાં શરીર, બુદ્ધિ ને મન-ત્રણેયની શક્તિ વિકસિત અને શુદ્ધ કરવાનો આપણો આગ્રહ હોવો જોઈએ. તે માટે આપણું શરીર નીરોગી, બળવાન અને ચપળ બનવું જોઈએ. અને તેવું તે આપણને રાખતાં આવડવું જોઈએ તે માટે જે સાધનો આપણે વાપરીએ, જે ઉપાય આપણે કરીએ તેમાં આપણી બુદ્ધિનો યે વિકાસ સધાય અને આપણું મન પણ આનંદિત રહી શકે એવા પ્રકારની યોજના આપણને સૂઝવી જોઈએ. તે પ્રમાણે બૌદ્ધિક વિકાસ સાથે-સાથે આપણું મન પણ શુદ્ધ અને ઉદાત્ત થાય અને માનસિક ઉન્નતિ સાધતાં શરીર અને બુદ્ધિનો યે વિકાસ થતો રહે એ બાબત તરફ આપણે લક્ષ્ય આપવું જોઈએ. આપણા મનોરંજનના પ્રકારો નિર્દોષ હોવા જોઈએ એટલું જ નહિ પણ મનોરંજન સાથે જ આપણને જ્ઞાન મળતું રહે, મનનું પાવિત્ર્ય વધતું રહે અને શરીરને યે કશી હાનિ ન થતાં તે સાથે કંઈક શારીરિક ગુણોનો યે લાભ થતો રહે એટલી વ્યાપક યોજનાશક્તિ આપણામાં હોવી જોઈએ. આપણા જીવનનું ધ્યેય-આપણા સર્વ શિક્ષણનું ધ્યેય આ જાતનું રાખ્યું હોય તો આપણને આવી યોજના નહિ સૂઝે એમ નહિ પણ ખરી જીવનસિદ્ધિ આમાં જ છે એવો આપણો દૃઢ નિશ્ચય થવો જોઈએ.

જ્ઞાનેંદ્રિયો કે કર્મેંદ્રિયો દ્વારા લેવાતા

શુદ્ધ અને સાત્ત્વિક આનંદ કે સુખમા કોઈ પણ જાતનો દોષ નથી, ઊલટું તેવો આનંદ આપણા જીવનને આવશ્યક છે એવી આપણી ખાતરી હોવી જોઈએ. પ્રેમ, વાત્સલ્ય, સખ્ય મૈત્રી, મધુરતા વગેરે સદ્ગુણોને લીધે માણસમા પરસ્પર લાગનારુ આકર્ષણ ઉન્નતિમા બાધક નથી માતૃપ્રેમ પિતૃપ્રેમ, પુત્રપ્રેમ વગેરે કૌટુંબિક સંબંધના પ્રેમના પ્રકારો વૈરાગ્યમા ઊણપ લાવનારા નથી, એટલું જ નહિ પરંતુ શુદ્ધ દાંપત્યપ્રેમ પણ પોતાની ઉન્નતિમા સાધક થતો હોય છે એ બાબતો માનવજીવનના વિકાસની દૃષ્ટિએ વિચાર કરીને સમજી લેવી જોઈએ. માનવ-સદ્ગુણ અને તેને લઈને મળનારા માનવોચિત આનંદ અને સુખની મદદથી જ આપણે આપણી ઉન્નતિનુ શિખર પ્રાપ્ત કરવાનુ છે

આ દૃષ્ટિએ આપણે ઉન્નતિનો વિચાર કર્યો ન હોવાથી આપણું ઘણું અહિત થયુ છે વ્યક્તિ કુટુંબ અને સમાજની ઉન્નતિ ન થતાં અનેક સદ્ગુણોથી આપણે વંચિત રહ્યા છીએ કાલ્પનિક અને અસંભાવ્ય ધ્યેય આપણે માનતા રહ્યા તે માટે નિવૃત્તિપરાયણ થઈને સાદા સર્વસાધારણ સુખનો યે ત્યાગ કર્યો એટલું જ નહિ પણ જાણીજોઈને કેટલાક દુઃખો નિર્માણ કરીને તે સહન કરતા રહી એને આપણે સાધન માન્યુ કેવળ આનંદ વિષેની કલ્પનાથી આનંદ અને સુખની ભૂખ ભાગવા માડી પ્રવૃત્તિમાર્ગની કિંમત ઓછી સમજવામા આવી પ્રેમ, મૈત્રી, વાત્સલ્ય એ સાધનાઓમાથી અને તેને અનુરૂપ કર્મમાથી મળનારા આનંદને પણ આપણે ત્યાજ્ય સમજેલા હોવાથી આપણે આપણુ જીવન શુષ્ક કરી નાખ્યુ આવી સ્થિતિમા મન ટકવુ શક્ય ન હોવાથી તેમાથી જ દંભ નિર્માણ થયો પરમ ઉચ્ચ તરીકે માનેલુ ધ્યેય માણસને પ્રાપ્ત થઈ શકતું નથી સાત્ત્વિક આનંદ લેવાની કળા, સાધન અને ઉપાયની જાણ નથી જાણ હોય તો યે નિવૃત્તિપરાયણતા સ્વીકારેલી હોવાથી અથવા તેવી જીવનપદ્ધતિને લીધે તે આનંદ તેનાથી લઈ શકાતો નથી પરંતુ તે લઈ શકાય તો તેનુ પતન ન થતાં સાત્ત્વિક આનંદથી સાત્ત્વિક સ્થિતિ પર તેનાથી રહી શકાય. પણ આ બધી ખોટી કલ્પનાઓને લીધે આમાંથી તે કશુ જ સાધી શકતો નથી જીવનની રૂક્ષતા દૂર કરતા આવડતી નથી એટલે આખરે આ બધામાથી ક્ષુદ્ર આનંદ પર તે આવી પહોંચે છે, નિવૃત્તિપરાયણતાને લીધે સાધુતાની પદવીએ તે પહોચેલો હોય તો તેથી મળનારી પ્રતિષ્ઠા અને વૈભવમા યે શુદ્ધ કર્મમાર્ગના અભાવે તે સાત્ત્વિક આનંદ અને સુખ મેળવી શકતો નથી અને તેથી ક્ષુદ્ર આનંદમા જ તેને તૃપ્તિ માનવી પડે છે માનવજીવનની દૃષ્ટિએ તેને ક્ષુદ્રતામા અને દંભમા જ જીવન કાઢવુ પડે છે

શુદ્ધ પ્રવૃત્તિથી ચલાવેલો કર્મમાર્ગ આપણને આપણા જીવનનુ ખરુ ધ્યેય સાધવા માટે સમર્થ છે આપણા બધાની ઉન્નતિને તે સહાયક છે તે માર્ગને શક્ય તેટલો સરલ સહેલો, નિર્દોષ, પવિત્ર અને શક્ય તેટલો માનવોચિત, સુખ અને આનંદથી ભરેલો બનાવવો એ આપણી પવિત્રતા બુદ્ધિમત્તા અને યોજનાશક્તિ પર આધાર રાખે છે માણસ પોતાની બુદ્ધિને વિશાળપણે ચલાવીને વ્યવહારના જુદાજુદા ક્ષેત્રમા પોતાની સુખ સગવડનાં જુદાંજુદાં સાધનો નિર્માણ કરે છે તો આ ક્ષેત્રમા યે જીવનની ઉન્નતિના વિષયમા પોતાની બુદ્ધિ ચલાવે તો તેમા યે તેને યોગ્ય જ્ઞાન અને યોગ્ય સાધનની પ્રાપ્તિ થયા વગર રહેશે નહિ.

★

# કેળવણીનો પ્રશ્ન

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
એમ. એ. એલએલ. બી. (જે. પી)

કોઈ પણ રાષ્ટ્રમાં નવો યુગ આરંભાતો હોય ત્યારે સ્થાપિત મૂલ્યોમાં આમૂલ પરિવર્તન થાય છે. આટલી વર્ષોજૂની ગુલામીની બેડીઓ ખંખેરીને જગત સમક્ષ ઉન્નત મસ્તકે સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઊભું રહેનાર ભારતવર્ષ ગઈ કાલની વિટંબનાઓ પર વિચાર કરે છે, તો એને જણાયું છે કે નિરક્ષરતા આપણા સુખને ખાઈ જનાર એક રાહુ તરીકે હતી. કેળવણીની દિશા બદલવામાં, ભૂતકાળનાં ગુરુકુલો એક બાજુ દૃષ્ટિ સમક્ષ છે ને બીજી તરફ છે ઑક્સફર્ડ ને કેંબ્રિજ. આજના સંક્રાંતિકાળમાં આપણને કયો માર્ગ વધુ સુગમ પડશે, યુનિવર્સિટી કમિશનની ભલામણો આપણે કેટલી હદે અપનાવી શકીશું તે હવે જોવાનું રહે છે. આજે તો કેળવણીની એક મહાસમસ્યા આપણી સમક્ષ પડી છે. મુંબઈ યુનિવર્સિટી સાથે વર્ષોથી સંકળાયેલા આપણા વયોવૃદ્ધ સાક્ષર શ્રી. ઝવેરી આ લેખ દ્વારા એમના પરિપક્વ વિચારો અહીં રજૂ કરે છે. 'સાંજવર્તમાન'ના 'પતેતી અંક'માંના અંગ્રેજી લેખનો આ અનુવાદ લેખકની સંમતિથી અહીં રજૂ કરીએ છીએ.

અત્યારે અપાતી કેળવણીની ચાલુ પદ્ધતિ આપણા રાષ્ટ્રની પરિસ્થિતિને અનુકૂળ છે કે કેમ તે પ્રશ્ન, તો આપણે સ્વતંત્ર બન્યા તે અગાઉ પણ લોકોના મનને મૂંઝવી રહ્યો હતો. એ પદ્ધતિ પરિવર્તન માગતી હતી એમ દરેકને લાગતું હતું. બ્રિટિશ સરકારની નીતિને લીધે પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં કે વિદ્યાલયના શિક્ષણમાં શુષ્ક એકવિધતા અને સ્થિતિસ્થાપકતા પ્રસરી ગયાં હતાં. આ સરકારી નીતિનાં મૂળ તો ઇંગ્લેંડમાં જે મેળવેલું તેનામાં હતાં. આવી શિક્ષણપદ્ધતિને બદલે દરેક વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીમાં રહેલી પ્રચ્છન્ન શક્તિને એકવિધતાના ભાર નીચે કચડી ન નાખે પણ બહાર લાવવામાં મદદ કરે એવી કેળવણીપદ્ધતિની જરૂર હતી. પુરાણી પ્રથા તરફ પાછા વળવાની ઇચ્છાવાળા આર્યસમાજીઓએ ગુરુકુળોની સ્થાપના કરી. આખાયે હિંદમાં તેનો પ્રચાર થયો છે. તે વખતની કેળવણીની પ્રથા વિલક્ષણ હતી. પોતાના ગુરુઓને ઘેર વિદ્યાર્થીઓ જતા. ત્યાં માત્ર શાસ્ત્રો કે આધ્યાત્મિક ઋચાઓનું જ પઠન કરતા એમ નહોતું. તે ઉપરાંત પણ વિનમ્રતા અને સામાજિક તેમ જ કૌટુંબિક સેવાનો મંત્ર શીખતા. પોતાના ગુરુ તેમ જ ગુરુપત્નીના ઘરની ચીજ-વસ્તુઓ પર અને તેમની જરૂરિયાતો પર તેમને ધ્યાન આપવું પડતું. એટલે કે બળતણ માટે લાકડાં કાપી લાવવાં પડતાં, ફૂલો લાવવાં પડતાં, પાણી સીંચવું પડતું ને ઘરકામની જે જે જરૂરી ચીજો જણાય તે બધી ય લઈ આવવી પડતી. વળી આ ઉપરાંત ઘેરઘેર ભિક્ષા માગીને પોતાને માટે વિદ્યાર્થીને અન્ન મેળવવું પડતું. આ ભિક્ષાન્ન ગુરુને બતાવ્યા પછી જ તેનો પોતાનો હિસ્સો તેમાંથી મળી શકતો. સાંદિપનીઋષિને ત્યાં કૃષ્ણ અને સુદામાને આ પ્રકારની તાલીમ લેવી પડી હતી. ગુરુપત્ની માટે બળતણ લાવવા માટે તેમને જંગલમાં પણ જવું પડતું આટલા જ જાણીતા હિંદી વિદ્યાર્થીઓએ બજાવેલી આ પ્રકારની ગૃહસેવાના અસંખ્ય દાખલા આપી શકાય. તે વખતની કેળવણીની આ હતી પાઠશાળાને લગતી તાલીમ. બીજો પ્રકાર હતો આધ્યાત્મિક કેળવણીનો. બ્રાહ્મણ શિષ્યો આ શિક્ષણને પસંદ કરતા હતા. ત્રીજો પ્રકાર હતો ક્ષત્રિયો માટે, સાધનવિષયક અગર યુદ્ધવિષયક શિક્ષણનો.

ધનુર્વિદ્યા, યુદ્ધમાં વાપરવાના શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ, અગ્નિ જળ અને રિયર ગેસની માફક પવનને સાથે સંબંધ રાખતા અગ્નાસ્ત્ર, વાયુઅસ્ત્ર ને વરુણાસ્ત્ર ગદા ફેરવવાની કળા, કુસ્તીની કળા—આ બધું પણ બ્રાહ્મણ ગુરુઓ જ શીખવતા. આ સંબંધમાં પાંડવોના ગુરુ દ્રોણાચાર્યનું નામ ખૂબ જાણીતું છે

આ વિષયોનું શિક્ષણ વૈશ્યો તેમ જ શુદ્રો ગ્રહણ કરી શકતા નહિ. તેમને તેમની મેળે જ એ બધું શીખી લેવું પડતું આ વિષયોમાં સિદ્ધિ મેળવવાનો ઉત્સાહ હોય તો તપ કરતા ને એવી બીજી અનેક પદ્ધતિઓ આ લોકો અજમાવતા સમયના વહેવા સાથે કેળવણીની આ પદ્ધતિ પાછી પડી ને આસ્તે આસ્તે ભુસાઈ ગઈ

એનું સ્થાન બૌદ્ધ વિહારોએ લીધું એમાં શસ્ત્રાસ્ત્ર વિષેનું શિક્ષણ અપાતું નહિ બાકી આધ્યાત્મિક શિક્ષણ તો નાતજાતના ભેદભાવ વિના નાલંદા અને તક્ષશિલા જેવા બૌદ્ધ મહાવિદ્યાલયોમાં આવનારા સર્વ લોકોને અપાતું પરંતુ પૌરાણિક બ્રાહ્મણ-શિક્ષણ પદ્ધતિના અવશેષો થોડાક રહ્યા અને ઉત્તરમાં કાશી અને દક્ષિણમાં રાંચી જેવા સ્થળોએ ઘણી મોટી સંખ્યામાં બ્રાહ્મણ-વિદ્યાર્થીઓ આકર્ષાતા હજી આજે પણ કાશીની કોઈ પાઠશાળામાં જઈ પૂરું કરેલ શિક્ષણનો પ્રભાવ ભુસાઈ નથી ગયો કાશીમાં શીખેલો બ્રાહ્મણપુત્ર પોતાને ઘેર જાય છે ત્યારે ત્યાંના જૂનવાણી લોકોમાં તેની પ્રખર પંડિતમાં ગણના થાય છે અત્યારે બૌદ્ધ મઠો અને વિહારો અસ્તિત્વ ધરાવે છે ખરાં પણ એની સંખ્યા નજીવી જ છે

ત્યાં આવ્યું વિદેશી-મુસ્લિમ-શાસન. હિંદુ ઓને કેળવણી આપવાને આપણા મુસ્લિમ રાજ્યકર્તાઓ બહુ ઇંતેજાર નહોતા પોતાની સંસ્કૃતિ, પોતાના સંસ્કાર તેઓ સાથે લાવ્યા હતા. એમણે મકતબો અને મદ્રેસાઓ ઊભા કર્યા અને વિદ્વાન કાજીઓ ને મૌલવીઓને ચરણે બેસી મુસ્લિમ વિદ્યાર્થીઓએ પોતાના ધર્મપુસ્તક કુરાનેશરીફ અને મુસ્લિમ તત્ત્વજ્ઞાનનું શિક્ષણ લીધું એ સંજોગોમાં ત્યારે પણ વારાણસીએ હિંદુઓ માટે ગૌરવભર્યું શ્રેષ્ઠ સ્થાન જાળવી રાખ્યું હતું, અને આજે યે એ શ્રેષ્ઠતા ટકાવી રાખી છે કાશી વિશ્વવિદ્યાલય હિંદુને જે કંઈ વહાલું હોય તે સર્વ વિષયો પર વિદ્યાર્થીઓમાં ધ્યાન આપે છે પરાજિત રાજ્યમાં ખ્રિસ્તી રાજ્ય અમલના ઉદય અને વિકાસે, સ્વાભાવિક રીતે જ આપણા જીવનમાં ડગલે ને પગલે પોતાનાં મૂલ્યો ઠોકી બેસાડવાનો પ્રયત્ન કર્યો બે સદીઓ સુધી પથરાયેલા રાજ્ય અમલને અંતે પરિણામ એ આવ્યું કે શેલી ને ટેનિસન સ્પેન્સર ને થોમસનનું જ્યાં એકચક્રી રાજ્ય પ્રવર્તી રહ્યું હતું, એવી ને પોતાના જ નમૂના પ્રમાણે ધોરણબદ્ધ થયેલી અંગ્રેજી કેળવણી-પદ્ધતિની વણઝાર પાછળ આપણે ખૂબખૂબ જકડાઈ ગયા

આવી આ પદ્ધતિ સામે અત્યારે રાષ્ટ્ર માથું ઊંચકે છે કિંડરગાર્ટન મોન્ટેસરી અને તેના જેવી જ બીજી શિક્ષણપદ્ધતિ તરફ આપણને બહુ પક્ષપાત નથી ગુરુકુળોની એક પ્રકારની સ્વભાવજન્ય સુવાસ છે પુરાણી શિક્ષણ પદ્ધતિના તે અવશેષરૂપ છે ભારતવર્ષ વિશાળ દેશ છે અને અહીંતહીં ક્યાંક જૂની અને પુરાણી પદ્ધતિઓનો પોતાનો પ્રભાવ પડેલો વરતાય છે વર્ષો પહેલાં રાવળપિંડીથી હું શ્રીનગર જતો હતો ત્યારે રસ્તામાં મેં એક પાઠશાળા જોઈ માર્ગની બાજુએ પ્રભાતમાં એક વિશાળ વૃક્ષની છાયામાં જમીન ઉપર દસથી પંદર વિદ્યાર્થીઓ પોતાના ગુરુજીની નજર સમક્ષ પોતાના પાઠનું ગાન કરતા હતા. આવી હતી પુરાણકાળની વિદ્યાદાન પદ્ધતિ

# કેળવણીનો પ્રશ્ન

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
એમ. એ. એલએલ. બી. (જે. પી)

કોઈ પણ રાષ્ટ્રમાં નવો યુગ આરંભાતો હોય ત્યારે સ્થાપિત મૂલ્યોમાં આમૂલ પરિવર્તન થાય છે. આટલી વર્ષોજૂની ગુલામીની બેડીઓ ખંખેરીને જગત સમક્ષ ઉન્નત મસ્તકે સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઊભું રહેનાર ભારતવર્ષ ગઈ કાલની વિટંબનાઓ પર વિચાર કરે છે, તો એને જણાયું છે કે નિરક્ષરતા આપણા સુખને ખાઈ જનાર એક રાહુ તરીકે હતી: કેળવણીની દિશા બદલવામાં, ભૂતકાળનાં ગુરુકુલો એક બાજુ દૃષ્ટિ સમક્ષ છે ને બીજી તરફ છે ઑક્સફર્ડ ને કેંબ્રિજ. આજના સંક્રાંતિકાળમાં આપણને કયો માર્ગ વધુ સુગમ પડશે, યુનિવર્સિટી કમિશનની ભલામણો આપણે કેટલી હદે અપનાવી શકીશું તે હવે જોવાનું રહે છે. આજે તો કેળવણીની એક મહાસમસ્યા આપણી સમક્ષ પડી છે. મુંબઈ યુનિવર્સિટી સાથે વર્ષોથી સંકળાયેલા આપણા વયોવૃદ્ધ સાક્ષર શ્રી. ઝવેરી આ લેખ દ્વારા એમના પરિપક્વ વિચારો અહીં રજૂ કરે છે. 'સાંજવર્તમાન'ના 'પતેતી અંક'માંના અંગ્રેજી લેખનો આ અનુવાદ લેખકની સંમતિથી અહીં રજૂ કરીએ છીએ.

અત્યારે અપાતી કેળવણીની ચાલુ પદ્ધતિ આપણા રાષ્ટ્રની પરિસ્થિતિને અનુકૂળ છે કે કેમ તે પ્રશ્ન, તો આપણે સ્વતંત્ર બન્યા તે અગાઉ પણ લોકોના મનને મૂંઝવી રહ્યો હતો. એ પદ્ધતિ પરિવર્તન માગતી હતી એમ દરેકને લાગતું હતું. બ્રિટિશ સરકારની નીતિને લીધે પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં કે વિદ્યાલયના શિક્ષણમાં શુષ્ક એકવિધતા અને સ્થિતિસ્થાપકતા પ્રસરી ગયાં હતાં. આ સરકારી નીતિનાં મૂળ તો ઇંગ્લેંડમાં જે મેળવેલું તેનામાં હતાં. આવી શિક્ષણપદ્ધતિને બદલે દરેક વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીમાં રહેલી પ્રચ્છન્ન શક્તિને એકવિધતાના ભાર નીચે કચડી ન નાખે પણ બહાર લાવવામાં મદદ કરે એવી કેળવણીપદ્ધતિની જરૂર હતી. પુરાણી પ્રથા તરફ પાછા વળવાની ઇચ્છાવાળા આર્યસમાજીઓએ ગુરુકુળોની સ્થાપના કરી. આખાયે હિંદમાં તેનો પ્રચાર થયો છે. તે વખતની કેળવણીની પ્રથા વિલક્ષણ હતી. પોતાના ગુરુઓને ઘેર વિદ્યાર્થીઓ જતા. ત્યાં માત્ર શાસ્ત્રો કે આધ્યાત્મિક ઋચાઓનું જ પઠન કરતા એમ નહોતું. તે ઉપરાંત પણ વિનમ્રતા અને સામાજિક તેમ જ કૌટુંબિક સેવાનો મંત્ર શીખતા. પોતાના ગુરુ તેમ જ ગુરુપત્નીના ઘરની ચીજ-વસ્તુઓ પર અને તેમની જરૂરિયાતો પર તેમને ધ્યાન આપવું પડતું. એટલે કે બળતણ માટે લાકડાં કાપી લાવવાં પડતાં, ફૂલો લાવવાં પડતાં, પાણી લાવવું પડતું ને ઘરકામની જે જે જરૂરી ચીજો જણાય તે બધી ય લઈ આવવી પડતી. વળી આ ઉપરાંત ઘેરઘેર ભિક્ષા માગીને પોતાને માટે વિદ્યાર્થીને અન્ન મેળવવું પડતું. આ ભિક્ષાન્ન ગુરુને બતાવ્યા પછી જ તેનો પોતાનો હિસ્સો તેમાંથી મળી શકતો. સાંદિપનીઋષિને ત્યાં કૃષ્ણ અને સુદામાને આ પ્રકારની તાલીમ લેવી પડી હતી. ગુરુપત્ની માટે બળતણ લાવવા માટે તેમને જંગલમાં પણ જવું પડતું આટલા જ. જાણીતા હિંદી વિદ્યાર્થીઓએ બજાવેલી આ પ્રકારની ગૃહસેવાના અસંખ્ય દાખલા આપી શકાય. તે વખતની કેળવણીની આ હતી પાઠશાળાને લગતી તાલીમ. બીજો પ્રકાર હતો આધ્યાત્મિક કેળવણીનો. બ્રાહ્મણ શિષ્યો આ શિક્ષણને પસંદ કરતા હતા. ત્રીજો પ્રકાર હતો ક્ષત્રિયો માટે, સાધનવિષયક અગર યુદ્ધવિષયક શિક્ષણનો.

ધનુર્વિદ્યા, યુદ્ધમા વાપરવાના શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ, અગ્નિ જળ અને ટિયર ગેસની માફક પવનને સાથે સબધ રાખતા અસ્ત્ર, વાયુઅસ્ત્ર ને વરુણાસ્ત્ર, ગદા ફેરવવાની કળા, કુસ્તીની કળા—આ બધુ પણ બ્રાહ્મણ ગુરુઓ જ શીખવતા આ સબધમા પાડવોના ગુરુ દ્રોણાચાર્યનુ નામ ખૂબ જાણીતુ છે

આ વિષયોનુ શિક્ષણ વૈશ્યો તેમ જ શુદ્રો ગ્રહણ કરી શકતા નહિ તેમને તેમની મેળે જ એ બધુ શીખી લેવુ પડતુ આ વિષયોમા સિદ્ધિ મેળવવાનો ઉત્સાહ હોય તો તપ કરતા ને એવી બીજી અનેક પદ્ધતિઓ આ લોકો અજમાવતા સમયના વહેવા સાથે કેળવણીની આ પદ્ધતિ પાછી પડી ને આસ્તે આસ્તે ભુસાઈ ગઈ

એનુ સ્થાન બૌદ્ધ વિહારોએ લીધુ એમા શસ્ત્રાસ્ત્ર વિષેનુ શિક્ષણ અપાતુ નહિ બાકી આધ્યાત્મિક શિક્ષણ તો નાતજાતના ભેદભાવ વિના નાલદા અને તક્ષશિલા જેવા બૌદ્ધ મહાવિદ્યાલયોમા આવનારા સર્વ લોકોને અપાતુ પરતુ પૌરાણિક બ્રાહ્મણ–શિક્ષણ પદ્ધતિના અવશેષો થોડાક રહ્યા અને ઉત્તરમા કાશી અને દક્ષિણમાં રાંચી જેવા સ્થળોએ ઘણી મોટી સખ્યામા બ્રાહ્મણ–વિદ્યાર્થીઓ આકર્ષાતા હજી આજે પણ કાશીની કોઈ પાઠશાળામા જઈ પૂરુ કરેલ શિક્ષણનો પ્રભાવ ભુસાઈ નથી ગયો કાશીમા શીખેલો બ્રાહ્મણપુત્ર પોતાને ઘેર જાય છે ત્યારે ત્યાના જૂનવાણી લોકોમાં તેની પ્રખર પડિતમા ગણના થાય છે અત્યારે બૌદ્ધ મઠો અને વિહારો અસ્તિત્વ ધરાવે છે ખરા પણ એની સખ્યા નજીવી જ છે

ત્યા આવ્યુ વિદેશી–મુસ્લિમ–શાસન. હિદુ પ્રજાને કેળવણી આપવાને આપણા મુસ્લિમ રાજ્યકર્તાઓ બહુ ઇંતેજાર નહોતા. પોતાની સસ્કૃતિ, પોતાના સસ્કાર તેઓ સાથે લાવ્યા હતા. એમણે મકતબો અને મદ્રેસાઓ ઊભા કર્યા અને વિદ્વાન કાજીઓ ને મૌલવીઓને ચરણે બેસી મુસ્લિમ વિદ્યાર્થીઓએ પોતાના ધર્મપુસ્તક કુરાનેશરીફ અને મુસ્લિમ તત્ત્વજ્ઞાનનુ શિક્ષણ લીધુ એ સજોગોમા ત્યારે પણ વારાણસીએ હિદુઓ માટે ગૌરવભર્યું શ્રેષ્ઠ સ્થાન જાળવી રાખ્યુ હતું, અને આજે યે એ શ્રેષ્ઠતા ટકાવી રાખી છે કાશી વિશ્વવિદ્યાલય હિદુને જે કઈ વહાલુ હોય તે સર્વ વિષયો પર વિદ્યાપીઠોમા ધ્યાન આપે છે પરાજિત રાજ્યમા ખ્રિસ્તી રાજ્ય અમલના ઉદય અને વિકાસે સ્વાભાવિક રીતે જ આપણા જીવનમા ડગલે ને પગલે પોતાનાં મૂલ્યો ઠોકી બેસાડવાનો પ્રયત્ન કર્યો બે સદીઓ સુધી પથરાયેલા રાજ્ય અમલને અતે પરિણામ એ આવ્યુ કે શેલી ને ટેનિસન સ્પેન્સર ને થોમસનનું જ્યાં એક-ચક્રી રાજ્ય પ્રવર્તી રહ્યું હતું, એવી ને પોતાના જ નમૂના પ્રમાણે ધોરણબદ્ધ થયેલી અગ્રેજી કેળવણી–પદ્ધતિની વણઝાર પાછળ આપણે ખૂબખૂબ જકડાઈ ગયા

આવી આ પદ્ધતિ સામે અત્યારે રાષ્ટ્ર માથુ ઊચકે છે કિંડરગાર્ટન મોન્ટેસરી અને તેના જેવી જ બીજી શિક્ષણપદ્ધતિ તરફ આપણને બહુ પક્ષપાત નથી ગુરુકુળોની એક પ્રકારની સ્વભાવજન્ય સુવાસ છે પુરાણી શિક્ષણ પદ્ધતિના તે અવશેષરૂપ છે ભારતવર્ષ વિશાળ દેશ છે અને અહીંતહીં ક્યાંક જૂની અને પુરાણી પદ્ધતિઓનો પોતાનો પ્રભાવ પડેલો વરતાય છે વર્ષો પહેલાં રાવળપિંડીથી હુ શ્રીનગર જતો હતો ત્યારે રસ્તામાં મે એક પાઠશાળા જોઈ માર્ગની બાજુએ પ્રભાતમા એક વિશાળ વૃક્ષની છાયામાં જમીન ઉપર દસથી પદર વિદ્યાર્થીઓ પોતાના ગુરુજીની નજર સમક્ષ પોતાના પાઠનું ગાન કરતા હતા આવી હવી પુરાણકાળની વિદ્યાદાન પદ્ધતિ

એ શાળાનું શું થયું તે મને માલૂમ નથી તેમ છતાં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, એક છેડે છે આપણી પાસે આ પુરાણકાલીન પદ્ધતિ ને બીજે છેડે છે ઓકસફર્ડ અને કેંબ્રિજ વિશ્વવિદ્યાલયોનાં નિસ્તેજ અનુકરણો. અંગ્રેજી રીતરસમો પર ઘડાયેલી શિક્ષણપદ્ધતિના પાયા અદૃશ્ય રીતે પણ ધીમે-અતિ ધીમે ઢીલા પડવા માંડ્યા છે-હચમચી ઊઠ્યા છે. કેળવણીની નવી પદ્ધતિ આપણે સર્જવાની છે ને ઊભી કરવાની છે. દરમિયાન આપણે સંક્રાંતિકાળમાંથી પસાર થઈએ છીએ. આવા કાળમાં સ્વાભાવિકપણે જ વિવિધ સૂચનાઓ ને યોજનાઓ ડોકાવા માંડી છે. દાખલા તરીકે ગાંધીજીની વર્ધાયોજના, સર્વોદય યોજના, ને પ્રાથમિક શાળામાં અમુક તબકકે અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવાનું બંધ કરવાની ને પછી આગળ ઉપર એ વળી પાછું ચાલુ કરવાની યોજના. આ યોજના પ્રમાણે અંગ્રેજીનો આ ફેરફાર એવી રીતે કરવાનો છે કે જેથી અંગ્રેજી ભાષાની આંતરરાષ્ટ્રીય ભાષા તરીકેની સર્વોપયોગિતાપણાની ખાસિયત દૂર ન થાય, તેમ છતાં સાથોસાથ આપણી માતૃભાષા કે રાષ્ટ્રભાષા-(હિંદી કે હિંદુસ્તાની જે કોઈ ભાષા પસંદ કરાય તે)ના માર્ગમાં અંગ્રેજી ન આવે, ને ચડિયાતી ભાષા તરીકે પોતાનું સ્થાન પુનઃસ્થાપિત કરે તો યે માતૃભાષા કે રાષ્ટ્રભાષાની લઘુતાગ્રંથિ તે ખંખેરી નાખે-આ સર્વ વિષયોમાં હજી આપણે મૂંઝાઈ જઈએ છીએ.

યુનિવર્સિટી કમિશનો અને ઉચ્ચ કેળવણી-હોદ્દેદારોનાં સંમેલનો આ ઉપર વિચારણા ચલાવી છે. એમના રિપોર્ટોના મુખ્ય મુદ્દાઓ પ્રજાએ જાણ્યા છે. તેમ છતાં એ લોકો ગમે તે પદ્ધતિ ને કેળવણીધોરણ અપનાવવાની ભલામણો કરે પરંતુ આપણે ન ભૂલીએ કે પ્રૌઢોમાંથી નિરક્ષરતા નિવારણ કરવા માટે તાત્કાલિક પ્રયત્નો કરવાની ખાસ જરૂર છે. મુંબઈ પ્રાંતના વડા પ્રધાન માનનીય શ્રી. ખેરે આ વસ્તુનું ક્રાંતદર્શન કર્યું એટલે કે એમણે એમ કહ્યું કે આપણે જો આપણા ભાઈઓ અને બહેનોને ઊંચાં લાવવાં હોય તો એમને શિક્ષણ આપો. જે રાષ્ટ્ર ઊંચે આવવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે, તેને માટે શિક્ષણપ્રચાર એ એક અનિવાર્ય શરત છે. જાપાનનો દાખલો આપણી નજર સમક્ષ છે. જ્યારે બીજું કશું ય કામ ન હોય ત્યારે ત્યાંનો રીક્ષા ખેંચવાવાળો વર્તમાનપત્ર વાંચે છે. આ હતો ને છે શ્રી. ખેરનો આદર્શ. આ વાતનો એમણે દસ વર્ષ પહેલાં જ્યારે એ સત્તા પર આવ્યા ત્યારે પ્રારંભ કર્યો હતો. પ્રધાનપદે જ્યારે એ નહોતા ત્યારે પણ એ પ્રચાર ચાલુ હતો અને આજે જ્યારે પુનઃ એમણે સુકાન સંભાળી લીધું છે, ત્યારે આ પ્રશ્ને જોર પકડ્યું છે. જે કાર્યની એમણે મુંબઈ શહેરમાંથી શરૂઆત કરી હતી તેનો વિસ્તાર એમણે જિલ્લાઓમાં કર્યો છે. આખાયે પ્રાંત માટેની એમની યોજના છે. એનું પરિણામ ઉત્સાહજનક આવ્યું છે. એમને અંશતઃ વિજય મળ્યો છે અને સંપૂર્ણ વિજય મળશે જ એ પણ ચોક્કસ છે. આ રીતે પ્રૌઢશિક્ષણ છે આપણી ગુરુચાવી. જો કોઈ પુરુષ કે સ્ત્રી શિક્ષિત હોય તો જીવનમાં વિજયનો રાજમાર્ગ એને માટે ખુલ્લો છે; ને કેળવણીનું ધ્યેય પણ બીજું શું હોય છે? જીવનમાં આપણે વિજયી નીવડવાનું છે અને અન્યને પણ આ પ્રકારના વિજયમાર્ગ પર મૂકી આપવાના છે.'

★

# ફુગાવો અને સરકારી નીતિ

**શ્રી મનુ સૂબેદાર**

સ્વતંત્રતા મેળવ્યાને બે વર્ષ ઉપરાંતનો સમય વીતી ગયો. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ફુગાવો ને આર્થિક કટોકટીનો વિકટ પ્રશ્ન હિંદને ગ્રસી રહ્યો હતો. પણ ત્યાર બાદ યુદ્ધ પૂરું થયા પછીનો થોડો સમય ગયો, આઝાદી મળી, સત્તા આપણા હાથમાં આવી છતાં આટલા વખતથી શા માટે આર્થિક બીજી સમા પ્રશ્નને કચડાવું પડે? એક તરફ આ કટોકટી છે ત્યારે બીજી તરફ સરકારી ખાતાઓમાં ખૂબ ખર્ચો થાય છે ગયા ફેબ્રુઆરીના અંતમાં આપણા નાણાપ્રધાન ડૉ. જ્હૉન મથાઈએ અંદાજપત્ર રજૂ કરતી વખતે કહ્યું હતું કે તે પછીના બેત્રણ માસમાં રોજિંદા વપરાશની ચીજવસ્તુઓના ભાવ નીચે આવશે, પણ આજે એમાં ચારગણો ઉછાળો આવ્યો છે આમ શાથી? ફુગાવો વારવા સરકારે મક્કમપણે પગલાં લીધાં નથી તેમ જાહેર પ્રજાએ પોતાનો ઉગ્ર વિરોધ પણ યોગ્ય પ્રમાણમાં દર્શાવ્યો નથી ફુગાવાથી લાંબી દૃષ્ટિએ નિહાળીએ તો નથી મૂડીવર્ગને લાભ, નથી મધ્યમ વર્ગને કે નથી ગરીબોને લાભ. માનવી માનવીનો વિશ્વાસ કરે ને એને માટે ઉદારદિલ બને એવું ધર્માચરણ કરાવવું હોય તો શિથિલતા ત્યાગી ફુગાવાને જેર કરવા સરકાર તથા પ્રજાએ કમર કસવી જોઈએ

જેની પાસે થોડું છે તે સાચવીને વાપરે તો એમાંથી એનો નિર્વાહ ચાલે છે જેની પાસે કંઈ જ નથી તેને ભીખ માગવી પડે છે અથવા તો ચોરી કરવી પડે છે આ સામાન્ય નિયમ દરેક જણને લાગુ પડે છે સમાજ, સુધરાઈબોર્ડો, પ્રાંતિક સરકારો અને મધ્યસ્થ સરકારને માટે પણ અર્થશાસ્ત્રમાં આ જ નિયમ છે એનો ભંગ અને અનાદર કરતાં અનેક વિપરીત પરિણામો ઊભાં થાય છે રાજ્યને જ્યારે સાધનો ખૂટે ત્યારે નવી નોટો છાપી અને તેને સાધન તરીકે વાપરવાની કુટેવ પડી છે લડાઈ અથવા તો એવા વિષમ પ્રસંગે આમ બને તો ચલાવી લેવાય, પણ ચાલુ સ્થિતિમાં ફુગાવાનું અનિષ્ટ પ્રજાના એટલા બધા માણસોને દુઃખ આપે છે, કે તેની સામે મક્કમપણે જાહેરમત કેળવવો જોઈએ. રાજ્યકર્તાઓ તરીકે આપણા ગમે તેવા માનીતા નેતાઓ હોય તોપણ તેઓએ આ વાત સમજીને તેનો ઉપાય તુરત કરવાની જરૂર છે આ હકીકત સામાન્ય પ્રજાનું ભલું ઇચ્છનારા બધા માણસોએ વર્તમાનપત્રોમાં અને મેળાવડાઓમાં ફરી ફરીને ભારપૂર્વક કહેવી જોઈએ. આમ ન બને તો આરોગ્યના નિયમોનો ભંગ થતાં જેમ રોગ અને વ્યાધિ વધી જાય છે, તેમ આર્થિક નિયમોના ભંગ પ્રત્યેની બેદરકારી સારા નેતૃત્વવાળા રાજ્યને પણ જોખમમાં મૂકશે સમાજવ્યવસ્થાને કોઈ પણ રીતે ચૂંથી નાખવાના મતવાળા સામ્યવાદીઓને તો આ જ હથિયાર જોઈએ છે તે એમના હાથમાં વધુ વખત રહે એ ઇચ્છવા જેવું નથી ગરીબોની ગરીબી તરફ અને મધ્યમ વર્ગની તંગી તરફ સહાનુભૂતિ ન રાખી શકે તેવું આ રાજ્ય હવે પરદેશીનું નથી, આપણું છે તોપણ આ વિષયમાં જે કહેવા જેવું છે તે કહી નાખવું જોઈએ

ઇંગ્લાંડ આર્થિક કટોકટીમાં છે, એમ આપણે સાંભળીએ છીએ, પણ યુરોપના કોઈ પણ દેશ કરતાં તેણે ઉદ્યોગ–હુન્નર વધાર્યાં છે તેને ત્યાં ફુગાવો ૭૦થી ૮૦ ટકા જેટલો

જ છે, જ્યારે હિંદમાં ૧૯૩૯ પહેલાંનો આંકડો ૧૦૦ હોઈને આજે આંકડો ૩૮૦ છે. એટલે લગભગ ત્રણસો ટકા જેટલો ભાવ-વધારો થયો છે.

રાજ્યતંત્રનો ખર્ચ ભયંકર રીતે વધી ગયો છે, તે નીચેની વિગતો ઉપરથી સમજાશે :

| | ૧૯૩૮–૩૯ (આંકડા લાખ રૂ. માં) | | ૧૯૪૮–૪૯ (આંકડા લાખ રૂ. માં) | |
|---|---|---|---|---|
| | આવક | ખર્ચ | આવક | ખર્ચ |
| મધ્યસ્થ સરકાર | ૮૪,૫૨ | કુલ ૮૫,૧૫ | ૩૩૮,૨૨ | કુલ ૩૩૯,૮૭ |
| | | સંરક્ષણ ૪૬,૧૮ / સરકારી ૩૮,૯૭ | | સંરક્ષણ ૧૫૫,૪૩ / સરકારી ૧૮૪,૪૩ |
| મદ્રાસ | ૧૬,૧૩ | ૧૬,૧૦ | ૫૭,૦૪ | ૫૭,૦૪ |
| મુંબઈ | ૧૨,૪૫ | ૧૨,૮૦ | ૫૦,૯૪ | ૫૧,૯૧ |
| પશ્ચિમ બંગાળ | ૧૨,૭૭ | ૧૨,૭૭ | ૩૦,૫૯ | ૩૦,૮૨ |
| સંયુક્તપ્રાંત | ૧૨,૮૦ | ૧૨,૮૦ | ૪૯,૦૪ | ૪૮,૪૭ |
| પૂર્વ પંજાબ | ૧૧,૩૬ | ૧૧,૬૧ | ૧૪,૪૬ | ૨૬,૦૫ |
| બિહાર | ૫,૨૪ | ૪,૯૩ | ૨૨,૭૯ | ૨૨,૮૦ |
| મધ્યપ્રાંત અને બિહાર | ૪,૨૭ | ૪,૭૧ | ૧૭,૨૭ | ૧૭,૨૭ |
| આસામ | ૨,૫૮ | ૨,૯૯ | ૭,૯૫ | ૮,૮૨ |
| ઓરિસ્સા | ૧,૮૨ | ૧,૮૧ | ૭,૯૦ | ૯,૧૩ |
| | ૭૯,૪૨ | ૮૦,૫૨ | ૨૫૭,૯૮ | ૨૭૨,૩૧ |

(પશ્ચિમ બંગાળ અને પૂર્વ પંજાબના ૧૯૩૮–૩૯ના આંકડાઓ તે પ્રાંતોના ભાગલા પડ્યા પહેલાંના છે.)

ખોટી શરમનો વખત વહી ગયો છે. જે મંત્રીઓ અને ઉપમંત્રીઓ લોકોનું હિત સમજવા જેટલી તકેદારી રાખતા નથી તેઓ પોતે તો વહેલામોડા ઊડી જશે, પણ સમાજને ય ભયંકર નુકસાન કરાવશે. આ શિથિલતા અને આ નિર્બળતા નાણાંખાતાના મંત્રીઓમાં અને મધ્યસ્થ સરકારમાં શા માટે છે એનાં કારણો કલ્પી શકાય. પહેલું એમ કહીએ કે તેઓ આ મામલો સમજતા જ નથી. નાણાંશાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતોની જાણ તેમને નથી, એ કેટલેક અંશે તો ખરું છે. મામલો ગંભીર થઈ ગયો છે એવી હકીકત તો શ્રી. જવાહરલાલ નહેરુએ ગયા ઑકટોબર માસમાં જણાવી હતી. અને લગભગ એક વર્ષથી આ બાબતમાં બને તેટલાં પગલાંઓ ભરાઈ રહ્યાં છે એ હકીકત પ્રજાની સન્મુખ ફરી ને ફરી મૂકવામાં આવે છે. અંદાજપત્ર વખતે ફેબ્રુઆરીના અંતમાં ડૉ. મથાઈએ જાહેર કર્યું હતું કે એપ્રિલમાં વસ્તુઓના ભાવ નીચે આવશે પણ આજે તેમ બન્યું ને બદલે વસ્તુઓના ભાવ દર્શાવનારો આંકડો, જો લડાઈ પહેલાંના ભાવનો ૧૦૦નો આંક હોય તો હમણાંનો તે ૩૮૦ જેટલો એટલે લગભગ ચારગણો રહેલો છે.

પગલાં લેવા છતાં પણ પરિણામ આવ્યું નથી એનો અર્થ એટલો કે જોઈએ તેટલા

મક્કમપણાથી આ બાબતમાં પગલાં લેવાયાં નથી 'હું ખર્ચ ઓછો કરીશ' એમ મુખેથી બોલનાર જ્યારે પોતાનો ખર્ચ વધારે છે ત્યારે આપણે હસીએ છીએ પણ હિંદુસ્તાનની મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોના આવા જ હાલ છે સરકારને સલાહ આપનારાઓમાં જે ઉદ્યોગપતિઓનો વર્ગ છે તે પોતાનો સ્વાર્થ જ જોઈ શકે છે તેમનું અંગત અને તાત્કાલિક હિત તો વસ્તુઓના ભાવ ઊંચા ટકાવવામાં જ છે જો તેઓ દૂરંદેશી રાખે તો જે પૈસા મધમાખની જેમ તેઓ ભેગા કરી રહ્યા છે તે તેમના છોકરાઓ ભોગવી શકવાના નથી કારણકે સામ્યવાદી અગર તો બીજી કોઈ ક્રાંતિથી રાજ્યમાં તુરત ફેરફારો થઈ જશે એ વાત તેઓ સમજી શકે છે ટૂંકી નજરથી જે સલાહ તેમણે સરકારને આપી છે તે સરકારે માની છે અને સામાન્ય પ્રજા પ્રત્યેની એક મોટામાં મોટી ફરજ તેઓ ચૂક્યા છે

અનાજ, કપડું, ખાંડ, તેલ, શાકભાજી, મરીમસાલો, દવાદારુ કાપડ, સાબુ કાગળ વગેરે સામાન્ય વપરાશની ચીજોના ભાવ નીચે લાવવાના સરકારના બધા પ્રયાસો નિષ્ફળ ગયા છે એટલું જ નહિ દુનિયાની નજરમાં હિંદ સરકારની સ્થિતિ કઢંગી અને હાસ્યાસ્પદ બની છે જગતના બીજા દેશો કરતાં આપણે ત્યાંની વસ્તુઓના મૂલ્યનું ધોરણ ઘણું ઊંચું હોવાથી નિકાસ બની શકતી નથી અને આયાત વધુ પડતી થાય છે મધ્યસ્થ સરકારે પાંચસો કરોડની પુરાંતમાંથી લગભગ ચારસો કરોડ વાપરી ખાધા છે પરદેશી પુરાંતો પણ ઓછી થઈ ગઈ છે અને અમેરિકામાંથી હિંદે બહુ મોટી રકમનું નાણું ઉધાર લીધું છે આયાત કરવાના માલના પરવાનાઓ આપવાનું ધોરણ એટલી બધી વખત ફેરવવામાં આવ્યું કે સામાન્ય વસ્તુઓની કિંમત જે નીચે આવવી જોઈતી હતી તે પાછી બહુ ઝડપથી ઉપર ચડી ગઈ છે

જેના પર અંકુશ (અંકુટ્રોલ) નથી એવી વસ્તુઓમાં ધૂમ સટ્ટો થઈ રહ્યો છે તેને અટકાવવા સરકાર નિષ્ફળ નીવડી છે જે વસ્તુઓ અંકુશ હેઠળ છે તે વસ્તુઓ જેમકે કપડું, સાકર, વનસ્પતિ ઇત્યાદિમાં પણ કાળા બજાર ધૂમ ચાલે છે અને પ્રજાના મોટા ભાગને (વસ્તુઓની આંકગણતરીમાં લખાયેલા ભાવ કરતાં પણ) ઘણું વધારે આપવું પડે છે થોડા માણસોની થોડી સગવડ સાચવવામાં સામાન્ય પ્રજાનું મોટું અહિત થાય છે એ વાત તરફ જેમનામાં આપણો વિશ્વાસ છે એવા નેતાઓ શા માટે દુર્લક્ષ દેખાડી રહ્યા છે? પોતે સમજતા નથી એ તો દીવા જેવું સ્પષ્ટ છે, તો પછી જેઓ સમજે છે તેની મદદ કેમ લેતા નથી?

નોટો છાપીને તેમાંથી માલ ખરીદો અને તે લડાઈના મામલામાં વાપરી નાખ્યો હવે માલ વેચીને, કર ભેગા કરીને અથવા તો લોન ઊભી કરીને જે નોટો હાથમાં આવે તેનો નાશ કરવાનો છે આમ કરતાં નાણાભીડ થાય અથવા તો પ્રજાના અમુક ભાગને એટલે કે ઉદ્યોગપતિઓને થોડા સમયની અગવડ ઊભી થાય તોપણ આ કામ કરવાનું રહ્યું જે રસ્તેથી ગયા છીએ તે જ રસ્તે પાછું આવવાનું છે રીઝર્વ બેંકનો વ્યાજનો દર કૃત્રિમ રીતે નીચે રખાયો છે, અને જે દરથી હિંદુસ્તાનમાં નાણાંની આપલેનાં કરોડો કામો થાય છે તેનાથી એ જુદો છે આ બધું પરદેશી સરકારે પોતાની સગવડ માટે કરેલું હતું પરદેશી સરકાર આ વસ્તુઓમાં બહુ ચીવટથી વિચાર કરતી હતી આપણી સરકારે આ બાબતમાં સાવ નબળું કામ કર્યું છે અને પુખ્તપણે વિચાર કરવામાં અને પ્રજાના હિતનાં જોઈતાં પગલાં ભરવામાં તે નિષ્ફળ ગઈ છે

જૂના વખતમાં હિંદ પાસે પાકું નાણું રહેતું તેમાં પણ પ્રજા પાસે સેંકડો કરોડ

निर्वाणं नाधिगच्छेयुः जीवेयुः पशुजीविकां ।
व्याघाते नैव युज्येयुः न चार्थं कंचिदाप्नुयुः ॥

હે આનંદિતે! ધર્મથી કંઈ ફળ નથી માટે તેનો પરિત્યાગ કરી અધર્મથી જો માણસ વર્તવા લાગે, તો આ જગત, ક્યાંયે આધાર નહિ મળે એવા, અંધકારમાં ડૂબી જશે; અને મનુષ્યને સુખપ્રાપ્તિ થવાની નથી. માનવીનું જીવન પશુ જેવું થઈ જશે. તેણે અંગીકાર કરેલાં કાર્યનો નાશ થશે. મનુષ્યના કામક્રોધને પરિણામે પરસ્પર ઝઘડો શરૂ થશે. અહંતાથી એકબીજાને નીચે પાડવાના પ્રયત્નોને લીધે અનિયંત્રિત સ્થિતિ પ્રવર્તશે. એટલું જ નહિ પણ તે સમાજ નષ્ટ થઈને, પશુઓ જેમ પરસ્પર અલગ પોતપોતાની ગુફાઓમાં રહે છે, તેમ મનુષ્યો પણ રહેવા લાગશે. સત્ય અને ન્યાયને લીધે જ સમાજ ઊભો રહે છે. તેનો નાશ થવાથી સમાજની ઇમારત તૂટી પડશે. 'सर्वं सत्यं प्रतिष्ठितं' સત્યના આધારથી સર્વ કંઈ ટકી રહ્યું છે. તેથી માનવી સત્ય અને ન્યાયનો ત્યાગ કરે તો સમાજ ક્યાંથી ટકે? જેટલા પ્રમાણમાં આ બે તત્ત્વોનો પ્રસાર સમાજમાં થાય, તેટલા પ્રમાણમાં દઢતા અને સુખસમૃદ્ધિ તે સમાજને પ્રાપ્ત થશે. સત્ય, ન્યાય અને દયા અથવા પ્રેમ મનુષ્યમાં ન હોય તો નિર્વાણ એટલે મોક્ષ અથવા દુનિયામાં રહી અત્યંત શાંતિની અવસ્થા તેને પ્રાપ્ત નહિ થાય. આ તત્ત્વોના અભાવમાં એકાદ કારખાનું કાઢીએ અગર રાજ્ય પ્રાપ્ત કરી લઈએ, તોપણ તેનો નાશ જ થવાનો. કારખાનામાંના માણસોનો એકમેક પર ભરોસો ન હોય અથવા પ્રજા યોગ્ય પ્રસંગે રાજાને મદદ કરે નહિ તો તે કારખાનું અગર રાજ્ય શી રીતે ચાલે? તેથી ધર્માચરણ વગર કોઈ પણ અર્થની સિદ્ધિ થશે નહિ.

આપણે એક દાખલો લઈએ. સમાજમાં એક વર્ગ બીજા વર્ગને પોતાના કરતાં નીચો માને, તે મુજબ તેની સાથે વર્તન રાખે, એ એવા પ્રકારની વ્યવસ્થા થોડાઘણા પ્રમાણમાં બધાં રાષ્ટ્રોમાં જ ચાલતી આવી છે; પરંતુ એનાથી જે અન્યાય થાય છે તેથી નીચ મનાયેલા વર્ગની વૃત્તિ કલુષિત થાય છે. આમ થવાથી ભિન્નભિન્ન વર્ગમાં વૈમનસ્ય વધે છે. જે કાર્ય એક સંપ વિના શક્ય નથી, તે સમાજ કરી શકતો નથી. આ અનિષ્ટ પરિણામનો અનુભવ થવાથી કેટલાંક પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં આ ભિન્ન વર્ગોમાંનો ભેદ દૂર કરીને ઐક્ય સ્થાપવામાં આવ્યું છે. આ સ્થિતિ પ્રાચીનકાળમાં રોમ દેશમાં અને અર્વાચીનકાળમાં ઇંગ્લેંડ દેશમાં થઈ છે. આવું ઐક્ય થયા પછી જ એ રાષ્ટ્રો ઉદય પામ્યાં છે. આપણા ભરતખંડમાં આ પ્રકારનું ભિન્ન વર્ગોનું ઐક્ય ન થતાં તે વર્ગની સંખ્યા ઉત્તરોત્તર વધતી જ ગઈ છે. અને પરસ્પરનાં વૈમનસ્યનો વધારો જ થયો છે. તેથી એક સંપથી થનાર કાર્યો આ દેશમાં અશક્ય થઈ બેઠાં છે. તે જ પ્રમાણે અર્વાચીનકાળમાં હિંદુસમાજને ભારતદેશની સામ્રાજ્યસંપત્તિ પ્રાપ્ત થવાનો સંભવ હતો; પરંતુ રાજકુળમાંના મુખ્ય પુરુષ, પ્રધાનમંડળ અને તે પ્રધાનમંડળના મોવડીમાં સ્વાર્થપરાયણતા અને અન્યાયી વૃત્તિનું બળ વધી જવાથી તે સંભવ નષ્ટ થયો છે. જેઓમાં ન્યાયના આધાર પર જ સર્વ વ્યવસ્થા ચાલતી હતી એવા એક પરદેશી સમાજનો જ જય થયો. માર્ક્વિસ ઑફ વેલેસ્લી અને માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન સરખા મુત્સદ્દીઓએ આ દેશમાં રાજ્યસંપત્તિ મેળવી પણ તે પોતાના માટે નહિ; પણ પાંચ હજાર માઈલ પર જે રાજા, અથવા જે રાષ્ટ્ર હતું તેને માટે. પરંતુ આપણામાં રાજાને તૃણ ગણકારતાં પેશવાઓએ રાજ્યસંપાદન કર્યું, અને

પેશવાઓને ન ગણકારતાં તેના સરદાર શિન્દે અને હોલકરે ઉત્તર હિંદ અને માળવામાં પોતાને માટે રાજ્યો ઊભાં કર્યાં આ રીતે જ્યાં અસત્ય, અન્યાય અને સ્વાર્થપરાયણતાનો સતત સંચાર થાય છે ત્યાં આવું જ પરિણામ આવવાનું ન્યાય, સ્વામીભક્તિ અને રાષ્ટ્રપ્રીતિ જે સમાજમાં હોય છે, તે સમાજ આગળ આપણા જેવા સમાજનો પત્તો જ ક્યાં લાગે?

હવે હિંદુસમાજમાં એવી સ્થિતિ આવી છે, કે સત્ય, ન્યાય અને પ્રેમનો પ્રચાર થયા સિવાય સમાજને ચાલે એમ નથી પ્રાચીન ધર્મ વિધિ પરથી આપણો વિશ્વાસ ઊઠી ગયો છે, સ્નાનસંધ્યા છૂટી ગયાં છે ખાવાપીવાના નિબંધ તૂટી ગયા છે દ્રવ્યની અનુકૂળતા હોય તો ગમે તે પરદેશ પ્રયાણ કરી શકે છે હાલમાં સ્નાનસંધ્યા અને ખાવાપીવાના નિબંધ એ કેવળ વર્ણધર્મ છે સત્ય ન્યાય અને પ્રેમ ઇત્યાદિ શાશ્વત ધર્મો સાથે તેમનો કશો પણ સંબંધ રહ્યો નથી એમ કહીએ તોપણ ચાલે. તથાપિ પહેલાંના નિબંધો છૂટ્યા પછી તેના બદલામાં બીજા કંઈ આવ્યા નહિ આ પરિસ્થિતિ ભયંકર છે, કારણકે સ્નાન, સંધ્યા અને ખાવાપીવાના નિબંધના યોગે સર્વપ્રકારની નીતિવૃદ્ધિને આવશ્યક એવા આત્મસંયમનનો સંસ્કાર થતો હતો હવે તે ઉપરથી શ્રદ્ધા ઊઠી જવાથી તે સંસ્કાર નાશ પામ્યો છે વળી આ વિશ્વાસ નાશ પામવાથી ખોટાનો પણ પ્રચાર મોટા પ્રમાણમાં વધ્યો છે જ્યારે જૂના નિબંધ નાશ પામ્યા છે ત્યારે તેને સ્થાને શાશ્વત ધર્મના નવીન નિબંધોની જરૂર નથી શું? સદ્ધર્મનો પ્રચાર કરવાની આવશ્યકતા નથી શું?

હાલની સ્થિતિમાં આપણને રાજકીય સત્તા પ્રાપ્ત થાય, એવી ઇચ્છા આપણામાં પ્રગટ થઈ છે તેને અનુસરીને જે હક્ક આપણને પ્રાપ્ત થયા છે અગર થશે, તેની સુયોગ્ય બજાવણી કરવા માટે સત્ય અને ન્યાયનો સંસ્કારો આવશ્યક નથી શું? શહેરની વ્યવસ્થા સંબંધીના કાયદા ઘડવાની અને બીજા પ્રકારની સત્તાઓ પ્રાપ્ત થતી જાય છે એ સત્તા સ્વાર્થ છોડીને નિરપેક્ષ, રાષ્ટ્રકલ્યાણેચ્છા, સત્ય અને ન્યાયને અનુસરીને આપણે બજાવવી જોઈએ નહિ તો આ નવીન હક્કોથી આપણા દેશનું કલ્યાણ થવાને બદલે ઊલટું અકલ્યાણ જ થશે શહેરમાં સળગાવવાની દીવાઓ પૈકી એક થાંભલો પોતાના ઘર પાસે જ રાખવાનું, ગામડામાં કરવાનો રસ્તો કે સડક પોતાના ઘર આગળથી જ જાય એવી તજવીજ કરવી, કે એવા પ્રકારની મનોવૃત્તિ રાખવાથી મળેલી સત્તા હાનિકારક જ નીવડે તેથી પહેલા સદ્ધર્મનો પ્રચાર કરીને પછી જ રાજકીય હક્કો માગવા પ્રવૃત્ત થવું જોઈએ, અથવા બન્ને માટે એક સમયે જ પ્રયત્નો થવા જોઈએ. પરંતુ રાજકીય હક્કો માગનારાઓ સદ્ધર્મના પ્રચાર વિષે જરા સરખો પણ વિચાર કરે છે કે?

બીજી વાત સામાજિક સુધારણાની છે એમાં પણ ધર્મસંસ્કાર વગર સારા પરિણામની આશા રાખવી ફોગટ છે હલકી ગણાતી જાતોનો ઉદ્ધાર કરવાનો ઉદ્યોગ પ્રશંસનીય છે હલકી જાતો ઊંચે આવવા તૈયાર હોય છે પરંતુ તેમના મનમાં ન્યાય અને સમતા એટલા ઓછા હોય છે કે તેઓ પોતાથી હલકી જાતિઓને પોતાની સાથે લેવા તૈયાર હોતી નથી. તેમાં પણ સમતા અને ન્યાય એ જાતોને ઊંચી ચડાવવા પહેલા શીખવવાની ખાસ આવશ્યકતા છે

ત્રીજી વાત દેશની સંપત્તિ વધારવાની છે રાષ્ટ્રમાં નવાં કારખાનાંઓ કાઢવાં, નવીન શોધખોળો કરવાની યોજના ઘડવી ઇત્યાદિ વિચારોની આપણામાં જાગૃતિ થઈ છે એનું

હોય ત્યારે ખાસ કારણ વગર બસમાં જવા માગતા ને જેમને ઉતાવળ કરવાનું કારણ ન હોય એવા મારી આગળ ઊભેલા ચારપાંચ જણામાંથી કોઈક પણ મને એમ કેમ ના કહે કે 'તમારે જરૂરનું કામ હોય તો તમે અમારી આગળ આવીને ઊભા રહો, અમે પછી જઈશું, અમારે ખાસ ઉતાવળ નથી' એમ મને ઘણીવાર વિચાર આવ્યો છે છતાં એવો આગ્રહ કોઈએ કદી પણ કર્યો નથી. આવે વખતે મને થાય છે, માણસ કેવો સ્વાર્થી છે! બીજા ખાતર જરા પણ ભોગ આપવા તૈયાર થતો નથી. કોઈક વાર હું મારી જાતનો વિચાર કરું છું ત્યારે હું પણ કેટલો સ્વાર્થી છું એમ મને લાગ્યા વિના રહેતું નથી.

પરંતુ આ વિશે વધારે વિચાર કરતાં લાગે છે, કે માણસ સ્વભાવથી જ સ્વાર્થી છે; અને તેથી જ એ દુઃખી થાય છે એમ કહેવું તે સાચું નથી. એમાં સત્યનો અંશ જરૂર છે, પણ એ પૂરેપૂરું સત્ય નથી. 'બ્રિટિશ સામ્રાજ્ય પરથી સૂરજ કદી અસ્ત પામતો નથી.' એમ પહેલાં બ્રિટિશ રાજકર્તાઓ ગર્વભેર કહેતા. પણ આપણે જાણતા હતા કે એમાં અધૂરું સત્ય રહેલું છે. બ્રિટિશ સામ્રાજ્ય એટલું વિશાળ છે કે ગમે ત્યારે પણ નજર કરો તો એના કોઈ ને કોઈ પ્રદેશ પર સૂર્યનું અજવાળું દેખાયા વિના ન રહે, પણ એ જ પ્રમાણે કહી શકાય કે બ્રિટિશ સામ્રાજ્યમાંથી અંધારું કદી જતું જ નથી. જેમ સામ્રાજ્યની વિશાળતાને કારણે એના કોઈ ને કોઈ પ્રદેશમાં સૂર્યનું અજવાળું હમેશા હોય જ છે, તેમ એ જ કારણને લઈને એના કોઈ ને કોઈ પ્રદેશમાં અંધારું પણ હમેશા હોય જ છે. એ જ પ્રમાણે માણસની સ્વાર્થવૃત્તિ તરફ જ આપણે ધ્યાન આપીએ તો માણસ કેવળ સ્વાર્થી છે, એમ આપણને લાગ્યા વિના નહિ રહે, પરંતુ એની બીજી બાજુ પણ છે. એ જેમ સ્વભાવથી સ્વાર્થી છે તેમ કુદરતી રીતે જ એ પરોપકારી પણ છે. અને સ્વાર્થી વૃત્તિને કારણે એ જેમ દુઃખી થાય છે ને બીજાને દુઃખી કરે છે તેમ પરમાર્થવૃત્તિને કારણે પણ એ પોતે હેરાન થાય છે ને બીજાને હેરાન કરે છે.

ખરી રીતે જોતાં દરેક માણસ સ્વાર્થી પણ હોય છે ને પરમાર્થી પણ હોય છે. જગતમાં જેમ ટાઢતડકો, સુખદુઃખ આદિનાં દ્વંદ્વો છે તેમ મનુષ્યના સ્વભાવમાં પણ બધી લાગણીઓ દ્વંદ્વસ્વરૂપે જ રહે છે. ગમે તેવા બાયલા માણસમાં પણ વીરતાનો અંશ હોય છે. ગમે તેવા ક્રૂર મનુષ્યના હૃદયને કોઈક ખૂણે દયાની વૃત્તિ સુષુપ્ત રૂપે પણ રહેલી હોય છે.

સ્વાર્થી માણસ હમેશ દુઃખી થાય છે ને બીજાને દુઃખી કરે છે અને પરમાર્થી મનુષ્ય હમેશ સુખી થાય છે ને બીજાને પણ સુખી કરે છે એમ માનવું એ પણ ખરું નથી. કેટલીક વાર એમ બને છે એ સાચું, પણ એથી ઊંધું પણ કોઈકવાર બને છે. પારકાનું કલ્યાણ કરવા નીકળેલા કેટલા ય મનુષ્યો પોતાનું ને પોતાના કુટુંબનું કલ્યાણ તો નથી જ કરી શકતા, પણ પારકાનું પણ હિત તેમનાથી સાધી શકાતું નથી. એટલે માણસ સ્વાર્થી બની ગયો છે અને તેથી જ દુનિયા આજે હેરાનપરેશાન થઈ રહી છે એમ કહેવું તે યોગ્ય નથી. જરા ઉઘાડી આંખે ફરીએ તો દુનિયામાં પારકાનો વિચાર કરનારા પરોપકારી મનુષ્યો ઢગલાબંધ મળી આવે.

એકવાર હું બસ માટે વાટ જોતો ઊભો હતો, ત્યાં મને મારા એક ઓળખીતા ગૃહસ્થ મળ્યા. એ ખૂબ ઉતાવળમાં હોય એમ લાગતું હતું. પોતે ટેક્સીની શોધમાં હતા. મને જોઈને એ ઊભા રહ્યા ને પૂછ્યું: 'કેમ, હવે ઘરમાં કેમ છે? ખરજવું મટયું કે નહિ?'

'ના, હજી મટયું નથી. બહુબહુ દવાઓ

કર્યા પણ કંઈ પત્તો લાગતો નથી,' મેં કહ્યું

'તો એક કામ કરો હું તમને જર્મનીથી આવેલા યહૂદી ડૉક્ટર પાસે લઈ જાઉં, એમની સાથે મારે સારી ઓળખાણ છે ચાલો, અત્યારે જ તમને એમની ઓળખાણ કરાવી દઉં,' એમણે કહ્યું

'આજે તો બને એમ નથી, મારે બીજે ખાસ કામ છે, પણ તમે સરનામું આપો તો હું મારી મેળે જઈને એમને મળીશ ' મેં કહ્યું

'ના, ના એમ નહિ હું જ તમારી સાથે આવીશ. અથવા અત્યારે જ જતાજતા હું એમને મળતો જઈશ અને તમારી ભલામણ કરતો જઈશ એના જેવો ચામડીના રોગનો નિષ્ણાત બીજો કોઈ નહિ મળે '

'એ તો ખરુ, પણ તમે આમ ઉતાવળા ઉતાવળા ક્યા જતા હતા? વાતમા ને વાતમા તમને એ પૂછવાનું તો હું ભૂલી જ ગયો,' મેં કહ્યુ

'અરે! હા, ઠીક યાદ કરાવ્યુ મારી બૈરી બહુ બીમાર છે અમારા કુટુંબના ડૉક્ટરને તેડી લાવવા જતો'તો કોઈ ટેકસી મળે તો શોધતો'તો '

'પણ ત્યારે ભલા માણસ આટલો બધો વખત નકામો મારી સાથે વાતમાં ને વાતમા કેમ ગુમાવ્યો? ઘેર તમારા પત્ની હેરાન થતા હશે ને તમે આમ મારી સાથે '

મને વચ્ચે જ બોલતો અટકાવી પોતે બોલ્યા

'ના, ના, તેમા શું ?

'તેમા શું કેમ? જાઓ જલદી, ને રસ્તામા મારે ખાતર પેલા યહૂદી ડૉક્ટરને મળવા માટે ખોટી થવાની જરૂર નથી ', મેં કહ્યું

'અરે! એમ તે કંઈ હોય? કંઈ નહિ, અમારા ડૉક્ટરને જરા મોડા ઘેર લઈ જવાશે પણ તમારુ એટલું કામ કરવુ એ મારી ફરજ છે,' એમણે જવાબ દીધો

'એ બદલ તમારો આભારી છુ, પણ અત્યારે તમારી પહેલી ફરજ તો તમારી સ્ત્રી પ્રત્યેની છે જલદી જઈને એને માટે ડૉક્ટર તેડી જવાની છે,' મેં કહ્યું

'એ તો થશે સ્તો પરંતુ કામ છે તે કંઈ કર્યા વગર ચાલવાનુ હતુ? પણ તમારુ આટલું કામ ન કરી આપુ તે કેવુ કહેવાય? એ પણ ફરજ છે ને આ પણ ફરજ છે,' એમણે કહ્યુ ને ખરેખર, ઘેર પોતાના ડૉક્ટરને તેડી જતા પહેલાં યહૂદી ડૉક્ટરને મળીને મારી ભલામણ કરી આવ્યા પણ ખરા

મારો એક આઘેનો સગો છે એની વિધવા માતાનો એ એકનો એક પુત્ર છે બહારનુ કામ કરી શકે એવો ઘરમા બીજો કોઈ પુરુષ નથી, પણ પોતાના ઘરનું એક પણ કામ કરવાની એને નવરાશ મળતી નથી રસોઈપાણી વગેરે ઘરકામ ઉપરાંત બજારમાં જઈને શાકભાજી ખરીદ કરી આવવા હારમા ઊભા રહીને અનાજ, ઘાસતેલ વગેરે લઈ આવવા વગેરે બહારનાં કામ પણ એની વિધવા માતાને જ કરવાં પડે છે એનુ કારણ એ નથી કે એ ભાઈ આળસુ છે, પણ પાડોશમા રહેતા એક વૃદ્ધજનના આ જ પ્રકારના ને બીજા પણ કામો કરી આપવામાં એમનો એટલો બધો વખત જાય છે કે, ઘરને માટે પણ કંઈક કરવાનું હશે એમ એમને યાદ જ આવતુ નથી પાડોશી કાકાનાં કામો કરી આપવામા પોતાની વિધવા માતાને પણ ઘરનો બોજો ઉપાડવામા મદદ કરવી જોઈએ, એ એમના ધ્યાનમા રહેતુ જ નથી

આટલી બધી ઉગ્ર પ્રકારની પરોપકારવૃત્તિ બધાનામા નથી હોતી એ સાચુ, પરંતુ આપણા બધાનામા કોઈ ને કોઈ રીતે પારકાનુ ભલું કરવાની વૃત્તિ રહેલી હોય છે એ નિર્વિવાદ

છે. મારા નાના બાળકના માથા ઉપર વાળનું ઝૂંડ ઊગી નીકળ્યું છે. એને હજામ પાસે લઈ જઈને એના વાળ કપાવી આવવા માટે મહિનાથી મને આગ્રહપૂર્વક કહેવામાં આવે છે, પણ એ માટે મને બિલકુલ વખત મળતો નથી. પણ હમણાં થોડા જ દિવસ પર મારા એક મિત્રની નાની બાળકીને કોઈ ફેશનેબલ સલૂનમાં જઈને વાળ કપાવવા હતા ને એ મિત્ર બહારગામ ગયા હતા, એટલે દોઢ કલાક બગાડીને હું એ બાળકીને ફેશનેબલ સલૂનમાં લઈ જઈને એના બાલ કપાવી આવ્યો !

જેમ વ્યક્તિ તેમ રાષ્ટ્રોમાં પણ આવી પરોપકારવૃત્તિ જોવામાં આવે છે. જગતની મોટી તેમ જ નાની પ્રજાઓએ મળીને સંયુક્ત રાષ્ટ્રોની પરિષદ સ્થાપી છે તે શાને માટે? પોતાના સ્વાર્થને ખાતર નહિ, પણ દુનિયામાં શાંતિ જળવાઈ રહે, કોઈ સબળ રાષ્ટ્ર નિર્બળને દબાવે નહિ અને દુનિયાની બધી જ પ્રજાઓ સુખ, શાંતિ ને આબાદીમાં રહે તે ખાતર એ સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે. આ ધ્યેય એનાથી કેટલે અંશે સાચવી શકાયું છે અથવા તો સાચવી શકાય એમ છે એ જુદો સવાલ છે, પણ એનું ધ્યેય સ્વાર્થી નથી, પરંતુ પરમાર્થી છે એટલું જ આપણે તો જોવાનું છે.

અત્યારે દુનિયામાં જે અનેક વાદો ચાલી રહ્યા છે : સામ્યવાદ, સમાજવાદ, રાષ્ટ્રવાદ, પ્રજાતંત્રવાદ ગાંધીવાદ અને મોટે ભાગે તકવાદ તથા બકવાદ એ બધાની પાછળ પણ શો ઉદ્દેશ રહેલો છે ? જે અનેક જાતની યોજનાઓ જુદીજુદી વ્યક્તિઓ ને પ્રજાઓ તરફથી રજૂ કરવામાં આવે છે તેનો ઉદ્દેશ પણ શો છે? પોતાનું નહિ, પણ પારકાનું ભલું કરવાનો !

પૈસેટકે ને બીજી બધી રીતે સુખી એવા એક બિરાદર જ્યારે જોઈએ ત્યારે માર્યા-માર્યા ફરતા હોય એવા દેખાય છે. જાણે હમણાં જ ભૂત દેખાયું હોય ને બીકથી વાળ ઊભા થઈ ગયા હોય એમ હોળ્યા વિનાના ઊભા વાળ સાથે, કપડાંલત્તાંના ઠેકાણા વિનાના ને મુખ પર વ્યગ્રતાના ભાવવાળા એવા એ કોઈને અચાનક મળી જાય તો 'આ માણસ કાં તો ચોરી કરીને નાસી આવેલો છે અથવા તો કોઈ ચોર એની પાછળ પડ્યો છે.' તેમ લાગ્યા વિના ન રહે. એમને પરણવાની ફુરસદ, આજે એ ચાલીશ વર્ષના થવા તોપણ, મળતી નથી. 'આટલી માથાફોડ ને પંચાત તમારે શા માટે જોઈએ ?' એમ કોઈકે એમને પૂછ્યું ત્યારે એમણે જણાવ્યું:

'કેમ નહિ ? જોતા નથી કેટકેટલા માણસો ગરીબાઈમાં રખડી રહ્યા છે ? ખેડૂતો ખેતર ખેડે છે, પણ એમને અનાજ વિના ભૂખે મરવું પડે છે, વણકરો કપડાં વણે છે, પણ એમને ને એમનાં કુટુંબને અડધાં નાગાં ફરવું પડે છે. મજૂરો ઘર બાંધે છે, પણ એમને તથા એમનાં સ્ત્રીબાળકોને રહેવા માટે છાપરું મળતું નથી.'

'તેમાં તમારે શું ? તમને તો રહેવા ઘર શું પણ મઝાનો મોટો બંગલો છે. પહેરવા માટે જોઈએ તે કરતાં ય વધારે કપડાં છે, ખાવા માટે અનાજની જરા પણ તંગી નથી. તો પછી તમે આમ આખો વખત માર્યામાર્યા કેમ ફરો છો ? કાજીજી દુબલે કયું, તો સારા શહરકી ફિકર !'

'આપણા ભાઈઓ હેરાન થતા હોય, દુઃખ ને દરિદ્રતાની ખીણમાં ઊંડે ને ઊંડે ઊતરતા જતા હોય, ત્યારે આપણાથી આપણા સુખનો વિચાર કેમ કરાય ?' એમણે જવાબ દીધો.

આ ભાઈ સામ્યવાદી હતા, એટલે એ આમ કરે તેમાં નવાઈ નથી, પણ એમનાથી જુદી જ વિચારસરણી ધરાવનારા બીજા વાદીઓ પણ આ જ પ્રકારની દલીલ કરે છે.

અને ખૂબીની વાત તો એ છે કે જુદા-

જુદા જુદાંના પ્રચારકો એકબીજાથી તદ્દન વિરુદ્ધ પ્રકારની વાતો કરે છે, યોજનાઓ ઘડે છે ને કાર્યો કરે છે તે છતા એ સૌ પરસ્પર વિરુદ્ધ લાગતી વસ્તુઓનો ઉદ્દેશ તો એક જ હોય છે—લોકોનુ ભલુ કરવાનો સામાવાળા ભલે એમાં સ્વાર્થનુ આરોપણ કરે, પણ કામ કરનારાઓ પોતે તો જાણતા હોય છે કે, અમે આ પરોપકારની દૃષ્ટિએ બીજાનું ભલુ કરવાના ઉદ્દેશથી જ કરીએ છીએ

રેલવે તાર, ટપાલ મિલ કારખાના વગેરે સ્થળે હડતાલ પડાવનારાઓ પોતાના ભલા ખાતર નહિ પણ કામ કરનારા વર્ગના ને એ રીતે સમસ્ત દેશના હિત ખાતરે હડતાલ પડાવે છે સામે પક્ષે 'હડતાલ ન પાડશો' એમ કહેનારા પણ આખા દેશના ને કામ કરનારાઓના હિત ખાતર જ એવો બોધ કરે છે આમ હડતાલ પડાવનારાઓ દેશના હિત ખાતર હડતાલ પડાવે છે ને હડતાલ અટકાવનારાઓ પણ દેશના હિત ખાતર જ હડતાલ બધ કરાવે છે ભલે એ બને એકબીજાને સ્વાર્થી ને મતલબી કહીને ભાડે, પરતુ આપણા જેવા તટસ્થ માણસોએ તો બનેને સાચા જ માનવા જોઈએ

મ્યુનિસિપાલિટી, ધારાસભા, યુનિવર્સિટી આદિ જુદીજુદી સસ્થાઓમા લોકોના મત માગીને ચૂટાઈ આવવા ઇચ્છા રાખનારાઓ કેવળ પરોપકારની વૃત્તિથી જ પ્રેરાઈને જાહેર સેવાના ક્ષેત્રમા પડ્યા હોય છે એ વિષે કાઇ એ મત હશે, પણ હોવા ન જોઈએ મત મેળવવા માટે એ જે મહેનત ઉઠાવે છે તેમાં કદાચ કોઈને સ્વાર્થની ગંધ આવતી હોય પણ તે બરાબર નથી. અત્યારે લોકશાસનનો જમાનો છે કેવળ રાજકીય નહિ, પણ બધી જ સસ્થાઓ લોકશાસનને ધોરણે ચાલે છે એટલે જાહેર જીવનના બધા ક્ષેત્રોમા મત મેળવવાનુ કામ મહત્ત્વનુ બની ગયું છે જેને જાહેર જીવનમા પડીને કઈ પણ કામ કરવુ હોય તેને મત મેળવ્યા વગર છૂટકો થતો નથી જેને મત ન મળે તેને મોત મળે—જાહેર જીવનના ક્ષેત્રમાથી—એવો મામલો છે એટલે મત માગનારાઓએ એ કાર્ય પૂરેપૂરી ચીવટથી કરવુ જ રહ્યુ પરતુ એઓ મત માગે છે શાને માટે? મ્યુનિસિપાલિટી, ધારાસભા વગેરેમાં લોકોના પ્રતિનિધિ તરીકે ચૂટાઈને જવા એ શા સારુ ઇચ્છે છે? પોતાના હિત ખાતર? પોતાનો કામ-ધધો છોડીને, આર્થિક અગવડ ભોગવીને એઓ લોકમત મેળવી એવી સસ્થામાં જાય છે માત્ર લોકોની સેવા કરવાના ઉદ્દેશથી બીજાઓ સારી રીતે ભણી શકે, તેમને માટે પાણી, બત્તી, સુખાકારી વગેરેની સગવડ કરી શકાય તેમનુ જીવન સુખમય ને સલામતીભર્યું બને એવા ધારાધોરણો ઘડી શકાય એટલા જ હેતુ ખાતર એઓ આટલી બધી મહેનત ઉઠાવે છે આવા માણસોને સ્વાર્થી શી રીતે કહી શકાય?

અને આજે કોઈ પણ ઠેકાણે કઈ પણ મોટો બનાવ બને છે ત્યારે તે પ્રદેશના લોકોને મદદ કરવા માટે કેટકેટલી વ્યક્તિઓ ને સસ્થાઓ ફડ ઉઘરાવવા નીકળી પડે છે! 'ભલે હુ ને મારુ આખુ કુટુબ ભૂખે મરી જઈએ પણ હુ કોઈ આગળ હાથ નહિ ધરુ, કોઈનુ દેવુ પણ નહિ કરુ' એવી પ્રતિજ્ઞા લેનારા ગૃહસ્થો પણ 'પરમારથ કે કારન માગત ના વે લાજ' એમ કહીને પારકાને ખાતર પૈસા ઉઘરાવવા છાપેલી 'રસીદ–બૂકો' હાથમા લઈને ફેરવા નીકળી પડે છે!

જેમ રાજકારણમા તેમ ધર્મ, સમાજ,

-સાહિત્ય આદિ જીવનનાં બધાં ક્ષેત્રોમાં માનવ-હૃદયમાં રહેલી આ પરોપકારવૃત્તિ એને કાર્ય કરવાની પ્રેરણા આપે છે. પોતાને મુક્તિ ભલે ન મળે, પોતે સદેહે ભગવાનનાં દર્શન કરવાનો લહાવો ભલે ન મેળવી શકે, પણ પોતાના પાડોશીને એ લાભ મળે એ ખાતર ધાર્મિક વૃત્તિવાળા મનુષ્યો કેટલી મહેનત કરે છે તે આપણે સૌ જાણીએ છીએ. સમાજની પ્રણાલિકાનો ભંગ કરનાર પ્રત્યે કોઈ ટીકાનાં બાણ વરસાવતો હોય ત્યારે 'આ માણસ ક્યાં પ્રણાલિકાનો ભંગ નથી કરતો? નકામો પારકાની નિંદા કરે છે.' એમ આપણને કેટલીક વાર લાગે છે; પણ એવાં ય નિંદાવૃત્તિ કરતાં પરોપકારની વૃત્તિ જ કામ કરી રહી હોય છે. નિંદા ઘણીવાર પુણ્યપ્રકોપમાંથી ઉત્પન્ન થાય છે ને પુણ્યપ્રકોપ બીજો માણસ ખોટે માર્ગે જઈને પોતાનું અહિત કરી રહ્યો હોય છે તે જોઈને પ્રગટ થાય છે. આમ નિંદાવૃત્તિનાં મૂળ છેક ઊંડે ઊતરીને જોઈએ તો માણસમાં સ્વભાવથી જ રહેલી પરોપકારવૃત્તિમાં રહેલાં જણાશે.

માણસ આગળ વધતો ગયો છે તેમ એ વધુ ને વધુ સ્વાર્થી જ નથી થતો ગયો પણ પરોપકારવૃત્તિ પણ એની વિકસતી ગઈ છે. સ્વાર્થની પેઠે પરોપકારની વૃત્તિનો પણ અત્યારે ઘણીવાર ને ઘણે પ્રસંગે અતિરેક થઈ રહ્યો હોય એમ લાગે છે ને એના પર પણ થોડો અંકુશ મૂકવાની જરૂર હવે ઊભી થઈ છે એમ લાગ્યા વિના રહેતું નથી.



દિવસે દિવસે મને સમજાતું જાય છે, કે વામનજી વધે છે તેની સાથે તેની લાકડી પણ વધે છે, એટલે કે વામનજી રૂપે લાગતું જરા અમસ્તું જ્ઞાન વિશાળકાય બને છે, તેની સાથેસાથે અજ્ઞાન અને તેમાંથી ઉત્પન્ન થતાં દંભ, પાખંડ, અસત્ય, બુદ્ધિની ગુંડાગીરી, ધૂર્તતા વગેરે વામનજીની લાકડીની જેમ વધે છે. એક દૃષ્ટિએ વિચારીએ તો, દુનિયામાં આજે પહેલાં કરતાં કોઈ પણ જ્ઞાનની શાખા વધારેમાં વધારે ફૂલીફાલી છે, છતાં આજે દુનિયાનાં દુઃખોનો પાર નથી. એનું કારણ શું હશે તે કોઈ કહેતું નથી બહુ ભણેલાઓ, બહુ ભાષણ કરનારાઓ, જેમના પર વિશ્વાસ રાખીને પ્રજા આગળ વધે, તેમના પર મૂકેલા વિશ્વાસના પાયા દોદળા માલૂમ પડે છે. ખરી હકીકત એ છે કે દુનિયામાં જેટલા લોકો 'દુકાળ પડવાથી ચોરીઓ થાય છે' એ વચનને સાચું માને છે, તેનો અલ્પાંશ પણ 'ચોરીઓ થવાથી દુકાળ પડે છે' એ વચન એટલું જ કે તેથી વધારે સત્યપૂર્ણ હોવા છતાં, તે માનવાને તૈયાર નથી. ને તે પ્રમાણે વર્તનની વાત તો પછી દૂર જ રહે છે. ચોરીઓ પણ સોના-રૂપાની ચીજોની રીતે ખાતર પાડીને થતી હોય તો તેનો ઉકેલ આવી શકે; પણ મનબુદ્ધિથી થતી છાની ચોરીઓ, જે સમાજમાં સામાજિક પ્રતિષ્ઠામાં ખપે છે, એ આકરી ચોરીઓ છે, ને તેનો આજે પાર નથી.

આ બધી પરિસ્થિતિમાં લેખકોએ, વિચારકોએ, રાજકારણમાં જોડાયેલા પુરુષોએ પોતાનો માર્ગ, પ્રજાના સાચા હિતની દૃષ્ટિએ કાઢવાનો છે. અને એ રીતે જેને માર્ગ કાઢતાં આવડશે તેની અસર પ્રજામાનસ પર જરૂર ઓછીવત્તી પડશે. બાકી આજે તો યજ્ઞો થાય છે, કીર્તન થાય છે, ભાષણો થાય છે, નિવેદનો થાય છે, પાઠપૂજા ને પ્રાર્થના પણ થાય છે—અને તે એટલા મોટા પ્રમાણમાં કે પહેલાંના દિવસોમાં જાણે, આજે એ બધાંની ભરતીનો વિચાર કરતાં, એ બધાંનો ઓટ જ હતો, એમ લાગ્યા વિના રહે નહિ. પણ આ તો બધું જૂની દૃષ્ટિ જે સાચે પૂરા જાણતી નથી, તે કદાચ સો જાણનારી નવી દૃષ્ટિને એવું લાગે તો નવાઈ નહિ. ગમે તેમ પણ આજના દિવસોનો કોયડો તો બન્નેને મૂંઝવે એમ છે—એની કોઈ ના પાડી શકશે નહિ.

'ચલતી ચક્કી દેખ કે, દીયા કબીરા રોય;
દો પડ ભીંતર આપ કે, સાબૂત રહા ન કોય.'

ખરી કિંમત ખીલાની છે, અને એ ખીલો આજે વીસરાયો છે. અરે, ખીલો છે કે નહિ એની પણ આજે શંકા છે.

ચૂનીલાલ રા. શેલત

# માનું ધાવણ

શ્રી. ઈશ્વર પેટલીકર

'બાળકોની વાતમાં મોટેરાઓએ તકરાર ન વધારવી જોઈએ, છોકરાઓ તો ઘડીમાં લડે ને ઘડી પછી ભેગા થાય' વગેરે શિખામણો આપણે અન્યને આપીએ છીએ, પણ શું ખરેખર બાળકના ઝઘડવાથી માબાપો અસ્વસ્થ નથી થતાં? ને એક વખત એમનાં મન ખાટાં થયાં કે વિના બીજાને આપણે અણજાણપણે પણ કેટલી હદ પર્યંત પહોંચીએ છીએ! મુંબઈના માળાના પડોશીઓ વચ્ચેની એક વિધ્વંસક પણ રોજિંદી બિનાનું લેખકે ખૂબ કળાપૂર્વક અહીં દર્શન કરાવ્યું છે

બાબો પથારીમાં બેઠો થયો કે તરત ભાનુબહેને મનાઈહુકમ ફરમાવ્યો 'કાન્તામાસીને ઘેર જવાનું નથી, ચાલ રસોડામાં.' ભાનુબહેન કેવળ કાન્તા કહેતાં જતાં હતાં, માસી શબ્દ એમને બોલતાં રુચતો પણ ન હતો પરંતુ બાબો એ શબ્દથી ટેવાયેલો હતો એટલે પોતાના મનાઈહુકમની એને સમજ નહિ પડે માની જીભને કાંટા વાગતા હોય તેમ એમણે કાન્તા પછીનો માસી શબ્દ મોં કટાણું કરી નાખીને ઉચ્ચાર્યો હતો.

રાતે તકરાર થઈ તે કારણે ભાનુબહેન વચ્ચે, જેમ બંનેનાં ઘર વચ્ચે આડી દીવાલ હતી તેમ મનમાં દીવાલ ચણાઈ ગઈ હતી બાબો તે વખતે ઊંઘતો હતો, એણે એ તકરાર જોઈ ન હતી અને કદાચ જોઈ હોત તોપણ એના અંતરમાં દીવાલ ચણાઈ જાય તેવી વેરની માટી ન હતી. બાના મનાઈહુકમને એ સમજ્યો ન હતો પથારીમાંથી ઊઠીને એ તો રોજના કાર્યક્રમ પ્રમાણે એના મિત્ર બેબીબહેનને મળવા ચાલ્યો

ભાનુબહેન અને કાન્તાબહેનને બન્નેને બાળકોની જોડ હતી ભાનુબહેનને નવ વર્ષની છોકરી સરોજ અને ચાર વર્ષના બાબલાભાઈ હતા કાન્તાબહેનને નવ વર્ષનો છોકરો વિનોદ અને ચાર વર્ષનાં બેબીબહેન હતાં આમ આ ચાર બાળકોમાં બબ્બેની જોડ હતી સરોજ અને વિનોદ ચોથી ચોપડી ભણતાં એટલે એમનામાં ઉંમરના પ્રમાણમાં સમજ અને બુદ્ધિ સારાં હતાં બાબલાભાઈ અને બેબીબહેન પણ એ જ નિશાળના બાલમંદિરમાં સાથે જતાં હતાં વળી છેલ્લા ત્રણ માસથી એ ચારેયને રમવાનું રમકડું હાથ લાગ્યું હોય તેમ કાન્તાબહેનને નાનો બાબો હતો એને રમાડવા આ ચારે ય અંદરઅંદર લડાલડ કરતાં આ નાના બાબાનો જન્મ નહોતો થયો ત્યાં સુધી બેબીબહેન સવારમાં ઊઠે કે બાબલાભાઈ પાસે આવતાં પરંતુ નાના બાબાના જન્મ પછી એ ક્રમ બદલાયો હતો અને બાબલાભાઈ ભાઈને રમાડવાની લાલચે ઊઠીને ત્યાં જતા હતા બેબીબહેન પોતાનો અધિકાર જમાવીને ભાઈ ઉપર બેસી ગઈ હોય તો બન્ને વચ્ચે કલહ શરૂ થતો

આવા રોજના ક્રમને જાણતાં ભાનુબહેને બાબો ઊઠ્યો તે સાથે ત્યાં ન જવાની સૂચના આપી પરંતુ બાબાએ ઊઠીને એ બાજુ જવા પગ ઉપાડ્યા ભાનુબહેને દીકરીને હુકમ કરતાં કહ્યું 'સરોજ, એને પકડ, બારણું બંધ કરી દે'

સરોજે શિસ્તબદ્ધ સિપાઈની અદાથી તરત બાના હુકમનો અમલ કર્યો બારણે સ્ટોપર વાગતાં બાબલાભાઈ રડવા લાગ્યા અને એ સૂર જોડેના ઘરમાં બેબીબહેનને સંભળાયો એટલે એમના હૈયામાં ચરખી

શરૂ થઈ. બાબલાભાઈ જ્યારે કોઈ ચીજ લેવા હઠ પકડતા અને બા તે ન આપતાં ત્યારે એમનાં મિત્ર બેબીબહેન જઈ પહોંચતાં. આજે રુદનનો સૂર સાંભળતાં એ જવા તૈયાર થયાં.

કાન્તાબહેને આંખ તાણીને એનો હાથ ઝાલતાં કહ્યું: 'નથી જવાનુ.' અને પોતાની જાતને સંબોધી બબડ્યાં: 'મને તો એવી કંઈ રીસ નથી. મોટાં લડે-બોલે એમાં છોકરાંને બિચારાંને શું? પણ એ એના છોકરાંને રોકે તો મારાં છોકરાં એને ત્યાં જાય તો એને કેવાં અકારાં લાગે? પછી હુ શુ કામ જવા દઉં?'

પરંતુ બેબીબહેને ભેંકડો શરૂ કર્યો, એટલે કાન્તાબહેનને એકદમ ખીજ ચડી ગઈ. ધક્કો મારતાં બોલ્યાં: 'લ્યે, જા મર. બારણે જઈને માથું અફાળીશ તો ય તારી કોને પડી છે?'

ભાનુબહેન બારણાં આગળ આવીને કાન માંડીને સાંભળી રહ્યાં હતા. બબડ્યાં: 'મોઢે મીઠી છે, પણ અંદર કેટલું ઝેર ભર્યું છે? એ ઝેર છે તે સારુ તો હું છોકરાને જવા દેતી નથી!'

બેબીબહેન બારણાં બહાર આવ્યાં ત્યાં એનો ભાઈ વિનોદ ઘરમાંથી દોડી આવ્યો. એને ઊંચકી બોલ્યો: 'આપણાથી હવે ભાનુમાસીને ઘેર ન જવાય.'

આંસુ લૂછતાં બેબીબહેને પૂછ્યું 'કેમ?'

વિનોદ: 'આપણી બા અને ભાનુમાસી રાતે લડ્યાં'તાં.'

બેબીબહેનને કઈ સૂમજ ન પડી. એ બોલ્યાં: 'માલે જવું છે.' અને એણે નીચે ઊતરવાં પગ હલાવ્યા.

''આ ગાંડું સમજતું નથી ને' ખીજ ચડાવીને વિનોદે એને બહાર રમવા લઈ જવા પગ ઉપાડતાં કહ્યુ: 'આપણે હવે સરોજ કે બાબા જોડે નહિ બોલવાનું, એમને ઘેર નહિ જવાનું, રમવાનું પણ નહિ.'

વિનોદ એમ કહીને દાદરનાં પગથિયાં ઊતરવા લાગ્યો એટલે બેબીબહેન 'માલે બાબા પાસે જવું છે' એમ કહીને રડવા લાગ્યાં.

ભાનુબહેન રસોડામાં જતાં બબડ્યાં: 'હું એને ના ઓળખતી હોઉં ત્યારે ને? મીંઢી ઓછી નથી. છોકરાને પણ કેવું શીખવી દીધુ છે ત્યાં સુધીમાં!' અને સગડી આગળ બેસતાં એમણે સરોજને કહ્યું: 'ખબરદાર' જો વિનોદ સાથે બોલીચાલી છે તો. નિશાળે જાય, ત્યારે પણ એની સંઘાતે ન જવું. ક્લાસમાં પણ એની સાથે ના બોલવું. એની માને એટલુ બધું ઝેર હોય તો આપણે એવાં ક્યાં મફતનાં છીએ કે ના-મનનાં માથાં મારીએ.'

સરોજે ગંભીર મોં કરીને હુકમને માથે ચડાવતાં કહ્યું: 'એની સાથે વાત નહિ કરું.'

ભાનુબહેનને એટલાથી સંતોષ ન થયો. એમણે ઉમેર્યું: 'તું પાછી ભૂલી છે. તું બોલ્યા વગર નહિ રહેવાની; પણ જો એના સામે નજર કરી છે તો ચામડું ઉખેડી નાખીશ.'

કાન્તાબહેન પાછલી બારીએ કાન માંડી રહ્યાં હતાં. ભાનુબહેન ખીજમાં છેલ્લા શબ્દો બોલ્યાં તે એમને કાને પડ્યા. મોં મચકોડતાં બબડ્યાં: 'શેષનાગના જેટલું ઝેર છે કે બીજું? એને ઘેર છોકરાંને જવા શી રીતે દેવાય?'

વિનોદ સવારના એના નિશાળના લેસન લખવાના વખતમાં બેબીબહેનને તેડીને રમવા લઈ ગયો એટલે માસ્તરે એને ઊભો કર્યો. પૂછ્યું: 'કેમ લેસન લખી લાવ્યો નથી?'

વિનોદ આમ તોફાની છોકરો, હોશિયાર ખરો એટલે માસ્તરની શિક્ષાના દાવમાં ઓછો

આવતો. આજે ગુનામા આવતા માસ્તરે એને સીધો કરવા લાગ સાધ્યો પૂછ્યુ 'સાચુ, બોલ કેમ લેસન લખી લાવ્યો નથી ?'

વિનો૰ 'મારી બહેનને રમાડવાની હતી એટલે ના લખાયુ '

વિનોદ અને સરોજ સાથે રહે છે એમ માસ્તર અને કલાસના બધા વિદ્યાર્થીઓ જાણતા એટલે માસ્તરે સરોજને પૂછ્યુ 'આ સાચુ કહે છે ?'

સરોજે તરત જવાબ આપ્યો 'ના, એની બહેન તો ચાર વર્ષની છે એનો ભાઈ ત્રણ મહિનાનો છે '

માસ્તરે આખ કાઢતાં કહ્યું 'જૂઠુ બોલે છે ? ચાર વર્ષની બહેનને રમાડવાની હોતી હશે ? એ તો એની મેળે રમે

વિનોદ સરોજ ઉપર ધૂઆપૂઆ થઈ ગયો એ ખિજાઈને બોલ્યો 'સાહેબ ! સરોજની બાને અને મારી બાને તકરાર થઈ છે અમે એની સાથે બોલતા નથી એટલે એ જૂઠુ બોલે છે '

માસ્તરે એનો અસ્વીકાર કરતા કહ્યુ 'મોટાંને તકરાર થઈ એમા તમારે બાળકોને શુ વહેચવાનુ છે કે સરોજ જૂઠુ બોલે ? અને ચાર વર્ષની છોડીને રમાડવાની હોતી હશે તું જ કહે ને ?'

વિનોદ 'મારી બહેન સરોજ તરફ હાથ કરી એને ઘેર જવા રડતી હતી. એની બા એના ભાઈને અમારે ઘેર ના આવવા દે તો અમે બહેનને શુ કામ જવા દઈએ ? એટલે એને લઈને હુ બહાર રમવા ગયો હતો '

માસ્તરે એ કારણને વાજબી ન માનતા કહ્યુ 'એમ તો તારી મા અને એની મા રોજ વઢે, માટે તારે કઈ લેસન નહિ કરી લાવવાનુ ? ચાલ, ઊભો રહીને લેસન લખી લાવ '

દફતર ઉપરની સ્લેટને હાથમા લઈ, ખિસ્સામાંથી પેન કાઢતા વિનોદે વેરભરી નજર સરોજ ઉપર નાખી અને મનમાં બબડતો બબડતો એ લેસન લખવા લાગ્યો

સરોજની નજર પણ એનુ નિરીક્ષણ કરી રહી હતી, એટલે એને બબડતો જોઈ એણે માસ્તર આગળ વિરોધ નોંધાવ્યો 'સાહેબ ! એ મને મનમા ને મનમાં ગાળો દે છે,'

વિનોદ તરત બોલી ઊઠ્યો 'હુ તો લેસન લખુ છુ '

માસ્તર બેસ બેસ હવે એ મનમા ગાળો ભાડે છે કે લેસન કરે છે તેની તને શી ખબર પડી ?'

પોતાની જીત થયેલી જોઈ વિનોદની વેરવૃત્તિ સતેજ થઈ એણે મનમા ગાઠ વાળી નિશાળ છૂટે પછી તને ખબર પાડુ છુ '

કલાસ છૂટ્યો અને બધા રસ્તે ચાલવા લાગ્યા ત્યારે વિનોદ જાણીને સરોજની પાછળ રહ્યો હતો એણે અડધે રસ્તે આવતા દફતરને બે હાથે ઝાલીને સરોજની પીઠ ઉપર ઝીક્યુ સરોજ ઓચિંતા હુમલા સામે નીચે પડી ગઈ વિનોદ રફૂચક્કર થઈ ગયો

સરોજ ઘેર આવી તે ગાથે ભાનુબહેન અને કાન્તાબહેન વચ્ચે ગઈ કાલે જે તકરાર થઈ હતી તેથી ઉગ્ર તકરાર થઈ ગઈ કાલે બન્ને ઘરના પુરુષો ગેરહાજર હતા આજે ભાનુબહેનના પતિ રસિકભાઈ હાજર હતા એમણે પત્નીને ન બોલવા ઘણુ સમજાવ્યા પણ એમણે એ ગણકાર્યું નહિ કહ્યુ 'તમે વચ્ચે ના બોલશો છોકરાને એણે ચડાવ્યો'તો એટલે એણે હાથ ઉપાડ્યો છે

વિનોદ હજુ ઘેર આવ્યો ન હતો કાન્તાબહેને એનો ઇનકાર કરતા કહ્યું- 'રસિકભાઈ ! હુ છોકરાને ચડાવુ તેમ તમે માનો છો ?'

ભાનુબહેન બોલ્યાં: 'ઘરમાં છોકરાંને ચડાવવાં અને બહાર સામાને સવાસલાં કરવાં, એવું તો મને ય આવડે છે.' અને તેના ટેકામાં ઊપડતા સાદે ઉમેર્યું: 'ખા જોઈ તારા વિનોદના સમ કે છોકરો નહોતો બોલ્યો કે આપણે હવે એમને ઘેર નહિ જવાનું' અને અવાજ ધીમો પાડતાં કહ્યું: 'દાદરો ઊતરતાં એને મેં બોલતો સગા કાને સાંભળ્યો છે. એ કંઈ ઘરમાં શિખવાડ્યા વગર બોલ્યો હશે?'

કાન્તાબહેન જવાબમાં કંઈ ન બોલી શક્યાં. એમને ઓછું આવી ગયું રોજ સાથે બેસનાર, સગી બહેન જેમ સંબંધ હોવા છતાં પોતાને તુંકારો કરીને બોલતાં એની જીભ જ કેમ ઊપડી? તકરાર થાય, અબોલા લેવા પડે, બાકી કંઈ વિનય ચૂકીને બોલાય? કોઠી ધોઈને કાદવ કાઢવા કરતાં મૌન રહેવું સારું. એમ માની કાન્તાબહેન આગળ કંઈ બોલ્યા વગર ઘરમાં ચાલ્યાં ગયાં.

ભાનુબહેને એનો પોતાની સમજ પ્રમાણે અર્થ કરતાં પતિને ઉદ્દેશીને કહ્યું: 'જોયું ને, સમ ખાવાના કહ્યા એટલે કેવાં ચૂપ થઈ ગયાં? બહારથી શાન્ત દેખાય છે પણ પેટમાં ઓછું કપટ નથી.'

તે દિવસથી વિનોદ અને સરોજ એકબીજાને દુશ્મન માનતાં થયાં. પરંતુ નાના બાબલાભાઈ અને બેબીબહેનને દુશ્મનભાવનો ખ્યાલ આવતો ન હતો. એ બંને એકબીજાના ઘરમાં દાખલ થતાં બંધ થયાં હતાં એટલું માનુષી જ્ઞાન લાધ્યું હતું, છતાં એકબીજાની સામે જોતાં ત્યારે હસતાં, આંખ નાચી ઊઠતી કોઈ એવું નથી તેની ખાતરી કરી એકબીજાનો હાથ પણ ઝાલતાં બીજાં છોકરાં સાથે રમવામાં ભળતાં ત્યારે તો મઝાથી ગેલ કરતાં અને બાળકોને બહાર ભેગાં રમતાં રોકવાનો કંઈ અર્થ નથી માની ભાનુબહેને કે કાન્તાબહેને એમને રોક્યાં પણ ન હતાં. છતાં શરૂઆતમાં બંને ઉપર કડક મનાઈહુકમ ફરમાવેલો એટલે એકબીજાના ઘરમાં પગ મૂકતાં અચકાતાં હતાં. પરંતુ બહારથી એક બાળક બીજા સામે નજર કરતું કે તરત બીજું બહાર આવી જતું અને બંને નીચે રમવા ચાલી જતાં

આમાંથી એક ડગલું આગળ વધી બંને એકબીજાના ઘરમાં દાખલ થતાં થઈ ગયાં હોત. તકરારને પહેલે દિવસે ભાનુબહેન કે કાન્તાબહેનના અંતરમાં જે રોષ હતો તે હવે ઊતરી પણ ગયો હતો, એટલે પોતાના બાળકને રોકે તેવી સ્થિતિ પણ ન હતી. અબોલા હતા એટલું જ. પરંતુ સરોજ અને વિનોદનાં વિષબીજ દિવસેદિવસે વધતાં જતાં હતાં અને તે જ પોતાના ભાઈ કે બહેનને એકબીજાને ઘેર જતાં રોકતાં હતાં. એમની નજરે બંને રમતાં ચડી જાય તો ડોળા કાઢતાં હતાં. એ પોતપોતાના સહોદરને વેરના પાઠ પણ આપ્યા કરતાં હતાં

ભાનુબહેન નીચે નળે ધોવા ગયાં હતાં. સરોજ નિશાળનું લેસન કરવાનું બંધ રાખી બાબલાભાઈ ખિસ્સામાં ચવાણું લઈ બહાર ભાગવા જતા હતા તેને રોકી પાઠ આપવા લાગી ગયાં: 'ઊભો રહે શું લીધું ખિસ્સામાં?'

બાબલાભાઈ એક હાથથી ઝલાઈ ગયા હતા એટલે બીજે હાથ ખિસ્સા ઉપર દાબી રાખતાં બોલ્યા: 'નહિ આલુ તને.'

સરોજ: 'તો કોને આપીશ?'

બાબલાભાઈ સહજ ભાવે બોલ્યા: 'બેબીને'

સરોજ દરરોજ કહ્યા કરતી હતી કે બેબી સાથે રમવું નહિ, એને કંઈ આપવું નહિ, પણ એનું કહેલું વ્યર્થ જતું હતું, એટલે આ વખતે ઓચિંતી રીસ ચડી જતાં એક તમાચો બાબલાભાઈને ચોડી દીધો: 'બેબી જ દેખી રહ્યો છે કેમ?'

કાન્તાબહેને ઓસરીમાં નીકળતાં આ દૃશ્ય જોયું એમણે ઘરની અંદર ઊભેલા પતિને હાથથી ઇશારત કરી બોલાવ્યા અને તમાસો જોઈ રહ્યાં સરોજ આગળ બોલી

એના ઘરના આપણને દુશ્મન ગણે છે અને 'તું બેબીને ચવાણું ખવડાવે છે કેમ ?'

બબલાભાઈનો ખિસ્સાં આગળનો હાથ છૂટી ગયો હતો એ હૂં હૂં મોએ જોરથી રડતા હતા સરોજે વધુ ક્રૂર થતાં એના ખિસ્સામાં સાકરિયા ચણા હતા તે કાઢી લીધા અને ધક્કો મારતાં કહ્યું 'જા હવે. હું જોઉં તો ખરી કે બેબી તને કેવી ચવાણું ખવડાવે છે'

બાબલાભાઈ ખિજાઈને રિસાયા હતા, એટલે નીચે લાંબા થઈને આળોટતા આળોટતા પગ પછાડતા રડતા હતા સરોજ બોલતી હતી 'બેબી તને ચવાણું કદી આલે છે? હું બધું જાણું છું એની બા ઘરમાં બેસાડીને ખવડાવે છે ખાઈ રહ્યા પછી જ બહાર નીકળવા દે છે'

કાંતાબહેને અને એમના પતિએ સામસામું જોયું મનહરભાઈ ઘરમાં ચાલ્યા ગયા એટલે કાન્તાબહેન પણ ગયા બોલ્યા

જોયું ને! તમે કહો છો કે જૂની વાત ભૂલી જવી પણ શી રીતે ભુલાય? આવડી છોડી જે બોલે છે તે શું એનું બોલે છે? ભાનુબહેન ઘરમાં આવું કહેતાં હશે ત્યારે એ બોલતી હશે ને?' અને એમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં ગળગળા સાદે બોલ્યા મેં કોઈ વખત બેબીને ચવાણું લઈને બહાર જતી હોય તો રોકી નથી અને આ છોડી શું બોલી તે તમે સાંભળ્યું કે નહિ? ભાનુબહેને ઘરમાં એવી વાત કરી હશે ત્યારે સરોજને એવું કહ્યું હશે ને? ઊલટું, વિનોદ બેબીને રોકતો હોય તો ય હું એને વઢું છું ભલે આપણે ન બોલીએ, પણ બાળકોને શું?'

મનહરભાઈએ કહ્યું 'આપણા વિનોદને તે શીખવ્યું હતું કે એને મારજે? છતાં એણે તોફાન કર્યું એવું સરોજ અને બીજાં છોકરાનું. ભાનુબહેને ઘરમાં વાત કરી હશે એમ શું કામ માની લઈએ?'

કાન્તાબહેન વિનોદ તો આપણો મૂળે તોફાની છે એટલે એ તોફાન કરે તે સમજાય, પણ સરોજ છોકરી સમજુ અને શાંત છે એને બીજું કોઈ ઉશ્કેરે નહિ તો એ આવું બોલે એવી નથી' અને અટકીને, અવાજ ધીમો કરી ઉમેર્યું ભાનુબહેન તમને ભોળા અને ઉદાર લાગે છે પણ બીજો ગુણ તમે એમનો જાણતા નથી. એ માથું વાઢીને પાઘડી બંધાવે એવાં છે ઘડી પછી એમના મનમાં કંઈ ન હોય પણ ઝેર વરસાવે ત્યારે પાછું વાળીને ન જુએ'

મનહરભાઈએ કહ્યું 'તમારે વેરાને લપ જ બહુ લાંબી એકબીજાને ન ગોઠ્યું એટલે એ દિશા બંધ રાખવી એથી આગળ વધી તમે લોકો સામસામી બોલો છોકરાં લડે એ જંગલીવેડા મને નથી ગમતા

કાન્તાબહેને મો ચડતું કરી નાખી, વાત બંધ કરી મનહરભાઈ કોટ પહેરી નીકળતા મનમાં બબડ્યા વેરાનો કજિયો કોઈ દિવસ નહિ મટવાનો'

બીજે દિવસે બાબલાભાઈ સરોજની નજર ચૂકવી ચવાણું લઈને બહાર તો નીકળી ગયા પરંતુ આગલે દિવસે એવો કઠિન પાઠ ભણ્યા હતા કે બેબીને માગે તોય ચવાણું ન આપવું એટલે નીચે રમતાં બંને ભેગા થઈ ગયા એટલે એને ખાતો જોઈ બેબીબહેને ટેવ પ્રમાણે હાથ લાંબો કર્યો 'મને બાબલાભાઈએ જા નહિ આપું' કહીને ધક્કો માર્યો એટલે બેબીબહેન ગબડી પડ્યાં અને રડવા લાગ્યાં ઓસરીમાં ઊભો ઊભો વિનોદ આ દૃશ્ય જોઈ રહ્યો હતો એટલે એ દોડતો નીચે ઊતરી મેદાન ઉપ

જઈ પહોંચ્યો અને બેબીબહેનને ઊંચકી લેતા પહેલાં એણે બબલાભાઈને એવો ધક્કો માર્યો કે એ બે ગુલાંટ ખાઈ ગયો. એના ખિસ્સાના ચણા વેરાઈ ગયા. મોંમાં ધૂળ પેસી ગઈ અને વિનોદની એને એવી બીક લાગતી હતી કે ચડ્ડીમાં પેશાબ પણ થઈ ગયો!

ભાનુબહેન અને સરોજ દોડી આવ્યાં. કાન્તાબહેને જાણ્યું એટલે એ દોડી આવ્યાં. વિનોદ મામલો વધી પડેલો જાણી છટકી ગયો! નીચે રહેતાં બે કુટુંબની સ્ત્રીઓ અને બાળકો આવ્યાં. પુરુષો તો કોઈ હતા નહિ. વિનોદે તોફાન કર્યું હતું એટલે કાન્તાબહેન લાચાર હતાં. સમજીને એ કંઈ ન બોલ્યાં

ભાનુબહેન ન્યાય-માગતાં હોય તેમ સૌને સંબોધી બોલ્યાં: 'તમે કહો રોજરોજ એમનો છોકરો તોફાન કરે એ મારે શી રીતે વેઠવું?'

ન્યાય-અન્યાયની રીતે નહિ પણ વિનોદ તોફાની હતો અને બીજાં બાળકોને પણ હેરાન કરતો હતો એટલે નીચેનાં તારાબહેન તરત બોલી ઊઠ્યાં: 'કાન્તાબહેન, એ વાત તો ખરી. વિનોદને તમારે કબજામાં રાખવો જોઈએ.'

કાન્તાબહેન બોલ્યાં: 'એને હું શું કરું? 'એ' એને ખિજાય છે ત્યારે ઘણુંય મારે છે. પણ એ અક્કમી પાછો એનો એ.'

ભાનુબહેન: 'એટલે અમે પાડોશી રહ્યાં તે શું જખ મારી? અમારાં છોકરાં સીધાં રહ્યાં એટલે એમણે માર ખાયા કરવો? કહો તો આ ઘર છોડી બીજે જઈએ.'

કાન્તાબહેનને એ વિચાર આ અગાઉ આવી ગયો હતો. મકાનોની મુશ્કેલી ન હોત તો એમણે ઘર બદલવાનું નક્કી કર્યું હોત. વળી ભાડાં પણ એટલાં વધી ગયાં હતાં કે ઘર મળે તોય બદલવું પોષાય તેવું ન હતું. એટલે એ તરત બોલ્યાં: 'મકાન મળતું હોય તો, તમે શું કામ, હું જ ક્યારની બદલી નાખત.'

એ રીતે તે દિવસે પાછાં બંનેનાં મન ખાટાં થયાં. કાન્તાબહેનને એક વિચાર સૂઝ્યો કે પોતે નીચે રહેવા જાય અને નીચેથી એક જણ ઉપર આવે તો? એક પ્લોટમાં બે નીચે અને બે ઉપર એમ ચાર કુટુંબ રહી શકે તેવું આ મકાન ઘરધણીએ બાંધ્યું હતું. નીચે કરતાં મેડે રહેવાની ઇચ્છા સૌની વધુ રહેતી, એટલે કાન્તાબહેને માન્યું કે તારાબહેન કે મધુબહેન-માંથી એક જણ ઉપર જવા ચોક્કસ તૈયાર થશે, પરંતુ નીચે બંનેને સારું ગોઠી ગયું હતું તે સબંધ છોડી ઉપર એક જણ જાય તો અનુકૂળ ન પડે અને ભાનુબહેન જોડે ન ગોઠ્યું તો વળી ઉપાધિમાં ક્યાં પડવું? બે કુટુંબને સાથે રહેવાનું, ત્રીજું કોઈ પાડોશ નહિ એટલે એની વચ્ચે તકરાર થાય ત્યારે મુશ્કેલી ઊભી થાય એ સ્વાભાવિક છે. વળી તારાબહેન અને મધુબહેન ખાનગી એમ પણ માનતાં કે દોઢવાંક વગર તકરાર ન થાય એટલે કાન્તાબહેન સીધાં છે એમ શું કામ માની લેવું? એટલે કોઈ ઉપર જવા તૈયાર ન થયું; એથી દબાયાં-ચંપાયાં બંને રહેવા લાગ્યાં. પુરુષો માટે તો મુશ્કેલી હતી નહિ. રસિકભાઈ અને મનહરભાઈ દિવસે ઘેર હોય નહિ, જમીને પણ અર્ધો દિવસ બહાર જાય અને પ્રસંગ હોય તો બંને બોલે-ચાલે પણ ખરા. બંનેએ એક જ સિદ્ધાંત સ્વીકાર્યો હતો કે બૈરાંછોકરાંની તકરારમાં ન પડવું. એમને જેમ ફૂટવું હોય તેમ ફૂટવા દેવું. પુરુષોએ પોતપોતાનો ધંધો સંભાળવો.

આ સ્થિતિ કાન્તાબહેન અને ભાનુબહેન, બંને માટે આફત સમાન હતી. એનો શી રીતે ઉકેલ લાવવો તે કોઈને સમજાતું ન હતું. વળી દિવસે દિવસે કડવાશમાં થોડો ઘણો ઉમેરો થતો હતો એટલે બોલવાચાલવાની જીભ ઊપડે તેવા સંજોગો દેખાતા ન હતાં. અને તેમની જાણ બહાર બાળકોમાં અજ્ઞાત રીતે ઝેર રેડાતું જતું હતું.

સરોજમા સીધી રીતે વિનોદને પહોચી શકે તેવી શક્તિ હવી નહિ એટલે એ નિશાળમાં નાનીમોટી ચાડી ખાઈને સંતોષ માનતી. વિનોદ ઉપરની રીસ એ બેબીબહેન ઉપર ઠાલવીને તૃપ્તિ અનુભવતી હોય તેમ, લાગ મળે એની સામે ડોળા કાઢતી, બારણું આગળ આવીં પહોંચે તો ધક્કો મારીને હડસેલી મૂકતી અને બાબલાભાઈને એની સાથે રમતા રોકતી પરંતુ આટલાથી એને સંતોષ ન થયો હોય તેમ એ વેરતૃપ્તિ માટે નવાનવા તરંગો કરતી અને એક દિવસ એને ભયંકર વિચાર આવ્યો–બાબલાભાઈ બેબીબહેનની આંખમા સળિયો ઘોચી ઘાલી આખ કાણી કરી નાખે તો ! વિનોદનુ બધું સારુ વળી જાય. કાણી છોકરીને પછી પરણે જ કોણ ?

સરોજને વસી ગયુ કે વિનોદને ખબર પાડી દેવા આ જ ખરો રસ્તો છે એથી બાથી જ્યારે વખત મળે ત્યારે બાબલાભાઈને એ પગેરુ લેવાની તાલીમ આપવા માડી રોજ સાજે નિશાળેથી આવે અને સરોજ જુએ કે બેબીબહેનની આખ ફૂટી નથી એટલે એને બાબલાભાઈ ઉપર રીસ ચડે–ગુસ્સો આવે કોઈ નિમિત્તે એ એને મારે પણ ખરી અને અનુકૂળતા મળે તો તે કામ કરવાનું ઈન્જેક્શન પણ આપે

એવામા કાન્તાબહેનના મોટાં બહેન સરલાબહેન મુબઈથી આવ્યા એ વરસમા એક બે વખત અવારનવાર આવતા હતાં પરંતુ આ વખતે તો એ કાન્તાબહેનનો પત્ર મળ્યો હતો એટલે આવ્યા હતા• વિનોદે તોફાન કર્યું તે પછી કાન્તાબહેનનું મન ઉદ્વેગમાં રહતું હતું મનમાં અમૂઝણ પણ કોઈ કોઈ વખત થઈ આવતી હતી તેમાથી બહેનને પત્ર લખતાં એમણે બાનુબહેન સાથેની તકરારની વાત આ વખતે જણાવી

સરલાબહેન ભણેલાં તો ગુજરાતી ચાર ચોપડી હતા, પરંતુ વ્યવહારની કોલેજના સ્નાતક હતાં, માસ્ટર (M. A ) કહીએ તોપણ ચાલે કાન્તાબહેનને એ નાનપણથી ઓળખતાં, પોતાના મનનુ દુખ એ ન કહે કહે એમ જાણતા એટલે તકરારે કેવુ રૂપ લીધુ હશે ત્યારે પોતાને લખ્યુ હશે તેનો ખ્યાલ કરી લીધો મુબઈના માળામા પણ આવા ઝઘડા રોજના હોય છે સરલાબહેનને આવી તકરારનો અનુભવ નવો ન લાગ્યો ત્રીજુ માણસ જો સમાધાન કરી આપનાર હોય તો ઝટ પતી પણ જાય છે એ આવા પ્રસંગે તકરાર થયેલી સ્ત્રીઓને માળામા કહેતા 'આપણો સ્ત્રીઓનો પરસ્પરનો સંબંધ ચંદ્ર જેવો છે ચંદ્રની કળામાં જેમ વધઘટ થયા કરે છે• તેમ આપણા અંદરોઅંદરના સંબંધમાં ચંદ્રકળાની જેમ વધઘટ થયા કરવાની પુરુષનો સ્વભાવ સૂર્ય જેવો છે, તેમાં વધઘટ નહિ થવાની કા તો ઉદય થાય કે કા તો અસ્ત થાય આપણાથી–સ્ત્રીઓથી એ સ્થિતિ ન નભાવાય. આપણે ઘડીમા ભેગા થવાના અને ઘડીમા જુદા થવાના.' અને એ સાચુ પણ હતું, સરલાબહેન તરત અબોલા લીધેલી સ્ત્રીઓને બોલતા કરી દેતાં

એટલે આ સંબંધ સાંધવા અનુકૂળતા મેળવી આપવા એ આવ્યાં હતા, છતા પોતે અચાનક સહજ આવ્યા હોય, તેમ એમણે પાઠ ભજવવો ચાલુ રાખ્યો હતો ભાનુબહેન એમને જોઈને બોલ્યા 'કેમ છો ? મઝામા તો ખરા ને ?' અને વિવેક કરવા બોલ્યા 'આવો '

સરલાબહેન એકવાર કપડા બદલીને નિરાતનો શ્વાસ લઈને આવુ છુ મુબઈની લાબી મુસાફરી એટલે થાક તો તમે જાણો છો તેમા ત્રિસની મુસાફરી ' અને એ વાત કાપી નાખીને ઉમેર્યુ ' આવો ને તમે '

પણ ભાનુબહેનનો પગ જવા શાનો ઊપડે? સરલાબહેને પૂછપરછ માંડી : 'તમારે તકરાર શામાંથી થઈ?'

કાન્તાબહેન : 'એવા બધું તો નકામી વાત છે. મોટાનાનાનું ખોટું અભિમાન તેમાંથી બોલવું થયું 'એ' અને રસિકભાઈ જુદેજુદે પણ સરખા પગારે નોકરી કરતા તે તો તમે જાણો છો. તેમાંથી રસિકભાઈને શેઠ સારો મળેલો એટલે એક વરસથી તેમનો ચારઆની ભાગ રાખ્યો છે. ભાનુબહેન ત્યારથી પોતાને મોટાં માને છે.'

સરલાબહેન વચ્ચે બોલ્યાં : 'ભલેને માને. એમાં આપણું શું ગયું? કોઈ મનથી બમે તે માને એમાં આપણે વાંધો લેવાનો ક્યાં રહ્યો? તું જ મને પહેલાં કહેતી હતી કે ભાનુબહેન બહુ ઉદાર અને મોટા મનનાં છે. થોડો વધુ પૈસો જોઈ એમને અભિમાન જાગ્યું હોય તો એથી આપણે દુઃખ શું કામ લગાડવું જોઈએ?'

કાન્તાબહેન : "ભાનુબહેનમાં ગુણ છે તે હું ક્યાં ના કહું છું? પણ એક દહાડો એમણે વિનોદને કહ્યું કે પ્લાસ્ટિકના સેન્ડલ પહેરવા જેટલા તારા બાપ કમાતા નથી પછી બીજા છોકરાંના વાદ કરવા તું શું કામ જાય છે? મને ઓછું ન આવત, પણ સરોજ પ્લાસ્ટિકના ચંપલ લાવી હતી. વિનોદ એવા સેન્ડલ માટે ઘરમાં કજિયો કરતો હતો. એના બાપુએ કહ્યું કે એવો ખર્ચ કરવાના પૈસા મારી પાસે નથી. એવા પૈસા નથી એ તો હું ય જાણું છું, પણ એમણે એવું મહેણું મારવાનું શું કારણ? વિનોદ કજિયો કરતો હતો તે ખરું, પણ એને સમજાવવાની એ રીત હતી? મારી વાત હોત તો હું ન બોલત, પણ એ તો 'એમને' મેણું માર્યા જેવું થયું એટલે મારાથી બોલી જવાયું— 'ભાનુબહેન! અભિમાન તો રાજા રાવણનું ય નથી રહ્યું, હોં કે?' બસ એમાંથી વાત લાંબી થઈ"

સરલાબહેન વાત સાંભળી રહ્યા પછી ભાનુબહેનના ઘરમાં ગયાં. એમને જોતાં સાચે જ ભાનુબહેન રડી પડ્યાં. બોલ્યાં 'કાન્તાબહેને તમને વાત કરી હશે. એમણે ગમે તે કહ્યું હશે, પણ મારા પેટમાં જો ઝેર હોય તો તમે કહો તો મારા બાબાના સમ ખાઉં. હું જરાક ઉતાવળા સ્વભાવની છું એટલે બોલી નાખતાં વાર લાગતી નથી પણ પછી પસ્તાઉં છું.'

સરલાબહેને હસીને કહ્યું : 'આપણે બધાં સરખાં છીએ. સ્ત્રીઓ કહી ત્યારથી આપણી વચ્ચેનો સંબંધ ચંદ્રકળા જેવો માનવાનો વધે ય ખરો અને ઘટે ય ખરો; પણ ઘટે ત્યારે તમે બંનેએ કરી એવી મૂર્ખાઈ ન કરવી કે એને પાછો વધવા ના દેવો. એવો મમત પુરુષોને પોષાય, આપણે સ્ત્રીઓ તો દુઃખી થઈએ. કાન્તાબહેન પણ પસ્તાય છે. પછી તમને ભેગાં થતાં શું થાય છે?' અને એમણે તરત બૂમ મારી : 'કાન્તા!'

કાન્તાબહેન બહાર જ ઊભાં હતાં એટલે તરત અંદર આવ્યાં. ભાનુબહેન સંકોચનાં માર્યાં નીચું જોઈ બોલ્યાં : 'આવો' એમાં પશ્ચાત્તાપનો સૂર ચોખ્ખો વર્તાતો હતો. ત્રણે સ્ત્રીઓ જાણે કંઈ બન્યું નથી તેમ વાતોએ વળગી. કાન્તાબહેનના ખોળામાં પડ્યોપડ્યો નાનો બાબો ધાવતો હતો.

બાબલાભાઈ અને બેબીબહેન ઘણે વખતે આવી સ્વતંત્રતા મળતાં એક ખૂણામાં રમકડાંનો ઢગલો કરી એંચાખેંચ કરતાં હતાં એમના કોલાહલ તરફ કોઈનું ધ્યાન પણ ન હતું ત્યાં બાબલાભાઈએ કોણ જાણે કયા કારણે ખીજમાં આવી બેબીબહેનની ડાબી આંખમાં ભમરડાની આર ઘોચી દીધી! ધડડડ કરતું લોહી વહી ચાલ્યું. બેબીબહેને એક કારમી ચીસ નાખી....!

★

# મહાયોગી શ્રી અરવિંદ

[૩ લેખાંક છેલ્લો]

શ્રી સુંદરમ્

ઉપરતું જીવનના શૈશવકાળ ને યુવાની ઇંગ્લેંડમાં વિતાવનાર અરવિંદ તેજસ્વી હતા. હિંદનાં રાજકીય વર્તુળોને શોભાવનાર અરવિંદ પ્રખર ક્રાંતિકારી હતા પરંતુ ભારતમાતાની કૂખ ઉજાળી તે તો પોંડિચેરીમાં બેઠેલા મહાયોગી શ્રી અરવિંદે. પૂર્ણયોગ દ્વારા એમણે ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં જ્વલંત પ્રકરણ લખ્યું છે. વિચારનાં આંદોલનો દ્વારા મનુષ્યમાં રહેલી સૂક્ષ્મ ને સૂક્ષ્મતર વૃત્તિઓનું પરિવર્તન કરી શકાય છે ને જગત પર ચેતનાનું સામ્રાજ્ય સ્થાપી શકાય છે એ વાત આશ્ચર્ય પમાડે છે તેટલી જ સત્ય છે. લેખક કહે છે શ્રી અરવિંદનો પૂર્ણયોગ નિષ્ક્રિય નથી. અખૂટ ચૈતન્યભંડાર રેલાવવાની એનામાં શક્તિ રહી છે. ઊર્ધ્વગમનને માર્ગે ક્રમ્યત? દિવ્યજીવન દ્વારા નરનો નારાયણ કરવાનું એનામાં બળ છે. ઘણાને અટપટો ને ગૂઢ લાગતો આ વિષય લેખકે ઝીણવટથી અહીં ચર્ચ્યો છે.

આ રીતે શ્રી અરવિંદની રાજકીય પ્રવૃત્તિ સંકેલાઈ જાય છે. એ પ્રવૃત્તિ ખુલ્લી રીતે ૪–૫ વરસ જ ચાલી છે પરંતુ એટલામાં તેમને હાથે દેશને એક નવો અવતાર મળી ગયો છે. એ બંગભંગનું આંદોલન, ઉદ્દામપક્ષનો ઉદય, 'વંદેમાતરમ્'ની સર્વવ્યાપી ગર્જના એ હિંદના રાજકીય જીવનમાં સાચે જ મહા ચમત્કારો હતા અને એ ચમત્કારો શાને આભારી હતા તે આપણે જાણીએ છીએ. આ કોઈ સ્થૂલ રાજકીય આંદોલન ન હતું પરંતુ ભારત મહાશક્તિનો સ્વયં પ્રાદુર્ભાવ હતો. તેથી યે આગળ જઈએ તો ભારત દ્વારા જગતને નવો ઘાટ આપવા માગતી ઈશ્વરી શક્તિનો એ આવિર્ભાવ હતો. પરંતુ એ શક્તિ હિંદની રાજકીય મુક્તિથી અટકે તેમ ન હતી. એ શક્તિ રાજકીય સ્વતંત્રતા કરતાં યે એક વધુ કીમતી ચીજનું સર્જન કરવાને નીકળી હતી અને એ કાર્ય તે આ ઉગ્ર બાહ્ય આંદોલન દરમિયાન પણ કરી રહી હતી. પોતાને જીવવા માટે સર્વસમર્પક ભાવે તૈયાર એવું એક કરણ (કાર્ય કરનાર) તેને મળ્યું હતું. તેની મારફતે ઈશ્વરી શક્તિ હજી વિશેષ કામ લેવા માગતી હતી અને તે માટે તેણે એ કરણને તૈયાર કરવાનો આરંભ કર્યો.

એ બન્યું અલીપોર જેલમાં. આપણે જોયું કે શ્રી અરવિંદની રાજકીય પ્રવૃત્તિ કેવી રીતે સર્વથા ઈશ્વર-પ્રેરિત અને ઈશ્વર સંચાલિત હતી. પરંતુ શ્રી અરવિંદને અત્યારસુધી જે આધ્યાત્મિક પ્રાપ્તિ થઈ હતી તે કરતાં યે હજી ઘણી વસ્તુઓ મેળવવાની બાકી હતી. અલીપોર જેલમાં શ્રી અરવિંદ ગયા કે તરત જ તેમની સાધનામાં ક્રાંતિકારક પલટાઓ આવવા લાગ્યા. અણધાર્યા ઝડપી વિકાસ થવા લાગ્યા, સાક્ષાત્કારોની હારમાળાઓ ઊભરાવા લાગી. એ બધી વાત તેમણે જેલમાંથી છૂટીને આવ્યા પછી ઉત્તરપાડાના પ્રખ્યાત વ્યાખ્યાનમાં સ્વમુખે કહી છે. આપણે શ્રી અરવિંદના પોતાના જ શબ્દોમાં આ પરમ સાધનાનું વર્ણન સાંભળીએ.

'મારી ધરપકડ કરવામાં આવી ત્યારે ઘડીભર મારી શ્રદ્ધા ડગમગી ગઈ હતી. એ ઘટના પાછળ પ્રભુનો શો હેતુ હશે તે હું સમજી શક્યો ન હતો અને તેથી એકાદ ક્ષણ માટે તો હું હતાશ થઈ ગયો. મને એક મહિના લગી બંધ ખોલીમાં રાખવામાં આવ્યો. એ ખોલીમાં બેઠાબેઠા હું, રાતદિવસ

પ્રભુના અવાજની પ્રતીક્ષા કરતો રહ્યો....અને એ એકાતવાસમાં મને પ્રથમ વાર પ્રભુનો સાક્ષાત્કાર થયો....મને લાગ્યું કે પ્રભુ પાછા મને કહી રહ્યા છે: 'મારે તારી પાસે એક બીજું કાર્ય કરાવવાનું છે. તને હું અહીં લાવ્યો છું તે એ કાર્ય માટે. તું જે જાતે શીખી શકે તેમ નથી તે તને હું અહીં શીખવવા લાવ્યો છું. તને મારા કાર્ય માટે તૈયાર કરવાનો છું.' એમ કહી તેણે મારા હાથમાં ગીતા મૂકી. તેની શક્તિએ મારામાં પ્રવેશ કર્યો અને હું ગીતાની સાધના કરવા શક્તિમાન થયો. શ્રીકૃષ્ણે અર્જુન પાસેથી શું માગ્યું હતું, જેઓ એનું કાર્ય કરવાની અભીપ્સા રાખે છે તેની પાસેથી પ્રભુ શું માગે છે તે મારે બુદ્ધિ વડે સમજવાનું હતું; એટલું જ નહિ, તેનો સાક્ષાત્કાર પણ કરવાનો હતો.

"આ તત્ત્વ સમજાવવા માટે પ્રભુએ મને એક બીજી વસ્તુ દર્શાવી-તેણે મને હિંદુધર્મના હાર્દનો સાક્ષાત્કાર કરાવ્યો . મેં, ફરવાનું શરૂ કર્યું ત્યારે વળી ફરીવાર પ્રભુની શક્તિએ મારામાં પ્રવેશ કર્યો...મેં જોયું કે મારી ચોતરફ ઊભેલી જેલની ઊંચીઊંચી દીવાલો એ કાંઈ દીવાલો ન હતી, એ તો વાસુદેવ પોતે મને ઘેરીને ઊભા છે. મેં જોયું કે જે વૃક્ષની નીચે હું ચાલતો હતો એ વૃક્ષ પણ વાસુદેવ જ છે, શ્રીકૃષ્ણ છે, એ ત્યાં ઊભા છે અને મારા ઉપર પોતાની છાયા ઢાળી રહ્યા છે. મેં મારી ઓરડીના સળિયા તરફ નજર નાખી અને ત્યાં પણ મેં વાસુદેવને જોયા...પ્રભુએ મને જે ગહન દૃષ્ટિ આપી તેનો પહેલો ઉપયોગ એ હતો હું જેલના કેદીઓ, ચોરો, ખૂનીઓ ને ઠગાવગીરોને જોવા લાગ્યો; અને મને ત્યાં વાસુદેવ દેખાવા લાગ્યા. એ અજ્ઞાની જીવોમાં વણસાએલાં શરીરોમાં મેં નારાયણ દીઠા.

"પછી અમને મેજિસ્ટ્રેટ પાસે લઈ જવામાં આવ્યા. ત્યાં પણ એ જ આંતરદર્શન મારામાં ચાલુ રહ્યું....ત્યાં મને મેજિસ્ટ્રેટ નહિ પણ વાસુદેવ દેખાયા, ત્યાં ન્યાયાસન ઉપર નારાયણ પોતે વિરાજેલા હતા. મેં સરકારી વકીલ તરફ દૃષ્ટિ કરી અને ત્યાં મને સરકાર પક્ષનો વકીલ ન દેખાયો, ત્યાં શ્રીકૃષ્ણ બેઠા હતા, મારા પ્રિયતમ અને મિત્ર બેઠા હતા અને મંદમંદ સ્મિત કરતા હતા. 'હવે તને ડર લાગે છે ?' પ્રભુ કહેવા લાગ્યા. 'હું સર્વ મનુષ્યોમા છું.અને તેમના વચન અને કર્મ ઉપર મારી આણ પ્રવર્તે છે. તારે ભયનું લેશમાત્ર કારણ નથી. હું તને અહીં તારા પર કેસ ચલાવવા માટે નથી લાવ્યો, તને અહીં લાવવાનો એક બીજો જ હેતુ છે."

આ છે શ્રી અરવિંદનો બીજો મહાન સાક્ષાત્કાર. તેમનો પહેલો સાક્ષાત્કાર હતો અદ્વૈત ચેતનાનો, ब्रह्म सत्यं जगन्मिथ्या એ કોટિનો એ પછી એટલો જ સદ્‌ભાવે મળી આવેલો આ બીજો સાક્ષાત્કાર હતો; सर्वं खल्विदं ब्रह्मની કોટિનો, ગીતાએ કહેલો वासुदेव: सर्वमितिની કોટિનો. શ્રી અરવિંદને સર્વ પદાર્થમાત્રમાં પ્રભુનાં દર્શન થઈ રહ્યાં. જગત હવે મિથ્યા કે માયારૂપ ન હતું, કે અવિદ્યામાં સપડાયેલા જીવોની જ દુનિયા-રૂપ ન હતું. એ અવિદ્યાની પાછળ પણ પ્રભુ પ્રત્યક્ષરૂપે રહેલા તેમને દેખાયા. આમ ગીતા જેને बहूनां जन्मनामंते મળતો સાક્ષાત્કાર કહે છે તે શ્રી અરવિંદને કારાગારમાં આવી મળ્યો.

પરંતુ આ સાક્ષાત્કાર પછી હવે શું ? પ્રભુનું પરમ રહસ્ય આટલામાં જ આવી જાય છે? વિશ્વમાં જે રીતે ઈશ્વરી શક્તિ મૂર્ત થઈ છે તે પ્રત્યેકની ગલીકૂંચીઓ તો હજી જોવા-સમજવાની રહે છે. અને એ સાધનાનો આરંભ હવે થવા માંડ્યો. શ્રી અરવિંદ કારાગારની એ કથા આગળ લંબાવે છે :

"પછી અચાનક કંઈક બન્યું. મને એકદમ પાછો બંધ ખોલીમાં લઈ જવામાં આવ્યો. ત્યાં જે બન્યું તે બધું કહેવાની મને આજ્ઞા નથી. માત્ર એટલું કહી શકું છું કે દિનપ્રતિદિન પ્રભુ મને પોતાના અદ્‌ભુત રહસ્યો બતાવવા લાગ્યા, હિંદુધર્મના ગહન સત્યોનો મને સાક્ષાત્કાર કરાવવા લાગ્યા. એ પહેલાં મારા મનમાં અનેક શંકાઓ હતી...હવે દરરોજ મારા ચિત્તમાં, મારા હૃદયમાં, મારા દેહમાં હિંદુધર્મનાં સત્યોનો સાક્ષાત્કાર થવા લાગ્યો. એ સત્યો મારા માટે જીવતાંજાગતા અનુભવો બની રહ્યા મારી સમક્ષ એવીએવી વસ્તુઓ પ્રગટ થઈ, જેના

ખુલાસા કોઈ લૌકિક વિદ્યા આપી શકે તેમ ન હતું

'તે પછી મારી સાધનામાં મને એ સંદેશ મળ્યો: આ દેશના ઉત્થાનમાં તારે સહાય કરવી એ એક કામ તો મેં તને સોંપ્યુ છે, થોડા જ વખતમાં તારે જેલ બહાર જવાનું થશે. તારે દેશ ખાતર દુઃખ વેઠવામાં જ તારું જીવન વ્યતીત કરવું પડે એમ હું ઇચ્છતો નથી. તને કર્મની પ્રેરણા મેં જ આપી છે. તું જગતમાં જા અને મારું કાર્ય કર એ મારો આદેશ છે.'

બીજો સંદેશ આ પ્રમાણે આવ્યો:

"આ એક વરસના એકાંતવાસમાં મેં તને કેટલીક વસ્તુઓ બતાવી છે, તને જેના વિષે શંકાઓ હતી તે હિંદુધર્મનું રહસ્ય મેં તને સમજાવ્યું છે. એ મેં તારી અંદર અને બહાર, સ્થૂલમાં અને સૂક્ષ્મમાં, એમ સર્વ રીતે તને પ્રમાણો આપ્યાં છે અને તું સંતુષ્ટ થયો છે. તું અહીંથી બહાર જાય ત્યારે તારા દેશને હમેશાં આ સંદેશો આપતો રહેજે. તું કહેજે કે ભારતની પ્રજાનું જે ઉત્થાન થવા માંડ્યું છે તે સનાતન ધર્મને અર્થે છે, જગતને અર્થે છે. હું હિંદની પ્રજાને સ્વતંત્રતા આપું છું તે પણ જગતની સેવા માટે જ છે.'

શ્રી અરવિંદ રાજકારણ મૂકી પોંડિચેરી શા માટે ગયા તે હવે સમજી શકાશે. આપણે જોઈ શકીશું કે વડોદરામાં તેમણે જે કાર્ય આરંભેલું અને રાજકીય પ્રવૃત્તિ દરમિયાન પણ જે ચાલુ રાખેલું, તે જ કાર્ય તેમને પોંડિચેરીમાં લઈ ગયું છે. હિંદનું રાજકારણ, હિંદની સ્વતંત્રતા એ હવે શ્રી અરવિંદને માટે ચિંતાનો વિષય નહોતો રહ્યો. હવે તેમને પોતાની સાધનામાં દિવ્ય ભાવિદર્શન વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગ્યું. તેમને જગતમાં કામ કરી રહેલાં બળોનું જ્ઞાન થવા લાગ્યું. એમણે જોયું કે એ બળો એક દિવસે હિંદની સ્વતંત્રતા અવશ્ય લાવી આપશે. એ બધું જોતાં શ્રી અરવિંદને એ પણ લાગ્યું કે બ્રિટન સામે હવે સશસ્ત્ર બળવો કરવાની જરૂર રહેવાની નથી, અને આ સ્થિતિમાં તેમણે પોતે અંગત રીતે રાજકારણમાં ભાગ લેવાની જરૂર રહી નથી. અને એ રીતે શ્રી અરવિંદે હિંદના રાજકારણમાંથી પોતાની જાતને સંપૂર્ણ રીતે પાછી ખેંચી લીધી.

પોંડિચેરીમાં આવ્યા પછી શ્રી અરવિંદની સાધના વધુ ને વધુ તીવ્ર બનવા લાગી. તેમની આગળ ઉપસ્થિત થયેલા આધ્યાત્મિક કાર્યનું વિરાટ સ્વરૂપ પણ તેમની સમક્ષ વધુ ને વધુ પ્રગટ થવા લાગ્યું અને પોતાની તમામ શક્તિઓ એ કાર્ય માટે જ એકાગ્ર કરવાની જરૂર તેમને દેખાવા લાગી. આ વિરાટ સ્વરૂપનું આધ્યાત્મિક કાર્ય શું હશે? અલીપોરમાં તેમને થયેલા બધા અનુભવો વિષે તેમને વાત કરવાની આજ્ઞા નથી એમ તેમણે ઉત્તરપાડા વ્યાખ્યાનમાં જણાવ્યું હતું. તે પછી પોંડિચેરીમાં તો અનેકાનેક અનુભવો મળવા લાગ્યા. પરંતુ માનવચિત્તને એ વસ્તુઓ એટલી બધી અજાણી છે કે તેનો માત્ર વર્ણન કરવાથી કશો અર્થ સરે તેમ નહોતો. છતાં એ અનુભવો છેવટે હતા તો જગત માટે જ. એટલે એ આધ્યાત્મિક અનુભૂતિઓ તથા સાક્ષાત્કારોની વાત શ્રી અરવિંદ જેમજેમ લોકોના ચિત્તમાં એ માટે ભૂમિકા તૈયાર થતી ગઈ તેમ તેમ રજૂ કરવા લાગ્યા. એ રીતની એમની પહેલી પ્રવૃત્તિ હતી 'આર્ય' માસિકનું સાડા છ વરસ લગીનું પ્રકાશન. પોતાને મળેલા આંતરજ્ઞાનને શ્રી અરવિંદે એમાં માનવબુદ્ધિ સમજી શકે તેટલા પ્રમાણમાં રજૂ કર્યું છે. એમાં સળંગ લેખમાળા રૂપે લખેલા વિષયો પછી પુસ્તકરૂપે બહાર પડ્યા છે અને જગતના તત્ત્વજ્ઞાનના મહાનમાં મહાન ગ્રંથોમાં તેમની ગણના થઈ રહી છે. એ ગ્રંથોમાં મુખ્ય છે 'દિવ્ય જીવન', 'ગીતા-નિબંધો' અને 'યોગસમન્વય'.

પરંતુ આ દિવસોદિવસ વધતો જતો

યોગાનુભવ હજી પણ વધારે સક્રિય રૂપ લેવાનો હતો. શ્રી અરવિંદે પોતાના કાર્ય માટે જ્યારે સમયનો પરિપાક થયેલો જોયો ત્યારે તેમણે બીજાઓને પણ યોગ આપવાનું શરૂ કર્યું; અને એનાથી આશ્રમનો જન્મ થયો. આશ્રમ નહોતો ત્યારે પણ તેમની પાસે આવીને ઘણા જણ રહેતા હતા. આશ્રમ શરૂ થયા પછી સાધકોને યોગની વ્યવસ્થિત તાલીમ અપાવી શરૂ થઈ, અને તે મુજબ આશ્રમનું જીવન વિકાસ પામવા લાગ્યું આશ્રમના જન્મની સાથે આપણે શ્રીમાતાજીના નામનું પણ સ્મરણ કરવું જોઈશે. આશ્રમ શરૂ થયા પૂર્વે વર્ષોથી તેઓ શ્રી અરવિંદ સાથે સાધના માટે આવીને રહ્યાં હતા શ્રી માતાજી એક ફ્રેંચ સન્નારી છે. શ્રી અરવિંદને મળ્યા પૂર્વે પૂણ તેઓ પોતાની મેળે યોગસાધના કરતાં હતાં. શ્રી અરવિંદ પાસે તેઓ ઠીકઠીક યોગાનુભવ લઈને આવ્યાં હતાં; અને તેમના એ અનુભવે પણ શ્રી અરવિંદની સાધનામાં ઘણી મદદ આપેલી છે. એટલે એક રીતે કહીએ તો શ્રી અરવિંદનો યોગ એ શ્રીમાતાજી તથા શ્રી અરવિંદ એ બન્નેએ મળીને વિકસાવેલો યોગ છે. આશ્રમની સ્થાપનાનો નિર્ણય થયા પહેલાં શ્રી માતાજી ઘણાં વરસો સુધી કેવળ નિવૃત્તિમાં રહ્યાં હતાં, સાધકોને કે મુલાકાતીઓને હળવામળવાનું તથા બીજી વ્યવસ્થાનું કામ શ્રી અરવિંદ કરતા હતા. આશ્રમ શરૂ થયા પછી તેના સંચાલનનું બધું કાર્ય શ્રી માતાજીના હાથમાં આવ્યું અને શ્રી અરવિંદ બાહ્ય નિવૃત્તિમાં ચાલ્યા ગયા

શ્રી અરવિંદનો આ યોગ શું છે અને માનવજીવન માટે તેનો શો અર્થ છે એ આજે હવે અનેકોની જિજ્ઞાસાનો વિષય બની રહ્યો છે. શ્રી અરવિંદના કાર્યમાં વધુ ને વધુ લોકો રસ લઈ રહ્યા છે. તેમના કાર્ય તરફ વધુ ને વધુ લોકો વળી રહ્યા છે. તેમણે જે કાર્યક્રમ હાથમાં લીધો છે તે તરફ હવે માનવજાતિનું ધ્યાન વધુ ને વધુ વળવા લાગ્યું છે. પૃથ્વી ઉપર દિવ્ય જીવનનું સર્જન એ છે શ્રી અરવિંદના યોગની ટૂંકામાં ટૂંકી ઓળખ, તેમનો યોગ એ સંન્યાસ માર્ગ નથી, તેમ જ કોઈ રીતનો ધાર્મિક સંપ્રદાય કે કંઠીબંધો માર્ગ નથી. પરંતુ આંતરચેતનાનો વિકાસની એક ચોક્કસ આંકી કાઢેલી વિશાળ અને રીતસરની પદ્ધતિ છે એ યોગમાં સાધક પોતાના ગુરુની તેમ જ દિવ્યશક્તિની મદદથી પોતાની ચેતનાનો વિકાસ સાધતોસાધતો બ્રહ્મસાક્ષાત્કારના ઊંચામાં ઊંચા શિખરે પહોંચે છે અને એ સાક્ષાત્કારના બળે તે પોતાની પ્રકૃતિનાં તમામ અંગઉપાંગોને નવો ઘાટ આપીને તેમને દિવ્ય સ્વરૂપનાં બનાવે છે એવી રીતે સાધકની આંતર તથા બાહ્ય સમસ્ત પ્રકૃતિ તથા તેનો જીવન-વ્યવહાર ક્રમેક્રમે દિવ્ય સ્વરૂપનો બની રહે છે અને એમાંથી સર્જાય છે દિવ્ય જીવન.

આવી રીતનું દિવ્ય જીવન, આવી દિવ્ય ચેતનાની પ્રાપ્તિની એ અમુક ગણીગાંઠી વ્યક્તિઓને માટે જ નહિ પણ વિશાળ માનવજાતિને માટે પણ શક્ય છે એમ શ્રી અરવિંદ કહે છે માનવજાતિના હૃદયમાં એક ઉચ્ચતર જીવન માટે ઝંખના જાગી રહી છે, અને પરિણામે આવી દિવ્ય ચેતના ધારણ કરતી એક નવી માનવજાતિ પૃથ્વી ઉપર અસ્તિત્વમાં આવવાની છે એમ શ્રી અરવિંદ જોઈ રહ્યા છે. શ્રી અરવિંદનું કાર્ય એ દિશામાં પ્રથમ મંડાણ રૂપે છે.

જેમને શ્રી અરવિંદના કાર્યનો પ્રત્યક્ષ પરિચય નથી તેમને આ બધી વસ્તુ વિષે શંકા રહે એ અનિવાર્ય છે ઊલટું બહારની નજરે જોતાં તો જગત દિવ્યતાને બદલે આસુરી જીવન તરફ જ વધારે ખેંચાતું લાગે છે. જગત શાંતિ અને સંવાદને બદલે

સંઘર્ષ, અને યુદ્ધો તરફ જ ઘસડાતું લાગે છે ઊંચામાં ઊંચી ભાવનાઓએ તો અત્યારે શહીદીનો જ ઝભ્ભો ઓઢીને જ સંતોષ લેવાનો હોય તેમ લાગે છે આવી સ્થિતિમાં દિવ્ય જીવનની વાત કઈ રીતે કરી શકાય એ પ્રશ્ન રહે છે આ મૂંઝવણ સાચી છે, પરંતુ તે જીવનને કેવળ સ્થૂલ રીતે જોઈ શકતા મનની જ મૂંઝવણ છે એ આપણે યાદ રાખીએ જીવનના સૂક્ષ્મ પ્રવાહો તેમ જ જીવનનું સર્જન કરતી ઈશ્વરી શક્તિનો પરિચય જેમને છે તેઓ પૃથ્વીના જીવન પ્રવાહને જુદી રીતે જ જુએ છે શ્રી અરવિંદ કહે છે કે માનવજાતિના જીવનમાં આ જે ભીષણ કટોકટીઓ આવી રહી છે તે પૈકી દિવ્યતા પ્રત્યેના વિકાસના જ એક ભાગ રૂપે છે પૃથ્વીની ચેતનામાં આજે એ દિવ્ય શક્તિ અવતરી રહી છે પણ તે જેમજેમ નીચે આવે છે તેમતેમ પૃથ્વીની ચેતનામાં રહેલાં અવિદ્યાના તત્ત્વો પણ ઉપર આવતાં જાય છે દિવ્ય જીવનની સ્થાપના આ અવિદ્યાના તમામ તત્ત્વોને નાબૂદ કરીને જ થઈ શકે અને એટલે એ તત્ત્વો જ્યાંજ્યાં છુપાયેલા પડ્યા હોય ત્યાંથી તેમને બહાર લાવીને તેમનો સમૂળગો વિનાશ વિસર્જન કે રૂપાંતર કરવાનું રહે છે

અવિદ્યાને નિર્મૂળ કરવાની આ ક્રિયા એક ઘણી જ ગૂંચવણ ભરેલી અને અનેક મુશ્કેલીઓથી ભરેલી વસ્તુ છે પરંતુ જે ઈશ્વરી શક્તિ આ વસ્તુ સિદ્ધ કરવા માગે છે તેમાં અવિદ્યાનો પરાજય કરવાની પૂરેપૂરી શક્તિ છે આ ઈશ્વરી શક્તિએ શ્રી અરવિંદને પોતાના અનેક રહસ્યો બતાવેલાં છે તથા પોતાની કાર્યસાધક શક્તિ પણ બક્ષી છે એ શક્તિ દ્વારા તેઓ માનવજીવનના પ્રવાહો ઉપર કાર્ય કરી રહ્યા છે અને પોતાના કાર્યના જે પરિણામો આવ્યા છે તે જોઈને તેઓ સંતોષ પણ અનુભવી રહ્યા છે શ્રી અરવિંદે પોતાના યોગને જીવનયોગ તરીકે વર્ણવ્યો છે તેમનો યોગ બ્રહ્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરીને પાછો જીવન તરફ વળે છે, અને જીવનના બધા પ્રવાહોને, સમગ્ર જગતને તે પોતાના આધ્યાત્મિક કર્મની અંદર દાખલ કરી લે છે અને એ સામગ્રી ઉપર કાર્ય કરીને તેમાં આધ્યાત્મિકતાનું સર્જન અને સ્થાપના કરે છે પોંડિચેરીમાં કેવળ નિવૃત્ત લાગે તેવી અવસ્થામાં રહ્યાંરહ્યાં પણ શ્રી અરવિંદ આ રીતે હિંદના તથા જગતના વ્યવહાર સાથે પોતાની સૂક્ષ્મ સાંકળ જાળવી રહ્યા છે, અને જ્યારેજ્યારે જરૂર પડી છે ત્યારે પોતાની આધ્યાત્મિક શક્તિ દ્વારા તેમ જ બાહ્ય ક્રિયા દ્વારા તેમણે તેમાં સક્રિય પ્રવેશ કરેલો છે એ રીતે તેઓ જગતની એક પણ પ્રવૃત્તિમાંથી નિવૃત્ત નથી તેમણે હિંદના રાજકારણમાં તેમ જ જગતના રાજકારણમાં પોતાની શક્તિથી મદદ આપેલી છે, હિંદની સ્વતંત્રતાની કૂચ ખંડિત ન બને અને તે તેના ઈષ્ટ ધ્યેયને પામે તે માટે તેમણે આધ્યાત્મિક ભૂમિકામાંથી ઘણું કાર્ય કરેલું છે હિંદની સ્વતંત્રતા ૧૫મી ઓગસ્ટે શ્રી અરવિંદના જન્મદિવસે આવી છે એ કાંઈ માત્ર અકસ્માત જ નથી શ્રી અરવિંદ પોતે ૧૫મી ઓગસ્ટના એ સ્વરાજઆરંભના દિવસે આપેલા નિવેદનમાં જણાવ્યું છે કે 'આ સુયોગમાં હું મારા જીવનકાર્યને પૂર્ણ સિદ્ધિની દિશામાં ગતિ કરતું જોઉં છું.' આ રીતે ઇંગ્લેંડમાં હિંદની સ્વતંત્રતા માટે પ્રતિજ્ઞા લીધેલા એક નવયુવાનની ભાવના ફળે છે હિંદમાં પૂર્ણ સ્વરાજની લડતનાં મંડાણ તેને હાથે થાય છે, અને તેની પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ દોરવણી અને બળવણી હેઠળ એ સ્વરાજ તેના જ જન્મદિવસે હિંદને આંગણે આવીને ઊભું રહે છે શ્રી અરવિંદ

કહે છે: '૧૫મી ઑગસ્ટ એ મારો પોતાનો જન્મદિવસ છે. એ દિવસ આવું મહાન ગૌરવ ધારણ કરે એ પણ મારે માટે એક સ્વાભાવિક રીતે ઘણી આનંદપ્રદ ઘટના છે.' શ્રી અરવિંદના આ આનંદમાં આપણે પણ ભાગીદાર થઈશું.

શ્રી અરવિંદની શક્તિએ માનવજાતિ માટે આ કરતાં યે વિશેષ કાર્ય તો છેલ્લા વિશ્વયુદ્ધમાં કર્યું છે. શ્રી અરવિંદે આ યુદ્ધમાં ફાળો આપ્યો હતો 'અને મિત્રરાજ્યોને પોતાનો ટેકો જાહેર કર્યો હતો એ વાત સુવિદિત છે.' પરંતુ તેની પાછળ તેઓ આધ્યાત્મિક રીતે કંઈ કરી રહ્યા છે એ વાત તેમણે કોઈને કહી નહોતી. આશ્રમના સાધકો તો એ વસ્તુ જાણતા હતા, અને એ સાધકોમાંથી કેટલાકનો ઝોક હિટલરના વિજય તરફ થવા લાગ્યો ત્યારે તેમને ખાસ સ્પષ્ટ રીતે કહેવામાં આવેલું કે હિટલરનો વિજય ઇચ્છવો એ શ્રી અરવિંદના કાર્યનો વિનાશ નોતરવા બરાબર છે. આજે એ યુદ્ધ પૂરું થયા પછી શ્રી અરવિંદે પોતાની આધ્યાત્મિક શક્તિ દ્વારા યુદ્ધમાં જે મદદ કરેલી તે હકીકત આશ્રમ તરફથી પ્રગટ થયેલા તેમના જીવન-ચરિત્રમાં જાહેર થવા દીધી છે. એ પુસ્તકમાં તેમણે પોતાના સાક્ષાત્કારોની વાત પણ મૂકી છે અને એ સાક્ષાત્કારોમાં તેમને પ્રાપ્ત થયેલી આધ્યાત્મિક શક્તિની વાત પણ કહી છે. એ જીવનચરિત્રમાં લખ્યું છે:

"શ્રી અરવિંદને આ શક્તિની પ્રાપ્તિ થતાં તેમણે પ્રથમ તો પોતાના અંગત કાર્ય માટે અમુક મર્યાદિત ક્ષેત્રમાં જ પ્રયોગ કરવા માંડ્યો, પણ પછીથી તેઓ જગતનાં બળો ઉપર તેનો એકધારો સતત પ્રયોગ કરતા રહ્યા છે. એ પ્રયોગનાં પરિણામોથી શ્રી અરવિંદને પૂરતો સંતોષ થયો છે......શ્રી અરવિંદે ડંકર્કના બનાવની ઘડીથી મિત્રરાજ્યોની મદદમાં પોતાની શક્તિને પ્રયોજિત કરવા માંડી હતી. ડંકર્કની પીછેહઠ પછી સૌ કોઈને એમ જ લાગવા માંડેલું કે હવે જોતજોતામાં જ ઇંગ્લેન્ડ પડવાનું અને હિટલરનો ચોક્કસ વિજય થવાનો. પરંતુ શ્રી અરવિંદે જોયું કે પોતાની શક્તિની મદદ મોકલ્યા પછી જર્મનોની વિજયી આગેકૂચ તરત જ અટકી ગઈ છે, અને યુદ્ધનું વહેણ હવે ઊલટી દિશામાં, હિટલરની સામે વળવા લાગ્યું છે; અને એ પરિણામથી એમને પૂરતો સંતોષ થયો. શ્રી અરવિંદે જોયું હતું કે હિટલર અને નાઝીવાદની પાછળ કાળાં આસુરિક બળો કામ કરી રહ્યાં છે. જો એમને સફળતા મળી તો એને પરિણામે આખી માનવજાતિ એક અનિષ્ટ 'શક્તિના પંજા હેઠળ કચડાઈને ગુલામ બની જશે, માનવ-જાતિના આખા વિકાસક્રમને અને ખાસ કરીને આધ્યાત્મિક વિકાસને મોટો ધક્કો લાગી જશે. નાઝીવાદના વિજયને પરિણામે એકલું યુરોપ જ નહિ, પણ એશિયા અને તેની અંદર હિંદ પણ એ અનિષ્ટની ગુલામીમાં સપડાઈ જશે; અને એ ગુલામી હિંદે ભોગવેલી કોઈ પણ ગુલામી કરતાં કેટલા યે ગણી વધુ ભયંકર ગુલામી બની રહેશે, તેમ જ હિંદને સ્વતંત્ર કરવા માટે આજ સુધીમાં કરાયેલું તમામ કામ ધૂળધાણી થઈ જશે. આમ હતું એટલે જ શ્રી અરવિંદે મિત્રરાજ્યોના પક્ષમાં પોતાની મદદ મોકલેલી."

આ જ રીતે તેમણે જાપાનની સામે પણ એ શક્તિ દ્વારા કામ લીધેલું અને પરિણામે 'અત્યાર સુધી ઠેરઠેર વિજયપૂર્વક ધસી રહેલી જાપાનની આગેકૂચ તરત જ પીછેહઠનું રૂપ લેવા લાગી. જાપાનનું બળ તૂટવા લાગ્યું અને છેવટે તેને એક પ્રચંડ અને દારુણ પરાજયનો ભોગ થવું પડ્યું.'

હિંદની આધ્યાત્મિક શક્તિએ જગતના પ્રવાહમાં આ રીતે ભાગ ભજવેલો છે. આ લેખમાળાની શરૂઆતમાં આપણે 'પોતાની એક ફૂંકમાત્રથી યુરોપની સમસ્ત પ્રચંડ શક્તિને પણ તણખલાની પેઠે ઉડાડી દઈ શકે' એવી આધ્યાત્મિક ક્રિયાની વાત શ્રી અરવિંદના મુખેથી સાંભળી હતી. એવી વિદ્યા, એવી શક્તિ ભારતમાં અત્યારે પણ વિદ્યમાન છે અને જગતને તે ઘડી રહી છે, અસુરોના

# બોલતો પીપળો

શ્રી. પીતાંબર પટેલ

શહેરો કરતાં આપણી અબૂઝ, નિરક્ષર ને અજ્ઞાન ગ્રામપ્રજામાં વિશેષે કરીને વહેમોનું સામ્રાજ્ય દેખાય છે. દિવસે દિવસે એ ઘેર ઘેર ભમતો જ જશે ? આ વહેમોનો નાગપાશ શું વધુ ને વધુ મજબૂત થતો જશે ? ગામડામાં વસતી પ્રત્યેક વ્યક્તિને આ વાતામાંથી વાર્તારસ ઉપરાંત સાચો રાહ પણ દેખાશે.

પાંચ પંદર માણુસો નહિ પણ આખું ગામ હિલોળે ચડ્યું હતું. નાના છોકરાથી માંડીને તે બુઢ્ઢાં માણસો સુધી બધા એ જ વાત કરતાં હતા. ગામ જ શા માટે, આડોશીપાડોશી ગામના લોકો પણ ઊમટ્યા હતા. આગળ જગ્યા લેવા માટે તડકામાં પણ જઈને લોકો જગ્યા ગોંટી લેતા હતા. સાક્ષાત્ ભગવાન પ્રગટ થયા હોય એવું લોકોના મનમાં થઈ ગયું હતું.

થોડા દિવસ તો આખું ગામ ગાડુંઘેલું બની રહ્યું. એકમાત્ર વસંત આમાં અપવાદ રૂપે અલિપ્ત રહ્યો હતો. તે લોકોને શરૂઆતથી કહ્યા કરતો હતો. 'આ તો ધતિંગ છે. શીદને આંધળા થઈને એની પાછળ પડ્યા છો ?' પણ લોકોએ તેનું એક પણ કહ્યું ન માન્યું. જેનો બોલ ગામમાં કોઈ ઉથાપતું નહિ અને જેને સૌ માન આપતા, અને સૌનો માર્ગદર્શક ગણાતા એ વસંતની વાત કોઈએ

---

પંજામાંથી છોડાવી પ્રકાશને માર્ગે દિવ્યતાને માર્ગે લઈ જઈ રહી છે. આ હકીકત આજના નિરાશાભર્યા વાતાવરણમાં જરૂર આશાનું કિરણ પ્રગટાવશે. પ્રભુનો વિજય ઝંખનારાઓના હૃદયમાં શ્રદ્ધાનું સિંચન કરશે.

શ્રી અરવિંદે પોતાના પત્નીને એક પત્રમાં લખેલું

હું જાણું છું કે આ પતિત દેશનો ઉદ્ધાર કરવાનું બળ મારામાં છે. શારીરિક બળ નહિ પણ જ્ઞાનનું બળ. ક્ષાત્રતેજ એ જ કંઈ એકમાત્ર તેજ નથી. બ્રહ્મતેજ પણ છે. એ તેજ જ્ઞાન ઉપર પ્રતિષ્ઠિત છે. મારી આ ભાવના આજકાલની નથી. આ ભાવના લઈને તો હું જન્મ્યો છું. મારા અણુએ અણુમાં આ ભાવના ઓતપ્રોત છે. આ મહાધ્યેય સિદ્ધ કરવાને ભગવાને મને આ પૃથ્વી ઉપર મોકલ્યો છે.

• પોતાના જન્મ વિષે, તેમ જ પોતાના જીવન વિષે આટલી બધી દઢતાંથી વાત તો જેના દિવ્યચક્ષુ ખુલ્યાં હોય, જેને પ્રભુએ હાથોહાથ એક કામ સોંપ્યું હોય એવો માણસ જ કરી શકે. જેનો પ્રભુ સાથે આ રીતે યોગ થયો હોય તે યોગી છે. ભારતવર્ષને આવા યોગીઓ પરાપૂર્વથી મળતા રહ્યા છે અને એ યોગીઓએ પ્રભુના તરફથી આદેશ મેળવી જગતમાં પ્રભુનું કામ કર્યું છે. પરંતુ એ યોગીઓ માત્ર ગુફાવાસી અને જગતથી દૂર રહેલી વ્યક્તિઓ જ નથી. તેમણે રાજ્યના સિંહાસનો શોભાવ્યાં છે અને રાષ્ટ્રોની લગામ પોતાના હાથમાં લીધેલી છે. શ્રી અરવિંદ આવા એક મહાયોગી છે. આપણા એમને નમસ્કાર હો —

---

– [ નોંધ—આ લેખમાં મુખ્યત્વે નીચેના પુસ્તકોનો આધાર લીધો છે. શ્રી અરવિંદના ઉત્તરપાડા વ્યાખ્યાન તથા 'શ્રી અરવિંદના પત્રો' 'શ્રી અરવિંદ અને તેમનો આશ્રમ' 'દક્ષિણા' ત્રૈમાસિકમાં આવેલા લેખો. —લેખક]

★

કાન પર ધરી નહિ. ઊલટું કેટલાક તો એને ઈર્ષ્યાળુ અને નાસ્તિક કહીને હસવા લાગ્યા.

અને લોકોય વસંતની 'વાત' કેમ સાંભળે? તેમણે નજરોનજર ચમત્કાર જોયો હતો. સાંભળેલી વાત હોય કે પ્રત્યક્ષ પુરાવા વગરની વાત હોય તો...તો ઠીક છે; પણ આ તો એકબે માણસોએ નહિ પણ આખા ગામે ચમત્કાર જોયો હતો. ગામની ભાગોળે આવેલો પીપળો બોલતો હતો...! માણસ જેવા માણસ જેવું પીપળો બોલતો હતો. આખા ગામે 'કાનોકાન પીપળાને 'રામ... રામ...' બોલતો સાંભળ્યો હતો. પછી વસંત જેવા ધતિંગ કહે તોય ગામ કેવી રીતે માને?

આમે એ પીપળો પૂજાતો હતો. કોઈ તેના થડ આજુબાજુ દોરા વીંટી જતું. કોઈ આવી દીવો કરી જતું. કોઈ તેનું પૂજન કરતું. પહેલાં તો આ પીપળાનું મહત્ત્વ પણ વધારે હતું. અગાઉ શીતળગર બાવો મહાદેવની પૂજા કરતો હતો ત્યારે તો એ પીપળાની આજુબાજુ મઝાનો બગીચો ખીલેલો રહેતો. તેની ચોમેર વંડો બાંધેલો હતો. ત્યારથી એ જગ્યા બાગના નામથી ઓળખાય છે. એ વખતે તો સાચે જ એ બાગ હતો. ત્યાં ફૂલછોડ આકાશના તારાઓની પેઠે ખીલી ઊઠતા હતા. જાતજાતનાં ઝાડ ત્યાં વાવેલાં હતાં. ગામના ઘરડા લોકો આજેય સાક્ષી પૂરે છે કે એવો બાગ તો પરગણામાં ક્યાંય ન હતો. કહે છે શીતળગર બાવાએ બાગમાં જાતજાતની વનસ્પતિઓ પણ વાવી હતી. કોઈને વીંછી કરડ્યો હોય, ઝેરી જંતુ કરડ્યું હોય, અરે, સાપ કરડ્યો હોય ને એ કશાકનો રસ ચોપડતો ને આંખ મીંચો ને ઉઘાડો એટલામાં આરામ થઈ જતો. ગડગૂમડની દવા, તાવની દવા, માથું ચડયું હોય તેની દવા પણ એ બાગમાંથી મળી રહેતી. શીતળગર બાવાની કાળજી પણ એવી હતી. કૂવાનું પાણી પાઈને બાગને લીલોછમ, કિલ્લોલ કરતા બાળક જેવો રાખવો એ 'કંઈ નાનીસૂની વાત નથી

આજે તો ગામમાં શીતળગર નથી. એ બાગ નથી. બાગનો વંડો પણ ઊખડી ગયો છે. લોકો એકબે એકબે ઈંટો ઉપાડી જતાં આજે તો ક્યાંક પાયો દેખાય છે એટલું જ. અને એ બગીચાના ફૂલછોડ તો ન રહે પણ આંબા, આસોપાલવ, જામફળી, દાડમડી અને એવાં બીજાં ઝાડ પણ નથી રહ્યાં. ત્યાં બાગનું નામનિશાન રહ્યું નથી. હા. આ એક પીપળો રહ્યો છે. શીતળગરના સમયથી તે આજ સુધી લોકો પીપળાનું પૂજન કરતા આવ્યાં છે.

કહે છે કે ગામને અને શીતળગરને કોઈક બાબતમાં મતભેદ પડ્યો અને શીતળગરને ગામ છોડવું પડયું. એણે ગામની બહાર પગ મૂક્યો અને બાગ કરમાવા લાગ્યો. લોકો તો આજેય અનુમાન કરે છે કે જતાં-જતાં શીતળગરે મૂઠ મારી. એથી બાગ ઊભો ને ઊભો સુકાઈ ગયો. અનુભવીઓ કહે છે કે શીતળગર હતો તે પોતાનાં છોકરાંની પેઠે ઝાડને સાચવતો હતો. એના ગયા પછી કોઈએ બાગ સામે જોયું નહિ. ગમે તે કારણ હોય પણ આજે બાગ નથી એ હકીકત છે 'સાપ ગયા ને લીસોટા રહ્યા' એમ બાગ નથી, પણ બાગનું નામ તો અમર રહ્યું છે એ જગ્યાને ગામલોકો હજુ ય બાગના નામથી ઓળખે છે અને એ પીપળાને બાગના પીપળા તરીકે ઓળખાવે છે. એ બાગનો પીપળો 'રામ...રામ...' બોલતો હતો રોજ સાંજ પડે, સંધ્યા-સમયે એ પીપળો 'રામ...રામ...' ભક્તની

અદાથી બોલતો હતો અને એ સાંભળવા માટે ગામેગામના લોકો ટોળેટોળે ઊભરાતા હતા

શીતળગરના વખતનો એ પીપળો છે ગામના ઘરડામાં ઘરડા વીરમ ડોસા ય કહે છે કે એ પીપળો તો તેમના ય પહેલાંનો છે અને ત્યારથી તે પળતો આવ્યો છે પણ કોઈએ તેને બોલતો સાંભળ્યો નથી શીતળગર બાવો ચમત્કારી ગણાતો હતો તો ય તેના વખતમાં ય પીપળો બોલતો ન હતો અને હવે એકાએક ક્યાંથી બોલતો થયો?

આમે પીપળો કદાચ બોલતો ન સંભળાત પણ ગામમાં એક 'બાપજી પધાર્યા હતા તેમની સાથે બેત્રણ શિષ્યો હતા તેમણે 'બાગ માં પીપળા પાસે મુકામ કર્યો હતો ત્યાં બાજુમાં નાનકડો તંબૂ નાખ્યો હતો 'બાપજી તો બોલે કે ચાલે! જ્યારે જુઓ ત્યારે ધ્યાનમાં બેઠા જ હોય' પણ તેમના શિષ્યોએ ગામના ભાવિક ભક્તો આગળ વાત કરી કે બાપજી તો હિમાલયમાં તપ કરીને પધાર્યા છે એ ઈશ્વર સાથે ધ્યાનમાં વાતો કરે છે એ મહાન તપસ્વી છે અને તેમને ત્રણે કાળનું જ્ઞાન છે એ કોઈની સાથે બોલતા નથી કોઈની પાસેથી કંઈ લેતા નથી બસ પ્રભુના ધ્યાનમાં જ મગ્ન રહે છે એ તો તમારાં ધન્યભાગ્ય છે કે ગામમાં આવી વિભૂતિનાં પગલાં થયાં ગામનાં એટલાં પુણ્ય હોય નહિ ને બાપજી અહીં મુકામ કરે નહિ'

બાગમાં બાપજી પધાર્યા છે • મુનિ મહારાજ આવ્યા છે ધ્રુમ ભણવાવાળા સાધુ આવ્યા છે ગામમાં એક કાનથી બીજે કાન ત્યાંથી વાત પહોંચી ગઈ લોકો સવારસાંજ બાપજીનાં દર્શને પધારે પણ બાપજી તો ન તો કંઈ બોલે, ન તો કોઈની સામે આંખ ખોલીને જુએ! બસ જ્યારે જુઓ ત્યારે લંગોટીભેર શરીર પર ભભૂતિ લગાવીને ધૂણી ધખાવીને બેઠા હોય એથી તો લોકોનું એ ચાલણ ઓર વધી ગયું હતું

બાપજી શું બોલે છે એ સાંભળવા માટે આખું ગામ આતુર હતું પૂરા પાંચ દિવસ પછી બાપજીએ આંખ ઉઘાડી બાપજીના શિષ્યો એ જાહેરાત કરી કે સવારમાં બાપજી ભસ્મ આપશે અને આશીર્વાદ આપશે બીજા દિવસે સવારે તો બાગમાં લોકોની હાર જામી જે આવે તે બાપજીનાં ચરણકમળમાં કંઈક મૂકતા હોય અને બાપજી ભસ્મનો ચાંદલો કરતા જાય• ગામનાં આગેવાનોએ પણ બાપજી આગળ ભેટ ધરી આશિષ માગી

'બાપજી! ગામ સુખી થાય અને ગામની આબાદી વધે એવા આશીર્વાદ આપો'

જે ગામમાં તપસ્વી વાસ કરતો હોય એ ગામમાં શું દુઃખ હોય!'

ગામમાં તપસ્વી! લોકો કંઈ સમજ્યા નહિ

બાપજી! ગામમાં તો કોઈ તપસ્વી • •

હા હા ગામમાં તપસ્વી પુરુષ વર્ષોથી તપ કરી રહ્યા છે બાપજી આંખો સ્થિર કરી તેમની ભાષામાં મક્કમતાથી કહેતા હતા 'તમે જેને પીપળો કહો છો એ સ્થૂળ નથી, પીપળો નથી, પણ તપસ્વી પુરુષ છે'

હેં ?' એકીસાથે ત્રણચાર જણાના મોમાંથી અવાજ નીકળી ગયો

'હા વર્ષો પહેલાં એક તપસ્વી-રામના પરમ ભક્ત આ ભૂમિ પર તપ કરતા હતા રામનું નામ જપતાંજપતાં તેમનો દેહ આ ભૂમિ પર પડ્યો તેમના ગયા ભવના પાપ પૂરાં ધોવાયેલાં નહિ એટલે તેમને મોક્ષ ન મળ્યો, એથી આ ભવમાં તે પીપળાનો અવતાર ધારણ કરીને ધરતી પર આવ્યા છે અને હજુ ય રામ રામ નો જપ કરી રહ્યા છે'

'રામ નામનો જપ ?'

'હું આ રસ્તે પસાર થતો હતો ત્યારે મારા કાને 'રામ.. રામ...નો અવાજ સંભળાયો એથી તો મેં અહીં મુકામ કર્યો. મેં ધ્યાન ધરીને જોયું તો પેલા તપસ્વી પીપળારૂપે દેખાયા. તે રોજ રામના નામનો જપ કરી રહ્યા છે.'

ન મનાય એવી વાત હતી. પીપળો એક તપસ્વી છે...તે રામ...રામ બોલે છે... બાપજી કહે પણ વાત કેમ ગળામાં ઊતરે?

'તમને મારી વાત સાચી નથી લાગતી કેમ? પણ તમે સંધ્યાસમયે આપણી આરતી થઈ ગયા પછી તમે તમારા કાને પીંપળાને બોલતો સાંભળી શકશો.'

અને સૂર્ય આથમે તે પહેલાં તો બાગ લોકોથી ઊભરાઈ રહ્યો. નાનાં ને મોટાં, સ્ત્રીઓ અને પુરુષો, છોકરાં ને ઘરડાં બધાં ય બાગમાં આવ્યાં હતાં.

આરતી થઈ ગઈ. બાપજીએ રામનો જય બોલાવી અને પીપળાને બોલવાનો આદેશ આપતા હોય તેમ ધ્યાન ધરી બેઠા અને સૌના આશ્ચર્ય વચ્ચે રામ...રામ...રામ. રામના નામનો અવાજ સંભળાયો. પીપળાના થડમાંથી અવાજ આવતો હોય એમ લાગતું હતું. લોકો આમ જુએ ને તેમ જુએ...ક્યાંથી અવાજ આવતો હતો તે પકડીને બતાવી શકાય એવી તો જગ્યા દેખાતી ન હતી. પણ અવાજ સંભળાતો હતો એ નક્કી

પીપળો રામનું નામ બોલે...આખું ગામ કાનોકાન સાંભળે પછી શું બાકી રહે? ગામે ગામ વાત પહોંચી ગઈ. પીપળો બોલે છે... પીપળો રામના નામનો જપ કરે છે...પીપળાને ભગવાન પ્રસન્ન થયા છે પવન ફુંકાતો હોય તેમ વાત પણ ફેલાતી ગઈ.ગામમાં મેળો ભરાયો હોય એમ રોજ હજારો માણસો ઊભરાવા લાગ્યાં. બાગમાં તો લોકો સમાતાં ય ન હતાં. પીપળાને જોવા માટે પડાપડી કરતાં હતાં. આરતી વખતે તો એવી ધક્કામૂક્કી થતી કે કેટલાં ય છોકરાં દબાઈ જતાં કેટલા ય વૃદ્ધો ધક્કે ચડી જતા, કેટલાંક ચગદાઈ જતાં. એક બાજુ રામ.. રામ ..નો અવાજ સંભળાતો અને બીજી બાજુ છોકરાં રડાફૂટ કરી મૂકતા.

સગેવહાલેથી લોકો આવ્યાં હતાં. ગામની વસ્તી વધી ગઈ હતી. એક તો દુકાળ જેવું વર્ષ અને ઉપરથી મહેમાનોની વણઝાર. એટલાં બધાંને ખવડાવવું પણ શું? આ વર્ષે વરસાદ ઓછો પડ્યો હતો એટલે કૂવામાંય સાંજ પડતાંપડતાં તો તળિયું દેખાતું હતું. ત્યાં રોજ હજારો માણસોને એ પાણી ક્યાંથી ચાલે? પણ લોકોને એની ક્યાં પડી હતી? તેમને તો કાનોકાન પીપળાને બોલતો સાંભળવો હતો.

જેમતેમ દિવસો જતા હતા તેમતેમ લોકો કીડિયારાંની પેઠે ઊભરાતાં જતાં હતાં. ચાલવાની ય જગ્યા ન મળે એવી ઠઠ જામતી હતી. લોકોનો મેળો ભરાતો હતો. તેનો લાભ લેવા ચવાણાની અને મીઠાઈની દુકાનવાળા પણ આવી પહોંચ્યા હતા હોટલો પણ શરૂ થઈ ગઈ હતી. પાનબીડીવાળા પણ આવી ગયા હતા અરે. પેલા ચગડોળવાળા અને રમકડાંવાળા ય આવી ગયા હતા. બેચાર દિવસમાં તો ગામનો રંગ બદલાઈ ગયો. દિવસ જાય અને લોકોની ભીડ વધતી જાય.

રોજ નિયમિત રીતે રાત પડે ને આરતી થાય અને એ પછી પીપળો બોલે. લોકો બાપજીની આગળ પૈસાનો ઢગલો કરવા લાગ્યા. કંઈનું કંઈ મૂકતા જાય ને ચરણરજ માથે ચડાવતા જાય.'

લોકો તો જાતજાતની વાતો કરવા લાગ્યા. બાપજી હિમાળો ગાળીને આવ્યા છે. એમની વચનસિદ્ધિ એવી છે કે કહે તે થાય. કોઈકે તો વળી વાત વહેતી મૂકી કે ગમે તેવો રોગ હોય અને બાપજી માથે હાથ

મૂકે ને તુરત સારુ થઈ જાય છે એટલામાં હતા એટલા રોગીઓ ગામમાં આવવા માંડ્યા કોઈ ક્ષયથી પિડાતા હતા કોઈ ટાઈફોઈડથી હેરાન થતા હતા કોઈનુ પગનુ હાડકુ સડતુ હતુ કોઈનુ શરીર ગળતુ જતું હતું. કોઈને આંખે ગુમડાં આવતાં હતાં કોઈને વળી છોકરુ જ સારુ રહેતું ન હતુ એ બધાને બાપજી એક જ દવા તેમની આગળ પડેલી ભસ્મ—આપતા પણ લોકો કહેતા કે એ મંત્રેલી ભસ્મ' છે એટલે તુરત આરામ થઈ જાય છે

બાપજી જેવા બાપજી પધાર્યા હોય ને ગામલોકો તેમનો લાભ લીધા વગર રહે? જેમને છોકરાં નહોતાં થતાં તે બૈરાં બાપજીની ચરણરજ લેવા પડાપડી કરવા લાગ્યાં, જેમનાં છોકરાં જીવતાં ન હતાં એય બાપજીને પગે લાગી આવ્યાં, જેમને એકલી છોકરીઓ થતી હતી એ ય બાપજીને હાથે ભસ્મનો ચાંદ્લો કરાવી આવ્યાં

સાંજ પડે અને બાપજીની આગળ પૈસાનો ઢગ થાય. જાણે પૈસાની સ્પૃહા ન હોય તેમ બાપજી તો તેની સામે આંખે ઊંચી કરતા ન હતા

આખુ ગામ બાપજીમય થઈ ગયુ હતુ, બાપજી સાક્ષાત્ પ્રભુ હોય તેમ તેમનાં દર્શન કરી ધન્યધન્ય થઈ ગયુ હતું એમના કાને વસંતનો અવાજ ક્યાંથી પડે? વસંત ગામના આગેવાનોને સમજાવી રહ્યો હતો

'તમે એટલો તો વિચાર કરો કે ઝાડ તે વળી બોલતુ હશે? આજ સુધી પીપળો ન બોલ્યો અને હવે ક્યાંથી બોલતો થઈ ગયો! આ તો લોકોને ધૂતી ખાવા માટેનું ધતિંગ છે તમે દુકાળનો તો વિચાર કરો ગામમાં ખાવા ધાન નથી અને રોજ કેટલાં માણસો આવે છે! તમારાં સગાંવહાલાં આવે છે એમને શુ ખવડાવશો? કંઈક તો વિચાર કરો શુ કરવા ફસાયે જાઓ છો?'

પણ વસંતને ચૂપ કરવા માટે એ લોકો સામેથી પૂછતા હતા

'વસંતભાઈ! તમે ધતિંગ કહો છો પણ અમે કેમ માનીએ? જો ધતિંગ હોય તો એનુ પોલ પકડી બતાવો ને!'

વસંત શો જવાબ આપે? તેણે પણ તેના કાનોકાન પીપળાને બોલતો સાંભળ્યો હતો પીપળો બોલે એ વાત તેની બુદ્ધિમાં ઊતરતી ન હતી એમાં જરૂર કંઈક ભેદ હોવો જોઈએ એમ તેને થતું હતું, પણ તે ભેદ તો પામી શક્યો ન હતો પછી લોકોને કેવી રીતે સમજાવી શકે?

લોકો તેને ગણતા નથી, તેની વાત સાંભળતા નથી, તેનુ તેને દુખ ન હતુ, પણ લોકો અંધશ્રદ્ધામાં પાયમાલ થઈ રહ્યા હતા તેનુ તેને દુખ હતું આજ સુધી તો ગામ જેમતેમ કરીને દુકાળ સામે ટકી શક્યુ હતું તેણે સસ્તા અનાજની સરકાર પાસે દુકાન ખોલાવી હતી પોતે જ તેની દેખભાળ રાખતો હતો તેના આવ્યા પછી ગામમાં સફાઈ થવા માંડી હતી ગામમાં સંપ વધ્યો હતો. ગામનુ કંઈ કામ હોય તો સૌ સાથે મળીને કરતા હતા વસંતે તેની સેવાથી ગામનુ મન જીત્યુ હતું તેના સ્વાર્થત્યાગથી લોકો તેનુ કહ્યું માનતા અને સૌ માનથી જોતા લોકોનાં પ્રેમનાં બંધનથી તો વસંત આજ સુધી ગામમાં રહ્યો હતો એ ગ્રામ સેવક વસંતની પ્રતિષ્ઠા હોડમાં મુકાઈ ગઈ હતી

વસંતની મૂંઝવણનો પણ પાર ન હતો ગામમાં ગંદકી વધી હતી રોગ ફાટી નીકળે એવુ થયુ હતુ જાતજાતના લોકો આવતા અને પાછળ ગંદકી મૂકીને જતા રોગીઓનો પણ ચેપ લાગવાનો ભય હતો વસંત આ જોતો ને તેનો જીવ કપાઈ જતો શુ કરવુ તેય સૂઝતું ન હતુ કોઈને કહેવાનો કંઈ

અર્થ ન હતો. તેણે પીપળાનો ભેદ પકડવાનું મનમાં નક્કી કર્યું.

તે એક રાતના અંધારાનો લાભ લઈ પીપળા પર ચડી ગયો. લોકો તો ધમાલમાં હતા એટલે તેના તરફ કોઈનું ધ્યાન ન ગયું. તેમ બાપજી અને તેમના શિષ્યો ભક્તોની 'ભેટો' સ્વીકારવામાં પડ્યા હતા એટલે કોઈ શું કરે છે એ જોવાની તેમને ક્યાં પડી હતી!

નિયમ પ્રમાણે પીપળો બોલતો બંધ થયો. લોકો વિખરાવા લાગ્યા. બાપજી ઊઠીને તેમના તંબૂમાં ગયા એટલે રહ્યાંખડ્યા લોકો હતા તે ય ચાલ્યા ગયા. વસંત તંબૂ પાસેની ડાળી પર સરક્યો. તે બાપજીને ધારીધારીને જોઈ રહ્યો હતો. બાપજીએ તંબુમાં જઈ તેમની ગાદી ઉપાડી તેની નીચે પાટિયાં ગોઠવ્યાં હતાં તે ઉપાડી લીધાં અને અંદરથી એક માણસ બહાર નીકળ્યો. પાછાં પાટિયાં ગોઠવી લઈ ઉપર આસન પાથરી બાપજી બેસી ગયા. પેલો માણસ બહાર જઈ બાપજીના શિષ્યોની સાથે વાતો કરવા લાગ્યો.

વસંતના મનમાં વાત બરાબર બેસી ગઈ, નક્કી તંબૂની નીચેથી તે પીપળાના થડ સુધી અંદર ખોદી રસ્તો કરેલો હોવો જોઈએ. દિવસે જઈને તે બાગની આજુબાજુ ફરી વળ્યો. દૂર ખોદેલી માટીનો ઢગલો પણ દેખાયો. તેણે પણ ભક્તની અદાથી જઈને પીપળાને નમન કર્યું અને ધારીધારીને જોઈ લીધું કે તેના થડમાં પોલાણ હતું. વચ્ચેવચ્ચે બાકોરાં પણ પાડેલાં હતાં. પેલો માણસ અંદર થઈ વચ્ચે પોલાણમાં બેસી બોલતો હોવો જોઈએ. પીપળાનો ભેદ પકડાઈ ગયો તેથી તેનો આનંદ સમાતો ન હતો. 'હવે ગામ આ ધતિંગમાંથી બચી જશે.' મનમાં બબડી તે હરખાઈ રહ્યો.

રાત પડતી હતી. આરતીનો સમય હતો. બાગમાં લોકોની ઠઠ જામી હતી. આરતી થઈ, બાપજીએ નિયમ પ્રમાણે રામના નામની જય બોલાવી અને પીપળો રામ...રામ... બોલવા માંડ્યો. થોડીવાર થઈ હશે ને વસંત વચ્ચેથી ઊભો થયો.

'આ ધતિંગ છે...આ પાખંડ છે... પીપળો બોલતો નથી પણ માણસ બોલે છે.'

વસંતનો અવાજ સાંભળી લોકો દિંગ થઈ ગયા. કેટલાક ભય અનુભવવા માંડ્યા. એને આ શું સૂઝયું તે ધતિંગ...પાખંડ કહે છે. હમણાં જો બાપજી મંત્ર ફૂંકશે તો હતો ન હતો થઈ જશે.

બાપજીને પણ નવાઈ લાગી. આવું બોલવાવાળો કોણ છે?

'કૌન હૈ ધતિંગ કહને વાલા?' બાપજીએ આંખો લાલ કરી પૂછ્યું.

'મૈં હું...' કહી વસંત આગળ આવ્યો. 'મૈં કહેતા હું કે એ સબ ધતિંગ હૈ...ઔર મૈં સાબિત કરકે હી રહુંગા.'

બાપજી આવી વાત સાંખી રહે ખરા?

'તુમ ધરમ કે બીચમેં મત આઓ નહિ તો મંત્રસે તુમકો ખાક કર દુંગા...'

'તુમ્હારેમેં તાકત હૈ તો ખાક કર દે.' વસંત છાતી કાઢીને ઊભો રહ્યો લોકોને થયું: હમણાં બાપજી ચમત્કાર કરશે. હમણાં કંઈક નવાજૂની થશે...હમણાં વસંત ઊથલીને નીચે પડશે. પણ એમાંનું કંઈ ન થયું એથી કેટલાક જુવાનિયાઓને જોશ ચડ્યું.

'બરાબર છે વસંતભાઈ...એનું પોલ ખુલ્લું પાડી દો.' કોઈક બોલ્યું.

'હું એમ કરવા માટે જ અહીં આવ્યો છું. ત્રણચાર જણા મારી પાસે આવો.' કંઈક જોઈતું મળશે એવા કૌતુકથી ચારપાંચ જણા ઊભા થઈને વસંત પાસે આવ્યા.

'તમે આ બાપજી અને તેમના શિષ્યોને ઊભા થવા દેશો નહિ.' અને લોકો તરફ ફરીને કહ્યું: 'જોજો હાં... પીપળામાં પેસીને

કોણ બોલે છે એને હુ પકડી લાવુ છુ '

વસત તબૂમાં ગયો બાપજીની આંખો ફાટી તે ઊભા થવા જતા હતા, પણ જુવાનિયાઓએ પકડી રાખ્યા. જરૂર આમાં કઈક ભેદ છે બાપજી વસતને કઈ કરી શકયા નહિ, બાપજી પાસે મત્ર જેવુ કઈ નથી, એવુ લાગવાથી જે ગભરાતા હતા તે ય આગળ આવીને ઊભા રહ્યા એકબે જણ તો વસતની સાથે તબૂમાં પણ ગયા

વસતે બાપજીની ગાદી ફેકી દઈ પેલાં પાટિયાં પણ બહાર ફગાવી દીધાં અને પોતે અદર પેઠો

લોકોની આંખો તબૂ તરફ મડાઈ રહી હતી બાપજી તો હવે નીચુ મો રાખી ચૂપ બની ગયા હતા તેમના શિષ્યો પણ ચૂ કે ચા કરતા ન હતા શુ પાપ છે વસત કોને પકડી લાવે છે એ જોવા માટે કેટલીય આંખો તલસી રહી હતી અને સૌના આશ્ચર્ય વચ્ચે વસત ભોયરામાથી એક માણસને પકડીને બહાર લાવ્યો

'આ રહ્યો એ માણસ આ માણસ અદર પેસીને બોલતો હતો '

'અરે, એ તો બાપજીનો શિષ્ય છે ' ટોળામાથી કોઈક બોલ્યુ

'બાપજીમા સાચ હોય તો હવે પીપળો બોલાવે !' વસતે પડકાર કર્યો

'હા હા હવે પીપળાને બોલાવો !'

'પીપળાને બોલાવો !'

'હવે કેમ પીપળો બોલતો નથી ?'

'બાપજીનુ તપ ક્યાં ગયુ ?'

લોકોમાથી અવાજ આવતા હતા

બાપજી શુ બોલે ! બાપજીનુ પોલ પકડાઈ ગયુ, એથી લોકો ઉશ્કેરાઈ ગયા. કોઈકે બાપજી પર ખાસડુ માર્યું એ જોઈને લોકોએ બાપજી અને તેમના શિષ્યો પર ઈંગળા અને પથરાનો મારો કર્યો કેટલાકે જઈને તબુ ફગાવી દીધો અને અદરની વસ્તુઓ દૂરદૂર ફેકી દીધી એ તો સારુ થયુ તે વસત ત્યા હતો, નહિ તો લોકો બાપજીને ત્યાં ને ત્યા જ પૂરા કરત

વસતે લોકોને સમજાવીને વિદાય કરી દીધા અને બાપજીને અને તેમના શિષ્યોને રાતોરાત ગામમાથી બહાર રવાના કરી દીધા.

ગામના આગેવાનો શરમિદા પડી ગયા હોય એ રીતે વસત આગળ તેમની લાચારી વ્યક્ત કરતા હતા

'વસતભાઈ! અમે તમારુ કહ્યુ ન માન્યુ એનુ અમને ઘણુ દુખ છે તમે હો નહિ ને આ ગામ બચે નહિ '

'એવુ કઈ નથી ' નમ્રતાથી વસતે કહ્યુ 'ગમે તે વાત હોય પણ તેનો બુદ્ધિપૂર્વક વિચાર કરવો જોઈએ ગાડરિયા પ્રવાહની પેઠે એ ચાઈ જઈએ છીએ એથી જ આપણી અધોગતિ થઈ છે આપણે કદી કોઈ વાતનો ઊંડેથી વિચાર કરતા નથી '

ગામના સમજુ માણસો પોતે પણ બોલતા પીપળાના ફદામાં ફસાઈ ગયા એ વાતના ભાનથી મનમાં ભોંઠા પડી ગયા હતા અને તેમની લાચારી માટે પોતે જ પોતાની જાતને હસી રહ્યા હતા

★

'અખડ આનદ'નો ઑગસ્ટ, ૧૯૪૯ના અકમા 'કવિઓની માતૃભૂમિ' નામનો જે લેખ પ્રસિદ્ધ થયો હતો, તેના મૂળ હિદી લેખક શ્રી વિષ્ણુ પ્રભાકર છે, તેની સાભાર નોંધ લઈએ છીએ

# ડભોઈ

અધ્યા. કેશવલાલ હિં. કામદાર,
એમ. એ.

મનુષ્યનું આ શરીર ભલે નાશ પામતું હોય પણ કવિકુલગુરુ કાલિદાસે જેને યશઃશરીર કહ્યું છે તે તો અમર રહે છે જ. સમાજહિતનાં કાર્યોને લીધે જનતાના હૃદયમાં યાદ કોતરાઈ જાય છે. અત્યારે આપણે ભૂતકાલીન ગુજરાતનો ઇતિહાસ કહેતી શિલ્પાકૃતિઓ નિહાળીએ છીએ, ત્યારે આવી યાદ તાજી થાય છે. ગુજરાતના રજપૂત રાજાઓ સાથે જે શહેરોની સંસ્કૃતિ સંકળાયેલી છે તેમાં દર્ભાવતી–ડભોઈનું આગવું સ્થાન છે. હીરા–ભાગોળના નામથી આજે કયો સંસ્કારી ગુજરાતી અણજાણ હશે ? એ હીરાની દંતકથા ઉપરાંત પણ ડભોઈ તથા તેની અન્ય કલા કારીગીરીઓનો જીવંત ઇતિહાસ વિદ્વાન ઇતિહાસકારે અહીં આપ્યો છે.

હીરા–ભાગોળ વિશેની લોકકથા તો સહુ જાણતા હશે, જો કે તે કથામાં કોઈ ઐતિહાસિક સત્ય તો નથી જ. લોકકથા આ પ્રમાણે છે: ગુજરાતના સોલંકી મહારાજા સિદ્ધરાજ જયસિંહને અનેક રાણીઓ હતી, તે પૈકી રત્નાવલી નામની રાણી સૌથી વધારે માનીતી હતી. એ રત્નાવલી ગર્ભવતી થઈ, એટલે બીજી સપત્ની (શોકય) રાણીઓને તેની ઈર્ષ્યા આવી, તેથી રત્નાવલી રેવાજીની યાત્રાએ નીકળી પડી. યાત્રા દરમિયાન તેને ડભોઈ પાસે એક ગોસાઈ–ગોસ્વામીનો આશ્રય મળ્યો, અને એ ગોસાઈને નિવાસસ્થળે તેને પુત્રરત્ન સાંપડયું. એ પુત્ર વીસ માસ સુધી ગર્ભમાં રહ્યો હતો એટલે તેનું વીસળદેવ નામ પાડવામાં આવ્યું. આ વીસળદેવે ડભોઈ બંધાવ્યું. તેના પુત્રનું નામ ડાભોવે હતું, એટલે ગામનું નામ ડભોઈ પડયું. વીસળદેવે ડભોઈના કોટમાં અજબ કારીગરી કરાવવા હીરા નામના શિલ્પીને રાખ્યો. તે હીરાએ અત્યારે જોવામાં આવતી ભાગોળનું મનોહર અને અદ્ભુત, દેવોને પણ આશ્ચર્ય થાય તેવું શિલ્પ બનાવ્યું. રાજાને એમ થયું કે હીરો જો ગુજરાત બહાર ચાલ્યો જાય અને બીજા દેશના રાજાઓ તેને રાખી લે, તો ડભોઈના અજોડ શિલ્પની બરોબરી કરે તેવું બીજું શિલ્પ ભારતવર્ષમાં મળી આવે, અને ગુજરાતની લાજ જાય. એટલે તેણે હીરાને કોટમાં ચણી લેવા માટે આજ્ઞા કરી, પણ હીરાની સ્ત્રી ચતુર હતી. તેણે હીરાના દેહને કોટમાં જડી દીધો, પણ તેની સાથે કોટની દીવાલમાં છૂપું બાકોરું રાખ્યું, જે બાકોરા વાટે હીરાને તાજી હવા મળતી રહેતી, અને ખોરાકપાણી પણ મળતાં રહેતાં. વર્ષો આવી રીતે વીતી ગયાં. રાજા તો એમ જ માનતો હતો કે હીરાનો દેહ બરોબર દીવાલમાં ચણાઈ ગયો છે, જ્યારે હીરો તો જીવતોજાગતો રહેતો હતો. એકવાર રાજાને હીરાની જરૂર પડી, પણ હીરો તો તેને મન કોટમાં ચણાઈ ગયો હતો, એટલે તેને પારાવાર પસ્તાવો થવા લાગ્યો. આ પ્રસંગે હીરાની સ્ત્રીની ચતુરતા પ્રકટ થઈ. તેણે હીરાને કોટની બહાર કાઢ્યો, અને રાજાએ ફરી હીરાને શિલ્પનું બીજું કામ સુપરત કર્યું.

આ લોકકથા છે. મેં હમણાં જ કહ્યું તેમ તેમાં કોઈ ઐતિહાસિક સત્ય નથી. હીરાનો અર્થ સંસ્કૃતમાં લક્ષ્મી થાય છે, એટલે કદાચ આ ભાગોળને લક્ષ્મી સાથે જોડી દેવામાં આવી હોય; અથવા તો આ ભાગોળ ઉત્તમ હોવાથી તેને શિરો–ભાગોળનું નામ આપવામાં આવ્યું હોય, અને લોકો

તેને ક્રાળક્રમે હીરા ભાગોળને નામે ઓળખતા થયા હોય એમ પણ બને

ડભોઈનું પ્રાચીન નામ દર્ભવતી છે દર્ભવતીનુ પ્રાકૃત દબ્ભવઈ દબ્ભઈ, ડભોઈ થયુ ડભોઈ ગુજરાતના લાટ મંડળમાં આવેલું ગામ છે લાટ એટલે ગુજરાતનો મહી અને નર્મદા નદી વચ્ચેનો પ્રદેશ આ વિભાગમાં હજુ પણ લાડ વાણિયાઓ વસે છે, એ આ પ્રદેશના પ્રાચીન નામને પૂરવાર કરે છે

દર્ભ એટલે એક જાતનું ઘાસ, જે પ્રાચીન સમયમાં પવિત્ર ગણાતું હતું અને ઋષિઓ પવિત્ર ક્રિયાકાંડ સમયે દર્ભનો છૂટથી ઉપયોગ કરતા હતા અત્યારે પણ હિંદુઓ તેનો ઉપયોગ કરે છે અને હજુ પણ વડોદરામાં મહારાષ્ટ્રીય સ્ત્રીઓ ચોમાસામાં કાળજીપૂર્વક તેને વીણે છે

ડભોઈના બહુ પ્રાચીન ઉલ્લેખો મળતા નથી, એ કે દર્ભવતી કે ડભોઈ ગુજરાતમાં ચોક્કસ અગત્યનું સ્થાન ધરાવતું તો હશે જ ડભોઈ પ્રથમ તો નાનુ ગામડુ હશે તેની પાસે જ પુરાતન તીર્થક્ષેત્રો આવેલાં છે ડભોઈની નજીકમાં જ પાશુપત આચાર્ય લકુલેશનુ કેન્દ્રસ્થળ કારવણ તીર્થ આવેલુ છે કારવણની બહુ જ નજીક લિંગસ્થળી ગામ આવેલું છે આ ક્ષેત્રો પાશુપત સંપ્રદાયનાં મુખ્ય ધામ હતાં અહીં ધરતીને જરા ખોદતાં પ્રાચીન સિક્કાઓ મળી આવે છે કારવણનાં પુરાતન ખંડેરો પાશુપત અને શાક્ત સંપ્રદાયોના સમયની સાક્ષી પૂરે છે આ પાશુપત સંપ્રદાય ગુજરાતમાં ઘણો વગવાળો હતો તેના આચાર્યો ગુજરાતના સોલંકી વંશના રાજાઓના ગુરુઓ હતા અને તેમને એ રાજવીઓએ અનેક દાન આપેલાં હતાં; જે દાનોનાં તામ્રપત્રો સારી સંખ્યામાં મળી આવ્યાં છે શ્રી કનૈયાલાલ મુનશીની જય સોમનાથની વાર્તા ઘણાએ વાંચી હશે શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ તથા શ્રી ધૂમકેતુએ પણ સોલંકી યુગની કથાઓ લખી છે, તેમાં પાશુપત સંપ્રદાયના ઉલ્લેખો આવે છે ડભોઈ પાસે ચાણોદ, કરનાળી, વ્યાસ, અનસૂયા, ગરુડેશ્વર, ઇન્દ્રેશ્વર, શુકેશ્વર, શૂલપાણિ વગેરે તીર્થસ્થળો આવેલાં છે એ તીર્થો રેવાજીને તીરે તીરે જોઈ શકાય છે કાળિદાસના મેઘદૂતમાં 'रेवा द्रक्ष्यसि' એ પદવાળો પ્રસિદ્ધ શ્લોક રેવાજીને નિહાળતા યાદ આવે છે રેવાજીના શૂલપાણિ તરફનાં પાણી અને સાતપૂડાના ડુંગરો ગુજરાતને ખાનદેશથી જુદા પાડે છે

ડભોઈ વડોદરા પાસે છે વડોદરા તો બારસો વર્ષોનું જૂનું ગામ છે ડભોઈ તથા વડોદરા ગુજરાતથી માળવા જવા માટેના ધોરી રસ્તાઓ ઉપર આવેલાં છે એટલે ગુજરાતનાં તે નાક જેવાં ગામો હતાં. સોલંકીઓએ, તે કારણથી ડભોઈને સમૃદ્ધ કર્યું અહીં પાશુપત, શાક્ત અને વૈષ્ણવ સંપ્રદાયો વસ્યા અહીં જૈનોએ ભવ્ય મંદિરો બંધાવ્યાં ડભોઈનો કોટ ગુજરાતના બચાવ માટે ખાસ અગત્ય ધરાવતો થયો ડભોઈ પાસે આવેલી ટોકડીની અને વઝીરની લાલ પથ્થરની ખાણો તેને માટે ઉપયોગમાં આવી અહીં ચૌલુક્ય શિલ્પકળાની અદ્ભુત વિભૂતિઓ ખડી થઈ તે વખતે ગુજરાતને મુસ્લિમોનો ભય નહોતો, એટલે પાટણ, કર્ણાવતી, સિદ્ધપુર, મોઢેરા વગેરે સ્થળોએ થયું તેમ અહીં પણ અમરાવતી ઊભી કરવામાં આવી અને આંખ ધરાય નહીં એવું અનોખુ શિલ્પ અહીં રજૂ કરવામાં આવ્યું

વિદ્વાન જૈનમુનિ મુનિચંદ્ર મહારાજ અહીં જન્મ્યા હતા તેમના શિષ્ય વાદિદેવ સૂરીએ 'પ્રકરણસમુચ્ચય' નામે ગ્રંથ લખ્યો

છે, તેમાં ડભોઈનો ઉલ્લેખ છે. એ ઉલ્લેખ ઈ. સ. ૧૧૨૨ જેટલો જૂનો છે. બીજો ઉલ્લેખ ભીમદેવના વર્ણનનો છે. તેમાં ડભોઈ ગામને લાટમંડળના અલંકાર તરીકે વર્ણવવામાં આવ્યું છે. આ પ્રદેશ કાનમ કહેવાય છે. કાનમની જમીન કાળી છે અને અહીં કપાસનું ખાસ વાવેતર થાય છે; તેથી આ ઉલ્લેખમાં ડભોઈની ધરતીને શ્યામ રંગની કસ્તૂરી સાથે સરખાવવામાં આવી છે. એ નગરી ભીમદેવના સમયમાં, વિવિધ ધર્મ-સ્થાનોથી શોભતી હતી; અહીં જિનેશ્વરોનાં મંદિરો હતાં; અહીં ધર્માચાર્યોથી વસેલાં દેવાલયો હતાં; અહીં અનેક તપોધનો રહેતા હતા; દર્ભવતી–ડભોઈ સ્વર્ગનગરી સમાન હતી.

હીરા-ભાગોળના દરવાજા સામે મો રાખીને ઊભા રહીએ તો જમણી બાજુના ગોખમાં આપણે સોમેશ્વર કવિની સંસ્કૃત ભાષામાં રચેલી વીસળદેવની પ્રશસ્તિ જોઈ શકીશું. એ પ્રશસ્તિની તિથિ સંવત ૧૩૧૧, જ્યેષ્ઠ સુદ ૧૫, ઈ. સ. ૧૨૫૫, માહે મે, બુધવારની છે. એમાં વીસળદેવના અમલ દરમિયાન દભોઈમાં આવેલા વૈદ્યનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ છે. ભીમદેવના સમયના ઉલ્લેખ પ્રમાણે આ વૈદ્યનાથ મંદિરને વીસ સુવર્ણ–કળશો હતા, જે કળશો માળવાનો મહારાજા સુભટવર્મા લઈ ગયો હતો. એ હરાઈ ગયેલા સુવર્ણ–કળશોને ગુર્જરમંત્રીશ્વર વસ્તુપાળે મંદિર ઉપર ફરી વસાવ્યા. એ વાત વસ્તુપાળચરિત્રમાં લખવામાં આવી છે. વસ્તુપાળે વૈદ્યનાથના મંદિર પાસે મહારાજા વીરધવળ, માતા જયંતદેવી, મોટાભાઈ મલ્લદેવ, નાના ભાઈ તેજપાળ વગેરેની મૂર્તિઓ ઊભી કરી. કવિ અરિસિંહે લખેલા 'સુકૃતસંકીર્તન' નામના ગ્રંથમાં આ વાત કહેવામાં આવી છે. તેણે ડભોઈમાં એ માળની ધર્મમંડપિકા બંધાવી. તેના નાના ભાઈ મંત્રીશ્વર તેજપાળે ડભોઈના લોકોને પાંડુમેવાસના જંગલી લોકોથી અભયદાન આપ્યું. તેણે પાર્શ્વનાથનું ભવ્ય મંદિર બંધાવ્યું અને પાસે મૂળરાજ સોલંકીની પ્રતિમા વસાવી. તેજપાળે ડભોઈના કોટને સમરાવ્યો. તેરમી સદીમાં જૈનમુનિ વિનયચંદ્રે 'કાવ્યશિક્ષા' નામે ગ્રંથ લખ્યો છે. તે પ્રમાણે ડભોઈના હાથ નીચે ૮૪ ગામો હતાં.

હવે આપણે સોમદેવની પ્રશસ્તિ જોઈએ અને હીરા–ભાગોળનું શિલ્પકામ તપાસીએ. પ્રશસ્તિમાં સોમદેવે વૈદ્યનાથ એટલે શંકરની સ્તુતિ ગાઈ છે, જે સ્તુતિમાં કાળિદાસના શાકુંતલ નાટકની નાંદીના શ્લોકની કેટલીક પુનરુક્તિઓ આવે છે; જેમકે 'तनुभिरष्टाभिरवतु ईशः' વાઘેલા સરદાર લવણપ્રસાદે ગુર્જરરાષ્ટ્રને નિષ્કંટક બનાવ્યાનો તે ઉલ્લેખ કરે છે. આ લવણપ્રસાદ વીરરસનો અવતાર હતો. આ ઉક્તિ ભવભૂતિના ઉત્તરરામચરિત્રના કુશલવના સોમજદેવના વર્ણનનો પરિચય પૂરવાર કરે છે. ગુર્જર રાજ્ય રામરાજ્યથી ચડતું હતું; ભારતવર્ષના રજપૂત રાજાઓ તુર્કી સુલતાનોથી થરથરતા હતા, પણ પાટણના ગુર્જરરાજાઓ દિલ્હીશ્વરોને ડરાવતા હતા. આ ઉલ્લેખ સોલંકીઓના કુતબુદ્દીનના પરાજયનો ઉલ્લેખ છે. આ લવણપ્રસાદે રેવાતીરે આરામગૃહો બંધાવ્યાં હતાં. વઢવાણ પાસે તેણે કુમારમંદિર કરાવ્યું હતું. વીસળદેવ લવણપ્રસાદનો પૌત્ર હતો. એ વીસળદેવ મહારાજાએ સિંધુતીરે વીરતા દાખવી હતી. આ વાત ગુજરાતનું સિંધના મુસ્લિમ રાજ્ય સામેનું વર્ચસ્વ સિદ્ધ કરે છે.

હવે હીરા ભાગોળના દરવાજાનાં કેટલાંક મુખ્ય શિલ્પકામો જોઈએ. પશ્ચિમ વિભાગમાં અહીં અમૃતમંથનનું દૃશ્ય છે. સમુદ્રનો દેખાવ પથ્થરના નાના ખાણિયાથી બતાવવામાં આવ્યો છે. દેવો અને દાનવો મંથન કરે છે;

એ મથનથી ચૌદ રત્નો નીકળે છે વિષ, કામધેનુ, ઉચ્ચૈઃશ્રવા, ઐરાવત, કૌસ્તુભ, પારિજાત, અપ્સરા લક્ષ્મી, મદિરા, ધન્વંતરિ, અમૃત, ચન્દ્ર, વિશ્વકર્મા અને શંખ એ બધાં રત્નો અહીં બતાવવામાં આવ્યાં છે બીજું દૃશ્ય અનોખું છે, અને તે મહાભારતની કથામાંથી લેવામાં આવ્યું છે પરીક્ષિતરાજા મૃગયા રમવા જાય છે, માર્ગે શૃંગીઋષિનો શાપ મળે છે એટલે સાપને નિષ્ક્રિય બનાવવા રાજા સરોવર વચ્ચે સ્તંભો ખોડી આરામગૃહ બનાવે છે અને ત્યાં રહેવા જાય છે અહીં તક્ષકો બ્રાહ્મણવેશે આવે છે, એક તક્ષક બ્રાહ્મણ રાજાને ફળ આપે છે રાજા ફળ ચાખે છે, તેવામાં દંશ થાય છે, અને રાજાનું મૃત્યુ થાય છે આ દૃશ્યમાં સરોવર, તક્ષક બ્રાહ્મણો, ફળ, રાજા આરામગૃહ, સ્તંભ, બધું બતાવવામાં આવ્યું છે અહીં આપણે બ્રહ્મા, વિષ્ણુ, ગણેશ, શંભુ વગેરેની મૂર્તિઓ જોઈ શકીએ છીએ સ્ત્રીપુરુષોનાં કામભોગનાં બીભત્સ શિલ્પ પણ અહીં છે અહીં કાળિકામાતાનું મંદિર છે મુસલમાનોએ તેનો કેટલોક ભાગ તોડી નાખ્યો છે, અને મુસ્લિમ કળાવિશેષ કમાનને દાખલ કરી છે એ કાળિકાના મંદિરને ડાબે પડખે આપણે મહારાજા દામાજીરાવ ગાયકવાડનો મરાઠી ભાષાનો દેવનાગરી લિપિનો ઈ સ ૧૭૩૪ મહા વદ ૭નો લેખ જોઈએ છીએ આ લેખ પ્રથમ બ્રહ્મપુરી ભાષામાં હતો

લેખ પ્રમાણે ડભોઈના અમલદારનું નામ સયાજી જમનાજી ધાત્રક હતું લેખમાં ડભોઈ સંબંધી સારી માહિતી આપણને મળી શકે છે ડભોઈના વર્તમાન તળાવનું નામ નાગેસર હતું હાલ જ્યાં માર્કેટ છે, ત્યાં તે વખતે પંચ યોગિનીઓનું મંદિર હતું એને મુસલમાનોએ તોડી નાખી; પંચબીબીની દરગાહમાં ફેરવી નાખ્યું હતું કિલ્લાના બુરજોનાં નામ ફતેહબુરજ, બુધરબુરજ અને શાહબુરજ હતાં પાસે રાજરાજેશ્વર પંચમુખી હનુમાન, વૈદ્યનાથ વગેરે દેવોના દેવાલયો હતાં હાલ જ્યાં શીતળા તળાવ છે ત્યાં બસો વર્ષ અગાઉ શીતળામંદિર હતું દામાજીરાવ ગાયકવાડે કાળિકાની સ્તુતિ કરી છે અને દેવીનું સેવકપણું સ્વીકાર્યું છે લેખ પ્રમાણે તેમણે હાલાર, સોરઠ, નળકાંઠા વગેરે જીતી લીધાં હતાં નળકાંઠા એટલે ઝાલાવાડનો લીંબડી પાસેનો ભાલનો મુલક લેખમાં વૈદ્યનાથના મંદિર પાસે અમૃતકૂપના મીઠા પાણીના કૂવાનો ઉલ્લેખ છે તેનું પાણી ગંગાના પાણી જેવું અનુપમ મીઠું હતું ત્યાંથી સુવાસિની સ્ત્રીઓ પાંચદસ–પચાસની સંખ્યામાં ટોળે વળી પદ્મિની ચાલ ચાલતી સોળ વર્ષની, કામબાણ છોડતી, યુવાનોનાં હૃદયને વીંધતીવીંધતી, મદભરી ચાલ ચાલતી, પાણી ભરતી જોવામાં આવતી હતી પિલાજીરાવ માતાજીને સંબોધી કહે છે કે 'હું પિલાજીસુત, શમશેર બહાદુર દામાજીરાવ સેવાર્થી, હે માતા, હે અંબા, જનની, વિશ્વવ્યાપી, પ્રકાશરૂપી તારે ચરણે નિરંતર તત્પર છું'

ડભોઈ પાસે ભીલાપુર ગામ છે તેની નજીક પિલાજીરાવ ગાયકવાડ અને ત્ર્યંબકરાવ દાભાડે વચ્ચે લડાઈ થઈ હતી. એમાં ત્ર્યંબકરાવ દાભાડે માર્યો ગયો હતો ત્યારથી ગુજરાતમાં ગાયકવાડ વંશ રાજ્યપદે આવ્યો પ્રથમ અંગ્રેજ–મરાઠા વિગ્રહ દરમિયાન અહીં ડભોઈમાં અંગ્રેજ સરદારો આવી ગયા, તેમાં ફાર્બસ મુખ્ય હતો ડભોઈના તળાવને કિનારે આવેલા મકાનમાં તે ત્રણ વર્ષ સુધી રહ્યો હતો તેને ડભોઈની એવી તો લગની લાગી હતી કે તે તે ઉપર અંગ્રેજીમાં ભાવગીતો કરતો ગયો છે તેમાંના એક ભાવગીતનો ગુજરાતી

અનુવાદ નીચે પ્રમાણે છે :

'ડભોઈ, પુરાણા બુરજવાળા ડભોઈ તને છેલ્લી સલામ છે. એ 'પુરાણા બુરજો, શાંત પરોંધરો, પવિત્ર મંડપો, તમને છેલ્લી સલામ છે. અહીં ખંતીલા ને બ્રહ્મવિદ્યામાં નિપુણ બ્રાહ્મણો અવતાર્યાં, વેદો તથા મનુસ્મૃતિ વગેરેમાં સંશોધન કરે છે. અહીં ધર્મનિષ્ઠ પુરોહિતો વિષ્ણુના મંદિરમાં જાય છે, અહીં ભયાનક શૈવ પ્રતિમા પવિત્ર ક્રિયાઓ માગે છે.'

આ ફાર્બસના વંશજે રાસમાળા લખી છે, એમાં તે લખે છે કે 'મેં જ્યારે ડભોઈના લોકોને ખબર આપી કે શહેર ગાયકવાડોને સોંપી દેવાશે ત્યારે તેમને અચંબો થયો. પછી તેમણે મને કહ્યું કે તમારે જોઈતું હોય તે અમારી પાસેથી માગી શકો છો, ત્યારે મેં ડભોઈના કેટલાએક પુરાણા અવશેષો માગ્યા, પછી તેઓ એકાંતમાં થોડે છેટે આવ્યા, અને પાછા આવી મેં માગેલા અને બીજા વધારે અવશેષો મને તેમણે ભેટ ધર્યા, મેં સ્વીકારી લીધા અને તે બદલ તેમનો ઉપકાર માન્યો. આ અવશેષો મેં વિલાયતમાં સ્ટેનમોર (Stanmore)ના ડુંગર ઉપર અષ્ટકોણ આકારમાં મારે ઘેર ગોઠવ્યા છે.' બરોબર એકસો વર્ષ અગાઉની આ વાત છે. આ ફાર્બસને નામે મુંબઈમાં હાલ ફાર્બસ સભા ચાલે છે. તે દલપતરામ કવિનો ગોઠિયો હતો અને તેણે અમદાવાદ મુકામે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થાપી હતી, જે હાલ ગુજરાત વિદ્યાસભા કહેવાય છે. એનો શતાબ્દી મહોત્સવ હમણાં જ ઉજવાયો હતો. દલપતરામે ફાર્બસના વિરહનું કાવ્ય લખ્યું છે.

હીરા ભાગોળના જેવું જ અદ્‌ભુત શિલ્પ બીજા દરવાજાઓમાં જોઈ શકાય છે. વડોદરાના દરવાજાનું શિલ્પકામ તો અખંડિત રહ્યું છે. ચાણોદ દરવાજે થાણાના સીલાહાર રાજાઓએ બનાવેલી એલિફન્ટાની ત્રિમૂર્તિના શિલ્પની યાદ આપતું શિલ્પકામ આપણે જોઈ શકીશું. ચાંપાનેર દરવાજે વિષ્ણુ, ગરુડ, નરસિંહ, દક્ષ પ્રજાપતિ, સપ્તમાતૃકા વગેરે દેખાય છે.

મરહૂમ મહારાજા સયાજીરાવ ગાયકવાડે ડભોઈ વિષેનું નિવેદન બર્જેસ પાસે તૈયાર કરાવ્યું છે; તેમના દીવાન સર ટી. માધવરાવે કોટનું કેટલુંક સમારકામ કરાવ્યું હતું. વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતા તરફથી ડભોઈના બે લેખો બહાર પાડવામાં આવ્યા છે. ડભોઈનું શિલ્પકામ તો હજુ પણ સ્પષ્ટીકરણ અને વિવરણ માગે છે.

મુસલમાની તવારીખનું ડભોઈ મુખ્ય લશ્કરી થાણું હતું. દિલ્હીના સુલતાન મહંમદ તઘલખ સામે ગુજરાતે બંડ ઉઠાવ્યું, તેમાં ડભોઈનું લશ્કર મોખરે હતું. ડભોઈના કેટલાક મુસ્લિમો તે વખતમાં ગુજરાતમાં વ્યાપેલા મહેદની સંપ્રદાયના છે. આ સંપ્રદાયના મુખીઓને અકબર - પહેલાંના દિલ્હીના રાજ્યકર્તાઓએ ફાંસીની સજા ફરમાવી હતી.

મોગલ યુગમાં ડભોઈ મુકામે સમર્થ જૈન ફિલસૂફ અને કવિ યશોવિજયજી થઈ ગયા. તેમની પાદુકાઓ ડભોઈ મુકામે જોઈ શકાય છે. ઓગણીસમી સદીમાં થઈ ગયેલા ગુજરાતના કવિરાજ દયારામનું કાર્યક્ષેત્ર ડભોઈ હતું.

મેં ડભોઈ અનેકવાર જોયું છે; એ સંબંધી અનેકવાર મેં નોંધ લીધી છે. દરવખતે મને એક જ વિચાર આવ્યો છે, કે આપણે આપણી પુરાતન વિભૂતિઓને બરોબર સાચવી શકતા નથી. અહીં દરેક દરવાજે બગીચો હોવો જોઈએ. તેનો દરેક પથ્થર પવિત્ર હોવો જોઈએ; અહીં કોઈ પણ જાતનો ગંદવાડ હોઈ શકે નહીં; અહીંના બે શિલાલેખોના ગુજરાતી અનુવાદો મોટા અક્ષરે કરાવી તે સ્થળે મૂકવા જોઈએ. ડભોઈનું શિલ્પ લોકો જોઈ શકે તે માટે ગુજરાતમાં દરેક સ્ટેશને અને દરેક ડબામાં

તેના સિદ્ધાંતો મૂકવા જોઈએ.

એવું થાય તો જ આપણે આપણી પુરાતન સંસ્કૃતિને સમજી શકીએ, તો જ આપણે કહી શકીએ કે આ રહી ગુર્જર રાષ્ટ્રની નગરી દર્ભાવતી–ડભોઈ, જે સમસ્ત જગતની વનિતાઓની પ્રશંસા પામેલી કસ્તૂરી સમાન છે, જે લાટદેશનો અલંકાર છે, જે સકલ જનતાનું મન હરણ કરવાવાળી છે, અને જે વિવિધ ધાર્મિક સ્થળોથી વિરાજમાન છે

★

## પરદુઃખભંજન મૃગરાજ

વારાણસી નગરીમાં બ્રહ્મદત્ત રાજ્ય કરતો હતો ત્યારે ન્યગ્રોધમૃગરાજ નામે હરણ પાંચસો હરણના પરિવાર સહિત રાજાના ઉપવનમાં વસતો હતો ન્યગ્રોધનો વાન સોનાના જેવો હતો, એટલે એને રાજાએ અભયદાન આપ્યું હતું, બાકી રાજાના રસોડા સારુ એકએક હરણ જેનો વારો આવે તેને એ એના પરિવારમાંથી મોકલે એવો ઠરાવ હતો આ પ્રમાણે એક દિવસે એક ગર્ભવતી હરણીનો વારો આવ્યો, એણે ન્યગ્રોધ આગળ જઈને કહ્યું, સ્વામી, હું ગર્ભિણી છું વિઆયા પછી હું અને મારો પુત્ર એમ બે જણા વારો કરશું એટલે આજનો વારો કોઈ બીજાને આપો' ન્યગ્રોધ કહે, ઠીક' પછી તે મૃગલીને બદલે રાજાને રસોડે જઈને એ પોતે ઊભો પણ એને તો રાજાએ અભયદાન આપ્યું છે એમ રસોઇયો જાણતો હતો, એટલે એ આમ આવ્યાના સમાચાર તેણે રાજાને આપ્યા રાજા આ સાંભળીને આવ્યો, ને ન્યગ્રોધને કહ્યું, મૃગરાજ, મેં તને અભયદાન આપ્યું છે, ને તું અહીં કેમ આવી ચડ્યો?

મહારાજ ગર્ભિણી હરણી આવીને કહે કે 'મારો વારો બીજાને આપો' પણ એકનું મરણ દુઃખ બીજા ઉપર મારાથી કેમ કરીને નાખી શકાય? એટલે હું મારું જીવિત એને દઈ એની આગળનું મરણ લઈને આ આવ્યો છું

રાજા કહે, સ્વામી સુવર્ણવર્ણ મૃગરાજ મેં તારા જેવો મૈત્રીસંપન્ન પુરુષ માણસોમાં પણ દીઠો નથી, એટલે હું તારા ઉપર પ્રસન્ન થયો છું ઊઠ, હું તને ને એ મૃગલીને અભયદાન આપું છું

'હે નરેન્દ્ર બે જણને અભયલાભ મળ્યો, પણ બાકીના બીજાં હરણ શું કરશે?'

'બાકીનાંને પણ અભયદાન આપું છું સ્વામી'

મહારાજ મૃગમાત્રને તો અભયદાન મળ્યું પણ બીજાં ચોપગાં શું કરશે?'

એને પણ અભયદાન આપું છું સ્વામી

મહારાજ ચોપગાંને અભયલાભ મળ્યો, પણ પંખી શું કરશે?

'એને પણ અભય આપું છું સ્વામી

મહારાજ, પક્ષીગણને અભયદાન મળ્યું પણ પાણીમાં રહેનારાં માછલાં શું કરશે?'

એને પણ અભયદાન દઉં છું સ્વામી

આમ મૃગરાજે રાજા આગળથી જીવમાત્રને માટે અભયદાન માગી લીધું, એને પાંચ શીલ× સેવરાવ્યાં અને 'ધર્મ આચરજો મહારાજ' એવી શિખામણ આપીને જંગલમાં ચાલ્યો ગયો •

દેસાઇ વાલજી ગોવિંદજી

---

× બૌદ્ધ લોકોના પાંચ વ્રત 'શીલ' કહેવાય છે, તેમાં પ્રાણાતિપાતવિરમણ (અહિંસા) મુસાવાદવિરમણ (સત્ય) અદત્તાદાનવિરમણ (અસ્તેય), કામ વિષે મિથ્યાચારવિરમણ (બ્રહ્મચર્ય) આ ચાર બીજાંના જેવાં જ છે, પાંચમું સુરામેરેયમજ્જ પ્રમાદ સ્થાનવિરમણ (દારૂબંધી) બીજાથી નોખું છે

• એકનિપાત સીલવંગ્ગ ૨

×

# સતનાં પારખાં

શ્રી. મધુકર રાંદેરિયા
એમ. એ.

સત,વચન કે ટેકને પંથે આપણે ચાલીએ તેટલા માટે છેક પુરાણકાળથી જ ધર્મગ્રંથોની સાથેસાથે લોકહૈયે વસી ગયેલી અનેક આખ્યાયિકાઓમાં એક ચેલૈયાની પણ છે. કોઈ કહે છે કે ચેલૈયો રાજકુંવર હતો, એના પિતા સગાલસિંહ હતા ને માતાનું નામ સંધ્યાવતી હતું. ત્યારે કોઈ કહે છે કે એના પિતા વણિક શેઠ હતા. પાછલી કથાને જૈન ધર્મ ટેકો આપે છે, આગળનીને હિંદુગ્રંથો. એમ પણ કદાચ બન્યું હોય કે મૂળ અમુક સંપ્રદાયની કથાને બીજાએ પોતાના બીબામાં ઢાળી હોય. એ તો જે હો તે, પણ કૃતનિશ્ચયી માનવી પોતે લીધેલી પ્રતિજ્ઞા કે ટેકને વળગી રહી ક્યાંસુધી બલિદાન આપવાની આત્મશક્તિ ને તત્પરતા બતાવી શકે છે, તેનું આ કથા સારું દૃષ્ટાંત પૂરું પાડી શકે છે. લેખકે આ કથાને રેડિયો–નાટિકાના સ્વરૂપે અહીં રજૂ કરી છે.

**પાત્રો :** રાજા સગાલસિંહ, રાણી સંધ્યાવતી, સેનાપતિ જયસિંહ, ગોપીનાથ બ્રાહ્મણ, ચેલૈયો.

[ વીજળીના કડાકા અને તોફાન તથા વંટોળના સૂસવાટા–અવાજો થાય છે. ]

**રાણી :** મહારાજ ! આ શું થવા બેઠું છે ? કુદરતે તો હવે મર્યાદા લોપવા માંડી લાગે છે. આઠઆઠ દિવસ થયા, રાત ને દિવસ આ મુસળધાર વરસાદ વરસ્યે જ જાય છે ને આઠઆઠ દિવસથી આપણા ઉપવાસ પણ ખેંચાઈ રહ્યા છે. દેવ ! શું આ વર્ષા કદી બંધ નહિ રહે? ને આપણે આંગણે કોઈ અતિથિ પણ નહિ જ આવે ?

**રાજા :** આવશે, જરૂર આવશે, રાણી ! અનાથનો નાથ, દુખિયાનો બેલી, સતિયાનો સહાયકારી નાથ, આપણી ટેક જરૂર સાચવશે. અને કદી ટેક માટે મૃત્યુ આવી પડે તોયે શું ?

**રાણી :** પરંતુ આપની પ્રકૃતિ પર આની અસર થઈ રહી છે, દેવ !

**રાજા :** હજાર હાથવાળો એની રક્ષા કરવાવાળો બેઠો છે, દેવી ! માણસ ચિંતા કરીકરીને કેટલી કરશે ? તમે શ્રદ્ધા રાખો જગદીશ્વર પર ને એની લીલા પર...

**રાણી :** પરંતુ... પરંતુ...

**રાજા :** રાણી, રાણી, સ્વસ્થ થાઓ. જુઓ, આ આવ્યા સેનાપતિ. આવો જયસિંહજી.

[ સેનાપતિના આગમનનો અવાજ ]

**સેનાપતિ :** મહારાજ, હવે તો બસ થયું. કાન્તાનગરની પ્રજા પોતાના પ્રાણપ્રિય રાજા સગાલસિંહને અને રાણી સંધ્યાવતીને કરગરીને વીનવે છે. આઠ દિવસ થયા આપે અન્ન ને જળ તજ્યાં છે. આખા શહેરની પ્રજા નિરાશહૃદયે મહેલ ઘેરીને ઊભી છે. વૃદ્ધો, યુવાનો, સ્ત્રીઓ ને બાળકોની આંખનાં આંસુ સુકાતાં નથી. પ્રકૃતિનાં આવાં ઘેઘૂર ઘમસાણો વચ્ચે આવી આકરી પ્રતિજ્ઞાઓનું પાલન ન થઈ શકે, મહારાજ. પ્રજાજનોની વિનંતી છે, આપ આહાર લો, એમાં કશો જ અધર્મ નથી, મહારાજ.

**રાજા :** પ્રતિજ્ઞા એ પ્રતિજ્ઞા. પ્રભુ પર વિશ્વાસ રાખો. જયસિંહજી, એની યોજનામાં કશું જ અનુચિત નથી. જે સમયે જે નિર્મિત છે, તે બન્યા જ કરવાનું. આજે નહિ તો કાલે, ને કાલે નહિ તો મહિનેમાસે પણ વરસાદ બંધ તો રહેશે ને ? અને અતિથિ પણ કોઈક દિવસ આ આંગણે આવશે જ ને ?

**સેનાપતિ :** કોને ખબર, મહારાજ ? પણ લો ગોપીનાથ કોઈ શુભ સમાચાર લાવ્યા લાગે છે. કેમ, શી ખબર છે, ગોપીનાથ ?

[ સિપાઈનો આગમનનો અવાજ ]

ગોપીનાથ મહારાજ, શહેરની ભાગોળે એક વૃદ્ધ બ્રાહ્મણ તળાવની પાળે બેઠેલો હતો ટાઢે એનું આખુ શરીર ધ્રૂજતુ હતુ, એને અહીં પણ

રાજા પણ શુ?

ગોપીનાથ બ્રાહ્મણ રક્તપિત્તિયો છે એનાં અંગેઅંગમાંથી પરુ નીતરે છે, ને એના દેહમાંથી એવી દુર્ગંધ વછૂટે છે કે એની પાસે ઊભા પણ રહેવાતુ નથી.

રાજા પણ છે તો બ્રહ્મપુત્ર ને?

ગોપીનાથ જી, હા, મહારાજ,

રાજા તો અહોભાગ્ય! હમણાં જ એ ભૂદેવને માનપૂર્વક અહીં આમંત્રી લાવો ને થાળમાં ભોજન તૈયાર રાખો

ગોપીનાથ જી, મહારાજ સિપાઇઓ એને લઈને મારી પાછળ જ આવે છે આ આવે એ

[ સિપાઈ તથા બ્રાહ્મણના આવવાનો અવાજ ]

બ્રાહ્મણ આયુષ્યમાન ભવ રાજન્! તે મને અહીં તેડી મંગાવ્યો છે?

રાજા હા મે જ આપને શ્રમ આપ્યો છે, ભૂદેવ આપનાં દર્શન પામવાની ઇચ્છાથી ને આપને ભોજન કરાવવા માટે રાણી, આવો ભગવાનના ચરણ ધોઈ ચરણામૃત લો અભ્યાગત, આ સુવર્ણ થાળમાં ઉત્તમોત્તમ મિષ્ટાન્ન ને પકવાન્ન પીરસ્યાં છે આપ સુખેથી આરોગો પ્રભુ

બ્રાહ્મણ આહ! કલ્યાણ રાજન્, પણ એ, હું વાંઝિયાંના ઘરનું અન્ન જમતો નથી

રાજા દેવ, મારા ઘરમાં, આપની કૃપાશિષથી એક બાળક છે પધારો, બિરાજો આ આસને દેવ, ને અમને કૃતાર્થ કરો

બ્રાહ્મણ રાજા, હું ગમે તેવુ ભોજન જમતો નથી

રાજા તો આપ આજ્ઞા કરો તે મંગાવુ, મહારાજ

બ્રાહ્મણ હું આજ્ઞા કરું? મને શંકા છે કે હુ માગીશ તેવુ ભોજન તુ નહિ આપી શકે

રાજા આપ નિશ્ચિંત રહો ઈશ્વરની દયાથી મારા અન્નભંડારો અતિથિદેવ માટે કદી પણ ખૂટ્યા નથી આપ કહો, ભગવાન

બ્રાહ્મણ અન્નભંડારોની મારે શી તમા છે? હુ તો માત્ર પરમાટી જ જમુ છુ રાજા અન્ન ખાવાથી મારા દેહમાં અગ્નિ પ્રગટે છે મારે પરમાટી

રાણી પરમાટી?

સેનાપતિ પરમાટી?

રાજા ભગવન્, પરમાટી?

બ્રાહ્મણ મારે અંગે આશ્ચર્યથી પ્રશ્નો પૂછવાની ચેષ્ટા ન કરો

રાજા ના ના, ભૂદેવ વારુ, ગોપીનાથ, જાઓ પરમાટીનાં ભોજન તૈયાર કરાવો

બ્રાહ્મણ પણ ઊભા રહો તમે કોની પરમાટી લાવશો? પશુપક્ષીની પરમાટીને તો હું સ્પર્શતો જ નથી

રાજા ત્યારે?

બ્રાહ્મણ હું માત્ર મનુષ્યદેહની માટી જ સ્પર્શું છુ

રાજા નરમાંસ? મનુષ્યદેહની માટી? પરંતુ એ મેળવવી ક્યાંથી?

સેનાપતિ મહારાજ, શા માટે ચિંતા કરો છો? આવેલ અવસરને જવા ન દેશો આ સ્થૂળ દેહ જો ખપ લાગતો હોય, તો લો મહારાજ, ભૂદેવને સંતોષવા ને આપની પ્રતિજ્ઞા પૂરી કરવા હુ પ્રાણાર્પણ કરવા તૈયાર છુ આવે ધન્ય પ્રસંગે, મારા રાજાને હુ કામ આવી જતો હોઉં તો તો મારુ જીવતર ધન્ય થઈ જશે

**રાજા :** અરેરે! કેવું ધર્મસંકટ! એક બાજુ પ્રાણથી પણ અધિક પ્રતિજ્ઞા; બીજી બાજુ શૂરવીર વિશ્વાસુ સેનાધિપતિની જિંદગી! પ્રભુ... પ્રભુ...

**સેનાપતિ :** મહારાજ, ચિંતાને પરહરો; હું તો આપનો દાસાનુદાસ છું. ચલાવો તલવાર મારા રાજા, ને મને ધન્ય બનાવો, જરા ય અચકાઓ તો આપને મારા શપથ છે. દેવ, શિર મળશે પણ ટાણું નહિ મળે.

**રાજા :** ઓ પ્રભુ! મારા આ કૃત્ય માટે મને ક્ષમા કરજે, સેનાપતિ જયસિંહ, આજે તમે તો જય પામીને જશો ને હું... હા... પરમકૃપાળુ મોક્ષદાતા પરમેશ્વરનું નામ જપી લો.

**બ્રાહ્મણ :** સબૂર, રાજા.

**રાજા :** કેમ, મહારાજ?

**બ્રાહ્મણ :** રહેવા દે, ભોજનની મારે જરૂર નથી. શું તારા રાજ્યના એક ક્ષુદ્ર તુચ્છ અધિકારી મનુષ્યનું માંસ હું આરોગીશ? મળે તો માત્ર રાજવંશીનું જ માંસ જોઈએ. અપાય તો હા કહો, નહિ તો મને મારે માર્ગે જવા દો.

**રાજા :** રાજવંશીનું માંસ! ભલે, ઘણી જ ખુશીથી, મહારાજ. એ ધન્ય દિવસ ક્યાંથી કે આ કાયાનો એવો ઉપયોગ થાય! અમે બન્ને મરવા તૈયાર છીએ–હું ને મારી રાણી. અમારા માંસથી આપની ક્ષુધા તૃપ્ત કરો, ભૂદેવ.

**બ્રાહ્મણ :** છી...છી - છી...તમારા જેવા ખોખલ, પળિયલ, જીર્ણ વૃદ્ધોની માટીને ય હું શું કરું? જો, તારા સિપાઈઓ મને તળાવની પાળ પરથી આમંત્રી લાવ્યા છે હું ભૂખ્યો થયો છું, ભોજન કરાવી ને બ્રાહ્મણના આશીર્વાદ પામવા હોય તો કોઈ નાના કુમળા બાળકનું... કુમળા રાજવંશી બાળકનું સુકોમળ, મીઠું, મધુર માંસ જોઈએ રાજા, જેથી મારી ક્ષુધા ખરેખર તૃપ્ત થાય

**રાણી :** શું કહ્યું? માંસ–રાજવંશી કુમળા બાળકનું માંસ! ઓ બ્રાહ્મણ, ભૂદેવ, મહારાજ. આપ કહો તે આપીએ; પણ બીજું કાંઈ માગો.

**બ્રાહ્મણ :** રાણી, હું કાંઈ ભિક્ષુક નથી, ને તારે આંગણે ચાલીચલાવીને ભીખ માગવા આવ્યો નથી. બ્રાહ્મણને આંગણે બોલાવીને એની ક્રૂર ચેષ્ટા કરી, આવો ક્રૂર ઉપહાસ કરીને પાપમાં ન પડ. રાજા, તું કેમ મૂંગો થઈ ગયો? તારી પ્રતિજ્ઞા ઓસરી ગઈ? નાબને તો ના કહી દે. જોતો નથી, હું ભૂખથી ત્રાસી ઊઠ્યો છું? શા માટે મને સંતાપે છે? કોપને વશ થયેલ બ્રાહ્મણનો શાપ તારે માથે પડશે તો તે કદી મિથ્યા નહીં જાય. ધિક્ સગાલસિંહ, ધૂળ પડી તારી પ્રતિજ્ઞામાં, ધૂળ પડી તારા સત ને ટેકમાં, ધિક્કાર હજો તને અને તારી આ રાણીને...

**સેનાપતિ :** ખબરદાર! મનુષ્યભક્ષી ભામટા, તારી જીભને ત્યાં જ અટકાવી દે. જો એક વધુ અયોગ્ય શબ્દ, રાજા કે રાણી માટે બોલ્યો છે, તો ધડથી મસ્તક જુદું થઈ જશે. નરાધમ, તું બ્રાહ્મણ નહીં, બ્રાહ્મણને વેશે કોઈ માનવ-ભક્ષી બ્રહ્મરાક્ષસ જણાય છે.

**રાજા :** સેનાપતિ! સેનાપતિ, આંગણે અતિથિ તરીકે આમંત્રેલા ભૂદેવનો આ સત્કાર? ને આ વિપ્રવર્ય વાંછે છે તે જ આપણે એને આપવું જોઈએ. સેનાપતિ, ન ભૂલો મારી પ્રતિજ્ઞા.

**સેનાપતિ :** ક્ષમા કરો, રાજન્ પરંતુ આવી અધમ માગણી...

**રાજા :** ગમે તે હો. જાઓ બ્રાહ્મણ માગે તે આપણે આપવું જ ઘટે. કુમાર ચેલૈયાને જલદી અહીં લઈ આવો.

**રાણી :** કોને? મહારાજ, કોને? કુમાર ચેલૈયાને–મારા બાળકુંવરને, મારા લાડકડા લાલને–મારી આંખોના તારાને? ના, ના, નાથ, આ પ્રતિજ્ઞાનું પાલન નથી, પ્રતિજ્ઞાની વિડંબના છે. ધર્મ આપણને બાલહત્યા નથી શીખવતો, દેવ ક્ષમા કરો, ક્ષમા કરો. ઓ મહારાજ, ઓ ભૂદેવ, ઓ ભગવાન! મારો

ચેલૈયો, નાચતો-કૂદતો, હસતો-રમતો મારો ચેલૈયો મારા હૈયાના હીંચકા પર હમેશ એને ઝુલાવ્યો છે, મારી આંખમાં હમેશ એને નચાવ્યો છે ના, ના, ના,

રાજા ' ના, ની, ના, આ આક્રંદ તમને છાજતું નથી, દેવી, સેનાપતિ, જાઓ, કુંવર ચેલૈયાને તેડી લાવો. એને કહેજો કે આજે તારી ટૂંકી જિંદગીનો એક અમૂલ્ય દિવસ છે સાથે ચાંડાલને પણ તેડતા આવજો, જાઓ [સેનાપતિના જવાનો તથા રાણીના ડૂસકાંનો અવાજ] ઊઠો, રાણી, ઊઠો આ દીનતા, આ નિશ્વાસ આ રુદન આપણને ન શોભે રોજ પ્રતિજ્ઞા પાળતા આવ્યા છીએ સહેલાઈથી, પણ આજે જ પ્રતિજ્ઞાનું સાચુ પારખુ છે આજે જ આ અગ્નિપરીક્ષાના રોગમાંથી પસાર થવાનું છે ઊઠો, દેવી, હું જાણું છુ કે માનું હૃદય કેવુ સુકોમળ હોય છે પણ ભાવનાને ભૂલી જાઓ, પ્રેમને ઘડીભર તરછોડી દો કર્તવ્ય અને ધર્મ તમારી પાસે ભોગ માગે છે જાગ્રત થાઓ, મને નિષ્ઠુર ન સમજશો ચેલૈયો મારા યે હૈયાનો વિસામો છે, મારી આંખોનું તેજ છે છતાં પ્રકૃતિના આ ઘોર તાંડવ જેવુ, હૈયામાં ને આંખોમાં પણ એક તાંડવ નાચવા દો દેવી.

[ચેલૈયો, સેનાપતિ તથા ચાંડાલના આગમનનો અવાજ]

સેનાપતિ મહારાજ, આ આવ્યા ચેલૈયા કુંવર

રાણી આવ્યો ! આવ્યો ! આવ્યો મારો કુંવર ! આવ, આવ, વહાલા પુત્ર, ને તારી માને હૈયે લપાઈ જા દીકરા, આજે જનમો જનમની મા ને દીકરાની પ્રીત પર પાણી ફેરવી દેવાની છુ હાય ! હાય ! દૈવ !

ચેલૈયો મા, રડો છો ? બાપુ, આ માણસ કોણ છે ? માને એની બીક લાગે છે કે શુ ? સેનાપતિ—બાપુ, આને દૂર લઈ જાઓને ! મા રડે છે તે જોતા નથી ?

રાણી ' ચેલૈયા, દીકરા, હવે તારી માને ભાગ્યે સદા યે આંસુ જ રહ્યાં છે આજે ધર્મ, કર્તવ્ય ને અતિથિપૂજને નામે

રાજા થૈ લો, રાણી ! સેનાપતિ, ચેલૈયાકુંવરનાં અંતિમ દર્શન કરવાં હોય તેને અહીં દરબારગઢમાં આવવા દો

સેનાપતિ મહારાજ, મહારાજ, મારા જેવો હૃદયનો પાષાણ પણ પીગળી જાય છે આ શુ થઈ રહ્યું છે ? આ ઘોર, અસીમ અસહ્ય અન્યાય થઈ રહ્યો છે પ્રજાના લાડીલા બાળરાજકુંવરનો આમ ભોગ આપી આપ પ્રજાને છેહ દઈ રહ્યા છો, રાજન્ ! મને ક્ષમા કરજો—આપને કશુ કહેવાને હું તુચ્છ, યોગ્ય તો નથી , પણ જુઓ, (લોકોનો અવાજ) મહારાજ, જુઓ ઝરૂખા બહાર નજર કરો, દેવ ! કુંતા નગરની પ્રજા બારણે શોર મચાવી રહી છે ત્યાં હાહાકાર વર્તી રહ્યો છે, આબાલવૃદ્ધો ચોધાર આંસુએ રડી રહ્યા છે મહારાજ, હવે ખમૈયા કરો. ને ભૂદેવ, આપ પૃથ્વીના દેવ છો પૃથ્વી હૃદયથી ઉદાર છે ને દેવો પણ વરના દેનાર છે આપે તો ઉદાર હૃદયે વરદાન આપવાં જોઈએ તેને બદલે આ નવો પ્રશ્ન ? આપના હૃદયમાંથી દયાનો સાવ લોપ થઈ ગયો છે !

રાણી ભૂદેવ, હું—આ બાળકની મા તમારે ચરણે પાલવ પાથરુ છુ તમે પ્રેમથી ને દૃઢતાથી તમારા ધર્મને પાળો છો, તેમ હું પણ મમતાથી ને માયાથી માના પ્રેમ-ધર્મને પાળુ છુ મા છુ, એટલે યાચુ છુ દેવ. આ બાળક સામે તો જુઓ, હજી એના હોઠ પરથી માનું દૂધ સુકાયું નથી જુઓ હજી તો એના હાથમાંથી આ નકલી ધનુષ્યબાણ ને સોનાનાં ઘોડાગાડી છૂટ્યાં નથી એને જ્ઞાન નથી—જગત શુ, કર્તવ્ય શુ, ધર્મ શુ ને એવા નિર્દોષ બાળકનું અકારણ બલિદાન ! વિપ્રશ્રેષ્ઠ, ધર્મનો તો વિચાર કરો

બ્રાહ્મણ હવે મારી ધીરજની હદ આવી

જાય છે રાજા! સર્વ ધર્મશાસ્ત્રોનો જાણકાર, વેદોનો અભ્યાસી, દયાધર્મનો પ્રચારક હું બ્રાહ્મણશ્રેષ્ઠ તમારી પાઠશાળામાં બેસી પાઠ શીખવા નથી આવ્યો.લીધેલી પ્રતિજ્ઞા પાળવી કે તોડવી એ તમારે જોવાનું છે. મેં તો મનમાં જે ભોજનની ઇચ્છા થઈ તે માગ્યું. ના કહો, મારો માર્ગ ખુલ્લો પડ્યો છે.

**રાજા:** ના, ના, હું સજ્જ છું, ભૂદેવ! આજ્ઞા આપો તો એ શબ્દ મારી પ્રજાને કહી દઉં.

**બ્રાહ્મણ:** ભલે, એટલો સમય હું રાહ જોઈશ.

**રાજા:** કાંતાનગરની મારી પ્રાણપ્રિય વિશ્વાસુ પ્રજા! ના... હિંમત ન હારશો. તમારા રાજા પ્રત્યેની તમારી શુભ લાગણી હું સમજી શકું છું. પણ તમારા રાજા ને તમારાં રાણી, પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરી, આંગણે અતિથિ તરીકે આવેલ બ્રાહ્મણને ભોજન કરાવ્યા વિના પાછો કાઢે ને કાળની કહેતી રહી જાય એવું તો તમે યે નહી ઇચ્છો. સતવાદી,ટેકધારી રઘુપતિ રાઘવ રાજા રામ અને રાજા હરિશ્ચન્દ્રની કથા તો તમે નિત્ય ચોતરે બેસી સાંભળો છો! ના, કોઈ શોક ન કરે, કોઈ આંસુ ન સારે, સૌ હૃદયને પથ્થરનું બનાવે. આ તો મંગળ અવસર છે. મંગળ કાળે, જીવનની ધન્યતાની પળે તો મોં પર સ્મિત જ શોભે: જુઓ, આ કુંવર ચેલૈયો. ચેલૈયા, લોકોને બે હાથ જોડ, દીકરા. ચેલૈયાનું આ અંતિમ દર્શન છે, પ્રજાજનો! આજે પ્રતિજ્ઞા ખાતર આ બ્રાહ્મણશ્રેષ્ઠને હું આ રાજવંશી સુકોમળ બાળકનું માંસ પીરસીશ. [અરે, અરે, આશું! આ તો 'સત્યાનાશ'વગેરે નાદો] સૌ શાંતિ રાખે. ચાંડાલ, તારું કર્તવ્ય બજાવ. (ચાંડાલનું ડૂસકું સંભળાય છે) અરે ગાંડા, તું પણ રડે છે? તારો તો આ વ્યવસાય છે. તુને લાગણી રાખી ન પાલવે. ચલાવ ભાઈ, ચલાવ તારું ખડ્ગ ને ત્યાગ નાનાબાપુના એક ઘાએ બે કકડા કર.

**રાણી:** હાય! હાય! નિષ્ઠુર, નિર્દય લોકો!

**બ્રાહ્મણ:** ચાંડાલ, થોભી.

**રાજા:** કેમ, મહારાજ?

**બ્રાહ્મણ:** સામો પ્રશ્ન પૂછે છે, દુષ્ટ રાજન્? આ અધમ શૂદ્ર ચાંડાલને હાથે વધ થયેલ કુંવરનું માંસ મને ખવડાવવા માગે છે? મારા ધર્મથી મને ચળાવવા માગે છે? શું મને એવો અધમ માને છે, પાપી?

**રાજા:** તો અતિથિદેવ, આપની શી આજ્ઞા છે?

**બ્રાહ્મણ:** કુંવરનો વધ તારે જ કરવો પડશે; અને તે પણ આ ખડ્ગથી નહીં; તારે ને તારી રાણીએ એના પર કરવત ચલાવવું પડશે.

**રાણી:** ભૂદેવ, ભૂદેવ, ક્ષમા કરો. આપ પુરુષ છો. માના હૃદયને આપ કદી સમજી શકવાના નથી. આપ શું માગો છો તે આપ પોતે ય સમજી શકો છો? આ બાળક, આ કુંવર... ના... ના... એ શક્ય નથી.

**રાજા:** રાણી, રાણી, તમારામાં આટલી નિર્બળતા! રાજ્યરાણીની આવી અસહાયતા! રાણી, ચેતો, ફરીફરીને આવો પ્રસંગ નથી આવતો. હિંમત રાખો; પ્રતિજ્ઞાપાલન અને વચનપાલન માટે હવે પાછા હઠવું છે? હૈયું કઠણ કરો, દેવી! જુઓ, જુઓ. કેવો તેજના અંબારથી શોભી રહ્યો છે આ બાળકુંવર! ચાલો, એને વળાવી ભૂદેવને જમાડી, આપણે પણ કુંવર પાછળ ચાલી નીકળીએ.

**રાણી:** ક્ષમા કરો નાથ. પરંતુ મારું માતૃહૃદય ચિરાતું જાય છે. છતાં... આપની આજ્ઞા મને શિરોમાન્ય છે, પણ જોજો, પછી મને રોકશો ના. મારા કુંવર પાછળ મને ચાલી જવા દેજો.

**રાજા:** હું પણ તમારી સાથે જ આવું

છુ, દેવી ચાંડાળ, કરવત લઈ આવ

[ચાંડાલ જાય છે પડીક મૌન. કરવત સાથે તુરત પ્રવેશતા ચાંડાળના આગમનના પગલાનો અવાજ]

લો આ કરવતનો છેડો હૃદય પર પથ્થર મૂકીને એને ચલાવો મહારાજ, આપના ભોજનને વિલંબ થાય છે, નહી ? ક્ષમા કરજો, દેવ ! આવ ચેલૈયા દીકરા આવ.

[રાણીના રુદનનો અવાજ]

ચેલૈયો બાપુ બા, તમે રડો નહી

રાજા. હા, નહિ રડીએ દીકરા ચાલ

રાણી ચાલો લો, ઝાલો કરવતનો છેડો

ચેલૈયો બાપુ ! બા !

રાણી નાથ !

સેનાપતિ મહારાજ !

[ બહાર વીજળીના કડાકા વાદળાના ગડગડાટ, વંટોળના સુસવાટા વગેરેના અવાજો થાય છે એ બધાની વચમા રાણીની એક કારમી ચીસ ઊઠે છે ]

રાણી હાય ! ચેલૈયા, દીકરા ચેલૈયા !

[રાણી ચેલૈયાનુ માથુ સોઢીથી નીગળવ, દૂર લઈ થાળમા જુદુ મૂકે છે તે વખતના પગલાનો અવાજ ]

બ્રાહ્મણ રાજા ?

રાજા જી, મહારાજ !

બ્રાહ્મણ આ શુ ? તુ ને તારી રાણી મને છેતરવા માગો છો ? આ જો, તારી રાણીએ આ છોકરાનુ માથુ તો પેલા ચાંદીના થાળમાં જુદુ જ રાખી મૂકયુ છે શુ બાકીનાં તુચ્છ અંગોમાથી રસોઈ પકાવી મને પીરસવા માગો છો ? અતિથિસત્કાર આ રીતે કરવા ચાહો છો ? બસ, બસ, જોઈ તમારી ભક્તિ રાજા, તારા સિપાઈઓને કહે કે મને તળાવની પાળ પર, મારે ઠામે, પાછો મૂકી આવે

રાણી ના, ના, મહારાજ હવે એટલી યે મમતા રાખ્યે શો લાભ ? લો, લો, મારા લાડીલા બાળકનુ મસ્તક પણ આપને ધરી દઉ છુ, લો ને આનંદ પામો, ભૂદેવ.

બ્રાહ્મણ અરે, રાણી, એમ એ મસ્તકને લઈને હું શુ કરુ ? તારે હાથે જ એને ખાંડણિયામાં ખાંડીને મારા ભોજન માટે તૈયાર કર

સેનાપતિ હા, બ્રહ્મરાક્ષસ, અધર્મી, નરાધમ, નીચ, નિષ્ઠુર, નિર્દયી, તારી પાશવતાએ હવે માઝા મૂકી દીધી છે તારા માનવભક્ષીપણાએ અમારી સમગ્ર પ્રજાને આજે ચોધાર આંસુએ રડતી બનાવી મૂકી છે તારી અધમ માગણીએ આજે આ પુણ્યશાળી દેવદમતીના આંગણાને બાળકના રક્તથી ભીનુ કર્યું છે, ને હવે તુ અમારી મહાદેવી તુલ્ય રાજરાણીની ક્રૂર ઠેકડી ઉડાવી રહ્યો છે ! ઊભો રહે નરરાક્ષસ, તારો યે ન્યાય તોળવો પડશે આ તલવારનો એક જ ઘા તારા આયુષ્યની અવધ પૂરી કરવા બસ છે લે

રાણી સેનાપતિ !

સેનાપતિ મહારાણી, રહો શા કારણે મને વારો છો ? મારા શસ્ત્રને શા માટે રમકડુ બનાવી દો છો ? આ બ્રાહ્મણ ! આ એની વૃત્તિ ! આ એની માગણી ને આ ક્રૂર ઉપહાસ !

રાણી ભાઈ હવે તો આદરેલા પૂરાં કરવા દો કુંવર તો ગયો. એ તો હવે પાછો નથી જ આવવાનોને ? જાઓ, ને દાસીને ખાંડણિયો ને સાંબેલુ લાવવા કહો હવે મારી આંખના આંસુ સૂકાઈ ગયા છે હૈયાની વેદના હલકી ફૂલ થઈ ગઈ છે, નિશ્વાસ ટાઢા પડી ગયા છે ચેલૈયો તો ગયો હા, લાવો જલદી લાવો, ખાંડણિયો ને સાંબેલુ મારે ય હવે એની પાસે જ જવુ છે ને ! લાવો, તો, મારા લાડીલાના મસ્તકને ખાંડીને એનાથી આ ભૂદેવની ક્ષુધા તૃપ્ત કરુ

બ્રાહ્મણ હા, હા, હા, ખાંડો રાણી,

મનોવિજ્ઞાનના પ્રદેશમાં

# કેટલીક વૃત્તિઓ

અધ્યા. શશિન્ ઓઝા
એમ. એ.

આત્મપ્રદર્શન, આત્મપ્રશંસા, ક્રોધ, તિરસ્કાર, વેર, દ્વેષ, વિજયાકાંક્ષા, ગુરુગ્રંથિ ને લઘુગ્રંથિની વૃત્તિઓ માનવીમાત્રમાં એક કે બીજે પ્રકારે છુપાયેલી હોય છે. એનાં મૂળ, થડ ને એની શાખાપ્રશાખાનો વિસ્તાર ઘણો મોટો હોય છે. વ્યવહારમાં અવારનવાર એનાં દર્શન થયા કરે છે. આપણે સહુએ આપણામાં વસતા આ તત્ત્વોને સંપૂર્ણપણે પિછાનવા જોઈએ.

તમને ઘણીવાર એમ નથી થતું કે આપણે રસ્તા ઉપરથી પસાર થતા હોઈએ ત્યારે કંઈકંઈ આંખો આપણા ઉપર તકાઈ રહે, કંઈકંઈ લોકો આપણા સામું જોઈ રહે? આપણને ઓળખે? ને કદાચ એમ ન થાય તો તમે નિરાશાની લાગણી નથી અનુભવતા? કોઈવાર તમારું નામ ખોટું લખાયું હોય કે ખોટું બોલાયું હોય–દેવકૃષ્ણને બદલે દેવશંકર લખાયું હોય કે ચંદ્રકાન્તને બદલે ચંદુલાલ બોલાયું હોય તો તમને રીસ નથી ચડી જતી? કોઈ પણ સમાજમાં તમારી સહેજ પણ ઉપેક્ષા થઈ હોય તો તમારું નાકનું ટેરવું ઊંચું નથી ચડી જતું? કોઈવાર તમે કોઈ સાથે કાંઈ વાતચીત કરી રહ્યા હો, ને વચ્ચે તમારા ધ્યાનમાં આવે કે સામો માણસ સાંભળતો જ નથી, તો તમારો કોપાનળ કેવો ફાટી નીકળે છે!

શા માટે? કારણ સ્પષ્ટ જ છે. તમારામાં–તેનાથી તમે કદાચ અભાન હો–કોઈ તમને જુએ, જાણે, ઓળખે એવી ઇચ્છા રહેલી હોય છે.

વિલિયમ જેમ્સ નામનો અંગ્રેજ લેખક તો એટલે સુધી કહે છે કે:

'કોઈ માણસ આવે તો કોઈ એની સાથે બોલે નહિ, કોઈ એને આવ્યો ગણકારે નહીં તો એના જેવી બીજી ભયંકર શિક્ષા એકેય નથી.' આપણે કોઈ સ્થળે ગયા તો કોઈ આપણી પાસે ન આવે, આપણે બોલીએ તો જવાબ ન આપે, ને દરેક માણસ આપણે જાણે છીએ જ નહિ એમ વર્તે તો એક જાતની નિષ્ક્રિય નિરાશા કે ક્રોધ આપણામાં જાગવાનો!

ને પ્રશંસાની વૃત્તિ માટે શું? અકસ્માત રીતે તમે રસ્તે ચાલ્યા જતા હો ને બે જણ આગળ તમારી જ વાત (સારી કે ખરાબ) કરતા જતા હોય કે 'પેલો રસિક...' તો તમને કેવી મઝા આવશે?

આત્મદર્શનની વૃત્તિ, પોતા પ્રત્યે અન્ય જનનું ધ્યાન ખેંચવાની વૃત્તિ, તો નાનાં બાળકોમાં પણ સ્પષ્ટ હોય છે. થોડાક કાળ પછી આત્મદર્શનમાંથી આત્મપ્રશંસાની વૃત્તિ પણ તેમનામાં જાગે છે. જો એ વૃત્તિને પોષવામાં આવે તો એ અભિવૃદ્ધ થાય છે, પણ જો એને દાબી દેવામાં આવે તો એ કદાચ ઓસરી પણ જાય. પરંતુ સામાન્યત: તો એ ન્યૂનાધિકાંશે સાદ્યંત રહે છે. માનવસ્વભાવમાં એ એક પ્રેરક વૃત્તિ છે. માનવના વિચાર, લાગણી અને વર્તનને પ્રેરતી એ એક બળવાન વૃત્તિ છે. ઇતર વૃત્તિની જેમ આ વૃત્તિ પણ જાતે કોઈનું ધ્યાન ખેંચવાની કે કોઈની પ્રશંસા પ્રાપ્ત કરવાની વૃત્તિ–સારી કે ખરાબ નથી. એની ઉત્તમતા કે અધમતા આ વૃત્તિને કઈ રીતે માર્ગ આપી પોષવામાં આવે છે તેના ઉપર આધાર રાખે છે.

'અંશત: ને અભાનપણે, આ વૃત્તિને સંતોષવા જ આપણું બહુમાન કરે કે આપણી

પ્રશંસા કરે તેના પ્રત્યે આપણે પ્રીતિભાવથી જોઈએ છીએ આપણે આપણા પોષાકમાં કે વસ્ત્રપરિધાનમાં ચમકદાર બનીએ છીએ. ટેનીસ, ફૂટબોલ કે ક્રિકેટમાં નિપુણતા મેળવવા પ્રયાસ કરીએ છીએ વર્તમાનપત્રોમાં આપણી સહીથી કોઈ ને કોઈ વિષય ઉપર ચર્ચાપત્રો લખવા માંડીએ છીએ ને વધારે કહીએ તો અભિનેતા, વક્તા, રાજકીય નેતા થવા તરફ આ વૃત્તિને લઈને જ આપણે વળીએ છીએ વર્તમાનપત્રમાં આપણી ગમે તેવી કવિતા કે લેખ છપાયો એટલે આપણે ફુલાતા ફરીએ છીએ રંગમંચ ઉપરથી 'વન્સ મોર' બોલી નીચે ઊતરતાં આપણે સ્વર્ગમાંથી ઊતર્યાનું ગૌરવ લઈએ છીએ. આપણી સાથે અભ્યાસ કરતી કોઈ કુમારીએ આપણી નોટબુક માગી હોય તો આપણે જિંદગીની ધન્યતા માણી રહીએ છીએ! શાથી? આ બધું આત્મદર્શન ને આત્મપ્રશંસાની વૃત્તિને જ આભારી છે

અલબત્ત, આ વૃત્તિથી આપણે શરમાવાની કે નીચું જોવાની જરા ય જરૂર નથી પ્રત્યેક બીજી વૃત્તિની જેમ આ વૃત્તિ પણ મૂળત ઉત્તમ કે અધમ નથી જ આ જ વૃત્તિ કલ્યાણ માર્ગી પ્રવૃત્તિમાં પણ પ્રેરે કે અધોમાર્ગી દશામાં પણ વ્યક્તિને નાખે. તેની ઉત્તમતા કે અધમતા એ વૃત્તિ કેવા માર્ગે પ્રગટ થાય છે એ ઉપરથી જ સાબિત થઈ શકે

તમે કદી ગુસ્સે થયા છો, બેહદ ગુસ્સે? ત્યારે તમારી મનોદશા કેવી હોય છે? તમારા હૃદયના જાણે ચૂરેચૂરા થઈ જતા હોય એમ લાગે છે તમે જોરથી શ્વાસોચ્છ્વાસ લો છો, તમારી આંખો ચમકી ઊઠે છે ને દાંત બિડાઈ જાય છે તમારા હાથની મૂઠી વળી જાય છે, ભ્રૂકુટી સંકોચાય છે તમારા મગજ ઉપર લોહી ધસી આવતું હોય એમ લાગે છે તમે લાલઘૂમ થઈ જાવ છો—આ બધાં તમારા ક્રોધિત સમયની શારીરિક સ્થિતિ હોય છે ક્રોધ જ્યારે હળવા સ્વરૂપે હોય) ત્યારે આ ચિહ્નો જરા ઓછાં સ્પષ્ટ હોય છે

આ બધાનો અર્થ શો? તેનો અર્થ એટલો જ કે તમારું શરીર જાણે કંઈ કાર્ય કરવા તૈયાર થઈ રહ્યું છે એમ તમને લાગે છે એ બધી લડાઈ માટેની તૈયારી હોય છે ચૂરા થતું હૃદય, ત્વરિત શ્વાસગતિ, દાંતની કકડાટી, હાથની મૂઠી વગેરે (ને બીજી જે અહીં દર્શાવી નથી એવી) વસ્તુઓ એમ દર્શાવે છે કે તમારું સમગ્ર દેહતંત્ર સહજ રીતે જ તમારા શત્રુ ઉપર આક્રમણ કરવા તત્પર થઈ રહ્યું છે

જ્યારે લડાયક વૃત્તિ જાગૃત થાય છે ત્યારે એ ક્રોધની વૃત્તિને ઉત્પન્ન કરે છે એ ક્રોધની વૃત્તિમાંથી આક્રમણ કરવાની, નુકસાન કરવાની, હલકા પાડવાની, હરાવવાની વગેરે તેને મળતી વૃત્તિઓ જન્મે છે સ્વાભાવિક રીતે તો માત્ર સામા માણસને મારી નાખવાથી જ આ વૃત્તિ સંપૂર્ણતયા શાંત થાય છે.

ભૌતિક દૃષ્ટિએ વિચારીએ તો વળી તમને જરા એ ચમત્કારક લાગશે, પણ એ સત્ય છે. માનસતંત્રના અમુક ભાગોમાં એ ચાલુ થાય છે, માત્ર કાર્ય દ્વારા એકત્ર થયેલ બળને છૂટું કરવામાં આવે તો જ એ બે ચાલુ એટલું થાય લીવરે રક્તપ્રવાહમાં વધારાની સાકરનો ભાગ છૂટો કર્યો હોય છે એ કોઈ પણ લડાયક કાર્ય માટે વ્યક્તિને તત્પર કરે છે પાચકરસનો પ્રવાહ અટકી જાય છે આમ શારીરિક દૃષ્ટિએ આ વૃત્તિ શરીરની પોતાની જ વધારાની શક્તિ બહાર કાઢી નાખવા માટે જરૂરની છે

ક્રોધિત મનોદશામાં માનવ હોય ત્યારે તેની હોજરીમાં વહેતો પાચકરસ બંધ થઈ જાય છે ને તેથી જ કોઈ સાથે બિજુયા

હોઈએ, ઝઘડ્યા હોઈએ, ત્યારે ભોજન કરવા બેસવું ઇચ્છનીય નથી. એવી સ્થિતિમાં જમેલું ભોજન અપચો જ કરે છે.

હવે એકવાર આપણી આ લડવાની વૃત્તિ જાગૃત બની કે પછી એણે શરીરના યંત્રને એવું ઉશ્કેરી મૂક્યું હોય છે કે એ સ્થિતિ સહેલાઈથી થોડીવારમાં તો ન જ શમી જાય. વધી પડેલ શક્તિને કોઈ પણ હિસાબે માર્ગ આપ્યે જ છૂટકો; આ માટે સારામાં સારો રસ્તો ઝડપબંધ ચાલવાનો કે બગીચામાં ખોદકામ કરવા મંડી પડવાનો છે, ને એ રીતે આપણે આપણી શક્તિને માર્ગ આપી શકીએ, નહિ તો આપણે એવી ને એવી દશામાં કલાકોના કલાકો સુધી રહેવાના ને પછી આપણો ગુસ્સો, જેને લાગતું વળગતું નથી એવી ત્રીજી વ્યક્તિ કે જે કોઈ હડફેટે ચડ્યું એના ઉપર ઉતારવાના. પ્રત્યેક માનવને અનુભવ હશે કે કોઈ પણ કારકૂન ઑફિસે ખિજાયો હોય, કે શિક્ષક સ્કૂલમાં ચિડાયો હોય, ને પછી જો એ સીધો ઘેર જાય તો તેની પત્ની, કે તેનાં છોકરાં એમાંથી કોઈ ઉપર તેની બધી જ રીસ ઊતરી પડવાની; ને પેલી 'નબળો ધણી બૈરી પર શૂરો,' 'નબળો સિપાઈ ઢેડવાડે શૂરો' કે 'ખીજ્યો કુંભાર ગધેડાના કાન આમળે' એ બધી આપણી કહેવત પણ આ વૃત્તિની જ નિદર્શક છે ને?

તિરસ્કાર, વેર અને દ્વેષ એ પણ ચોખ્ખે-ચોખ્ખાં ક્રોધનાં એક સ્વરૂપ જ છે. પરંતુ એ સ્વરૂપ જરા મૃદુ અને દીર્ઘજીવી છે. ક્રોધમાં અને તિરસ્કારમાં એક તફાવત એ રહે છે કે તિરસ્કાર અમુક વ્યક્તિ ઉપર બરોબર રીતે કેન્દ્રિત થાય છે, જ્યારે ક્રોધ સામાન્ય હોય છે. ક્રોધિત અવસ્થામાં આપણે સહેજ પણ બહાનું મળ્યું કે ગમે તે વ્યક્તિ ઉપર રોષ ખાલી કરી દઈએ છીએ, જ્યારે તિરસ્કાર તો વધારે પ્રબળતાથી અને વધારે ચોકસાઈ-પૂર્વક અમુક નિશ્ચિત વ્યક્તિ ઉપર જ વ્યક્ત થાય છે.

એક વખત આ વૃત્તિ જાગી કે પછી એ કેવી પ્રબળ બનશે એ કંઈ કહી શકાય નહિ. અંગત વેર–કોઈને ઈજા કે નુકસાન પહોંચાડવાની આ વૃત્તિ હમેશાં રસ્તા શોધે છે. આ વૃત્તિએ ઇતિહાસમાં અનેક માણસોને સુંદરમાં સુંદર કૃત્ય કરવા તરફ પ્રેર્યા છે, જ્યારે બીજાને તેણે કાળામાં કાળાં રાક્ષસી કૃત્યો તરફ પણ વાળ્યા છે. કેટલાક આ તિરસ્કાર અને અંગત વેરથી પ્રેરાઈ સામા માણસ માટે ગમે તેવી ગલીચ વાતો ફેલાવે છે ને જ્યાં ત્યાં તેમની સખત ટીકા કરવામાં મચ્યા રહે છે. ધંધો, જાહેર જીવન અને સમાજમાં આવાં અંગત રાગદ્વેષનાં અનેક દૃષ્ટાંતો ડગલે ને પગલે આપણને મળી આવે છે. આ જ આવેશે આપણી ભાષામાં સુંદર કવિતા અને સાહિત્યને જન્મ આપ્યો છે. જ્યારે રાજકીય, ધાર્મિક ને બીજા જાહેર મતભેદો પણ એનાં જ ફળો છે. વિજ્ઞાનની ચર્ચામાં પણ આ વૃત્તિ છાની નથી.

આ વૃત્તિનાં પરિણામ અનિવાર્યપણે સમાજને ભયજનક જ હોય એવું નથી. કોઈવાર હોય, કોઈવાર ન હોય માનવપ્રવૃત્તિઓમાંનું આ પણ એક ઝરણું છે. આ પણ એક પ્રબળ વૃત્તિ છે ને તે માનવને પ્રેરે છે. આ પ્રવૃત્તિઓ સમાજને હિતકર પણ હોય ને અનિષ્ટ પણ હોય.

અંગત દ્વેષ સામા માણસના અભિપ્રાય સુધી પણ ફરી વળે છે. દાખલા તરીકે આપણને અંગ્રેજો પ્રત્યે દ્વેષ હોય ને કોઈ અંગ્રેજ અમુક વસ્તુની તરફેણમાં ભાષણ આપતો હોય, તે વખતે આ માણસ પ્રત્યેના પૂર્વગ્રહને લઈને એ જે વસ્તુની વાત કરે છે તેના પ્રત્યે પણ આપણને પૂર્વગ્રહ જન્મે છે. બીજું બધું જ બરોબર હોવા છતાં એના

વિચારોનો આપણે વિરોધ કરીશું એ જ રીતે મૈત્રીભરી લાગણી આપણને સહેલાઈથી તેના વિચારો સમજવા પ્રેરે છે કોઈ વિષે આપણને માનવૃત્તિ હોય અને તે ગમે તે વિષય ઉપર વિચારો રજૂ કરશે, તો એ તરત આપણને ગળે ઊતરી જશે તમે પોતે જ આવું કદી નથી જોયું?

એક જ દાખલો લઈએ એક જુલમી અને ક્રૂર વર્તાવના પિતાની સંભાળ હેઠળ એક બાળક ઊછરે છે આ બાળક ખુલ્લી રીતે પોતાના પિતાની વિરુદ્ધ થઈ શકે એમ નથી પણ પુખ્ત ઉંમર થતાં જ આપણે જોઈએ છીએ કે પિતા જેની જેની તરફેણમાં હતો એનાથી તદ્દન વિરુદ્ધ જ ગુણલક્ષણવાળો તે થયો હોય છે પિતા જો આસ્તિક હોય તો પુત્ર નાસ્તિક બન્યો હોય છે પિતા નાસ્તિક હોય તો પુત્ર ધર્મભાવનાયુક્ત થયો હોય છે, પિતા કંજૂસ હોય તો પુત્ર ઉડાઉ થયો હોય છે, પિતા મૂડીવાદી વિચારનો હોય તો પુત્ર સમાજવાદી કે સામ્યવાદી બન્યો હોય છે આમ આપણે કેટલીયે વાર આવું જોઈએ છીએ

જે માણસ પ્રત્યે આપણને દ્વેષ હોય તિરસ્કાર હોય આદર ન હોય એવા માણસની માન્યતા, અભિપ્રાયો વગેરે બરોબર સામે જ પાટલો નાખવામાં આપણને કેવો સંતોષ થાય છે! તમે સંખ્યાબંધ માણસોની વાતો સાંભળજો તેમાંના મોટા ભાગના માણસો બીજા માણસોની ટીકા, નિંદા કે અવહેલના જ કરતા હશે એ મુખ્યત બીજું કંઈ નથી પણ પોતાના અંગત વેર, દ્વેષ કે તિરસ્કારની લાગણીનું જ પ્રદર્શન કરી રહ્યા હોય છે!

વિજયાકાંક્ષાની વૃત્તિ પણ કુયુત્સાની વૃત્તિ સાથે સંકળાયેલી છે, પણ ઇતર સર્વ વૃત્તિની જેમ આ પણ બીજા અનેક સ્વરૂપે અભિવ્યક્ત થાય છે તેથી 'માણસને હરાવીને, નીચે પાડીને, એની છાતી ઉપર ચડી બેસવાની' આદિ વૃત્તિથી બહુ જુદી પડી ગઈ હોય એવી આ વૃત્તિ લાગશે, પણ મૂળ તો એ જ વૃત્તિ છે

આ વિજયાકાંક્ષાની વૃત્તિથી પ્રેરાઈ આપણે સામ્રાજ્યો સ્થાપવા સુધીના પ્રયત્નો કરીએ કે પછી આપણી પત્ની, બાળકો કે આપણા નોકરો ઉપર જ માત્ર રોફ મારીને અટકી જઈએ છીએ. આપણે ઊંચે ચડવાની મહત્ત્વાકાંક્ષા સેવીએ છીએ ત્યારે આપણું પ્રેરક બળ આ જ—સહજ વૃત્તિ હોય છે આ વૃત્તિને લીધે જ ઘણા છોકરાઓને અમુક વયે પોલીસ, એન્જિન ડ્રાઈવર કે વહાણના કપ્તાન થવાની અભિલાષા સ્ફુરે છે, કારણકે તેમાં તેની વિજયેચ્છા સંતોષાય છે એ જ રીતે એ રાજકીય નેતા બને તો લોકો ઉપર એ હકૂમત ભોગવે છે મોટરડ્રાઈવર થાય તો એ મોટરને પોતાના કાબૂમાં રાખે છે તંત્રી બને તો જનતાના માનસ ઉપર એ આધિપત્ય જમાવી શકે છે ને શિક્ષક થવાથી વિદ્યાર્થીઓ ઉપર એ પોતાનું વર્ચસ્વ ભોગવી શકે છે આમ માનવ પોતાની સર્વોપરીતાની વૃત્તિને સંતોષવા યત્ન કરે છે બીજે શું કામ જોવા જઈએ? કોઈ પણ ઘરનો જ દાખલો લો પતિ એમ માને છે કે પોતે સમગ્ર ઘરનો માલિક છે સ્ત્રી એમ સમજે છે કે ઘરમાં વર્ચસ્વ તો પોતાનું છે ને આમ બંને સંતુષ્ટ રહે છે!

કોઈપણ સ્થળે અને કોઈ પણ રીતે માનવી પોતે બીજા કરતાં ઊંચો છે એમ માનવા—મનાવવા પ્રયત્ન કરે છે આને ગુરુગ્રંથિ કહે છે એ માટેના એના બધા જ પ્રયત્ન નિષ્ફળ જાય તો પછી એ જરા વિચિત્ર કહેવાય એવા માર્ગો પણ શોધે છે એ એસ નેઈલ શાળામાં ભણતા એક નાના છોકરા વિષે આ બાબતમાં લખે છે કે

'શાળામાં એ છોકરો ઠોઠમાં ઠોઠ હતો રમતગમતમાં પણ જડસા જેવો કોઈ એનુ

આગમન સત્કારતું નહિ. ઘરમાં પણ કોઈ એને ગણતું નહિ. તેની પોતાની આ વૃત્તિને પ્રગટ થવા માટે એકેય રસ્તો હતો નહિ; પણ આખરે તે એક વસ્તુમાં છૂપું ગૌરવ લેતો. અને તે તેણે કબૂલ પણ કર્યું, કે શાળાની અંદર બધા છોકરાઓ કરતાં આઘેમાં આઘે તે પાનની પિચકારી મારી શકતો હતો!'

કેટલીક સ્ત્રીઓ જ્યારે કોઈ પણ રીતે આ વૃત્તિ નથી સંતોષી શકતી ત્યારે અભાનપણે તેઓ નબળાઈ કે ખરાબ તબિયતનો આશ્રય લે છે. પોતાની શુશ્રૂષામાં રોકી રાખી પોતાની આ ઇચ્છા તૃપ્ત કરે છે, એ માટે આ માનસશાસ્ત્રનો તેમને અભ્યાસ કરાવી, તેમની વૃત્તિને કોઈ અન્ય સારા માર્ગે વાળવી એજ એક ઉત્તમ ઉપાય છે.

શા માટે માણસો આટલી બધી વાતો કર્યા કરતા હશે? કારણ બીજાને રસ પડશે એવું પોતે કહે છે એમ તેઓ માને છે, કોઈવાર બીજાના લાભનું પોતાને કહેવાનું છે એમ ધારી તેઓ વાત કરે છે, કોઈવાર વિચારવિનિમય કરવા માણસો વાતો કરે છે, કોઈવાર પોતાના હૃદયનો ભાર હળવો કરવા માણસ વાતો કરે છે. પરંતુ ઘણીવાર તો માત્ર સાંભળનારનું ધ્યાન પોતાના તરફ ખેંચવા જ પોતે કેવો અદ્દભુત, ઊંચો અને મહાન માણસ છે એ સામાના મનમાં ઠસાવવા જ!

સામો માણસ એ સાંભળવા માગે છે કે નહિ એની લેશ પણ પરવા આવો માણસ કરતો નથી; પણ એ વાતો જ કર્યા કરે છે. એની વાતો બધી જ અહંતત્ત્વથી પ્રચુર હોય છે. આવા લોકો જ્યારે ને ત્યારે પોતાની વાત કરે છે, બીજા સાથે પોતાની સરખામણી કરી પોતાને તેનાથી શ્રેષ્ઠ ઠરાવે છે. એ પોતાની વાત કરે છે: પોતે કયેકયે સ્થળે ફર્યો તેની વાત કરે છે, કેવાકેવા લોકો તેને મળ્યા તેની વાત કરે છે, કેવીકેવી વસ્તુ તેણે જોઈ તેનું વર્ણન કરે છે, કેવા-કેવા કાર્યો પોતે કર્યાં તેનું લંબાણથી વિવેચન કરે છે, એટલું જ નહિ, પણ પોતા ઉપર શીશી વીતી તેની પણ રામાયણ માંડે છે! પોતાની અંગત વાતો, પોતાની લાગણી-અભિપ્રાયો વગેરેની જ વાતો કરનારા માણસના પરિચયમાં કોણ નહિ આવ્યું હોય?

ઘણી વખત સ્પષ્ટ રીતે વાતમાં બડાઈ નથી હોતી. ને એ બડાઈ કે ફિશિયારી મારે છે એમ આપણે કહીએ તો બોલનારની લાગણી ખૂબ જ દુખાય એ સંભવિત છે, પણ ઘણીવાર તો એ ચોખ્ખી ડંફાશ જ હોય છે.

ઘણી વખત આપણે એવી મંડળીમાં આવી ચડીએ છીએ, જેમાં એક માણસ એવો વાતરસિયો હોય છે કે એ એકલો જ બોલ્યા કરતો હોય છે. એ વાતો કર્યે જ જાય છે, બીજા સાંભળે છે કે નહિ એ જોતો નથી, બસ એકીશ્વાસે બીજાને જરા ય આડે બોલવાની તક આપ્યા વિના સતત એની જીભ ચાલ્યા જ કરે છે. આમ આ રીતે પોતાની જાતને વધુપડતું મહત્ત્વ આપવાની વૃત્તિ પણ સહજ રીતે જોવામાં આવે છે.

લઘુતાગ્રંથિ શબ્દ ઘણીવાર ખોટા અર્થમાં વપરાય છે. માત્ર 'લઘુતાગ્રંથિ' એટલો જ એનો અર્થ નથી થતો, પણ બીજી બાબતમાં પોતાની ઉચ્ચતા સિદ્ધ કરવા એક બાબતમાં અભાનપણે પ્રયત્ન કરે તે જ લઘુતાગ્રંથિ. દાખલા તરીકે બડાઈ મારવી એ લઘુતાગ્રંથિનું સામાન્ય લક્ષણ છે. એ બડાઈખોરી નીચે તો નિશ્ચિત લઘુતાવૃત્તિ જ છે ને એને ઢાંકવા માટે બડાઈ મારનાર માણસ યત્ન કરે છે.

જે બાબતમાં આપણે બીજાથી ઊતરતા હોઈએ તે બાબત બીજાના ધ્યાન બહાર જાય, ને આપણે જે બાબતમાં બીજાથી ચડિયાતા હોઈએ એ બાબત ઉપર બીજાનું

લક્ષ કેન્દ્રિત થાય એ ક્રિયામાં આપણે સૌ અભાનપણે મૂચ્યા હોઈએ છીએ ગમે તે એક બાબતમાં તો આપણે ઉચ્ચ હોવા જ જોઈએ ને આપણે કદાચ અસ અજ્ઞાતપણે જગતને મનાવવા પ્રયત્ન કરીએ છીએ કે આ જ વસ્તુ ખરી છે જો આપણે શારીરિક દૃષ્ટિએ સમૃદ્ધ હોઈએ તો આપણે બીજા પાસે એમ મનાવવા પ્રયત્ન કરીશું કે 'છેવટ તો શરીરસામર્થ્યમાં જ માણસની ખરી કસોટી છે' પણ જો આપણે સુકલકડી હઈશું, પણ ખૂબ કુશાગ્રબુદ્ધિના અને વિદ્વાન હઈશું, તો આપણે શરીરસામર્થ્યની ઉપેક્ષા કરી તેને બહુ ઓછા મહત્ત્વનું માનવા પ્રેરાઈશું ને માનસિક તાકાતના જ ગુણગાન ગાઈશું ને કહેશું કે 'શરીરમાં શું છે? આત્મિક શક્તિ ને મનોબળ એ જ મહાન વસ્તુ છે આપણને 'ક' ને કઈ નહિ 'ક' લખતા ય નહિ આવડતું હોય, ને નસીબજોગે લક્ષાધિપતિ થઈ બેઠા હઈશું તો આપણે એમ કહેવાના 'ભણ્યે હોસે દી વળ્યો છે? આ બી એ ને એમ એ વાળાનો રાફડો ફાટ્યો છે, ને સોળના ભાવમાં રખડે છે ભણતરમાં કાંઈ નહિ' વગેરે એથી વિરુદ્ધ કદાચ આપણે ખૂબ જ ભણ્યાગણ્યા હોઈએ, વિદેશી પદવી ધરાવતા હોઈએ, છતાં પાસે પાંચ પાઈ પણ ભેગી ન કરી શક્યા હોઈએ બંગલા કે મોટર ન વસાવી શક્યા હોઈએ, તો આપણે એમ કહેવાના કે, 'પૈસાને શું કરવા છે? પૈસાને તો કૂતરા ય સૂંઘતા નથી બંગલો ને મોટર તો ઈશ્વરની માયા છે, આ જ છે ને કાલ નથી શિક્ષણ, સસ્કાર અને માનસિક ઉન્નતિ એ જ જીવનમાં શાંતિદાયી વસ્તુ છે પાસે લાખરૂપિયા હોય પણ જ્ઞાન કે સસ્કારનો છાંટો ન હોય તો ધૂળ પડી એ રૂપિયામાં!' સામાન્યત જો આપણે આપણા પ્રયત્નોમાં ફળીભૂત થઈએ તો આપણે કહીશું 'ઉદ્યમ વિના સિદ્ધિ નથી કાર્ય કરો ને તમને વિજય જરૂર મળશે જ ઉદ્યમેન હિ સિધ્યન્તિ કાર્યાણિ।' વગેરે પણ આપણા અનેક પ્રયત્નો ધૂળમાં મળવા લાગે, બધે નિરાશા જ મળે, જ્યાં જઈએ ત્યાંથી નકાર જ સાંભળવા મળે તો? તો આપણે શું કહેશું? 'ભાઈ, 'મા ફલેષુ કદાચન'. ભાગ્યની વાત છે! ભાગ્યમાં હોય તો વસ્તુ અદ્ધરથી આવીને પડે, ને ભાગ્યમાં ન હોય તો કામ કરીકરીને મરી જાવ તોય રાતી પાઈ ન મળે જિંદગી તો લોટરી છે લાગી તેને લાગી, બાકી પુરુષાર્થ જેવું કશું નથી પહેલું કિસ્મત જોઈએ, પ્રારબ્ધ જોઈએ' વગેરે.

'દ્રાક્ષ ખાટી છે'ની કહેવતવાળી ઇસપની વાર્તા તો સૌએ સાંભળી જ હશે એક શિયાળે દ્રાક્ષ મેળવવા અનેક પ્રયત્ન કર્યા, પણ પોતે પહોંચી શક્યું નહિ, પછી 'કંઈ નહિ, ચાલો, દ્રાક્ષ ખાટી છે એવી દ્રાક્ષ તો કોણ ખાય' એમ આશ્વાસન લઈ ચાલ્યું ગયું આવું જ આપણે ઉપર્યુક્ત દૃષ્ટાંતોમાં જોયું આપણા પોતાના મિત્રોમાં પણ આપણે ઘણીવાર આ વસ્તુ જોતા હઈશું એ માટે માત્ર સહેજ પ્રામાણિક આત્મપરીક્ષા બસ થઈ પડશે।

ડરપોક માણસો હિંમત અને વીરતાનો ઉપહાસ કરે છે, નિર્બળ ને સુકલકડી માણસો 'પશુબળ' કહી શરીરસંપત્તિની ઉપેક્ષા કરે છે શઠ માણસ પ્રામાણિકતાને મૂર્ખાઈમાં ગણાવે છે આળસુ માણસ મનાવે છે કે 'હું કંઈ મહેનત નથી કરી શકતો એમ નથી પણ મારે કરવી નથી, એવી શક્તિનો વ્યય કરવો એ નરી મૂર્ખાઈ છે' ટૂંકી દૃષ્ટિવાળા માણસો સિનેમાને નિંદે છે ને કહે છે કે 'એ માત્ર સમય અને ધનનો વ્યય છે'

ઇસપની એક વાર્તા છે. એક બાંડા શિયાળે પોતાના અન્ય શિયાળ મિત્રોને એકત્ર કર્યાં અને પૂંછડીની નિરર્થકતા, અયથાર્થતા અને શરીરના સૌંદર્યને હણી નાખવામાં એનો કેવો ભાગ છે વગેરે વગેરે ઉપર લાંબુંલચ ભાષણ આપ્યું ને દરેકને પોતાની પૂંછડી કાપી નાખવા સમજાવ્યું. આવી જ એક બીજી વાર્તા એક માણસની છે. 'કોઈએ એનું નાક કાપી નાખ્યું. બીજા માણસોએ તેને આ નાસિકાછેદન શાથી થયું? એમ પૂછ્યું ત્યારે તેણે ઉત્તર આપ્યો કે 'પરમ પ્રભુનાં દર્શન કરવામાં જો કોઈ પણ વસ્તુ આડે આવતી હોય તો તે નાક છે. ધ્યાન ધરતી વખતે ઈશ્વરપ્રાપ્તિ આડે એક નાક જ આડું આવતું મેં જોયું ને મેં એ આડાશ દૂર કરી ને પરમ પુનિત ને સચરાચરવ્યાપી પ્રભુની પરમ રમણીય મુખાકૃતિનાં મને દર્શન થયાં. અને તમારે પણ ઈશ્વરનાં દર્શન કરવાં હોય, તો આ સ્થૂળ નાકને દૂર કરો.' કહેવાની જરૂર નથી કે એમ કરનારા પણ નીકળ્યા!

આમ લઘુતાવૃત્તિને ઢાંકવા માણસ પ્રયત્ન કરે છે. કોઈ પણ ભોગે એ પોતાની હાર કબૂલવા તૈયાર નથી.

★

'હવે મારે વાદે ચડેલા કંટ્રોલવા સવાલના વિવેચનને માટે તમારો થોડો સમય લેવો છે. ભાવ-નિયમનના ઇલાજના ગુણો વિષે પોતે બધું જ જાણે છે એવો દાવો રાખનાર પંડિતોના શોરબકોરમાં પ્રજાનો અવાજ શું ડૂબી જશે? આપણા પ્રધાનો પ્રજામાંથી આવેલા છે, અને પ્રજાના જ માણસો છે. એ પ્રધાનો જ્યારે રાજકાજથી અળગા હતા ત્યારે તુમારોની લાંબીલાંબી લખાપટ્ટીની જાળને કારણે તેમને અનેક મુસીબતો વેઠવી પડી છે. તો શું હવે એ જ પ્રધાનો પ્રજાનો અવાજ નહિ સાંભળતાં એ લખાપટ્ટી પર કાબૂ રાખનારા પંડિતો અથવા નિષ્ણાતોની વાત જ સાંભળ્યા કરશે? તે વખતે એ પંડિતો પ્રજા પર જાણે કે વેર વાળવાને કડક શાસન ચલાવતા હતા, તો શું હજુ એમની એવી વૃત્તિ પ્રમાણે જ બધું ચાલ્યા કરશે? પ્રધાનોએ પણ શું એ ચાલુ રાખવું જોઈએ? પ્રજાને ભૂલો કરી તેમાથી શીખવાની સંધિ શું કદી નહી મળે, નહીં આપવામાં આવે?'

મહાત્મા ગાંધીજી : તા ૧૭-૧૧-'૪૭ : દિલ્હીમાં પ્રાર્થના વખતે.

# ડાહ્યાગાંડાનો વિવેક

## સ્વામીશ્રી માધવતીર્થ

ગાંડપણ અનેક પ્રકારનુ હોઈ શકે 'મને જડ્યુ મને જડ્યુ ('યુરેકા' 'યુરેકા') કહીને સ્નાનગૃહમાથી અત્યુત્સાહમા વિનાવસ્ત્રે નગરની શેરીમા દોડી જતો વિખ્યાત વૈજ્ઞાનિક આર્કિમિડીઝ કે ધૂનમા ને ધૂનમા ચાલતાચાલતા નદીમા ગળાડૂબ સુધી પેઠાથી જનાર ચાર્લ્સ લેબનુ ગાંડપણ જુદા પ્રકારનુ હતુ ત્યારે સામાન્ય રીતે માગ પર રખડતા દેખાતા ગાંડાઓનુ ગાંડપણ જુદા પ્રકારનુ છે અને પ્રભુભક્તિમા લીન થઈ જઈ દુનિયા તરફ તદ્દન બેદરકાર રહેનાર ભક્તોનો પ્રકાર પણ જુદો છે ડાહ્યા અને ગાંડા જણાતા માનવીઓમા આપણે વિવેક ક્યા કયા ને કેવી રીતે વાપરવો તેની સમજણ અહી અપાઈ છે

ગાંડા અને ડાહ્યા માણસોના લક્ષણોમાં ઘણો ફેર હોય છે, છતાં કેટલીકવાર ગાંડા માણસો કેવા હોય તે તરત સમજી શકાતુ નથી કેટલીકવાર જે માણસો ગાંડા હોય પણ સમાજને બહુ વિઘ્નકર્તા ન હોય, તો તેમને ગાંડાની હૉસ્પિતાલમાં મોકલવામા આવતા નથી માત્ર જે ગાંડા માણસો સમાજને વિઘ્ન કરે તેને જ માટે આ રસ્તો લેવામાં આવે છે તોપણ તેમને બરાબર ઓળખવામાં કેટલીક મુશ્કેલી પડે છે ગાંડા માણસોના કેટલાક દાખલા આ રહ્યા

એકવાર મુબઈના એક શેઠની ઇચ્છા એવી થઈ કે થાણામાં ગાંડાની હૉસ્પિતાલ છે તેની મુલાકાત લેવી એક દિવસે શેઠ તે હૉસ્પિતાલમાં ગયા અને ત્યાંના સચાલકને કહ્યુ 'હુ તમારી હૉસ્પિતાલ જોવા આવ્યો છુ' સચાલકે એક માણસને બોલાવ્યો અને તેને કહ્યુ કે 'આ શેઠને આપણી હૉસ્પિતાલ બતાવો' તે માણસે શેઠને ત્યાં ઘણા પ્રકારના ગાંડા માણસો બતાવ્યા અને તેમનુ દરેકનુ ગાંડપણ કેવા પ્રકારનુ હતુ તે પણ સમજાવ્યુ એવી રીતે હૉસ્પિતાલ જોઈને તે શેઠ અને તે માણસ પાછા સચાલક પાસે આવ્યા શેઠે કહ્યુ 'હુ તમારી હૉસ્પિતાલની વ્યવસ્થા જોઈને બહુ જ ખુશી થયો છુ' સચાલકે તે શેઠને એકાંતમા લઈ જઈને કહ્યુ 'જે માણસને તમને હૉસ્પિતાલ બતાવવા માટે મે તમારી સાથે મોકલ્યો હતો તે પણ ગાંડો છે, તે બાબતની ખાતરી તમને થોડા વખતમાં થશે' શેઠને આ વાત સાભળીને બહુ આશ્ચર્ય લાગ્યુ પછી સચાલકે તે માણસને કહ્યુ 'શેઠને દરવાજા સુધી મૂકી આવો' તે માણસ શેઠને તેમની મોટરમાં બેસાડવા માટે દરવાજા સુધી સાથે ગયો છેવટે શેઠની રજા લેતી વખતે તેણે શેઠને કહ્યુ 'હુ પણ એક ચાનો પ્યાલો છુ, તમે કોઈવાર મારો પણ ઉપયોગ કરતા રહેશો' તે વખતે શેઠને ખબર પડી કે પોતાનો માર્ગદર્શક ભોમિયો પણ ગાંડો હતો !

થોડા વખત પહેલાં સૌરાષ્ટ્રમાં એક શિક્ષક હતો તે નોકરીમાથી ફારેગ થયો તેણે કેટલોક સત્સગ કર્યો હતો તેથી સત્સગની વાતો ઠીક કરતો હતો પરતુ કોઈવાર આડી વાતો પણ કરતો હતો તેનામાં ગાંડપણ આવી ગયુ હતુ એક વખત ઘણી સારી વાતો કર્યા પછી તેણે કોઈને કહ્યુ 'તમે જરા બેસો એટલી વારમાં હુ ચા તૈયાર કરી આપુ' શિક્ષકે સગડીમાં કોલસા નાખ્યા, પણ સળગાવ્યા નહિ તે ઉપર તપેલી મૂકી તેમાં એક પેડો નાખ્યો તેમાં પાણી નાખ્યુ અને ચમચાથી હલાવ્યુ એટલે ચા જેવુ થઈ ગયુ એટલે તેણે મહેમાનને કહ્યુ કે

'આ તૈયાર થઈ ગયો!'

એક શેઠે કોઈને કહ્યું : 'જો મારા ગાંડા દીકરાને કોઈ સુધારી આપે તો તેને દસ હજાર રૂપિયા આપવાને ખુશી છું.' એક સાધુ તેને ત્યાં ગયો. તે દીકરાએ ઘણી વાતો કરી અને તે તદ્દન ડાહ્યો લાગતો હતો. ત્યાં અંતમાં તે દીકરાએ તે સાધુને કહ્યું: 'આપણા લોકો મૂરખ છે, કે આપણા સ્વરાજમાં વડા પ્રધાન તરીકે મારી નિમણૂક કેમ કરતા નથી?' આ ગાંડપણ માત્ર છેલ્લી વાતચીતમાં પ્રગટ થયું.

એક વખત શ્રીરામકૃષ્ણ પરમહંસને એક માણસે કહ્યું : 'ઘરમાં સ્ત્રી ગાંડા જેવી છે તેથી ભક્તિ થઈ શકતી નથી.' શ્રીરામકૃષ્ણે કહ્યું : ' અને તું બહુ ડાહ્યો છે એની શી ખાતરી?'

એકવાર એક પિસ્તાલીસ વર્ષના કુંવારા અંગ્રેજને મેં પૂછ્યું : 'તમે હજુ કેમ પરણ્યા નથી?' તેણે જવાબ આપ્યો : 'હું પોતે જ મૂર્ખ છું અને જો હું પરણું તો અમારા ઘરમાં બે મૂર્ખ થાય, તે કરતાં એક મૂર્ખની સંભાળ રાખવામાં ઓછી મહેનત પડે છે!'

આવાઆવા દાખલામાં મુખ્ય પ્રશ્ન એ છે કે સાચા ડાહ્યાને અને સાચા ગાંડાને કેવી રીતે ઓળખવા. કેટલીકવાર કોઈ માણસ બહુ ડાહી વાતો કરે છે અને થોડી વાતચીતમાં તેનું ગાંડપણ દેખાઈ આવે છે.

આ બધી બાબતોનો વિચાર કરતાં જણાય છે કે ગાંડા ઘણા પ્રકારના હોય છે અને ડાહ્યા પણ અનેક પ્રકારના હોય છે. ભગવાને ભાગવતમાં (૧૧-૭)ઉદ્ધવજીને ઉપદેશ આપતાં કહ્યું છે, કે 'જે માણસને આત્મજ્ઞાન થયું નથી તેનામાં ભેદબુદ્ધિ આવે છે. એવી ભેદબુદ્ધિઓ એક જાતની ભ્રાંતિ છે અથવા ગાંડપણ છે અને તે માણસ બીજાના ગુણદોષમાં પડી જાય છે.' આ વચન પ્રમાણે ગાંડાની સંખ્યા ગણીએ તો એટલી વધી જાય કે ગણી શકાય નહિ. અહીં ગાંડા માણસોનાં સામાન્ય ચિહ્નો જ જોઈએ :

(૧) સંયમનો અભાવ : ગાંડા માણસમાં સંયમ હોતો નથી અને ડાહ્યામાં સંયમ હોય છે. આ એક મુખ્ય ચિહ્ન છે. હાલમાં સંયમવગરના માણસો બહુ વધી ગયા છે.

(૨) અહંકાર : સામાન્ય રીતે અહંકાર વગર કોઈ કામ થતું નથી, પણ ડાહ્યા માણસના અહંકારમાં અને ગાંડા માણસના અહંકારમાં ફેર હોય છે. ગાંડા માણસનો અહંકાર વધવા માડે છે, પણ તે પૂર્ણ થતો નથી અને તેને પ્રખ્યાત થવાની ઇચ્છા રહે છે. ડાહ્યા માણસનો અહંકાર બેત્રણ પ્રકારનો હોય છે. ગીતામાં ભગવાને વિભૂતિયોગમાં કહ્યું છે કે 'સૂર્ય, ચંદ્ર, વગેરે હું છું.' આવો સમષ્ટિ અહંકાર બાધક નથી. એવો અહંકાર ખરા જ્ઞાની અને ડાહ્યા માણસોમાં હોય છે. બીજું, ડાહ્યા માણસોનો અહંકાર કામપૂરતો જ હોય છે. તે પછીથી તરત જ તે છોડી દે છે. ત્યારે ગાંડાનો અહંકાર નરમ પડતો નથી. સામાન્ય રીતે બધા માણસોને પોતાનાં વખાણ ગમે છે, પણ તેમાં મર્યાદા હોવી જોઈએ. એક દેશી રાજ્યના રિટાયર્ડ દીવાન કહેતા કે 'હજુ મને કોઈ સલામ ભરે તો એવું ગમે છે કે ભલેને બીજો જન્મ આવે તો વાંધો નથી' એટલે કે કોઈ સલામ ભર્યા કરે તો બીજો જન્મ લેવામાં પણ તેમને આનંદ થાય! પંચીકરણમાં તો એમ કહેલું છે કે 'આત્મજ્ઞાન થયા વગર અહંકાર જશે નહિ.' જ્યાંસુધી બ્રહ્મ સિવાય કાંઈ ઓછું જોઈએ છે, ત્યાંસુધી અહંકારને પૂરો સંતોષ થશે નહિ. હાલમાં ઘણા માણસોને એમ લાગે છે કે જગત તેમના મન પ્રમાણે ચાલે તો જ સુખી થશે. (જાણે કે ભગવાને જગત રચવામાં કોઈ મોટી ભૂલ કરી છે!) એક હજામને એવી ઇચ્છા થતી

હવી કે 'જો હું રાજા થાઉં તો સોનાને અજે હજામત કરું !' ધારાસભાની ચૂંટણી વખતે ભાવિ સભ્યો મતદારો પાસે જે રીતે મત માગે છે તેમાં પોતાનાં વખાણ અને અહંકારની હદ રહેતી નથી વળી જેનામાં પોતાના કરતાં ઓછી બુદ્ધિ હોય એવા મત આપનાર પાસે પોતાનાં વખાણ કરી મત મેળવવા એ પણ એક પ્રકારનું ગાંડપણું છે ઉપર કહ્યું તેમ ગાંડાને પણ પોતાની વાત સાચી લાગે છે અને પોતાની ભૂલની ખબર પડતી નથી ભગવાનની આવી માયામાં ડાહ્યાનું પ્રમાણ શોધવું અને ગાંડાનું પ્રમાણ શોધવું, તદ્દન સહેલું નથી

કવિવર રવીન્દ્રનાથ ટાગોર એમ કહેતા કે 'જેમ વ્યક્તિનો અહંકાર ખરાબ છે તેમ દેશનો અહંકાર પણ એક પ્રકારનું ગાંડપણું છે' દેશના અહંકારથી જ હાલમાં લડાઈઓ વધતી જાય છે અને શાંતિનો માર્ગ મળતો નથી ત્યારે ડાહ્યો માણસ કેવી રીતે ઓળખવો ? ડાહ્યો માણસ પોતાની ભૂલ શોધવાનો પહેલો વિચાર કરે છે, તે સિવાય જગત ગાંડું કે પોતે ગાંડો તેની તેને ખબર પડતી નથી મ૦ ગાંધીજી પણ પોતાની ભૂલ શોધીને કબૂલ કરતા હતા જગદ્‌ગુરુ શ્રીશંકરાચાર્યે કહેલું છે કે 'માયાનું કાર્ય જગત છે અને માયાનું કારણ જીવનું અજ્ઞાન છે' જીવમાં અજ્ઞાન ન હોય તો માયા દેખાય નહિ તેથી જગત કેવું છે તે જાણવું હોય તો જગતને જાણનાર જીવ કેવો છે તેની બરાબર તપાસ કરો

(૩) ત્રીજું ચિહ્ન પરિગ્રહપણું છે જે માણસ પાસે પૂરતો પૈસો હોય તે વધારે પૈસો મેળવવાનો પ્રયત્ન કરે, તે પણ એક પ્રકારનું ગાંડપણું છે ગાંડો માણસ રસ્તામાં પડેલાં ચીથરાં અને કપડાં ભેગાં કરીને લોકોને એમ બતાવે છે કે મારી પાસે પણ કાંઈક છે ત્યારે કેટલાક ગાંડા માણસો—અહીં કેટલીક સ્ત્રીઓ, પોતાનાં ઘરેણાં, કપડાં અને ઘરનાં વાસણોનો સંગ્રહ બીજાને બતાવે છે કે જેથી બીજા તેનાં વખાણ કરે વળી કેટલાક ગાંડા સરખા માણસો પોતાની મોટર, બંગલો, ફરનીચર વગેરે બીજાને બતાવે છે કેટલાક પોતાનું તપ બતાવે છે, કેટલાક પોતાના લેખો બતાવે છે, કોઈ ને કોઈ રીતે માયા પ્રગટ થવા લાગે છે પણ ડાહ્યો માણસ શાંત રહે છે તેને બીજાનાં વખાણની જરૂર પડતી નથી

(૪) ચોથું ગાંડપણું સ્વાર્થ છે છેલ્લાં બસો વર્ષમાં યંત્રથી મળેલ સગવડને લઈને બધા દેશોના વેપારીઓએ ઘણું ધન મેળવ્યું અને ઘણું ઉત્પન્ન કર્યું, પણ તેની વહેંચણી બરાબર કરી શક્યા નહિ, તેથી બધા દેશોના મજૂરોને એમ લાગ્યું કે ધનવાનો પાસે પૈસા રાખવા જોઈએ નહિ, પરંતુ ધનની વહેંચણી એવી રીતે કરવી કે જેથી બધાને સરખી સગવડ મળે આ મતની શરૂઆત રશિયામાંથી થઈ છે અને હવે તેની અસર બીજા દેશોમાં થવા લાગી છે આ પદ્ધતિમાં પણ એક પ્રકારના સ્વાર્થમાંથી નીકળી બીજા પ્રકારના સ્વાર્થમાં પડ્યા જેવું થયું છે કારણકે મજૂરો જેટલા હક માગે છે તેટલી જવાબદારી સમજતા નથી જવાબદારી સમજવાની બુદ્ધિ જોઈએ અને તે માટે અજ્ઞાનીએ જ્ઞાનીની સેવા કરવી જોઈએ એવા જ્ઞાની અને ડાહ્યા માણસો થોડા છે, તેથી આપણી પૃથ્વી જુદાજુદા પ્રકારના અજ્ઞાનનું જંગલ બનતું જાય છે

જ્યારે પ્રજામાં ડહાપણ આવશે ત્યારે હાલ જેવી રાજનીતિ છે તેવી રાજનીતિની જરૂર પડશે નહિ ડાહ્યો માણસ પોતે જ રાજા છે, તેને પોતાના બચાવ માટે લશ્કરની જરૂર નથી, કારણકે તે બધાને ચાહે છે તેને કોઈને લાંચ આપવાની જરૂર પડતી નથી, કારણકે તે ઓછા પરિગ્રહથી રહી શકે છે તેને સંજોગો

જોઈતા નથી; કારણકે તેને બધા સંજોગો અનુકૂળ છે. તેને લાયબ્રેરીની જરૂર નથી, કારણકે તે સત્ય જાણે છે. તેને મંદિરની જરૂર નથી, કારણકે તે પોતે જ મહાત્મા છે. તેને કાયદાની જરૂર નથી, કારણકે તે પોતાના સંયમ માટે કાયદા બનાવી શકે છે. તેને પૈસાની જરૂર નથી, કારણકે તેનું જીવન જ કિંમતી છે. તેને રસ્તાની જરૂર નથી, કારણકે તે જ્યાં જાય ત્યાં પોતાનું ઘર માને છે. તેને ખાસ અનુભવની જરૂર નથી, કારણકે પરમાત્માની પ્રેરણા પોતામાંથી નીકળ્યાં કરે છે. તેને મિત્રોની જરૂર નથી, કારણકે તેના જીવનની મીઠી સુગંધથી બીજા માણસ તેના તરફ આકર્ષાઈને આવે છે. જ્યારે આવા માણસો ઘણી સંખ્યામાં તૈયાર થાય ત્યારે સ્વરાજ્યનો નવો અર્થ કરવો પડે. જે કાળે જે દેશમાં જેવા માણસો હોય ત્યારે ત્યાં તેવું રાજ્ય ઉત્પન્ન થાય છે, છતાં દરેક દેશમાં દરેક કાળે થોડા ડાહ્યા માણસો જરૂર હોય છે. તેમની સંખ્યા વધારે થાય ત્યારે સતયુગ કહેવાય છે અને તેમની સંખ્યા ઘટે ત્યારે કલિયુગ કહેવાય છે. તેમની અસરથી બીજા સામાન્ય માણસનું જીવન સુધરે છે તેથી સમાજને બહુમતિ કરતાં ઉત્તમ મતિથી વધારે ફાયદા થાય છે. એક આઇન્સ્ટાઈને જગતના જ્ઞાનમાં ફેરફાર કરી નાખ્યો છે અને એક ગાંધીજીએ અનીતિવાળાને નીતિનો માર્ગ બતાવ્યો છે.

આત્માની શક્તિ વગર અથવા ભગવાનના સ્મરણ વગર થતાં મોટાં કામ પણ નાનાં બની જાય છે અને આત્માની શક્તિથી થતાં કામ કે જેમાં ભગવાનની હાજરી લાગ્યા કરે તેવા નાના કામમાં પણ દિવ્ય ભાવ અનુભવમાં આવે છે. ડાહ્યા માણસો પોતાના જીવનનાં બધા કામમાં ભગવાનનો પરિચય આપી શકે છે.



શ્રી સમર્થસ્વામીએ શિવાજીના મહાલય આગળ જઈ, 'જયશ્રી રઘુવીર' કરી ભિક્ષા માગી. શિવાજીને થયું સદ્‌ગુરુની ઝોળીમાં શું નાખું? પછી તુરત જ કાગળ ઉપર લખ્યું: 'શ્રી સમર્થના ચરણમાં મેં સર્વ રાજ્ય અર્પણ કર્યું છે.' મહોર મારી બહાર આવી પત્રને ઝોળીમાં નાખી દંડવત્ કર્યા.

શ્રીસમર્થે કહ્યું:

'શિવબા, આ ભિક્ષા કેવી? મૂઠીભર ચોખા નાખ્યા હોત તો બપોરનું ભોજન થાત, પણ આ પત્રભિક્ષાને શું કરું?' પણ પછી કાગળ વાંચતા સાચી હકીકત જાણી એટલે કહ્યું:

'રાજ્ય તો તમે મને સમર્પણ કરી દીધું, હવે તમે શું કરશો?'

'આપના ચરણની સેવામાં રહી કાળ વિતાવીશ.' શિવાજી બોલ્યા.

શ્રીસમર્થે હસતાં-હસતાં ઉત્તર વાળ્યો:

'બાપુ, જે જેનું કામ છે તે જ તે કરે તે ઉચિત છે. પૂર્વે રામચંદ્રજીએ વસિષ્ઠને અર્ધું રાજ્ય અર્પણ કર્યું, પણ યોગવાસિષ્ઠ કહી નીતિ, ધર્મ ને ન્યાયનો ઉપદેશ આપી રાજ્ય પાછું આપ્યું. જનકને પણ યાજ્ઞવલ્ક્યે એ જ રીતે રાજ્ય પાછું આપ્યું હતું. અમારે રાજ્યને શું કરવું છે? મારે પ્રધાન તો જોઈશે જ. પ્રધાન થ બન શિવોબા, ને મારું રાજ્ય માની તેનો પ્રબંધ કર.'

'ભલે, કૃપા કરી આપની પાદુકા આપો. રાજ્યાસન પર તેને મૂકી રાજ્યવ્યવસ્થા હું સંભાળીશ' ને ત્યારથી શિવાજીએ પોતાના રાજ્યના ઝંડાને ભગવા રંગનો બનાવ્યો.

×

# ક્રાઇસ્ટ ને જુડાસ

શ્રી મુકુંદ પારાશર્ય

આધીજીએ મહાભારતના યુદ્ધને, કૌરવ-પાંડવો વચ્ચેના સંગ્રામને, બહુ જ યોગ્ય રીતે દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચેનું યુદ્ધ કહ્યું છે. દરેકના દિલમાં એ રીતે યુદ્ધ ચાલી જ રહ્યું હોય છે, પણ માનવી ઝાઝા વિચાર કરવાને ટેવાયેલો ન હોવાથી સંજોગ-ને વશ થઈને કે બીજી કોઈ રીતે, પોતાનામાં વાસ કરતા કૌરવો કે પાંડવોને પિછાની શકતો નથી હોતો ત્યારે એના પર આપણને કરુણા ઉપજવી જોઈએ દેવ-ક્રાઈસ્ટ કે દાનવ-જુડાસ, માનવીને થવું હોય તે થઈ શકે, એનામાં સ્થિરતા જોઈએ ને યોગ્ય માર્ગદર્શન જોઈએ આપણા વાર્તાધનમાં આ વાર્તા દ્વારા લેખકે એક મહત્વનો ઉમેરો કર્યો છે વાર્તાને અંતે હૃદયના તાર ઝણઝણી ઊઠે છે

સૈકાઓ પહેલાંની આ વાત એક વૃદ્ધ પાદરીએ કહેલી છે

એ જમાનો એવો હતો જ્યારે ધર્મનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું સમાજ ઉપર આજે રાજ્ય શાસન ચલાવે છે, પણ એ સમયમાં ધર્મસત્તા નીચે સમાજ જીવતો હતો સમાજની સર્વાંગી ઉન્નતિનું મૂળ 'ધર્મ' ગણાતો પારલૌકિક સુખ પણ એ 'ધર્મ' તળે જ મળતું એવી દૃઢ ભાવના હતી

એ જમાનામાં ઘણા ધર્મચુસ્ત માણસો પોતાનું સર્વસ્વ ધર્મ માટે આપી દેતા પોતાની આર્થિક સંપત્તિ જ નહિ પણ પોતાની પ્રવૃત્તિમાત્ર ધર્મને અનુલક્ષીને કરવામાં આવતી કવિ હોય કે શિલ્પી, સુતાર હોય કે ચિત્રકાર, ખેડુ હોય કે સૈનિક, પોતપોતાની સેવા-કળા-કૌશલ્ય ધર્મના કામમાં પ્રયોજવા હમેશાં તત્પર રહેતા દેવળો આવા એકનિષ્ઠ ધર્મપરાયણ માણસોથી પોષાયેલાં, રક્ષાયેલાં અને પ્રતિષ્ઠા પામી ચૂકેલાં હતાં.

એ જમાનામાં ઈટાલીના ફ્લોરેન્સ નામના એક શહેરમાં એક નવું દેવળ બંધાવવામાં આવ્યું ખેડુ અને ઉભડ, મજૂર વર્ગે માટી, રેતી, પથ્થર વગેરે ખોદી લાવીને દેવળની સેવા બજાવી કડિયા-સુતારે બદલાની ઇચ્છા વિના ઉત્સાહથી એ બાંધી આપ્યું એ દેવળની અંદરના ભાગમાં ચિત્રો દોરી આપવાનું કામ એ શહેરના તે સમયના મહાન ચિત્રકારે હાથ ધર્યું દેવળમાં આવું કામ કરવાનું પોતાને મળ્યું એને તે ઈશ્વરની કૃપા લેખતો એને મન એ મોટું સદ્‌ભાગ્ય હતું

એટલે પોતાના સર્વ કલાકૌશલ્યથી આ મળેલી ઉમદા તકનો પૂરો લાભ લઈ, દેવળની સેવા કરવા તે તૈયાર થયો ઈશુખ્રિસ્તના જીવનને અનુલક્ષીને ચિત્રો દોરવાનાં હતાં ઈશુના જીવનના જુદાજુદા પ્રસંગો ચૂંટી કાઢી તે તે પ્રસંગનાં ચિત્રો એ કાળજી પૂર્વક અને ખંતથી દોરતો હતો દોરાતાં ચિત્રોની શહેરમાં પ્રશંસા થતી હતી પાદરી ઓ સંતોષ બતાવતા હતા ધર્મનિષ્ઠ ચિતારો ચિત્ર દોરી, રાત્રે સૂવા જતી વખતે મીણબત્તી પેટાવી, બાઈબલ ઊઘાડી વાંચતો દેવળની સેવા કરવા તેને અવસર મળ્યો એ સંતોષથી બાઈબલનાં પાનાં પર હર્ષથી અશ્રુબિંદુઓ ટપકી પડતાં

આમ ચિત્રો દોરતાં સમય ગયો ચિત્રમાળા લગભગ પૂરી થવા આવી માત્ર બે અતિ મહત્વનાં ચિત્રો આ અપૂર્વ ચિત્રમાળામાં દોરવાં બાકી રહ્યાં હતાં એક ઈશુ ૧૦-૧૨ વર્ષની વયના હતા તે વખતનું ઘેટાંના ભૂલકાં સાથેનું અને બીજું ઈશુને કસમયે વિશ્વાસ ઘાત કરનાર જુડાસ વેરકેરીઓટનું-જેને પરિણામે

ઈશુને અંતે વધસ્તંભે જવું પડ્યું હતું. આ બન્ને ચિત્રો દોરવા માટે ચિત્રકારને એ જીવંત નમૂના જોઈતા હતા. તેણે ઘણી ઘણી તપાસ કરી પણ મનમાન્યા નમૂના તે મેળવી શક્યો નહિ.

એક વખત એ ચિત્રકાર કોઈ કામ પ્રસંગે રોમ ગયેલો. ત્યાંથી ફ્લોરેન્સ પાછો વળતાં રસ્તામાં એક ગામને પાદર, ઘેટાંનું ટોળું લઈ જતો એક રબારીનો છોકરો જોયો. તે છોકરાએ મેંઢાનું બચ્ચું કેડે બેસાડ્યું હતું, અને હાથમાં વગડાઉ ફૂલઝાડની ડાળીઓ હતી.

ચિત્રકારની નજર એ છોકરા પર ઠરી. ૧૦–૧૨ વર્ષની તેની વય લાગતી હતી. છોકરો ધૂળથી ખરડાયેલો, અસ્તવ્યસ્ત વાળવાળો અને પોતાના કર્મમાં લીન હતો, પણ અતિશય શાંત હતો. ચિત્રકારની દૃષ્ટિમાં એ વસી ગયો. એની આંખમાં દૈવી તેજ હતું, મુખ સૌમ્ય હતું, જગત તરફ બેપરવાઈ હતી પણ અંતઃકરણમાં કરુણ પવિત્રતા હતી. ચાલવા તથા ઊભા રહેવામાં ડહાપણની છટા હતી. ઈશુનો એ પ્રત્યક્ષ નમૂનો હતો.

એ છોકરાને સમજાવી ચિત્રકારે સાથે લીધો. ફ્લોરેન્સના દેવળમાં અધૂરાં રહેલાં, બે ચિત્રોમાંનું એક તેણે ઉપાડ્યું. છોકરો કહ્યાગરો હતો. ચિત્રકારના કહ્યા મુજબ એ સ્થિર બેસી રહેતો. ચિત્રકારે ઈશુનું એ ચિત્ર પૂરું કર્યું. રોજ રાત્રે બાઈબલ વાંચતી વખતે બેઠો થઈને પોતાની પાસે ઊંઘમાં સૂતેલા છોકરા પર મીણબત્તીનો પ્રકાશ ફેંકી, એ ધરાઈને મોઢું જોતો. છોકરાના વાળમાં માથાપર હાથ ફેરવતો અને આકાશ તરફ આભારભીની આંખો ઊંચકી માથું નમાવી દેતો.

ચિત્ર પૂરું થયું અને ઘણું સારું થયું તેથી છોકરાને મોટું ઇનામ આપી તેણે રજા આપી. છોકરાથી જુદા પડતાં તેને દુઃખ થતું હતું. એને બાથમાં લઈ, રજા આપતી વખતે ચિત્રકારે કહ્યું: 'કદી યે જો કામ પડે તો જરૂર અહીં આવજે. તું મને ખૂબ વહાલો છે, પુનર્જન્મેલા મારા બાળ ક્રાઈસ્ટ!'

ચિત્રકાર સામે આનંદ અને આભારની દૃષ્ટિ ફેંકી છોકરો ચાલ્યો ગયો. વડા પાદરીએ કહ્યું. 'ચિત્ર અસાધારણ રીતે સુંદર છે.'

પ્રશંસા સાંભળી ચિત્રકારને આનંદ થયો ને એના સ્મરણમાં, સફળતા અપાવનાર પેલો નિર્દોષ ચહેરાવાળો છોકરો ચડી આવ્યો. મિલનસાર, આનંદી, નિર્દોષ સ્વભાવવાળા એ છોકરાએ ચિત્રકારના એકલ જીવનમાં આવા ધાર્મિક હૃદયમાં સ્થાન મેળવી લીધું હતું.

પણ ચિત્રકારના જીવનનું આ ભગીરથ કાર્ય હજી પૂર્ણ થયું ન હતું. હજી એક ચિત્ર બાકી હતું. એને અંગે તો આખી ચિત્રમાળામાં મોટી ખામી લાગતી હતી. જુડાસનું ચિત્ર દોરવા માટે તેના જેવો કોઈ જીવંત નમૂનો શોધવા છતાં હાથ લાગ્યો ન હતો. એ નમૂનો મેળવવા ચિત્રકારે અથાગ પ્રયત્ન કર્યા. આખા યુરોપમાં પગે મુસાફરી કરી ગામડેગામડે એ ફર્યો. પિછાનવાળા મારફત દૂર દેશ સુધી શોધ કરાવી. જેના પર પસંદગી ઊતરશે તેને પોતે ઇનામ આપશે એવી જાહેરાત પણ કરી. આ જાહેરાતને અંગે ઘણા માણસો પોતાની જાતને બેડોળ કલ્પી ઇનામ મેળવવા ચિત્રકાર પાસે પસંદગીમાં ચૂંટાવા આવવા લાગ્યા. દિવસ પછી દિવસ અને એમ વર્ષ પછી વર્ષ જતાં પંદરવીસ વર્ષ ચાલ્યાં ગયાં, અંતે નિરાશ થઈ એ ફ્લોરેન્સ પાછો આવ્યો. દરરોજ સવારે દેવળમાં જઈને પ્રાર્થના પછી એ પોતાનાં દોરેલાં ચિત્રો પર નજર માંડીને જુએ અને રહી ગયેલા એક ચિત્ર માટે અફસોસ કરીને પાછો ફરે. ચિત્રો બધાં ઘણાં સારાં થયાં હોવા છતાં એને સંતોષ

થતો ન હતો પોતાના જીવનના મહત્‌કાર્યમાં એક મોટી ઊણપ રહી ગઈ એ વાત તેને હરઘડીએ ડંખતી હતી

એક મોડી રાત્રે ચિત્રકાર બેઠોબેઠો બાઈબલ વાંચતો હતો એકાંતિક જીવન, વધેલી વય સફેદ થવા આવેલી દાઢી, સાદુ જીવન અને મોડી રાતની નીરવતામાં બાઈબલનું વાંચન એ સર્વને પરિણામે ચિત્રકાર એક પાદરી જેવો જ લાગતો હતો બાઈબલ વાંચતાં એ ઊંડા ચિંતનમાં લીન થઈ ગયો હતો, ત્યાં એકાએક તેના બારણાં કોઈએ જોરથી ખખડાવ્યાં અને બૂમ મારી પણ એ બૂમમાં કોઈ શુદ્ધ ઉચ્ચાર ન હતો કોઈનું સ્પષ્ટ નામ ન હતું અવાજ અપરિચિત હતો.

આશ્ચર્ય પામી ચિત્રકારે બારણું ઉઘાડ્યું તો એક યુવાન તેના પગ આગળ લથડી પડ્યો તેના હાથમાં દારૂનો ખાલી બાટલો હતો, શરીરમાં શિથિલતા હતી, થોથરા અવાજમાં અસ્વસ્થતા સાથે નિર્બળતા હતી બેભાન જેવી સ્થિતિમાં તે બોલતો હતો 'દારૂ લાવો, પૈસા લાવો દારૂ લાવો '

વૃદ્ધ ચિત્રકારે હાથ આપીને એ જુવાનને બેઠો કર્યો અને તેનું મોઢું જોતાં ચિત્રકારની નજર થંભી ગઈ ઘણાં વર્ષોથી એ જેની શોધ કરતો હતો તે જુડાસના નમૂના માટે તેને આ યુવાન યોગ્ય લાગ્યો. એના મોઢા પર હરામખોરીની છાયા હતી. એના હોઠમાં લોલુપતા હતી, આંખમાં શઠતા હતી, કપાળમાં નિર્દયતા હતી, ગરદન પર વાસના હતી શેતાનનો જાણે એ જીવતા નમૂનો હતો

પોતાના અંતિમ ચિત્રકાર્યમાં આ માણસ ખૂબ મદદરૂપ થઈ પડશે એમ લાગતાં તેણે કહ્યું 'તું માગે તેટલો દારૂ આપીશ, પણ એ પહેલાં તારે મારું કહ્યું કરવું પડશે '

'લાવો લાવો બોલો, તમે કહેશો તે કરીશ ' યુવાને લથડિયું ખાઈને ફરી બેઠા થતાં કહ્યું

'તારું હું ચિત્ર દોરું ત્યાંસુધી તારે અહીં બેસવું પડશે '

'જરૂર, બેસીશ જરૂર બેસીશ પણ લાવો દારૂ '

ચિત્રકારે બીજા દિવસથી આ જુવાનને દેવળમાં લઈ જઈને ત્યાં બેસાડી અધૂરું મૂકેલું કામ પચ્ચીસ વર્ષે ફરી ઉત્સાહ અને ચીવટથી શરૂ કર્યું જુવાન સ્થિર બેસી રહેતો અને ચિત્રકાર ચિત્ર દોર્યે જતો

ચિત્ર પૂરું થઈ રહેવા આવ્યું એ દિવસે આ જુવાનની નજર દોરાતા ચિત્ર પર પડી જુડાસના નમૂના તરીકે પોતાને બેસાડ્યો છે એ જોઈ, ક્ષોભથી સ્તબ્ધ થઈ એ ચિત્ર તરફ તાકી રહ્યો

એને આમ વ્યગ્ર થયેલો જોઈ ચિત્રકારે પૂછ્યું 'કેમ! તને શું થાય છે? કેમ આમ તાકી રહ્યો છે?'

જુવાન બેઠો થઈ ગયો ચિત્રકાર તરફ જોઈ દર્દભર્યા સ્વરે તે બોલ્યો 'તો શું બાપજી! તમે મને ઓળખ્યો નથી? હું એ જ છોકરો છું જેને વર્ષો પહેલાં ઈશુના નમૂના તરીકે અહીં બેસાડીને તમે પેલું ચિત્ર દોર્યું હતું!' કહી જુવાને પોતાના બંને હાથ વચ્ચે માથું મૂકી ઢાંકી દીધું એ રડી પડ્યો

પીંછી એક બાજુ પર મૂકી ચિત્રકારે જુવાનની પીઠ પર હાથ ફેરવ્યો

જુવાને ડૂસકું દબાવતાં કહ્યું 'ઓહ, કેવું પરિવર્તન! કેવી સ્થિતિ!'

'બેટા,' ધર્મભક્ત ચિત્રકારે કહ્યું 'તું જો તે જ દિવસે સમજી ગયો હોત કે ઈશુની લાયકાત તારામાં છે તો તું આજે જેવો થઈ ગયો છે તેવો થવા ન પામત ક્રાઈસ્ટ કે જુડાસ જે થવું હોય તે માણસ પોતે બની શકે છે ઇચ્છાને અને પ્રયત્નને કોઈ મર્યાદા નથી હજુ યે ઈશુની તારા પર દયા છે,

રસાયણ-શાસ્ત્રની

# શક્તિ અને વિસ્તાર

શ્રી. અવિનાશ ગજાનન મુનશી
બી. એસસી.

વિજ્ઞાન ને ધર્મ માનવપ્રવૃત્તિના રથનાં બે ચક્ર છે. યુદ્ધ દરમિયાન વિજ્ઞાને માનવજાતનો સંહાર કર્યો હોય તેમાં દોષ વિજ્ઞાનનો નથી, એને ઉપયોગમાં લેનાર મનુષ્યોનો છે. અતીવ પ્રચંડ વિજ્ઞાનની શક્તિને કાબૂમાં લઈએ, એનો પ્રવાહ યોગ્ય દિશામાં વાળીએ તો એના જેવો આજ્ઞાંકિત સેવક બીજો એક પણ નહીં નીવડવાનો. આવા વિજ્ઞાનની એક શાળા, રસાયણ-શાસ્ત્રનો ઇતિહાસ તથા એણે આપણી કરેલી સેવાનો ટૂંકો ખ્યાલ અહીં આપવામાં આવ્યો છે.

સૃષ્ટિ જડ અને અજડ, અથવા તો નિર્જીવ અને સજીવ મનાઈ છે. સજીવમાં પ્રાણી અને વનસ્પતિનો સમાવેશ કરવામાં આવે છે. પ્રાણી અને વનસ્પતિ વચ્ચે રહેલો તફાવત પણ સર્વવિદિત છે. બુદ્ધિશાળી મનુષ્યે સાબિત કરી આપ્યું છે, કે મનુષ્ય એ અત્યાર પૂરતું તો સૌથી વધારે વિકાસ પામેલું પ્રાણી છે. એ જ બુદ્ધિપ્રધાન માનવીએ પોતાને માટે શાસ્ત્રો રચ્યાં. મનુષ્યરચિત શાસ્ત્રોમાં રસાયણ-શાસ્ત્રનો પણ સમાવેશ થાય છે.

માનવજન્મનો ઇતિહાસ તપાસીએ તો આપણે કબૂલ કરવું પડે કે રસાયણ-શાસ્ત્રનું વિકાસબીજ બહુ મોડું રોપાયું હતું; પણ સાથેસાથે એટલું પણ કબૂલ કરવું પડે છે, કે એ બીજમાંથી જે છોડ ઊગ્યો, જે વૃક્ષ બન્યું અને એને જે ફૂલ આવ્યાં, ફળ આવ્યાં, તે ખરેખર સમયના પ્રમાણમાં અધિક જ કહેવાય. માનવીને એની એ પ્રગતિ માટે ધન્યવાદ ઘટે.

રસાયણ-શાસ્ત્રને જો કોઈ પણ બીજાં શાસ્ત્રો જોડે વધુમાં વધુ સંબંધ હોય તો તે ભૌતિકશાસ્ત્ર જોડે છે. સંસારમાં જેટલે અંશે સ્ત્રી અને પુરુષ સંકળાયેલાં છે, તેટલે જ અંશે, બલકે અધિકાંશે, રસાયણ-શાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર એકબીજા સાથે સંકળાયેલાં છે.

વર્ષો પૂર્વે એટલું જ્ઞાન હતું કે સૃષ્ટિમાં ચાર મૂળ તત્ત્વો છે અને તે પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ. હિંદુશાસ્ત્ર પ્રમાણે તે પાંચ ગણાયાં છે, પૃથ્વી, પાણી, અગ્નિ (તેજ), વાયુ અને આકાશ; પણ વર્ષો સુધી જે સત્ય મનાયું, તે આજથી લગભગ સો જેટલાં વર્ષ પહેલાં અસત્ય ગણાયું. પાણીને વિજ્ઞાનની ભાષામાં $H_2O$ (એચ ટુ ઓ) કહેવામાં આવે છે. આજે તો એ સંપૂર્ણપણે સાબિત થઈ ગયું છે કે એ મૂળતત્ત્વ નથી પણ સંયુક્ત પદાર્થ (અં. કંપાઉન્ડ) છે.

$H_2O$ એ ફક્ત વૈજ્ઞાનિક રસાયણશાસ્ત્રની ભાષામાં વપરાયેલ કોઈ ટૂંકો શબ્દપ્રયોગ નથી, પણ એ તો ફક્ત સંજ્ઞા માત્ર છે; જેના ભીતરમાં ઘણુંઘણું ભર્યું છે. $H_2O$ એ બે મૂળ તત્ત્વોનું બનેલું છે. એક આર્દ્રવાયુ (અં. હાઇડ્રોજન) અને બીજો પ્રાણવાયુ (અં.

---

કે તને પશ્ચાત્તાપ થાય છે.' 'મને બચાવો બચાવો.' જુવાન પોકાર પાડી ઊઠ્યો.

'બચવું તારા જ હાથમાં છે. ભાઈ હજુ મોડું નથી થયું. બેઠો થા.' કહી ચિત્રકારે જુવાનને હાથ આપી બેઠો કર્યો.

આ ચિત્રના સમાપ્તિકાળે ચિત્રકારને બેવડો આનંદ થયો.*

* સૂચિત.

★

ઓક્સિજન ) બન્નેના અણુઓ કેટલા પ્રમાણમાં અને કેવી રીતે એકબીજા સાથે સંકળાયેલા છે તે બધું આ નાની શી સંજ્ઞામાં સમાઈ જાય છે

જુદાંજુદાં મૂળ તત્ત્વો કેવી રીતે, કેટલા પ્રમાણમાં એકબીજા સાથે જોડાય છે, અને જોડાય છે ત્યારે શું થાય છે વગેરે બાબતનો અભ્યાસ કરવામાં આવ્યો, અને ઈ સ ૧૮૦૮માં ડાલ્ટન નામના વિજ્ઞાનીએ પોતાના વિચારો જનતા સમક્ષ મૂક્યા એણે અણુ પરમાણુ વિષે ખ્યાલ આપ્યો તે પછી ૧૮૧૫માં પ્રાઉસ્ટે એક નવો જ દૃષ્ટિકોણ રજૂ કર્યો એણે એવી માન્યતા બતાવી કે હાઈડ્રોજનના અણુ જ અંતિમ અને મૂળ વસ્તુ છે એ એક એકમ (અ યુનિટ) છે અને એના ઉપર જ બીજા મૂળ તત્ત્વોના અણુઓ અવલંબે છે પછીથી જ્યારે એ વિષે ઊંડી તપાસ કરવામાં આવી અને જ્યારે 'એટોમિક વેઈટસ' નક્કી કરવામાં આવ્યા ત્યારે આ માન્યતા તે સમયપૂરતી ખોટી ઠરી પણ પાછળથી લગભગ ૧૯૨૪ના અરસામાં એમાં રહેલું તથ્ય પુરવાર થયું

તે પછી એક નવી જ વસ્તુ આ શાસ્ત્રના વિજ્ઞાનવીરોની નજરમાં આવી તે હતી રેડિયો-એક્ટિવિટી

આની શોધ ૧૯૦૦ની આસપાસ થઈ આમાં વૈજ્ઞાનિકોએ જોયું કે એક પદાર્થ-મૂળ તત્ત્વ-સમય જતાં બદલાઈ જતો હતો વળી એ પદાર્થમાંથી એક જાતનાં કિરણો નીકળતાં હતાં આવા પદાર્થોને 'રેડિયો એક્ટિવ પદાર્થ' કહેવામાં આવે છે અને જે કિરણો નીકળે છે તેને 'આલ્ફા' 'બીટા' અને 'ગેમા' કિરણ કહેવામાં આવે છે

આજે આ આખી યે વસ્તુ બહુ જ મહત્ત્વનું સ્થાન ભોગવી રહી છે એ એટલો તો મહાન અને ગૂઢ વિષય બની રહ્યો છે કે એના વિષે તો પુસ્તકો લખી શકાય આ શોધની સાથે 'બેકરલ મેડમ ક્યુરી, પી-ક્યુરી' રામ્સે રૂધરફોર્ડ વગેરેનાં નામો સંકળાયેલાં છે

આની શોધ પછી રસાયણશાસ્ત્રીઓનું, તેમ જ ભૌતિક શાસ્ત્રીઓનું ધ્યાન અણુ ઉપર કેન્દ્રિત થયું એમણે અણુ વિષે માહિતી મેળવવા ઘણા પ્રયત્ન કર્યા અને એને વિષે ઊંડી માહિતી મેળવી

આ બધી વસ્તુમાં ભૌતિકશાસ્ત્રના નિયમોનો ખૂબ જ ઉપયોગ કરવામાં આવે છે આમ સમય વહેતો ગયો, અભ્યાસ અને અનુભવ વધતો ગયો, તેમતેમ આ શાસ્ત્ર વિષે નવાનવા, સત્યની વધુ પાસે ને પાસે હોય એવા સિદ્ધાંતો અને નિયમો રચાતા ગયા

રસાયણ-શાસ્ત્રની કોઈ પ્રયોગશાળામાં પ્રવેશ કરતાં તરત જ ગૂંગળામણ થાય એ સ્વાભાવિક છે ત્યાં ખરાબ વાસ અને કંઈક અંશે ઝેરી ધુમાડાના ગોટા હોય છે, પણ આ શાસ્ત્રની મર્યાદા કાંઈ આવી પ્રયોગશાળામાં જ સમાઈ જતી નથી આ શાસ્ત્ર એથી પણ આગળ વધે છે આ તો, પદાર્થ (અ મેટર)નું શાસ્ત્ર છે જૂના લાકડાના 'પેનહોલ્ડર'માં જેટલે અંશે આ શાસ્ત્ર સમાયેલું છે તેના કરતાં આજની ફાઉન્ટન પેનના પ્લાસ્ટિકના 'બેરલ'માં એ કાંઈ ઓછા તત્ત્વે રહેલું નથી અને એટલે જ રસાયણશાસ્ત્રી ફક્ત તેજાબો 'અલ્કલી' કે ક્ષારો, 'ક્લોરોફોર્મ' આલ્કોહોલ કે એવા કોઈ પ્રવાહી જોડે જ સંકળાયેલો નથી પણ તે તો લાકડાના વહેરથી માંડીને ખરા જત તારાઓમાંની ખરતી રજ સાથે પણ સંબંધ ધરાવે છે

આજના આ રસાયણ-શાસ્ત્રનો જો જન્મદાતા ગણીએ તો 'રાબર્ટ બોઈલ'નું નામ આવે એના આ ક્ષેત્રમાં પ્રવેશતા પહેલાંનો

આખોયે યુગ કીમિયા (અં. એલકેમી) યુગ તરીકે ઓળખાય છે. એ આખા યે યુગનો 'પ્રધાન' સૂર ફક્ત એ જ હતો કે એક મૂળ તત્ત્વને બીજા મૂળ તત્ત્વના રૂપમાં ફેરવવું; પણ અતિશય સ્વાર્થવૃત્તિને લીધે આ પ્રણાલિકા લાંબી ચાલી નહીં. પછીથી જ જ્ઞાન મેળવવા ખાતર અને જનકલ્યાણ ખાતર વૈજ્ઞાનિકોએ આ વિષયમાં રસ લેવા માંડ્યો. આજે આ આશયો કેટલા અંશે જળવાય છે તે પ્રશ્ન કદાચ નજર સમક્ષ આવે, પણ પ્રશ્નનો ઉત્તર તો દરેક જણે પોતાની મેળે જ મેળવી લેવાનો રહે છે.

કાળા ડામરને સૌ કોઈ ઓળખે છે, પણ એ ક્યાંથી આવે છે અને એમાં બીજા અગત્યનાં કયાં તત્ત્વો રહેલાં છે એ બહુ ઓછા માણસો જાણતા હશે.

'કોલગેસ' બનાવતાં સાથેસાથે કોલટાર, ડામર, આલકોહોલ, નેફ્થેલીન, બેન્ઝીન, ટોલ્વીન વગેરે પદાર્થો પણ મળે છે.

'હોફમેન' નામના એક 'વિજ્ઞાનીની સૂચનાથી 'પરકીન' નામના વિજ્ઞાનીએ પ્રયોગ કરવા માંડ્યો. તેણે ક્વિનાઈન બનાવવા માંડ્યું, પણ નિષ્ફળતા મળી એટલે એણે 'ટોલ્વીડીન' નામનો પદાર્થ લઈ એ જ પ્રયોગ કર્યો, અને સાથે પોટાશિયમ ડાઈ ક્રોમેટ મેળવ્યું; પણ ક્વિનાઈનને બદલે રાતો પાઉડર બન્યો. આથી એ ખૂબ જ નિરાશ થઈ ગયો. પણ એ નવું શું બન્યું તે જાણવા એ પ્રેરાયો. એણે વધુ પ્રયોગો કર્યા, છેવટે એક કાળો પાઉડર જ હાથમાં આવ્યો. એને એણે ગરમ પાણીમાં ઓગાળ્યો. આમ કરતાં સુંદર જાંબુડિયો રંગ બન્યો. આ રંગ સૌથી પ્રથમ એણે શોધ્યો. આજે તો આપણી પાસે એક નહિ પણ અનેક રંગો છે અને લગભગ બધા ડામરમાંથી જ બનેલા છે. આમ એક કાળી વસ્તુમાંથી અનેક તેજસ્વી રંગો આજે બનાવવામાં આવે છે.

એક ટન કોલ આશરે ૧૫૦૦ પાઉન્ડ કોક, ૨½ ગેલન ડામર અને ૧૦,૦૦૦ ઘનફૂટ કોલગેસ આપે છે. ડામરનું પૃથક્કરણ કરતાં લગભગ ૨૦૦ જેટલા જુદાજુદા પદાર્થોનાં તત્ત્વો જડ્યાં છે. પણ આમાંથી પાંચ પદાર્થનો વધુપડતો ઉપયોગ થાય છે; કારણકે બીજા પદાર્થો ખૂબ જ ઓછા પ્રમાણમાં હોય છે.

એક ટન કોલ, ૩½ પાઉન્ડ બેન્ઝોલ અને ટોલ્યુઓલ, ૧½ પાઉન્ડ ફીનોલ, ૬ પાઉન્ડ નેફ્થેલીન અને ૧૦ આઉન્સ એન્થ્રેસીન આપે છે. આમાંથી ૨,૦૦,૦૦૦ કરતાં પણ વધારે જુદાજુદા પદાર્થો પ્રયોગશાળામાં બનાવવામાં આવે છે. આમાંથી લગભગ ૩,૦૦૦ જેટલા રંગમાં, દવામાં, અત્તરોમાં, ફોટોગ્રાફીમાં અને દારૂગોળામાં વાપરવા યોગ્ય પદાર્થો બનાવવામાં વપરાય છે. ડામર જેવા એક અત્યંત ઘૃણાત્મક પદાર્થમાંથી આવી સુંદર, આકર્ષક અને ઉપયોગી ચીજો ઉત્પન્ન કરીને વૈજ્ઞાનિકોએ ડામરનું મહત્ત્વ જગત સમક્ષ પ્રગટ કર્યું છે.

રબર બે રીતે માનવજાતે મેળવ્યું છે. એક રીતે કુદરત પાસેથી, એટલે કે વૃક્ષના રસમાંથી અને બીજી રીતે પ્રયોગશાળામાં બનાવીને. રબર આપતાં વૃક્ષ ખાસ કરીને બ્રાઝીલમાં સારા પ્રમાણમાં થાય છે. કોલંબસે નવી દુનિયાને શોધ્યા પછી થોડા સમયમાં જ એ વૃક્ષોની શોધ થઈ હતી એવું મનાય છે. આફ્રિકામાં વસતી જાતિ પણ આવાં વૃક્ષોથી પરિચિત હતી. વૃક્ષમાંથી નીકળતા રસમાંથી રબરને છૂટું પાડવા કોઈ દ્રાવણ (અં. સોલ્વન્ટ)ની જરૂર હતી. ૧૭૬૩માં એવું શોધાયું કે ટરપેન્ટાઈન એ સારામાં સારું દ્રાવણ છે; પણ આથી તો રબર ઠંડું પડતાં, બરડ બની ગયું, તેથી આનો ઉપયોગ બંધ થયો.

એક વસ્તુ તો ખુલ્લી જ છે કે રબર આપતાં વૃક્ષો અમુક સંખ્યામાં હોય અને જો રબરની માંગ વધે તો એ માગને પહોંચી વળવું મુશ્કેલ બને આથી વૈજ્ઞાનિકોએ રબરને પ્રયોગશાળામાં બનાવવાનો પ્રયત્ન કર્યો, પણ કેટલાયે વખત સુધી એ ફતેહમંદ ન નીવડ્યા અને રબર કેટલા યે સમય સુધી કોયડારૂપ બની રહ્યું

૧૮૩૮મા જગતભરમાં કુલ ૩૦૦ ટન રબર વપરાતું હતું ૧૦૦ વર્ષ પછી એનો ઉપયોગ ૬૪,૩૭૮ ટન સુધી પહોંચ્યો અને આજે તો તે દસલાખ ટન કરતાં પણ વધારે છે

જે રબરને પ્રયોગશાળામાં બનાવવામાં આવે છે એને 'સીન્થેટિક' રબર કહેવામાં આવે છે આજે આવું રબર અમેરિકા, રશિયા અને ઇંગ્લેન્ડમાં બને છે યુદ્ધ પહેલાં જર્મનીમાં પણ સારા પ્રમાણમાં બનતું હતું

આજે આપણો જીવનવ્યવહાર રબર સાથે એટલો બધો સંકળાઈ ગયો છે કે રબર વિનાનું અસ્તિત્વ શક્ય છે કે કેમ, એ પણ એક પ્રશ્ન બની રહે છે

રસાયણ અને રોગનિવારણ મચ્છર એ સૌથી વધારે જાણીતું જંતુ છે અને એને લીધે થતો 'મેલેરિયા'નો તાવ, એ એથી પણ વધારે જાણીતી વાત છે અને આ તાવ ઉપર અપાતી કિવનાઈન નામની ઔષધિ પણ સર્વવિદિત છે આ કિવનાઈન ઝાડના રસમાંથી મેળવવામાં આવે છે સીન્કોના નામના વૃક્ષના રસમાંથી એ બને છે જેવી રીતે રબરને પ્રયોગશાળામાં બનાવવાના પ્રયત્નો થયા તેવી જ રીતે આને બનાવવા માટે પણ પ્રયત્નો થયા ઘણાઘણા પ્રયોગોને અંતે એમાં પણ સફળતા મળી આટલી સિદ્ધિ મેળવ્યા પછી કિવનાઈનથી થતી અનિષ્ટ અસર દૂર કરવા પ્રયાસ આદર્યો અને એને પરિણામે પ્લાઝમોક્વીન, એટેબ્રીન વગેરે દવાઓ બની

આ ઉપરાંત વળી એટોક્સીલ અને સાલ્વરસાન નામની અગત્યની દવાઓ પણ આજે આપણી પાસે છે સાલ્વરસાનની શોધ એ ખરેખર વૈજ્ઞાનિકની ધીરજનો અદ્ભુત દાખલો છે આ દવા બનાવતાં ૬૦૬ વખત નિષ્ફળતા મળેલી, છતાં પણ ધીરજ ન ગુમાવતાં પ્રયોગ જારી રખાયો અને અંતે સફળતા મળી

કોકેઈનની અનિષ્ટ અસર દૂર કરવા, નોવોકેઈન, સ્ટોવેઈન આલ્ફા અને બીટા યુકેઈન વગેરે શોધવામાં આવ્યાં છે

બીજી વસ્તુઓ તરફ વળીએ તો રસાયણશાસ્ત્રીઓએ જે પ્રગતિ સાધી છે એ ખરેખર પ્રશંસનીય છે અને તેમાં યે પ્લાસ્ટિકસની દિશામાં એઓ ખૂબ જ આગળ વધ્યા છે

કાચની શોધ થઈ પણ તે શોધ પછી કેટલાંક વર્ષો સુધી એનું મૂળ રાસાયણિક છે એવો બહુ ખ્યાલ નહોતો પણ આજે કાચ એક પ્રકારનું સીન્થેટિક પ્લાસ્ટિક છે, એવું જાહેર કરવામાં આવ્યું છે વળી કાચના તાર બનાવી કપડાંની જેમ વણવામાં પણ આવે છે

એવી જ બીજી એક અગત્યની વસ્તુ છે બેકેલાઈટ આના રેડિયોસેટસ બને છે ૧૯૨૦ માં ૧૨૦૦૦ રેડિયોસેટસ પણ પૂરા અમેરિકામાં નહોતા ૧૯૨૯માં તે ૧૦૦,૦૦૦ અને ૧૯૪૦માં ૧૧૮,૦૦,૦૦૦ જેટલી સંખ્યા હતી

આ બધુ જોતાં રસાયણશાસ્ત્રે પોતાની શક્તિ અને વિસ્તાર કેટલે સુધી પ્રસાર્યાં છે એનો ખ્યાલ આવે છે આ પ્રગતિ ક્યાં જઈને અટકશે એ કળવું અતિ મુશ્કેલ છે અને ભાવિના ગર્ભમાં શું રહ્યું છે એ તો કોણ કહી શકે ?

*

# બાપુનો અમર વારસો

શ્રી. દિલખુશ બ. દીવાનજી

આ યુગમાં કોઈ એક જ મહાપુરુષે અનેકના સંપર્કમાં આવી, માનવી–માનવી વચ્ચેનું અંતર દૂર કર્યું હોય, વિશાળ જનસમુદાયના હૃદયના ભીતરમાં રહેલી દુર્વૃત્તિઓને સદાચાર, અહિંસા અને સત્યના તાપે બાળી નાખવા નાનો માર્ગ ચીંધ્યો હોય, તો તે બાપુએ. આ એક જન્મમાં એમણે શું શું નથી કર્યું? રાજકારણમાં સિદ્ધિ મેળવી. અજોડ એવાં અહિંસક શસ્ત્રો દ્વારા હિંદને સ્વરાજ્ય અપાવ્યું. આખાયે રાષ્ટ્રમાં જાગૃતિ આણી. ગુલામ મનોદશા, નિસ્તેજ જીવનની નિર્માલ્યતા, ગરીબાઈ ને નિરાશા દૂર કરવા પ્રયત્નો કર્યા, પણ હિંદમાં તેમ જ હિંદ બહાર બાપુનો સાચો વારસો તો છે લાખો હૈયાનું એમણે આણેલું આમૂલ પરિવર્તન. નીતિ, પ્રેમ ને સદાચારના પૂજક, સત્ય–અહિંસાના વ્રતધારી, અજોડ ક્રાંતિકારી બાપુના આ વારસાની લેખકે અહીં સમજણ આપી છે. તેમાંથી ગાંધીજયંતી નિમિત્તે યોગ્ય માર્ગદર્શન મળી શકશે.

પૂ. ગાંધીજીના જીવનમાં એવી કઈ વસ્તુ હતી કે જેનું આકર્ષણ ભલભલાને આંજી નાખે છે! રાજદ્વારી લડતમાં ગાંધીજીએ બ્રિટિશ સામ્રાજ્યના પ્રચંડ રાક્ષસી બળને પરાજિત કરી સ્વરાજ મેળવી આપ્યું એ કંઈ એમની નાની સિદ્ધિ ન હતી. પરંતુ ગાંધીજી પોતે રાજકારણને પોતાના જીવનનું મહત્ત્વનું અંગ ગણતા ન હતા. પરદેશી સરકારના જુલમ સામે એમનો આત્મા કકળી ઊઠ્યો. એ જુલમમાંથી કરોડો ગરીબોને બચાવી લેવા એમને રાજકારણના અટપટા રણસંગ્રામમાં ઊતરવું પડ્યું. એ રણસંગ્રામનો અહિંસક વિજયો જગતને ઘડીભર ચકિત કરી દેતા, એ પણ સાચું; સૂતેલી પ્રજાના આત્માને જગાડી આખા દેશમાં ગાંધીજીએ અદ્ભુત અને અપૂર્વ જાગૃતિ આણી હતી: એ પણ એમની જેવીતેવી સિદ્ધિ ન ગણાય; પરંતુ ગાંધીજીના જીવનનાં એ બધાં અદ્ભુત દેખાતાં પ્રકરણો ઉથલાવી જતાં હજી ભક્તહૃદયને એમાંથી જીવનસ્પર્શી વસ્તુ મળી નથી રહેતી. એમના ચરણે જેમણે પોતાનું જીવન ઝુકાવ્યું છે તેમને આ બધી અદ્ભુત વસ્તુઓ આખરે ગૌણ લાગશે; કારણકે અવિચળ ભક્તિભાવ અને જીવનસમર્પણની તમન્ના એમાંથી કંઈ ભક્તહૃદયને મળતાં નથી ગાંધીજી જેવા માનવ–સળેકડાને મહાત્માનું પદ અર્પનાર કંઈ એમની એ બધી મોટી ગણાતી સિદ્ધિઓ ન હતી. એમની એ અપૂર્વ સિદ્ધિઓએ આખરે તો એમના હૃદયમાં વહેતી તેજસ્વી, નિર્મળ ને પાવનકારી ગંગાનાં દર્શન ઘણાને કરાવી દીધાં હતાં. એ ગંગાનાં દર્શનથી જ ભક્તહૃદય એમનાં ચરણમાં સ્વાભાવિક રીતે નમી પડતું અને કેટલાકના જીવનમાં કંઈક અનેરાં પરિવર્તનો પ્રગટવા માંડ્યાં. સેંકડો લોકોના જીવનમાં બાપુએ જે જીવનપરિવર્તન પ્રગટાવ્યું, એ જ બાપુના જીવનની અમર, અણમોલ અને અપૂર્વ વિજયસિદ્ધિ હતી.

આપણે બધા જ–વિશેષ કરીને 'ભણેલા'-પશ્ચિમની સંસ્કૃતિનાં અનિષ્ટ તત્ત્વોના વિનાશક પ્રવાહમાં તણાતા હતા, એ સમયે એ સત્પુરુષના તેજસ્વી ચારિત્ર્યનો પ્રકાશ હિંદમાં પથરાવા લાગ્યો અને કેટલાય બાળ યુવાન, વૃદ્ધ સ્ત્રીપુરુષોએ તેમના જીવનમાં એ પ્રેમળ જ્યોતિના ઉગ્ર છતાં શીતળ કિરણોનો પ્રકાશ મેળવવા માંડ્યો. અંધકારનું સામ્રાજ્ય તો બધે જ ફેલાયેલું હતું. ગુલામી મનોદશા, અજ્ઞાનનાં જાળાંઓ, નિસ્તેજ જીવનની નિર્માલ્યતા, સુખસગવડ ને વૈભવમાં

પડેલાનું અધઃપતન, ગરીબાઈ અને ભૂખમરા ની પ્રસરી રહેલી ઘનઘોર નિરાશા–એ બધી જ દુર્વૃત્તિઓ પ્રજાજીવનનો ધ્વંસ કરી રહી હતી, તે જ વખતે ગાંધીજી આવ્યા એમના સત્યપરાયણ તપસ્વી જીવનમા તો સત્યના પ્રયોગો થતા હતા અને એમા જ હિંદની પ્રજાનું નવસંસ્કરણ રચાતું ગયું બાપુ તો સ્વ–સ્વરાજની શોધમા નીકળેલા એમને તો જીવનનું, રાષ્ટ્રનું અને રાજકારણનું શુદ્ધિકરણ કરવું હતું ભૌતિક મૂલ્યાંકનોની જગ્યાએ ચારિત્રના, નીતિના અને સંસ્કારિતાના નવાં મૂલ્યાંકનોની સ્થાપના કરવી હતી આથી જ રાજકારણમા પડવા છતા પ્રચંડ સામ્રાજ્ય સામે બળવો પોકારવામાં ભડવીર છતાં એમણે એ બધી ગડમથલો મા સત્યના ધ્રુવતારાને કદી દૂર થવા દીધો નહિ સત્યના ગજને એમણે માનવીની નિર્બળતાને કારણે કદી ટૂંકો ન કર્યો, લોક કીર્તિને કારણે એમણે કદી સત્યને લેશમાત્ર પણ ઝાખપ આવવા ન દીધી રાજદ્વારી રમતો અને મુત્સદ્દીગીરીના અવનવા ખેલો તો એમને પણ ખેલવા પડેલા પરંતુ બધામાં જ બાપુ ઈશ્વરને કદી ભૂલ્યા નથી નીતિના પંથથી લેશમાત્ર પણ ચળ્યા નથી બાપુના આ આત્મનિરીક્ષણ અને આત્મશુદ્ધિના અતિશય આગ્રહને પરિણામે એમના જીવનમાં સંત પુરુષનું તેજ પ્રગટેલું રહેતું તપસ્વીની કઠિન અસિધારા વ્રત સમી એકધારી સાધના એમના જીવનમાં કદી ખંડિત થઈ નથી સત્યને કાજે જીવનમૃત્યુના ભેદ એમણે જાણ્યા ન હતા. પ્રેમધર્મના પ્રયોગો માટે શત્રુ–મિત્રના ભેદ એમણે મનમાં પણ વિચાર્યા નં હતા રાજકારણમાં એ બરાબર પડ્યા હતા, છતા પણ એનાથી એ સદા અલિપ્ત રહ્યા છે ભીષણ રાજદ્વારી સત્યાગ્રહની લડતોની વચમા પણ એમણે માનવતાના આદર્શોને કદી ચૂંથાવા નથી દીધા અંગ્રેજ યરોડા જેલમાં રહ્યારહ્યા એમણે હરિજનોની માનવતાનું રક્ષણ કરવા માટે ત્રણત્રણ ઉપવાસો આદરેલા અંગ્રેજોની વિદાયની વિજયસિદ્ધિના ઉત્સવ પ્રસંગે એમને દિલ્હી જ વસમું લાગેલું હિંદુ–મુસલમાન વેરઝેરનો મેલ ધોવા માટે કોઈક અજાણ્યા મુસલમાનના ઘરમા ૧૫ મી ઓગસ્ટે એઓ ઊંચકલી પડવા માંડેલી માનવતાનું રક્ષણ કરતા બેઠા હતા બાપુ આવા હતા એટલે જ કરોડોના જીવનના અંતરમાં એમની પ્રેમળ જ્યોતિ પહોંચી જતી અને અંધકારના થરોમા અજવાળાં પડવા માડતાં દૂર દૂરના ખૂણામા–કેવળ હિંદમા જ નહિ જગતના બધાયે દેશોના અજાણ્યા પ્રદેશોમાંના દૂર દૂરના ખૂણામાં–પણ આથી જ બાપુનું રટણ થતું રહ્યું છે કંઈ કંઈ અજાણ ભક્તોએ એમના જીવનમાં, એ જ બાપુના પ્રતાપે ભારે પરિવર્તનો કરી નાખ્યાં છે જીવનના અંધકારમા ઘણા પડેલા હતા–માયાની મોહજાળમાં તો બધા જ ગૂંચવાયા હતા, નિષ્ફળતાની ઘનઘોર નિરાશામા કેટલાયે અટવાતા હતા, એવા ઓને માટે બાપુ સાચે જ બાપુ થઈ પડ્યા હતા એમના નામના શ્રવણમાત્રથી એ બધાના જીવનનાં તેજ ઝળકી ઊઠ્યાં હતાં આજે બાપુ તો આપણી પાસે નથી અને છતાં એમની જયતીઓ તો દરવર્ષે આપણી આગળ એ જ પુણ્યસ્મરણોની પરંપરાઓ પ્રગટાવતી આવતી જ રહે છે જીવનમાં સદા ચેતન્ય અને પ્રાણનો સંચાર કરતા એ પુણ્યસ્મરણો જ બાપુનો અમર વારસો છે એ જ એમના જીવનમૃત્યુનો મહામોઘો સંદેશ છે

★

# રૂપિયાનું મૂલ્ય

શ્રી રમાકાંત નટવરલાલ પરીખ,
એમ. એ., એલએલ. બી.

દરેક દેશને પોતપોતાનું ચલણ હોય છે. ઇંગ્લેંડમાં પાઉન્ડ, અમેરિકામાં ડોલર, સ્વીટ્ઝર્લેંડ તથા ફ્રાન્સમાં ફ્રાંક, ઇટાલીમાં લીરા, સ્પેનમાં પેસેટા, સ્વીડનમાં ક્રોના, ઓસ્ટ્રેલિયામાં શિલિંગ, ને ચીનમાં જેમ ટેલ છે તેમ આપણા ભારતવર્ષમાં ચલણી નાણું ઓળખાય છે રૂપિયાને નામે. એ ચીજ આપણી પાસે હોય તો ગમે ત્યારે, ગમે તે સ્થળેથી ગમે તે વસ્તુ ખરીદી શકાય. બીજા વિશ્વયુદ્ધ પછી આપણે ત્યાં નાણાનો ફુગાવો થયો છે, એમ ઘણી વખત ઘણા લોકોને કહેતા સાંભળીએ છીએ. પહેલાં આપણે ખીસામાં પૈસા નાખીને જતાં હતા અને ટોપલો ભરીને ચીજવસ્તુઓ ખરીદી લાવતા; આજે ટોપલો ભરીને પૈસા લઈ જઈએ છીએ અને એના બદલામાં માત્ર ખીસામાં માય તેટલી જ વસ્તુઓ લાવી શકીએ છીએ. શાથી? નાણાંનો ફુગાવો તે શું, તેની અત્યંત સાદી ને સરળ સમજ લેખકે આ લેખમાં આપી છે. દ્રવ્યોપાર્જન સાથે સંબંધ રાખતા સહુ કોઈએ આ લેખ વાચવો જ જોઈએ.

રૂપિયાનું તે મૂલ્ય અંકાતું હશે? દરેક વસ્તુની કિંમત જેના વડે આંકવામાં આવે છે તે જ વસ્તુનું વળી મૂલ્ય કેવું? આપણે દરેક વસ્તુની કિંમત રૂપિયામાં આંકીએ છીએ, એ ઉપરથી સમજાશે કે રૂપિયો એ તો વસ્તુની કિંમત આંકવાનું માત્ર એક સાધન છે; અને તે સર્વમાન્ય ચલણ હોવાથીજ દરેક વસ્તુની કિંમત એના દ્વારા અંકાઈ શકે. જ્યારે આ પ્રકારનું નાણું અસ્તિત્વમાં નહોતું ત્યારે એક વસ્તુની કિંમત બીજી વસ્તુ દ્વારા અંકાતી હતી. એટલે કે એકબીજી વસ્તુઓની આપલે કોઈ નાણાં દ્વારા નહિ, પરંતુ સીધી જે તે વસ્તુઓથી જ થતી. જેમકે એક બકરીની કિંમત પાંચમણ ઘઉં બરાબર ગણાતી હોય તો એ બે માણસો બકરી અને પાંચમણ ઘઉંની સીધી આપલે કરી લે. આ જાતની પદ્ધતિમાં અનેક ગેરફાયદા અને મુશ્કેલીઓ છે તે તો દેખીતું છે; કેમકે કોઈની પાસે પાંચ મણ કરતાં ઓછા ઘઉં હોય તો શું થાય? અઢીમણ ઘઉંના બદલામાં અડધી બકરી ન જ ખરીદી શકાય! વળી બકરીવાળાને ઘઉં ન જોઈતા હોય અગર ઘઉંવાળાને બકરી ન જોઈતી હોય તો એ સોદો થઈ ન શકે. એટલે આ પ્રકારની મુશ્કેલી ટાળવા, માનવીએ 'નાણું' શોધી કાઢ્યું, જે દ્વારા બધા મનુષ્યો પોતપોતાની જણસોની એક સર્વમાન્ય પ્રકારમાં કિંમત આંકી શકે. ધારો કે ચાંદીના સિક્કા હોય તો માનવી એક બકરીના બદલામાં પાંચ સિક્કા લઈ શકે અને પછી એમાંથી એક સિક્કાના ઘઉં, બીજા એક સિક્કાનું કાપડ, ત્રીજા સિક્કાની ચોપડી ખરીદી શકે અને બાકીના બે સિક્કા પોતાની પાસે બચત રાખી શકે. આ પ્રમાણે નાણાંની શોધ એ માનવીના ઇતિહાસમાં એક અગત્યની બીના ગણી શકાય. એનાથી માનવી પ્રગતિ અને સંસ્કૃતિના માર્ગ ઉપર એક પગલું આગળ વધ્યો એમ ચોક્કસ રીતે કહી શકાય. ઉપરના દૃષ્ટાંતમાં જોયું તેમ, એક બકરી બરાબર પાંચ મણ ઘઉં આવતા હોય તો પાંચ મણ ઘઉંના બદલામાં જેટલું નાણું મળે તેટલું જ નાણું એક બકરીના બદલામાં પણ મળે. એટલે એ બન્નેની કિંમત સરખી થઈ ગણાય. આ ઉપરથી સમજાશે કે નાણું એ તો માત્ર એક સાધન છે—વસ્તુઓની આપલે કરવાનું સાધન છે; તેવી જ રીતે વસ્તુઓની કિંમત

આંકવાનું, અને વસ્તુઓનું મૂલ્ય સાચવી રાખવાનું સાધન છે પરંતુ આજના યુગમાં આપણે જોઈએ છીએ કે નાણું સાધન મટી જઈને સાધક થઈ ગયું છે એટલે કે સેવક મટીને માનવીને માથે ચડી બેઠું છે, કેમકે એ માત્ર વસ્તુઓની કિંમત માપવાનું સાધન રહ્યું નથી પરંતુ એનાથી વસ્તુઓની કિંમતની વધઘટ થયા કરે છે. જો નાણાંનો અનહદ વધારો થાય તો વસ્તુઓની કિંમત વધે છે અને જો ઘટાડો થાય તો કિંમત ઘટે છે આ કેવી રીતે બનવા પામે છે એ સહેલાઈમાં સહેલી નીચેની રીતે સમજાવી શકાય.

'ધારો કે એક નાનું ગામડું છે, એને બહારની દુનિયા સાથે બિલકુલ સંબંધ નથી એ ગામડામાં દસહજાર રૂપિયા કુલ ચલણમાં છે, જ્યારે બધી જાતની વસ્તુઓ મળીને પાંચ હજાર છે તો એ દરેક વસ્તુની આપલે થાય ત્યાર એ દરેકની સરેરાશ કિંમત બે રૂપિયા રહે હવે એ ગામડામાં એકદમ પાંચહજાર રૂપિયાનું ચલણ વધારવામાં આવે અને એ વસ્તુઓમાં વધારો ન થાય તો શું થાય? તો જેટલી વસ્તુઓ દસહજાર રૂપિયામાં મળતી હતી એ હવે પંદરહજારમાં મળે, એટલે દરેક વસ્તુની કિંમત વધે તેવી જ રીતે એ ચલણમાં એકદમ ઘટાડો થાય તો વસ્તુઓની કિંમતમાં પણ ઘટાડો થઈ જાય આ ઉપરથી સમજાશે કે જ્યારેજ્યારે ચલણમાં વધારો થાય અને કુલ માલ સામાનમાં તે પ્રમાણે વધારો ન થાય તો ભાવમાં એકદમ વધારો થઈ જાય છે આ પરિસ્થિતિને નાણાંનો ફુગાવો કહેવામાં આવે છે, જેનાથી આપણે સૌ આજકાલ ખૂબ જ પરિચિત છીએ.

નાણાંના ફુગાવાની આપણી આજની પરિસ્થિતિ ૧૯૩૯માં શરૂ થયેલા વિશ્વયુદ્ધને આભારી છે તે વખતે આપણે ત્યાં પરદેશી સરકાર સત્તા જમાવીને બેઠી હતી એ સરકારે હિંદી પ્રજામતની દરકાર કર્યા સિવાય હિંદને યુદ્ધમાં ભાગીદાર બનાવી દીધું અને એમને જે જે સાધન–સામગ્રીની જરૂર પડી તે આપણે ત્યાંથી પોતાના દેશમાં અને એમનાં બીજાં સાથી રાજ્યોને મોકલી આપી એ માલ–સામાન લેવા માટે તે વખતની સરકાર પાસે પૂરતાં નાણાં નહોતાં એટલે નવીનવી નોટો છાપીને પણ પોતાની જરૂરિયાતો પૂરી પાડી પરિણામ એ આવ્યું કે આપણે ત્યાં સાધન–સામગ્રીની અછત અને તંગી થતી ગઈ, જ્યારે નાણાંની રેલમછેલ થવા લાગી, એટલે દરેક વસ્તુના ભાવ કૂદકે ને ભૂસકે વધવા લાગ્યા એ તો દેખીતું છે કે દરેક વસ્તુના ભાવ એકસરખા ન વધે જેની જરૂરત વધુ હોય તેના ભાવ પ્રમાણમાં ઘણા વધી જાય, જ્યારે જે વસ્તુની માંગ ઓછી હોય તેના ભાવ ખાસ વધવા પામે નહિ આ પ્રકારે ભાવ વધતાં કામગારો, કારીગરો અને નોકરિયાતોને પોતાનો જીવનનિર્વાહ ચલાવવા માટે વધુ નાણાં આપવાં પડે, એટલે વસ્તુઓની કિંમત પણ વધે, કેમકે વસ્તુની કિંમત નક્કી કરવામાં તે વસ્તુ બનાવવામાં જે કામગારો કે કારીગરોને વેતન મળતું હોય તેની પણ ગણતરી કરવામાં આવે છે એટલે ફરી પાછા ભાવ વધે અને એ લોકોને ફરીથી વધુ ને વધુ વેતન–મોંઘવારી ભથ્થું આપવું પડે છે એક મજૂરનો પગાર પચીસ રૂપિયા હોય અને નાણાંના ફુગાવાથી બધી જીવનની જરૂરતોના ભાવ સરેરાશ બમણા થઈ ગયા હોય તો તેને પચીસ રૂપિયા મોંઘવારી ભથ્થું આપવું પડે એટલે જે કાપડ પહેલાં એક રૂપિયે વાર વેચાતું તેની કિંમત પણ વધવા પામે છે, કેમકે મજૂરનો પગાર વધારવામાં આવ્યો છે એટલે જીવનની જરૂરતો–જેના ભાવ

બમણા હતા તે વધીને અઢીગણા અગર તેની આસપાસ થાય, જેથી મજૂરને ફરીથી તેના મોંઘવારી ભથ્થામાં વધારો કરી આપવો પડે છે, એટલે કાપડનો ભાવ ફરી વધે છે આ પ્રમાણે એક જાતનું ચક્ર ચાલ્યા કરે છે. એમાં એકબીજા ઉપર અસર થયા કરે છે અને ક્યાંથી શરૂઆત થઈ અને ક્યાં છેડો છે એ શોધવું લગભગ અશક્ય બની જાય છે. પરિણામે પરિસ્થિતિ એવી ઊભી થાય છે, કે આપણે કોથળા ભરીને નાણાં આપીએ તોપણ આપણને જૂજ વસ્તુઓ જ મળે છે. આ સંબંધમાં જે એક સુવિખ્યાત અંગ્રેજ અર્થશાસ્ત્રીએ કહ્યું છે તે યથાર્થ છે: 'યુદ્ધ પહેલાં આપણે ખીસામાં પૈસા નાખીને જતા હતા ને ટોપલી ભરીને વસ્તુઓ લઈ આવતાં હતા, જ્યારે અત્યારે ટોપલી ભરીને પૈસા લઈને જવું પડે છે અને ખીસામાં (થોડીઘણી) વસ્તુઓ મૂકીને આવીએ છીએ!'

આ પ્રમાણે નાણાંએ ભારે અનર્થ જગાવ્યો છે. જે નાણાંમાત્ર એક સેવક અને સાધન તરીકે યોજવામાં આવ્યાં હતાં તે આજે સેવક મટીને માલિક બની ગયાં છે અને મનુષ્યના આખા જીવનને ઊથલપાથલ કરી મૂક્યું છે. આજે નાણાંનો ફુગાવો થવાથી સમાજના જુદાજુદા વર્ગો ઉપર જુદીજુદી જાતની અસર થઈ છે. નાણાંના ફુગાવાથી ખાસ કરીને વેપારી વર્ગ, ખેડૂતો, દેણદારો અને જેમની આવક સ્થિર પ્રકારની નથી તેમને થોડોઘણો લાભ થવા સંભવ છે; કેમકે તેઓ પોતાની પાસે જે વસ્તુ હોય તેના વધારે ભાવ ઊપજવાથી વધુ નાણાં મેળવી શકે છે. પણ એકંદરે તો કેટલો લાભ થાય એ દરેક વ્યક્તિ ઉપર આધાર રાખે છે; કેમકે જેમ એની આવક વધે એમ એનો ખર્ચ પણ વધે છે. પહેલાં જે વસ્તુનો એક રૂપિયો પડતો હતો તેના આજે ત્રણ રૂપિયા આપવા પડતા હોય, તો જ્યાંસુધી એની આવક ત્રણગણી ન થાય ત્યાંસુધી તો એને કશો ખરેખરો નક્કર લાભ થતો નથી. પરંતુ બીજાના પ્રમાણમાં એ કદાચ વધુ 'ભાગ્યશાળી' જણાય; કેમકે જેમની આવક સ્થિર છે, એટલે કે બાંધેલી છે તેમને તો નાણાંના ફુગાવાથી પારાવાર હાડમારીઓ વેઠવી પડે છે. મધ્યમ વર્ગનાં માનવીઓ, જેમની આવક લગભગ એની એ જ રહે છે, તેમની સરખામણીમાં મોટા વેપારી, ખેડૂત કે મજૂર જેની આવક ત્રણગણી થઈ ગઈ હોય એ વધુ 'નસીબદાર' અને 'તાલેવાન' દેખાય છે. એમના ખર્ચ વધવા સાથે એમની આવક પણ તેટલી જ વધે છે, જ્યારે મધ્યમ વર્ગની બાબતમાં ખર્ચ વધે છે, પરંતુ આવક વધતી નથી. એટલે ટૂંકમાં નાણાંનો ફુગાવો થવાથી દરેકને સહન તો કરવું જ પડે છે. પરંતુ તેમાં મધ્યમ વર્ગના માનવીઓ, જેમની આવક સ્થિર છે એમને સૌથી વધુ સહન કરવું પડે છે. વળી જ્યારે નાણાંનો ફુગાવો થયો હોય ત્યારે દેણદારને કેટલોક ફાયદો થાય છે, જ્યારે લેણદારને નુકસાન થાય છે. આજથી પાંચ વરસ પૂર્વે ઘઉંનો ભાવ પાંચ રૂપિયે મણનો હોય ત્યારે એક માણસ એકહજાર રૂપિયા કોઈની પાસે ઉછીના લઈને તેના બસો મણ ઘઉં ત્યારે લાવ્યો હોય તો એ માણસ આજે એ હજાર રૂપિયા જેની પાસેથી ઉછીના લીધા હોય તેને પાછા આપે, તો તે માણસ તો આજે ઘઉંનો ભાવ વીસ રૂપિયે મણ હોય તો પચાસ જ મણ ઘઉં મેળવી શકે. એટલે, જેટલી મૂડીથી એ પાંચ વરસ પહેલાં બસો મણ ઘઉં મેળવી શકતો હતો તેટલી જ મૂડીથી તે આજે માત્ર પચાસ મણ જ મેળવી શકે છે. એટલે આ પરિસ્થિતિમાં દેણદારને ફાયદો થાય અને લેણદારને નુકસાન થાય એનો અર્થ તો બસો મણ ઘઉં લઈને પચાસ મણ પાછા

આપવો, જેવી વાત થઈ બીજી રીતે જોતા એમ કહી શકાય કે નાણાનું મૂલ્ય એટલું ઘટ્યુ છે નાણાનુ મૂલ્ય ચોથા ભાગનું થઈ ગયુ છે અને આવુ થાય તો જેની પાસે એક લાખ રૂપિયા હોય અને જે બહુ ધનિક અને ભાગ્યશાળી ગણાતો હોય તેની પણ થોડા જ વખતમાં દિનદશા ફરી જાય એને પોતાના નાણાંથી જે સાધન-સામગ્રી કે સગવડો મળી શકતી હતી તેના કરતા ચોથા ભાગની જ સાધન-સામગ્રી કે સગવડો તે મેળવી શકે આમ નાણાં જે હેતુથી અસ્તિત્વમાં લાવવામાં આવ્યાં હતાં તેના કરતાં કઈક જુદુ જ પરિણામ આવ્યુ છે

આ ઉપરથી સમજાશે કે રૂપિયાનુ પણ મૂલ્ય હોય છે એ મૂલ્ય રૂપિયાથી જે વસ્તુ ખરીદી શકાય તે ઉપરથી આંકી શકાય છે આજથી દસ વરસ પહેલાં જે રૂપિયાનુ બે વાર કાપડ મળતુ હતુ તે જો આજે અડધો વાર જ મળે તો રૂપિયાની કિંમત તેટલી ઘટી છે એમ કહી શકાય.

જેમ આપણા દેશમાં ચલણી નાણું રૂપિયાથી ઓળખાય છે તેમ જુદાજુદા દેશમાં ચલણી નાણાંના જુદાંજુદાં નામ હોય છે ઇગ્લેંડમાં પાઉન્ડ, અમેરિકામાં ડોલર ફ્રાંસમાં ફ્રાંક, ઇટાલીમાં લીરા, સ્પેનમાં પેસેટા, સ્વીડનમાં ક્રોના, સ્વીટ્ઝર્લેંડમાં ફ્રાંક ઓસ્ટ્રેલિયામાં શિલિંગ ચીનમાં ટેલ વગેરે જુદાજુદા પ્રકારના ચલણીનાણાં દરેક દેશમાં હોય છે જે રીતે આપણાં રૂપિયાનું મૂલ્ય વધે છે કે ઘટે છે તે પ્રમાણે દરેક દેશમાં ત્યાંના ચલણી નાણાંના મૂલ્યમાં ફેરફાર થયા કરે છે આ ઉપરથી જણાશે કે એકબીજા દેશ વચ્ચેના વેપારમાં અને વસ્તુઓની આપલેમાં પણ ચલણી નાણાંના મૂલ્યમાં ફેરફાર થવાથી મોટી મુશ્કેલીઓ ઊભી થાય છે અને વેપાર ધંધાને કેટલીક વખત બહુ સહન કરવુ પડે છે એટલે જે શુભ ઉદ્દેશથી નાણાંની શોધ કરવામાં આવી હતી તે બર આવવાને બદલે કઈક જુદુ જ પરિણામ આવ્યુ છે અને તેથી કરીને માનવીના આખા જીવનને સ્પર્શતી ગૂચવણો ઊભી થવા પામી છે

★

અબ્રાહિમ લિંકન અમેરિકાનો મહાન પુરુષ થઈ ગયો એ ઘણો ઊંચો ને મજબૂત બાંધાનો હતો એક વખત કોઈ બે માણસો વચ્ચે તકરાર થઈ કેડથી નીચેના ભાગની લંબાઈ શરીરના કેટલા પ્રમાણમાં હોવી જોઈએ એ તેમની તકરારનો વિષય હતો બને જણા પોતપોતાની ઉગ્ર દલીલો કરતા હતા

"કેડની નીચેના ભાગની લંબાઈ કેટલી હોવી જોઈએ? તમે શું ધારો છો?" લિંકનને પૂછવામાં આવ્યું

"જમીનને બસ અડકે એટલી!" ટૂંકો પણ માર્મિક ઉત્તર લિંકને આપ્યો

×

# મીરાં : સખી ગિરધરની

*

શ્રી. જયંત અ. મહેતા
બી. એ. (ઓનર્સ)

મીરાં ને નરસિંહ મહેતાનાં નામો ન સાંભળ્યા હોય એવા શિક્ષિત ગુજરાતીઓ ભાગ્યેજ જડી આવે. રાજભવનના ઐહિક વૈભવો ફગાવી દઈ લોકલાજની દરકાર કર્યા વિના, મનમાન્યા મોરલીધરના ધ્યાનમાં જ મસ્ત રહી સાધુસંતોની સાથે રહેવું એ તો આજના યુગમાં પણ અત્યંત ક્રાંતિકારી લેખાય એવું પગલું છે: આટલાં વર્ષો પહેલાં આવું ક્રાંતિમય રંગ માંડવાની હિંમત કરનાર એ નારીહૃદયમાં કેટલું આત્મબળ હશે? કૃષ્ણચંદ્ર માટેની કેટલી ઉગ્ર તાલાવેલી હશે? સંસારી સુખોને આત્મમુક્તિના યજ્ઞમાં હોમી દેવાની કેટલી ઉત્કટ ભાવના હશે? આવી ગૌરવવંતી નારીનો ઇતિહાસ અથેતિ મળતો નથી. લેખકે મીરાંનું જીવન વાર્તામાં વણી લેવાનો પ્રયત્ન કર્યો છે. મીરાંના મુખમાં મુકાયેલાં ગીતભજનો મીરાંએ તે તે સમયે જ બનાવ્યાં છે એવું નથી, એ દૃષ્ટિથી લેખકે કાળવ્યુત્ક્રમ કર્યો જરૂર ગણાય, પરંતુ કળાની દૃષ્ટિએ એટલી છૂટછાટ ચલાવી લઈએ.

મેડતાના રાજપ્રાસાદમાં રૂપાની હિંડોળાખાટ ઝૂલી રહી છે. રાવ દુદાજી તેની ધોળી મૂછોમાં આનંદનું હાસ્ય છુપાવી પાસે બેઠેલી મીરાંને વિનવે છેઃ

'મીરાં! ગા જોઉ પેલું ગીત.'

'કયું દાદાજી?'

'પેલું—રાધાકૃષ્ણનું.'

'જી દાદાજી, ગાઉં છું, પણ રખે તમે મારી મશ્કરી કરો તો! મશ્કરી કરશો તો તમને મારા ગિરધરલાલના સોગંદ છે.' ...ર્યા અવાજે મીરાં બોલી.

'નહીં રે મીરાં! તું તારે છૂટે રાગે ગા. નાચવું હોય તો નાચ, લે આ કરતાલ ને હું બજાવું મંજીરા...થાવા દે!'

'દાદાજી! તમે કેવા સરસ છો? મને તમારી પાસે નાચવું-ગાવું ખૂબ ગમે છે.' કરતાલનો તાલ મેળવતી હોય તેવો લહેકો કરતી મીરાં ગીત ઉપાડે છેઃ

બોલ મા બોલ મા બોલ મા રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.
સાકર-શેરડીનો સ્વાદ તજીને,
કડવો લીમડો ઘોળ મા.
સારંગીના સૂર જેવો કોમળ અવાજ, ઝાંઝરનો મસ્ત ઠમકાર અને નાજુક અંગનો આકર્ષક વળાંક—જાણે કોઈ પૂર્વજન્મની ગોપી મારવાડના રેગિસ્તાનમાં ગોરસ પાવા અવતરી ન હોય એવું દુદાજી અનુભવી રહ્યા. પણ દુદાજીના એ વિચારને કોઈના સત્તાવાહી અવાજે સો જોજન દૂર નસાડી મૂક્યો.

'પિતાજી! આ શી ધમાલ બોલાવી રહ્યા છો? તમને પણ ઘરડે ઘડપણ કંઈ નથી સૂઝતું તે ચૌદ વરસની છોકરીને નચાવો છો?' જરીભર્યા પોશાકમાં શોભતા મીરાંના પિતા રત્નસિંહે ડોસા દુદાજીને ઠપકાનાં વેણ કહ્યાં એની આંખમાં ક્રોધની રાતી રેખાઓ ચમકી ગઈ. મીરાંનું કોમળ કાંડું પકડી તે બોલ્યોઃ

'ચાલ તારી બા પાસે.'

મીરાં માતા પાસે જઈ તેની સોડમાં ભરાઈ ગઈ. પિતાજી રુઆબભેર ચાલ્યા ગયા. પછી એ ધીમે રહીને બોલીઃ

'માતાજી! આ બધા મને હરિભજન કરતી શા સારુ અટકાવે છે? મને તો છૂટે રાગે ગાવાનું મન થાય છે. મોકળે પગે નાચવાની તાલાવેલી લાગી છે.' કરતાલનો અવાજ અને આ મંજીરાનો રણકાર જ્યારે

સંભળાય છે ત્યારે મારું હૈયું હાથ નથી રહેતું બા, કોણ જાણે શુંનું શું થઈ જાય છે રડું કે હસું? નાચું કે ગાઉં? આંખો ખોલું કે બીડી રાખું? બા! બા! મને કાંઈ ખબર પડતી નથી ના ના, હું તો હંમેશ ગાઈશ, નાચીશ, કૂદીશ—મારા ગિરધર ગોપાલની સાથે—મારા નટવરનાગરની સાથે' મીરાં હાંફતીહાંફતી બોલવા લાગી

'બહેન! હવે તો તું મોટી થઈ તારે હવે રમવાનું હોય? તારા પિતાજી તો તારે માટે વર શોધે છે જો આ બધી છબીઓ હમણાં જ મને એ આપી ગયા કે મીરાંને દેખાડી જો મીરાં! લે જોઈ આમાંથી કયો રાજકુમાર તને પસંદ આવે છે?' મીરાંને સમજાવતી-પટાવતી હોય એવા લહેકાથી તેની માતા બોલી

મીરાં એકએક છબીને નીરખીનીરખીને જુએ છે, પણ એ બધા રજવાડી પોશાકના જરિયાની ભભકામાં મીરાંનું મન કેમ જાણે પરોવાતું જ નથી માને રીઝવવા એ બેચાર છબી વારંવાર જોવાનો ડોળ કરે છે—પણ વૃથા એનું મન તો પ્રત્યેક છબીના ભીતરમાં ગિરધરલાલની છબી ખડી કરતું જાય છે આ સોનેરી માફાને બદલે મોરપિચ્છધારી મુગટ હોય તો કેવું સારું લાગે! ને આ જરીભરેલા રંગબેરંગી અચકન ને આ આંટીવાળી સુરવાળમાં તે શો ભભકો ભર્યો હશે! એના કરતાં તો મારા વહાલાનું પીળું પીતાંબર શું ઓછું — ને પેલા રાજકુમારે તો ધનુષ્ય ધાર્યું છે. છી મને તો જરાય ગમતું નથી એને બદલે વાંસળી હોય તો કેવું રૂડું! તીર લાગે તો પ્રાણ ભાગે, વાંસળી વાગે તો પ્રાણ જાગે, બા! બા! મને આ બધા નથી ગમતા' આવેશમાં આવી એ બધા રાજકુમારોની છબીઓને માતાના ખોળામાં ફેંકી દે છે અને ધીમે અવાજે પણ નિશ્ચલતાથી પોકારે છે

પ્રેમની પ્રેમની પ્રેમની રે,
મને લાગી કટારી પ્રેમની,
કાચા સૂતરને તાણે હરજીએ,
બાંધી જેમ એ ખેંચે તેમ તેમની.

'જો, પાછી એની એ લટણ? બેટા! હવે આ બધા ગાંડા કાઢવા છોડી દે કાલ સવારે તો તારે સાસરે જવું પડશે ત્યાં તારાથી એક શબ્દ પણ બોલાશે નહીં. સાસુ-સસરા, જેઠ-જેઠાણી સૌની આમન્યામાં રે'વું પડશે, બહેન!'

'કોણ સાસુ ને કોણ સસરા—બા! હું એવા સાસરિયે જવાની નથી મારું સાસરું તો જુદું છે, જો સાંભળ

સાસું અમારી સુષુમણા, સસરો પ્રેમ સંતોષ,
જેઠ જગજીવન જગતમાં મારો નાવલિયો નિર્દોષ

'બસ ચૂપ રહે છોકરી! તારો વિવાહ મેં કરી લીધો છે—ચિતોડગઢના પ્રતાપી રાજકુંવર ભોજરાજની સાથે, જેની આણ સારા યે આર્યાવર્તમાં ગાજે છે એવા રાણા સંગનો એ પાટવી પુત્ર છે દેવી! છોકરીને સમજાવો, નહીં તો વિવાહ ફોક થશે ને આપણી આબરૂના કાંકરા થશે મેડતાનો વૈભવ ધૂળમાં રોળાશે મીરાંને રાણાવંશની કુળવધૂ બનાવવા માટે હજી ઘણી કેળવવી પડશે તેની છોકરબુદ્ધિ હવે જવી જોઈએ' રત્નસિંહની વાણી રાજમહેલમાં પડઘો પાડી રહી મીરાં સ્તબ્ધ આંખે પિતાજીનાં વાક્યો સાંભળી રહી

પિતાજી ગયા બા મીરાં ધ્રુસકેધ્રુસકે રડવા માંડી એના દિલમાં ઝંઝાવાત ઊપડ્યો મગજ ચકરચકર ફરવા લાગ્યું અને એ દોટ મૂકી પોતાના પૂજાસ્થાને પહોંચી ગઈ અને કૃષ્ણની મૂર્તિ સામે બે હાથ જોડી કરગરવા લાગી

હું તો પરણી મારા પ્રીતમની સંગાથ,
વ્હાલમજી હું તો—
ઓજાનાં અંઢળ નહીં રે બાંધું.....

*

ચિતોડગઢના રાજરસ્તા પર લોકોના ટોળેટોળાં ઊમટ્યાં છે. ચાર અશ્વના રૂપેરી રથમાં રાણા ભોજરાજ સાથે બંધાયેલી મીરાં શાંત અને સ્વસ્થ અદાથી બેઠી છે. પુષ્પોના ફૂલદડા ઉછાળતી મીરાંના હાથનું ચેતન હણાઈ ગયું છે. દેહ જાણે થાકીને લોથ થઈ ગયો છે. આંખો રડીરડીને લાલઘૂમ થઈ છે. માન તેના અંતરમાં એક જ રટણા ચાલી રહી છે :

બસો મેરે નૈનનમેં નંદલાલ......
મોહનિ મૂરતિ, સાંવરિ સૂરતિ,
નૈનાં બને રસાલ...

એ રટણાની સાથે 'મોરમુકુટ'ધારી શ્રીકૃષ્ણ તેની સામે દેખાય છે. મોરલીધારીને એ ઘનશ્યામને નીરખી રહી છે, ત્યાં જ તેની નણંદ ઉદાબાઈ ભાભીના કાનમાં ગણગણે છે :

'ભાભી! ઊઠો! કુળદેવીનું મંદિર આવ્યું. જોજો, ધીમાંધીમાં ડગ ભરજો. મારા ભાઈને પછાડતાં નહિ હં!' મજાક કરતી ઉદાબાઈએ મીરાંને રથમાંથી નીચે ઉતારી. વાજતેગાજતે સૌ મંદિરમાં પ્રવેશ્યાં. કુળદેવીની આરતી ઉતારાઈ. ઘંટનાદ અને શંખધ્વનિ થયા. મંદિરમાં એકઠો થયેલો સમુદાય કુળદેવીને નમસ્કાર કરતો પ્રાર્થના કરી રહ્યો. પણ મીરાંના હાથ જોડાતા નથી. એક હાથે મીરાંએ પાલવ પકડી રાખ્યો છે, બીજો હાથ કુંકુમથી રંગાયેલો એમ ને એમ સ્થિર છે.

'ભાભી! કુળદેવીને વંદન કરો. તમારું સૌભાગ્ય કાયમ રહેશે...ચાલો ભાભી, નમન કરો, શું વિચાર કરો છો?' નણંદબા બોલ્યાં.

'ઉદાબા! હું તો એવા વરને વરી છું કે મારું સૌભાગ્ય અખંડ છે મારો ચૂડલો કોઈ તોડી શકવાનું નથી માટે નચિંત રહો.'

'ભાભી! હવે એ બધું ડા'પણ રે'વા દ્યો. પહેલાં કુળદેવીને પગે પડો. ભાઈ! તમે મારાં ભાભીને સમજાવો બહુ જિદ્દી સ્વભાવનાં લાગે છે.'

'મીરાં!' રાણો ધીમા અવાજે મીરાંને વિનવે છે: 'દેવીને વંદન કરો ને આશિષ મેળવો.'

'રાણાજી! આશિષ તો મળી ચૂકી છે, એટલે મારે અન્યની દુઆ નથી જોઈતી. મારો નેડલો તો બંધાયો છે મારા નંદલાલાની સાથે...

હરિવર મૂક્યો કેમ જાય મુજથી,
હરિવર મૂક્યો કેમ જાય?
નંદકુંવર સાથે નેડલો બંધાણો,
પ્રાણ ગયે ન છુટાય.'

'એમ કે? તું કૃષ્ણને વરી ચૂકી છે? ગાંડી! મારી પાસે એવા શબ્દો ઉચ્ચારતાં શરમ નથી આવતી તને? મીરાં! મારી આ તેં શી ઠેકડી ઉડાવી છે?' રાણાનો ક્રોધ માઝા મૂકતો હતો

એ આંગળીમાં પાલવ પકડી, ઘૂંઘટ ઊંચો કરી, મીરાંએ રાણા સામે જોયું. નિશ્ચલ અને તેજસ્વી નયનોના સૌંદર્યે રાણાનો ક્રોધ પળવારમાં ગાળી નાખ્યો. રાણો વધારે ન બોલી શક્યો. નવવધૂના મોહક રૂપમાં તેનો ક્રોધ ક્યાંય ધોવાઈ ગયો હતો. એ મીરાંના રમણીય મુખારવિંદ સામે અનિમેષ જોઈ રહ્યો મીરાં કુળદેવી સામે ફરી અને ઘૂંઘટ ખોલી નાખ્યો. એનું શરીર વધારે નિશ્ચલ બન્યું અને મુખ પર રજપૂતી કાંતિના શેરડા પડી રહ્યા. લોકમેદની મીરાંનો ઊંચો-પાતળિયો-ગૌર દેહ જોવા તલપાપડ બની રહી. કોલાહલ વધવા માંડ્યો હતો. રાણાની માતાજીનો

મિજાજ ગયો હતો અને માનવમેદની જાણે આ બધો તમાશો હોય તેવા હાકોટા પાડતી હતી પણ મીરાં એ બધાની પરવા કર્યા વિના મધુર અવાજે ગાવા લાગી

લેહ લાગી મને તારી મોહનજી,
લેહ લાગી મને તારી રે;
કામ જ મૂક્યું ને ધામ જ મૂક્યું,
મનમાં ચાહું છું મુરારિ રે

હવે તો હદ થઈ ગઈ આવતી વહુ ને ભસતો રાજા મીરાંની સાસુએ જોરથી બૂમ મારી

મીરાં! બધ કરો આ તમાશો તમે તો મારા કુળને લાંછન લગાડ્યું ભોજ! મીરાંને સત્વર જુદા આવાસમાં મોકલી દે ત્યાં ભલે એ ગાયાં કરે, રાજમહેલમાં એનું જરા યે કામ નથી

'ઠીક ત્યારે સાસુજી' હું ખુશીથી જુદા આવાસમાં રહીશ ' મીરાંનો અવાજ રાણાને કોયલ જેવો મધુર લાગ્યો

રાણાના હૃદયમાં શૂન્યતા વ્યાપી ગઈ એનાથી બોલવું નહોતું પણ બોલાઈ ગયું

'મીરાં! શું તમે જુદા આવાસમાં રહેશો? મારો સુશોભિત મહાલય અનેક નોકરચાકરો ભાતભાતના ભોજન ને જાતજાતના શણગારો એ બધું છોડીને મારાથી દૂર વસશો?'

'હા, રાણા! તમારા રાજપાટ ને રાજસી ભોજન મારે શા ખપના?'

રાજની ભોજન રાણા જમવા નથી રે હાં,
વ્હાલમજી' અમે પ્રેમના ટુકડા માગી ખાશું રે;
મોતીની માળા કામ ન આવે રે હાં,
વ્હાલમજી' અમે તુલસીની માળા પેરી રે'શું રે

'બહુ થયું મીરાં! મારે તમારા નાટકી ગાણાં વધારે નથી સાંભળવાં બહેન ઉદા! તારી ભાભીને લઈને ચાલ રાજમહેલમાં, ચાલો માતાજી! અને આ સૌ મહાજનોને વિદાય આપો હવે '

ભાભીનો હાથ પકડી ઉદાબાઈ રથ સુધી ચાલ્યાં લોકોનો પ્રવાહ જુદીજુદી દિશામાં વેરાઈ ગયો રાણાનો રૂવરિયાળો 'પવનરથ' શૂન્ય હૃદયના વરઘોડિયાને લઈ વિદ્યુતવેગે રાજમહાલયને પથે પડ્યો

*

ચિતોડગઢના કાંગરે કાળો ધ્વજ ફરકે છે મેવાડની રાજધાનીમાં વહેલી સવારથી શોકનું વાતાવરણ છવાઈ ગયું છે ચૌટાં અને શેરીઓ સ્મશાન છે જે રસ્તાઓ પરથી રાણા ભોજરાજની સ્મશાનયાત્રા પસાર થઈ હતી તે રસ્તા પર તો રાજપૂતોની પાઘડીઓ નીચે કચડાઈ ગયેલા, ધૂળથી રગદોળાઈ ગયેલા અશ્વોના દાબડા નીચે છુંદાઈ ગયેલા ફૂલોના ઢગ ખડકાયા છે

મીરાં ગુફાવત્ આવાસમાં એકલી છે નાના શા પથ્થર પર ચંદન ઘસતાંઘસતાં મીરાં ગાઈ રહી છે પ્યારા મોહનનું પ્રેમગીત

મુખડાની માયા લાગી રે મોહન તારા
મુખડું મેં જોયું તારું,
સરવ જગ થયું ખારું,
મન મારું રહ્યું ન્યારું રે મોહન તારા
મુખડાની માયા લાગી રે

એ મધુર પ્રણયગીતનો જાણે ભંગ કરતી હોય એમ ક્રોધભરી ચાલે દાદર ચડતી નણંદનો ઘાંટો સંભળાય છે

'ભાભી છોડી દો આ બધા ઢોંગ ને ચાલો આપણા મહેલમાં ધણી જેવા ધણી ચાલ્યા ગયા તો ય તમારી આંખ ભીંજાતી નથી તમારે તે હૃદય છે કે પથ્થર? ચાલો ઊઠો.' ઉદાબાનું પહાડી શરીર ધ્રૂજવા લાગ્યું તેની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં

'બહેન! મારા હરિકીર્તનમાં વારેવારે શું કામ ભંગ પાડો છો? મારા વહાલાનું નામ લેવા દો તો રાણાજીનો દેહ સદ્ગતિ પામશે ઉદાબા! હું રાજમહેલમાં નથી

આવવાની. મારું ત્યાં કોઈ નથી. મને એકલીને અહીં પડી રહેવા દો. મારા નાગરનંદજી ને હું–આ જ મારો સંસાર ને આ જ મારો રાજમહેલ. મારું ત્યાં શું કામ છે?' ભક્તિ-ઘેનમાંથી જાગતી હોય તેમ મીરાંનાં નેહ-ભર્યાં નેણ જરા જેટલાં ઊંચાં થયાં.

'ભાભી ! આ હઠ કરવાનો પ્રસંગ નથી. ડાહ્યાં થઈને ચાલો મહેલમાં ને પહેરી લો શોકનાં કાળાં વસ્ત્રો. આ ટીલાં ને આ ટપકાં, ગળામાં ભરેલો આ તુલસીની માળાનો હારડો, આ બધા ઝાંઝ–પખાજને, મંજીરાના સાજ ને પેલા બધા મેલા–ઘેલા સાધુસંતોની મંડળી–બધું ય છોડવાનું છે હવે, સમજ્યાં? તમારી લાજમરજાદ ને રાણાકુળનો મોભો હવે તો વિચારો; ચૂંદડી ગઈ, ચૂડલો ભાંગ્યો, હવે તો કાંઈ સમજો !'

'બહેન ખરું છે, તમારા બોલ સાચા છે, કારણ:

**ચૂંદડી ઓઢું ત્યારે રંગ ચૂએ રે રંગબેરંગી હોય,**
**ઓઢું હું કાળો કામળો, દૂજો ડાઘ ન લાગે કોય.**

ઉદાબા ! હવે મને શો ડાઘ લાગવાનો છે? મેં તો સંસારની રંગબેરંગી ચૂંદડીનો મોહ કે દિવસનો છોડી દીધો છે. મને હવે કશો ભય રહ્યો નથી.'

'મીરાં ! તમારા સ્વચ્છંદ ઉપર અમને શરમ આવે છે. રાણાના રાજકુળને લાંછન લગાડતાં છતાં તમારા જીવને તો આનંદનો પાર નથી. ક્યાંય દુઃખનો લગાર દોરો ય ઊપસ્યો છે તમારા મુખ પર? ખાવુંપીવું ને તાગડધિન્ના કરવા સિવાય તમને બીજું શું આવડે છે? તમે ન માનો તો મને શું? તમે જાણો ને તમારાં કરમ જાણે. હું તો આ ચાલી નાનાભાઈ વિક્રમને ફરિયાદ કરવા. તે વિના તમે નહિ ગાંઠો...' ઉદાએ ક્રોધાર્ત સ્વરે કહ્યું અને પલવારમાં તે મીરાંના આવાસને છોડી ચાલી ગઈ.

જેમજેમ દિવસો જાય છે તેમતેમ મીરાંના આવાસમાં ભક્તિના સૂર વધારે ઘેરા બનતા જાય છે. સાધુ ને સંતોની મેદની તો હવે સમાતી નથી મીરાંના આવાસમાં. અને મીરાં લ્હે ગુલતાન કરતી, અત્યંત ભાવુકતાથી કૃષ્ણની છબી સાક્ષાત નીરખતી હોય તેમ ગાય છે:

**ઊભા કદમ વન–વેલીમાં છબીલો લાલ,**
**ઊભા કદમ વનવેલીમાં;**
**જમનાને કાંઠે વા'લો ધેનુ ચરાવે.**
**મેઘલી વર્ષાની હેલીમાં.**

ગીત ગવાય ને સાધુની મંડળી કરતાલે ને મંજીરાના રણકાર સાથે ગીત ઝીલતી જાય. પછી ગીત ચલતીમાં ઊપડે ને મીરાંના પગના ઘૂઘરા રણકી ઊઠે. પછી તો મીરાંને ભાન પણ ન રહે કે આંખ બિડાય છે કે ખૂલે છે, હાથ ફરે છે કે સ્થિર છે, પગ ધરતી સાથે ટેકાય છે કે આકાશમાં ઊડે છે; માત્ર એટલું જ અનુભવાય કે સુખ ચાલે છે ને ગીત ગવાય છે:

**પગ ઘૂઘરુ બાંધ મીરાં નાચી રે...**

નૃત્યની રમઝટમાં સૌ રસતરબોળ છે મીરાં ભાન ભૂલતી જાય છે. ગિરધરની મૂર્તિ સામે સૌનાં નયન જડાઈ ગયાં છે મીરાં પણ હવે અજબ તાનમાં આવી છે એટલે એ ગીતને પલટી નાખે છે ને બોલે છે:

કાનુડે ન જાણી મોરી પીર,
બાઈ હું તો બાળકુંવારી રે...
જળ રે જમુનાનાં અમે પાણીડાં ગ્યા'તાં વહાલા
કાનુડે ઉડાડ્યાં આછાં નીર, ઊડ્યાં ફરરર...રે...

પણ આ શું? આ બધા સાધુસંતો મીરાંના ગીતને ઝીલતા કેમ બંધ થઈ ગયા! માત્ર મીરાં જ એકલી ગાતીગાતી ફરે છે. સાજના સૂરો તો બંધ પડી ગયા છે. મીરાંનો

સમસ્ત આવાસ શાંતિનું પરમ ધામ બની જાય છે માત્ર મીરાંનું ગીત અસર નથી બનતું એ તો એવી જ તલ્લીન છે પણ અન્યની દૃષ્ટિ તો સામેના દ્વાર પાસે એકાએક ધસી આવેલા રાણા વિક્રમના સૈનિકો પર પડી છે અને સમશેરધારી વિકરાળ વિક્રમનો સત્તાવાહી અવાજ મીરાંના મધુર ગીતને દબાવી આખાયે ખંડમાં પ્રસરી રહ્યો છે કેટલાકનાં હૈયાં ધ્રૂજી જાય છે તો કોઈના અંગ ધ્રુજી ઊઠે છે વળી કોઈ તો મંદિર છોડીને ચાલતા પણ થાય છે શું બનવાનું છે તેની વિમાસણ કરતા હોય તેમ સાધુ સંતો એકબીજાના કાનમાં પૂછપરછ કરી રહ્યા છે એવામાં રાણો સિંહગર્જના કરતો હોય તેમ ગર્જે છે

'ભાભી! બંધ કરો તમારાં નાચ-ગાન આજ ને આજ તમારાં ગાંસડાંપોટલાં બાંધી લો ને સત્વર ચાલ્યા જાવ અહીંથી મહારાણા વિક્રમનો હુકમ છે કે મેવાડની હદમાં મીરાંનું નામનિશાન ના જોઈએ અને સાધુડાઓ! તમે પણ આજ ને આજ નાસી છૂટો, નહીં તો એકએકને વીણીવીણીને ઠાર કરવા પડશે ચેતવું હોય તો આજે ચેતી લો ને મેવાડની ધરતી બહાર ચાલ્યા જાવ.

હા, ચાલ્યા જાવ' રાણાના સૈનિકોએ પ્રચંડ ઉદ્‌ઘોષ કર્યો

મીરાંનો નાચ અટક્યો, પણ તેની સ્તબ્ધ મૂર્તિ તો, અવિચલ ઊભી છે અને એની અમીભરી દૃષ્ટિ રાણાનો રુઆબ જોવાની દરકાર પણ દરકાર કરતી નથી એનાં નયણાં તો ગિરધારીલાલને ચરણે ઢળ્યાં છે

પળ-બે-પળ તો મૃત્યુ પછીની શાંતિ જેવી શૂન્યતા છવાઈ ગઈ એ શાંતિનો ભંગ કરતી હોય એમ મીરાંએ, નીડરપણે ને સ્વસ્થ અવાજે ઉચ્ચાર્યું '

સાહેલડી! સાઢ શણગારજો રે,
મારે જાવું સો સો રે કોશ,
રાણાજીના રાજ્યમાં મારે,
જળ રે પીવાનો દોષ,
ગોવિંદો પ્રાણ અમારો રે,
મને જગ લાગે ખારો રે

*

અરવલ્લીની ગિરિમાળા સાથે અથડાતી વર્ષાની ઝડી ને પવનના ઝપટા રમઝટ બોલે છે વીજળીના ઝબકારા અરવલ્લીના કાળમીંઢ પથ્થરની વિકરાળતાને ઉઘાડી પાડતા હોય એમ ત્રાટકે છે વાદળાંના ભીષણ ગડગડાટ સાથે મોરની મધુર વાણી શંકર-ભીલડીના તાંડવ-લાસ્યનો મધુર સમન્વય હોય એવી લાગે છે

આવા વાતાવરણમાં મીરાંનો કાફલો મેવાડની ભૂમિને ત્યજીને મેડતાને પંથે જઈ રહ્યો છે

એક મોટા વડલાની છાયા નીચે મીરાંનો સંઘ આશ્રય લેવા બેસે છે મીરાંનું મન કુદરતની સાથે તાદાત્મ્ય સાધતું હોય તેમ નાચી ઊઠે છે અને એકાએક ગીત રચાઈ જાય છે

બોલે ઝીણા મોર, રાધા તારા ડુંગરિયા પર
બોલે ઝીણા મોર રે
મોર હી બોલે બપૈયા હી બોલે,
કોયલ કરે શોર;
કાળી બદરિયામેં બીજલી ચમકે,
મેઘ હુવા ઘનઘોર
રાધા તારા ડુંગરિયા પર

મીરાં મસ્ત છે વર્ષાની ધારોએ ભીંજાતી એની મંડળી પણ મીરાંની વાણી ઝીલી રહી છે સૌના મનમાં એ અરવલ્લીનો પહાડી પ્રદેશ નીલ વનરાજિભર્યો 'રાધાનો ડુંગરિયો' બની રહ્યો છે

ધીમેધીમે વરસાદ શાંત પડે છે ને

અરવલ્લીના પ્રદેશ પર ઠંડો પવન ફુંકાય છે. વરસાદથી ઢળી ગયેલા નાનાનાના છોડવાઓને જાણે વહાલથી ઊભા કરતો હોય એવો પવન આ મંડળીને પણ ઊભા થવાનો સંદેશ આપી રહ્યો છે ને સંઘ આગળ પ્રયાણ કરે છે.

થોડીવારમાં તો મારગ ધૂળના ગોટાથી ધૂંધળો બની જાય છે. આઠદસ રાજપૂત ઘોડેસવારો તડબડાટી કરતા સંઘ પાસે આવી, ઘોડા થંભાવી બરાબર નિરીક્ષણ કરવા લાગે છે

'રામસિંહ! આપણી ધારણા ખોટી પડી.' આ તો છે બધા સાધુડા. યવનોનું ધાડું એમ રેઢું પડયું હશે?' એક વાંકડિયાળી કાળી મૂછોવાળો રુઆબદાર રાજપૂત બોલ્યો.

'હા, જયમલ્લ મહારાજ!' બહાદુરશાહનું લશ્કર આમ છૂટું છવાયું આ મેડતાની ભૂમિમાં ન ફરી શકે. ઠીક ચાલો, ત્યારે આ સાધુડાનાં ભજન તો સાંભળીએ '

'એ ખરું કહ્યું. અલ્યા ભગતડાઓ! બોલો જોઈ એક સારું ભજન ' જયમલ્લે એક સાધુનું ઢોલક વગાડતાં કહ્યુ

ઢોલના અવાજની સાથે જ દૂરથી મીરાંનો ભક્તિભીનો કંઠ વહેવા લાગ્યો :

બંસીવારો આયો મારે દેસ,
થારી સાંવરી સુરતવાલી ભેખ...
આઉં આઉં કર ગયા સાંવરા,
કર ગયા કૌલ અનેક

ગાતીગાતી મીરાં ફરવા લાગી. એક હાથમાં કરતાલ છે ને ગળામાં મોટું ઢોલક. કરતાલ ને ઢોલકની ધૂનમાં એ બધું જ વીસરી ગઈ. તેના નયન સામે ગિરધરનાં મૂર્તિ ખડી થઈ ગઈ, એટલે એનો મધુર કંઠ વધારે ઊર્મિથી વાતાવરણમાં પ્રસરવા લાગ્યો :

**મોર મુકુટ પીતામ્બર સોહે ઘૂંઘરવાલા કેસ,**
**મીરાં કે પ્રભુ ગિરધર મિલ ગયે દૂના બઢા સ્નેહ.**

મીરાંનું નામ સાંભળતાં જ જયમલ્લ ચમક્યો અને એકાએક બોલ્યો:

'કોણ આ નાચનારી મીરાં છે? લોકો કહે છે: એ બધું આજે મારી આંખ સામે સાક્ષાત્ દેખાય છે શું? મીરાં...!' જયમલ્લથી અચાનક બૂમ પડાઈ ગઈ. તેના અવાજમાં રોષ અને તિરસ્કારની ખરેડી પડી.

'કોણ જયમલ્લ? વીરા! એમાં આટલાં બધા આકળા થવાનું શું કારણ? હજી તમારા ઘર સુધી તો આ સંઘને પહોંચવા દો, પછી સ્વાગત કરજો, ભાઈ!'

'બસ કર બહેન! આવા તારા વેષ જોઈને તારા ભાઈનું હૃદય બળીબળીને ખાખ થઈ જાય છે. આ બધા સાધુડાને હાંકી કાઢો બહેન ને સુખેથી પધારો મારા મહેલમાં— તમારો ભાઈ તમને મીઠાં પકવાન જમાડશે આ બધું ઘેલાપણું છોડી દો બહેન!'

'ભાઈ! ચિતોડની હદ છોડીને અહીં સુધી એ આશાએ આવી કે મારા ભાઈના દેશમાં હું સુખેથી હરિભજન કરી શકીશ. પણ ભાઈ! સારું થયું કે તમે અહીંઆં જ મારું સ્વાગત કરી લીધું. વીરા! તમે તારે ખુશીથી જઈ શકો છો છેલ્લુંછેલ્લું એક મારું ગીત સાંભળતા જાવ તો ય તમારો ઉપકાર.

ઘેલાં અમે ભલે થયાં રે ભાઈ,
મારે ઘેલામાં ગુણ લાધ્યું;
આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું,
મન સાચામાં બાંધ્યું......

'બસ કરો બહેન! મારે વધારે નથી સાંભળવું રામસિંહ! બહેનને માટે રથ મોકલો, હું પાછળથી આવીશ.' જયમલ્લે સૌને રજા દીધી; પણ મીરાં તો એની ધૂનમાં જ છે. એ જાણે તેના ગિરધરની સાથે વાતો કરતી હોય તેમ અધખૂલ્યાં નયનો સાથે લવી રહી છે:

અરજ કરે છે મીરા રાંકડી, ઊભી ઊભી
મુનિવર સ્વામી મારા, મંદિરે પધારો વા'લા,
સેવા કરીશ દિનરાતડી અરજ કરે છે

ગીત પૂરું કરી ધીમે રહીને મીરાં ગિરધરને સંબોધન કરતી બોલવા લાગે છે

'હે આર્તપ્રીતમ! મારા ગિરધારીલાલ! તને શોધતીશોધતી વૃંદાવનની કુંજેમાં હું એકલી ફરું છું 'પણ' તું કેમ મળતો નથી? પેલી ગોપીનું મટકું ફોડીને તું તો સીધો જ ચાલ્યો ગયો અને તું ગયો ત્યાંસુધી મેં દૂરદૂર જોયા કર્યું ત્યાં તો તારી બંસીનો મધુર સૂર મારા હૃદયમાં અથડાયો ને જાણે હૃદયમાં મોટો ભડકો થયો, હું ફફડી ઊઠી.

દુખડા દીએ છે અમને ભારી,
　　કાનુડા તારી મોરલી

પણ મારો રુદનસ્વર તને સંભળાયો જ ક્યાંથી હોય? અને સંભળાય તો તું મારી પાસે દ્વાર મૂકીને જરૂર આવ્યો હોત તું ન આવ્યો ને હૃદયનો દાવાનળ ન બુઝાયો એટલે હું પરવશ બની તને પૂછવા લાગી

કેમ કરીએ વા'લા કેમ કરીએ,
દવ તો લાગેલ ડુંગરિયે

પણ તેં મારા સવાલનો જવાબ ન જ આપ્યો ભલા! કંઈનહિ તો તારી મોરલીની મીઠી સાખ્યું તો મને સમજાવવી'તી— હશે, તને એ પણ ન સૂઝ્યું, ને મારા મનનું સમાધાન પણ ન થયું હું થાકીને તારી રાહ જોવા લાગી રાહ જોતાંજોતાં પણ મારા હૃદયમાંથી તો એક જ વાત બહાર આવતી હતી

મને ચાકર રાખોજી મને ચાકર રાખોજી,
શામળિયા ગિરધારીલાલ મને ચાકર રાખોજી

ને એમ ને એમ દિવસો વીતવા લાગ્યા તું કેમ ન આવ્યો? હવે તો આવવો જ જોઈએ એવી આશાની જપમાળા જપવા લાગી પણ રે! તું ન જ આવ્યો? મારું હૃદય ગૂંગળાઈ ગયું, પેટમાં દર્દ ચાલ્યું—હું ત્રાસી ઊઠી ને જોરશોરથી બોલવા લાગી

મેરા દર્દ ન જાને કોઈ, મેરા દર્દ ન જાને કોઈ

એ આર્તપુકારથી જાણે સાત સમુંદર ગાજી ઊઠ્યા હોય એમ વાદળાં ગર્જ્યાં, પેલા કાળમીંઢ પથ્થરોએ એના પડઘાને દૂરદૂર ગિરિકંદરામાં ઉછાળી મારા કાન સાથે અથડાવ્યો હું ચારે તરફ હરખભર્યા હૈયે જોવા દોડી મારાં હૃદયમાં જાણે લીલી હરિયાળી છવાઈ ગઈ, પેલા શ્યામ પથ્થરોને વીંધીને પવનવેગી છટાથી તું મને મળવા દોડ્યો આવે છે હરખમાં ને હરખમાં તું તારી મોરલી વગાડવી ભૂલી ગયો ને મારે ગળે બાઝી પડ્યો, ને આ મારો હાર પણ તોડી નાખ્યો

ઝૂમકહાર શીદ તોડ્યો હો રાજ,
　　મારો ઝૂમકહાર શીદ તોડ્યો?'

ગાતીગાતી મીરાં ત્વરિત પગલે નાચવા માંડી એટલે જયમલ્લથી આ બધું ગાંડપણ જોઈ શકાયું નહી, તે એકાએક ઘોડા પર ચઢી મેડતાને પંથે ચાલ્યો ગયો એ ગયા પછી મીરાંના હોઠ પર આછું સ્મિત ફરક્યું ને એ બોલી

માત છોડે, પિતા છોડે, છોડે સગા ભાઈ,
સાધુસંગ બેઠ બેઠ લોકલાજ ખોઈ

*

ગોમતીનદીનાં પાણી રુદન કરતાં હોય એવો ઘુઘવાટ કરી રહ્યાં છે આજે કાંઈ અનિષ્ટ બનવાનું હોય એવી આગાહી કરતા દ્વારિકાના કૂતરાઓ ભસી રહ્યા છે રાધા કૃષ્ણના મંદિરમાં મીરાં તેની મંડળી સહિત ભજન ગાતી ભૂખી ને તરસી બેઠી છે મીરાંના મનનો જગત પ્રત્યેનો અણગમો એના મુખની રેખાએ-રેખાએ વણાઈ ગયો છે નાચીનાચીને ને ગાઈગાઈને એનાં રુદ

# પ્રસંગત્રિવેણી

શ્રી. જયંતીલાલ મોતીલાલ શાહ
એમ. એ. એલએલ. બી.

જીવનનો અંત મૃત્યુ છે, પણ મૃત્યુનો અંત શો હશે—જીવન જ કે બીજું કંઈ, તેનું રહસ્ય માનવી ઉકેલી શક્યો નથી. આદિકાળથી એ સમજવા માટે જાણે માનવે તપશ્ચર્યા આદરી છે. કાળગંગાના કિનારા પરથી પસાર થતા જતાં દરેક પ્રવાસીએ પોતાની રીતે એનો ઉકેલ આણવાનો પ્રયત્ન કર્યો છે. ભગવાન તથાગતના મૃત્યુસમયના પટ્ટશિષ્ય આનંદ સાથેનો વાર્તાલાપ અને મૃત્યુ પછીનો યમ સાથેનો નચિકેતાનો પ્રસંગ સદ્દેતુ માનવી માટે, ઢાલની બંને બાજુ તરીકે, સારો એવો પ્રકાશ પાડે છે. આ પ્રસંગકથાઓ ચિત્તને આનંદ આપતાં આપતાં સંસ્કાર સીંચી જાય છે તે એની વિશેષતા છે.

શ્રી કિશોરલાલ મશરૂવાળા સાથે ઘણા સંમત થશે કે ભૂતકાળના સંતોમાં ગૌતમબુદ્ધ ચિત્તને સૌથી વધુ આકર્ષે છે. નાની વસ્તુ જેમણે જાણી નથી અને મોટી જેમનાથી અજાણી નથી એવા અહિંસાના આ આદ્ય પયગમ્બરની કરુણાપૂર્ણ મુખમુદ્રા માનવીનાં હાસ્ય અને રુદન હરી લઈ તેને અપાર શાંતિ આપે છે. ગીતાનો કર્મયોગ, ઍરિસ્ટોટલનો 'અતિરેકત્યાગ'નો સુવર્ણ સિદ્ધાંત અને પોતાનો મધ્યમમાર્ગ તેમના જીવનમાં મૂર્તિમંત થયા હતા. પુરુષાર્થની પ્રતિમા સમા આ લોકોત્તર પુરુષે 'દેહ પાડીશ કે કાર્ય સાધીશ' એ ભીષ્મપ્રતિજ્ઞા સાર્થક કરી; 'ગુરુ વિના જ્ઞાન નહિ' એ લોકોક્તિ ખોટી પાડી અને 'ઈશ્વર વિના પણ ધર્મ જેવી વસ્તુ હોઈ શકે છે' એ વસ્તુ સિદ્ધ કરી. એટલું જ નહિ પરંતુ સૉક્રેટિસ જેમ તત્ત્વજ્ઞાનને સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર લઈ આવ્યો તેમ બુદ્ધ ધર્મને મઠ અને મંદિરમાંથી ઝૂંપડા સુધી લઈ ગયા. દુઃખના આ મહાન ચિકિત્સક કોઈ આધુનિક વૈજ્ઞાનિકની માફક પ્રાણીમાત્રને નિર્વાણનો માર્ગ સરળ ભાષામાં સમજાવે છે. બુદ્ધિથી પર વસ્તુ તેમને માન્ય નથી; આત્માપરમાત્મા કે પરલોક–પુનર્જન્મની ચર્ચામાં તેમને રસ નથી; અને કાર્યકરણ સંબંધ સિવાય બીજો

---

લથડી ગયો છે. આંખનું ચેતન ઉજાગરાએ હણી લીધું છે. અને શરીરનું સ્વાસ્થ્ય ઉપવાસોએ ક્ષીણ કર્યું છે. મીરાંના ગળામાંથી અવાજ નીકળતો નથી છતાં યે એ ગાવાનો પ્રયત્ન કરે છે. વચ્ચેવચ્ચે અચાનક ઊભી થઈ જાય છે ને કોઈવાર તો એક કૂદરડી પણ ફરી જઈ ધબ કરતીકને ચેતનહીન દશામાં નીચે ફસડાઈ પડે છે. પાછી ટટ્ટાર બેસવાનો પ્રયત્ન કરે છે, પણ બેસાતું નથી. એની આંખ ગગનમાં ઊંડેઊંડે કંઈક નિહાળતી હોય તેમ અદ્ધર ચાલી જાય છે, અને એકાએક ગિરધરલાલની મૂર્તિના ચરણ આગળ તેનું શરીર બેવડ વળી શૂન્યવત્ પડી રહે છે. માત્ર તેનો ધીમો રણઝુલ સ્વર એની મધુર છટાથી માનવમેદનીને છેલ્લો સંદેશો આપતો અંતરીક્ષમાં ભળી જાય છે.

સારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું.+

+ અહીં વપરાયેલાં કેટલાંક પદો મીરાંનાં નામ પર ચડી ગયાં છે, એટલે એની પ્રબળ લોકપ્રિયતાને કારણે તેનો અહીં સમાવેશ કર્યો છે.

☆

કોઈ ચમત્કાર તેમનો વિષય નથી તેઓ તો એક જ વસ્તુ કહે છે 'જગતમાં દુઃખ છે દરેક મનુષ્ય દુઃખમાંથી છૂટવા મથે છે, દુઃખનું કારણ તૃષ્ણા છે, અને તૃષ્ણાનો નાશ નીતિનું સતત, સૂક્ષ્મ અને જ્ઞાનપૂર્વક પાલન કરવાથી થઈ શકે છે કાંઈપણ છુપાવવાનું કે કોઈને ન સમજાય એવું આ ધર્મપ્રવર્તક પાસે કશું નથી અહીં તો દરેકને આમંત્રણ છે, 'આવો અને જુઓ'

નાનામોટાં અનેક સ્ત્રીપુરુષો આ મહાશ્રમણ પાસે આવ્યાં અને ઇચ્છિત વસ્તુઓ પામ્યા પારસમણિના સ્પર્શથી જેમ કથીર કાંચનમાં ફેરવાઈ જાય છે તેમ શાક્યમુનિના સાન્નિધ્યમાં કુમાર્ગીઓ સન્માર્ગી થયા, સંસારીઓ સંન્યાસી બન્યા અને મુમુક્ષુઓ મોક્ષ પામ્યા વિરલ સંતમહાત્માઓએ ભોગવેલ લાંબા આયુષ્ય દરમિયાન આ રીતે માનવજાતની એકધારી સેવા કરતાંકરતાં તેમની અંતિમ ઘડી નજીક આવી પહોંચી કુશીનારામાં આનંદ સહિત અન્ય શિષ્યો ભારે હૈયે ગુરુની આસપાસ વીંટળાઈ વળ્યા માર ઉપર મહાન વિજય મેળવનાર આજે વિદાય લઈ રહ્યા છે એ જોઈને પીઢ ભિક્ષુઓનાં હૃદય પણ ભરાઈ આવ્યાં શું બોલવું એની કોઈને સૂઝ પડતી નહોતી આખરે બધાનું મૂંઝવણભર્યું મૌન તોડતાં બુદ્ધ બોલ્યા

'હે આનંદ, જગતનાં પ્રાણીઓને બે પ્રસંગે અકથ્ય લાભ થાય છે એક તો જ્યારે તથાગતમાં જ્ઞાનનો ઉદય થાય અને બીજો જ્યારે તેઓ નિર્વાણ પામે માટે તથાગત વિષે તમારે કોઈએ શોક કે ચિંતા કરવા યોગ્ય નથી તમારે તો ઊલટું અત્યારે તેમની પાસે દુઃખનાશ અને નિર્વાણપ્રાપ્તિનો વિચાર કરવો જોઈએ.'

'ભગવન્, આપે તો જન્મ, મૃત્યુ, જરા, અને વ્યાધિમાંથી મુક્તિ મેળવીને બીજાને તેમાંથી મુક્ત થવાનું શીખવ્યું છે પરંતુ અત્યારે જ્યારે અમે આપની આ સ્થિતિ જોઈએ છીએ, ત્યારે અમને શંકા થાય છે કે મૃત્યુના પંજામાંથી કોઈ છૂટી શકતું નથી'

'હે આનંદ, તારી વાત એક રીતે સાચી છે અગ્નિની શિખા અને પાણીના વહેણની માફક આ આખું જગત ક્ષણજીવી છે, અને તેની એકેએક વસ્તુમાં વિકૃતિ અને વિનાશનાં બીજ રહેલાં છે પરંતુ બોધિવૃક્ષ નીચે ચાર આર્ય સત્યોનું જ્ઞાન થતાંની સાથે જ તથાગત આ તમામ મર્યાદાઓ અને દુઃખોને ઉલ્લંઘી ગયા છે જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેનો અવશ્ય નાશ થાય છે, પરંતુ તથાગત તો જન્મ અને મૃત્યુ બન્નેથી પર છે'

'ભગવન્, આ વસ્તુ એકદમ અમારી સમજમાં આવે તેમ નથી વળી આપને એક બીજી વાત પણ પૂછવાની અમારામાંના ઘણાને ઇચ્છા થાય છે'

'હે આનંદ, તથાગત પાસે શરમ કે સંકોચ રાખવાનાં ન હોય.'

'તો શું ભગવન્, આપને અત્યારે કોઈ પણ જાતનું દુઃખ, વેદના કે ક્લેશ થતાં નથી?'

'એ અશક્ય છે, આનંદ'

'અને કોઈ પણ સંજોગોમાં આપના અનુભવવામાં તે ન આવે?'

'હે આનંદ, જ્યારે તુંબડા જેવા આ શરીર પ્રત્યેની આસક્તિ પૂરેપૂરી છૂટી જાય છે અને મનુષ્યની તમામ વાસનાઓ નાશ પામે છે, ત્યારે દુઃખનો આત્યંતિક નિરોધ થઈ જાય છે તથાગતની બાબતમાં કોઈ પણ જાતનો અકુદરતી બનાવ બને એ સંભવિત નથી, છતાં એકવાર એ વસ્તુ માની લઈએ તોપણ એટલું તો સ્પષ્ટ છે કે શૂળી ઉપર જ્વાળાઓની વચ્ચે, હાથીના પગ નીચે કે અંગવિચ્છેદના પ્રસંગે પણ તથાગતને દુઃખનો

લવલેશ સ્પર્શ થતો નથી.'

'ભગવન્, આ બધી વસ્તુઓ અમને બરાબર સમજાતાં હજુ વાર લાગે તેમ છે. પરંતુ અમે જાણીએ છીએ કે આપ જો ધારો તો આપનું આયુષ્ય લંબાવી શકવાને સમર્થ છો. તો આપની યોગસિદ્ધિને બળે આટલો ચમત્કાર કરવાની અમારા ઉપર કૃપા ન કરો?'

'હે આનંદ, કર્મનો અટળ નિયમ જડ–ચેતન તમામ પદાર્થોને એકસરખી રીતે લાગુ પડે છે. માટે જ્યારે કોઈ વસ્તુનો વિનાશ આવીને ઊભો રહે છે ત્યારે તેને અટકાવવા ઈશ્વર જેવી કોઈ વ્યક્તિ હોય તો તે પણ શક્તિમાન નથી. તેથી તું જેની માગણી કરે છે તેવો ચમત્કાર કરવા માટે તો ફક્ત અર્ધદગ્ધ કે પાખંડી મનુષ્ય જ પ્રવૃત્ત થાય. પરંતુ તથાગત તો પ્રકાશના યાત્રી છે; અને તેથી તેમને માટે મોટામાં મોટો અને સાચો ચમત્કાર તો દુઃખનાશ અને નિર્વાણપ્રાપ્તિનો છે.'

'પરંતુ ભગવન્, હવે પછી અમને આ બધી વસ્તુઓ......'

'હે આનંદ, તથાગત નિર્વાણ પામે તે પછી તેમનાં વચનો અને તેમણે બતાવેલ ધર્મ તમને માર્ગદર્શન આપશે. જો કે ખરી રીતે તો દરેકે પોતે આત્મવિશ્વાસ કેળવીને પોતપોતાની દીવાદાંડી થવાનું છે. અંધકારમાં ચાલતો મનુષ્ય હમેશ માટે બીજાના દીવા ઉપર આધાર રાખી શકે નહિ; તેણે તો પોતાના ધ્યેયે પહોંચવા સારુ બીજાના દીવામાંથી પોતાનો દીવો પ્રગટાવી લેવો જોઈએ. હે આનંદ, આ જ રીતે તથાગતના ધર્મને પોતાનો કરી લઈને અને શીલ, સમાધિ તેમ જ પ્રજ્ઞાનું બરાબર આચરણ કરીને દરેક મનુષ્ય તથાગત થઈ શકે છે.'

શિષ્યો વિચારમાં લીન થયા અને અંધકારમાં અજવાળાં પાથરતો એ 'એશિયાનો દીપક' સ્વયં નિર્વાણ પામીને બીજાને માટે નિર્વાણનો માર્ગ ચીંધતો ગયો!

*

મૃત્યુથી ડરનાર માનવીઓને માટે ચાર્વાકનો પિતરાઈ ભાઈ ગણાતો ગ્રીક ફિલસૂફ એપિક્યુરસ કહે છે કે 'મૃત્યુનો ડર રાખવાની કોઈ જરૂર નથી; કારણ કે જ્યાંસુધી જીવન હોય છે ત્યાંસુધી મૃત્યુ હોતું નથી, અને જ્યારે મૃત્યુ આવે છે ત્યારે જીવન હોતું નથી. મૃત્યુનો પાર પામવા અનેક પુરુષોએ અથાક પ્રયાસ કર્યો છે.'

તત્ત્વવેત્તાઓના શિરતાજ સમો સૉક્રેટિસ પોતાની લાક્ષણિક ઢબે મૃત્યુ વિષેનું પોતાનું અજ્ઞાન કબૂલ કરે છે; પરંતુ તેની સાથે-સાથે જ મૃત્યુ કોઈ ભયંકર વસ્તુ નથી એ વાત પણ તે એટલી જ મક્કમતાપૂર્વક જાહેર કરે છે. સર્વશ્રેષ્ઠ રોમન તત્ત્વવેત્તા એપિક્ટેટસ મૃત્યુને નોકરીની ફેરબદલી સાથે સરખાવે છે. તે કહે છે કે જેમ કોઈ સરકાર પોતાના વહીવટી તંત્રની કાર્યક્ષમતા, રાજકારોબારની સુવ્યવસ્થા અને વ્યક્તિ તેમ જ સમાજના હિતને લક્ષમાં રાખીને તેના અધિકારીઓની એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરબદલી કરે છે, તેમ આ અનંત વિશ્વના એક ભાગમાં આપણું કાર્ય પૂરું થતાં ઈશ્વર આપણને બીજા ભાગમાં મોકલી દે છે. મૃત્યુ પછીની સ્થિતિ જાણવાની ઈંતેજારી માનવહૃદયમાં સ્વાભાવિક રીતે જ રહેલી છે. તેને સંતોષવા અર્જુન જેવો પુરુષ શ્રીકૃષ્ણનું શિષ્યભાવે શરણ શોધે છે. મૈત્રેયી જેવી સ્ત્રી યાજ્ઞવલ્ક્ય સાથે જ્ઞાનચર્ચામાં ઊતરે છે અને નચિકેતા જેવો બાળક વચનથી બંધાયેલ યમદેવ પાસે અડગ મનોબળથી યોગ્ય વરદાન માગે છે.

ધનિક પરંતુ કૃપણ સ્વભાવના પિતાએ શરૂ કરેલ યજ્ઞનું તેમને પૂરેપૂરું ફળ મળે

એ હેતુપૂર્ણ નચિકેતાએ પોતાના દેહના બલિદાનથી તેની પૂર્ણાહુતિ કરી. તેની આવી પિતૃભક્તિ અને કર્તવ્યનિષ્ઠાથી પ્રસન્ન થઈને યમદેવે તેને વરદાન માગવા કહ્યું જેમનું માત્ર નામ સાંભળતા સામાન્ય માનવી ફફડી ઊઠે છે, એવા રુદ્રસ્વરૂપ મૃત્યુદેવની સન્મુખ પોતાની તમામ નૈતિક હિંમત એકઠી કરીને બાળક નચિકેતા વિનયપૂર્વક બોલ્યો

'હે દેવાધિદેવ, મને મૃત્યુનું રહસ્ય સમજાવો '

બાળકની આવી અણધારી માગણીથી યમદેવ વિમાસણમાં પડ્યા વચનભંગ કરવાનો તો તેમનાથી વિચાર પણ થઈ શકે તેમ નહોતો આથી સમજાવટ અને યુક્તિપ્રયુક્તિનો આશ્રય લેતા તેઓ બોલ્યા 'હે નચિકેતા, તારા જેવી માગણી અત્યારસુધી બીજા કોઈએ કરી નથી માટે તું પણ બીજું કોઈ વરદાન માગી લે '

ધ્રુવ તથા પ્રહ્લાદ જેટલો જ આત્મનિષ્ઠ નચિકેતા કોઈ રીતે ડગે તેમ નહોતો તેણે સ્થિરચિત્તે જવાબ આપ્યો

'ભગવન, કલ્પવૃક્ષ પાસેથી જે મનુષ્ય પાણો ફરે તેને મૂર્ખ સિવાય બીજું શું કહેવું ?'

'પરંતુ નચિકેતા, આ ગહન વસ્તુનો ભેદ તો મેં કોઈને ય જણાવ્યો નથી '

'એ બરાબર છે, યમદેવ! કારણ તમે તમારા અને બીજા વચ્ચે હમેશ ભેદભાવ માન્યો છે પરંતુ મને તો તમે તમારો પોતાનો કરી લઈને આ વરદાન મુક્તભાવે આપ્યું છે માટે જ્યાં દિલ એક થયાં હોય ત્યાં કોઈ પણ જાતનો ભેદભાવ કે ગુપ્ત રાખવા પણુ રહેતું નથી '

'હે નચિકેતા, પૈસો મનુષ્યની ઘણીખરી કામનાઓ પૂરી કરી શકે છે માટે જો તું માગે તો તમે ત્રણે લોકનું રાજ્ય અને અઢળક ધનસંપત્તિ આપું '

'ભગવન, લક્ષ્મી તો પાણીના પરપોટા જેવી ચંચળ છે મદિરાની માફક તે મનુષ્યને નશો ચઢાવી તેની વિવેકબુદ્ધિનો નાશ કરે છે, અને મૃગજળની માફક તેના ચિત્તને ભ્રમમાં નાખી તેને દુ:ખી બનાવે છે માટે ભગવન, આવી પાર્થિવ વસ્તુઓથી મને નાહક લોભાવવા મથશો નહિ '

'નચિકેતા, ચાલ દ્રવ્યની વાત જવા દે પરંતુ અત્યારે તું જુવાનીમાં પ્રવેશવાની તૈયારીમાં છે માટે તારી ઇચ્છા હોય તો તું મારી પાસેથી તારે જોઈએ તેટલી સ્વરૂપવાન, કલાનિપુણ અને યૌવનમયી લલનાઓ માગી લે એમની સાથે તું ચિરકાળ સુધી અનુપમ સંસારસુખ ભોગવી શકીશ.'

'હે યમદેવ, હાડ અને માંસથી ભરેલી આ ક્ષણભંગુર પૂતળીઓ મનુષ્યને કદાચ અલ્પ સમય માટે ઇંદ્રિયસુખ આપતી હશે પરંતુ તેમાં કદી તેને માનસિક તૃપ્તિ અને જીવનની શાંતિ મળતી નથી સાચું કહું તો આપે જણાવેલી વસ્તુઓ તો નરકનાં બારી સમાન છે માટે મારે-નચિકેતાને મૃત્યુના જ્ઞાન સિવાય બીજું કાંઈ જોઈતું નથી '

'પરંતુ આ વસ્તુ માટે તું આટલો બધો આગ્રહ શા માટે રાખે છે ?' યમદેવે છેલ્લો પાસો ફેંક્યો

'ભગવન્ જીવનમાં જ્યારે પ્રિય અને હિતકારી વસ્તુ વચ્ચે પસંદગી કરવાની આવે છે ત્યારે સમજુ માણસ હિતકારી વસ્તુને જ પસંદ કરે છે પરંતુ આ દુનિયામાં જ્ઞાન જેવી હિતકારી અને પવિત્ર વસ્તુ બીજી કોઈ નથી, કારણ તેનાથી મનુષ્યના ત્રિવિધ દુ:ખો નાશ પામે છે અને તેનો જન્મમરણનો ફેરો ટળી જાય છે વળી તમે પોતે આ રહસ્ય ગુપ્ત રાખવા આટલી બધી જહેમત ઉઠાવો છો એ ઉપરથી પણ

સાબિત થાય છે કે અધ્યાત્મવિદ્યા સૌથી ચડિયાતી વસ્તુ છે. તો ભગવન્, આ બાળકની હવે વધુ કસોટી ન કરતાં તેને તેનું માગેલ વરદાન આપવાની કૃપા કરો.'

'તથાસ્તુ' યમદેવે હૃદયના સાચા ઉમળકાપૂર્વક જવાબ આપ્યો અને માનવીને અભયપદ અપાવનારું આત્મજ્ઞાન નચિકેતાને સવિસ્તર કહી સંભળાવ્યું.

*

એક જગ્યાએ કેટલાક માણસો એક કૂતરાને ત્રાસ આપી રહ્યા હતા. એટલામાં યોગી જેવા લાગતા કોઈ માનવીનો દૂરથી અવાજ આવ્યો:

'હે ભાઈઓ, કૃપા કરીને આ કૂતરાને મારશો નહિ; કારણ એના રુદનમાં હું મારા એક સ્વર્ગસ્થ મિત્રનો અવાજ સાંભળું છું.'

ભારતીય સંસ્કૃતિની અંગભૂત બનેલી પુનર્જન્મની માન્યતાનો ઉપરના ઉત્તર દ્વારા પડઘો પાડનાર એ પુરુષ ગ્રીસનો મહાન વિચારક પાયથેગોરાસ હતો. બુદ્ધ, સોક્રેટિસ અને કૉન્ફ્યુશિયસનો લગભગ સમકાલીન આ ચિંતક એકસાથે જ ગણિતશાસ્ત્રી, સંત અને તત્ત્વવેત્તા હતો. વિદ્યાર્થી-આલમમાં તે 'પાયથેગોરાસનો પ્રમેય'ના શોધક તરીકે જાણીતો છે. તેના શુદ્ધ, સંયમી અને પવિત્ર જીવનને લીધે તે પ્રાચીન સમયમાં દેવ તરીકે પૂજાતો. ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરવો, તત્ત્વચિંતનમાં રત રહેવું અને આકાશીય પદાર્થોનું સંગીત સાંભળવું એ આ નિરામિષાહારી મહર્ષિનો નિત્યનો વ્યવસાય હતો. નીતિશાસ્ત્રને તેણે ગ્રીક તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં અગત્યનું સ્થાન અપાવ્યું. લોકવાયકા પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિ માટે ઇજિપ્ત, મધ્ય એશિયા અને હિંદ જેવા મુલકોની મુસાફરી કરી તેણે સાધુચરિત પુરુષોનો એક આદર્શ સમાજ સ્થાપ્યો.

સંસ્કૃતિના શિખરે પહોંચેલ ગ્રીસદેશમાં પણ તે વખતે અંધશ્રદ્ધા, પાખંડ અને દુરાચાર સારી રીતે વ્યાપેલાં હતાં. આથી સત્યપ્રિય અને હિતચિંતક તત્ત્વવેત્તાઓ જનતાને સાચો રાહ દર્શાવવા કેટલીક તેની આકરી ટીકા પણ કરતા. પરિણામે લોકો તત્ત્વવેત્તાઓ પ્રત્યે ભય, શંકા અને અણગમાની દૃષ્ટિથી જોતા અને પ્રસંગ મળે તો તેમની હાંસી કરતા કે તેમને ઉતારી પાડવા મથતા.

પાયથેગોરાસનો મિત્ર એકવાર તેને મળવા આવ્યો. તે વખતે તત્ત્વવેત્તા સંખ્યાના તત્ત્વજ્ઞાનનું કોઈ ગૂઢ રહસ્ય ઉકેલવામાં મશગૂલ હતો. આથી મિત્ર બોલ્યો:

'પાયથેગોરાસ, કેટલાક લોકો તત્ત્વવેત્તાઓને દેવોથી પણ ચડિયાતા અને ઈશ્વરના સૌથી વધુ પ્રિય તરીકે માને છે. પરંતુ જ્યારે હું તમારા જેવાને આવી અર્થશૂન્ય પ્રવૃત્તિમાં રોકાયેલા જોઉં છું ત્યારે મને સમજાતું નથી કે અમારે તે તમને મનુષ્યની કઈ કોટિમાં મૂકવા?'

પાયથેગોરાસે હસીને કહ્યું: 'મનુષ્યના ત્રણ પ્રકાર પાડી શકાય. તેમાં મને લાગે છે કે તું બનતા સુધી અમને ત્રીજા પ્રકારમાં મૂકે.'

તત્ત્વવેત્તાના વચનમાં સમજ નહીં પડવાથી મિત્રે તેની પાસે સ્પષ્ટતાની માગણી કરી. આથી પાયથેગોરાસ બોલ્યો:

'પહેલા પ્રકારના લોકો વેપારીઓ જેવા હોય છે, જેઓ હંમેશ નશ્વર વસ્તુઓના સ્વાર્થી સોદામાં જ રચ્યાપચ્યા રહે છે. પોતાની ક્ષુલ્લક વાસનાઓની તૃપ્તિ અર્થે તેમને જૂઠ અને છળકપટ જેવા પ્રપંચોનો આશરો લીધા વિના ચાલતું નથી; અને પરિણામે તેમના જીવનમાંથી દુઃખ અને અશાંતિ કદાપિ દૂર થતાં નથી. બીજા પ્રકારના લોકો

# પ્રાચીન હિંદમાં સ્ત્રી

શ્રીમતી ધૈર્યબાળા વોરા

જેને ભવ્ય ભૂતકાળ ગણી આપણે ગૌરવ માનીએ છીએ તેમાં નારીનું સ્થાન સાચે જ દેવી દરીકેનું હતું, તો પછી આજે આ સ્થિતિ શાને ? કયાં સામાજિક પરિબળોએ નારીને આ અવનતિમાં મૂકી દીધી ? ગાર્ગી, મૈત્રેયી, ઘોષા, ઈલા ને અરુંધતી સમી આપણી વિદુષીઓ જે યુગે ભારતને આપી તે યુગનું આછું ચિત્ર અહીં લેખિકાએ રજૂ કર્યું છે

ભારતના ભવ્ય ભૂતકાળ માટે આપણે હમેશા ગર્વ લેતા આવ્યા છીએ અને હજી પણ લઈએ છીએ આ સમૃદ્ધ અને શક્તિશાળી સંસ્કૃતિના સર્જનના પાયામાં એવો જ શક્તિશાળી અને તેજસ્વી સમાજ હતો અને એ સમાજનું સ્ત્રી એ બહુ જ મહત્ત્વનું અંગ હતી

જેને પ્રાચીનકાળ તરીકે ઓળખવામાં આવે છે તે સમય તો હજારો વર્ષ સુધી લંબાય છે એમાં કેટલીયે ચડતીપડતી અને વારાફેરા આવે છે આ બધા સમય દરમિયાન સમાજની અંદર સ્ત્રીઓનું સ્થાન પણ અચળ તો નથી જ રહ્યું વેદના સમયથી અત્યાર સુધીનો સ્ત્રીઓનો ઇતિહાસ એટલે અર્ધાંગના અને સહધર્મચારિણીના સ્થાન ઉપરથી 'ઘરવાળી' અને 'અબળા'ના ઉપનામ સુધીની પડતીની કથા સ્ત્રી દેવીમાંથી દાસી કેમ બની, એના પર માત્ર ઊડતી દૃષ્ટિ કેરીશું

વેદ એટલે આપણા જૂનામાં જૂના સચવાયેલા ગ્રંથો ઋગ્વેદ, ઉપનિષદ, વગેરેની સચવાયેલી કવિતા અને ચર્ચાઓ ઉપરથી તે જમાનાની નારીની એક ઉજ્જ્વલ તસવીર આપણી સમક્ષ ખડી થાય છે ઉત્સાહી અને આનંદી સમાજની અંદર પુરુષોની સાથે ખભેખભા મિલાવીને કામ કરતી, ઉત્સવ પ્રિય, સ્વતંત્ર અને ઘરની અંદર સંપૂર્ણ સત્તાધારી એવી વેદકાળની નારી હતી ઉત્સવોની અંદર તે છૂટથી ગાતી અને નાચતી. સ્વતંત્રતાપૂર્વક તે ઘરની બહાર ફરતી રંગબેરંગી વસ્ત્રોની શોખીન એવી તે મોજીલી હતી યોગ્ય ઉંમરે તે સાથી શોધી લેતી તેનું કાર્યક્ષેત્ર ગૃહકાર્ય જ પૂરતું મર્યાદિત નં હતું ખેતી અને પશુપાલનના તે વખતના મુખ્ય ઉદ્યોગોમાં તે પુરુષોને સહાય કરતી

---

મહાન રમતોમાં ભાગ લેનાર ખેલાડીઓના જેવા હોય છે તેમનું જીવન કદાચ ઉપરના લોકોના જીવન જેટલું મલિન અને અધમ નહીં હોય, પરંતુ તેટલું દયાજનક તો છે જ કારણકે તેઓ કીર્તિ, પ્રશંસા ને મોટાઈ પાછળ ઘસડાય છે અને તેથી સતત સંતપ્ત રહ્યા કરે છે ત્રીજા પ્રકારના લોકો રમતો નિહાળનાર પ્રેક્ષકો જેવા છે હારજીત કે મારું તારું જેવી ક્લેશકારી ભાવનાઓ તેમને ખાસ સ્પર્શતી નથી જેમ ક્રીડાંગણ અથવા રંગભૂમિ ઉપરનાં દૃશ્યો જોઈને પ્રેક્ષકો હમેશ આનંદ જ પામે છે, તેમ રાગદ્વેષથી પર થઈ ગયેલ આવા નિર્લેપ પુરુષો ઈશ્વરની આ સૃષ્ટિની દરેક વસ્તુમાંથી સુખ અને આનંદ જ મેળવે છે તો હવે તું જ કહે, તત્ત્વવેત્તાઓને મનુષ્યની કઈ કોટિમાં મૂકવા ?'

'ત્રીજી કોટિમાં' મિત્રે અત્યંત નમ્રતાથી જવાબ આપ્યો અને તત્ત્વવેત્તાઓ પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જોવાનું ત્યારથી તે ભૂલી ગયો

★

અને આર્ય-અનાર્યના સતત ઘર્ષણના એ સમયમાં પુરુષો જ્યારે યુદ્ધે ચડતા, ત્યારે ગ્રામરક્ષાની જવાબદારી એની જ રહેતી. વીરપુત્રોની માતા તરીકે સમાજમાં તે પૂજ્ય ગણાતી. અધ્યયનની અંદર તે સમવયસ્ક કુમારોથી પાછળ ન હતી. તે ભણતી એટલું જ નહિ, પણ ઘણી તો પુરુષોથી પણ આગળ વધતી. તેમની જોડે વાદવિવાદ કરતી અને તેમને હરાવતી. વિધવાવિવાહની પણ ત્યારે છૂટ હતી.

આ એ જ જમાનો હતો, જેણે આપણને 'શ્રેષ્ઠતમ' સ્ત્રીઓ આપી: ગાર્ગી અને મૈત્રેયી જેવી વિદુષી, ઇલા અને ઘોષા જેવી કવયિત્રી ને અરુન્ધતી જેવી આદર્શ નારી. આ પ્રાતઃસ્મરણીય સ્ત્રીઓનું સ્મરણ આપણે આજે પણ કરીએ છીએ.

આ પછીનો પાંચસોથી સાતસો વર્ષનો ગાળો લઈએ. આ વર્ષો દરમિયાન વેદકાલીન સાહિત્ય ઘણું વિસ્તાર પામ્યું હતું. ધર્મનું સાદું સ્વરૂપ બદલાઈ કર્મકાંડની આંટીઘૂંટી વધી પડી હતી. પરિણામે તે સમયનો શિક્ષણક્રમ ઘણો લાંબો થઈ ગયો હતો. આર્ય-અનાર્યનો ઝઘડો પતી ગયો હતો અને વિજયી આર્યોએ અનાર્યોને શુદ્ર અથવા દાસ તરીકે સમાજની અંદર દાખલ કર્યા હતા. એટલું જ નહિ પણ તેમાંના કેટલાઓએ તો અનાર્ય સ્ત્રીઓ સાથે લગ્ન કરી તેમને ગૃહિણીપદે પણ સ્થાપી હતી. આ અનાર્ય-પત્નીઓ શુદ્ધ સંસ્કૃત પણ બોલી શકતી ન હતી, તો વેદના મંત્રોચ્ચારની તો વાત જ શી! આમ ધર્મક્રિયાના વિધિની અંદર સ્ત્રીઓ દ્વારા ગોટાળા થવા માંડ્યા. તેને પરિણામે સમાજની અંદર આવી અનાર્ય-પત્નીઓ વધી જતાં તેમને ધર્મક્રિયામાં ભાગ લેવાની ના પાડવામાં આવી. પત્ની તરીકે તેઓ તેમાં અધિકારી હતી, પણ શુદ્ધ ઉચ્ચાર કરતાં ન આવડે ત્યાં બીજો ઉપાય ન હતો. ને આ અનાર્ય પત્નીઓ સાથે તેમની આર્ય સપત્નીઓનો પણ ધાર્મિક ક્રિયાઓ સ્વતંત્રપણે કરવાનો તથા વેદોચ્ચાર કરવાનો અધિકાર છુંટવાઈ ગયો. સપત્નીઓ ઈર્ષાળુ તો હોય જ. પરિણામે સૂકા ભેગું લીલું પણ બળી ગયું. આમ ધાર્મિક ક્રિયાઓ પૂરતાં શૂદ્રો અને સ્ત્રીઓ સમાન ગણાવા લાગ્યાં. વધુપડતા નોકરોને કારણે સ્ત્રીઓ પશુપાલન, ખેતી વગેરે કાર્યમાં મદદ કરતી અટકી ગઈ. તેમનું કાર્યક્ષેત્ર ગૃહકાર્ય પૂરતું જ મર્યાદિત થઈ ગયું ને આમ ઘર બહાર હરવાફરવા પર પણ કાપ પડ્યો.

પરંતુ આ બધા કરતાં ય ભયંકર પરિણામ તો વિસ્તૃત થતા જતા વેદસાહિત્યે આણ્યું. સાહિત્ય વધે, એનો વિકાસ થાય એ તો આનંદની વાત; પણ તે વખતનો અભ્યાસક્રમ એટલે વેદનું પઠન અને અધ્યયન. આ બધું મોઢે જ કરવાનું હતું કારણકે એ વખતે પુસ્તકો ન હતાં. જેમજેમ સાહિત્ય વિસ્તૃત થતું ગયું તેમતેમ અભ્યાસક્રમ વધતો ગયો. સ્ત્રીઓ અને સમાજને આટલો લાંબો અભ્યાસ પૂરો થાય ત્યાંસુધી કુંવારું રહેવું ન પોષાયું. પરિણામે સ્ત્રીઓમાં શિક્ષણનું પ્રમાણ ઘટવા માંડ્યું. શિક્ષણ ઘટ્યું એટલે સ્ત્રીઓ નવરી પડી. સહેજ વયમાં આવતાં બીજું કંઈ કાર્ય ન હોવાથી લગ્ન પરત્વે ખેંચાવા લાગી. એટલું જ નહિ પણ માબાપોને પણ પુત્રીઓને પરણાવી દેવાનું જ યોગ્ય લાગ્યું. આમ લગ્નવય નાની ને નાની થવા માંડી. અને જેમજેમ લગ્નવય નાની થવા માંડી તેમ તેમ અભ્યાસ ઓછો ને ઓછો થવા લાગ્યો. આ વિષચક્રને લીધે જ્યાં એક વખત સ્વતંત્ર ને સ્વાયત્ત સ્ત્રીઓ પુખ્ત ઉંમરે યોગ્ય વિચાર પછી પોતાના પતિને શોધી લેતી હતી, ત્યાં કાચી ઉંમરની, અપૂર્ણ શિક્ષણવાળી, વિચાર-

શક્તિ, વગેરેની ગેરજ બાળાઓનાં લગ્ન લેવાવા માંડ્યાં. કાચી ઉંમરની શિક્ષણવગરની સ્ત્રીમાં પસંદગીનો પ્રશ્ન જ ક્યાં આવે? તે તો બિચારી બીજાની બુદ્ધિએ જ ચાલે. પરિણામે 'ब्रह्मचर्येण तपसा कन्या युवानं विन्दते पतिम्। બ્રહ્મચર્ય ને તપથી યુવાન કન્યા પતિને મેળવે છે,' એ જાતનાં સૂત્રોને બદલે 'अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी' જેવાં સૂત્રો પ્રચલિત થયાં ને આવી અભણ ને કુમળી વયની બાળાઓ પતિને ઘેર જઈ શું કરી શકવાની હતી? કાચી વયની અપરિપક્વ બુદ્ધિ અને અશિક્ષિતપણાને લીધે સ્ત્રીઓનું ઘરમાં પણ વર્ચસ્વ ઓછું થઈ ગયું. આર્ય-અનાર્યનું યુદ્ધ અટકી ગયું હતું. વિજેતા આર્યો વિલાસ પ્રત્યે ઢળ્યા હતા. મોટામોટા રાજ્યો ને સામ્રાજ્યોએ સમાજને શાંતિ અને સમૃદ્ધિ આપી. એટલે સ્ત્રી સમાજનું ઉપયોગી અંગ ન રહેતાં ગૃહશોભાનું રમકડું બની ગઈ–મન બહેલાવવાનું સાધન બની ગઈ. માનસિક અને શારીરિક કજોડાઓએ બહુપત્નીત્વને ઉત્તેજન આપ્યું.

પરાપૂર્વથી ચાલી આવતી પ્રથા કરતાં સ્ત્રીઓની આ સ્થિતિ તદ્દન ઊલટી જ હતી. આને શાસ્ત્રોક્ત અને યોગ્ય કેમ ઠરાવવી? એવે વખતે સમાજની વહારે સ્મૃતિકારો ધાયા. મનુ ને વિષ્ણુ, યાજ્ઞવલ્ક્ય ને હારિત બધાએ સ્ત્રીઓ માટે જાતજાતના નિયમો ઘડ્યા, બંધનો ઘડ્યાં અને તેની સ્થિતિ પરતંત્ર ચાલિત પૂતળી જેવી કરી મૂકી. વિધવાવિવાહની મનાઈ ફરમાવવામાં આવી, મોટી ઉંમરનું પોતાની પસંદગીનું લગ્ન પાપ ગણાવા લાગ્યું, છૂટાછેડાનો અધિકાર ધીરે ધીરે નષ્ટ થયો. પતિ દેવ બન્યો, સ્ત્રી એની રક્ષિત દાસી બની. અને આવી અબળા બનેલી નારીને પૂરતું રક્ષણ મળે એટલા માટે ભગવાન મનુને લખવું પડ્યું 'કૌમારમાં પિતા એનું રક્ષણ કરે છે, યૌવનમાં પતિ અને વૈધવ્યે પુત્રો–સ્ત્રી સ્વાતંત્ર્યને યોગ્ય નથી.' વેદકાળનાં ઉત્સાહી ને ઉત્સવપ્રધાન ધર્મનું સ્થાન હવે કર્મકાંડ ને સંન્યાસે લીધું હતું. બુદ્ધના ઉપદેશથી લોકો સંસાર પ્રત્યે વિરક્ત થઈ પરલોકની ચિંતા કરતા થઈ ગયા હતા. પણ સંસારત્યાગ કરવામાં સ્ત્રી મોટી બાધા સમાન હતી. એને લીધે 'કુંભારની ખીજ ગધેડા પર'ની કહેવત પ્રમાણે શાસ્ત્રકારો સ્ત્રીનો તિરસ્કાર કરવા લાગ્યા. 'સ્ત્રી ચંચળતાનો અવતાર છે, નારી નર્કની ખાણ છે' જેવાં સૂત્રો પ્રચલિત થયાં. સ્ત્રી મોક્ષપ્રાપ્તિમાં આડખીલીરૂપ ગણાવા લાગી.

આ થયો સ્મૃતિઓનો જમાનો. સ્મૃતિઓ વાંચતાં સ્ત્રીઓની દશા તદ્દન ખરાબ દેખાય છે. મનુ ભગવાનના સખત કાયદાઓ વાંચતાં જાણે થથરી જવાય છે. પણ ખરેખર વસ્તુસ્થિતિ એટલી બધી ખરાબ નહિ જ હોય. સ્ત્રી એ માત્ર સ્ત્રી જ ન હતી. કોઈની એ પુત્રી હતી, કોઈની પત્ની હતી અને કોઈની એ માતા હતી. પુત્રી તરીકે તે સૌના પ્રેમની અધિકારિણી હતી. પત્ની તરીકે વિશ્વાસ અને સૌહાર્દનો ખજાનો હતી, જીવનનો આધાર હતી અને માતા તરીકે પૂજ્ય હતી. એક બાજુથી જ્યારે નારીને નર્કની ખાણ અને ચંચળતાની પૂતળી જેવાં વિશેષણોથી નવાજવામાં આવી, ત્યારે બીજી બાજુથી માતાને ગુરુ ને પિતા કરતાં પણ સહસ્રગણી પૂજ્ય ગણવાનું મનુભગવાન કહે છે. 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता। જે ઘરમાં નારીની પૂજા કરવામાં આવે છે ત્યાં દેવતાઓનો વાસ થાય છે.' ગૃહસુખની કૂંચી સ્ત્રીના હાથમાં છે એ વાત મનુ મહારાજ બરાબર જાણે છે. કવિકુળગુરુ કાલિદાસ સમો મહાન કવિ પણ સ્ત્રીને જીવનમાં અત્યંત અગત્યની ગણે છે. રઘુવંશ નામક તેના મહાકાવ્યમાં

એનું નામ ચારે ય ખૂણે મશહૂર થઈ જશે.

**સ્ત્રી :** (રાજી થઈને) સાચે જ!

**પુરુષ :** પંડિતજી જાણીતા અને માનીતા જ્યોતિષી છે. એની વાતો ખોટી ન પડી શકે. અને જો, એનું નામ અત્યારથી જ વર્તમાનપત્રોમાં છપાવા માંડ્યું છે. (કહેતાં-કહેતાં પુરુષની છાતી ભરાઈ આવે છે. એ બોલી નથી શકતો.)

**સ્ત્રી :** (શ્રદ્ધાથી) પુત્રના કિસ્મત સાથે મા–બાપનું ય કિસ્મત જોડાયેલું હોય છે ને!

**પુરુષ :** (ગદ્‌ગદ થઈ) ગમે તે થાય પણ દુનિયા એ તો જાણશે જ કે દામોદરદાસે ગમે તેટલાં દુઃખ વેઠ્યાં, પરંતુ છોકરાને ભણતર આપવામાં જરા ય કસૂર ન રાખી.

[આ સમયે પોતાના ખાટલામાં છોકરી કંઈક બડબડે છે.]

**સ્ત્રી–પુરુષ :** (એકસાથે) શું છે અનીતા? શું છે દીકરી?

**છોકરી :** (ઊંઘમાં) ભાઈ...(જોરથી) મોટાભાઈ તમે ક્યાં જાઓ છો? (કરુણતાથી) હું તમારી સાથે આવીશ ભાઈ, (મોટેથી)... ભાઈ...ભાઈ...

**સ્ત્રી :** (પાસે જઈ) અનીતા...અનીતા!

**અનીતા :** (ગભરાઈને) બા!

**સ્ત્રી :** શું છે દીકરા?

[અનીતા ઊઠી જાય છે એ લગભગ ૧૫ વર્ષની સુકુમાર છોકરી છે. ગભરાટને લઈ એ આમતેમ જુએ છે, પણ માને જોઈ કંઈક શાંત થાય છે.]

**સ્ત્રી :** (પાસે બેસીને) સ્વપ્નું જોતી'તી દીકરી?

**અનીતા :** બહુ ખરાબ સ્વપ્નું હતું બા! ભાઈ કોણ જાણે ક્યાં ચાલી ગયા?

**સ્ત્રી :** (હસીને) ક્યાં ચાલ્યા ગયા અનીતા?

**અનીતા :** બા! એક બાગમાં ભાઈ અને હું બેઠાં હતાં, ત્યાં એક યુવકે આવીને કહ્યું : 'અશોક! હુલ્લડ શરૂ થઈ ગયું. લોકો તો ગાંડા થઈ ગયા છે! ચાલો આપણે જઈએ.' અને એ સાંભળતાં જ ભાઈ ચાલ્યા ગયા. મેં કહ્યું : 'કોણ લડે છે ભાઈ?' પણ ભાઈ બોલ્યા નહિ અને ચાલ્યા ગયા–એમ ને એમ ઉઘાડે પગે અને કંઈ પણ હથિયાર વગર...(કંઈક રોકાઈ) ભાઈ નથી આવ્યા બા?

**સ્ત્રી :** કાલે સવારે આવશે દીકરી.

**પુરુષ :** (વિચાર કરીને) સ્વપ્નનું ફળ સારું આવશે. ડરશો નહિ.

**સ્ત્રી–અનીતા :** (એકસાથે) શું સાચે જ સારું આવશે?

**પુરુષ :** હા, આવી જાતના સ્વપ્નથી ઉમ્મર વધવાનો યોગ રહે છે.

**અનીતા :** તો તો સારું, બા (કરીને) તાવ કેમ છે મારા બાપુજીને?

**પુરુષ :** (હસીને) ઊતરી જશે દીકરી! (કંઈક ખડખડાટ થયા પછી રામદાસ આવે છે) રામદાસ! આવો ભાઈ! કેમ આવવું થયું?

**રામદાસ :** તાવ ઊતર્યો, દામોદરભાઈ?

**દામોદર :** ઊતરી જશે. હા, યદુ આવ્યો કે નહિ?

**રામદાસ :** એ જ તો પૂછતો'તો. અશોક દેખાતો નથી, શું વાત છે? ઘરમાંથી તો રોઈ રોઈ ને અડધી થઈ જાય છે.

**દામોદર :** તમારી સ્ત્રી તો બહુ કાચી છાતીની છે. અરે! શું એ તે કાંઈ નાનો છોકરો છે કે ખોવાઈ જશે?

**રામદાસ :** એ તો હું ય જાણું છું ભાઈ! પણ એ તો સાંભળે છે જ ક્યાં? કે'છે કે તમે જાઓ...

**સ્ત્રી :** ગમે તેમ તો યે મા છે ને? રામદાસ! માનું દિલ બહુ પાપી હોય છે?

**રામદાસ :** અને તમે શું છો, ભાભી?

**દામોદર :** અરે રામદાસ! આ યે કાંઈ ઓછી નથી હો! કલાકોથી ગાડીઓના

ખડખડાટને કાને લઈને બેઠી છે અને આ અનીતા તો ઊંઘમાંય ભાઈ ભાઈ પુકારતી'તી (હસે છે)

રામદાસ (ગળગળો થઈ) ભાઈ વરસમાં એક જ વખત તો આવે છે, કેમ ન પુકારે?

[દામોદરદાસ આંખો મીચી દે છે રામદાસ ઊઠીને ચાલ્યો જાય છે અનીતા પાછી મોઢે ઓઢી સૂઈ જાય છે રક્ષ સ્ત્રી (કલાવતી) એમ ને એમ બેસી રહે છે ઘડિયાળમાં નવ વાગે છે એ ઊઠી રળી ખાટલા નીચેથી એક ટોપલી કાઢે છે એમાં સૂતરની ગોળ્ડીઓ અને ફાળકો પડ્યા છે કલાવતી ચૂપચાપ ફાળકા પર સૂતર વીંટવા માંડે છે પડદો ]

## દૃશ્ય બીજું

[સમય સાંજના પાંચ વાગ્યાનો એ જ વિશાળ ચાલી નીચેના એક ઓરડામાં કલાવતી રસોઈની તૈયારીમાં પડી છે અશોક હજુય નથી આવ્યો કાગળ આવ્યો છે કે 'શહેરમાં અશાંતિ છે હિંદુ-મુસ્લિમ હુલ્લડનો ભય છે તમે બિલકુલ ફિકર ન કરતાં અમે બિલકુલ ક્ષેમકુશળ છીએ' પણ અહીં આ બધાં ચિંતામગ્ન છે યદુની મા-જશવતી તો રોઈરોઈને ગાંડી થઈ છે કલાવતી યે ચિંતામગ્ન છે એનું પણ દિલ ધડકે છે એ જ સમયે ત્યાં જશવતી આવે છે એ પણ એના બરોબરીની જ છે રોઈરોઈને એની આંખો સૂજી ગઈ છે અને મોં ફિક્કું પડી ગયું છે ]

જશવતી તમે સાંભળ્યું ભાભી? ત્યાં હુલ્લડ થયું છે, હવે શું થશે?

કલાવતી સારું જ થશે જશવતી! કૉલેજ તો શહેરથી આગે છે

જશવતી તમે નથી જાણતાં ભાભી! કૉલેજ તો દૂર જ છે, પરંતુ છોકરાઓ ત્યાં ગયા વિના નહિ રહે

કલાવતી તમે પોતે જ માની લો છો કે તેઓ ગયા હશે શું કૉલેજવાળા એમને જવા દેશે?

જશવતી ઈચ્છું તો હુંય, પણ એ જવું ભાભી, કે ભગવાન કરે ને ન ગયા હોય! પણ મન નથી માનતું હું શું કરું? (રોવા માંડે છે)

કલાવતી (હસીને) અરે તમે તો રોવા મંડ્યાં! કેટલી કાચી છો તું! (પ્રવેશ કરતા રામદાસને જોઈને) શું છે ભાઈ? શું ખબર આવી?

રામદાસ (બોલતાંબોલતાં હાંફે છે) છાપું આવ્યું છે!

જશવતી-કલાવતી (એકસાથે) છાપું! શું લખ્યું છે એમાં?

રામદાસ (વાંચે છે) શહેરમાં બહુ જ ભયંકર હુલ્લડ બની પડ્યું છે!

કલાવતી ઓહ!

જશવતી કૉલેજ વિશે કંઈ નથી લખ્યું?

રામદાસ (એમ ને એમ વાંચતા જ) શહેર-કૉંગ્રેસ સમિતિ હુલ્લડ રોકવાનો પ્રયત્ન કરે છે સમિતિએ સરકાર સાથે સહયોગ સાધ્યો છે, છતાં પણ સૌથી ઉત્તમ કાર્ય તો કૉલેજના છોકરાઓની ટુકડીઓ બજાવી રહી છે

કલાવતી-જશવતી (કાંપતાંકાંપતાં) કૉલેજની ટુકડી

રામદાસ (એમ ને એમ વર્તમાનપત્ર વાંચતા) માનવતાના પૂજારી સમા નવયુવાનો ગાંડાની જેમ આગમાં ધસતા જાય છે એમણે સેંકડો નિર્દોષ માણસોને મોતમાંથી બચાવ્યા છે એમનો સેનાપતિ એક યુવાન ને તંદુરસ્ત જવાન છે એનું નામ અશોક છે

કલાવતી (ધ્રૂજતાં) અશોક! મારો અશોક!

જશવતી પણ યદુનું નામ તો નથી એ જરૂર એની સાથે જ હશે એ અશોકને એકલો નહીં મૂકી શકે

કલાવતી (અણસાંભળ્યું કરીને) હવે અશોક નહિ આવે અશોકનું નામ (એ

બોલી નથી શકતી. એનું હૃદય ભરાઈ જાય છે.)

**રામદાસ:** (ગળગળા સ્વરે) ભાભી! રડો છો? ના, ભાભી. રડો નહીં. જેઓ પુણ્યાત્મા છે એમનું રક્ષણ ભગવાન કરે છે.

**જશવંતી:** ઓ ભગવાન...! ભાભી હું કહેતી'તી મારું દિલ ગભરાય છે. હું જાણતી'તી, દીકરો એની માના દિલમાં જ વસે છે. ભાભી! તમે રડો છો પણ હું શું કરું...? હું શું કરું? (રામદાસને) સાંભળો છો? હું જઈશ, હમણાં જ જઈશ...

**રામદાસ:** ક્યાં જઈશ? ત્યાંના રસ્તાઓ તો બંધ છે!

**કલાવતી:** રસ્તા બંધ છે!

**રામદાસ:** હા ભાભી! હવે તો આપણે પરમેશ્વરને જ પ્રાર્થના કરવી જોઈએ.

**જશવંતી:** (રોતાંરોતાં) પરમેશ્વર... પ...ર...મે...શ્વ...ર!

**કલાવતી:** (તરત જ સ્વસ્થ થઈ દૃઢ સ્વરે) રો ના જશવંતી! રડવું એ પાપ છે!

[અનીતા હાંફતીહાંફતી આવે છે.]

**અનીતા:** બા! શું ભાઈ હુલ્લડમાં ચાલ્યા ગયા?

**કલાવતી:** હા દીકરી! તારા ભાઈએ યદુની સાથે સેંકડો જાન બચાવ્યા છે. તેઓ કુશળ છે.

**અનીતા:** (રામદાસ) સાચેસાચ હેં! કાકા?

**રામદાસ:** હા બેટા! છાપું પડ્યું છે, તું જ વાંચી લેને!

[અનીતા અચરજથી છાપું વાંચે છે. એની આંખોમાં પાણી ભરાઈ આવે છે. જશવંતી ગાંડાની જેમ એને જુએ છે. રામદાસ પણ ઊભરાઈ જતા હૃદયથી આંસુ રોકે છે. ફક્ત કલાવતી હસે છે. અનીતા વાંચવાનું એકદમ બંધ કરે છે.]

**અનીતા:** કાકી તમે રડો ના, હું બાપુજીને જઈને કહું છું કે ભાઈએ બહુ સરસ કાર્ય કર્યું છે.

[અનીતા જલદીજલદી જાય છે. કલાવતી અને રામદાસ પણ એની પાછળ જાય છે.]

**જશવંતી:** (રોતાંરોતાં) આ લોકો કેટલા નિષ્ઠુર છે? પણ હું શું કરું? જે દિવસે યદુ અને અશોક મને આવીને પ્રણામ કરશે તે દિવસે જ હું માનીશ કે ભગવાને મોટું કામ કર્યું છે. નહિ તો...નહિ.. ઓહ! હું પણ શું કરું?

[એ ખુલ્લે દિલે રડે છે.]

(પડદો પડે છે.)

### દૃશ્ય ત્રીજું

[સમય સવારનો આઠ વાગ્યાનો. દામોદરદાસનો એ જ ઓરડો. તેઓ સૂતા છે. તેમની દશા ત્રણ દિવસમાં તો જાણે તેઓ વર્ષોના માંદા હોય એવી થઈ ગઈ છે. મોઢું પીળું પડી ગયું છે. ઊઠતા-ઊઠતાં લથડિયાં ખાય છે. પાસે જ કલાવતી બેઠી છે.]

**દામોદર:** રામસેવક પંડિતની વાત કેટલી સાચી પડતી જાય છે! દરેકે દરેક છોકરો આજે અશોકનું નામ લે છે.

**કલાવતી:** એવો પુત્ર મેળવી આપણું જીવન સફળ થયું. ન જાણે આપણે કેટલાં પુણ્ય કર્યાં હશે!

**દામોદર:** મને તો એમ થાય છે, કે એની પાસે ઊડીને પહોંચી જાઉં. અને એના પડછાયાની જેમ એની સાથે જ રહું. (જરા અવાજ, એકદમ ચમકીને) કોણ?

અંદરથી અવાજ સંભળાય છે. બા! બાપુજી યદુભાઈ આવ્યા છે બા...]

**કલાવતી:** અનીતા!

**દામોદર:** યદુ!

[અનીતા પ્રવેશે છે. એ હાંફતી હોય છે.]

**અનીતા:** બા!, બાપુજી! યદુભાઈ હમણાં જ આવ્યા છે. એ કહે છે ભાઈ મઝામાં છે.

**કલાવતી:** ક્યાં છે યદુ?

**દામોદર:** યદુ ક્યાં છે? (ઊભા થવા જાય છે.)

**અનીતા:** ના ના! બાપુજી તમે ઊઠશો

નહિ યદુભાઈ અહીં આં જ આવે છે

[યદુ આવે છે સાથે જસવતી અને રામદાસ પણ હોય છે યદુ વીસેક વર્ષનો તરવરતો યુવાન છે એના હાથમાં પાટા વાગ્યો છે, પણ એ ખુશ છે સૌને પગે લાગે છે]

કલાવતી જુગજુગ જીવ દીકરા!

દામોદર જીવતો રહે બેટા! અશોકને કેમ છે?

યદુનાથ બધા ય મજામાં છે કાકા! એમણે જ તો મને મોકલ્યો છે, તમને ચિંતા ન આવે માટે સ્ટેશન સુધી ભાઈ સાથે આવ્યા'તા શાંતિ થયા પછી તેઓ પણ તરત જ અહીં આવી જશે

દામોદર હજી સુધી હુલ્લડ ચાલે છે? કેવા છે ત્યાંના માણસો?

યદુનાથ માણસો તો અમારા જેવા જ છે પણ કોઈકોઈવાર માણસની અંદરનો રહેલો શેતાન જાગી જાય છે અને ત્યારે

રામદાસ પરમાત્માની લીલા છે દીકરા! જે એ ચાહે છે તે જ થાય છે

યદુનાથ (એકદમ ઉત્તેજિત થઈ) તમારા આ પરમાત્માએ તો બધુ સત્યાનાશ વાળ્યુ છે જે પરમાત્મા માણસને માણસનુ લોહી પીવાની પ્રેરણા આપે એને અમે નથી માનતા એ પરમેશ્વરે આટલી સરસ પૃથ્વી પર આવા શયતાન માણસો કેમ પેદા કર્યા?

રામદાસ (ખચકાઈને) પણ દીકરા એની આજ્ઞા વગર પાંદડુ ય હાલી શકતુ નથી અને એ જે કાંઈ કરે છે તે બધાનુ ભલુ કરવા માટે જ

યદુનાથ (એમ ને એમ જ) જો એ બધુ ભલાને માટે જ કરે છે તો તમે શા માટે બાળકની જેમ રડો છો? શા માટે પરમેશ્વરનુ વિધાન માની વીર પુરુષોની જેમ ઉત્સવ નથી મનાવતા, કે તમારા પુત્રોએ મરતી માનવતાની લાજ રાખી છે, તેની રક્ષા કરી છે?

દામોદર તુ એ શુ કરે છે દીકરા?

કલાવતી ના ના, ગાંડા દીકરા તુ આ શુ બકે છે?

જસવતી (રડતારડતાં) માબાપનુ દિલ કેવુ હોય છે તે તુ શુ જાણે?

યદુનાથ જાણું છુ બા, મારે માટે તમારા પ્રાણ નીકળી ગયા છે અશોકને બા, તમે ચાહતાં હશો, પણ બા તમે એ જાણો છો અમારી સાથે બીજી કેટલીયે માના લાલ છે? એમાં શીખ છે, મુસલમાન છે, એમને માટે શુ તમારી આંખમાંથી એક ટીપુ યે પડયુ છે? અને જવા દો બા, હુ જો આવીને તમને કહેત 'બા, માનવ માનવના લોહીથી હોળી ખેલે છે,—એને રોકવા જાઉં છુ, તો શુ તમે મને જવા દેત?'

[બધા ય એકદમ શાંત થઈ જાય છે કોઈ કંઈ બોલતુ જ નથી]

યદુનાથ બોલો બાપુજી! શુ તમે અમને કાયર નથી બનાવી નાખ્યા? તમારી કરુણા, તમારો પ્રેમ, તમારી વિશાળતા બધુ ય ક્ષુદ્ર સ્વાર્થની સીમાની અંદર બંધાયેલાં છે

કલાવતી યદુ તુ આ શુ કહે છે? તમને કોણે કહ્યુ કે અમે નારાજ છીએ? અમને તમારે માટે એટલુ અભિમાન છે કે અમારી છાતી તો ગજગજ ફૂલે છે! દીકરા આ તો પ્રેમ અને અભિમાનનાં આંસુ છે, પરતુ કહે તો ખરો કે તમે ત્યાં શુ કર્યુ?

યદુનાથ (શાંત થઈને) અમે શુ કર્યુ એ હુ નથી જાણતો અશોકે જે કહ્યુ તે જ અમે કર્યુ છે એ આવશે અને તમને બધુ ય કહેશે

કલાવતી અશોક કહેશે? ના યદુ! એ બોલવાનુ જ ક્યાં જાણે છે?

યદુનાથ (ઢીલા પડીને) તમે ઠીક કહો છો અશોકભાઈ બોલતા નથી, પરંતુ કાકી! કર્મશીલ પુરુષોને વાણી જ નથી હોતી.

વારુ! હું એ જ કહેવા આવ્યો હતો કે અમે બધા કુશળ છીએ. અમારી ફિકરચિંતા કરશો નહિ. હું તો અત્યારે જ જાઉં છું!

**જશવંતી:** હમણાં જ?

**દામોદર:** આ વખતે, હમણાં જ?

**અનીતા:** અત્યારે જ જશો યદુભાઈ?

**યદુનાથ:** હા અત્યારે જ! વધુ વાર હું રોકાઈ શકું તેમ નથી. એ લોકોને છોડીને શું મને અહીંઆં બેસી રહેવું શોભે?

**જશવંતી:** પણ દીકરા...!

**યદુનાથ:** પણ...બણ...કાંઈ નહિ બા. હું જરૂર જઈશ. તમે તો મને જોઈ લીધો. બીજા દીકરાઓની માતાઓ પણ એમના દીકરાઓને જોવા તલસતી હશે! બાપુજી!

**રામદાસ:** (એકાએક ઊંઘમાંથી ઊઠતા હોય એમ) હું કહેતો હતો ગાડી સાંજે...

**યદુનાથ:** (વચમાં જ રોકીને) એમ કેમ થઈ શકે બાપુજી! હું અત્યારની ગાડીમાં જ જઈશ.

**રામદાસ:** (ઉદાસીનતાને રોકીને) વારુ, વારુ! હું હમણાં જ જાઉં છું. (એક મિનિટ રોકાઈને) હું કહેતો હતો કે હું પણ સાથે આવું તો...!

**જશવંતી:** હા હા. તમે જરૂર એની સાથે જાઓ!

**યદુનાથ:** ના બાપુજી! ફક્ત હું જ જઈશ અને હમણાં જ જઈશ. આપ ટાંગો મંગાવી દો.

[ઘોડાગાડી મંગાવવા રામદાસ જાય છે.]

**યદુનાથ:** (હસીને) આ ધર્મે તો માનવ માનવનું લોહી પીવાનું શિખવાડ્યું છે. આ ઈશ્વરે તો અમને કાયર બનાવી દીધા છે!

**જશવંતી:** પણ હું કહેતી હતી કે તું ખાવાનું ખાઈ લે, દીકરા!

[જશવંતી જલદીજલદી જાય છે.]

**યદુનાથ:** ના બા! (એક ક્ષણ રોકાઈ) વારુ ચાલો.

**યદુનાથ:** (ઊઠીને) ત્યારે કાકા, હવે હું જાઉં!

**દામોદર:** (અણસાંભળ્યું કરીને) યદુ, દીકરા! શું સાચેસાચ અશોકનું નામ લોકો પ્રેમથી લે છે!

**યદુનાથ:** હા કાકાજી! અશોકભાઈએ એવું કામ કર્યું છે જે મહાન પુરુષો પણ નથી કરી શકતા.

**દામોદર:** સાચેસાચ તું એવું માને છે?

**યદુનાથ:** હું તો કહું છું હવે અશોકભાઈ સદાને માટે અમર થઈ ગયા!

**દામોદર:** તું જુગજુગ જીવ દીકરા! (એક ક્ષણ રોકાઈને) ભલે કંઈ પણ થાય, દુનિયા તો કહેશે ને કે દામોદર ગરીબ હતો પરંતુ સંતાન પ્રતિ એ પોતાના કર્તવ્યમાંથી ચૂક્યો નથી.

[એટલામાં રામદાસનો અવાજ આવે છે: 'યદુ! ઓ યદુ! ગાડી આવી ગઈ છે.' યદુ ઊઠે છે. અનીતા અને કલાવતી પણ ઊઠે છે.]

**યદુનાથ:** પગે લાગું છું કાકાજી!

**દામોદર:** પરમાત્મા તમને કુશળ રાખે. બેટા! તમે જલદી પાછા આવી જજો હં!

[કલાવતી એને છાતીએ લગાવી માથું ચૂમે છે. એની આંખોમાં પાણી ઊભરાઈ આવે છે. યદુ ચૂપચાપ બહાર નીકળી જાય છે. ફક્ત અનીતા એની સાથે જાય છે.]

**અનીતા:** યદુભાઈ! હુલ્લડમાં માનવતાની રક્ષા કરનાર બધાય ને કહેજો કે તમારી બહેન અનીતાને તમારા જેવા ભાઈઓ પર બહુ જ અભિમાન છે. ત્યાંથી પાછા ફરે તો જરૂર એકવાર અહીં જલદી આવે. હું વાટ જોઈશ. વારું...

[અનીતા આ બહુ જલદી બોલી જાય છે. એની આંખોમાં આંસુ ભરાઈ આવે છે; તોપણ એ હસી ઊઠે છે. યદુ એને કંઈ કહે એ પહેલાં તો એ ઝર્પાટાથી પાછી ફરી જાય છે અને એ તો એને જોતો જ રહે છે ત્યાં પડદો પડે છે.]

## દૃશ્ય ચોથુ

[એક વિશાળ ચાલી દામોદરદાસનો ઓરડો હવે એમા ફક્ત એક જ ખાટલો પડ્યો છે એના પર એમનો એકનો એક દીકરો અશોક સૂતો છે એને સખત તાવ ચઢ્યો છે એના હાથે, પગે અને માથા પર પાટા બાંધેલા છે પાટાઓ ઠેકઠેકાણે લોહીથી ખરડાયેલા છે એની આંખો બંધ છે દામોદરદાસ નિરાશવદને એની માથા તરફ ખાટલા પાસે ઊભા છે કલાવતી ગાંડાની જેમ એના દીકરાને જોઈ રહી છે એક ખૂણામા અનીતા બેઠી છે એ ક્ષણમાં ગંભીર બને છે ને ક્ષણમા દુખી થાય છે

ખાટલા પાસે રામદાસ, જશવતી યદુ અને બીજા આઠદસ માણસો બેઠા છે એ બધા ય સુખદુખમા ફસાયેલા અશોક તરફ જુએ છે. ડૉક્ટર પણ છે, તે અશોક તરફ જુએ છે ]

**ડૉક્ટર** (ગંભીર થઈને) હું અશોકભાઈને હોશમાં લાવી શકુ તેમ છુ, પરતુ

**દામોદર** પરતુ શુ ડૉક્ટર સાહેબ ?

**ડૉક્ટર** હુ કહેતો'તો કે રાત વીતી જાય તો બહુ સારુ !

**દામોદર** ડૉક્ટર સાહેબ ! હુ ગરીબ માણસ છુ, પણ અશોક માટે જે કહેશો તે કરીશ તમે કહેશો તો આકાશના તારાઓ પણ તોડી લાવીશ દુનિયા પાછળથી એમ નહિ કહી શકે કે દામોદરદાસ છોકરાને માટે કઈ કરતા અચકાયો હતો

**ડૉક્ટર** ના ! ના ! હુ એમ નથી કહેતો અશોક માટે હુ જે કાંઈ કરી શકુ તે માટે હુ મારી જાતને ભાગ્યશાળી ગણીશ

**એક યુવક** ડૉક્ટર સાહેબ ! મને આશ્ચર્ય થાય છે કે ભાઈનો જીવ ક્યાં અકળાતો હશે ?

**બીજો યુવક** અશોકભાઈ એકલા જ સ્ટેશનથી પાછા ફરતા હતા, ને રસ્તામાં પાંચસો ધર્માંધોએ એમને ઘેરી લીધા

**ત્રીજો યુવક** ડૉક્ટર સાહેબ ! જેણે સેંકડો જાન બચાવ્યા એનો આવો કરુણ અંત ?

[સહસા અશોક જાગે છે આંખો ઉઘાડે છે ]

**અશોક** (ક્ષીણ સ્વરમા) બા, બા બા !

**કલાવતી** (અતિશય ગળગળા થઈને) હા દીકરા !

**અશોક** કોણ રડતુ'તુ બા ? તમે હતાં ? તમે રડો નહિ, હુ સારો થઈ જઈશ અને ન પણ થાઉં તોપણ તમે ન રોતાં એકને બદલે તમને અનેક અશોકો મળી જશે

**કલાવતી** હુ નથી રડતી બેટા ? હુ શા માટે રડુ ?

**અશોક** અનીતા ક્યાં છે ?

**અનીતા** (સ્વસ્થ થઈને) આ રહી ભાઈ !

**અશોક** અનીતા ! તે બોલાવ્યા'તા ને અમને ? અમે આવ્યા છીએ શુ કહે છે તુ ? આરતી કરવી છે ને તારે અમારી ? પણ અમારી એટલી લાયકાત ક્યાં છે ? પણ જા બોલાવી લાવ તારી બહેનપણીઓને અને કરી લે મનમાની (અશોક પાછો આંખો મીચી લે છે )

[ દેશના પ્રસિદ્ધ નેતા અમૃતરામ પ્રવેશે છે ]

**અમૃતરામ**. ક્યાં છે અશોક ?

**દામોદર** (ઊભા થઈને) અહીં આ છે અહીં આ તમે અહીં આ આવો (આનદિત થઈને) હવે કોઈ જાતની બીક નથી તમે આવ્યા છો તે પરમેશ્વરે જ મોકલ્યા છે, તે અશોકને બચાવી લેશે

**અમૃતરામ** તમે અશોકના પિતા છો ?

**દામોદર** (ગર્વથી) હા હુ અશોકનો પિતા છુ આ સામે બેઠી તે એની મા, અને પેલી એની બહેન અનીતા છે હુ અશોક માટે કાંઈ કરવાપણું નહિ રાખુ

[ અમૃતરામ ગંભીર થઈ એને તપાસે છે એમનો ચહેરો ચિંતિત થાય છે ]

**અમૃતરામ** સારુ થાય—જો આ રાત સુખથી વીતી જાય

**અશોક**. બાપુજી ! (અશોક જાગે છે ).

**દામોદર** શુ છે દીકરા !

**અશોક** યદુ ક્યાં છે ?

**યદુનાથ:** (આગળ આવી) હું અહીંઆં જ છું, ભાઈ!

**અશોક:** તું જાણે છે યદુ! આપણે શી પ્રતિજ્ઞા કરી હતી? મારાં મા-બાપને ખબર ન પડવા દેવી કે હવે અશોક આ દુનિયામાં નથી.

**યદુનાથ:** (ચૂપચાપ નીચી ગરદન રાખી આંસુ સારતાં) તું એવું શા માટે બોલે છે અશોક?

[અશોક પાછો શાંત થઈ જાય છે. બધાં પાછાં ગભરાઈ એકબીજાં સામે જુએ છે.]

**અમૃતરામ:** (એકાએક ચમકીને) પક્ષી ઊડવા ચાહે છે! બધાં ય (એકસાથે) શું... શું?

**અમૃતરામ:** (માથું હલાવી) જોઈ તો રહ્યો છું. ખેલ ખતમ થઈ ચૂક્યો છે. એક દિવ્યાત્મા પૃથ્વીપર ઊતર્યો હતો તે આજે પાછો ફરે છે.

[બધાંય એકદમ હાહાકાર મચાવી દે છે કલાવતી 'ઓ મારા દીકરા રે' કહીને અશોકના શરીર પર પછડાય છે. જશવંતી એને સંભાળે છે.]

**દામોદર:** (પાસે જઈને) શું કરે છે કલાવતી! રડે છે? અશોકે કહ્યું હતું રોઈશ નહિ અને તું અશોકની વાત ટાળે છે?

[કલાવતી નથી સાંભળતી. એની છાતી ફાટી જાય છે, એની વાણીથી ઓરડાની દીવાલો ડોલી ઊઠે છે. બધાં ય જાણે ઊંઘમાંથી ઊઠ્યાં હોય, એમ ઊઠે છે. અમૃતરામ બહાર નીકળી જાય છે.]

**કલાવતી:** (કકળાટ કરતાં) હું મા છું મા! મારું માથું...મારું હાડ...મારું માંસ.

**દામોદર:** પરંતુ હું બાપ છું. અશોકનો બાપ છું. અશોક વીર હતો. હું વીરપુત્રનો બાપ બનીશ! સાંભળો! યદુ, રામદાસ, અનીતા, અનવર, સમશેર, રાજેન્દ્ર! તમે બધા ય સાંભળો! મને અશોક પર ગર્વ છે. હું દુનિયાને એ કહેવાનો મોકો નહિ દઉં કે અશોક જેવા મહાન અને દિવ્ય આત્માનો બાપ 'દામોદરદાસ' રડ્યો હતો, હું નહિ રડું, હું હસીશ. હા...હા...

[સાચેસાચ દામોદરદાસ મોઢેથી હસે છે.]

**અનીતા:** (જોરથી રોકતાં) બાપુજી... બાપુજી...!!!

**દામોદર:** (અનીતાને છાતીએ વળગાડી) અશોકની બહેન થઈને રડે છે? તારે અશોક જોઈએ છે ને? જો કેટલા અશોક છે? યદુ, અનવર વગેરે બધા ય તારા અશોક જ છે. અને અનીતા આ અખંડ ભારત અનેક અશોકોથી ભરેલું છે, પછી તું શા માટે રડે છે?

[દામોદરદાસ પાછા હસે છે. બધા ય યુવકો હતપ્રજ્ઞ એ દૂબળા, પાતળા, આધેડ પુરુષના સાહસને જોઈ રહે છે. સહસા યદુ આગળ આવી કલાવતીને ઉઠાવી લે છે.]

**યદુનાથ:** મા! તું અમ બધાની મા છો! અમ સર્વને આશીર્વાદ આપ મા, કે ભારતના સમસ્ત પુત્રો અશોકના પગલે પગલે ચાલે!

**સમશેર, રામદાસ, અનીતા, અનવર:** (એકસાથે) મા! અમે માનવના રક્તને વ્યર્થ નહિ જવા દઈએ.
મા! અમે સારા યે હિંદમાં
અશોકને અશોક ઉત્પન્ન કરી દઈશું!
મા! તું નવહિંદની મા છો!

[તરત જ કલાવતી ઊઠે છે. એમને જુએ છે. એની આંખો ચમકી ઊઠે છે. દામોદરદાસ ધીરેધીરે અશોકના વાળમાં આંગળી ફેરવતા હોય છે. અમૃતરામ અંદર આવે છે.]

**અમૃતરામ:** બહાર અપાર જનતા છે યદુ! અશોકને લઈ ચાલો!

**દામોદરદાસ:** (ઊભા થઈ) ચાલો ડૉક્ટર સાહેબ! અમે બધા ય તૈયાર છીએ.

[...અને તેઓ બધાં ય બહાર નીકળી જાય છે. એમણે પછેડીથી એમની આંખો સાફ કરી છે. રામદાસ એમની પાછળ જાય છે. એમની આંખો ભીની છે.]

પડદો પડે છે

અનુવાદક: શ્રી. 'પ્રેમરશ્મિ'

★

# ગૂગળ

શ્રી 'ચિકિત્સક'

'ચપટી ધૂળનોય ખપ પડે છે' એ કહેવત તો ઘેરેઘેર પ્રચલિત છે પરંતુ એવી નજીવી ગણાતી ચીજોનો કેવી રીતે ને કયા સંજોગોમાં ખપ પડે છે તે જાણવું જ અઘરું છે આયુર્વેદે કુદરતની એકેએક કૃતિનો–પેદાશનો ઉપયોગ બતાવ્યો છે વિધવિધ જાતના રોગોના મારણ તરીકે સામાન્ય જેવી લાગતી આ વસ્તુઓ કેવું અદ્ભુત કાર્ય આપે છે તેનું એક ઉદાહરણ ગૂગળ છે. માનવજીવનને નિત્યના પીડતા ને અસાધ્ય લાગતા કેટલાક રોગો ઉપર શ્રી ચિકિત્સકે બતાવેલા ગૂગળના પ્રયોગ જનસમુદાયને ઉપયોગી નીવડશે

ગૂગળ ઝાડમાંથી ઝરતો રસ છે જેમ બાવળ, ગોરડ વગેરેનો ગુંદર હોય છે તેવી જ રીતે ગૂગળીના ઝાડમાંથી જે રસ ઝરીને જામે છે તેને ગૂગળ કહેવામા આવે છે

સામાન્ય રીતે સિંધ તરફ ગૂગળ વિશેષ પ્રમાણમા મળે છે આપણા પ્રાંતમાં પણ કાઠિયાવાડમા બરડો ડુંગર અને શિહોરની કોટમા એના વૃક્ષો જોવામાં આવે છે

આપણાં દેવમંદિરોમાં અને મસ્જિદોમા આ ગૂગળનો ધૂપ કરવામાં આવે છે, પરંતુ ધૂપના ઉપયોગ સિવાય ગૂગળના બીજા ઔષધીય ઉપયોગો આપણી આમપ્રજા જાણતી નથી એ આપણુ કમનસીબ છે

ગૂગળ એક ઔષધિ છે એટલું જ નહિ પણ આયુર્વેદની કેટલીક સર્વશ્રેષ્ઠ ઔષધિઓમાની એક છે આવી ઔષધિઓને રસાયણ-ઔષધિ તરીકે સ્વીકારવામાં આવે છે, કારણકે કોઈ પણ રોગમાં, પછી ભલે એ વાતનો હોય, પિત્તનો હોય કે કફનો હોય, તેના ઉપર નિર્ભય રીતે ઉપયોગ થઈ શકે અને એનાં લાભપ્રદ પરિણામ જોઈ શકાય તેને જ રાસાયણિક ગુણની પ્રતિષ્ઠા આપવામાં આવે છે

ગૂગળ આવું રસાયણ-ઔષધ છે આયુર્વેદના ગુણધર્મની દૃષ્ટિએ ગૂગળમા મધુર, તૂરો અને કડવો રસ પ્રધાનતા ભોગવે છે મધુર રસ વાયુને દૂર કરે છે, તૂરો રસ પિત્તનું શમન કરે છે અને કડવો રસ કફને હઠાવે છે+

આમ ગૂગળ એ ત્રિદોષની સર્વરોગહર ઔષધિ છે, પરંતુ ગૂગળનો ઉપયોગ વાના દરદો ઉપર વિશેષ પ્રમાણમાં કરવામાં આવે છે

આપણે જાણીએ છીએ, કે અવારનવાર સાંધા પકડાવાનાં, કેડ દુખવાનાં, હાથપગ રહી જવાનાં અને શરીરમા ખાલી ચડવાનાં નાનાંમોટાં વાનાં દરદો થાય છે લકવા, કંપવાત અને અરધું જ શરીર રોગવાળું બને તેવા અર્ધાંગવાતનાં પણ દરદો દેખાય છે આયુર્વેદ શાસ્ત્રે આ વાતપ્રકોપના ૮૦ જાતના રોગોની ગણના કરી છે આવાં દરદો થવાના કારણોમાં આપણા આહાર વિહારની ભૂલોના કારણે આપણા સાંધાઓને જે પ્રકારનાં સ્નેહન(ચીકાશ)ના તત્ત્વની જરૂર હોય છે, તે જ્યારે ખૂટે છે ત્યારે જ આવાં દરદો થાય છે અને દરદીઓના પ્રકૃતિભેદે જુદાંજુદાં ચિહ્નો દેખાય છે આવાં વાત પ્રધાન દરદોમા ગૂગળ એક રામબાણ ઔષધિ છે, કારણકે જે તત્ત્વોની ખામીથી આવાં વાતજ દરદો થાય છે તેવાં સ્નેહોષ્ણ તત્ત્વો ગૂગળમાં પૂરતા પ્રમાણમાં હોવાથી એનો

---

+ माधुर्याच्छमयेद्वात कषायत्वाच्च पित्तहा।
तिक्तत्वात् कफजित्तेन गुग्गुलु सर्वदोषहा॥

ઉપયોગ અસરકારક બને છે.

આવા દરદો ઉપર ગૂગળનો જુદાંજુદાં અનુપાનભેદથી ઉપયોગ કરવામાં આવે છે.

રાસ્નાનું ચૂર્ણ તોલો એક અને ગૂગળ તોલો એક ઘીમાં મેળવીને લેવાથી સાયાટીકા (ગૃધ્રસી)નું દરદ દૂર થવાનો પંડિત ચક્રદત્તે નિર્દેશ કર્યો છે અને એવી જ રીતે સાથળમાં થતા દરદ ઉરુસ્તંભમાં પણ ગોમૂત્ર સાથે ગૂગળ ખાવાનો આચાર્ય સુશ્રુતનો નિર્દેશ મળે છે.

આપણા વૈદ્યો આયુર્વેદના આ અમૂલા ઔષધને અનુપાનભેદથી યોગરાજ, મહાયોગરાજ, રાસ્ના ગૂગળ, સિંહનાદ ગૂગળ જેવાં જુદાંજુદાં ઔષધો દ્વારા આ ગૂગળનો ઉપયોગ કરે છે.

આપણે જોયું કે ગૂગળ એ ત્રિદોષહર ઔષધિ છે અને રસાયણની તાકાત આપવાનો તેમાં પ્રધાન ગુણ રહ્યો છે. આ ગુણ ઉપરાંત ગૂગળમાં વિશેષ મહત્ત્વનો ગુણ એ યોગવાહીપણાનો છે. જે પ્રકારનાં દરદોમાં જે ઔષધો આપવાનાં હોય તેને જલદી ક્રિયાપૂર્ણ બનાવવા માટે જે ઔષધિનો સંયોગ મદદરૂપ બને છે તેને યોગવાહી કહેવામાં આવે છે. ભારતીય રસશાસ્ત્રમાં પારો અને ગંધક આવાં યોગવાહી દ્રવ્યો છે, તેવી જ રીતે વનસ્પતિ ઔષધિઓમાં ગૂગળ યોગ આપવાનું કાર્ય કરે છે. આવા ગુણના કારણે મનુષ્યની સપ્ત ધાતુઓના વિપાકમાંથી જે રજ અને વીર્ય પાકે છે તેવા સ્ત્રી અને પુરુષના સપ્ત ધાતુઓના દોષો ઉપર ગૂગળ ખૂબ જ ઉપયોગી અને મહત્ત્વનું ઔષધ છે.

પ્રથમ સ્ત્રીઓનાં દરદોનો વિચાર કરીએ તો આ સપ્ત ધાતુઓની કોઈ ને કોઈ ખામીના કારણે આજે આપણા સમાજમાં વંધ્યત્વનું પ્રમાણ વધતું જાય છે, તેમાં ગૂગળનો ઉપયોગ ખૂબ જ લાભકારક થઈ શકે એમ છે. ગૂગળના સેવનથી વાતવંધ્યા, પિત્તવંધ્યા અને કફવંધ્યા જેવી સ્ત્રીઓના વંધ્યત્વનાં જુદાંજુદાં દરદો દૂર થાય છે.

વાતવંધ્યામાં વાયુના અતિપણાને કારણે ગર્ભાશય ઉપર દબાણ થવાથી ગર્ભાશય સંકોચાઈ જાય છે. ગર્ભાશયને પોષણ આપનારી વાહિનીઓ આ વાયુના અવરોધથી જનન અવયવોને પોષણ આપી શકતી નથી એટલે વીર્યને પકડી લેવામાં સ્ત્રીના રજમાં જે જીવનતત્ત્વો જોઈએ તે આ અપરાધને કારણે પોષણ વિના નબળાં પડી ગયેલાં હોય છે. આથી ગર્ભાશયનો સંકોચ થાય છે અને રજસ જીવાણુઓની નબળાઈને કારણે રજવીર્યનો સંયોગ ગર્ભાશયમાં સ્થિર થઈ શકતો નથી, વાયુ એને બહાર ધકેલી દે છે. આવી સ્થિતિમાં ગૂગળના સંયોગવાળા યોગરાજ ગૂગળનું લાંબો વખત સેવન કરવાથી વંધ્યત્વ દૂર થયાના અનેક દાખલાઓ મળે છે.

એક દરદીને લાંબો વખત સુધી ગર્ભાધાન થયું નહોતું. દરદીની વાતપ્રધાન પ્રકૃતિ હતી. જનન અવયવો સાવ જ રુક્ષ (સૂકા) થઈ ગયા હતા. સંવનન વખતે અતિશય પીડા થતી. ગર્ભાશયનો પૂરો વિકાસ જ થયો નહોતો. માસિક અનિયમિત આવતું; પણ એ વખતે પેડુમાં અને યોનિમાં ખૂબ જ દુખાવો થતો અને કેમ જાણે અંદરના બધા જ અવયવો બહાર ધકેલાઈ જશે તેવું શૂળ નીકળતું. આ દરદીને મેં ચારેક માસ યોગરાજ ગૂગળ અને અશ્વગંધાનો ઉકાળો પાયાં હતાં અને એને આરામ થયો હતો.

આવી જ રીતે વંધ્યત્વમાં ગૂગળના સંયોગવાળી ચંદ્રપ્રભા ગુટિકાના સેવનથી લાભ થયાના દાખલાઓ મળે છે. સ્ત્રીરોગના પ્રખ્યાત લેખક અને ચિકિત્સક સ્વ. અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીએ એક બાઈને બાર વર્ષથી સંતતિ થઈ નહોતી તેને એક વર્ષ સુધી

ચંદ્રપ્રભા ખવડાવીને સંતતિ થવાની નોંધ મૂકી છે (જુઓ સ્ત્રીરોગચિકિત્સા પાન ૨૦૬)

ગૂગળ અને શિલાજિતના સંયોગવાળી ચંદ્રપ્રભા પિત્તજ ગરમીને દૂર કરે છે અને જનન અવયવોના ઉશ્કેરાટને શાંત બનાવી રજસ્ ઝવાણુઓને શીતવીર્ય તાકાત આપે છે

આપણે અવારનવાર જોઈએ છીએ કે કેટલીક યુવાન સ્ત્રીઓનું પેડુ વધી ગયેલું હોય છે, એના ઉપર ચરબી ચડી ગઈ હોય છે આ ચરબીના જમાવથી પણ ગર્ભાશય અને જનન અવયવોના બીજા અંગો પૂરા વિકસ્યા વિના જ દબાઈ રહ્યા હોય છે પુખ્ત ઉંમરે જ્યારે સ્ત્રી શરીરનો સર્વાંગીણ વિકાસ થાય છે ત્યારે યુવાનીની ચરબી આ અંગો ઉપર સહેજે ચડે છે આ યૌવનકાળે શરીરને પૂરતું ગતિવાળું રાખવામાં ન આવે અને આ સંગ્રહાયેલી ચરબીને દૂર કરવાનો કોઈ યોગ્ય માર્ગ વિચારવામાં ન આવે તો પણ વંધ્યત્વ આવે છે આવા સ્ત્રીરોગને ખાલી જવાનું દરદ કહે છે આ રોગનું પ્રધાન કારણ કફ-વાતનો દોષ હોય છે આવા ખાલી ગયેલી સ્ત્રી દરદીઓ માટે પણ ગૂગળનો ઉપયોગ લાભકારક બને છે પંડિત ભાવમિશ્રે આવા મેદપ્રધાન દરદો ઉપર ગૂગળ રસાયન નામની ઔષધિની યોજના કરી છે તે જ આ ગૂગળની ઉપયોગિતા બતાવે છે

આવા દરદીઓએ વાવડિંગ તોલા ૨ા અને પાણી શેર ૧ સાથે ઉકાળી બે તોલા પાણી બાકી રહે ત્યારે એમાં અડધો તોલો ગૂગળ મેળવીને પીવાથી ગૂગળનો રૂક્ષ ગુણ આ મેદને શોષી લે છે અને જનન અવયવોને પૂરતું બળ મળવાથી એનો વિકાસ થાય છે

આપણી યુવાન સ્ત્રીઓમાં કમરનો દુખાવો, લોહીની ઓછપ હોય છે અને તેઓમાં કાયમી નબળાઈના કેટલાય દરદીઓ હોય છે આવા દરદોનાં કારણોમાં પ્રદર, યૌવનપીડા તેમ જ આર્તવજન્ય દરદોમાં નષ્ટાર્તવ, કષ્ટાર્તવ, પિપ્લુતાર્તવ, અનિયમિતાર્તવ અને અશુદ્ધ-આર્તવના દરદીઓ મુખ્ય હોય છે શરીરને કાયમી ઘસારો આપનારાં આવાં દરદો ઉપર પણ ગૂગળનો એના પૌષ્ટિક ગુણને કારણે ઉપયોગ કરવામાં આવે છે ત્રિફળાનાં ઉકાળા સાથે ગૂગળનું સેવન માસિકને નિયમિત, પીડારહિત ને શુદ્ધ બનાવે છે અને જનન અવયવોને બળ આપે છે

ગૂગળનો મહત્ત્વનો ગુણ લોહીનું શોધન કરવાનો, રક્તવિકારને શાંત કરવાનો અને એને પરિણામે પેદા થનારાં દરદોને દૂર કરવાનો છે ખાસ કરીને ભગંદર નાડીવ્રણ, નાસૂર, ભસ્મીગણ અને કદમાળ જેવાં દુષ્ટ ઘાતાઓ કેમે ય જલદી રુઝાતાં નથી એના ઉપર રક્તશોધક અને રોપણ કરનારાં ઔષધિ સાથે ગૂગળની યોજના કરવામાં આવી છે કિશોર ગૂગળ, કાંચનાર ગૂગળ, અમૃત ગૂગળ જેવાં સંયોજનો આવાં દરદો ઉપર ઉપકારી બન્યાં છે ગૂગળનો ઘાવને રૂઝવવાનો રોપણ ગુણ હોવાથી એનો મલમમાં પણ ઉપયોગ થઈ શકે છે, એવો આર્ય ઔષધકારનો નિર્દેશ છે

પરંતુ ગૂગળ હાડકાની ગૂમડીઓ માટે તો ખૂબ જ ઉપયોગી ઔષધિ છે, તેવો અંત અનુભવ થયો છે આ હાડકાના ગૂમડાઓને 'બોન ટી બી' જેવું નામ આપવામાં આવે છે આયુર્વેદશાસ્ત્ર આવા વ્રણોને અંતર્વિદ્રધી કહે છે આવા અંદરના ગૂમડાઓ મટાડવા માટે આયુર્વેદ શાસ્ત્ર પાસે ચોક્કસ ઔષધો છે, તેમાં ગૂગળનો ઉપયોગ પ્રધાનપદ ભોગવે છે ભાવપ્રકાશે એને સમસ્ત ધાનિકૃત ગણ્યું છે, કારણકે ગૂગળનો ગુણ સૂક્ષ્મ અને લઘુ છે આ ગુણને કારણે એ લીધા પછી તુરત જ પચીને

પોતાની તાકાતથી નાનીનાની રક્તવાહિનીઓને ચેતનવાળી બનાવી શુદ્ધ લોહી સાથે દરદને સ્થળે પહોંચી જાય છે અને શોધન, શમન તથા રોપણની ક્રિયાઓ આદરે છે.

આ ગુણધર્મને બીજી રીતે જોઈએ તો ગૂગળમાં આપણા શરીરને રોગ સામે પ્રતિકાર કરવા માટે જે જીવાણુઓની જરૂર છે તે સફેદ કણોને મોટા પ્રમાણમાં પેદા કરવાનો ગુણ છે, એવો આજના વૈજ્ઞાનિકોનો અભિપ્રાય થયો છે.

આંતરવિદ્રધી જેવા ભયંકર દરદ ઉપર ગૂગળનો ઔષધોપચાર ભાવનગરમાં મારા એક સ્નેહી વૈદ્યરાજે સફળ રીતે અજમાવ્યો છે.

એક યુવાન માણસને પાંચમી કે છઠ્ઠી પાંસળીમાંથી ગૂમડું થઈ પરુ આવતું હતું. દિવસેદિવસે એ ગૂમડું વધતું જ ગયું અને આખરે ડૉક્ટરોએ એનું 'ઓન ટી બી'નું નિદાન કર્યું. આ પછી એમણે વરસો સુધી વૈજ્ઞાનિક ડૉક્ટરી પદ્ધતિએ સારવાર લીધી છતાં ય એ ન મટ્યું. આખરે ભાવનગરના આ વૈદરાજે ગુગળપ્રધાન ઔષધ આપી.

સવારસાંજ અરધો-અરધો તોલો સારી રીતે ઘી મેળવીને નરમ બનાવી ગૂગળ દેવાતો અને એના ઉપર વાયવરણો, હળદર, સારોડી, દારુહળદર વગેરે રક્તશોધક ઔષધોનો ક્વાથ આપવામાં આવતો. થોડા વખત પછી ગૂગળની સાથે શિલાજિત પણ શરૂ કરવામાં આવ્યું હતું. આમ કેવળ આયુર્વેદિક ઔષધોથી જ એ દરદી ચારપાંચ માસમાં તો પથારીવશ જ હતો તે હરતો-ફરતો થઈ ગયો.

ગૂગળનો જેમ સ્ત્રીઓના જનન અવયવો ઉપર ઉપયોગ કરવામાં આવે છે તેવી રીતે એ પુરુષોના વીર્યદોષો ઉપર પણ ઉપયોગી છે. ધાતુક્ષીણતા, નબળાઈ, પ્રમેહ અને ઉપદંશ (ચાંદી) જેવાં દરદોમાં પણ એ લાભદાઈ છે. ગૂગળના સંયોજનથી તૈયાર થતી ચંદ્રપ્રભા, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ, પ્રમેહ, મીઠીપેશાબ અને એવાં જ બીજાં પેશાબ અને કીડનીનાં દરદો ઉપર આજે વરસોથી કામ આપી રહી છે; ગોક્ષુર ગૂગળ પણ આવાં દરદો ઉપર વપરાય છે.

ગૂગળ અનુભવે ચીકણો અને ગુણધર્મે સ્નેહલ તત્ત્વોવાળો હોવા છતાં ય આંતરડાં અને ઉદરરોગોના પણ કેટલાક દરદોમાં એ વાપરવાનો નિર્દેશ છે; કારણકે ગૂગળ તૂરા રસને કારણે પાચક છે. પચવામાં હલકો-લઘુ છે; અને મળદોષને મેદી હોવાથી દૂર કરનારો છે. રાજનિઘંટુકાર કહે છે કે: क्रिमिवातोहरश्लीहघ्नो-फार्शोघ्नो रसायनः। આમ આંતરડાંના મળદોષના સડાસાંથી પેદા થયેલાં કૃમિજ દરદો-વાતોદર, બરોળ, આંતરડાંના કોઈ પણ અવયવનો સોજો અને હરસ ઉપર ગૂગળ વાપરવાની ભલામણ કરવામાં આવી છે; કારણકે ગૂગળમાં જંતુઘ્ન ગુણ રહ્યો છે. આ જંતુઘ્ન ગુણને કારણે જ આપણાં દેવમંદિરો અને મસ્જિદોમાં એનો ધૂપ કરવામાં આવે છે. હવામાન જ્યારે રોગવાળું બને છે, ત્યારે લીમડો, ગૂગળ વગેરેનો ધૂપ આપણાં ઘરોમાં પણ આપણે કરીએ છીએ; અને એ દ્વારા રોગોત્પાદક જંતુઓને દૂર કરી હવામાન શુદ્ધ બનાવીએ છીએ.

હોમ-હવનોમાં અને ધૂપદીપમાં જે વનસ્પતિઓ વપરાય છે તેને સમિધ કહેવામાં આવે છે. આ સમિધ વસ્તુઓ એ જ બની શકે જેનો અનેક દરદો ઉપર આરોગ્યની દૃષ્ટિએ ઉપયોગ થઈ શકતો હોય. એટલે સમિધની વ્યાખ્યા કરતાં શાસ્ત્રકારો જણાવે છે કે: शमयति रोगान् इति शमी। આમ, ગૂગળ એ દેવોને પ્રિય એવી વનસ્પતિ છે: કારણકે એ રોગોને દૂર કરી આરોગ્ય આપે છે.

★

# ચપટી

શ્રી શાંતિલાલ પરીખ
બી એ

નૃત્યમાં રજૂ થતી મુદ્રાઓનું રહસ્ય કદાચ પ્રેક્ષકગણ પૂરેપૂરું ન સમજે પણ પ્રેક્ષક પોતે જ જ્યારે એક મુદ્રા—ચપટીનો જીવનમાં આશ્રય લે છે ત્યારે તો એનું ગાંભીર્ય ને એની ઉપયોગિતા સારી રીતે જાણે છે 'સોના ઈંઢોણી ને રૂપા બેડલું'ના ગરબે ઘૂમી રાસ ચગાવતી ગરવી ગુજરાતણની ચપટી, પોતાના શાળાજીવનમાંથી દરેકને યાદ રહી ગયેલી સ્વાભાવિક ગણાય તે શિક્ષકની ચપટી, બાળકને રડતું છાનું રાખવામાં આનો થતો ઉપયોગ, પૂજા કથાવાર્તામાં પણ ભૂદેવોને કામમાં આવતી કે સામાને રોળી નાખવાની તાકાતનું ચિહ્ન બતાવતી ચપટી—આમ નજીવી આ મુદ્રાનો જીવનમાં કયાં ને કેવો ઉપયોગ થાય છે તે અહીં દર્શાવાયું છે

'ઓર સબ લોક એક દફે જોરસે તાલી બજાઈએ'—એમ રસ્તા ઉપર ખેલ જોવા ઊભેલા લોકોને મદારી હાકલ કરે, ત્યારે તેને ઘણો જ નજીવો જવાબ મળે છે રસ્તા ઉપર તાલી પાડતા લોકોને હવે શરમ આવે છે, સંકોચ થાય છે સમયની એ બલિહારી છે આજ તો ભજનમંડળી, કે મંદિર કે એવા બીજા કોઈ પ્રસંગે પણ તાલી પાડવાની પ્રથા ઓછી થઈ ગઈ છે વ્યંઢળોનો એ ઇજારો છે એમ ઘણા તિરસ્કારમાં કહે છે, પણ એમ કહેનારા એ વસ્તુ ભૂલી જાય છે કે તાલી અને ટાબોટામાં ફેર છે તાલીની રીતને આપણે નવા સ્વરૂપે સાચવી રાખી છે ને તે હાથતાલી દેવાની વૃત્તિ કે જે માણસોમાં મોટાભાગે જોવામાં આવે છે

તાલી પછી ચપટીની વાત કરો એક બૂમ પાડવી કે એક હાકલ દેવી—એક સિસકારો દેવો કે અવાજ દેવો—તે બધા કરતાં ચપટી વગાડવાનું કામ સહેલું ને સસ્તું, સારું ને સુંદર છે ચપટી ઉપર જ કહો તો બધો યે વ્યવહાર નભી શકે લોહીના દબાણથી પીડાતા એક શેઠ આખી ઓફિસનો કારભાર માત્ર ચપટી વગાડીને જ ચલાવે છે

ચપટી વગાડવી એ સાવ સહેલી વાત છે, છતાં જમાનાના પ્રવાહો સાથે ચપટી વગાડવાનો શોખ ઓછો થતો ગયો, ને આજે લગભગ અસ્ત પામી ગયો છે, દાદાએ જેટલી ચપટીઓ વગાડી હશે એટલી પિતાએ નહિ વગાડી હોય ને મોટીબાએ વગાડી હશે એટલી બાએ નહિ વગાડી હોય ચપટી વગાડવાની આ કળા એટલી હદે આજ ભુલાઈ જવા પામી છે કે મોટેરા ને મુરબ્બીઓ ચપટી વગાડી જે દાકી બોલાવે છે એવી દાકી હું કે તમે નથી બોલાવી શકતા

સાવ સહેલી બાબત છે છતાં કોઈને પૂછજો કે ચપટી કેમ વાગે? બે હાથ વિના જેમ તાલી ન પડે તેમ બે આંગળીથી કદી ચપટી નહિ વાગે ત્રીજી આંગળીની મદદ આવશ્યક છે અંગૂઠો એમાં મહત્ત્વનો ભાગ ભજવે છે ચપટી વગાડવાની ત્વરા, કળા ને મઝા કંઈ ઓર જ હોય છે આપણે એ પ્રત્યે બેદરકાર રહ્યા તે દુઃખની વાત છે

મંજીરી કેમ વગાડવી ને ખંજરી કેમ બજાવવી, તંબૂરો કેમ વગાડવો ને તબલાં કેમ બજાવવાં, એ વિષે ઘણાએ વાંચ્યું હશે, જોયું હશે કે સાંભળ્યું હશે પણ આ મનગમતી ચપટી વિષે ઝાઝું નહિ સાંભળ્યું હોય એક વખત એવો હતો કે જ્યારે ગાયનમાં ને ગરબામાં ચપટીનાં માન ને મહત્ત્વ હતાં, આજે એ ભુલાતાં જાય છે એમાં યે કૃત્રિમતા પેસી ગઈ છે ગોળગોળ ગરબે ગરવી ગુજરાતણ ઘૂમતી હોય, એક

સરખો ને એકીસાથે પગની ઠેકીનો અવાજ આવતો હોય, ને એ બાવીસ, બહેનોની ચુંમાળીશ ચપટીઓનો અવાજ એકસાથે આવતો હોય ત્યાં દાંડિયા કે દીવીઓ, ગાગર કે ઘૂઘરાનો ક્યાં હિસાબ? હજી યે માત્ર એ જ તાલી ને માત્ર ચપટીથી ગવાતા ગરબા આંખ સામે ઊભા થાય છે ત્યારે મનને એમ થઈ જાય છે કે આ ખંજરી, મંજરી, તબલાં ને તંબૂરાની પંચાત ને પીડામાં આપણે શા માટે પડ્યા હોઈશું? આ વાદ્યો ને વાજિંત્રોના મહત્ત્વને કોઈ રીતે ઉતારી પાડવાનો ઇરાદો નથી, પણ સવાલ માત્ર એટલો જ છે, કે આપણે ચપટીના મહત્ત્વને કેમ ભૂલી ગયા?

ભૂલી જઈએ તો હજુ ઠીક છે, પણ આ તો આપણે ચપટીનો અવળો ને બાળખામણો ઉપયોગ કરવા માંડ્યો તે કોઈ રીતે ક્ષમાપાત્ર નથી. નિશાળમાં શિક્ષકો તો એમ જ માનતા હોય છે કે ચોપડી વાંચી જતાં છોકરાઓ શીખી જશે. ધોળા ઉપર કાળું—જેવું હોય છે તેવું તે વાંચે જાય છે—એમાં કંઈ તાલ કે માલ નહીં. વાંચતાંવાંચતાં અંદર આવતા વાતાવરણને પોતાના હાવભાવ દ્વારા સમજાવી શકે તેવા શિક્ષકો બહુ જ થોડા હોય છે. કૂદવું, નાચવું, નમવું, તાલી પાડવી ને ચપટી વગાડવી એ પણ શિક્ષકનો ધર્મ છે, ને એવા શિક્ષકો હોય છે કે જે શરીર ને શબ્દો દ્વારા આખાયે વર્ણનનું તાદશ ચિત્ર આપણી આંખ આગળ ઊભું કરે. અવેર (હોશિયાર), રેડી (તૈયાર) જેવા શબ્દો હોય ને ત્યાં ચપટી વાગે, જંપ (કૂદો), રન (દોડો), રશ (એકદમ દોટ મૂકો), સ્ટાર્ટ (શરૂ કરો) જેવા શબ્દો સાથે ચપટી વાગે, ને એ ચપટી દ્વારા જ તે ચેતનનો ચમકારો ચમકાવે, તે ઠોઠ છોકરાને યે ટટ્ટાર કરે.

એમને આ રીતે ન આવડે, તો બીજી રીતે એ ચપટી વગાડી જાણે છે. પાછલી પાટલી પર પટાકા બોલાવતા કોઈ ચેલકાની કેડે કે ગાલે ચાવી ચડાવવામાં એ શિક્ષકો ચપટીનો સુંદર ઉપયોગ કરે છે. આ એક એવા પ્રકારની ચપટી છે કે જે દ્વારા ચપટીનો અવાજ સંભળાતો નથી, પણ જેને એ ચપટી ભરાઈ હોય તેના મુખમાંથી 'સિ...ઈ...ઈ...ઈ' જેવો સિસકારો નીકળી પડે છે. માર કે મુક્કા કરતાં આ ચપટી ચચળવાનો સૂર વધુ તીવ્ર ને વેદનામાં વધુ વિષમ હોય છે.

કેટલાક શિક્ષકોનો આ દાખલો સ્ત્રીઓને પણ લાગુ પડે છે. રડતા બાળકને છાનું રાખવા માટે તમે તમને આવડે તેટલા અખતરા અજમાવો, એને રમકડું આપો, ઘૂઘરો વગાડો, તાલી પાડો, છતાં એ રડવાનું ચાલુ જ રાખશે. જો ચપટી વગાડવાની કળા તમને સાધ્ય હશે તો તમે જરૂર તે બાળકને જીતી શકશો. છબી પાડનારાઓ છોકરાંને છાનાં રાખવા, તેમનું ધ્યાન દોરવા ચપટી જ મુખ્યત્વે વગાડતા હોય છે. ત્યાં રમકડાં હોતાં નથી. આજની માતા ને બે દાયકા પહેલાંની માતામાં પણ તફાવત છે. આધુનિક યુવતી માતા બની જાણે છે, પણ ચપટી વગાડી જાણતી નથી, જ્યારે કોઈ ડોસી હશે તો એક હાથે નહિ પણ બે હાથે ચપટી વગાડશે.

શિક્ષકોની માફક સ્ત્રીઓ પણ ઘણી વખત પોતાનાં બાળકો ઉપરની રીસ ચપટી ભરીને કાઢે છે. મારનો આ જાણે કે નૂતન પ્રકાર હોય તેમ બાળકને ચપટી દઈ જમીનથી ચાર ઇંચ ઊંચું કરી દે છે. પડોશી સાંભળે નહિ કે મારતાં પોતાના જ હાથને વાગે નહિ, માટે આ ચપટીની રીત અજમાવવામાં આવે છે એવું રખે માનતા. આ તો ચપટીની ઊતરતી આવૃત્તિ છે.

એ સિવાય પણ ફૂંક મારીએ ને ઊડી જાય એવા માણસો કેટલીક વખત ખોટી

દાદાગીરી, ને ડફાસ મારતા દેખાય છે દુનિયાનો કારભાર ને કારોબાર એમના હાથમાં હોય તેમ એ પડકાર દેતા દેખાય છે વાતવાતમાં એ બીજાને 'ચપટીમા ચોળી-નાખવાની' વાતો કરે છે કહો ચપટીએ કેટલી પ્રગતિ સાધી છે?

બાકી જેને તેનો સદુપયોગ કરતાં આવડે છે, તે અનેક રીતે કરે છે અમદાવાદની એક મિલમા અસલ ચપટીની આવૃત્તિ જોવા ને સાંભળવા મળતી શેઠને એવી ટેવ કે બપોરના બે વાગે બે પ્યાલા ચાના પી તે ખાતામાં ફરવા નીકળી પડે કાપડખાતુ, ફોલ્ડિંગખાતુ, બ્લિચિંગખાતુ, પ્રિન્ટિંગખાતુ, ડાઇંગખાતુ, વિવિંગ ખાતુ—એમ બધાં ખાતામાં લટાર મારી આવે. ધીમ ધીકતા તાપની ગરમ હવામા ખાતાના ઉપરીઓ સંચાના રાક્ષસી અવાજ છતાં ઊંઘ લેતા હોય, ગાદીપર આડા પડ્યા હોય કે વળી કોઈ જ્યાએ ચાપાણીની લહેજત ઊડતી હોય, પણ શેઠ જેવા નીકળે કે એલાર્મ વાગે ચપટીનુ એક ખાતામાથી જે ચપટી વાગવાની શરૂઆત થાય તે આલબેલના ઢોલ માફક ધડીકમા તો છેક છેલ્લા ખાતા સુધી વાગતીવાગતી પહોચી જાય. આ મિલમાં બધા એકસ પી કોઈ પણ વસ્તુમાં હોય તો તે ચપટી વગાડવામાં જેના કાને અવાજ સભળાય, તે તેજ વખતે ને ત્યાથી જ આગળ ચપટી વડે અવાજ દે શેઠ તે વખતે ફરીને જુએ તો જણાય કે 'સબ હોશિયાર ને સબ સલામત!' બધા જાણે જાત તોડીને કામ કરતા દેખાય.

આ તો શેઠને છેતરવા ને કામની વેઠ ઉતારવા માટે ચપટીનો ઉપયોગ આપણે જોયો બાકી જે કામના કરવૈયા હોય છે તેમનો અસલ ટ્રેડમાર્ક ચપટી જ હોય છે એ વાતેવાતે ચપટી વગાડે છે એમનો ઝપાટામા 'ચપટીના સપાટા સભળાય તો સમજવુ, કે એ કામ સોએ સો ટકા કરી શકશે, જવાબમા એ ઝાઝુ બોલશે નહિ, પણ માત્ર ચપટી વગાડી દેશે તમારે તમારી મેળે જ સમજી જવાનુ કે બધુ, અબઘડી, હમણા જ, ઝપાટાબધ, ત્વરિત, તાત્કાલિક બની જશે ચપટી આમ જોવા જઈએ તો આપણને કેટકેટલુ કહી જાય છે!

જીભનો લબલબાટ ને ખોટો બકબકાટ કર્યા કરતાં ચપટીનો ચમકારો ઝાઝુ કામ પાર ઊતરી શકે છે

એક બોર્ડિંગમા મહારાજ ચપટીથી જ બધુ કામ કરે છે એ કદી બૂમો પાડતો નથી કે 'ઈશ્વરભાઈ બેસી જાવ' 'વટુભાઈ આવી જાવ' 'છગનભાઈ જમી જાવ' એ ચપટીથી જ બધુ કહે છે ને કરે છે તમારે કેટલી રોટલી જોઈશે કે ફરી દાળ જોઈશે કે નહીં તેપણ તમને ચપટીથી જ પૂછશે

ધાર્મિક પ્રવચન કરનાર મહારાજ પણ શ્લોકશ્લોકે ચપટી વગાડતા હોય છે કેસ લડી લેતી વખતે વકીલ પણ ક્વચિત ચપટી વગાડતો હોય છે દર્દીને ઇજેક્શન દેતાં ડોક્ટર પણ ચપટી વગાડતો હોય છે દેશિયર બજેટ ગણતા ચપટી વગાડતો હોય છે અરે! આ આપણી બસ-ટ્રામમા કડક્ટર પણ ટિકિટ છે કે નહિ તે પૂછવા ચપટી વગાડતો હોય છે આ બધામાં ચપટી પાછળ ચેતન રહેલુ છે એક જાતનુ બળ રહેલું છે, કે જે સાંભળતાં આપણી બુદ્ધિ પણ તેજ થઈ જાય છે

એ સિવાય અમસ્તા ચપટી વગાડતા ઘણા માણસો જોવા મળશે કોઈ મ મેળામા આવી જઈ ચપટી વગાડતો કોઈ માણસ જોવામા આવે તો તમે માની લેજો કે એને કોઈ મોટી મુશ્કેલીમાથી માર્ગ જડ્યો છે ઊતરી ગયેલી કઢી કે દિવેલ પીધા સરખુ ડાચું

લઈને સામે આવતો માણસ મોઢું મલકાવી ચપટી વગાડે તો સમજવું કે બિચારાનો મૂંઝવણનો માર્ગ ખુલ્લો થયો છે. માથે આફતોનાં વાદળો ઘેરાયેલાં જ હોય એવો માણસ દુ:ખી હૃદયે ચપટી વગાડે તો જાણવું કે બિચારો માર્યો ગયો છે.

મોટા ભાગના માણસો ચપટી નથી વગાડતા તે આપણે પુરવાર કર્યું; આ થોડાક જે ગણ્યાગાંઠ્યા વગાડે છે તેથી કંઈ ચપટીનું મહત્ત્વ જળવાય તેમ નથી. આ ચપટી આમ આડકતરી રીતે કપડામાં વણાઈ ગઈ છે. એક આંગળી પર બીજી દબાય, તેમ આ કપડામાં યે ચપટીઓ ભરાય છે. ચપટીને હવે તો એ જ રીતે આપણે જીવતી રાખી છે. સ્ત્રીઓની સાડી પહેરવાની અસલ રીતમાં ચપટીને જે સ્થાન છે તેવું કશાયને નથી, ને તે એટલે સુધી કે ચપટીને સાચવવા ઘણી સ્ત્રીઓ તો ચાંપોનો સુદ્ધાં ઉપયોગ કરે છે. સ્ત્રી કપડાં કેવાં પહેરે છે તે ઉપર જેટલો આધાર છે તેથી વધુ આધાર તે કપડાંને કેવી રીતે પહેરે છે તે ઉપર છે. સાતસોની સાડી સુંદર સ્ત્રી એવી રીતે પહેરે છે કે એ સાડીનો વટ મારી નાખે છે. જ્યારે એ જ સાડી સાધારણ સ્ત્રી એવી રીતે પહેરી જાણે છે કે સાડીના વટ સાથે એનો યે વટ રહી જાય છે. ચપટી ભરીને સાડી પહેરવાની આવડત વિનાની સ્ત્રીને પરણ્યા કરતાં જિંદગીભર કુંવારા રહેવું બહેતર છે, એમ ઘણા માણસો મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં એક જ વખત સાડી પહેરેલા—ચપટી ભરેલી ભારે સાડી પહેરી સ્ટેજ પર આવતા જયશંકર સુંદરીને જોઈને કહેતા હતા.

સ્ત્રીઓની સાડીની આ ચપટીઓ હવે પુરુષોના પોષાકમાં પણ ઊતરવા લાગી છે. કોટ કે બુશકોટની પાછળ ચપટીઓએ જમાવટ કરવા માંડી છે!

બાકી આ ચપટીની કપડાંમાંની પ્રથા આજે કંઈ નવીન નથી. જૂનું નવી ઢબે અપનાવવાની એ રીત છે. મારવાડ ને સૌરાષ્ટ્રમાં પુરુષોની કેડીમાં ને સ્ત્રીઓના ચણિયામાં ગણી શકાય નહિ એટલી ચપટીઓ હોય છે.

આમ આડી ને આડકતરી રીતે આપણે ચપટીને માન્ય રાખવાને તૈયાર છીએ, તો પછી અસલ ચપટીની ઉચ્ચ ભાવના શા માટે પિછાનતા નથી? એક પડોશી મિત્રનો સંસાર માત્ર ચપટી ઉપર જ ચાલે છે. ચોખાની ચપટી કે છીંકણીની ચપટી ઉપર નહિ, પણ એની પત્નીની ચપટી પર. એની પત્ની સારામાં સારું કંઈ પણ વગાડી જાણતી હોય તો તે માત્ર એક ચપટી. પથારીમાં આળોટતા પતિ પાસે આવી એ ભાષણ નહિ ઠોકે કે 'ઊઠોને, બહાર બાર વાગ્યા,' પણ એ પલંગ પાસે આવી પતિના કાનમાં ચપટી વગાડશે, જો એથી પતિ નહિ ઊઠે તો ચપટીની સુધરેલી આવૃત્તિનો ઉપયોગ કરશે. એણે એના પતિને ચપટીથી જ જાગતો ને જીવતો રાખ્યો છે એમ કહીએ તો ચાલે. બીજાને અદેખાઈ આવે તેવું એ બંને જણ જીવન જીવે છે, પણ એ જીવનની ખુશબો પાછળની ચાવી માત્ર એક ચપટી જ છે. તમે બંધ થએલું કોઈ તાળું ઉઘાડવા માગતા હો તો આજથી જ ચપટી વગાડવાની શરૂઆત કરો.

★

# રજકણ

સવારમા ઊઠીને નીચેની ચાર બાબતોનુ સ્મરણ કરો

અમે એ પરમાત્માને શરણે છીએ કે જે પરમાત્મા આ સકલ સૃષ્ટિમાત્રના એક આધારરૂપ છે આ પરમાત્માનુ નામ છે પ્રેમ,

અમે એ ગુરુને નમન કરીએ છીએ, કે જેને કોઈ પણ જીવ સાથે વિરોધ નથી આ ગુરુદેવ તે જ્ઞાન

અમે એ પિતાને ધન્યવાદ આપીએ છીએ, કે જેણે આ શરીરને કર્તવ્યવેદિ પર બલિદાન થવા માટેનુ શિક્ષણ આપેલુ છે આ પિતાનુ નામ છે ધર્મ

અમે એ માતાના સદા ઋણી છીએ, કે જેના ખોળામા અમે કોઈ પણ સાસારિક ક્લેશ, પીડા પામતા નથી આ માતાનુ નામ છે શાતિ

*

રાત્રે સૂતી વખતે નીચેની ચાર બાબતો યાદ કરો

'અમે એવી રાત્રિમા છીએ, કે જેણે સમસ્ત ચરાચર સૃષ્ટિ ઉપર પોતાનો મોહનમત્ર અજમાવ્યો છે આ રાત્રિનુ નામ છે પ્રકૃતિ

અમે એ નિદ્રાનુ આવાહન કરીએ છીએ, કે જે અજ્ઞતાવસ્થામા પણ અમારી જાતનો પત્તો લાગવા દેતી નથી આ નિદ્રાનુ નામ છે સમાધિ

અમે એ સ્વપ્ન જોવા માગીએ છીએ, કે જેમા આ જગત પણ સ્વપ્નની જેમ દસ્યમાન બને છે

અમે એ આલસ્યની પ્રતીક્ષા કરીએ છીએ, કે જે મેળવીને મનુષ્ય કોઈની સાથે બોલવા માગતો નથી આનુ નામ છે સતોષ

ગુરુ બ્રહ્મા છે, કારણકે તે જિજ્ઞાસુના હૃદયમાં વિશુદ્ધ કલ્પનાની સૃષ્ટિ નિર્માણ કરે છે

ગુરુ વિષ્ણુ છે, કારણકે તે સાધકના વિશ્વાસ તથા ઉત્સાહનુ પાલનપોષણ કરી રહે છે

ગુરુ રુદ્ર છે, કારણકે તે શિષ્યની અધમ વૃત્તિઓનો નાશ કરે છે

*

રત્નથી ઝવેરી મોટો છે, કારણકે ઝવેરી વિના રત્નને પારખી ન શકાય

વિદ્યાથી અધ્યાપક મોટો છે, કારણકે અધ્યાપક વિના વિદ્યા પ્રાપ્ત કરી શકાતી નથી

ઔષધિથી વૈદ્ય મોટો છે, કારણકે વૈદ્ય વગર ઔષધિનો ઉપયોગ થઈ શકતો નથી

આવી જ રીતે ઈશ્વર કરતાં પણ ગુરુદેવ મોટા છે, કારણકે ગુરુદેવ વગર અમને ઈશ્વરનુ જ્ઞાન થઈ શકતુ નથી પરતુ જો ઝવેરી કહે કે હુ જ રત્ન છુ, મને જ ખરીદો તો લોકો એને પાગલ માને જો અધ્યાપક કહે હુ જ વિદ્યા છુ, મને જ શીખી લો તો વિદ્યાર્થી દફ્તર બાંધીને ઘેર ચાલ્યો જાય. જો વૈદ્ય કહે હુ જ ઔષધિ છુ, મને જ પીઓ, તો રોગી એ વૈદ્યની દવા કરવાનુ માડશે. આવી જ રીતે જો ગુરુ પણ કહે કે હુ જ આ જગતને બનાવનાર, તેને પોષનાર તથા તેનો નાશ કરનાર છુ માટે મને જ ઈશ્વર માનો તો શિષ્ય એની મશ્કરી કરશે

ભાવાર્થ એ છે, કે ગુરુદેવ આપણને ઈશ્વરનુ જ્ઞાન આપે છે, તો તે ઈશ્વર કરતાં પણ વધારે વન્દનીય છે પરતુ જો એ જ ગુરુદેવ પોતાની મહત્તા ઈશ્વર કરતાં પે

વધારે બતાવીને પોતાની 'પાર્થિવપૂજા કરાવવા લાગે તો અવશ્ય એ એનો ઢોંગ છે, શિષ્યોને છેતરવાની બાજી છે, માટે આવા ગુરુદેવોથી મુમુક્ષુઓએ દૂર રહેવું જોઈએ.

*

કોઈ અજ્ઞાન બાળક પોતાને થનારાં લાભ-હાનિનો વિચાર કર્યા વગર ઝેરવાળી મીઠાઈ ખાવા માગે તથા પોતે હઠાગ્રહ કરીને તે મીઠાઈ પોતાનાં માતાપિતાના મુખમાં પણ પ્રયત્નપૂર્વક મૂકવા માગે તો માતાપિતા સમજુ હોય તો એ બાળકને ધાકધમકી આપીને એ મીઠાઈ ખાવા દેતાં નથી. તેમ જ પોતે પણ ખાતાં નથી; પરંતુ જો એ બાળકના પ્રેમ-(ઘેલછા)ને વશ થઈ માતાપિતા એ મીઠાઈ પોતે ખાય છે તથા બાળકને પણ તેમ કરતાં રોકતાં નથી તો થોડા દિવસો પછી માતાપિતા તથા બાળક ત્રણે પૂરેપૂરાં ભ્રમિત જ બની જાય છે.

તેવી જ રીતે આ મન એક અજ્ઞાન બાળક છે. તે વિષયરૂપી ઝેરી મીઠાઈ ખાવા માટે દોડી જાય છે તથા પોતાનાં માતાપિતા-બુદ્ધિ તથા ચિત્તને પણ તે ખવડાવવાની કોશિષ કરે છે. જો બુદ્ધિ તથા ચિત્ત તેને દાબી દે છે તો તે પણ સુધરી જાય છે અને બુદ્ધિ તથા ચિત્ત આ આફતમાંથી બચી જવા પામે છે; પરંતુ જો મનના પ્રેમને વશ થઈ બુદ્ધિ તથા ચિત્ત પણ વિષયસેવન કરવા માંડે તો? તો સમજી જવું કે થોડા દિવસમાં મન, બુદ્ધિ તથા ચિત્ત ત્રણે પાકાં વિષયી બની જશે. એટલા માટે ચિત્ત અને બુદ્ધિ મારફત મનને વિષયો તરફ જતાં રોકી લો.

*

સમુદ્રનું પાણી ખારું છે, પરંતુ આ જ સમુદ્રજળ મેઘ મારફત ઉપયોગમાં લેવામાં આવે તો એ ઘણું મીઠું, શીતળ અને ગુણકારી માલૂમ પડે છે. આવી જ રીતે બ્રહ્માનંદરૂપી સમુદ્ર જો કે ઘણો જ કઠિન છે છતાં જો શ્યામસુંદર ઘનશ્યામ ભગવાન મારફત તે પ્રાપ્ત કરી શકાય તો એ બ્રહ્માનંદ-સમુદ્રનું જળ પથ્ય, સુંદર અને મધુર હોવાની ખાતરી થાય છે. સમુદ્રજળને મેઘની સાથે લાવીને પૃથ્વી પર વરસાવનાર જેમ પવન છે તેવી જ રીતે બ્રહ્માનંદનો અનુપમ રસ ઘનશ્યામની સાથે લાવીને વરસાવનાર ગુરુદેવ છે.

*

માયા-મોહ જો ભગવત્પ્રાપ્તિ માટે સેવવામાં આવે તો તે ઉત્તમ છે, પરંતુ સંસારપ્રાપ્તિ માટે તેનો ઉપયોગ નિષિદ્ધ છે; કારણકે સૂર્યને ઢાંકી નાખનાર બે તત્ત્વો છે: મેઘ અને દૂરબીન. મેઘ સૂર્ય ઉપર અંધારપછેડો નાખે છે, જ્યારે દૂરબીન ઘણે દૂરથી પણ તેને મોટા સ્વરૂપમાં દૃશ્યમાન બનાવે છે.

*

લાખ અગ્નિમાં તપીને જે રંગ પકડી લે છે, તે પાછો ન જતો રહેતાં પાકો બને છે. આ જ પ્રમાણે જીવ વિરહાગ્નિમાં જળીને, આર્દ્ર બનીને જ્યારે ભગવાનનો રંગ (ભગવત-રંગ) ગ્રહણ કરી લે છે, ત્યારે એ રંગ પછી તે મૂકી શકતો નથી; પરંતુ એ રંગ પાકો બનીને જીવ ઉપર ચઢી જાય છે.

*

ભોજન શરીરના રક્ષણ માટે છે, શરીર ભોજન પર બલિદાન થવા માટે નથી; તેવી જ રીતે જીવન ધર્મરક્ષણ માટે અર્પાવું જોઈએ, ધર્મને જીવનનો ભોગ બનાવી ન દેવો જોઈએ.

★

'અખંડ આનંદ'

# દીપોત્સવી અંક

ત્રીજા વર્ષનો પ્રથમ અંક અગાઉની પેઠે દીપોત્સવી અંક તરીકે તા ૧૭મીએ પ્રસિદ્ધ થનાર છે 'અખંડ આનંદ'નું બીજું વર્ષ પ્રથમ વર્ષ કરતાં ચઢિયાતું ગયું છે એમાં લેખોનું ધોરણ વધુ ઉચ્ચ કક્ષાનું બન્યું છે, ગુજરાતભરના સર્વમાન્ય લેખકો, લોકસેવકો, ધર્મજ્ઞો અને ચિંતકોનો વિશેષ સહકાર તેને મળ્યો છે ત્રીજા વર્ષ માટે એથી યે આગળ વધવાના મનોરથ છે દીપોત્સવી અંકના લેખકોની નામાવલી એની સાક્ષી પૂરશે.

## દીપોત્સવી અંકના લેખકો

શ્રી
પં સુખલાલજી
શ્રી કેદારનાથજી
શ્રી રવિશંકર મહારાજ
અધ્યા બળવંતરાય ક ઠાકોર
શ્રી જ્યોતીન્દ્ર દવે
શ્રી ર મ રાવળ
શ્રી દુર્ગાશંકર કે શાસ્ત્રી
શ્રી વાલજી ગોવિંદજી દેસાઇ
શ્રી મનસુખલાલ ઝવેરી
શ્રી ઉમાશંકર જોશી
શ્રી ગુલાબદાસ બ્રોકર
શ્રી સુંદરજી બેટાઈ
શ્રી પન્નાલાલ પટેલ
શ્રી હરભાઈ ત્રિવેદી
શ્રી મનસુખલાલ મહેતા
શ્રી ઈશ્વર પેટલીકર
શ્રી દિલીપ કોઠારી
શ્રી ચંદ્રશંકર શુક્લ
શ્રી સતીશચંદ્ર દેસાઈ
શ્રી સોપાન
શ્રી છોટુભાઈ સુથાર
શ્રીમતી કુર બી દેસાઈ
શ્રી પીતાંબર પટેલ
શ્રી ભાનુબહેન મહેતા

શ્રી વેણીભાઈ પુરોહિત
અધ્યા ચતુરભાઈ પટેલ
શ્રી પ્રશાંત
શ્રી વિજયગુપ્ત મૌર્ય
શ્રી મોહિનીચંદ્ર
શાસ્ત્રી ગોપીજનવલ્લભ શર્મા
શ્રી શા મ. સુથાર
શ્રી બાલચંદ્ર
કુમારી નીરંજના મહેતા
શ્રી નાજુકલાલ ચોકસી
શ્રી દીનશા ક સીધવા
શ્રી પુરુષોત્તમ છ શાહ
શ્રી ભૂપેન્દ્રનાથ
શ્રી મહાવીરપ્રસાદ દ્વિવેદી
શ્રી રમણીક કિ મહેતા
શ્રી મ ઉ મહેન્દ્રપે
શ્રી ઊર્મિલ
શ્રી ભદ્ર
શ્રી લલિત પરીખ
શ્રી કસ્તૂરચંદ રણછો.
શ્રી વલ્લભભાઈ ઉપાનકાર
શ્રી ઇન્દ્રવદન ન દેસાઈ
શ્રી સફરીજાદા
શ્રી ભગવાનદાસ દેવડા

દર વર્ષે ૧૬૦૦ પાનાનું નક્કર વાચન, છતાં ઘેરબેઠાં લવાજમ માત્ર રૂા ૬-૮-૦

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, સેશન્સ કોર્ટ સામે, પો બો નં ૫૦, અમદાવાદ
અને કાલબાદેવી રોડ, ઢાલી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨

# સંસ્થા-સમાચાર

## વિવિધ ગ્રંથમાળા

'વિવિધ ગ્રંથમાળા'ના પહેલા હપ્તાનાં જાહેર થયેલાં પુસ્તકો પૈકી '**વેદાંત-રસબિંદુ**' અને '**શામળના છપ્પા**' બીજા હપ્તામાં આપવાનું નક્કી થવાથી પહેલા હપ્તામાં મોકલાયાં નથી. તેને બદલે '**પરમપૂજ્ય બાપુ**' અને '**પ્રેમ-પન્થ (ભા. રજો)**' એ બે પુસ્તકો મોકલાયાં છે.

આ ઉપરાંત '**ઘરઘરનો વૈદ્ય**' પ્રસિદ્ધ થતાંની સાથે જ ઘણા ગ્રાહકોએ ખરીદી લીધેલું હોવાના પત્રો મળ્યા છે; તેથી તે પુસ્તક પણ હવે માળામાં મોકલાશે નહિ. કોઈ ગ્રાહકબંધુ પાસે તે ન હોય ને ખરીદવાની ઇચ્છા હોય તો તેમને ચાર આના ઓછી કિંમતે એટલે માત્ર રૂ. ૧-૪-૦ માં અપાશે. આથી મંગાવવા ઇચ્છનારે ટપાલખર્ચ સાથે રૂ. ૧-૯-૦ મોકલી તે પુસ્તક મંગાવી લેવું.

## 'અખંડ આનંદ'ના ગ્રાહકબંધુઓને

'**અખંડ આનંદ**'નો નવેમ્બર માસનો ત્રીજા વરસનો પહેલો અંક '**દિવાળી અંક**' તરીકે પ્રસિદ્ધ થશે; અને તે ગ્રાહકોને નવેમ્બર માસની ૧લી તારીખે મોકલવાને બદલે દિવાળી ઉપર મળી જાય એ રીતે બાર દિવસ વહેલો એટલે કે તા. ૧૭-૧૦-૪૯ના રોજ મોકલાશે અને તે પછી ડિસેમ્બર માસથી નિયમ મુજબ દર માસની પહેલી તારીખે અંકો મોકલાશે.

## નવાં પ્રકાશનો

**ચાલુ માસમાં નીચેનાં નવાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે:**

**શ્રીમદ્ ભગવદ્ગીતા:** અનુ. વામનરાવ પ્રા. પટેલ બી. એ. એલએલ. બી.: સર્વ પુરુષાર્થની સિદ્ધિ ગીતાશાસ્ત્રના યોગ્ય અર્થ જાણવાથી થાય છે. એના ઉપર ભગવાન શંકરાચાર્યે કરેલા ભાષ્યના સરળ ગુજરાતી અનુવાદ સાથેનો કેટલાંય વરસોથી અપ્રાપ્ય ગ્રંથ. પાન ૪૪૮: કિં. ૪-૦

**શામળના છપ્પા:** સં. કેશવરામ કા. શાસ્ત્રી: શામળના લગભગ બધા ઉપલબ્ધ થતા ગ્રંથોમાંથી છપ્પા ઉપરાંત બીજી અધિક ચૂંટેલી કવિતાઓનો સૌથી ઉપયોગી સંગ્રહ. પાન ૧૬૦: કિં. ૦-૧૦

**ઓળાનો ખૂંદનાર** લે૦ પીતાંબર પટેલ આપણા ગ્રામ્યજીવનને સ્પર્શતી અને વહેમ તથા અજ્ઞાનનો ભોગ બનતી સ્ત્રીઓનાં તાદૃશ ચિતાર રજૂ કરતી સામાજિક વાર્તાઓ પાન ૧૨૮ કિં ૦-૧૦

**કહેવતો** સંપાદક શાંતિલાલ ઠાકર બી એ ભાષાનું જ્ઞાન કહેવતોના જ્ઞાન વિના અધૂરું જ ગણાય, તેથી દરેકે ભાષાનું સાચું જ્ઞાન અને અમૂલ્ય દુન્યવી ડહાપણ મેળવવા, કહેવતો જાણી તેનું તાત્પર્ય સમજવું જરૂરી છે જીવનરહસ્યને માર્મિકતાથી દર્શાવતી અને જ્ઞાનના સર્વદેશીય અર્કવાળી લગભગ ૨૫૦૦ ઉપરાંત કહેવતોનો સંગ્રહ પાન ૧૫૬ કિં ૧-૪

**કિસા ગૌતમી અને બીજાં સ્ત્રીરત્નો** બૌદ્ધકાલીન ભારતની ૯૩ સન્નારીઓનાં ચરિત્રો પાન ૨૦૬ કિં ૧-૪

**રૂપસુંદરી અને બીજાં સ્ત્રીરત્નો** રજપૂત યુગની ૭૪ શ્રેષ્ઠ સન્નારીઓનાં ચરિત્રો પાન ૨૪૦ કિં ૧-૪

**સુલતાના ચાંદબીબી અને બીજાં સ્ત્રીરત્નો** મોગલ યુગની ૮૨ સન્નારીઓનાં બોધક ચરિત્રો પાન ૨૯૪ કિં ૧-૪

**રાજમાતા જીજાબાઈ અને બીજાં સ્ત્રીરત્નો** જૈન-મરાઠા યુગની ૬૨ સન્નારીઓનાં પ્રેરક ચરિત્રો પાન ૨૭૪ કિં ૧-૪

**મહારાણી લક્ષ્મીબાઈ અને બીજાં સ્ત્રીરત્નો** પ્રાચીન-અર્વાચીન યુગની ૬૩ સન્નારીઓનાં ચરિત્રો પાન ૨૭૪ કિં ૧-૪

**ભગિની નિવેદિતા અને બીજાં સ્ત્રીરત્નો** વર્તમાનકાલીન ૪૧ સન્નારીઓનાં શ્રેષ્ઠ ચરિત્રો પાન ૨૬૦ કિં ૧-૪

## પુનરાવૃત્તિઓ

**દયાળુ માતા** ગરીબાઈ અને સંકટમાં યે ક્ષુધાપીડિત માનવીઓને સહાય કરતી દયાળુ માતાની બોધક અને ભાવનાસ્પર્શી વાર્તા પાન ૮૦ કિં ૦-૪

**સદ્‌ગુણી પુત્રી** કુટુંબના સંસ્કારધનની પ્રેરણા પામીને શ્વશુરગૃહને નંદનવન સમું બનાવનાર સદ્‌ગુણી પુત્રીની પ્રેરક અને રસભરી વાર્તા પાન ૯૬ કિં ૦-૪

**શિવમહિમ્ન સ્તોત્રમ્ઃ** મૂળ સહિત સરળ ગુજરાતી અનુવાદ પૂર્વાપર સંબંધયુક્ત વિવરણ સાથે પાન ૧૨૦ કિં ૦-૬

## આગમનનાં એંધાણ

દેવાયત પંડિત દા'ડો દાખવે: સુણ, દેવળદે નાર,
આપણા ગુરુએ સત્ય ભાખિયું, જૂઠું નહિ તે લગાર;
લખ્યા ને ભાખ્યા સોઈ દિન આવશે!
પહેલા પહેલા પવન ફરુકશે, નદીએ ખળકાશે નીર;
ઉત્તર દિશાથી સાહ્યબો આવશે, સુખે હનુમો વીર! દેવાયત૦
પોરો આવ્યો ખરો પાપનો, ધરતી માગે છે ભોગ;
કેટલાક ખડ્ગે સંહારાશે, કેટલાક મરશે રોગ! દેવાયત૦
કાંકરિયે તંબૂ તણાશે, સો સો ગાઉની સીમ;
રૂડી દીસે રળિયામણી, આવશે અર્જુન ને ભીમ! દેવાયત૦
ધરતી ઉપર હેમર હાલશે, સોના નગર મોઝાર;
લક્ષ્મી લૂંટાશે લોકોતણી, તેની બૂમ કે નહિ વાર! દેવાયત૦
સરસ્વતી ને સાબરમતી, વચમાં થાશે સંગ્રામ;
કાયમ કાલિંગાને મારશે, ધરશે નકલંક નામ! દેવાયત૦
પાનાં—પુસ્તક—ખોટાં થઈ જશે, ખોટાં કાજીનાં કુરાન;
અસલ—જાદી ચૂડો પહેરશે, એ આગમનાં એંધાણ! દેવાયત૦
ઉત્તર દિશાએથી સાહ્યબો આવશે! જાગો જુગના વીર!
કળજુગ ઉથાપી સતજુગ થાપશે, બોલ્યા દેવાયત પીર! દેવાયત૦

'પરિચિત પદસંગ્રહ' : પાન ૪૦૦ : હિં. ૧-૧૨

## પ્રાર્થના

ॐ शं नो मित्रः शं वरुणः शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः ।
शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे नमस्ते वायो ।
त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि ।
ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि तन्मामवतु तद्वक्तारमवतु ।
अवतु माम् । अवतु वक्तारम् ।

ૐ મિત્રદેવ અમને સુખકર થાઓ. વરુણદેવ અમને સુખકર થાઓ. અર્યમાદેવ અમને સુખકર થાઓ, ઇંદ્રદેવ અને બૃહસ્પતિદેવ અમને સુખકર થાઓ. વ્યાપક ગતિવાળા વિષ્ણુ અમને સુખકર થાઓ. બ્રહ્મને નમસ્કાર હો. હે વાયુદેવ! તમને નમસ્કાર હો. તમે જ પ્રત્યક્ષ બ્રહ્મ છો. તમને જ પ્રત્યક્ષ બ્રહ્મ હું કહીશ. હું ઋત બોલીશ, સત્ય બોલીશ. મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. મારું રક્ષણ કરો. વક્તાનું રક્ષણ કરો.

'એકાદશ ઉપનિષદ' : પાન ૪૫૨ : કિં. ૩-૦

## જ્ઞાનીનું ભૂષણ

ભોજરાજાની સભામાં ૧૪૦૦ પંડિતો હતા; તેમાં મુખ્ય કાલિદાસ હતા. તે સમર્થ પંડિત હોવાથી તેમના આગળ બધા નિસ્તેજ થતા; તેથી બધાએ મળી વિચાર્યું, કે કોઈ એવી યુક્તિ કરવી, કે ભોજરાજા કાલિદાસને ધારાનગરીમાંથી બહાર કાઢી મૂકે. એ વાતની કાલિદાસને ખબર પડી; તેથી એક દિવસ ગંગાસ્નાન કરી માછી પાસેથી માછલાં ખરીદી, શાલમાં વીંટી, બગલમાં મારી તે જતા હતા; એટલામાં એક જણે તે જોઈ તરત રાજાને ખબર આપી. રાજાએ સભામાં ઠરાવ કર્યો, કે 'જો તમે ૧૪૦૦ પંડિતો જૂઠા ઘડશો, તો બધાને ગધેડે બેસાડી ગામ બહાર કાઢી મૂકીશ.' પછી રાજાએ કાલિદાસને તેજ વેશે સભામાં બોલાવ્યા, અને પૂછ્યું : 'બગલમાં શું છે?' કાલિદાસે કહ્યું : 'મારું પુસ્તક છે.' રાજા બોલ્યો : 'પાણી કેમ ટપકે છે?' કાલિદાસે કહ્યું : 'એ તો કાવ્યનો સાર ટપકે છે.' રાજાએ પૂછ્યું : 'ગંધ કેમ આવે છે?' કાલિદાસે કહ્યું : 'રામ-રાવણના યુદ્ધમાં બહુ રાક્ષસોનો નાશ થયેલો, તેમનાં લોહી વગેરે સડી જવાથી તેની ગંધ આવે છે.' રાજા : 'પૂછડું દેખાય છે તે શું?' કાલિદાસ : 'તાલપત્ર છે.' પછી તરત રાજા ભોજે હાથ વડે ખેંચતાં તેમાંથી બધાં તાલપત્રો નીકળી પડ્યાં, જે પુસ્તકરૂપે જ હતાં. એમ સમર્થ અને પ્રિય પંડિતની આબરૂ લેવા બધા પંડિતોએ દુરાગ્રહ કરેલો; તેથી રાજાએ ઠરાવ પ્રમાણે ૧૪૦૦ ગધેડાં મંગાવ્યાં અને હુકમ કર્યો, કે 'સબકો નિકાલ દો.'

'સૂર્યકાંત' પાન : ૨૭૨ : કિં. ૨.

માડ્યો હતો, ત્યાં ગિરમિટિયા ઉપર આફ્રિકાની સરકારે ૨૫ પાઉન્ડનો કર નાખવાનો ખરડો તૈયાર કરી દીધો. ગિરમિટની પ્રથા એ ગુલામીનું જ બીજું નામ હતુ ગોરાઓએ પોતાની સંપત્તિ વધારવા લાલચો આપીને, હિંદી મજૂરોને આફ્રિકામાં બોલાવ્યા હતા. હિંદી સરકાર તો તેમની એટલે ગોરાઓની જ હતી, એટલે એમને બધી સગવડ મળી રહેતી હતી ગોરાઓએ માન્યું હતું, કે હિંદી મજૂરો કેવળ કાળજાતૂટ મહેનત જ કરશે, પરંતુ બન્યુ તે કરતાં જુદુ હિંદીઓ પોતાનો સ્વતંત્ર વિકાસ સાધવા મડ્યા, ને આફ્રિકાનો બગીચો ખીલવવા લાગ્યા ગોરાઓથી આ કેમ સહ્યુ જાય? એમણે, હિંદીઓને કાઢવાની અથવા મુશ્કેલીમાં મૂકવાની તૈયારીઓ કરવા માંડી આ કર તેનુ જ એક પરિણામ હતું આટલા સમયમાં આફ્રિકાવાસીઓનો પ્રેમ બાપુ તરફ વધતો જતો હતો બાપુએ એ પ્રેમની લાગણીને કર્તવ્ય તરફ પ્રેરી આંદોલનને પરિણામે ૨૫ પાઉન્ડનો કર ૩ પાઉન્ડનો થઈ ગયો, અને, હિંદના તે વખતના વાયસરોયે તે વખતે તેમા સંમતિ આપી દીધી બાપુને સંતોષ ન થયો તેઓ આ કરને જ અન્યાયરૂપ માનતા હતા આ ત્રણ પાઉન્ડના કરને નાબૂદ કરવા માટે જે જંગ શરૂ થયો, તેનો પવિત્ર ઇતિહાસ આપવાને અહીં અવકાશ નથી એ લડાઈ વીસ વર્ષ સુધી ચાલી. માત્ર નાતાલમા નહિ, આખા દક્ષિણ આફ્રિકામાં એ પ્રસરી ગઈ અનેકને ગોળીબારના ભોગ થવુ પડ્યુ દસ હજારથી વધુ હિંદીઓએ કારાવાસનો લાભ લીધો પણ અંતે સત્યનો જય થયો આજે વિચાર આવે છે, કે આ લડાઈ ન થઈ હોત તો દક્ષિણ આફ્રિકાના હિંદીઓનું તો ઠીક; પણ આ હિંદના હિંદીઓની પણ શી દશા થાત! પણ આવી કલ્પના અસ્થાને છે પ્રભુની યોજના અનુસાર પુરાણપવિત્ર ભારતવર્ષના ઉદ્ધાર માટે બાપુનુ ઘડતર જરૂરી હતુ; અને તે માટે ઈશ્વરે આફ્રિકાની જ ભૂમિ નિર્માણ કરી હતી એમ માનવુ જોઈએ

બાપુ ૧૮૯૬ની સાલમા હિંદ પાછા આવ્યા એમની કર્મપરાયણતાનો એક નમૂનો સ્ટીમરની મુસાફરીમાં પણ જોવા મળે છે ઈશ્વરે આપેલી પળેપળનો ઉપયોગ તેઓ કરતા હતા આ વખતે એમની વય ૨૭ વર્ષની હતી રસ્તામા ઉર્દુ અને તામીલ તેઓ શીખવા લાગ્યા જ્યા બેસવું ત્યા પ્રેમની સુવાસ પ્રસરાવવી અને નવા ને નવા સંબંધો બાંધતા જવુ, એ બાપુની પ્રકૃતિ હતી દેશમાં આવીને એમણે રાજકોટનો માર્ગ લીધો ત્યાં જઈ દક્ષિણ આફ્રિકાનો કેસ સમજાવતી એક પુસ્તિકા પ્રસિદ્ધ કરી બાપુનુ નામ તે દિવસે એટલું પ્રસિદ્ધ નહોતુ; છતાં એ પુસ્તિકા આખા દેશમા અને દુનિયાના મુખ્યમુખ્ય સ્થળે પ્રસિદ્ધિ પામી ગઈ હિંદુસ્તાનના મુખ્ય ગણાતા વૃત્તપત્રોએ તેના ઉપર અગ્રલેખો લખ્યા. રૉઈટરે એ સમાચારો આખી દુનિયામા પહોચાડ્યા આફ્રિકાના માધાતાઓ ઉપર આની સારે અસર થઈ

પણ કામ આટલું જ નહોતુ બાપુ પોતાના કામનો લાંબો કાર્યક્રમ સાથે જ ઘડતા એ બોજો ખરેખર ભગવાને જ સોંપ્યો હોય તે રીતે તેઓ ઠીક જુવાનીથી જીવતા હતા રાજકોટમા હતા, ત્યારે ત્યા મરકી ફાટી નીકળી એટલે બાપુ એ કાર્યમા ડૂબી ગયા આજે તો એમના પ્રતાપે સર્જાયેલા વાતાવરણમાં આશ્ચર્ય ન થાય; પરંતુ તે દિવસે શહેરની અને ઘરની ગંદકી

સાફ કરવી–કરાવવી એ વસ્તુ સામાન્ય નહોતી. રાજકોટ મરકીથી મુક્ત થયું ત્યાં સુધી બાપુ ત્યાં રહ્યા. એ પછી મુંબાઈ આવ્યા. સર ફિરોજશા મહેતા, દિનશા વાચ્છા, ન્યાયમૂર્તિ રાનડે, શ્રી તૈયબજી વગેરેનો પહેલો પરિચય એમણે કર્યો. મુંબાઈમાં સર કાવસજી જહાંગીર હોલમાં આ નેતાઓની હાજરીમાં એમણે પહેલું વ્યાખ્યાન આપ્યું. સર ફિરોઝશા ખુશખુશ થઈ ગયા. આફ્રિકાના પ્રશ્નમાં હિંદીઓ શી રીતે સાથ આપી શકે તે બાપુએ સમજાવ્યું. એ પછી તેઓ પૂના ગયા. લોકમાન્ય તિલક મહારાજનાં દર્શન કર્યાં. પ્રખર વિદ્વાન શ્રી. ભાંડારકરને મળ્યા અને જેમણે બાપુના જીવન ઉપર ભારે મોટી અસર કરી, તે શ્રી ગોખલેજીનો પણ બાપુને પહેલો પરિચય ત્યારે જ થયો. બાપુ એ પરિચય નીચેના શબ્દોમાં નોંધે છે:

અહીંથી હું ગોખલે પાસે ગયો. તે ફરગ્યુસન કોલેજમાં હતા. મને ખૂબ પ્રેમથી ભેટ્યા ને પોતાનો કરી લીધો. તેમનો પણ મને પહેલો પરિચય હતો. પણ કેમ જાણે અમે પૂર્વે મળ્યા ન હોઈએ તેમ લાગ્યું. સર ફિરોજશા તો મને હિમાલય જેવા લાગ્યા, લોકમાન્ય સમુદ્ર જેવા લાગ્યા, ગોખલે ગંગા જેવા લાગ્યા, તેમાં હું નાહી શકું. હિમાલય ચડાય નહિ. સમુદ્રમાં ડૂબવાનો ભય રહે. ગંગાની તો ગોદમાં રમાય. તેમાં હોડકાં લઈને તરાય. ગોખલેએ મારી ઝીણવટથી તપાસ કરી, જેમ એક નિશાળિયો નિશાળમાં દાખલ થવા જાય તેની થાય તેમ. કોને કોને મળવું ને કેમ મળવું એ બતાવ્યું, ને મારું ભાષણ જોવા માગ્યું. મને કોલેજની ગોઠવણ બતાવી. જ્યારે મળવું હોય ત્યારે ફરી મળવાનું કહી, ડૉ. ભાંડારકરનો જવાબ સંભળાવવાનું કહી, મને વિદાય કર્યો. રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં જે સ્થાન ગોખલેએ જીવતાં મારા હૃદયમાં ભોગવ્યું ને હજી દેહાંત થયા છતાં ભોગવે છે તે કોઈ ભોગવી શક્યું નથી.

એ પછી તેઓ મદ્રાસ અને કલકત્તા ગયા. દેશનાં મુખ્ય શહેરોમાં તે કાળની આગેવાન વ્યક્તિઓ આફ્રિકાના પ્રશ્નમાં રસ લેતી થઈ ગઈ. કલકત્તામાં સર સુરેન્દ્રનાથ બેનરજીનો પરિચય કર્યો. તે કાળમાં પણ મોટાં ગણાતાં વૃત્તપત્રોને આફ્રિકાનો કિસ્સો બાપુએ સમજાવ્યો. દેશમાં ઠીકઠીક વાતાવરણ ઊભું થયું.

આફ્રિકાનું તેડું આવતાં બાપુએ ફરી ત્યાંનો માર્ગ લીધો. બાપુ આ કાળે અંગ્રેજીની 'સભ્યતા'થી કંઈક આકર્ષાયા હતા. સ્ત્રી–બાળકો અંગ્રેજી ઢબે રહે, એવો આગ્રહ રાખતા હતા. આ મોહ કેમ છૂટ્યો તેનું વર્ણન બાપુએ બહુ સુંદર રીતે કર્યું છે.

બાપુ ફરીને આફ્રિકા પહોંચ્યા, ત્યારે ત્યાંના ગોરાઓ વીફરી ચૂક્યા હતા. એમણે માન્યું હતું, કે આ ગાંધીએ દુનિયામાં એમનો ફજેતો કરાવ્યો છે; એટલે તો એમના રોષની કોઈ સીમા નહોતી. ગોરાઓનું તોફાની ટોળું બાપુના ઊતરવાની રાહ જોતું દરિયાકાંઠે ઊભું હતું. પહેલો પ્રયત્ન તો બાપુને અને એ જહાજમાં આવેલા ઉતારુઓને આફ્રિકાની ધરતી ઉપર ન ઊતરવા દેવાનો થયો, પરંતુ તેમાં ગોરાઓ ફાવ્યા નહિ એટલે બાપુ ઉપર હલ્લો કર્યો. બાપુના દિલમાં આ વિષે ભય નહોતો. તેઓ જહાજમાં હતા ત્યારે જ કપ્તાન સાથેની ચર્ચામાં પોતાની અહિંસા વિશેની શ્રદ્ધા વ્યક્ત કરી હતી અને કસોટી આવતાં કસોટીમાં ઊતરવાની તૈયારી પણ બતાવી હતી. એ કસોટી આવી પડી. બાપુ ડગ્યા નહિ. અંતે ઈશ્વરે મોકલી હોય એવી મદદ મળી ગઈ ને બાપુ બચી ગયા.

બાપુ સત્યાગ્રહી હતા. એમણે ધાર્યું હોત, તો તોફાનીઓ સામે કાયદેસર પગલાં લઈ તેમને શિક્ષા કરાવી શકત. "અનેક

તરફથી એવી સલાહ પણ મળી, પરંતુ બાપુએ લાલસામાં પડવાની ના પાડી દીધી પોતાનું એમને મહત્ત્વ નહોતું, મહત્ત્વનો હતો આફ્રિકાના પ્રશ્નનો તેમણે પોતાનું સમગ્ર ધ્યાન એમાં રોકી દીધું

આ વર્ષો બાપુના મંથનકાળનાં હતાં ગૃહજીવન, બાળકેળવણી, સંયમ, સાદાઈ, એ બધા પ્રશ્નો બાપુના અંતરમાં મંથનો જગાડતા હતા જીવનનો માર્ગ બદલાતો જતો હતો ગમે તેવા કામમાં પણ માંદાઓની સેવા કરવાનું આવે, ત્યારે તો તેઓ ઠરી જ રહેતા હતા એકવાર એક રક્તપિત્તિયાને ઘેર લઈ આવેલા બધા ખળભળી ઊઠ્યા પણ કોઈનું કશું ચાલ્યું નહોતું ધર્મ વિચારોથી સંયમ તરફનું આકર્ષણ વધતું જ જતું હતું દિવસે દિવસે કામ પણ એટલું મોટું અને જોખમી બનતું હતું, કે સંસારી જીવન જીવવાનું મુશ્કેલ જણાતું હતું એક બાજુ સેવા કરવી હતી અને બીજી બાજુ પરમતત્ત્વની શોધ કરવી હતી. એ બંને માટે બાપુને બ્રહ્મચર્ય આવશ્યક લાગ્યું ૧૯૦૧માં પહેલો નિશ્ચય થયો. ૧૯૦૧થી ૧૯૦૬ સુધીનો કાળ કઠોર જીવનનો હતો ૧૯૦૬માં તો આખરી સંકલ્પ થઈ ચૂક્યો આ પવિત્ર સંકલ્પને બાપુના પોતાના જ શબ્દો આપણે વાંચીએ

અંતિમ નિશ્ચય તો છેક ૧૯૦૬ની સાલમાં જ કરી શક્યો તે વખતે સત્યાગ્રહનો આરંભ નહોતો થયો તેનું મને સ્વપ્નસરખું યે નહોતું બોઅર યુદ્ધ પછી નાતાલમાં ઝૂલુ 'બળવો' થયો એ વેળા હું જોહાનિસબર્ગમાં વકીલાત કરતો હતો પણ મને લાગ્યું કે મારે તે 'બળવા'ને અંગે પણ મારી સેવા નાતાલ સરકારને અર્પવી જોઈએ મેં તે અર્પી તે કબૂલ થઈ તેનું વર્ણન હવે પછી આવશે પણ આ સેવાને અંગે મને તીવ્ર વિચારો ઉત્પન્ન થયા મારા સ્વભાવ પ્રમાણે મારા સાથીઓ જોડે એ તેની ચર્ચા કરી મને લાગ્યું કે પ્રજોત્પત્તિ અને પ્રજાપોષણ લોકસેવાનાં વિરોધી છે આ 'બળવા'માં દાખલ થવા સારુ મારે મારું જોહાનિસબર્ગનું ઘર વીંખવું પડ્યું હતું ટાપટીપથી વસાવેલા ઘરનો અને રાચરચીલાનો, તે વસાવ્યા બાદ મહિનો થયો હશે તેટલામાં, મેં ત્યાગ કર્યો પત્નીને અને બાળકોને ફીનિક્સમાં રાખ્યાં, ને હું ડોળીની ટુકડી લઈને નીકળી પડ્યો કઠણ કૂચો કરતાં મેં જોયું કે, જો મારે લોકસેવામાં જ તન્મય થઈ જવું હોય તો પુત્રૈષણા તેમ જ વિત્તૈષણાનો ત્યાગ કરવો જોઈએ અને વાનપ્રસ્થધર્મનું પાલન કરવું જોઈએ

—

'બળવા'માં તો મારે દોઢ મહિનાથી વધુ ન રોકાવું પડ્યું પણ આ છ અઠવાડિયાં મારી જિંદગીનો અતિશય કીમતી કાળ હતો વ્રતનું મહત્ત્વ હું આ વેળા વધારેમાં વધારે સમજ્યો મેં જોયું કે વ્રત બંધન નથી પણ સ્વતંત્રતાનું દ્વાર છે આજ લગી મારા પ્રયત્નોમાં ઘટતી સફળતા ન મળી કેમ કે હું નિશ્ચયવાન નહોતો મને મારી શક્તિનો અવિશ્વાસ હતો મને ઈશ્વરકૃપાનો અવિશ્વાસ હતો અને તેથી મારું મન અનેક તરંગોને અનેક વિકારોને વશ વર્તતું હતું મેં જોયું કે વ્રતથી ન બંધાવામાં મનુષ્ય મોહમાં પડે છે વ્રતથી બંધાવું એ વ્યભિચારમાંથી નીકળી એક પત્નીનો સંબંધ બાંધવા જેવું છે 'હું પ્રયત્ન કરવામાં માનું છું વ્રતથી બંધાવા નથી માગતો' એ વચન નિર્બળતાની નિશાની છે ને તેમાં સૂક્ષ્મ રીતે ભોગની ઇચ્છા છે જે વસ્તુ ત્યાજ્ય છે તેનો સર્વથા ત્યાગ કરવામાં હાનિ કેમ હોઈ શકે? જે સર્પ મને કરડવાનો છે તેનો હું નિશ્ચયપૂર્વક ત્યાગ કરું છું ત્યાગનો માત્ર પ્રયત્ન નથી કરતો હું જાણું છું કે માત્ર પ્રયત્ન પર રહેવામાં મરણ રહેલું છે પ્રયત્નમાં સર્પની વિકરાળતાના સ્પષ્ટ જ્ઞાનનો અભાવ છે તે જ પ્રમાણે જે વસ્તુના ત્યાગનો આપણે માત્ર પ્રયત્ન કરીએ છીએ તે વસ્તુના ત્યાગની યોગ્યતાને વિશે આપણને સ્પષ્ટ દર્શન નથી થયું એમ સિદ્ધ થાય છે 'મારા વિચાર પાછળથી બદલાય તો?' આવી શંકા કરીને ઘણી વેળા આપણે વ્રત લેતાં બીએ છીએ આ વિચારમાં સ્પષ્ટ દર્શનનો અભાવ જ છે તેથી જ નિષ્કુળાનંદે કહ્યું છે કે

'ત્યાગ ન ટકે રે વૈરાગ વિના.'

જ્યાં અમુક વસ્તુને વિષે સંપૂર્ણ વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, ત્યાં તેને વિષે વ્રત અનિવાર્ય વસ્તુ છે.

સારી પેઠે ચર્ચા કર્યા પછી અને પુખ્ત વિચારો કર્યા પછી સને ૧૯૦૬ની સાલમાં વ્રત લીધું. વ્રત લેતાં લગી મેં ધર્મપત્નીની સાથે મસલત નહોતી કરી; પણ વ્રતને સમયે કરી. તેના તરફથી મને કશો વિરોધ ન થયો.

આ વ્રત લેતાં તો મને બહુ ભારે પડ્યું. મારી શક્તિ ઓછી હતી. વિકારોને દબાવવાનું કેમ બનશે? સ્વપત્નીની સાથે વિકારી સંબંધનો ત્યાગ એ નવાઈની વાત લાગતી હતી. છતાં એ જ મારું કર્તવ્ય હતું એ હું સ્પષ્ટ જોઈ શકતો હતો. મારી દાનત શુદ્ધ હતી. શક્તિ ઈશ્વર આપી રહેશે એમ વિચારી મેં ઝંપલાવ્યું.

આજે વીસ વર્ષ પછી તે વ્રતનું સ્મરણ કરતાં મને સાનંદાશ્ચર્ય થાય છે. સંયમ પાળવાની વૃત્તિ તો ૧૯૦૧થી પ્રબળ હતી, ને હું તે પાળી પણ રહ્યો હતો; પણ જે સ્વતંત્રતા અને આનંદ હું હવે ભોગવવા લાગ્યો તે સન ૧૯૦૬ પહેલાં ભોગવ્યાનું મને સ્મરણ નથી; કેમ કે, તે વખતે હું વાસનાબદ્ધ હતો, ગમે ત્યારે તેને વશ થઈ શકતો. હવે વાસના મારા ઉપર સવારી કરવા અસમર્થ થઈ.

વળી હવે બ્રહ્મચર્યનો મહિમા હું વધારે ને વધારે સમજવા લાગ્યો. વ્રત મેં ફીનિક્સમાં લીધું. ઘાયલોની મદદના કામમાંથી છૂટો થયે હું ફીનિક્સ ગયો હતો. ત્યાંથી મારે તુરત જોહાનિસબર્ગ જવાનું હતું. હું ત્યાં ગયો ને એક મહિનાની અંદર સત્યાગ્રહની લડતનો પાયો નખાયો. કેમ જાણે આ બ્રહ્મચર્યનું વ્રત તેને સારુ મને તૈયાર કરવા જ આવ્યું ન હોય! સત્યાગ્રહની કલ્પના મેં કંઈ રચી નહોતી રાખી. તેની ઉત્પત્તિ અનાયાસે, અનિચ્છાએ થઈ. પણ મેં જોયું કે, તે અગાઉનાં મારાં બધાં પગલાં—ફીનિક્સ જવું, જોહાનિસબર્ગનું મોટું ઘરખર્ચ ઓછું કરી નાખવું, અને છેવટે બ્રહ્મચર્યવ્રત લેવું—જાણે તેની તૈયારીરૂપે હતાં.

બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન એટલે બ્રહ્મદર્શન. આ જ્ઞાન મને શાસ્ત્ર મારફતે નહોતું થયું. એ અર્થ મારી આગળ ધીરેધીરે અનુભવસિદ્ધ થતો ગયો. તેને લગતાં શાસ્ત્રવાક્યો મેં પાછળથી વાંચ્યાં. બ્રહ્મચર્યમાં શરીરરક્ષણ, બુદ્ધિરક્ષણ અને આત્માનું રક્ષણ છે એ હું વ્રત પછી દિવસે દિવસે વધારે અનુભવવા લાગ્યો. કેમ કે, હવે બ્રહ્મચર્યને એક ઘોર તપશ્ચર્યારૂપ રહેવા દેવાને બદલે, તેને રસમય બનાવવાનું હતું, તેની જ ઓથે નભવું રહ્યું હતું; એટલે હવે તેની ખૂબીઓનાં નિત્યનવાં દર્શન થવા લાગ્યાં.

પણ જો આમ હું આમાંથી રસ લૂંટતો હતો તો તેની કઠિનતા નહોતો અનુભવતો એમ પણ કોઈ ન માને. આજે છપ્પન વર્ષ પૂરાં થયાં છે, ત્યારે પણ તેની કઠિનતાનો અનુભવ તો થાય જ છે. તે અસિધારા વ્રત છે એમ વધારે ને વધારે સમજું છું. નિરંતર જાગૃતિની આવશ્યક્તા જોઉં છું.

બ્રહ્મચર્યનું પાલન કરવું હોય, તો સ્વાદેન્દ્રિય ઉપર કાબૂ મેળવવો જ જોઈએ. જો સ્વાદને જિતાય તો બ્રહ્મચર્ય અતિશય સહેલું છે એ મેં જાતે અનુભવ્યું. તેથી હવે પછીના મારા ખોરાકના પ્રયોગો કેવળ અન્નાહારની દૃષ્ટિએ નહિ, પણ બ્રહ્મચર્યની દૃષ્ટિએ થવા લાગ્યા. ખોરાક ઓછો, સાદો, મસાલા-વિનાનો, ને કુદરતી સ્થિતિમાં ખાવો જોઈએ; એ મેં પ્રયોગો કરી અનુભવ્યું. બ્રહ્મચારીનો ખોરાક વનપક્વ ફળ છે એમ મારે અંગે તો મેં છ વર્ષનો પ્રયોગ કરીને જોયું. જ્યારે હું સૂકાં અને લીલાં વનપક્વ ફળ ઉપર જ રહેતો, ત્યારે જે નિર્વિકારપણું અનુભવતો તે મેં ખોરાકમાં ફેરફાર કર્યા પછી નથી અનુભવ્યું. ફળાહારને સમયે બ્રહ્મચર્ય સહજ હતું. દૂધાહારને અંગે તે કષ્ટસાધ્ય બન્યું છે. ફળાહારમાંથી દૂધાહાર ઉપર કેમ જવું પડ્યું એનો વિચાર યોગ્ય સ્થળે થશે. અહીં તો એટલું કહેવું બસ છે કે, બ્રહ્મચારીને સારુ દૂધનો આહાર વિઘ્નકર્તા છે એ વિષે મને શંકા નથી. આમાંથી કોઈ એવો અર્થ ન કાઢે કે બ્રહ્મચારીમાત્રે દૂધનો ત્યાગ કરવો ઘટે છે. ખોરાકની અસર બ્રહ્મચર્ય ઉપર કેટલી પડે છે એ વિષયને અંગે ઘણા પ્રયોગોની આવશ્યકતા છે. દૂધના જેવો સ્નાયુ બાંધનારો ને એટલી જ સહેલાઈથી પચનારો ફળાહાર હજુ મારે હાથ નથી લાગ્યો. નથી કોઈ વૈદ્ય, હકીમ કે દાક્તર તેવાં ફળ કે અન્ન બતાવી શક્યા. તેથી દૂધને વિકાર કરનારી વસ્તુ જાણતાં છતાં, હું તેના ત્યાગની ભલામણ હાલ કોઈને નથી કરી શકતો.

બાહ્ય ઉપચારોમા જેમ ખોરાકની જાતની અને પ્રમાણની મર્યાદા આવશ્યક છે, તેમ જ ઉપવાસનું સમજવુ ઇંદ્રિયો એવી બળવાન છે કે, તેને ચોમેરથી ઉપરથી અને નીચેથી એમ દશે દિશાએથી ઘેરવામા આવે, ત્યારે જ અંકુશમા રહે છે ખોરાક વિના તે કામ નથી કરી શકતી એ સહુ જાણે છે એટલે ઇંદ્રિયદમનના હેતુથી ઇચ્છાપૂર્વક કરેલા ઉપવાસની ઇંદ્રિયદમનમાં બહુ મદદ મળે છે, એ વિશે મને શકા નથી કેટલાક લોકો ઉપવાસ કરવા છતા નિષ્ફળ જાય છે તેનુ કારણ એ છે કે, ઉપવાસ જ બધુ કરી મૂકશે એમ માની તેઓ માત્ર સ્થૂળ ઉપવાસ કરે છે ને મનથી છપ્પનભોગ આરોગે છે, ઉપવાસ દરમિયાન, ઉપવાસ છૂટ્યે શું ખાઈશું એના વિચારોનો સ્વાદ લીધા કરે છે, ને પછી ફરિયાદ કરે છે કે, નથી સ્વાદેન્દ્રિયનો સયમ થયો ને નથી થયો જનનેન્દ્રિયનો! ઉપવાસની ખરી ઉપયોગિતા ત્યા જ હોય, જ્યા માણસનુ મન પણ દેહદમનને સાથ આપે એટલે કે મનને વિષયભોગ પ્રત્યે વૈરાગ્ય આવ્યો હોવો જોઈએ વિષયના મૂળિયા મનમા રહેલા છે ઉપવાસાદિ સાધનોની મદદ જો કે ઘણી, છતા પ્રમાણમા થોડી જ હોય છે એમ કહી શકાય કે ઉપવાસ કરતો છતો મનુષ્ય વિષયાસક્ત રહી શકે છે ખરો પણ ઉપવાસ વિના વિષયાસક્તિનો જડમૂળથી નાશ સભવતો નથી તેથી બ્રહ્મચર્યના પાલનમા ઉપવાસ અનિવાર્ય અગ છે

બ્રહ્મચર્યનો પ્રયત્ન કરનારા ઘણા નિષ્ફળ જાય છે, કેમ કે તેઓ ખાવાપીવામા, જોવા ઇત્યાદિમા અબ્રહ્મચારીની જેમ રહેવા માગતા છતા બ્રહ્મચર્યનુ પાલન ઇચ્છે છે આ પ્રયત્ન ઉષ્ણ ઋતુમા શીત ઋતુનો અનુભવ લેવાના પ્રયત્ન જેવો કહેવાય સયમીના અને સ્વચ્છંદીના, ભોગીના અને ત્યાગીના, જીવન વચ્ચે ભેદ હોવો જ જોઈએ સામ્ય હોય છે તે ઉપરથી દેખાતુ જ ભેદ ચોખ્ખો તરી આવવો જોઈએ આખનો ઉપયોગ બન્ને કરે પણ બ્રહ્મચારી દેવદર્શન કરે, ભોગી નાટકચેટકમા લીન રહે, બન્ને કાનનો ઉપયોગ કરે પણ એક ઈશ્વરભજન સાભળે, બીજો વિલાસી ગીતો સાભળવામા મોજ માણે બન્ને જાગરણ કરે, પણ એક જાગ્રતાવસ્થામા હૃદયમંદિરમા બિરાજતા રામને વીનવે, બીજો નાચરંગની ધૂનમાં સૂવાનુ ભાન ભૂલી જાય બન્ને જમે પણ એક શરીરરૂપી તીર્થક્ષેત્રને નભાવવા પૂરતુ દેહને ભાડું આપે, બીજો સ્વાદને ખાતર દેહમા અનેક વસ્તુઓ ભરી તેને દુર્ગંધિત કરી મૂકે આમ બન્નેના આચારવિચારમાં ભેદ રહ્યા જ કરે, અને એ દિવસે દિવસે વધે, ઘટે નહિ.

બ્રહ્મચર્ય એટલે મનવચનકાયાથી સર્વ ઇંદ્રિયોનો સયમ. આ સયમને સારુ ઉપર પ્રમાણે ત્યાગોની આવશ્યકતા છે એમ હું દિવસે દિવસે જોતો ગયો આજે પણ જોઈ રહ્યો છું ત્યાગના ક્ષેત્રને સીમા જ નથી, જેમ બ્રહ્મચર્યના મહિમાને નથી આવુ બ્રહ્મચર્ય અલ્પ પ્રયત્ને સાધ્ય નથી, કરોડોને સારુ તો એ હમેશા કેવળ આદર્શરૂપે જ રહેશે કેમ કે પ્રયત્નશીલ બ્રહ્મચારી પોતાની ઊણપોનું નિત્ય દર્શન કરશે, પોતાનામા ખૂણેખાચરે છુપાઈ રહેલા વિકારોને ઓળખી લેશે, ને તેમને કાઢવા સતત પ્રયત્ન કરશે જ્યા લગી વિચારો ઉપર એવો કાબૂ નથી મળ્યો કે ઇચ્છા વિના એક પણ વિચાર ન આવે, ત્યા લગી સપૂર્ણ બ્રહ્મચર્ય નથી વિચાર માત્ર વિકાર છે તેને વશ કરવા એટલે મનને વશ કરવુ, અને મનને વશ કરવુ તે વાયુને વશ કરવા કરતાંયે કઠિન છે આમ છતા જો આત્મા છે, તો આ વસ્તુ પણ સાધ્ય છે જ આપણને મુશ્કેલીઓ આવી નડે છે તેથી તે અસાધ્ય છે એમ કોઈ ન માને એ પરમ અર્થ છે અને પરમ અર્થને સારુ પરમ પ્રયત્નની આવશ્યકતા હોય એમા શું આશ્ચર્ય?

પણ આવું બ્રહ્મચર્ય કેવળ પ્રયત્નસાધ્ય નથી એ મે દેશમા આવીને જોયુ, ત્યા લગી હુ મૂર્છામા હતો એમ કહી શકાય ફળાહારથી વિકાર જડમૂળથી નાબૂદ થાય એમ મે માની લીધેલું, ને હું અભિમાનપૂર્વક માનતો, કે હવે મારે કંઈ કરવાપણુ નથી

પણ આ વિચારના પ્રકરણને પહોંચવાને વાર છે દરમ્યાન એટલુ કહી દેવુ આવશ્યક છે કે, ઈશ્વરસાક્ષાત્કાર કરવાને અર્થે, મે વ્યાખ્યા આપી છે તેવા બ્રહ્મચર્યનુ જેઓ પાલન ઇચ્છે છે, તેઓ જો પોતાના પ્રયત્નની સાથે જ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખનારા હોય, તો તેમને નિરાશ થવાનુ કશુ કારણ નથી.

विषया विनिवर्तन्ते निराहारस्य देहिन ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

તેથી રામનામ ને રામકૃપા એ જ આત્માથીને છેવટનું સાધન છે, એ વસ્તુનો સાક્ષાત્કાર મેં હિંદુસ્તાનમાં જ કર્યો.

બ્રહ્મચર્યને પગલે બીજાં વ્રતો તો આપોઆપ આવવા લાગ્યાં. સમગ્ર જીવન ઉપર સાદાઈ વ્યાપી ગઈ. બાહ્યદ્રષ્ટિએ જીવન કઠોર બનતું ગયું. અંતરમાં પરમરસનાં ઝરણાં ફૂટવાં લાગ્યાં. બાપુની તોલે આવે એવો કઠોર સંયમ ભાગ્યે જ કોઈએ પાળ્યો હશે; પરંતુ તેની સાથોસાથ બાપુ જેવી ચિત્તની પ્રસન્નતા અને નિર્દોષ આનંદ પણ ભાગ્યે જ કોઈએ અનુભવ્યાં હશે. આ બંનેનો યોગ એ બાપુના જીવનની એક મહત્તા.

બાપુ અહિંસાની મૂર્તિ હોવા છતાં, યુદ્ધનો એમને ઠીકઠીક અનુભવ થયો છે. પહેલો અનુભવ આફ્રિકામાં બોઅર યુદ્ધ વેળા થયો. આ દિવસોમાં શરીર કઠણ કામ કર્યે જતું હતું ને મન ઈશ્વર વિશેના ઊંડા વિચારોમાં લીન થતું જતું હતું. યુદ્ધમાંથી મુક્ત થયા પછી બાપુને લાગ્યું કે, હવે દેશમાં જઈ સ્થિર થવું જોઈએ. એમણે સૌની વિદાય માગી. કચવાતા દિલે પણ પ્રેમપૂર્વક બાપુને વિદાય આપવામાં આવી. બાપુ માટે તો એ વિદાય પણ સત્યનો એક પ્રયોગ બની ગઈ. એમના પ્રશંસકોએ પ્રેમભાવે અનેક ભેટો બાપુને આપી હતી. બાપુના દિલમાં ભારે મંથન જાગ્યું. જાહેર સેવાના બદલા જેવી આ ભેટો કેમ સ્વીકારાય? એમણે પોતે જ નોંધ્યું છે તે જોઈએ :

૧૮૯૬માં જ્યારે હું દેશ આવેલો, ત્યારે પણ ભેટો મળેલી, પણ આ વખતની ભેટોથી ને સભાઓનાં દૃશ્યથી હું અકળાયો. ભેટોમાં સોનાચાંદીની વસ્તુઓ તો હતી જ, પણ તેમાં હીરાની વસ્તુઓ પણ હતી.

આ બધી વસ્તુઓનો સ્વીકાર કરવાનો મને શો અધિકાર હોય? એનો સ્વીકાર કરું, તો કોઈની સેવા હું પૈસા લઈને નહોતો કરતો એમ મારા મનને કેમ મનાવું? આ ભેટોમાં, થોડી અસીલોની બાદ કરતાં બાકીની બધી કેવળ મારી જાહેર સેવાને અંગે જ હતી. વળી મારે મન તો અસીલો અને બીજા સાથીઓ વચ્ચે કશો ભેદ નહોતો. મુખ્ય અસીલો બધા જાહેર કામમાં પણ મદદ દેનારા હતા.

વળી આ ભેટોમાં એક પચાસ ગીનીનો હાર કસ્તૂરબાઈને સારુ હતો, પણ એને મળેલી વસ્તુ પણ મારી સેવાને અંગે હતી; એટલે તેને નોખી તારવી ન શકાય.

જે સાંજે આમાંની મુખ્ય ભેટો મળી હતી, તે રાત્રિ મેં બાવરાની જેમ જાગીને ગાળી: મારા ઓરડામાં આંટા માર્યા કર્યા. પણ કંઈ ગૂંચ ઊકલે નહિ. સેંકડોની ભેટો જતી કરવી એ ભારે પડતું હતું. રાખવી એ વધારે ભારે લાગતું હતું.

હું કદાચ ભેટો જીરવી શકું. પણ મારાં બાળકોનું શું? સ્ત્રીનું શું? તેમને શિક્ષણ તો સેવાનું મળતું હતું. સેવાનું દામ લેવાય નહિ એમ હમેશાં સમજાવવામાં આવતું હતું. ઘરમાં કિંમતી દાગીના વગેરે હું નહોતો રાખતો. સાદાઈ વધતી જતી હતી. આવી સ્થિતિમાં સોનાની ઘડિયાળો કોણે વાપરવી? સોનાના અછોડા ને હીરાની વીંટીઓ કોણે પહેરવાં? ઘરેણાંગાંઠાંનો મોહ તજવા ત્યારે પણ હું બીજાઓને કહેતો. હવે આ દાગીના ને ઝવેરાતનું મારે શું કરવું?

મારાથી આ વસ્તુઓ ન જ રખાય એવા નિર્ણય ઉપર હું આવ્યો. પારસી રુસ્તમજી ઇત્યાદિને આ દાગીનાઓના ટ્રસ્ટીઓ નીમી તેમના પર લખવાનો કાગળ ઘડ્યો, ને સવારમાં સ્ત્રીપુત્રાદિની સાથે મસલત કરી મારો ભાર હળવો કરવાનો નિશ્ચય કર્યો.

દેશમાં આવી બાપુએ તત્કાળ તો આફ્રિકાના પ્રશ્ન ઉપર જ ધ્યાન આપ્યું. ૧૯૦૧માં કલકત્તામાં મળેલી કોંગ્રેસમાં બાપુએ પ્રથમવાર પ્રવેશ કર્યો. ત્યાં આફ્રિકાનો ઠરાવ એમણે મૂક્યો ને મંજૂર થયો. એ પછી શ્રી. ગોખલેજી સાથે એક માસ ગાળી હિંદની વ્યક્તિઓ અને હિંદના રાજકારણથી તેઓ પરિચિત થયા. ગોખલેજી એમના રાજકીય ગુરુ બની ગયા.

એ પછી મુંબાઈમાં આવી વકીલાત શરૂ કરી સાદાઈ તો આવી જ ગઈ હતી, હવે પ્રયોગો આગળ વધવા લાગ્યા કુદરતી ઉપચારો તરફનું આકર્ષણ આ વખતે વૃદ્ધિ પામ્યું વકીલાત ઠીકઠીક ચાલતી હતી અને બાપુના શબ્દોમાં કહીએ તો ધાર્યા કરતાં વધુ સફળતા મળતી હતી પણ અચાનક આફ્રિકાથી પ્રેમ અને આગ્રહભર્યો તાર આવી પડ્યો અને બાપુએ ફરીને માળો વિખેરી નાખ્યો ગીતાએ ઉપદેશેલુ પ્રવાહપ્રાપ્ત જીવન જીવનાર બાપુ આફ્રિકા પહોંચીને ત્યાંની પ્રવૃત્તિનું સંચાલન કરવા લાગ્યા

આ વખતે બાપુના જીવન ઉપર એક મહાન પુસ્તકની અસર થઈ અને એમની સાદાઈ પરાકાષ્ટાએ પહોંચી બાપુના જીવન પર ચાર પુરુષોએ સારી અસર કરી છે રાયચંદ કવિ, ટોલ્સ્ટોય, ગોખલેજી અને રસ્કિન આ પુસ્તકના લેખક રસ્કિન હતા બાપુએ પોતાને હાથે જ તેનો અનુવાદ કર્યો છે અને તે નાની પુસ્તિકા 'સર્વોદય'ને નામે પ્રસિદ્ધ થયેલી છે એક દિવસ ટ્રેનમાં જતાં એનું વાચન કર્યું. બાપુના નવા જ પરિચયમાં આવેલા શ્રી પોલાકે એ પુસ્તક એમને આપ્યુ હતુ એમાં લખેલા વિચારો બાપુને સાચા લાગ્યા સત્યશોધકે આ રીતે જ જીવવુ જોઈએ એવી પ્રતીતિ થયા પછી એક ક્ષણ પણ થોભવાનો બાપુનો સ્વભાવ નહોતો

બાપુ લખે છે -

મારી એવી માન્યતા છે કે, જે વસ્તુ મારામા ઊંડે ભરેલી હતી તેનુ સ્પષ્ટ પ્રતિબિંબ મે રસ્કિનના આ ગ્રથરત્નમા જોયુ, ને તેથી તેણે મારી ઉપર સામ્રાજ્ય જમાવ્યુ ને તેમાંના વિચારોનો અમલ મારી પાસે કરાવ્યો આપણામા જે સારી ભાવનાઓ સૂતેલી હોય તેને જાગ્રત કરવાની શક્તિ જે ધરાવે તે કવિ છે બધા કવિની બધા ઉપર સરખી અસર નથી થતી, કેમ કે બધામા બધી સારી ભાવનાઓ એકસરખા પ્રમાણમા હોતી નથી 'સર્વોદય'ના સિદ્ધાંતો હું આમ સમજ્યો

૧ બધાના ભલામા આપણું ભલુ રહેલુ છે

૨. વકીલ તેમજ વાળંદ બનેના કામની કિંમત એકસરખી હોવી જોઈએ, કેમ કે આજીવિકાનો હક બધાને એકસરખો છે

૩ સાદુ, મજૂરીનુ, ખેડૂતનું જીવન જ ખરુ જીવન છે

પહેલી વસ્તુ હું જાણતો હતો બીજી હું ઝાંખી જોતો હતો. ત્રીજીનો મે વિચાર જ નહોતો કર્યો પહેલીમા બીજી બને સમાયેલી છે એ મને 'સર્વોદયે' દીવા જેવુ દેખાડ્યુ સવાર થયુ ને હું તેનો અમલ કરવાના પ્રયત્નમા પડ્યો

બીજે દિવસે જ એમણે સૂફાન ફેરવ્યુ ઘર અને 'ઇંડિયન ઓપિનિયન' છાપખાતુ ખેતરમા કે જ ગલમાં લઈ જવાનો નિશ્ચય થયો સાથીઓને સમજાવવામાં પરિશ્રમ તો પડ્યો, પણ બાપુના આગ્રહ સામે કોણ ટકી શકે? ફીનિક્સ આશ્રમની સ્થાપના થઈ દરિદ્રનારાયણનુ જીવન જીવવાનો પ્રારંભ થયો.

★

# સંસ્થા-સમાચાર

## માર્ચ માસમાં નીચે પ્રમાણે નવાં પ્રકાશનો પ્રસિદ્ધ થયાં છે.

**ભજનસંગ્રહ:** નવી ૧૪મી આવૃત્તિ: ધર્મ, નીતિ, ભક્તિ ઇત્યાદિ વિષયનાં ઉપયોગી પસંદ કરેલાં ૩૩૬ ભજનોનો સંગ્રહ. પાન ૨૪૦ : કિં. ૧-૦

**ચૂર્ણ-ઔષધિ:** બીજી આવૃત્તિ: સો ઉપયોગી ચૂર્ણો બનાવવાની રીત ને તેમનો ઉપયોગ દર્શાવતું પુસ્તક. પાન ૮૦ : કિં. ૦-૩

**જેસલ ને તોરલ તથા જાલંધર ને ગોપીચંદ:** આવૃત્તિ બીજી: બે રસમય સંવાદો. પાન ૬૪ : કિં. ૦-૩

## છેલ્લા બે માસમાં પ્રસિદ્ધ થયેલાં પ્રકાશનો

**પાકશાસ્ત્ર:** ખોરાક માટે વપરાતી વાનીઓને સ્વાદિષ્ટ અને ગુણકારી બનાવવાની સહેલી રીત. પાન ૨૪૦ : કિં. રૂા. ૨-૮

**વૈરાગ્યશતક:** (શ્રી ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે. પાન ૮૦ : રૂા. ૦-૪

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન-પુનરાવૃત્તિ (ગાંધીજી):** શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભવેળા સ્ત્રીપુરુષનું કર્તવ્ય વગેરે આપતો. પાન ૧૨૮ : કિં. ૦-૧૦

**જ્ઞાનનાં ઝરણાં:** આવૃત્તિ ત્રીજી: વિવિધ પત્રો દ્વારા જ્ઞાન આપતું પુસ્તક. (લે. સ્વામી માધવતીર્થ) પાન ૬૪ : કિં. રૂા. ૦-૩

**ભોજા ભગતના ચાબખા:** જેમાં ચાબખા ઉપરાંત પ્રભાતિયાં અને પદો પણ આપેલાં છે. પાન ૯૬ : મૂલ્ય રૂા. ૦-૬

**ધીરાનાં પદો:** ગુજરાતના આ પ્રાચીન ભક્તકવિનાં જ્ઞાનચોવીસી, આત્મજ્ઞાન અને ભક્તિનાં પદોનો અમૂલ્ય સંગ્રહ. પાન ૮૦ : કિં. રૂા. ૦-૪

**ગ્રામરચના:** લે૦ રવિશંકર મહારાજ: આપણી પ્રાચીન ગ્રામરચનાની વિશેષતા, હાલની સ્થિતિ અને હવે પછીની ગ્રામરચના કેવી હોવી જોઈએ, એ સંબંધી માર્ગદર્શન આપતું ઉત્તમ પુસ્તક. પાન ૨૮૦ : કિં. ૧-૪

**ખેતીનાં મૂળ તત્ત્વો-ભાગ ૧લો :** જમીન, પાણી અને ઓજાર વિષે માહિતી આપતું પુસ્તક. કૃષિશાળાના વિદ્યાર્થીઓ, શિક્ષકો, ખેડૂતો તથા ગ્રામોદ્ધાર અને ખેતીસુધારણાના કાર્યકર્તાઓ માટે અત્યંત ઉપયોગી માહિતી આપવામાં આવી છે.

પાન ૧૧૯ : કિ. રૂા. ૧-૦

**ખેતીનાં મૂળ તત્ત્વો-ભાગ ૨જો :** ખેડ, ખાતર અને બીજ વિષે માહિતી આપતું પહેલા ભાગ જેટલુ જ ઉપયોગી પ્રકાશન

પાન ૧૧૨ . કિ. રૂા. ૧-૦

ઉપરના બને ભાગો મુંબઈ ઈલાકાની બાયસ સ્કૂલો, કૃષિશાળાઓ, ટ્રેનિંગ કોલેજો વગેરે માટે સરકારી ખાતા તરફથી પાઠ્યપુસ્તક તરીકે મંજૂર થયા છે

**સ્વામી આત્માનંદ સરસ્વતી :** સંપાદક રત્નેશ્વર ભવાનીશંકર વકીલ સ્વામીજીના ટૂંકા જીવનચરિત્ર ઉપરાંત સાથેસાથે આત્માનંદ જાણી, સમજી શકાય તેવા વિષયો આ પુસ્તકમા ચર્ચાયા છે

પાન ૧૯૨ : કિં રૂા ૧-૮

**જીવનસંગ્રામ :** અજ્ઞાત રહેવા ઇચ્છનારા એક મહાન ભક્તનો લખેલો, કર્મ અને યુદ્ધની મીમાંસા કરતો વિચારાત્મક નિબંધ

પાન ૮૦ કિં રૂા ૦-૮

**પાક-ઔષધિ :** પ્રયોજક માધવ મો ચૌધરી શિયાળાની ઠંડીમાં તાકાત અને કૌવત આપે એવા ખાવાલાયક ૮૦ ઉપયોગી પાકો બનાવવાની સહેલી રીતો દર્શાવતું પુસ્તક. પાન ૮૦ કિ રૂા. ૦-૬

## હવે પછી પ્રગટ થશે

**પંચતંત્રની કથાઓ :** સંપાદક વાલજી ગોવિંદજી દેસાઈ. પચીસ ચિત્રો સાથે.

**સુશ્રુત-આયુર્વેદ :** મૂળ સાથે સરળ ભાષાંતર-વિસ્તૃત ટિપ્પણો સાથે

પ્રત્યેક વૈદ્ય-ડૉકટરે તથા અભ્યાસીએ વસાવી લેવા જેવો મહાન ગ્રંથ, જેમાં શલ્યશાસ્ત્ર (Surgery) તથા શારીરચિકિત્સાનો સમાવેશ છે. આ ગ્રંથ જોતાં જણાય છે, કે પ્રાચીન આયુર્વેદકમાં રોગોનાં મૂળ કારણો, નિદાન તેમ જ ઉપચારો વગેરે ઉપર સૂક્ષ્મ વિચારથી જેવું માર્ગદર્શન આપ્યું છે, તેવું માર્ગદર્શન આધુનિક પ્રગતિશીલ ગણાતા અંગ્રેજી વૈદકમા પણ જોવામાં આવતું નથી

**ખેતીનાં મૂળ તત્ત્વો-ભાગ ૩જો :** (સચિત્ર) કીટક, રોગ અને ખેતીના વિષયની તથા પશુઓ સંબંધી ઉપયોગી હકીકતો પચીસ જેટલા ચિત્રો સાથે

## આફ્રિકાના ગ્રાહકબંધુઓને

આફ્રિકા માટેનું **અખંડ આનંદ** માસિકનું લવાજમ રૂા. ૯) ને બદલે માર્ચ ૧૯૪૮થી રૂા. ૧૦) અથવા શિ. ૧૫) રખાયું છે.

આફ્રિકાના જે સજ્જનો '**અખંડ આનંદ**'નું લવાજમ સીધું ન મોકલી શકે તેઓ ત્યાં નીચેના ઠેકાણે ભરી શકે એવી ગોઠવણ કરવામાં આવી છે. લવાજમ ભરીને તેમની પાસેથી પહોંચ મેળવી લેવી.

**શ્રી. જી. એમ. શર્મા,**
ઠે. હનુમાન આશ્રમ, પો. બૉ. નં. ૧૬૫૬, **નૈરોબી,** (બ્રિ. ઈ. આફ્રિકા)

---

આપણો આયુર્વેદ : ૧

# માંદગીનાં કારણો

પ્રયોજક

શ્રી વિજયશંકર ધનશંકર મુનશી બી. એ.

શરીર સાથે સંબંધ રાખતા શાસ્ત્રોમા આયુર્વેદ મુખ્ય છે આપણા પ્રાચીન ઋષિમુનિઓએ આ દિશામા કરેલી પ્રગતિ, એમનુ ઝીણવટભર્યું શાસ્ત્રીય વિવેચન, ઊંડો અભ્યાસ, ને જહેમતના પરિપાકરૂપે ઘણા મહાગ્રંથો આપણને મળ્યા છે ચરક, સુશ્રુત, વાગ્ભટ, માધવ વગેરે બહુશ્રુત વૈદ્યાચાર્યોની પરંપરા ન જાળવી શકાઈ ને આજે આયુર્વેદની થવી જોઈએ તેટલી કિંમત આપણો સમાજ આંકતો નથી

પણ આયુર્વેદ તો મહાસાગર છે ગુજરાતને ખોળે એ વિદ્યાના જે મર્મગ્રાહક વિશારદો હયાત છે, એમા નાનભટ્ટ બાપાના સુપુત્ર વયોવૃદ્ધ વૈદ્યરાજ પ્રભાશંકર ગઢડાવાળાનુ નિરાળું સ્થાન છે આયુર્વેદ ઉપરાંત ડાક્તરી વિદ્યા, જીવનરસાયનશાસ્ત્ર, યુનાની, હકીમી, નિસર્ગોપચાર વગેરે પદ્ધતિઓનો પણ એમણે ઊંડો અભ્યાસ કર્યો છે આવા પ્રખર વૈદ્યરાજના શિષ્ય હોવાનુ માન શ્રી મુનશીને મળ્યુ છે

પ્રાચીન ઋષિમુનિઓનો આ વારસો કેટલો બધો પથ્ય છે, કેટલો જનકલ્યાણકારી છે, કેટલો સરળ ને સસ્તો છે તે તો અનુભવ કર્યાથી જ જાણવા મળે

આઝાદી પછી જે વિદેશીય તત્ત્વો દૂર કરવાની આપણી પવિત્ર ફરજ રહે છે, તેમા ભારતના દર વર્ષે કરોડો રૂપિયા હજમ કરી જનાર વિદેશી દવાઓ પણ છે એ દૃષ્ટિએ આ લેખ ઘણો જ કિંમતી ઠરે છે લેખમા ચર્ચાયેલા મુદ્દાઓ માટે ક્વચિત્ કોઈને કહેવાનું હોય, પરંતુ સમગ્રતયા જોતા અહીં આયુર્વેદે જાતે જ જાણે પ્રતિપક્ષીઓને રદિયા આપ્યા છે, ને તે યે સચોટ રીતે આપ્યા છે, એ વાત તો કબૂલ કરવી જ પડશે

રોગ થાય ને દાક્તરોના ઘર ભરાય, દર્દી જાતે હેરાન થાય ને એમ કરી સમય ને શક્તિનો વ્યય કરે, તે કરતા તો તે રોગ થવાના કારણો જ જાણે, ડાંખળા–પાંદડાં મૂકી મૂળને જ પકડે, તો કેવું સારું ! લેખ ઘણો જ અભ્યાસપૂર્ણ છે, વૈદ્યરાજ પ્રભાશંકરના અભ્યાસ, મનન ને અનુભવના નિચોડ સમો છે 'અખંડ આનંદ'ના વાચકો આ લેખને વ્યવહારમા ઉતારે તો જીવનનો રંગ બદલાઈ જાય એ ચોક્કસ છે

જનસામાન્ય ઉપરાંત વૈદ્યો અને દાક્તરોને પણ આમાથી નવો પ્રકાશ સાંપડશે એમ અમે માનીએ છીએ.

કર્યા વિના જીવમાત્રના આરોગ્યને બગાડે એવાં કામ કરનાર માણસોને હોદ્દા ઉપર નીમવા માટે કે હોદ્દા ઉપર ચાલુ રહેવા દેવા માટે દરેક માણસ આડકતરી રીતે પણ જવાબદાર તો છે જ.

### રોગમાં કયો માણસ સપડાય ?

જ્યારે પહેલા કારણને લીધે એટલે ઇન્દ્રિયાર્થના હીન, અતિ કે મિથ્યા યોગને લીધે થતા રોગ તે નિયમનો ભંગ કરનાર વ્યક્તિને થાય છે, ત્યારે બીજા કારણથી એટલે ઋતુઓના હીન, અતિ કે મિથ્યા યોગને લીધે તો રોગચાળો એટલે મહામારી ફાટી નીકળે છે. આ રોગચાળામાં વાત, પિત્ત અને કફમાંથી જે દોષનો પ્રકોપ ઋતુના બગાડથી થાય છે, તે દોષ જેનામાં વધારે પ્રમાણમાં હોય છે તે વહેલો સપડાય છે; એટલે જેણે વાત, પિત્ત અને કફનું સમ એટલે યોગ્ય પ્રમાણ શરીરમાં સાચવ્યું નથી તેવા માણસો તે તે રોગચાળામાં વહેલા સપડાય છે. આ રીતે પણ માણસ રોગચાળામાં સપડાય છે તે માટે તે પોતે પણ જવાબદાર હોય છે.

### કઈ ઋતુમાં કયા દોષનો સંચય, પ્રકોપ અને શમન થાય છે ?

ઋતુને કારણે જે રોગ વ્યાપક સ્વરૂપમાં ફાટી નીકળે છે તે નક્કી હોય છે, જેવા કે શરદઋતુમાં 'મેલેરિયા' (વિષમજ્વર), વસંતમાં ઓરી, અછબડા, બળિયા વગેરે. કઈ ઋતુમાં કયા દોષનો સંચય થાય છે, પ્રકોપ થાય છે અને શમન થાય છે તેનો પણ આયુર્વેદમાં ચોક્કસ નિર્ણય કરેલો છે. ઉનાળામાં વાયુનો સંચય થાય છે, વર્ષાઋતુમાં વાયુનો પ્રકોપ થાય છે અને શરદઋતુમાં વાયુનું શમન થાય છે; વર્ષાઋતુમાં પિત્તનો સંચય થાય છે, શરદઋતુમાં પિત્તનો પ્રકોપ થાય છે અને હેમંતઋતુમાં પિત્તનું શમન થાય છે; શિશિરઋતુમાં કફનો સંચય થાય છે, વસંતઋતુમાં કફનો પ્રકોપ થાય છે અને ગ્રીષ્મમાં કફનું શમન થાય છે. અને તે પ્રમાણે ઋતુને લીધે થયેલા રોગો થતા અને મટતા જોવામાં આવે છે.

### દોષોનો સંચય, પ્રકોપ, પ્રસર અને સ્થાનસંશ્રય એટલે શું ?

વાત, પિત્ત ને કફ પોતપોતાના સ્થાનમાં ભરાઈ રહે ત્યારે એમનો સંચય થયો કહેવાય, સ્થાનમાંથી ઉભરાઈને બહાર નીકળે ત્યારે પ્રકોપ થયો કહેવાય, સ્થાનની બહાર નીકળીને શરીરમાં પ્રસરે તેને પ્રસર થયો કહેવાય અને પોતાના સ્થાન સિવાયનું સ્થાન પકડી રોગ કરે તેને તે તે દોષે સ્થાનસંશ્રય કર્યો એમ કહેવાય.

### શિયાળામાં શરીરની ગરમી વધારે કેમ રહે છે ?

શિયાળાના ચાર મહિના ઠંડી પડે છે, તેથી શરીરનાં બારીક છિદ્રો સંકોચાઈ જાય છે અને પરસેવો નીકળી શકતો નથી. આમ શરીરની ગરમી શરીરમાં સચવાઈ રહે છે અને તેથી ઉનાળા કરતાં શિયાળામાં શરીરની સામાન્ય ગરમી વધારે રહે છે. તેથી ઠંડી સામે શરીરનું રક્ષણ થાય છે અને ખાધું વધારે પચે છે.

વળી ઠંડા પ્રદેશના માણસોની, સમશીતોષ્ણ પ્રદેશના માણસોની અને ગરમ પ્રદેશના માણસોની સામાન્ય ગરમીમાં, તે તે પ્રદેશનાં હવામાનના ભેદને લીધે ફેર હોય છે; છતાં થર્મોમિટરમાં ૯૮·૪ ડીગ્રી નીચે કરેલું નિશાન જાણે

જગતના બધા પ્રદેશના માણસો માટે ખરું હોય એવો નિર્ણય કરી તે પ્રમાણે તાવના રોગીની સારવારને ઉપચાર કરવામાં અત્યંત જોખમ રહેલું છે. હિંદુસ્તાનમાં અને ખાસ કરીને ગુજરાતમા ગરમીની ઋતુમાં ૯૯ ડીગ્રીની આસપાસ અને ઠંડીની ઋતુમાં ૯૭ ડીગ્રીની આસપાસ સાજા માણસના શરીરની ગરમી રહે છે એવો અનેક શરીરની બગલની ગરમી માપીને કરેલો અનુભવ છે પાશ્ચાત્ય પ્રાણીશાસ્ત્રમાં એવો નિર્ણય કર્યો છે કે લોહીની ગરમીની દૃષ્ટિએ પ્રાણી ત્રણ પ્રકારનાં છે. પક્ષીઓ ગરમ લોહીના, માછલા ઠંડા લોહીનાં અને મનુષ્યો સમશીતોષ્ણ લોહીનાં. આ નિર્ણય પ્રમાણે પશ્ચિમના વિદ્વાનોને મતે મનુષ્યમાત્રના શરીરની સામાન્ય ગરમી ૯૮.૪ ડીગ્રી છે. એમની આ માન્યતા કેવી આધારવિનાની છે તે કોઈ જિજ્ઞાસુ જુદીજુદી ઉંમરના (બાળકો સિવાય) પણ સાજા માણસોની બગલની ગરમીનું માપ લઈ સરેરાશ કાઢી તેની નોંધ કરશે તો સમજાશે.

## શિયાળામાં કફસંચય

આમ શિયાળામા શરીરની ગરમી પ્રમાણમાં વધારે રહેવાથી એટલે કે જઠરાગ્નિ વધારે પ્રદીપ્ત હોવાથી ખાધું વધારે પચે છે, તેથી શિયાળામાં ઘી, દૂધ, વસાણા વગેરે મધુર, ભારે અને ચીકણા પદાર્થો વધારે ખાવાનો રિવાજ છે વળી શિયાળામાં અન્નાદિક તાજાં હોવાથી વધારે બળવાળાં હોય છે અને ચોમાસાનું તાજું ઘાસ શિયાળામાં ઢોરને મળવાથી ઢોર પણ વિશેષ ચરબીવાળું દૂધ આપે છે, તેથી તેના ઘી, દૂધ વિશેષ કફકારક હોય છે. તેમા વળી જિહ્વાસ્વાદને લીધે કે બીજા કોઈ પણ કારણસર ખોરાક પચે તે કરતાં વધારે પડે અને ન પચેલાનો કફ થાય, ત્યારે એ કફનો પોતાનાં સ્થાનોમાં સંચય થાય છે. શિયાળામાં કફ ઘટ્ટ થઈ જવાથી પોતાનાં સ્થાનોમા તે ઉનાળા કરતાં વધારે સમાય છે

## રોગરૂપે ફૂટી નીકળતો કફ

પણ જ્યારે શિયાળા પછી વસંતઋતુ આવે છે ત્યારે સૂર્યના તાપને લીધે શિયાળામા ઘટ્ટરૂપે રહેલો કફ ઓગળવા માંડે છે અને એ ઓગળેલો કફ વધારે જગ્યા રોકતો હોવાથી પોતાના સ્થાનમાં સમાઈ ન શકવાથી ઉભરાઈને સ્થાનની બહાર નીકળે છે અને શરીરમા પ્રસરતો પ્રસરતો જુદાજુદા રોગરૂપે ફૂટી નીકળે છે.

## વસંતઋતુમાં થતા રોગોનું કારણ

હવે, બચપણમા બાળકના શરીરનો વિકાસ કરવાનો હોવાથી, કુદરત બાળકના શરીરની ગરમી યુવાનો અને વૃદ્ધોના શરીરની ગરમી કરતાં વધારે રાખે છે, તેથી તેને ખોરાક ઝટ પચે છે. કફથી વૃદ્ધિ થતી હોવાથી અને શરીરની વૃદ્ધિ કરવાની હોવાથી, પચે એના કરતાં વધારે ખોરાક બાળક કુદરતી રીતે જ લે છે અને એમ પચ્યા કરતાં વધારે ખોરાક લેવાથી, શરીરના સ્વાભાવિક વિકાસ પૂરતો કફ બને ત્યાંસુધી તો બાળકનું આરોગ્ય સચવાય છે, પણ તેના કરતાં પણ વધારે કફ જ્યારે શિયાળામાં એકઠો થાય છે, ત્યારે વસંતઋતુમાં એ કફ ઓગળે છે. અને બાળકોને કફના રોગ વસંતઋતુમાં થાય છે બાળકની ઉંમર, બાળકનો ખોરાક, બાળકની પ્રકૃતિ વગેરે બધું કફપ્રધાન હોય છે. તેથી વસંતઋતુમાં (માહ,

ફાગણ, ચૈત્રમાં) બાળકોમાં ઓરી, અછબડા, બળિયા વગેરે કફના પ્રકોપના રોગો મોટા પ્રમાણમાં ફાટી નીકળે છે. આવી રીતે જ્યારે ઋતુ રોગ કરે છે, ત્યારે ઋતુ બદલાતાં પાછલી ઋતુના રોગ મટવા પણ માંડે છે; છતાં જ્યારે ઋતુએ કરેલા રોગમાં આપણે ધાલમેલ કે ગફલત કરીએ છીએ, ત્યારે એ રોગ બગડે છે અને લાંબો વખત ચાલે છે અથવા રોગીને મારી નાખે છે.

ત્યારે શિયાળામાં એવા પદાર્થ ખાવાની આયુર્વેદ શું કામ સલાહ આપે છે, કે જેથી વસંતઋતુમાં કફ કોપે? એ પ્રશ્ન સહેજે થાય; પણ શિયાળામાં જઠરાગ્નિ વધારે પ્રદીપ્ત રહેવાથી, જો ગળ્યો અને ચીકાશવાળો ખોરાક શરીરને ન મળે તો શરીર સુકાઈ જાય. તે ત્રોખમ અટકાવવા માટે શિયાળામાં મધુર તથા સ્નિગ્ધ અન્નપાન લેવાની આયુર્વેદ સલાહ આપે છે; પણ પછી મનુષ્ય જીભના સ્વાદ વગેરે નબળાઈઓને વશ થઈ વધારેપડતું ખાઈ નાખે છે અને તેથી વધારે કફનો સંચય થાય છે.

## (૩)

## કર્મના યોગથી થતા રોગ

આયુર્વેદમાં રોગ થવાનું ત્રીજું કારણ પણ કહેલું છે. કર્મના હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગથી પણ દોષો કોપે છે અને તેથી રોગ થાય છે. અહીં કર્મ એટલે શરીરથી થતાં કામ અને વાણીથી થતાં કામ, શરીરની ચેષ્ટાઓ તથા પ્રારબ્ધ કર્મ.

શરીરના તેર વેગ છે, અધોવાત (વાછૂટ), ઝાડો, પેશાબ, છીંક, તરષ ભૂખ, ઊંઘ, ઉધરસ, થાકથી ચઢેલો શ્વાસ, બગાસું, આંસુ, ઊલટી, મૈથુન; એ તેરમાંથી કોઈ પણ વેગને પરાણે કાઢવાથી કે પરાણે રોકી રાખવાથી રોગ થાય છે.

પડવાથી, ઠોકર વાગવાથી, અંગો મરડવાથી (તથા સાપ, કૂતરા, મચ્છર વગેરેના કરડવાથી પણ) વગેરે આગંતુક કારણસર પણ રોગ થાય છે.

## (૪)

## પાપકર્મથી થતા રોગ

વળી હિંસા, ચોરી, અવળી ઇચ્છાઓ, ચાડીચૂગલી, કઠોરવાણી, જૂઠાણું, અસંબદ્ધ વાણી, પ્રાણીઓને મારવાનો વિચાર, પરગુણ તરફ અસહિષ્ણુતા અને શાસ્ત્રથી ઊંધી દૃષ્ટિ—આ દશ પાપકર્મોને લીધે પણ રોગ થાય છે. વળી વૃદ્ધોના શાપથી અને અને નડતા ગ્રહોને લીધે પણ રોગ થાય છે, એમ આયુર્વેદ કહે છે. પાપકર્મી કરનારને સદા બીતા ફરવું પડે છે, ચિંતામાં રહેવું પડે છે વગેરે અનેક કારણને લીધે પાપીના શરીર ઉપર અસર થઈ જાય છે.

## દોષનો પ્રકોપ, રોગનું સીધું કારણ

આ બધાં કારણોમાંથી ગમે તે કારણે રોગ થાય, તે વખતે ઉપર કહેલાં ઇન્દ્રિયાર્થ-સંયોગના, ઋતુના તથા કર્મના હીનયોગ, અતિયોગ કે મિથ્યાયોગ થયા પછી પહેલાં વાત, પિત્ત કે કફમાંથી એક કે વધારે દોષ કોપે છે અને પછી રોગ થાય છે; માટે કોપેલા દોષને જ આયુર્વેદમાં રોગનું સીધું (सन्निकृष्ट) કારણ ગણવામાં આવ્યું છે. सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः। અને એ દોષને કોપાવનાર કારણોને દૂરનાં (विप्रकृष्ट) કારણ કહ્યાં છે.

## વાયુનો પ્રકોપ શાથી ?

કડવું, તીખું, તુરુ, થોડુ, લૂખુ, અને અતિમાપસાર ભોજન કરવાથી, ઉપર જણાવેલા તેરમાંના કોઈ પણ વેગને રોકી રાખવાથી કે પરાણે કાઢવાથી, રાત્રે ઉજાગરાથી, બહુ મોટે અવાજે બોલવાથી, વધારેપડતી ક્રિયા કરવાથી, બીકથી, શોકથી, ચિંતાથી, કસરતથી, મૈથુનથી, વર્ષાઋતુમા, રોજ સાંજે, વહેલી સવારે, ઘડપણમાં તથા ખાધેલુ પચી રહે ત્યારે વાયુનો પ્રકોપ થાય છે

## પિત્તનો પ્રકોપ શાથી થાય ?

તીખુ, ખાટુ, તીક્ષ્ણ, ગરમ, ખારુ તથા બળતરા કરે એવુ ભોજન કરવાથી, ક્રોધથી, શરદ ઋતુમા, રોજ બપોરે, મધરાતે, જુવાનીમા અને ખાધેલુ પચતુ હોય તે વખતે પિત્તનો પ્રકોપ થાય છે

## કફનો પ્રકોપ શાથી થાય ?

ગળ્યુ, ખાટું, ખારું, ચીકાશવાળુ, ભારે, શરીરના પોષણ ચડવાના માર્ગો રોકે એવું તથા ઠંડુ ભોજન કરવાથી, બેઠેબેઠે ઊંઘવાથી, સુખથી, અજીર્ણથી, દિવસે ઊંઘવાથી, શરીર વધારનાર પદાર્થના અતિ સેવનથી, ઊલટી, જુલાબ વગેરે ક્રિયાઓ ન કરવાની હોય ત્યા કરવાથી, જમ્યા પછી તરત જ, વસંતઋતુમા, રોજ સવારમા, બાળપણમા તથા પહેલી રાતે કફનો પ્રકોપ થાય છે

## કોપેલા દોષોની ત્રણ ગતિ

આ પ્રમાણે કોપેલા દોષોની ત્રણ ગતિ હોય છે ઊર્ધ્વગતિ, અધોગતિ અને તિર્યગ્(આડી)ગતિ જ્યારે દોષ પોતાના સ્થાનમાથી નીકળી ઊંચે ચડે છે, ત્યારે તે દોષની ઊર્ધ્વગતિ થઈ કહેવાય છે, નીચે ઉતરે છે ત્યારે અધોગતિ થઈ કહેવાય છે, અને આડો પ્રસરે છે ત્યારે તિર્યગ્ગતિ થઈ કહેવાય છે

## જઠરાગ્નિની રક્ષા કરનારને રોગ થતો નથી

આ બધુ વાચ્યા પછી આપણે સમજી શકીશુ કે આયુર્વેદમા એવો નિર્ણય છે, કે દોષ કોપે ત્યારે રોગ થાય છે, અને દોષો જુદાજુદાં કારણોથી કોપે છે જે માણસનો જઠરાગ્નિ સમ હોય છે એટલે મંદ પણ નહિ અને તીક્ષ્ણ પણ નહિ તેમ વિષમ પણ નહિ એવો હોય છે અને જે માણસ જઠરાગ્નિની રક્ષા કરે છે, એટલે કે જેના આહારવિહાર જઠરાગ્નિને સમ રાખે એવા હોય છે, તેને દોષ કોપાવનારા કારણોની અસર થતી નથી અને તેથી તેના દોષ કોપતા નથી અને તેથી તેને રોગ પણ થતા નથી

## રોગ થવાનાં કારણ વિષે દાક્તરી મત

પણ આજની દાક્તરીવિદ્યા આયુર્વેદના ઉપર જણાવેલા નિર્ણયથી જુદી જ વાત કરે છે. આજની દાક્તરી વિદ્યા પ્રમાણે ઘણા રોગોનું કારણ 'બૅક્ટેરિયા' નામના જંતુઓ છે. આ જંતુઓ શ્વાસોચ્છ્વાસ, ખાનપાન વગેરે દ્વારા શરીરમા દાખલ થાય છે, અને તેથી ઘણાખરા રોગ થાય છે દાક્તરી મતે થોડા રોગ 'જર્મ્સ'થી પણ થાય છે

## બૅક્ટેરિયા એટલે શું ?

ઉપરની દાક્તરી માન્યતા ખરી હોઈ શકે કે નહિ તે સમજવા માટે બૅક્ટેરિયા નામનાં જંતુઓ એટલે શુ તે સમજવાની

જરૂર છે. જંતુઓ બે પ્રકારનાં હોય છેઃ સરેલા પ્રાણીના માંસમાંથી ઉત્પન્ન થતાં, અને વનસ્પતિવર્ગના પણ અતિસૂક્ષ્મ અને સ્વતંત્ર જંતુરૂપ કોષ (અણુ=cell). માંસમાંથી ઉત્પન્ન થતાં જંતુને જર્મ કહે છે; અને વનસ્પતિવર્ગના અણુઓને બૅકટેરિયા કહેવાય છે.

જેમ ઈંડામાં સૌથી ઉપર કાચલું હોય છે, એની અંદર રસ હોય છે અને એ રસની વચ્ચે બીજ (Nucleus) હોય છે, તે પ્રમાણે આ બૅકટેરિયામાં સૌથી ઉપર એક રક્ષણ કરનારું પડ (Wall કે Coating) હોય છે, તે પડની અંદર ચીકણું પોષક દ્રવ્ય (Protoplasm) હોય છે અને એ ચીકણા દ્રવ્યની અંદર વચ્ચે બીજ (Nucleus) હોય છે. પડમાં અતિસૂક્ષ્મ છિદ્રો હોય છે. તે દ્વારા બહારનો પ્રાણવાયુ ચીકણા દ્રવ્યમાં ચુસાય છે, તથા ચીકણા દ્રવ્યમાંથી બીજ હવા તથા પોષણ મેળવે છે, તથા પડનાં સૂક્ષ્મ છિદ્રોમાંથી બીજ કચરો બહાર કાઢે છે. આ બૅકટેરિયામાં નરમાદાના ભેદ હોતા નથી. એ બૅકટેરિયા પોતે જ ફાટે છે અને એ રીતે વસ્તાર વધે છે. આવી દાક્તરી વિદ્યાની માન્યતા છે.

## બૅકટેરિયા અને રોગને કારણકાર્યનો સંબંધ નથી

હવે, સામાન્ય નિયમ એવો છે, કે કારણ વિના કાર્ય બનતું નથી. જો બૅકટેરિયા અમુક રોગના કારણરૂપ હોય, તો તેવા રોગથી પીડાતા દરદીના શરીરમાં રોગની હાજરીમાં અને ખાસ કરીને રોગની શરૂઆતમાં લોહી વગેરેમાં બૅકટેરિયા પણ દેખાવા જોઈએ. પણ બૅકટેરિયાથી થતા રોગોની શરૂઆતમાં અને અધવચ . પણ રોગના કારણરૂપ મનાતા બૅકટેરિયા દરદીનાં લોહીવગેરેમાં ઘણીવાર દેખાતા નથી. દાખલા તરીકે, ટાઈફોઈડ તાવમાં શરૂઆતમાં લોહી વગેરે તપાસ્યા છતાં દાક્તરો તાવનું નામ પાડતા નથી અને અઠવાડિયા સુધી તાવ ન ઊતરે ત્યારપછી જ એનાં બીજાં લક્ષણોનો વિચાર કરી ટાઈફોઈડ તાવ છે એમ કહે છે. આ ઉપરથી આપણે જોઈ શકીશું, કે તાવ ટાઈફોઈડ છે કે નહિ એનો નિર્ણય બૅકટેરિયા ઉપરથી નહિ પણ મુદત તથા બીજાં લક્ષણો ઉપરથી થાય છે. જો ટાઈફોઈડ તાવ બૅકટેરિયાને લીધે આવતો હોય, તો તાવ આવે તે જ વખતે લોહીમાં એનાં જંતુ હોવાં જોઈએ અને લોહી તપાસીને તરત જ નિર્ણય કરવો જોઈએ; પણ એવું કંઈ બનતું નથી.

આવું જ મૅલેરિયા તાવ વિષે પણ બને છે. દાક્તરી માન્યતા પ્રમાણે અમુક પ્રકારના મચ્છર કરડવાથી મચ્છરદ્વારા મૅલેરિયાનાં ખાસ જંતુઓ આપણા લોહીમાં દાખલ થાય છે. પછી અમુક દિવસે મૅલેરિયા આવે છે; પણ મૅલેરિયા આવતા પહેલાં અમુક દરદીને મૅલેરિયા આવશે, એવું અગાઉથી કોઈ કહી શકતું નથી; તેમ જ મૅલેરિયાનાં જંતુ લોહીમાં મચ્છર દાખલ કરે છે એમ મનાય છે, છતાં એ જંતુઓ મૅલેરિયાવાળા દરદીના ઝાડા, અને થૂંક તપાસનારને એમાં પણ કેમ દેખાય છે તેનો કંઈ સંતોષકારક ખુલાસો નથી.

આના જવાબમાં એવું કહેવામાં આવે છે, કે શરૂઆતમાં કેટલાંક જંતુઓ એવાં સૂક્ષ્મ હોય છે, કે તે સૂક્ષ્મદર્શક યંત્રથી પણ જોઈ શકાતાં નથી, પણ જેમ જેમ એ પુષ્ટ થતાં જાય છે, તેમ તેમ તે થોડી મુદતમાં જોઈ શકાય એવાં બને છે;

માટે અઠવાડિયા પછી તાવ કેવા પ્રકારનો છે તેનો નિર્ણય કરી શકાય છે આ જવાબ બરાબર નથી. વસ્તુ હોય તેના કરતા સત્તાવીસ હજારગણી મોટી દેખાય એવાં સૂક્ષ્મદર્શક યત્રો હાલ શોધાયાં હોવા છતાં પણ જો જંતુઓ રોગની શરૂઆતમાં ન દેખાય તો એ જતુઓ રોગના કારણ-રૂપ છે એવું કહેવુ એ માત્ર કલ્પના–અટકળ જ છે એ જતુઓ રોગના પરિણામરૂપ નથી એમ કહેવાનો એમની પાસે કઈ આધાર નથી. જે જતુઓ રોગ પહેલાં કે રોગની સાથે ન દેખાય પણ રોગ થયા પછી જ થોડે દિવસે દેખાય તે જતુઓ રોગને ઉત્પન્ન કરે છે એવું માનવા કરતા રોગ એ જતુઓને ઉત્પન્ન કરે છે એમ માનવુ એ જ વધારે તર્કશુદ્ધ ગણાય

વળી તાવ પુષ્કળ ચઢતો હોય છતાં તાવનાં જંતુઓ અતિ સૂક્ષ્મ અને નિર્બળ હોય એ હકીકત ઉપરથી પણ એમ જણાય છે કે એ જતુઓ તાવના કારણરૂપ હોઈ શકે નહિ જંતુઓ સૂક્ષ્મ અને નિર્બળ હોય છતા એમને લીધે તાવ શરૂઆતથી જ દિવસોના દિવસો સુધી ન ઊતરે એવો આવે એ વાત માની શકાય એવી નથી

જતુઓને લીધે આવતા મનાતા તાવની શરૂઆતમા જતુઓ દેખાતા નથી, એટલું જ નહિ પણ એવો તાવ પાંચસાત દિવસ ૧૦૪ ડીગ્રી સુધી રહ્યો હોય છતા પણ તાવને પાચમે–સાતમે દિવસે પણ લોહી, થૂક, પેશાબ, ઝાડો બધું તપાસ્યા છતા મુંબાઈ જેવા આગળપડતા શહેરના કેટલાક સારામાં સારા દાક્તરોએ ભેગા મળીને દરદીને તાવ કેમ આવે છે તે પોતે સમજી શકતા નથી એવો અભિપ્રાય આપ્યાનો દાખલો પણ મોજૂદ છે. જો પાંચસાત દિવસ સુધી તાવ અણઉતાર ચાલુ હોવા છતાં પણ એ તાવનાં જતુઓ સૂક્ષ્મ હોવા જોઈએ એવું એ દાક્તરોએ માન્યું હોત તો લોહી, થૂક, ઝાડો, પેશાબ અને છાતીનો ઍક્સરે ફોટોગ્રાફ એ બધા પ્રકારની એકસાથે તપાસ કરવા એ તૈયાર ન થયા હોત પણ એ બધી પરીક્ષાના હેવાલનો અભ્યાસ કર્યા પછી અને દરદીને જાતે તપાસ્યા છતા પણ એવા વિખ્યાત દાક્તરોમાથી કોઈ પણ કઈ નિર્ણય ન કરી શક્યા. એમા દોષ દાક્તરોનો નહિ, પણ દાક્તરી વિદ્યાનો છે કઈ નિર્ણય ન કરી શકવાથી તાવનુ નામ એમણે 'અજાણ્યો તાવ–unknown fever' પાડ્યુ !

## બૅક્ટેરિયાથી થતા મનાતા રોગ શાથી મટે?

વળી દાક્તરી વિદ્યા એમ કહે છે, કે જતુથી થતા રોગ જતુનો નાશ કર્યા વિના મટે નહિ તેને માટે જતુનાશક દવાઓ આપવી જોઈએ જો જતુનાશક દવાઓ આપવામા ન આવે તો એવા રોગ મટી શકે નહિ. હવે તાવ જતુથી થતો રોગ છે એમ દાક્તરો માને છે, છતાં તાવમા એકલી જતુનાશક દવા આપીને દાક્તરો સતોષ માનતા નથી તેઓ સાથેસાથે જુલાબની, પરસેવો કાઢવાની વગેરે દવાઓ પણ આપે છે તેથી ઝાડા અને પરસેવા વાટે શરીરની કેટલીક ગરમી નીકળી જવાથી તાવની ગરમી ઓછી થાય છે કે જતુનાશક દવાથી, એનો નિર્ણય કરી શકાતો નથી. જો તાવ એ જતુથી ઉત્પન્ન થતો રોગ હોત, તો દાક્તરો માત્ર જંતુનાશક દવા

આપીને સંતોષ માનત, પણ એમની માન્યતા જુદી છે અને ઉપચાર જુદા છે.

આથી ઊલટું, સવારસાંજ જુદું જુદું તાજું પાણી ઉકાળીને અડધોઅડધ બાળીને પછી અડધા બાકી રહેલા પાણીને સાધારણ ઠંડું પાડીને તરસ લાગે ત્યારે માત્ર બે ત્રણ ઘૂંટડા પીવાથી અને એના સિવાય બીજું કંઈ પણ ખાધાપીધા વિના કે દવા પણ પીધા વિના તાવ ઊતર્યાના અનેક દાખલા આપી શકાય એમ છે. આ શુદ્ધ આયુર્વેદિક ચિકિત્સામાં જંતુ મારવાનો કંઈ પણ ઉપાય કરવામાં આવતો નથી; છતાં દરેક પ્રસંગે તાવ ઊતરે છે. ઉપર મુંબઈવાળો દાખલો આપ્યો છે, તેમાં પણ ચૌદ ઉપવાસ કર્યાથી તાવ ઊતરી ગયો હતો અને ભેગા મળેલાઓમાંના એક વિખ્યાત દાક્તરે ઉપવાસથી દરદીને થતો ફાયદો જોઈને ઉપવાસ ચાલુ રાખવાની સલાહ પણ આપી હતી. દાક્તરી મત પ્રમાણે જંતુથી થતા તાવ ઉપરાંત બીજા રોગો પણ જંતુનાશક દવા વિના જ અને કેટલીક વાર તો કંઈ પણ દવા વિના જ તદ્દન મટી ગયાના દાખલા આપી શકાય એમ છે, એટલું જ નહિ પણ એવો સામાન્ય અનુભવ પણ છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં અમુક રોગ બહારથી શરીરમાં દાખલ થયેલાં જંતુઓને લીધે જ થાય-છે એવું માનવાનો પુસ્તકિયો આગ્રહ રાખી જંતુનાશક દવા કે ફોટા, ઈન્જેકશનો, લોહી, થૂંક, ઝાડા, પેશાબ વગેરેની પરીક્ષા વગેરે અટપટા, ખરચાળ અને ખોટા ઉપાયો લઈ જાણ્યેઅજાણ્યે પણ પ્રજા-શરીરની ખુવારી કરવામાં કોઈની શોભા નથી.

## રોગનું કારણ બૅક્ટેરિયા નહિ, પણ મન્દાગ્નિ

જંતુઓ હોય તો હવામાં બધે હોય. જે રોગ જંતુથી થતો હોય તેનાં જંતુ એક જણને લાગે છે અને એની સાથે હરતાફરતા રહેતા માણસને કેમ નથી લાગતાં? એક ગામના, એક ઘરના, કે એક જગ્યાએ નોકરીધંધો કરતા બધા નહિ તો છેવટે ઘણાખરા માણસો એક-સાથે એકના એક જ રોગથી પીડાવા જોઈએ; પણ એવું કંઈ બનતું નથી. દાક્તરો તરફથી આનો એવો ખુલાસો આપવામાં આવે છે કે જંતુઓ તો બધા સાથે રહેનારમાં દાખલ થાય છે પણ દરેકની રોગનાં જંતુઓ સામે ટક્કર ઝીલવાની શક્તિ ઓછીવધતી હોવાથી કોઈના ઉપર એ જંતુઓની અસર થાય છે અને કોઈના ઉપર નથી થતી. આ ખુલાસામાંથી એવું ફલિત થાય છે કે રોગ થવો કે ન થવો એ રોગનાં જંતુઓ સામે ટક્કર ઝીલવાની માણસમાં કેટલી શક્તિ છે તેના ઉપર આધાર રાખે છે, જંતુઓ ઉપર નહિ. તો પછી રોગનાં જંતુઓ સામે ટક્કર ઝીલવાની શક્તિ ન હોય એ જ રોગનું કારણ છે એમ માનવું વધારે યુક્તિયુક્ત ગણાય. અને આયુર્વેદ પણ એમ જ કહે છે કે જેનો જઠરાગ્નિ સમ ન હોય તેને રોગ થાય છે. જો જંતુ સામે ટક્કર ઝીલવાની શક્તિઅશક્તિ એ જ રોગ થવો કે ન થવો એ બાબતમાં આખરી તત્ત્વ હોય, તો જંતુઓની વિવાદાસ્પદ બાબતનું લફરું સાથે રાખવાથી દરદીને કંઈ લાભ થવાનો નથી.

## બૅક્ટેરિયાપરથી રોગની આગાહી કરી શકાતી નથી

વળી દાક્તરી વિદ્યામા દરેક જતુજન્ય રોગના જ નહિ પણ તેવા રોગના અનેક ભેદોના પણ જુદાજુદા જતુઓ માન્યાં છે આમાંથી ફક્ત કોઈ એક રોગના જતુ જ કોઈ પણ દરદીના શરીરમા જોઈને દરદીને એ જતુઓને લીધે અમુક દિવસમા એ રોગ થશે એવી કોઈ પણ દાક્તરે આગાહી કર્યાનુ જાણ્યામા નથી જો જતુઓ રોગનુ કારણ હોય, તો રોગ થતા પહેલા થોડે વખતે પણ દરદીના શરીરમા એ દાખલ થયેલાં હોવા જોઈએ અને જે દરદીને એક રોગ પછી તરત જ બીજો રોગ થયો હોય તેના લોહી વગેરે પહેલા રોગ માટે તપાસતી વખતે દાક્તરને પેલા બીજા રોગની આગાહી થયેલી હોવી જોઈએ, પણ એવું કઈ બનતુ નથી ત્યારે આયુર્વેદને આધારે કામ કરનાર વૈદે દરદીને ભવિષ્યમા થનારા રોગની ચેતવણી આપ્યાના દાખલા છે આ ઉપરથી પણ રોગ જતુથી થતા હોવાની માન્યતા પાયાવિનાની લાગે છે.

દુનિયાના મોટામોટા શહેરોમા ઑબ્ઝર્વેટરી રાખવામા આવે છે, ત્યાથી હવામાનના વર્તારા અગાઉથી બહાર પાડવામા આવે છે જો બૅક્ટેરિયાથી રોગ થતા હોવાની માન્યતા સાચી હોત, તો એની પણ ઑબ્ઝર્વેટરીઓ તૈયાર થઈ હોત અને કયા સ્થળની હવામા કયે વખતે કયા રોગના જતુઓ વધી પડયા છે તે જોઈને તે સ્થળમા તે વખતે તે રોગ ફાટી નીકળશે એવો ચોક્કસ વર્તારો બહાર પડતો હોત, પણ બૅક્ટેરિયાના શોધકોને, પણ પોતાની શોધ વિષે ખાતરી દેખાતી નથી, નહિ તો આ અતિ ને મિથ્યા પ્રવૃત્તિના યુગમા બૅક્ટેરિયાની ઑબ્ઝર્વેટરીઓ સ્થપાઈ જ હોત

## દાક્તરી માન્યતાનો ભોગ થનારની થતી ખુવારી

આ દાક્તરી માન્યતાનો ભોગ થઈ પડનાર પૈસેટકે અને શરીરે તો ખુવાર થાય છે, પણ સાથેસાથે એનું નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ પણ પતન થાય છે રોગ માટેની જવાબદારી બહારના જતુઓ ઉપર નાખી દેવાથી મનુષ્ય એમ સમજતો થઈ જાય છે, કે પોતાનું આરોગ્ય ગુમાવવા માટે પોતે જવાબદાર નથી, એટલે પોતાના આહારવિહારની બાબતમા કઈ નિયમ રાખવાની એને જરૂર જણાતી નથી જતુઓ જિવાડે તેમ જીવવું, આ માન્યતા આરોગ્યની દિશામા સાચો પુરુષાર્થ રોકે છે, અનેક પ્રાણીઓની હિંસાને પોષે છે અને બુદ્ધિશાળી હોવાનો દાવો કરતી માનવજાતને ઝીણા જીવડાને પરવશ જીવન જીવવાની દીનતાભરી દશામા મૂકે છે

## ઈંજેકશન માટે રસી અને સીરમો શી રીતે બને છે?

વળી જે રસી અને સીરમોના ઈંજેકશનો મુકાવીને તથા કૉડલીવર ઑઈલ અને લીવર એક્સ્ટ્રેક્ટ જેવા પ્રાણીઓના અવયવોના સત્ત્વને દવા તરીકે પીને, આપણે રોગ મટાડવાના ફાંફા મારી રહ્યા છીએ તેમાના ઘણાખરા શું છે તે આપણે જાણવાની જરૂર છે. સાજા પ્રાણીઓને ચેપ લગાડીને રોગ પેદા કરવામા આવે છે અને એ પ્રાણીને થયેલા રોગના ફોલ્લામાથી ચેપ કાઢી લઈ સઘરી રાખવામા આવે છે આ 'રસી' કહેવાય છે જેને

દાક્તરી વિદ્યા રોગનાં જંતુ માને છે તે જંતુઓને પાણીમાં ઉકાળી એકરસ બનાવીને તે રસ પણ સંઘરી રાખવામાં આવે છે. આ 'સીરમ' કહેવાય.છે. આ ગંદવાડ શરીરમાં દાખલ કરાવતાં આપણને સૂગ પણ નથી ચઢતી! જુદાંજુદાં પ્રાણીઓનાં જુદાંજુદાં અંગોનો રસ કાઢીને આપણને દવા તરીકે આપવામાં આવે તેની પણ આપણને સૂગ કે શરમ નથી! એટલું જ નહિ પણ આ બધું થાય છે તેમાં જાણે આપણે સુધારાને શિખરે પહોંચ્યા હોઈએ એમ ગૌરવ લઈએ છીએ!

જે રોગના ઉપચાર તરીકે આ ગંદવાડ આપણા શરીરમાં દાખલ કરવામાં આવે છે તે. રોગ એમ કરવાથી મટશે જ એવી ખાતરી તો એ ઉપચારોના શોધકો પણ આપતા નથી. એટલે આપદ્ધર્મ તરીકે પણ ન છૂટકે આવો ગંદવાડ શરીરમાં લેવાનો પ્રશ્ન જ રહેતો નથી. વળી એ રોગો બીજા શિષ્ટ, સરલ અને સૌમ્ય ઉપચારોથી મટે છે એ નિર્વિવાદ છે. હિંદુસ્તાનમાં પશ્ચિમનું વૈદક નહોતું આવ્યું અને ઉપરના ઉપચારો નહોતા શોધાયા, ત્યારે એ રોગો કોઈને મટતા નહોતા એવું કહી શકાય એમ નથી; તેમ જ આયુર્વેદે અસાધ્ય ગણાવેલો કોઈ પણ રોગ પશ્ચિમના વૈદકે નિર્મૂળ કર્યાનો દાખલો નથી. અને આયુર્વેદે અસાધ્ય ગણાવ્યા હોય તે સિવાયના બધા રોગ આયુર્વેદ શિષ્ટ, સરલ અને સૌમ્ય ઉપચારોથી મટાડી શકે છે તથા અસાધ્ય રોગમાં પણ દરદીને રોજરોજ રાહત આપી શકે છે. તો પછી જેને વિષે એના શોધકોને પણ ખાતરી નથી તેવા ગંદા ઉપચાર કરવા કરતાં, આયુર્વેદની રીતે ઉપચાર કરવાથી આપણાં ધર્મ, સંસ્કૃતિ અને આરોગ્ય સચવાશે, એ બાબત સરળતાથી સમજાય તેવી છે.

*

## બૅક્ટેરિયા વિષે દાક્તરી વિદ્યાએ કરેલી કપોલકલ્પના

હવે પ્રશ્ન એ થાય છે, કે બહારથી શરીરમાં આવતા બૅક્ટેરિયા જેવું કંઈ હોય જ નહિ, તો દાક્તરો લોહી વગેરે તપાસે છે ત્યારે એમને લોહીમાં જંતુઓ કેમ દેખાય છે? હકીકત એવી છે, કે દાક્તરોએ કે બૅક્ટેરિયાની અસલ કલ્પના કરનારે પણ જુદાજુદા રોગના બૅક્ટેરિયા હવામાં કદી જોયા નથી; પણ દરદીનું લોહી તપાસતાં એમને કંઈ જંતુઓ જેવું હાલતુંચાલતું લોહીમાં દેખાયું, એટલે એ હલનચલન ઉપરથી એમણે માની લીધું, કે એ બહારની હવામાંથી દરદીમાં દાખલ થયેલાં જંતુઓ હોવાં જોઈએ. એવાં જંતુઓ દરદીના લોહીમાં હોવાથી અને સાજા માણસના લોહીમાં ન હોવાથી, એ જંતુઓ જ રોગનું કારણ હોવાં જોઈએ એવી પણ કલ્પના એમણે કરી. એ જંતુઓ બધાના લોહીમાં દેખાતાં નથી; માટે. દરદીના લોહીમાં બહારની હવામાંથી તે આવ્યાં હોવાં જોઈએ એવી ગેડ પણ એમણે ગોઠવી. એમને વાંકાંચૂકાં, લાંબાં અને ગોળ એવાં ત્રણ પ્રકારનાં જંતુઓ લોહીમાં દેખાયાં, એટલે એમણે જંતુઓના મુખ્યત્વે ત્રણ વર્ગ માન્યા. આ જંતુઓને રોગનાં કારણરૂપ માનીને રોગ પારખવામાં અને મટાડવામાં એમને જેમ જેમ મુશ્કેલીઓ અને મૂંઝવણો

આવતી ગઈ તેમ તેમ પોતાની મૂળ કપોલકલ્પનાને ટકાવી રાખવા બીજી અનેક કલ્પનાઓની જાળ એમણે ઊભી કરી, અને હજી કર્યે જાય છે આ કલ્પનાની પરંપરા હાલની દાક્તરી શોધખોળને નામે આજે ઓળખાય છે!

## ત્યારે લોહીમાં દેખાય છે શું?

શરીરનો સંચો વાત, પિત્ત અને કફથી ચાલે છે એ ત્રણના યોગ્ય પ્રમાણમા ફેર પડવાથી રોગ થાય છે પ્રાણીનું શરીર પણ એક મોટર જેવો સંચો છે મોટર ચલાવવા માટે મોટરના ઍન્જિનને હવા (વાયુ), પેટ્રોલ (ગરમી), અને પાણીની જરૂર પડે છે. આ ત્રણ તત્ત્વો જો યોગ્ય પ્રમાણસર ન હોય તો મોટરનું ઍન્જિન બગડે છે અને કોઈક વાર ફાટે છે અને મોટર ચાલતી બંધ થાય છે હવા, પેટ્રોલ અને પાણીના યોગ્ય પ્રમાણમા ફેર પડે તો ફટફટ અવાજ થાય છે, પેટ્રોલનો કાચો ધુમાડો નીકળે છે, કે ધડાકા થાય છે. તે જ પ્રમાણે શરીરનો સંચો ચલાવતા મુખ્ય ત્રણ તત્ત્વો છે—વાયુ (પાંચ પ્રાણ), પિત્ત (ગરમી) અને કફ (પાણી).

સૃષ્ટિના સર્વ જડ પદાર્થોની માફક પ્રાણીશરીર પણ બનેલુ છે તો પાંચ મહાભૂતોનું, એટલે આકાશ (ખાલી જગ્યા, પોલાણ), વાયુ, તેજ (અગ્નિ), પાણી અને પૃથ્વીનું તેમા આકાશ એ તો ખાલી જગ્યા અથવા પોલાણ છે અને પૃથ્વી સ્થિર છે તેથી બાકીના ત્રણ તત્ત્વો જ શરીરનો સંચો ચલાવવાનું કામ કરે છે. આ તત્ત્વો આખા શરીરમાં વ્યાપેલાં છે, છતાં વાયુનુ સ્થાન પક્વાશય (નાનું આંતરડું), કમ્મર, સાથળ, કાન, હાડકાં અને ચામડીમા, પણ ખાસ કરીને હૃદય અને ડૂંટીની વચ્ચેના ભાગની નીચે પેટમા નાના આંતરડામા છે, પિત્ત એટલે અગ્નિનુ સ્થાન ડૂંટી, આમાશય (હોજરી), કાળજુ, બરલ, પરસેવો, લસિકા, લોહી, અન્નરસ અને ચામડીમાં, પણ ખાસ કરીને હૃદય અને ડૂંટીની જમણી બાજુએ ગ્રહણીમાં હોય છે, અને કફનુ સ્થાન છાતી, ગળુ, માથુ, કલોમ (પેનક્રીઅસ), સાંધા, હોજરી, અન્નરસ, ચરબી, નાક તથા જીભમા, પણ તેમા યે ખાસ કરીને હૃદય અને ડૂંટીની વચ્ચેના ભાગની ઉપરના ભાગમા—છાતીમા છે આ ત્રણ તત્ત્વોના યોગ્ય પ્રમાણમા જ્યારે ફેર પડે છે, ત્યારે તેમાથી રોગ ઉત્પન્ન થાય છે.

પાંચ તત્ત્વથી બનેલા આપણા શરીરમા જે તત્ત્વ ઓછુ હોય તેને વધારે એવું, અને જે તત્ત્વ વધારે હોય તેને ઘટાડે એવા ગુણવાળુ અન્નપાન લેવું જોઈએ. શરીર જે પાંચ તત્ત્વોનુ બનેલુ છે તે જ પાંચ તત્ત્વો જુદાજુદા અસંખ્ય પ્રમાણમા એકઠાં થવાથી, સૃષ્ટિના અસંખ્ય પદાર્થો બનેલા છે. દરેક પદાર્થમા પાંચે તત્ત્વો હોય છે, પણ તેમના પ્રમાણમાં ફેર હોય—છે. જે દ્રવ્યમા જે તત્ત્વ પ્રમાણમા વધારે હોય તે તત્ત્વના ગુણવાળુ એ દ્રવ્ય કહેવાય છે. જેમ કે કઠોળમા આકાશ વગેરે પાંચે તત્ત્વો હોય છે, પણ તેમાં પ્રમાણમાં વાયુતત્ત્વ વધારે હોય છે, તેથી કઠોળને આપણે વાયડાં કહીએ છીએ સૂંઠ, મરી વગેરેમાં અગ્નિતત્ત્વ પ્રમાણમાં વધારે હોય છે માટે સૂંઠ, મરી વગેરેને આપણે ગરમ કહીએ છીએ. ઘણાખરાં લીલા ફળોમાં જળતત્ત્વ પ્રમાણમા વધારે હોય છે, તેથી તે ફળોને આપણે ઠંડાં

કહીએ છીએ. આ ઉપરથી આપણે જોઈ શકીશું કે શરીરમાં જે તત્ત્વ ખૂટતું હોય, તે તત્ત્વના ગુણવાળું અન્નપાન લેવું જોઈએ અને જે તત્ત્વ વધી પડયું હોય, તે તત્ત્વના ગુણવાળું અન્નપાન ઓછું કરવું અથવા બંધ કરવું જોઈએ.

### દ્રવ્યના રસ ઉપરથી એની અસરનો નિર્ણય

આ ઉપરાંત વાત, પિત્ત અને કફને વધારવા કે ઘટાડવા માટે કયું દ્રવ્ય લેવું કે ન લેવું તે, તે દ્રવ્યના રસ ઉપરથી પણ નક્કી કરી શકાય છે. રસ એટલે સ્વાદ. રસ ૬ છે–ગળ્યો, ખાટો, ખારો, કડવો; તીખો અને તૂરો. તેમાં ગળ્યા, ખાટા અને ખારા રસથી કફ ઉત્પન્ન થાય છે અને વાયુનો નાશ થાય છે; કડવા, તીખા અને તૂરા રસથી વાયુ ઉત્પન્ન થાય છે અને કફનો નાશ થાય છે; તૂરા, કડવા અને ગળ્યા રસથી પિત્તનો નાશ થાય છે; તથા ખાટા, ખારા અને તીખા રસથી પિત્ત ઉત્પન્ન થાય છે. આ ધોરણ ઉપરથી પણ વાત, પિત્ત અને કફ વધારવા માટે કે ઘટાડવા માટે કયા રસવાળું દ્રવ્ય વાપરવું કે ન વાપરવું તે સરળતાથી નક્કી થઈ શકે છે.

### શરીરની પ્રકૃતિઃ જઠરાગ્નિના પ્રકાર

હવે જો માણસ વાયુ પ્રકૃતિનો હોય તો તેનો જઠરાગ્નિ એટલે પચાવનારો અગ્નિ વિષમ એટલે ઢંગધડાવગરનો (અનિયમિત રીતે કામ કરનાર) હોય છે, તેથી એવા માણસને એ ને એ જ અને એટલો ને એટલો જ ખોરાક કોઈ ટંકે પચે છે ને કોઈ ટંકે નથી પચતો. જો માણસ પિત્ત પ્રકૃતિનો હોય, તો તેનો જઠરાગ્નિ તીક્ષ્ણ એટલે જલદ હોય છે. તેથી ખાધેલું કેટલુંક પચવાને બદલે બળી જાય છે. અને જો માણસની પ્રકૃતિ કફની હોય તો એનો અગ્નિ (જઠરાગ્નિ) મંદ એટલે ધીમો હોય છે. તેથી ખાધેલું ઓછું પચે છે. પણ જે માણસમાં વાયુ, કફ અને પિત્ત યોગ્ય પ્રમાણમાં હોય તેનો અગ્નિ સમ એટલે એકધારો (એકસરખો) હોય છે. તેને નિયમસર ખાધેલું બરાબર પચે છે.

### જમવાનું માપ

માણસનો જઠરાગ્નિ ઉપરના ચારમાંથી ગમે તે પ્રકારનો હોય, તેને માણસ આહારવિહારથી સુધારી શકે છે તેમ બગાડી પણ શકે છે. પોતાનો અગ્નિ પચાવી શકે એવાં તત્ત્વોવાળાં અને રસવાળાં દ્રવ્યો ખાનપાનમાં લેવાં જોઈએ. માણસે અડધી હોજરી ભરાય એટલું જ જમવું જોઈએ. બાકીની પા (૦।) હોજરી પાણી પીવા માટે ખાલી રાખવી જોઈએ અને બીજો પા (૦।) ભાગ હવા માટે અથવા અન્નપાનને આથો આવે, ત્યારે તેને ફુલવા દેવા માટે ખાલી રાખવો જોઈએ.

### શરીરની સાત ધાતુઓ શી રીતે પોષાય છે?

જ્યારે ખોરાક બરાબર પચે છે ત્યારે તે શરીરને પોષણ આપવા લાયક થાય છે. અન્નરસ, લોહી, માંસ, ચરબી, હાડકાં, મજ્જા (હાડકાંના પોલાણમાં રહેતો ચીકણો રસ) અને વીર્ય (સ્ત્રીમાં રજસ્); એ સાત ધાતુઓને લીધે શરીર ટકી રહે છે. ઉપરની જે ધાતુના ગુણ-ધર્મવાળો ખોરાક બરાબર પચે છે તે પચ્યા પછી તે ધાતુને પોષણ આપે છે; જેમ કે, દૂધ, માંસ વગેરે પચે તો વીર્ય

વધારે છે, ચૂનાવાળા દ્રવ્યો પચે તો હાડકા મજબૂત કરે છે, ઘી પચે તો ચરબી વધે છે વગેરે. દ્રવ્યમા રહેલા અમુક ધાતુ વધારનાર તત્ત્વને દાક્તરી વિદ્યા અમુક જાતનુ 'વિટામીન' કહે છે.

## 'આમ'વાળાં વાત, પિત્ત અને કફના અણુઓના આકાર

પણ જ્યારે મદ અગ્નિને લીધે ખોરાક પૂરો પચતો નથી, ત્યારે ન પચેલો અન્નરસ કાચો રહે છે આ કાચા રસને સસ્કૃતમા 'આમ' કહે છે, આ આમ શરીરને પોષણ આપવા લાયક થયેલો હોતો નથી તેથી તે રોગ કરે છે ન પચેલો કાચો આમ લોહીમાં, પણ સાથે ફરે છે પચેલા અન્નરસમાથી બનેલા શુદ્ધ લોહીના અણુ (cells) શરીરને પોષણ આપવા જાય છે, પણ કાચા આમના અણુ પોષણ આપી શકે એવા ન હોવાથી જ્યા હોય ત્યા જુદા તરી આવે છે કાચા વાયુવાળો અણુ વાકોચૂકો હોય છે, કાચા પિત્તવાળો અણુ લાબો હોય છે, અને કાચા કફવાળો અણુ ગોળ હોય છે. આ પાકા અને કાચા બન્ને અણુ જીવતા હોય છે.

## 'આમ'વાળા અણુઓ સ્થાનભેદને લીધે જુદાંજુદાં રૂપરંગ ધારણ કરે છે

જેમ એક જ પરસેવામાંથી ઉત્પન્ન થતાં જંતુઓ સ્થાનભેદને લીધે ભિન્નભિન્ન રૂપરગવાળાં હોય છે, જેમ કે, પરસેવામાથી માથામા કાળી જૂ થાય છે, પાપણોમા ચામડીના રગના સવા થાય છે વગેરે, તેમ કાચા આમના ત્રણ પ્રકારના અણુ જે જે જુદાજુદાં સ્થાનનો આશ્રય કરે છે, તે તે સ્થાનને યોગ્ય રૂપરગ તે અણુઓનાં થાય છે, પણ આકાર તો પોતપોતાનો જ રાખે છે આ અણુઓ સજીવ હોવાથી તે હલનચલન કરે છે

## લોહીમાં 'આમ'વાળા અણુઓ દેખાય છે, બૅકટેરિયા નહિ

આ અણુઓ એકલા લોહીમા જ નહિ પણ ઝાડા, પેશાબ, થૂંક વગેરેમાં પણ હોય છે તેથી દાક્તર જ્યારે દરદીનાં મળમૂત્ર વગેરે તપાસે છે, ત્યારે તેમાં આ કાચા પણ જીવત અણુઓ જુદા તરી આવે છે, કારણ કે તે કાચા હોઈ પાકા અણુઓ કરતા કદમા પણ મોટા હોય છે અને તેથી જુદા પડી આવે છે. આ કાચા અણુઓને દાક્તરો બહારથી શરીરમા આવેલા બૅકટેરિયા સમજે છે

## કલ્પિત બૅકટેરિયા અને 'આમ'ના કણુ વચ્ચે તફાવત

આપણી તકરાર નામ બાબત નથી આમ (કાચો રસ) કહો કે એ જ આમના અણુને અગ્રેજીમા બૅકટેરિયા નામ આપવુ હોય તો આપો પણ દાકતરી વિદ્યાએ કલ્પેલા બૅકટેરિયા હવામા ઊડતી સ્વતત્ર અતિસૂક્ષ્મ વનસ્પતિ છે, ત્યારે આમના કણ ખોરાકના ન પચેલા રસના કણ છે, એટલે તે બહારથી આવીને બારોબાર શરીરમા દાખલ થયા નથી.

વળી દાકતરોના કલ્પેલા બૅકટેરિયા એમની જ માન્યતા પ્રમાણે અમુક ડીગ્રીની ગરમી સિવાય કે એમને મારી નાખવાના ઉપચાર સિવાય નાશ પામતા નથી, ત્યારે લોહી વગેરેમાં દેખાતા આમના કણ તો સપૂર્ણ ઉપવાસથી પાકી જાય છે અને શરીરની ધાતુઓને પોષણ આપનાર શુદ્ધ રસના રૂપમા ફેરવાઈ જાય છે, એવો એકધારો અનુભવ છે, માટે લોહી વગેરેમાંથી મળી આવતા જીવતા અણુ બૅકટેરિયા હોઈ શકે નહિ.

કાળજામાંથી (લીવરમાંથી) એક બીજી નળી નીકળે છે. આ બન્ને નળી અમુક અંતરે ભેગી થઈ જાય છે અને ભેગી થયા પછી ગ્રહણી સાથે જોડાય છે. ક્લોમમાંથી ખાટો રસ ઝરે છે ને કાળજામાંથી કડવું પિત્ત આવે છે. આ બન્ને રસ પેલી નળીઓ વાટે ગ્રહણીમાં આવે છે. તેથી ખોરાકનો ખાટો રસ પહેલાં કડવો બને છે, પછી પાકે છે અને પૂરો પાકી રહે, ત્યારે ગળ્યો થાય છે.

### પચેલો રસ સ્રોતોમાં ચુસાય છે

ચરણીવાળો કેટલોક ખોરાક હોજરીમાં જ પચી જાય છે. અને તેને હોજરી સાથે જોડાયેલી રગો ચૂસી લે છે; પણ ઘણોખરો ખોરાક એકલી હોજરી પચાવી શકતી નથી. એવો ખોરાક હોજરી અને ગ્રહણી બન્નેમાં ક્રિયા થયા પછી જ પચે છે. એવા ખોરાકનો રસ ગ્રહણીમાં પાકે છે અને તેને ગ્રહણી સાથે જોડાયેલી પોષણતત્ત્વને ચૂસી લેનારી રગો ગ્રહણીમાંથી ચૂસી લે છે. અન્નરસને ચૂસીને એ રસ શરીરને પોષણ માટે હૃદયમાં પહોંચાડનારી રગોને સંસ્કૃતમાં સ્રોત કહે છે, અંગ્રેજીમાં પૉર્ટલ વેઈન્સ કહે છે, અને ચુસાયલા ખોરાકના રસને રસ કહે છે, અંગ્રેજીમાં પ્લાઝ્મા કહે છે.

### પેશાબ અને ઝાડો કેવી રીતે બને છે

ગ્રહણીમાંથી રસ ચુસાયા પછી જે રગડો અને ખોરાકમાંથી છૂટો પડેલો નકામો વાયુ ગ્રહણીમાં બાકી રહે છે, તે ગ્રહણીમાંથી આગળ ધકેલાઈ નાના આંતરડામાં જાય છે. નાનું આંતરડું અમુક જગ્યાએ મૂત્રાશય (બ્લૅડર) ઉપર પડેલું છે. ત્યાંથી જેમ માટીના નવા ઘડાને માત્ર એના કાંઠલા સુધી જ પાણીમાં ડૂબેલો રાખવાથી નદીનું પાણી બહારથી ઘડામાં ઝમે છે, તેમ નાના આંતરડામાં આવેલા રગડાનું પાણી મૂત્રાશયમાં ઝમી જાય છે અને તે પાણી મૂત્રાશયમાંથી મૂત્રેન્દ્રિય વાટે પેશાબરૂપે બહાર નીકળે છે. આમ રગડામાંથી પાણી છૂટું પડી જવાથી રગડો ઘટ્ટ બની જાય છે તેને મળ કહે છે. આ મળ તથા અપાનવાયુ ગુદા વાટે બહાર આવે છે.

### પેશાબની રચના વિષે દાક્તરી મતની પોકળતા

પેશાબ ક્યાં બને છે, તે બાબતમાં દાક્તરી વિદ્યાની માન્યતા જૂદી છે. દાક્તરો કહે છે કે જ્યારે લોહી હૃદયમાંથી નીકળી વૃક્ક( કીડની )માં આવે છે, ત્યારે કીડનીમાં ટેકરા કે શંકુ આકારે ગોઠવાયેલા ૨૫ ફૂટના રેસામાં લોહીમાંથી પેશાબ છૂટો પડી જાય છે અને એ છૂટો પડેલો પેશાબ કીડની અને મૂત્રાશયને જોડતી ગવિની (યુરેટર) નામની નળી વાટે કીડનીમાંથી મૂત્રાશયમાં આવે છે અને ત્યાંથી મૂત્રેન્દ્રિય વાટે બહાર નીકળે છે.

આ પણ એક દાક્તરી કલ્પના છે. શરીરનાં મુખ્ય અંગો શાં શાં કામ કેવી કેવી રીતે કરે છે, તે કદી પણ નજરે જોઈ શકાય નહિ; કારણ કે એવી તપાસ કરવા માટે અંગોને કાપીને ખુલ્લાં કરતાં પ્રાણી મરી જાય, કે તે અંગો કામ કરતાં અટકી જાય કે વિકૃત બની જાય. એટલે જીવતા પ્રાણીનાં અંદરનાં અને ખાસ કરીને મુખ્ય અંગોમાં થતી સ્વાભાવિક ક્રિયા જોઈ શકાય નહિ. આમ શરીરશાસ્ત્ર( ફીઝીયૉલૉજી )માં મુખ્યત્ત્વે કલ્પના સિવાય કંઈ હોઈ શકે નહિ, આ કલ્પના ખરી છે કે ખોટી તેનો નિર્ણય સ્વતંત્ર

રીતે થવો જોઈએ.

શુદ્ધ લોહી હૃદયમાંથી શરીરને પહોંચાડવા માટે જુદાજુદા માર્ગે લોહી જાય છે. કેટલાક ફાંટા હાથ તરફ અને કેટલાક માથા તરફ જાય છે એક ફાટો કમ્મર તરફ જાય છે એ કમ્મર તરફ જતા ફાંટામાથી બે પેટા ફાટા બે કીડની સાથે જોડાય છે કીડનીમાથી એકએક ફાટો એકએક પગ તરફ જાય છે હવે, હાથ અને માથા તરફ જતા ફાટા કીડનીમા થઈને જતા નથી તેથી જો લોહીમાં પેશાબ કીડનીમાં છૂટો પડતો હોય, તો લોહીમા પેશાબ હોવો જોઈએ અને હાથ અને માથાના ફાંટા કીડનીમા થઈને જતા ન હોવાથી હૃદયમાથી માથા અને હાથ તરફ જતા લોહીમાં પેશાબ ભરેલો હોવો જોઈએ અને તેથી હાથ અને માથાને લોહી સાથે પેશાબનુ પણ પોષણ મળતું હોવું જોઈએ પણ એવું કંઈ બનતું નથી, કારણ કે જો એમ થતું હોત તો એવું મેલુ પોષણ મેળવતા અગો બીજા અગો કરતા વધારે રોગવાળાં હોત અને એમાથી નીકળતા પરસેવામાથી પણ પેશાબની દુર્ગંધ આવતી હોત પણ એવુ કંઈ જણાતું નથી. વળી માથા તરફ જતા લોહી સાથે પેશાબનુ તત્ત્વ ભળેલુ હોય, તો માણસો આધળા થતા હોવા જોઈએ, કારણ કે દાક્તરી મત પ્રમાણે તો આખમાં પેશાબનો ક્ષાર (યુરિક ઍસિડ) જાય તો આંધળા થઈ જવાય પણ માણસ જાત આંધળી થતી જણાતી નથી

વળી એવાં અગોમાથી લીધેલા લોહીની અને તે સિવાયનાં અગોમાથી લીધેલા લોહીની તપાસ કરતા પણ એવું જણાઈ આવવુ જોઈએ, કે હાથ અને માથામાંના લોહીમા પેશાબ ભળેલો છે અને પગમાંના લોહીમાં પેશાબ ભળેલો નથી, પણ આવો કોઈ ભેદ નોધાયો જણાયો નથી

હવે જો હૃદયમાંથી કીડનીમાં આવ્યા પછી લોહીમાથી પેશાબનું પાણી છૂટુ પડી જતું હોય તો કીડનીમાથી નીકળી આગળ વહેતું લોહી કીડનીમાં આવતા પહેલાંના લોહી કરતા વધારે ઘટ્ટ હોવું જોઈએ. છતાં એવો ભેદ પણ જણાતો નથી

રેચને અને કીડનીને કઈ જ સીધો સબધ નથી, છતા એવો સામાન્ય અનુભવ છે કે જ્યારે રેચને લીધે ઝાડામા પુષ્કળ પાણી નીકળી જાય છે, ત્યારે પેશાબ ઘણો ઓછો થાય છે આ ઉપરથી એમ જણાશે કે ઝાડાને અને પેશાબને સીધો સબધ છે, એટલે પેશાબ ઝાડામાથી છૂટો પડે છે, લોહીમાથી નહિ

ત્યારે સવાલ એવો થાય છે, કે જો કીડનીમા પેશાબ ન બનતો હોય, તો કુદરતે કીડનીને ગવિની (યુરેટર) વાટે મૂત્રાશય સાથે શા માટે જોડી છે? એનો ખુલાસો એ છે, કે કીડનીમાં આવેલા લોહીમાથી નકામા ક્ષારો છૂટા પડી જાય છે, તે કીડની પોતે રાખી લે છે અને તે ક્ષારો ગવિનીવાટે મૂત્રાશયમા જાય છે એ ક્ષારો પછી આતરડામાંથી મૂત્રાશયમાં ઝમેલા પેશાબ સાથે ભળી બહાર નીકળી જાય છે.

### કાયાગ્નિ, ભૂતાગ્નિ અને ધાત્વગ્નિ

હવે, મનુષ્યના શરીરમાં ત્રણ અગ્નિ કામ કરે છે. કાયાગ્નિ, ભૂતાગ્નિ અને ધાત્વગ્નિ. હોજરીમા અને ગ્રહણીમા રહેતો જઠરાગ્નિ કાયાગ્નિ છે આગળ જણાવ્યા પ્રમાણે દરેક અન્નપાનનો પદાર્થ પાંચ મહાભૂતોનો બનેલો હોવાથી, અન્નપાન પચતી વખતે એમાથી જે

છૂટું પડે તે ભૂતાગ્નિ. અને જે સાત ધાતુઓ(રસ, લોહી, માંસ, ચરબી, હાડકાં, મજ્જા અને વીર્ય)નું આપણું શરીર બંધાયલું છે; તે ધાતુઓ રસની બનેલી છે અને રસમાં અગ્નિતત્ત્વ છે; માટે ધાતુઓમાં પણ અગ્નિ હોય છે. આ ધાતુઓનો અગ્નિ ધાત્વગ્નિ કહેવાય છે. હોજરીમાં તથા ગ્રહણીમાં થતી પાચનક્રિયા જઠરાગ્નિ તથા ભૂતાગ્નિને લીધે થાય છે.

### રસમાંથી અનેકવાર છૂટો પડતો મેલ

શેરડીના રસમાંથી ગોળ બનાવતી વખતે એ રસમાંથી મેલ કે કચરો નીકળે છે. વળી પાછો એ ગોળમાંથી ખાંડ બનાવતી વખતે પણ મેલ જુદો તરી આવે છે. અને ખાંડમાંથી પતાસાં બનાવતી વખતે પણ મેલ જુદો તરી આવે છે. તેજ પ્રમાણે રસ પણ જુદીજુદી ધાતુઓમાં ધાત્વગ્નિને લીધે પાકવાથી, તેમાંથી જુદાજુદા મેલ છૂટા પડે છે.

### રસમાંથી લોહી શી રીતે બને છે?

આગળ જણાવ્યા મુજબ રસ હોજરીમાંથી અને ગ્રહણીમાંથી સ્રોતો વાટે ચુસાઈ જાય છે, ત્યાર પછી એ રસ કાળજામાં જાય છે. કાળજામાં પિત્ત હોય છે, તે પિત્તથી રસ રંગાય છે, તેથી તે રસ લોહી જેવા રૂપરંગનો થઈ જાય છે, એટલે લોહી બને છે. રંગાયલો રસ કાળજામાંથી હૃદયમાં જાય છે. આવો દાક્તરી મત છે.

આયુર્વેદ પ્રમાણે રસ ગ્રહણીમાંથી ચુસાઈને અશુદ્ધ લોહી વહેનારા સ્રોત વાટે લીવરમાં થઈને હૃદયમાં જાય છે, ત્યારે હૃદયની જમણી બાજુના ઉપરના ખાનામાં પડે છે. પછી હૃદયના જમણી બાજુના નીચેના ખાનામાં જાય છે. ત્યાંથી ફેફસાંમાં જાય છે. ત્યાં શુદ્ધ બની હૃદયના ડાબી બાજુના ઉપલા ખાનામાં જાય છે. ત્યાંથી હૃદયના ડાબી બાજુના નીચલા ખાનામાં પડે છે. ત્યાંથી મહાધમની (એઓર્ટામાં) જાય છે. ત્યાંથી બરલમાં જાય છે. ત્યાંના રંજકપિત્તથી રસ એકવાર રંગાય છે; એટલે રસ લોહી બનવા માંડે છે. પછી બરલમાંથી લીવરમાં જાય છે, ત્યાં બીજીવાર રંગાય છે. કાળજામાંથી (લીવરમાંથી) પાછો હૃદયના ઉપરના જમણા ખાનામાં જાય છે, ત્યાંથી જમણા નીચલા ખાનામાં પડીને ફેફસામાં શુદ્ધ થઈને હૃદયના ડાબા ઉપલા ખાનામાં જાય છે, પછી નીચલા ડાબા ખાનામાં જાય છે. ત્યાંથી મહાધમની (એઓર્ટામાં) જાય છે. ત્યાંથી જુદી-જુદી ધમનીઓ (આર્ટરી) વાટે શરીરને પોષણ આપવા જાય છે.

### કફની ઉત્પત્તિ, લોહીને પોષણ

ગ્રહણીમાંથી ચુસાઈને હૃદયમાં ગયેલા રસને રસમાં રહેલો ધાત્વગ્નિ પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી પકવે છે, ત્યારે રસના ત્રણ ભાગ પડી જાય છેઃ મળ (મેલ), સ્થૂળ (મધ્યમ)અને સૂક્ષ્મ. એમાંથી સ્થૂળ એટલે ઘણો ભાગ પોતાની આગળની ધાતુ લોહીને પોષણ આપવા લોહીમાં ભળી જાય છે. સૂક્ષ્મ એટલે થોડો ભાગ જૂના રસને પોષણ આપે છે, અને મળ ભાગ કફરૂપે રહે છે. આ રીતે શરીરમાં કફ પેદા થાય છે.

### પિત્તની ઉત્પત્તિ, માંસને પોષણ

પછી લોહીમાં ગયેલા રસને લોહીનો ધાત્વગ્નિ જ્યારે બીજા પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી પકવે છે, ત્યારે તે રસના પણ ત્રણ ભાગ પડી જાય છેઃ મળ, સ્થૂળ અને સૂક્ષ્મ. તેમાંનો સૂક્ષ્મ ભાગ માંસને પોષણ આપવા માંસમાં ઝમે છે,

સ્થૂળ ભાગ લોહીને પોષણ આપે છે અને મળ ભાગ તે પિત્ત. આ રીતે શરીરમા પિત્ત પેદા થાય છે

### કાનના મેલની ઉત્પત્તિ, ચરબીને પોષણ

માંસમાં જમેલા રસને ત્રીજા પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી માંસનો ધાત્વગ્નિ પકવે છે ત્યારે તે રસમાંનો સૂક્ષ્મ ભાગ ચરબી(મેદ)ને પોષણ આપવા ચરબીમાં જમે છે, સ્થૂલ ભાગ માંસને પોષણ આપે છે અને મળભાગ કાનના મેલરૂપે આવે છે.

### હાડકાંને પોષણ, પરસેવાની ઉત્પત્તિ

પછી ચરબીમા જમેલો રસ ચોથા પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી ચરબીના ધાત્વગ્નિથી પાકે છે, ત્યારે તેનો સૂક્ષ્મ ભાગ હાડકાંને પોષણ આપવા જાય છે, સ્થૂળ ભાગ ચરબીને પોષણ આપે છે અને મળ ભાગ પરસેવારૂપે બહાર નીકળે છે

### મજ્જાને પોષણ, નખ તથા વાળની ઉત્પત્તિ

હાડકામાં જમેલો રસ પાંચમા પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી હાડકાના ધાત્વગ્નિથી પાકે છે, ત્યારે તે રસમાંનો સૂક્ષ્મ ભાગ મજ્જાને (હાડકાના પોલાણમા ચીકણો ઘી જેવો પદાર્થ હોય છે તેને) પોષણ આપવા મજ્જામાં જમે છે, સ્થૂળ ભાગ હાડકાને પોષણ આપે છે, અને મળભાગ નખ તથા વાળરૂપે બહાર નીકળે છે

### વીર્ય અને રજને પોષણ

પછી મજ્જામા રહેલો રસ જ્યારે છઠ્ઠા પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી મજ્જાના ધાત્વગ્નિથી પાકે છે, ત્યારે તે રસનો સૂક્ષ્મ ભાગ પુરુષના વીર્ય(શુક્ર)ને અને સ્ત્રીના રજને પોષણ આપવા જાય છે સ્થૂળ ભાગ મજ્જાને પોષણ આપે છે અને મળભાગ આંખના ચીપડા, કપાળ ઉપર ચીકાશ વગેરે રૂપે બહાર નીકળે છે.

### ઓજસને પોષણ

ત્યારપછી વીર્યમા અને રજમાં રહેલો રસ જ્યારે વીર્યના ને રજના ધાત્વગ્નિથી સાતમા પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી પાકે છે, ત્યારે તેનો સૂક્ષ્મ ભાગ ઓજસ્ નામના પદાર્થને પોષણ આપવા જાય છે. અને સ્થૂળ ભાગ વીર્ય કે રજને પોષણ આપે છે. વીર્યમા જમેલો રસ પાકયા પછી મળ રહેતો નથી ઓજસ્‌ને લીધે હિંમત, શૂરાતન વગેરે ગુણો આવે છે. પુરુષ ઇચ્છે તો વીર્યનો સંગ્રહ કરી શકે છે, પણ સ્ત્રીનું રજ માસિક અટકાવ દ્વારા નીકળતું જતું હોવાથી, સ્ત્રી ધારે તોપણ રજનો પૂરો સંગ્રહ કરી શકતી નથી, તેથી કુદરતી રીતે પુરુષો કરતા સ્ત્રીઓમાં ઓજસ્ ઓછા પ્રમાણમાં હોય છે.

### શરીરમાં વાત-પિત્ત-કફ થવાનાં કારણો

ઉપરની વીગતવાર સમજ ઉપરથી આપણે જોઈ શકીશું કે બહારની હવામાથી આપણે શ્વાસ વાટે લઈએ છીએ તે, અને અન્નપાનની વસ્તુઓ શરીરમાં ગયા પછી એ વસ્તુઓમાથી નકામો વાયુ છૂટો પડે છે તે, એ બે રીતે શરીરમા વાયુ રહે છે. રસના મળ(કચરા)રૂપ કફ અને લોહીના મળ(કચરા)રૂપ પિત્ત પણ શરીરમા રહે છે.

### ખાધેલામાંથી મળતા પોષણની મુદતનો આધાર જઠરાગ્નિ ઉપર

ઉપર પ્રમાણે આપણે સામાન્ય પાચનક્રિયાનું વર્ણન વાચ્યું પણ ખાધેલા

ઘન કે દ્રવ ખોરાકમાંથી એક પછી એક ધાતુઓને પોષણ કેટલે દિવસે મળે તેનો આધાર ખાનારના અગ્નિ ઉપર અને ખાધેલા પદાર્થ ઉપર પણ હોય છે.

### ચાર પ્રકારનો જઠરાગ્નિ

મનુષ્યોનો અગ્નિ ચાર પ્રકારનો હોય છે, કેટલાક તીક્ષ્ણ અગ્નિવાળા હોય છે, કેટલાક સમધારણ અગ્નિવાળા હોય છે, કેટલાક મંદ અગ્નિવાળા હોય છે અને કેટલાક વિષમ અગ્નિવાળા હોય છે. રસમાંથી એક માસમાં વીર્ય થાય છે. એવું જે ઉપર જણાવ્યું છે તે સમધારણ (મધ્યમ) અગ્નિવાળા માણસો માટે છે. જેમ અવાજ ઝટ પ્રસરે છે તેમ તીક્ષ્ણ અગ્નિવાળાનો રસ પણ ઝટ પ્રસરી જાય છે, જેમ તેજ (પ્રકાશ) સાધારણ વેગથી પ્રસરે છે તેમ મધ્યમ અગ્નિવાળાનો રસ સાધારણ વેગથી પ્રસરે છે, અને જેમ પાણીનાં કુંડાળાં ધીમે ધીમે પ્રસરે છે તેમ મન્દ અગ્નિવાળાનો રસ ધીમેધીમે પ્રસરે છે. તેથી તીક્ષ્ણ અગ્નિવાળાના રસમાંથી શુક્ર બનતાં મહિનામાં થોડા ઓછા દિવસ થાય છે અને મંદ અગ્નિવાળાના રસનું વીર્ય બનતાં મહિના કરતાં વધારે દિવસો થાય છે. વિષમ અગ્નિવાળાનો અગ્નિ ઢંગ-ધડા વિનાનો અનિયમિત રીતે કામ કરે છે, તેથી એના રસમાંથી શુક્ર કે રજ કોઈવાર મહિને બને છે, કે કોઈવાર તેથી વહેલું કે મોડું પણ બને છે, એનો કંઈ નિયમ રહેતો નથી.

### ખાધેલામાંથી મળતા પોષણની મુદતનો બીજો આધાર

વળી કેટલાંક દ્રવ્યોમાં જુદીજુદી ધાતુઓને પોષણ આપવાનો ખાસ પ્રભાવ (શક્તિ) હોય છે. કેટલાંક દ્રવ્યોમાં એવા ગુણ હોય છે કે એ ગુણોને લીધે એ દ્રવ્યોનો રસ અમુક જ ધાતુને ખાસ પોષણ આપવા ઝટ પહોંચી જાય છે. જેમ કે, દૂધ, અડદ, માંસરસ વીર્યને ઝટ પોષણ આપે છે. એવા પ્રભાવ કે ગુણવાળાં દ્રવ્યોના રસને પોતપોતાને અનુરૂપ ધાતુ સુધી પહોંચી જતાં વાર લાગતી નથી, એટલે સામાન્ય પાચનક્રિયાથી રસ તે ધાતુમાં પહોંચે તેના કરતાં ઘણો વહેલો, ખાસ પ્રભાવ અને ગુણવાળાં દ્રવ્યોનો રસ પોતપોતાને અનુરૂપ ધાતુઓને પોષણ આપવા પહોંચી જાય છે.

### વિટામીન એટલે શું?

આ ખાસ પ્રભાવ અને ગુણવાળાં દ્રવ્યોમાં વિટામીન છે એવું દાક્તરી વિદ્યા હવે પચીસ–ત્રીસ વર્ષથી કહેવા લાગી છે. શરીરના અમુક તત્ત્વને પોષનાર દ્રવ્યમાં વિટામીન 'એ' છે, અમુક તત્ત્વને પોષનાર દ્રવ્યમાં વિટામીન 'બી' છે. અમુક તત્ત્વને પોષનાર દ્રવ્યમાં વિટામીન 'સી' છે, અને અમુક તત્ત્વને પોષનાર દ્રવ્યમાં વિટામીન 'ડી' છે એમ વિટામીનના એમણે નંબર આપી દીધા છે. ત્રીસેક વર્ષ પહેલાં આ વિટામીનનું એમને જ્ઞાન નહોતું. પણ આયુર્વેદમાં તો અનાદિ-કાળથી કેટલાંક દ્રવ્યોના આ ખાસ પ્રભાવ અને ગુણોનું વીગતવાર વર્ણન આપેલું છે.

### આયુર્વેદના નિર્ણયો સ્વીકારતી જતી દાક્તરી વિદ્યા

બીજી ઘણી બાબતોમાં પણ દાક્તરી વિદ્યા અથડાતી–કુટાતી આયુર્વેદના નિર્ણયો તરફ ઘસડાતી જાય છે. પહેલાં દાક્તરી વિદ્યા પ્રમાણે ચામડીનાં ત્રણ પડ મનાતાં, હવે ધીમેધીમે દાક્તરી વિદ્યા

ચામડીનાં ૭ પડ છે એમ સ્વીકારે છે. પણ આયુર્વેદે તો પહેલેથી જ ચામડીનાં (સુશ્રુતના મતે) ૭ અને (ચરકના મતે) સાત પડ કહ્યાં છે. દાક્તરી મતે કીડનીના રોગમાં અને ચામડીના રોગોમાં મીઠાની પરેજ નહોતી, પણ હવે દાક્તરો પણ એ રોગોમાં મીઠું બંધ કરાવે છે. આયુર્વેદે તો પહેલેથી જ આવા રોગોમાં મીઠાની મનાઈ કરેલી છે. દાક્તરી વિદ્યામાં મુદતિયા તાવની મુદતનો ચોક્કસ નિર્ણય નહોતો, પણ હમણાંહમણાંથી પરદેશના દાક્તરો 'સાત દિવસનો તાવ', 'દસ દિવસનો તાવ' એવાંએવાં નામ આપવા લાગ્યા છે, પણ આયુર્વેદમાં તો વાયુનો તાવ સાત દિવસનો હોય છે, પિત્તનો તાવ દસ દિવસનો હોય છે, કફનો તાવ બાર દિવસનો હોય છે, વાતપિત્તનો તાવ ૫ દિવસનો હોય છે, કફપિત્તનો જ્વર ૧૧ દિવસ રહે છે, વાત કફનો જ્વર ૯ દિવસ રહે છે, સન્નિપાત એટલે ત્રિદોષનો તાવ ૨૧ દિવસ રહે છે, એવો મુદતિયા તાવ વિષેનો નિર્ણય કરી મૂકેલો છે. આ ઉદાહરણો ઉપરથી જોઈ શકીશું કે આરોગ્યશાસ્ત્રમાં આયુર્વેદ ધ્રુવના તારા સમાન છે અને માર્ગ ભૂલેલી દાક્તરી વિદ્યાને, આજે નહિ તો ગમે ત્યારે પણ આયુર્વેદના નિર્ણયો સ્વીકાર્યે જ છૂટકો છે. બીજા દેશો પાસે આયુર્વેદ નથી, એનું એમને જ્ઞાન નથી, અનુભવ નથી, તેથી એ દેશોને તો સાચા શાસ્ત્રને અભાવે સત્ય ન જડે ત્યાં સુધી પોતાની અધૂરી કે ખોટી શોધો પણ સાચી જ લાગે એ સમજી શકાય એવું છે, પણ હિંદને તો આયુર્વેદ હસ્તામલકવત્ છે. તેથી આયુર્વેદનો સાચા ગુરુ પાસે સંપૂર્ણ અભ્યાસ કર્યા વિના જ હિંદી દાક્તરો આયુર્વેદને અંગેણે અને દાક્તરી વિદ્યા તો હજી અંધારામાં ફાંફાં મારે છે છતાં એનો હિંદમાં પ્રચાર કરે એ સ્થિતિ શોભાભરેલી નથી.

### વાત, પિત્ત અને કફનાં સ્થાન

વાયુ નાના આંતરડામાં, કમ્મરમાં, સાથળમાં, કાનમાં, હાડકામાં અને ચામડીમાં રહે છે, તેમાંયે પણ તે ખાસ કરીને નાના આંતરડામાં રહે છે. પિત્ત દૂંટી પાસે, હોજરીમાં, પરસેવામાં, લસિકા(લીમ્ફેટિક સીસ્ટમ)માં, લોહીમાં, રસમાં, આંખમાં અને ચામડીમાં રહે છે, અને તેમાંયે પણ તે ખાસ કરીને દૂંટી પાસે એટલે ગ્રહણીમાં (ડુઓડિનમમાં) રહે છે. કફ છાતીમાં, ગળામાં, કંઠોમમાં, સાંધાઓમાં, હોજરીમાં, રસમાં, ચરબીમાં, નાકમાં અને જીભમાં રહે છે, તેમાંયે ખાસ કરીને તે છાતીમાં રહે છે.

### લસિકાવિધાન

ઉપર લસિકાનો ઉલ્લેખ કર્યો છે તે શું છે તે જોઈએ. શિરાઓ(વેઈન્સ)માંથી ઝમેલા તથા ધાતુઓમાંથી ઝમેલા વધારાના રસનો મેલો ભાગ ઉચ્છ્વાસ સાથે નાક વાટે તથા પરસેવા સાથે બહાર નીકળી જાય છે અને એ રસનો શુદ્ધ ભાગ જે રગો ચૂસી લઈ હૃદયના જમણા પડખામાં નાખે છે તે રગોના વિધાન-(સીસ્ટમ)ને લસિકાવિધાન કહેવાય છે.

### પાંચ વાયુ: સ્થાન અને કામ

વાયુ પાંચ જુદાજુદા સ્થાનમાં રહી પાંચ જુદાજુદા કામ કરે છે તે ઉપરથી વાયુ પાંચ પ્રકારનો છે એમ કહ્યું છે. પ્રાણ, ઉદાન, વ્યાન, સમાન, અપાન

પ્રાણવાયુ માથામાં રહે છે.× ત્યાંથી છાતી અને ગળામાં ફરીને કામ કરે છે. એટલે માથાથી કંઠ સુધી ફરતો વાયુ પ્રાણવાયુ કહેવાય છે. પ્રાણવાયુ બુદ્ધિ, હૃદય, ઇન્દ્રિયો અને ચિત્તને ટકાવી રાખે છે. એ પ્રાણવાયુને લીધે આપણે થૂંકી શકીએ છીએ, છીંક ખાઈ શકીએ છીએ, ઓડકાર ખાઈ શકીએ છીએ, શ્વાસ લઈ શકીએ છીએ અને અન્નપાનને મોંમાંથી ગળામાં ઉતારી શકીએ છીએ.

### ઉદાન વાયુનું સ્થાન અને કામ

ઉદાનવાયુ છાતીમાં રહે છે અને ત્યાંથી નાક, ડૂંટી અને ગળામાં ફરીને કામ કરે છે. ઉદાનવાયુને લીધે આપણે બોલી શકીએ છીએ, પ્રયત્ન કરી શકીએ છીએ, ઉત્સાહ રાખી શકીએ છીએ, બળ રહે છે, ચામડીનો રંગ આવે છે, સ્મૃતિ એટલે યાદ રહે છે.

### વ્યાન વાયુનું સ્થાન અને કામ

વ્યાનવાયુ હૃદયમાં રહે છે. ત્યાંથી તે આખા શરીરમાં ફરે છે. તેની ઝડપ ઘણી છે. જવું આવવું, ઊંચુંનીચું કરવું, આંખ ઉઘાડવીમીંચવી વગેરે. આપણી લગભગ બધી ક્રિયા વ્યાનવાયુને લીધે થાય છે.

### સમાન વાયુનું સ્થાન અને કામ

સમાનવાયુ ગ્રહણીમાં જઠરાગ્નિની પાસે રહે છે. ત્યાંથી આખા કોઠામાં (હોજરી, ગ્રહણી તથા મોટા અને નાના આંતરડામાં) ફરે છે. સમાનવાયુ અન્નપાનનો કબજો લે છે, પચાવે છે, અન્નરસને મળમૂત્રથી છૂટો પાડે છે તથા મળમૂત્રને છોડી દે છે.

× પાંચે પ્રકારના વાયુનાં નામ, સ્થાન અને કામની વીગત વૃદ્ધ વાગ્ભટના અષ્ટાંગહૃદય પ્રમાણે આપેલી છે.

### અપાન વાયુનું સ્થાન અને કામ

અપાનવાયુ નાના આંતરડામાં રહે છે. ત્યાંથી તે ફૂલાના ભાગમાં, મૂત્રાશયમાં મૂત્રેન્દ્રિયમાં અને સાથળમાં ફરે છે. અપાન વાયુને લીધે વીર્ય, અટકાવ, ઝાડો પેશાબ, તથા ગર્ભ બહાર નીકળી શકે છે.

### પાંચ પિત્ત, દરેકનું સ્થાન-કામ

પિત્ત પણ પાંચરૂપે રહે છે:—પાચક, રંજક, સાધક, આલોચક અને ભ્રાજક. પિત્તનો દ્રવભાગ બાદ કરતાં જે ઘટ્ટ ભાગ રહે છે તે અગ્નિ છે, તે પકવે છે. આ પાચક પિત્ત ગ્રહણીમાં રહે છે. એમાં પાંચે મહાભૂતો હોય છે પણ એમાં અગ્નિના ગુણ ઘણા વધારે પ્રમાણમાં હોવાથી એ દ્રવરૂપ નથી. એ પચાવવાનું વગેરે કામ કરે છે તેથી એને જઠરાગ્નિ કહે છે. પાચક પિત્ત ખાધુંપીધું પચાવે છે, અન્નરસ અને મળમૂત્રને છૂટાં પાડે છે, અને ગ્રહણીમાં જ રહ્યોરહ્યો બીજા ચાર પ્રકારનાં પિત્તને પોષે છે, રંજક પિત્ત આમાશય (હોજરી, કાળજું, બરલ)માં રહે છે. ત્યાં એ રસને રંગે છે, માટે એને રંજક પિત્ત કહે છે. સાધક પિત્ત હૃદયમાં રહે છે. ત્યાં એ બુદ્ધિ, મેધા, અભિમાન વગેરે દ્વારા ધારેલું કામ પાર પાડવામાં મદદ કરે છે માટે એને સાધક (ધારેલા અર્થને સિદ્ધ કરનાર) પિત્ત કહેવાય છે. આલોચક પિત્ત આંખમાં રહે છે, એ પિત્તને લીધે આકાર, રૂપ, રંગ જોઈ શકાય છે, તેથી એને આલોચક પિત્ત કહે છે. ભ્રાજક પિત્ત ચામડીમાં રહે છે. ત્યાં રહીને એ ચામડીને ગરમી આપે છે. એને લીધે ચામડી ચળકે છે. ભ્રાજક પિત્તને લીધે લેપનાં દ્રવ્યો ચામડીમાં ચુસાઈ જાય છે.

### પાંચ કફ—સ્થાન અને કામ

વાયુ અને પિત્ત માફક કફ પણ પાંચ રૂપે રહે છે અવલબક, ક્લેદક, બોધક, તર્પક અને શ્લેષક. તેમા અવલબક કફ હૃદયમાં રહે છે ત્યાં રહ્યોરહ્યો એ પોતાની શક્તિથી ત્રિક (કરોડરજ્જુ તથા ખભાના બે હાડકા)નું, પોતાની અને અન્નરસની શક્તિથી હૃદયનું અને પાણી પૂરુ પાડીને કફના બાકીનાં સ્થાનોનું રક્ષણ કરે છે. માટે એને અવલબક (ટકાવી રાખનાર) કફ કહે છે.

ક્લેદક કફ આમાશયમા એટલે હોજરીમાં રહે છે. તે ખાધેલાંની ગડીઓ પડી ગઈ હોય તેને ભીજવીને નરમ કરે છે માટે તેને ક્લેદક (ભીજવનાર) કફ કહે છે બોધક કફ જીભમા રહે છે. એને લીધે જીભને સ્વાદનું જ્ઞાન થાય છે. તેથી એને બોધક (જ્ઞાન કરાવનાર) કફ કહે છે. તર્પક કફ માથામાં રહે છે તે ઇન્દ્રિયોનુ તર્પણ કરે છે એટલે ઇન્દ્રિયોને પોષણ આપે છે તેથી એને તર્પક કફ કહે છે શ્લેષક કફ શરીરના સાધાઓમાં રહે છે એ સાધાઓના જોડાણમા ચીકાશ પૂરે છે તેથી ખટક્યા વિના કે ઘસાયા વિના સાધા પોતાનું કામ સરળતાથી કરી શકે છે અને જોડાયેલા રહે છે. તેથી એ શ્લેષક કફ કહેવાય છે

### અવિકૃત વાયુ શું શું કરે?

અવિકૃત વાયુને લીધે ઉત્સાહ રહે છે, શ્વાસોચ્છ્વાસ લેવાય છે, હલનચલન થઈ શકે છે, તેર વેગ આવે છે, સાત ધાતુમાં અને અગિયારે ઇન્દ્રિયોમા ચપળતા આવે છે.

### અવિકૃત પિત્ત શું શું કરે?

પિત્ત બગડે નહિ તો એને લીધે પાચન થાય છે, ગરમી સચવાઈ રહે છે, જોઈ શકાય છે, ભૂખતરસ લાગે છે. રુચિ થાય છે, શરીરની કાતિ વધે છે, બુદ્ધિ અને મેધા (ધારણાશક્તિ) આવે છે, શૂરાતન પ્રકટે છે, નાજુક અને સુંવાળા થવાય છે

### અવિકૃત કફ શું શું કરે?

કફ ન બગડે તો એને લીધે સ્થિરતા તથા ચીકાશ રહે છે, સાધા સારી રીતે જોડાયલા રહે છે અને ખડતલપણું આવે છે.

### વાયુના પ્રકોપથી શું શું થાય?

પણ વાયુનો પ્રકોપ થાય એટલે વાયુ જો બગડે તો અગ લબડી પડે છે, સકોચાઈ શકતું નથી, સોય ખોસ્યા જેવી પીડા થાય છે, શૂન્ય બને છે, અગ જૂઠું પડે છે, સતત શૂળ આવે છે, છૂટીછવાઈ શૂળ આવે છે, ચીરા પડે છે, અવયવોમા પોલાણ બનાવે છે, અગ સજ્જડ થઈ જાય છે, અગ તૂટે છે, ખેચાય છે, ગતિનો અવરોધ થાય છે, ઝાડાની લીડીઓ બંધાઈ જાય છે, રૂંવાડા ઊભાં થાય છે, તરસ લાગે છે, કપ થાય છે, અગ કઠણ થાય છે, છિદ્રો પડી જાય છે, અગ સુકાય છે, ફરકે છે, કળતર થાય છે સ્વાદ તૂરો-તૂરો લાગે છે, રગ કાળો કે આછો લાલ થઈ જાય છે.

### પિત્તના પ્રકોપથી શું થાય?

પિત્તનો પ્રકોપ થાય ત્યારે બળતરા થાય, રતાશ આવે, ગરમ થાય, પાકવા માડે, પરસેવો થાય, મળમા ભીનાશ આવે, ઝાડા થઈ જાય, દુર્ગંધ મારે, ઢીલા થઈ જવાય, મૂર્છા આવે, મદ ચડે, સ્વાદ કડવો અને ખાટો આવે, રગ પીળા

અને રાતા સિવાયનો ગમે તે હોય.

### કફના પ્રકોપથી શું થાય?

કફ કોપે ત્યારે ચીકાશ રહે, અંગ કઠણ બને, ખણજ આવે, અંગ ઠંડું થાય, અંગમાં ભાર લાગે, પોષણ ચઢવાના માર્ગો પુરાઈ જાય, ચીકણો પરસેવો આવે, જડતા આવે, પાકે નહિ, બહુ ઊંઘ આવે, રંગ ધોળો થઈ જાય, સ્વાદ ગળ્યો અને ખારો આવે, રોગ ધીમેધીમે વધે.

આયુર્વેદ જેને રોગના કારણરૂપ માને છે તે વાત, પિત્ત અને કફ શી રીતે ઉત્પન્ન થાય છે, ક્યાં રહે છે, કેટલા પ્રકારના છે, દરેક પ્રકાર શરીરમાં શું શું કામ કરે છે, યોગ્ય પ્રમાણમાં હોય ત્યાં સુધી શરીરને કેવી રીતે ઉપયોગી થઈ પડે છે અને કોપે તો શી શી ખરાબ અસર થાય છે તે બધું આપણે ઉપર જોઈ ગયા. હવે એ વાત, પિત્ત અને કફ રોગના કારણરૂપ હોઈ શકે કે નહિ તે આપણે તપાસીએ.

### દોષોનો પ્રકોપ જ રોગોનું કારણ હોવાનાં કારણો

વરાધ, દમ, વગેરે જે રોગમાં આયુર્વેદે કફને કારણરૂપ કહ્યો છે તે રોગ થતા પહેલાં, તે રોગ દરમ્યાન અને તે રોગ મટતા સુધી કફ કોપેલો દેખાય છે, સંભળાય છે અને સ્પર્શથી પણ જાણી શકાય છે. જેમજેમ કફની શાંતિ થતી જાય છે તેમતેમ રોગમાં રાહત મળતી જાય છે, અને રોગ તદ્દન મટી જાય છે ત્યારે કફનો પ્રકોપ દેખાતો નથી, સંભળાતો નથી કે સ્પર્શથી પણ જણાતો નથી. આ પ્રમાણે વાયુ અને પિત્તના પ્રકોપને લીધે થતા રોગોમાં પણ અનુભવાય છે; માટે વાત, પિત્ત અને કફ રોગના કારણરૂપ છે.

જે જે દ્રવ્ય, ઋતુ, કર્મ વગેરેના હીન, મિથ્યા અને અતિયોગથી જે જે દોષ (વાત, પિત્ત અને કફ) કોપતો હોવાનું આયુર્વેદે જણાવેલું છે તે તે દ્રવ્ય, ઋતુ અને કર્મ વગેરેના હીન, મિથ્યા અને અતિયોગથી તે તે દોષ કોપે છે; અને તેથી તે તે દોષના પ્રકોપને લીધે થતા રોગોમાંનો જ કોઈ રોગ થાય છે. તેથી પણ દોષોનો પ્રકોપ જ રોગના કારણરૂપ છે.

વાત, પિત્ત અને કફના પ્રકોપને લીધે રોગ થતા પહેલાં શરીરમાં તેમ જ શરીર ઉપર દેખાઈ આવે તેવા વિકારો અને લક્ષણો થાય છે. આને રોગનું પૂર્વરૂપ કહેવાય છે. આ પૂર્વરૂપ ઉપરથી પણ અમુક રોગ થવાની તૈયારી છે એવો ચોક્કસ નિર્ણય કરાય છે અને તે સાચો પડે છે. માટે પણ વાત, પિત્ત અને કફનો પ્રકોપ જ રોગનું કારણ છે.

વાત, પિત્ત અને કફમાંના જે કોઈ દોષને લીધે રોગ થયો હોય તે દોષમાં વધારો કરે એવા આહારવિહારથી રોગ વધે છે, પણ જે દોષને લીધે રોગ થયો હોય તે દોષના ગુણધર્મથી વિરુદ્ધ ગુણધર્મવાળા દ્રવ્યનું માપસર સેવન કરવાથી રોગ મટવા માંડે છે. વાયુના રોગમાં તેલી દ્રવ્ય, પિત્તના રોગમાં ઠંડાં દ્રવ્ય અને કફના રોગમાં ગરમ દ્રવ્યો, અનુકૂળ આવે છે. તેથી પણ વાત, પિત્ત અને કફનો પ્રકોપ જ રોગનું કારણ છે.

જ્યાં સુધી વાત, પિત્ત કે કફ પણ આમવાળાં એટલે કાચા રસવાળાં હોય ત્યાં સુધી એ આમ પાકી ગયા પહેલાં કંઈ પણ ઘન કે દ્રવ ખોરાક કે દવા પણ

લેવાથી આમમાં વધારો થાય છે અને નુકસાન થાય છે. એવી આમવાળી સ્થિતિમા તદ્દન ઉપવાસ કરવાથી એટલે મંદ જઠરાગ્નિ ભૂતાગ્નિ અને ધાત્વગ્નિ ઉપર વધારે બોજો ન નાંખી એની રક્ષા કરવાથી અને એ રીતે એ અગ્નિને કાચા આમને પકવવા દેવાથી રોગમા એકધારો ફાયદો થાય છે. આયુર્વેદમા લખ્યુ છે અને એવો અનુભવ પણ છે કે શરીરમા આમ હોય ત્યાં સુધી ઘન કે દ્રવ ખોરાક કે દવા પણ લેવી તે ભરઊંઘમાં સૂતેલા કાળા સાપને આંગળીથી છછેડી જગાડવા બરાબર છે. માટે અગ્નિની મંદતા દૂર કરી, કાચા દોષોને પકવી તે દોષોનુ શમન કર્યા પછી એટલે તે દોષોનો પ્રકોપ અને પ્રસર અટકાવ્યા પછી તે દોષોનું વિધિપુરસર શોધન કરવાથી એટલે ઊલટી, રેચ, બસ્તિ (એનિમા) પરસેવો વગેરે વાટે શરીરમાંથી શાંત થયેલા દોષોને બહાર કાઢવાથી રોગ મટે છે તેથી પણ દોષો જ રોગના કારણરૂપ છે દોષો સામ એટલે આમવાળા છે કે, નિરામ એટલે આમ વિનાના છે તે મરળતાથી જાણી શકાય છે જો દોષ પાણીમા ડૂબે તો સામ અને ન ડૂબે તો નિરામ સમજવો. ઝાડો, ઊલટી, બળખા વગેરે પાણીમાં ડૂબે છે કે તરે છે તે જોવાથી ‘આમ’ છે કે નહિ તે સમજાય છે.

## સામરોગનાં લક્ષણ

શરીરમા આમ હોય ત્યારે આળસ આવે છે, સુસ્તી રહે છે, હૃદયમાં આમવાળો અશુદ્ધ રસ આવવાથી હૃદયના થડકારા વધી જાયછે, વાત, પિત્ત અને કફ નીકળવા જોઈએ તે પ્રમાણમા નીકળતા નથી, ઝાડો, પેશાબ તથા વાછૂટ બહુ જ થાય છે કે તદ્દન બંધ કે બહુ ઓછા થઈ જાય છે, પેઢુ ભારે થઈ જાય છે, ખાવુપીવું ભાવતું નથી અને શરીર સજડ થઈ જાય છે.

આ રીતે દોષો જ રોગના કારણરૂપ હોવાનું નક્કી થાય છે

*

## આયુર્વેદમાં સુધારાવધારાને સ્થાન નથી

આયુર્વેદ સનાતન શાસ્ત્ર છે. જેમ હિંદના સંસ્કૃતિ, સાહિત્ય, અધ્યાત્મવિદ્યા વગેરે જગતમાં જૂનામા જૂના છે તેમ હિંદનો આયુર્વેદ પણ જૂનામા જૂની વિદ્યા છે તેથી એ વિદ્યા કંઈ નહિ તો હજારો વર્ષથી એકધારી સેવા કરતી આવી છે. આર્યો સાચી દિશામા પ્રગતિના વિરોધી નહોતા એ એમની વિદ્યાઓના ઇતિહાસ ઉપરથી જણાશે જેમ અધ્યાત્મ-વિદ્યામા આર્યોએ કરેલા નિર્ણયથી આગળ વધી શકાય એમ નથી તેમ આયુર્વેદ પણ આરોગ્યશાસ્ત્રમા છેલ્લો નિર્ણય છે. હજારો વર્ષ સુધી એના નિર્ણયોને આધારે હિંદનું આરોગ્ય સચવાયું છે અને તેમાં મળેલી એકધારી સફળતાને લીધે એના નિર્ણયોમા કંઈ ફેરફાર કરવા જેવો લાગ્યો નથી. એમા પ્રગતિ સંભવતી નથી ઊંચામાં ઊંચા શિખરે પહોંચ્યા પછી આગળ વધવું એટલે નીચે ઊતરવું

હવે સવાલ એ થાય છે કે જો પરાપૂર્વથી ચાલતી આવેલી આયુર્વેદની શાસ્ત્રીય પદ્ધતિથી રોગ મટતા જ હોય અને દાક્તરી વિદ્યાના ઘણા ચાલુ નિર્ણયો અને તેને આધારે થતા ઉપચાર ખોટા હોય, તો લોકો દાક્તરોનો લાભ કેમ લે છે? આ પ્રશ્નનો પણ આપણે વિચાર કરવો જોઈએ.

## દાક્તરી વિદ્યાનો જન્મ શી રીતે ?

જ્યારે હિંદુસ્તાનમાં ઘણા પ્રાચીન સમયથી આયુર્વેદની શાસ્ત્રીય પદ્ધતિથી કામ થતું હતું ત્યારે બીજા દેશોમાં તે તે દેશનું આરોગ્યશાસ્ત્ર બંધાયું નહોતું, તેથી સાચા શાસ્ત્ર વિના ઢંગધડા વિનાની પદ્ધતિથી ત્યાં એકધારી સફળતા મળી શકી નહિ.

જ્યારે ગ્રીસ દેશના મહાન સીકંદર રાજાએ પંજાબ જીત્યા પછી પંજાબના પોરસ રાજાને પંજાબ પાછું સોંપ્યું ત્યારે સીકંદરે પોરસ પાસે હિંદની જુદીજુદી વિદ્યાઓમાં નિષ્ણાત ઋષિઓની માંગણી કરી. આ માગણી પૂરી પાડવા પોરસે સીકંદરને ગ્રીસ લઈ જવા મોટા પંડિતો આપ્યા, એમાં આયુર્વેદના જાણકાર પણ હતા. આ રીતે આયુર્વેદની વિદ્યા ગ્રીસમાં ગઈ. ત્યાં તેનો ગ્રીક ભાષામાં તરજુમો થયો. એમાંથી યુનાનીનો જન્મ થયો. પછી યુનાની વિદ્યા અરબસ્તાનમાં ફેલાઈ. ત્યાં તેનો તરજુમો થયો. એમાંથી હકીમીનો જન્મ થયો. અરબસ્તાનમાંથી એ વિદ્યા યુરોપમાં ગઈ. ત્યાં તેનો તરજુમો થયો. એમાંથી મૂળ દાક્તરી વિદ્યા જન્મી. આ રીતે દાક્તરી વિદ્યાનો જન્મ પરંપરાએ આયુર્વેદમાંથી થયો છે. આ કલ્પના નથી પણ ઇતિહાસની વાત છે.

## હિન્દમાં અંગ્રેજોને હાથે થયેલી આયુર્વેદની દુર્દશા !

એટલામાં હિંદમાં અંગ્રેજો આવ્યા અને દરેક દિશામાં હિંદનાં સંસ્કૃતિ, વિદ્યાઓ અને વેપારઉદ્યોગને ગુંગળાવીને મારી નાંખવાના વ્યવસ્થિત પ્રયત્નો શરૂ થયા. જેમ કાપડના ઉદ્યોગમાં ખાદીનું ખૂન થયું, વિલાયતનો માલ હિંદમાં ઠલવાવા લાગ્યો અને છેવટે આજ કાપડની તંગી છતાં ખાદીનો ઉદ્યોગ ખીલવવાને બદલે વિલાયતની પદ્ધતિએ ચાલતી મિલો ઉપર મીટ માંડી આપણે બેસી રહ્યા છીએ, તેવું જ આયુર્વેદની બાબતમાં થયું છે.

## દાક્તરી વિદ્યાનો પ્રચાર શી રીતે ?

હવે જ્યાં સુધી જાણ્યે-અજાણ્યે પણ આયુર્વેદના નિર્ણયોને આધારે કામ થતું હતું, ત્યાં સુધી તો આયુર્વેદની ચિકિત્સા અને દાક્તરી ચિકિત્સા સરવાળે સરખી જ હતી.

## રાજ્ય તરફથી લાલચો

અંગ્રેજો વેપારી પ્રજા છે, મુત્સદ્દી પણ છે. એની મુત્સદ્દીગીરીનો ઉપયોગ વિલાયતના વેપારઉદ્યોગના લાભ માટે મુખ્યત્વે થયો છે. અંગ્રેજોએ હિંદુસ્તાનમાં જે જાતનું ભણતર દાખલ કર્યું છે તે પણ પોતાના ઉપર કહેલા ધ્યેયને અનુરૂપ જ છે. એ ભણતર ભણનારનું શરીર નહિ તો બુદ્ધિ તો વટલાય જ એવી એમાં શક્તિ રહેલી છે. એટલે બુદ્ધિને વટલાવી હિંદના લોકોને પોતાની નજરે જોતા કરવા માટે એમણે અનેક લાલચો ધરી. સારો હોદ્દો, સારો પગાર અને મોભો અંગ્રેજી ભણતરવાળાને મળવા લાગ્યો. જેને રાજ્ય તરફથી માન, પૈસો અને સત્તા મળે તેની લોકોમાં પણ આબરૂ વધે. એટલે અંગ્રેજી ભણતર ભણવાથી 'એક પંથ અનેક કાજ' જેવું થયું. આ ભણતરની ચક્કીમાંથી વકીલો, દાક્તરો, ઇજનેરો, શિક્ષકો વગેરે બહાર પડવા માંડ્યા, તેમ તેમ આપણ વિદ્યાઓ અને સાધનો ભુલાતાં ગયાં અને વિલાયતી વિદ્યાઓ અને સાધનો અહીં ઠલવાવા માંડ્યાં.

ઠાઠ

જ્યાં સુધી ઉપર જણાવ્યા પ્રમાણે દાક્તરી વિદ્યા અને આયુર્વેદની રોગ પારખવાની અને દવા કરવાની રીત લગભગ સરખી હતી ત્યાં સુધી દાક્તરોને ત્યાં જનાર દરદીને પણ ફાયદો થતો. તેથી દાક્તરોની આબરૂ બધાઈ ઉપરાંત દાક્તરો દાક્તરી વિદ્યા ભણીને પાસ થતા હતા, પણ ઘણાખરા વૈદ્યો તો પોતાના ધંધાનું જ્ઞાન ન મેળવતાં ફક્ત કુટુંબમાં ચાલતો આવેલો વૈદકનો ધંધો કરતા. એટલે ધીમેધીમે દાક્તરના ભણતરની પણ લોકો ઉપર છાપ પડવા માંડી વળી સરકાર મફત દવાખાનાં કાઢે તે પણ દાક્તરી પદ્ધતિનાં કાઢે અને ત્યાંથી મફત દવા મળે તેનો લાભ લેવા પણ લોકો એ દિશામાં વળ્યા તેમાં યે દાક્તરોનો, દવાખાનાનો અને એમનાં સાધનોનો ઠાઠ જોઈ લોકો અંજાઈ ગયા. આવાં અનેક કારણોને લીધે લોકો દાક્તરો તરફ વળવા લાગ્યા પણ લાભ તો વૈદ્ય અને દાક્તર બન્નેના દરદીને થતો.

## દાક્તરી વિદ્યા કેમ ફાંફાં મારે છે?

પછી તો પશ્ચિમના વિજ્ઞાનીઓને જૂની દાક્તરી વિદ્યાના નિર્ણયો સમજાયા નહિ પણ ગુરુ વિના જ્ઞાન કોણ આપે? આયુર્વેદના રૂપાન્તર થયેલા એ નિર્ણયો પોતાની બુદ્ધિથી ન સમજાયા તેથી હિંદુસ્તાનમાંથી કોઈ સાચા આયુર્વેદના જાણકારનો આશ્રય લેવાને બદલે તે નિર્ણયો અધૂરા કે ખોટા છે એમ માની અખતરા શરૂ કર્યા ત્યારથી દાક્તરી વિદ્યા ભીંત ભૂલીને ચોર્યાશી લાખના ચક્કરમાં પડી છે એના નિર્ણયો (થિયરીઓ) વખતોવખત ફરે છે, એની દવાઓના રજિસ્ટરમાંથી (બ્રિટિશ ફાર્માકોપીઆમાંથી) કેટલીએ દવાઓ કાઢી નાખવી પડે છે, એવું આજ શોધેલું સાધન કાલ નકામું જણાય છે, તેથી નવા સાધનો શોધવાની જરૂર રોજ ઊભી ને ઊભી જ રહે છે ભર્તૃહરિએ યોગ્ય જ કહ્યું છે, કે विवेकभ्रष्टाना भवति विनिपात॰ शतमुख।

## શીતળાની રસીની પોકળતા

આમ દાક્તરી વિદ્યાનું કાયમનું સ્વરૂપ નક્કી થયું નથી. આજનો નિર્ણય ૫૦ વર્ષ નહિ ફેરવવો પડે એવું ભૂતકાળનો અને હાલનો અનુભવ માનવા દેતો નથી. દાખલા તરીકે, બળિયા (શીતળા)ના રોગના ઉપાય તરીકે જ્યારે શીતળાની રસી પહેલી તૈયાર થઈ ત્યારે એ રસી એક જ વાર મુકાવાથી શીતળાના રોગમાંથી જીવનભર બચી જવાશે એવી શરૂઆતમાં જે બડાશ હાંકવામાં આવતી હતી તેમાંથી પીછેહઠ કરતાંકરતા હવે એ લોકો એવું કહેતા થયા છે કે એની અસર તદ્દન કામચલાઉ છે. દર છ મહિને અને રોગચાળા વખતે પણ એ રસી મુકાવવી જોઈએ હજી વધારે અનુભવે એ રસી નુકસાનકારક છે એવું કહે તો નવાઈ નહિ! અને આવી ખાતરી વિનાની રસી તૈયાર કરવાને કરોડો જીવની હિંસા કરે છે! ગાયમાંથી શીતળાનો ચેપ લઈ જો બારોબાર માણસને મૂકે તો માણસ મરી જાય એવું એમણે માની લીધું તેથી ગાયનો ચેપ સસલાને લગાડ્યો. એ સસલાના ચેપની તીવ્રતા ઓછી કરવા પહેલા સસલાનો ચેપ બીજા સસલાને લગાડ્યો. એમ એક પછી એક સત્તર સસલાને ચેપ લગાડ્યા પછી સત્તરમા સસલામાંથી જે ચેપ નીકળે તેને ચરબી

માણસને તે ચેપ (રસી) મૂકતા. આમ સત્તર સસલાં શીતળાના રોગથી મારી નાંખે ત્યારે બે ચાર માણસોને મૂકવા જેટલી રસી તૈયાર થાય. આ હિસાબે એમણે કરોડો સસલાંનો ઘાણ કાઢી નાંખ્યો. પછી ત્રીસેક વર્ષે કોઈ એક શુભ ચોઘડિયામાં એમને સૂઝયું કે ગાયની રસી ઘણા થોડા પ્રમાણમાં માણસને મૂકીએ તો તે નુકસાન ન કરે. એટલે સસલાંને શીતળાની રસી પૂરતું જીવિતદાન મળ્યું.

## કવીનાઈન: ધોળું ઝેર

આવું જ કવીનાઈન વિષે પણ બન્યું છે. કવીનાઈન (કોયદાન) જંતુનાશક છે એમ દાક્તરોનું કહેવું છે. એટલે કવીનાઈનથી તાવનાં જંતુઓ મારી મૅલેરિયા તાવ પોતે ઉતારી શકે છે એમ દાક્તરોનું માનવું છે. પણ એ વાત બરાબર નથી. કવીનાઈન ઘણું ગરમ છે તેથી તેની ગરમીને લીધે ચામડીનાં છિદ્રો પહોળાં થાય છે એટલે પરસેવો બહાર નીકળી જવાથી શરીરની ગરમી ઓછી થવાથી તાવ ઊતર્યો હોય એવું લાગે છે. આ પરિણામ કવીનાઈનની ગરમીને લીધે આવે છે, જંતુનાશક હોવાને લીધે નહિ. પણ તેથી યે નુકસાન થયાના ઘણા દાખલા છે. શરીરમાં વધી પડેલી તાવની ખોટી ગરમી કવીનાઈન ખાવાથી શરીરની બહાર પરસેવા વાટે નીકળી જાય છે કે પછી એ તાવની ખોટી ગરમી શરીરમાં ચાલુ રહીને શરીરને જરૂરી સારી ગરમી (અગ્નિ) શરીરમાંથી નીકળી જાય છે એ પણ પાછળના પરિણામની દૃષ્ટિએ વિચારવા જેવું છે. ફીવર પછી લીવરની ફરિયાદના દાખલા ઓછા નથી હોતા. કવીનાઈન ખાનારને માથાના સણકાની, કાનની ધાકની, ગડગૂમડની, ચક્કરફેરની વગેરે ફરિયાદો તો સામાન્ય થઈ પડે છે. જે દવા નાનાં જંતુઓને મારવા માટે યોજવામાં આવે છે તે મોટા માણસને મારે નહિ, તો પણ નુકસાન કર્યા વિના તો ન જ રહે, આ બધું અનિષ્ટ પરિણામ જોયા પછી હવે કેટલાક પશ્ચિમના દાકતરો કવીનાઈનને 'ધોળા ઝેર' તરીકે ઓળખાવે છે. કવીનાઈનથી થતા ઉપદ્રવો કવીનીઝમ તરીકે ઓળખાય છે.

શીતળાની રસી અને કવીનાઈન જેવા બીજા દાખલા આપી શકાય. છતાં આજના દાક્તરી નિર્ણયો જાણે વેદવાકય હોય એમ આપણે એની પાછળ આંધળા બન્યા છીએ. જૂની દાક્તરી વિદ્યાથી જે ફાયદો થતો હતો તે આજ નથી થતો એટલું જ નહિ પણ ઘણીવાર તો દરદીને ઠેકાણે આવતા પહેલાં નકામું રગડાવું પડે છે; છતાં એકવાર અવળે રસ્તે ચઢેલા માણસને પોતે લીધેલો રસ્તો અવળો છે એવું સમજાવવું મુશ્કેલ હોય છે. તેથી પણ લોકો હજી આયુર્વેદ તરફ વળી શકતા નથી.

## દાક્તરી દવામાં દારૂ–ખાવા-પીવાની અયોગ્ય છૂટ

વળી દાક્તરી પીવાની ઘણી દવાઓમાં દારૂ (રેકટીફાઈડ સ્પિરિટ) હોય છે તેથી દરદીને કંઈક નશો રહે છે તેથી દરદનું ભાન થતું નથી અને દારૂના આવેશને લીધે શક્તિ જેવું લાગે છે, તથા દારૂની ટેવ પડવાથી દાક્તરી દવા વિના ચેન પડતું નથી. તે ઉપરાંત દાક્તરી દવા કરવામાં ખાવા-પીવાની છૂટ રહે છે, પણ આયુર્વેદમાં સાચી પરેજ (પથ્ય) એ જ ખરો ઉપચાર છે, દવા નહિ. એક શ્લોકમાં લખ્યું છે

કે પરેજ પાળનાર રોગીને દવાની જરૂર નથી, કારણ કે એકલી પરેજ પાળ્યાથી રોગ મટી શકે છે, અને પરેજ ન પાળનારને પણ દવાની જરૂર નથી, કારણ કે ગમે તેટલી દવા પીએ, તોપણ પરેજ ન પાળનારને રોગ મટતો નથી આમ આયુર્વેદમા આહારવિહાર ઉપર અંકુશ મુકાતો હોવાથી માણસની નબળાઈ એને દાક્તરનું દવાખાનું જ દેખાડે છે. ગમે તે ખાવાપીવાની છૂટથી કે દરદીને ભૂખ ન હોય છતાં પરાણે ખવડાવવા પીવડાવવાથી મૂળ રોગ દરમ્યાન કે મૂળ રોગ પછી બીજા કેટલા ઉપદ્રવો ઊભા થાય છે એ જોવાની કોઈને પડી નથી. એક રોગની દવા કરતાં બીજો રોગ દેખાય એટલે એને સ્વતંત્ર રોગ તરીકે ઓળખાવવાનો રિવાજ થઈ પડ્યો છે, પણ એ બીજો રોગ મૂળરોગ દરમ્યાન કુપથ્ય કરવાથી એટલે યોગ્ય પરેજ ન પાળવાથી થયો છે કે કેમ એ વિચારવા જેટલું પણ આપણા શરીર વિષે આપણું મનન નથી!

## લોકનિંદાનો ભય

'વધારે ફી આપવી પડે તેથી કે વધારે ખરચ કરવું પડે તેથી ગભરાઈ જઈને દાક્તરની દવા ન કરી' એવી લોકનિંદાથી બીને આબરૂના કે ફરજના ખોટા ખ્યાલથી પણ લોકો ઘણે પ્રસંગે આજની દાક્તરી વિદ્યાનો આશ્રય લે છે.

## ઈન્જેકશનોની ભૂરકી

ઈન્જેકશનોથી ઝટ આરામ થઈ જાય છે એવા ખ્યાલથી પણ લોકો દાક્તરો પાસે જાય છે. મુખ વાટે દવા રેડવાથી દવા પચે ત્યારે લોહી ભેગી મળે અને શરીરમા પ્રસરે, પછી અસર કરે, પણ દવા સીધી ધાતુઓમા જ રેડવાથી તરત લોહીમા ચુસાઈ જાય અને શરીરમા પ્રસરી તરત જ અસર કરે એવા ખ્યાલથી ઈન્જેકશન આપવામાં આવે છે મૂળ ઈન્જેકશન ચાર રીતે અપાતા હતા—ચામડીના પડ વચ્ચે (સબક્યુટી ઈન્જેક્શન), ચામડીની નીચે (ક્યુટી ઈન્જેકશન), માંસમાં (ઈન્ટ્રામસ્ક્યુલર ઈન્જેકશન) અને અશુદ્ધ લોહી લઈ જનારી શિરામાં (ઈન્ટ્રાવીનસ). વળી ઈન્જેકશનથી જે દ્રવ્યો શરીરમા બારોબાર ચઢાવવામાં આવે છે, તે પણ ચાર જાતના છે—રસી (વેકસીન), જંતુઓનો કવાથ (સીરમ), મળમૂત્રાદિ ઉકાળીને તૈયાર કરેલું પાણી (સીક્રીશન), તથા ઝેરી દવા (એન્ટી ટોકસીન) ઝેર ખવાથી એટલે ઝટ ફેલાઈ જાય એવું દ્રવ્ય છે એટલે ઝેર ખાવાથી પણ અસર ઝટ થાય છે, એને માટે ઈન્જેકશનની જરૂર નથી. ક્યુટી, સબક્યુટી અને ઈન્ટ્રામસ્ક્યુલર ઈન્જેકશનથી ચઢાવેલી દવા તો ઘણા વખત સુધી ચામડી નીચે સોજો આણી એમ ને એમ પડી રહે છે અને કોઈ વાર પાકી પણ ઊઠે છે. એ દવાને લોહી કે ધાતુઓ ચૂસી લે તેને માટે ધાત્વગ્નિ સારો હોવો જોઈએ દવા વ્યક્તિગત ધાતુને લાયક થયેલી હોવી જોઈએ. ત્યારે આ દવા તરત ચુસાઈ ન જાય તો તરત અસર પણ શી રીતે કરી શકે? ઈન્ટ્રાવીનસ ઈન્જેકશન અશુદ્ધ લોહી વહેનારી નસોમા અપાય છે એ નસોના લોહીમાથી શરીર સીધું પોષણ મેળવતું નથી, તો તેમા નાખેલી દવામાંથી શરીરને તરત શો ફાયદો થાય? ફાયદો થવાનો હોય તો પણ જ્યારે એ લોહી હૃદયમાં ઠલવાઈ, ફેફસામા શુદ્ધ થઈ, પાછું

હૃદયમાં આવી શુદ્ધ લોહીની રગો વાટે ફરવા માંડે ત્યારે કંઈ ફાયદો થાય. ઈન્ટ્રાવીનસ ઈન્જેક્શન બરાબર મુકાયું છે કે નહિ તે જોવા માટે ઈન્જેક્શન મૂકયા પછી દરદીનો ઉચ્છ્વાસ એટલે નાક-મોંમાંથી બહાર નીકળતો શ્વાસ દાક્તર કેટલીકવાર સૂંઘે છે, તો મૂકેલી દવાનો કેટલો ભાગ ઉચ્છ્વાસ વાટે ભેજ અને રજકણોરૂપે બહાર નીકતી જતો હશે? આમ ઈન્ટ્રાવીનસ ઈન્જેક્શનનો ફાયદો કેટલો અને ક્યારે થતો હશે એ પણ વિચારવા જેવું છે. વળી દાક્તરો એકલાં ઈન્જેક્શન આપીને સંતોષ માનતા નથી. સાથે પીવાની, ગળવાની, ચોપડવાની વગેરે ચાલુ દવાઓ આપે છે અને બીજી દવાઓ બજારમાંથી લાવીને વાપરવાનું પણ કહે છે. ઉપરાંત, લેપ, શેક વગેરે સામાન્ય ઉપચારો તો ચાલુ જ રહે છે. તો ફાયદો ઈન્જેક્શનથી જ થયો એમ કેમ કહી શકાય? પણ દરદીમાં વિચાર કરવા જેટલી ધીરજ કે શક્તિ પણ હોતાં નથી એટલે રોગમાંથી ઝટ આરામ થવાની આશાએ ઈન્જેક્શન લેવાની સૂચના પણ તે સ્વીકારી લે છે.

## લેપ એ ઈન્જેક્શન જ છે

આયુર્વેદનું ઈન્જેક્શન લેપ છે. દરદને યોગ્ય લેપ કર્યા પછી ચામડીમાં રહેલું ભ્રાજક પિત્ત લેપનાં દ્રવ્યોને પકવી દરદીના શરીરમાં ચુસાવા લાયક બનાવે છે. એ લેપની ગરમીથી શરીરનાં છિદ્રો પહોળાં થઈ લાયક થયેલાં લેપનાં દ્રવ્યોને જોઈએ તે પ્રમાણમાં અંદર ચૂસી લે છે અને શરીરની ધાતુઓમાં પહોંચાડે છે. માત્ર ચામડીમાં જ અસર પહોંચાડવી હોય તો અડધો ઈંચ જાડો લેપ કરવો, માંસ સુધી અસર પહોંચાડવી હોય તો એક ઈંચ જાડો લેપ કરવો અને બીજી ધાતુઓને કે વધારે ઊંડાં અંગોને અસર પહોંચાડવી હોય તો બે ઈંચ જાડો લેપ કરવો એવું આયુર્વેદનું વિધાન છે.

## રાજ્યાશ્રય તથા આગેવાનોની એકતરફી વિચારહીન દૃષ્ટિ

વળી રાજ્યાશ્રયને લીધે અને આગેવાનોની એકતરફી વિચારહીન દૃષ્ટિને લીધે આયુર્વેદને સરખામણીમાં હલકો પાડવામાં આવે છે તેની પણ લોકો ઉપર ખરાબ છાપ પડે છે. દાક્તરી શાળા-કૉલેજમાં આયુર્વેદને કંઈ જ સ્થાન નથી. આયુર્વેદની કહેવાતી શાળા–કૉલેજના અભ્યાસક્રમમાં ૪૦ ટકા આયુર્વેદ અને ૬૦ ટકા દાક્તરી વિદ્યા શિખવાય છે. વળી એકલી દાક્તરી વિદ્યાનો અભ્યાસ પાંચ વર્ષ સુધી કરવો પડે છે, ત્યારે આયુર્વેદ અને દાક્તરી વિદ્યાનો ભેગો અભ્યાસ ત્રણથી ચાર વરસમાં પતાવી દેવામાં આવે છે. આ રીતે અભ્યાસક્રમમાં જ આયુર્વેદને હલકો પાડવામાં આવે છે તો એ ભણનારને આયુર્વેદ તરફ માન શી રીતે થાય? વળી આવી વર્ણસંકર કેળવણીથી નથી આયુર્વેદ પૂરો આવડતો કે નથી દાક્તરી વિદ્યા પૂરી આવડતી. તેથી આ રીતે ભણેલો માણસ એકેય રીતે ઉપચાર કરવા યોગ્ય ન થાય એવી અભ્યાસક્રમમાં જાણ્યે–અજાણ્યે જોગવાઈ થઈ ગઈ છે. બધું જોતાં એમ લાગે છે કે હિંદુસ્તાનમાંથી આયુર્વેદનો નાશ કરવાનો આ રસ્તો જાણ્યે–અજાણ્યે પણ લેવાઈ રહ્યો છે. પ્રભુ સર્વને સદ્‌બુદ્ધિ આપી સવળે રસ્તે દોરે!

★

'લાલ' એટલે વસ્ત્રોની ફેશનમાં સર્વોત્તમ




લાલ મીલ્સ

અમદાવાદ



RINGOZONE
OINTMENT & LOTION




*Keeps the Flag Flying*




The uniform good quality of its products have won for CIPLA a high place in the esteem of the medical profession. The scrupulous choice of ingredients, careful processing, strict control and constant research have helped CIPLA to gain EQUAL WORLD STATUS in the production of pharmaceuticals

*Use*




**REMEDIES**

*and be proud*

**REMEDIES OF SUPREME QUALITY**

ASP—HC 35



શાળામાં તમે પુસ્તકો વાંચીને ઘણા વિષયોનું જ્ઞાન મેળવો છો... પરંતુ વિશેષ જ્ઞાન તો તેની બહાર ઘણા માણસોના સમાગમમાં આવવાથી અને નવી જગ્યાઓનું નિરીક્ષણ કરવાથી તમને મળે છે. તમારી જીવન કારકીર્દિના ઘડતર માટે તેમજ થવું જરૂરી છે. હિન્દ સાઈકલ તમને ઉજાણીઓ, રમતો અને મિજલસોમાં ભાગ લેવાને લઈ જશે અને તમને જીવન ઉપયોગી વ્યવહારીક જ્ઞાન મેળવી આપવામાં મદદરૂપ નિવડશે.

અમારા સ્ટાર્સ સ્ટોકીસ્ટોપાસેથી જ્યારે માગશો ત્યારે મળી શકશે



HIND CYCLE

THE TOUGH CYCLE FOR THE ROUGH ROAD

બનાવનારાઓ: હિન્દ સાઈકલ્સ લી૦., મુંબઈ

મુંબઈ ઈલાકા માટે સોલ એજન્ટો: નેશનલ ટ્રેડર્સ ૩૪૫, કાલબાદેવી રોડ, મુંબઈ

---

## જાહેરાત માટેના સોલએજન્ટ





ડીઝાઈનર્સ, સ્લાઈડર્સ, પોસ્ટર્સ, હોર્ડીંગ્સ, ફોટોસ, બ્લોક્સ.



'અખંડ આનંદ'માં જાહેરાત આપી આપનો ધંધાદારી સંદેશ દુનિયાભરના ગુજરાતીઓમાં પહોંચાડો

---

# આ ટોનીકે તેણીને નવી શક્તિ...નવી જીંદગી આપ્યાં















ગુલાબી
મલમ
ખુજલી,
ભયંકર દાઝેલા પર
અકસીર છે.







Young Old
People

## આપનો ગ્રાહક નંબર

આ માસિકના રેપર ઉપર સરનામાની જે ચિઠ્ઠી ચોડેલી છે તેના ઉપર આપેલા આપના નવા ગ્રાહક નંબરની નોંધ લેવાની અને પત્રવ્યવહારમાં એ નંબર જણાવવાની વિનતિ છે.

વ્યવસ્થાપક


'લાલ' એટલે વસ્ત્રોની ફેશનમાં સર્વોત્તમ
'લાલ'નું કાપડ રંગ અને ડીઝાઇનમાં 'મૃગમોહિની' માફક મોહક હોય છે.
સાડીઓ, ધોતિયાં, શર્ટીંગ, કોટીંગ, દોરિયા, પોપલીન અને તમામ પ્રકારનું કાપડ 'લાલ'નું જ વાપરો.




*Keeps the Flag Flying*

**EQUAL WORLD STATUS**

The uniform good quality of its products have won for CIPLA a high place in the esteem of the medical profession. The scrupulous choice of ingredients, careful processing, strict control and constant research have helped CIPLA to gain EQUAL WORLD STATUS in the production of pharmaceuticals.

*Use Cipla*

**REMEDIES**

*and be proud*

**REMEDIES OF SUPREME QUALITY**

# : અખંડ આનંદ :

## સંપાદન

* આ માસિકમાં સામાન્ય જનોને ઉપયોગી થાય એવા ને સંસ્કારી જનાં સાદી ભાષામા અને સરળ શૈલીમા લખાયેલા લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન તેમજ જ્ઞાન, વૈરાગ્યાદિ જગકલ્યાણકારી લેખો સ્વીકારવામા આવે છે

* માસિકની પ્રસિદ્ધિ સાથે જ લેખકોને પુરસ્કાર, છપાયેલા લેખની ત્રણ પ્રતો અને અંક મોકલવામા આવે છે

* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામા આવ્યું હોય, તો પરત કરવામા આવે છે, નહિ તો બીજે મહિને તે રદ કરવામા આવે છે.

* માસિક માટેનું દરેક લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલું હોવુ જરૂરી છે પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવું

* તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો, તેમ જ બદલાના પત્રો પણ ત્યાં જ મોકલવાં.

તંત્રી. 'અખંડ આનંદ'
ગુલબહાર, મેટ્રોની પાછળ,
એરિક રોડ, મુંબાઈ-૧

## વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે

* વાર્ષિક લવાજમ રૂા ૬-૮ છે. પરદેશ માટે રૂા. ૧૦) અથવા શિલિંગ ૧૫) છે તે (૧) સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ઠે. ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબાઈ-૨ એ ઠેકાણે ભરી શકાશે

* લવાજમ તથા વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.

* લવાજમ મનીઓર્ડરથી મોકલતાં મનીઓર્ડરની કુપન પર પૂરુ ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવુ

* કદ ૬॥।"×૧૦"ના સુમારે ૧૬૦૦ પાનાનું વાર્ષિક વાચન અપાશે

* મહિના બે મહિના માટે સરનામુ બદલાવવું હોય તો પોતાના પોસ્ટ માસ્તરને લખવું સરનામુ વખતસર નહિ બદલાવનારનો અંક જૂના સરનામે રવાના થતા બીજો અંક મૂલ્ય લીધા સિવાય મોકલાશે નહિ.

* પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

* પાછલા અંકો ખલાસ થયા હોવાથી, હવે ૧લી માર્ચ ૧૯૪૮વી બાર માસના નવા ગ્રાહકો નોંધાય છે.

* માસિકની સાથે પુસ્તકો વી. પી. થી મોકલાતા નથી

* એક અંકનો એક રૂપિયો મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે ભદ્ર, પો બો નં ૫૦, અમદાવાદ

: સસ્તું સાહિત્ય :

# અનુક્રમ




સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી, તંત્રી: સોપાન

મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ લ૦ ઠક્કર

મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ

# ચાંદ ચાંદ

વર્ષ ૧, અંક ૭] તંત્રી : સોપાન [મે ૧૯૪૮

## જીવે ગાંધીજી આજ અહીં

જે વિશ્વવંદ્ય વિભૂતિના જીવનકાળ દરમિયાન અઢળક સાહિત્ય રચાયું, જે યુગાવતારને નાત, જાત ને રંગના ભેદભાવ વિના સમસ્ત માનવજાતે બિરદાવી તે બાપુના નિર્વાણ પછી લાખો હૈયા રડી ઊઠે એમાં શી નવાઈ? સરલ સાહિત્યના વાચકો શ્રી ચુનીલાલ રામચંદ્ર શેલતના નામથી અપરિચિત નથી નિવૃત્તિ જીવન ગાળતા સેવાભાવી આ લેખકે બાપુને સમજવા જૂના ભાવપ્રતીકો વાપરી નવી ખૂબી આણી છે એમની સાથે આપણને પે કહેવાનું મન થાય છે

'વાકવડા હોય લાખ, મારું કરી દઈ,
મોત તને મારે ના, આવ, બાપ અહીં'

(રામ-ભોળા ભગતના ચાબખાનો)

વાલમા! જીવે ગાંધીજી આજ અહીં,
'સંત જીવે જુગજુગ' એ વ્યર્થ કથન નહીં 'વાલમા૦

સત્ય ને અહિંસા એ ગંગ અને જમનાનાં
જીવનજળ પીને વળી પાઈ,
પ્રેમ અને ત્યાગતણો ગાજે પ્રયાગરાજ,
આજે ઉર, પુર, વિશ્વ છાઈ: વાલમા૦

બૌદ્ધોને બુદ્ધ-જ્ઞાન, ખ્રિસ્તીને ઈસુ-જ્ઞાન,
શીખોને ગ્રંથ-જ્ઞાન દઈ,
મુસ્લિમની પીડ-ભીડ ટાળતાં દેવ બન્યો,
હિંદુનો છે તું સહુ કોઈ. વાલમા૦

સામ્ય ને સમાજવાદ, અન્ય છે અનેક વાદ,
રહે સહુ વિવાદમાં વંટાઈ;
વાદ સત્ય તારો કે, રાય અને રંકમાંહે,
રામ જુએ રામરૂપ થઈ: વાલમા૦

રાવણનાં ધાવણ તેં ઓકાવ્યાં એકલાએ,
છાતી પર વજ્ર પાય દઈ;
રાવણમાં રામ સાધી મર્યાદાપાળ બાંધી,
રામ કર્યા કેદ ઉર મહીં: વાલમા૦

સુદર્શન ઘૂમવીને પૂર્યાં ચીર પાટપાટ,
ભારતની લાજ તું'થી રહી;
ઝેરઝડી વરસી તો ગોવર્ધન તોળિયો તેં,
પાકયો તું કૃષ્ણ કળિ મહીં: વાલમા૦

શીલગુણ-સાગર ઓ! હૈડાંનાં મોતીડાંને,
લખલૂટ લૂંટાવિયાં તેં કંઈ;
જાણ્યું કે હંસ ચૂગે, કકળ્યો જોઈ કાગ, અને
ચાલ્યો: શું રીસ ચઢી ગઈ! વાલમા૦

રોવાયે રૂપ કેમ? હાથે રૂપ રાખ કર્યું,
રૂપ-સાર માટી મૂહી રહી;
ગુણકથા કથી તારી કોટી કીટ સન્ત થશે,
જીવશે તું અંત લગી સહી: વાલમા૦

પારસ ઓ! ભારતની ભવ્યતાના વારસ ઓ!
દુનિયાના દેવ! છે તું કહીં?
ઊઠ, આવ, હોય ત્યાંથી, બોલ રૂડા બોલ બે,
રોઈ રહી ખુદ 'માણસાઈ':
વાંક વડા હોય લાખ, માફ કરી દઈ,
મોત તને મારે ના: આવ, આપ! અહીં: વાલમા૦

ચુનીલાલ રામચંદ્ર શેલત

★

# વિશુદ્ધ ધર્મ

શ્રી. કેદારનાથ

ધર્મનું વિશુદ્ધ સ્વરૂપ ટકાવી રાખનારા પ્રકારના કિરણોમાંના એક તેજસ્વી પુરુષ શ્રી કેદારનાથજી છે. ગુજરાતના મહાન વિચારક શ્રી કિશોરલાલ મશરૂવાળાના પુસ્તકમાં રસ ધરાવનાર નાથજીના નામથી અપરિચિત નહિ હોય, શ્રી કિશોરલાલભાઈએ એમને ગુરુ તરીકે સ્વીકાર્યા છે. પૂ. બાપુ પણ જેમનું સન્માન જાળવતા એવા શ્રી નાથજી નવયુવકને ઊઠતા ધાર્મિક પ્રશ્નોના સરળ, બહુબોધક ને વિચારણીય ઉત્તરો અહીં આપે છે. 'અખંડ આનંદ'ના વાચકો ઉપરની એમની આ કૃપા ચાલુ જ રહેશે એવી આશા રાખીએ છીએ.

પ્રશ્ન ૧ : ધર્મનો સાચો અર્થ શો છે? જીવનનો ધર્મ સાથે શો સંબંધ છે? ધર્મ અને વ્યવહાર, ધર્મ અને પ્રાર્થના, ધર્મ અને સાહિત્ય, તથા ધર્મ અને કલાનો સમન્વય કેવી રીતે સાધી શકાય? શું ધર્મ વિના જીવનાર માનવીનું જીવન ઉચ્ચ ન હોઈ શકે? ગુજરાતની અત્યારની ધર્મ-સંપત્તિ વિશે આપનો શો મત છે?

ઉત્તર : જેનાથી માનવજાતનું ધારણ, પોષણ, રક્ષણ અને સત્ત્વસંશુદ્ધિ થતી રહે એ ધર્મ. એ સાધવા માટે આપણે અને સમાજે પાળવાના જે આચાર, અને નિયમ તે ધર્માચરણ. કદી યે કોઈ આચરણમાં ન મૂકી શકે એવા પ્રકારનો ધર્મવિચાર એ કેવળ કલ્પના છે. એ કલ્પના માટે આગ્રહ રાખવો એ ધર્મનિષ્ઠા નથી પણ દુરાગ્રહ છે. એ કલ્પનામાં કેવળ મગ્ન રહીને એમાં આનંદ માનવો, એટલે વિલાસ. સાચા ધર્મને સહાયક, પોષક અને ઉત્સાહક એવા વ્યવહાર, પ્રાર્થના, સાહિત્ય, કલા સર્વ યોગ્ય વસ્તુ છે; એ વિના બાકી સર્વ અયોગ્ય વસ્તુ છે. એવો ધર્મ એટલે જ માનવજીવન, એ સિવાય મનુષ્યનું જીવન ઉચ્ચ હોવું શક્ય નથી. આ ધર્મદૃષ્ટિથી વિચાર કરતાં ગુજરાત અને હિંદુસ્તાનની આજની ધર્મસંપત્તિમાં કોઈ ફરક માલૂમ પડતો નથી.

પ્રશ્ન ૨ : શ્રીકૃષ્ણે ગીતાજીમાં અર્જુનને કર્મવાદનો બોધ આપ્યો છે. મનુષ્યના સારાનરસાં કર્મ ઉપર જ એના ભાવિનું નિર્માણ થાય છે એ આપણે જાણીએ છીએ તો પછી પોતાના જ કર્મ પર મુસ્તાક એવા પુરુષાર્થવાદીએ શા માટે ઈશ્વરમાં માનવું જોઈએ? ઈશ્વર છે એવી પ્રતીતિ એને કેવી રીતે કરાવી શકાય? બુદ્ધિને પ્રાધાન્ય આપતા વિજ્ઞાનીને ઈશ્વરના અસ્તિત્વ વિશે કેવી રીતે ખાતરી આપી શકાય?

ઉત્તર. શ્રીકૃષ્ણે અર્જુનને કર્મવાદનો (કર્મ સિદ્ધાંતનો=પ્રત્યેકના કર્મનું ફળ એને ભોગવવું પડે છે તેનો) બોધ આપ્યો કે નહિ એ વિશે શંકા છે, પરંતુ એમણે કર્મયોગનો (નિષ્કામ કર્મયોગ=કર્મણ્યેવાધિકારસ્તેનો) બોધ દીધો છે એ નિઃસંશય વાત છે અને એ જ છે ગીતાની વિશિષ્ટતા. ઈશ્વરમાં માનવું કે ન માનવું અને માનવું તો, એની પ્રતીતિ યા ખાતરી બુદ્ધિવાદથી અગર અન્ય રીતિથી કેવી રીતે આપવી એ માનવી, જીવનનો મુખ્ય યા મહત્ત્વનો પ્રશ્ન નથી, પરંતુ આપણું માણસાઈ ભરેલું કર્તવ્ય ઉદાત્ત બુદ્ધિથી, અને આળસ વિના કરતાંકરતાં સર્વ સદ્‌ગુણોથી સંપૂર્ણ થઈને માનવતાની પૂર્ણતા મેળવવી એ જ મુખ્ય વાત છે. એ છે જીવનનું સાધ્ય. એ

આ બાબતમાં બીજી એક મહત્ત્વની સૂચના આપવાની ઇચ્છા થાય છે. ધર્મશિક્ષણ જ્યારે બૌદ્ધિક વિષય તરીકે મનાય છે, ત્યારે એ કેવળ વાદનો જ વિષય બની જાય છે અને જ્યારે એની એક વિશિષ્ટ આચાર તરીકે ગણના થાય છે, ત્યારે એમાંથી જ ક્રિયાકાંડનું નિર્માણ થાય છે. એટલા માટે ધર્મશિક્ષણ એ જીવનના અન્ય વિષયોથી એક અલગ જ બૌદ્ધિક વિષય કે આચાર ન માનતાં જીવનનો પ્રત્યેક વ્યવહાર–પોતાની અને માનવજાતિની ઉન્નતિની દૃષ્ટિથી કરતાં શીખવું એ જ ધર્મશિક્ષણ છે. ધર્મશિક્ષણની બાબતમાં આવી આપણી ખાતરીપૂર્વકની સમજ હોવી જોઈએ. જીવનવ્યવહારની સંપૂર્ણ શુદ્ધિ સાધ્ય કરવી એ આપણે શિક્ષણનું ધ્યેય સમજીશું, તો ધર્મશિક્ષણ એ વિષયને બીજા વિષયોથી અલગ સમજવાનું કારણ રહેશે નહિ.'



અસંતોષ કોને નથી પજવી શકતો? દરેક વિચારશીલ માણસને થાય છે કે, મારામાં આ નથી ને તે ખૂટે છે. મોરને પણ એક વખત થયું કે શારીરિક સુંદરતાના પ્રમાણમાં કંઠ કેટલો બધો નકામો છે?

અને આમ તો મોર એ વિશેની ફરિયાદ પણ કોને કરે? એટલે અંતે પોતાની અધિષ્ઠાત્રી સરસ્વતી દેવીની એણે પ્રાર્થના કરી, અને કરગરી કહ્યું:

'દેવી! બીજું કોઈ હજી મારી ફરિયાદ ન સાંભળે તો વાત જુદી, પરંતુ આપનું તો હું વાહન. આપ જેની જીભે વસો તેની જગતભરમાં વાહવાહ થઈ જાય...પણ મારો જ કંઠ આવો? આવો કઠોર મારો અવાજ? અને...અને...દેવી જુઓ તો ખરાં, કોકિલાને કેટલો મીઠો કંઠ દીધો...માત્ર મને જ નહિ...? કોયલનો ટહુકો સાંભળી લોકો કેટલા બધા મોહિત થઈ જાય છે...પરંતુ મારા અવાજની તો જાણે બધા મજાક ઉડાવતા હોય એવું લાગે છે, દેવી!'

'મયૂરરાજ!' દેવી લાડમાં બોલ્યાં, 'નકામો તમે મનમાં બળાપો રાખો છો. કોયલનો જો સૂર કર્ણપ્રિય ને મધુર છે તો તમારી સુંદરતા ક્યાં નથી? એનો ભભકો શું ઓછો છે? તમારું પીછું તો શ્રીકૃષ્ણના કલાપ–મુગટમાં ચડે છે.'

'એ સૌ સાચું, દેવી, પણ જેનાં વચનો, જેની વાણી જ મધુર ને મિષ્ટ ન હોય તેની સુંદરતાથી શું? મારી પ્રાર્થના સ્વીકારો, વરદાન દો.'

'આકળા મા બનો મયૂરરાજ. જગતમાં એકમાત્ર ઈશ્વર વિના કોઈ સર્વગુણસંપન્ન નથી. જો તને સુંદરતા આપી છે તો કોયલને છે કંઠ. ને પોપટની વાણી તો ગરુડનું બળ...દરેકે દરેક પક્ષીને, પશુ ને માનવીને–પ્રાણીમાત્રને એકેક વિશિષ્ટ ગુણ છે અને એટલે જ એ જગતમાં જીવે છે.'

મોર શાંત પડ્યો.

જીવનમાં એને નવું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું હતું.

# તત્ત્વજ્ઞાન

શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

તત્ત્વજ્ઞાન, વૈષ્ણવધર્મ, શૈવધર્મ, સંશોધન, ઇતિહાસ, આયુર્વેદ વગેરે કઠિન વિષયો ઉપરના લગભગ એકાદ પુસ્તકોના રચયિતા શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી ગુજરાતની સાક્ષરપેઢીનું એક રત્ન છે. મોટા વિદ્વાનોને જ મળતું મુંબાઈ યુનિવર્સિટી તરફથી 'ઠક્કર વ્યાખ્યાનો' આપવાનું માન પણ એમને ત્રીજે વરસે મળ્યું હતું

આપણને-'અખંડ આનંદ'ના વિશાળ વાચકવર્ગને એમનો લાભ અહીં મળે છે તત્ત્વજ્ઞાનનો વિષય અત્યંત ગૂઢ ગણાતો આવ્યો છે એની સમજ લોકભોગ્ય ભાષામાં એમણે અહીં આપી છે અને આગમાં આવતા આપણા દર્શનગ્રંથો વિશેની માહિતી સહુ કોઈને મૂળ ગ્રંથો વાચવા તરફ પ્રેરે

તત્ત્વજ્ઞાન અથવા તો ફિલસૂફી એટલે જીવનને અને જગતને સમગ્ર રીતે જોવાની દૃષ્ટિ. સામાન્ય રીતે પશુની પેઠે મનુષ્ય જીવ્યા કરે છે, એમાંથી જે કાંઈ વિવેકવાળું અથવા તો ઉચ્ચતર જીવન માનવીને મળે છે એ કાંતો ધર્મ દ્વારા, નીતિ દ્વારા, કલા દ્વારા અથવા તત્ત્વજ્ઞાન દ્વારા મળે છે પણ બીજી રીતે ધર્મ, નીતિ, કળા એ બધાંયનું અનોખું તત્ત્વજ્ઞાન હોય છે એટલે ખરી રીતે જીવનની દૃષ્ટિ ઘડનાર તત્ત્વજ્ઞાન જ છે આ રીતે જોતાં ફિલસૂફી એ જગતને સમજવા માટેની ને જીવનને ઘડનારી દૃષ્ટિ છે. ફિલસૂફી અથવા તત્ત્વજ્ઞાન એટલે નીતિનું તત્ત્વજ્ઞાન કે કલાનું તત્ત્વજ્ઞાન એવો અર્થ આપણા દેશના તત્ત્વજ્ઞાનીઓએ નથી કર્યો. જ્યારે ગ્રીક તત્ત્વજ્ઞાનીઓએ અને એને અનુસરીને યુરોપીય તત્ત્વજ્ઞાનીઓએ એ અર્થ કર્યો છે આપણા દેશનું તત્ત્વજ્ઞાન ધર્મ સાથે પ્રથમથી જ સંકળાયેલું છે.

માનવીના જીવનના બે પ્રકાર છે- પામર માનવી અને વિવેકી માનવી-આમાં પામર જીવ તો તત્ત્વજ્ઞાન વિના ખુશીથી ચલાવી શકે. જ્યારે વિવેકી જીવ જાણે કે અજાણે પોતાને માટે કોઈ જાતનું તત્ત્વજ્ઞાન નક્કી કરે છે. પોતે કઈ રીતે જીવવું છે, કઈ રીતે વ્યવહાર કરવો છે વગેરેનો વિચાર કરનાર માનવીમાં કોઈ જાતની નીતિ આવી જાય છે તેમ તત્ત્વજ્ઞાન પણ આવી જાય છે જગતનું અને જીવનનું અમુક સ્વરૂપ માનવી નક્કી કરી લે છે પામર જીવ કશું યે વિચારતો ન હોવાને કારણે સ્વાભાવિક વાસનાઓથી જ ખેંચાઈને જીવે છે, ત્યારે વિવેકી મનુષ્ય એ સ્વાભાવિક ખેંચાણો કે આકર્ષણોને વશ ન થતાં પોતાને વિશે ને પોતાની આસપાસના જગત વિશે વિચાર કરે છે અને એ વિચારમાંથી જ તત્ત્વજ્ઞાનનો આરંભ થાય છે કુદરતી આવશ્યકતાઓને જ અનુસરીને મન ચાલે એ પામર જીવન આવશ્યકતાઓ ન હોય તોપણ મનની પ્રવૃત્તિ થાય એવી બક્ષિસ મનુષ્યને મળેલી છે એટલે 'આ જગત શું છે? તારાઓ શું છે? આસપાસની હવા શું છે? પૃથ્વી ઉત્પન્ન થયા પહેલાં શું હશે? માનવીની ઉત્પત્તિ શેમાંથી થઈ હશે? માણસો અને પ્રાણીઓ શેનાથી જીવે છે? કઈ વસ્તુઓ વિના ન જ ચાલે?' આવા આવા પ્રશ્નો સંસ્કારી મનુષ્યના ચિત્તમાં ઊઠે છે અને એમના જવાબો એ શોધે છે એવું મનુષ્યનું બંધારણ છે, એ જ છે પશુ અને માનવી વચ્ચેનો તફાવત વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો વિકાસ પણ આમાંથી જ થાય છે.

વિજ્ઞાનમાં અને તત્ત્વજ્ઞાનમાં તફાવત એ કે, વિજ્ઞાન જગતના કે જીવનના અમુક એક જ અંશને, એક જ ભાગને, ભલે ગમે તેટલી ઝીણવટથી પણ, અમુક જ ભાગને જુએ છે, ત્યારે તત્ત્વજ્ઞાન સમગ્રને જુએ છે. વિજ્ઞાન પૃથક્કરણ કરે છે ત્યારે તત્ત્વજ્ઞાન સમન્વય કરે છે. કોઈ પણ પદાર્થનું પૃથક્કરણ કરવું એ કાર્ય વિજ્ઞાનનું છે. તત્ત્વજ્ઞાન પૃથક્કરણ નથી કરતું. એ માણસની સામાન્ય ઇંદ્રિયોના અવલોકનના પૃથક્કરણને સમગ્ર રીતે જોઈ સમન્વય કરે છે. આ સમગ્ર રીતે જોવાની શક્તિ માનવીને પોતાના જીવનની વિશિષ્ટ દૃષ્ટિ આપે છે.

વિજ્ઞાન ને તત્ત્વજ્ઞાન એમાંથી માનવ-ઇતિહાસની શરૂઆતમાં તત્ત્વજ્ઞાનનો વિકાસ થયો છે. જૂના વખતમાં વિજ્ઞાનનો જેટલો વિકાસ થયેલો તે તત્ત્વજ્ઞાન સાથે મોટે ભાગે ભળેલો હતો. દા. ત. આપણે ત્યાં આપણા દેશમાં અણુવાદનો વિચાર વૈશેષિક દર્શનમાં સ્પષ્ટ છે ખરો પણ એ તત્ત્વજ્ઞાન સાથે મળેલો હતો અને તત્ત્વજ્ઞાન-ની રીતે જ (એટલે કે વિજ્ઞાનની માફક પ્રયોગો દ્વારા નહિ) પ્રાચીન ઋષિઓએ એ જ્ઞાન મેળવેલું છે. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની પદ્ધતિમાં એક સહેલાઈથી દેખાઈ આવતો તફાવત એ છે કે, વિજ્ઞાનમાં પહેલાં અવલોકનથી ને પછી પ્રયોગથી હકીકતનું જ્ઞાન એકઠું કરવામાં આવે છે. જ્યારે તત્ત્વજ્ઞાનમાં અવલોકન પછી એકદમ મનુષ્યબુદ્ધિ એની અંદરથી સામાન્ય (general) નિર્ણય તારવી લે છે. દા. ત. તત્ત્વજ્ઞાનમાં ઘણી ગાયો જોઈને એમાંથી ગોત્વનું સામાન્ય લક્ષણ તારવી લેવામાં આવે છે.

ધર્મ પેઠે તત્ત્વજ્ઞાન પણ જીવનને સમગ્ર રીતે સ્પર્શ કરે છે, પણ રોજિંદા વ્યવહારના દરેક કટકાને વિજ્ઞાનની પેઠે એનો સીધો સ્પર્શ નથી. જો કે તત્ત્વજ્ઞાનથી સંસ્કારી બુદ્ધિ રોજિંદા વ્યવહારમાં પણ એક જાતની ઉજ્જ્વળતા આણી શકે–જેમ સરસ કળાકાર રોજિંદા વ્યવહારમાં પણ કળા આણી શકે છે. તરત નજરમાં આવે એવો દાખલો મહાત્મા ગાંધીજીનો આપી શકાય. બાપુની અહિંસાની ફિલસૂફીથી એમના દરેક કાર્યની દોરવણી થતી હતી.

આ રીતે જોતાં ફિલસૂફીનો અર્થ કેટલો વિશાળ કરીએ છીએ એના ઉપર ફિલસૂફી જીવનમાં કેટલી અસર કરે છે એનો આધાર રહે છે. પશ્ચિમનું તત્ત્વજ્ઞાન પહેલેથી–ગ્રીસમાં એનો પ્રથમ ઉદય થયો ત્યારથી–તર્કપ્રધાન છે. જ્યારે આપણા દેશનું તત્ત્વજ્ઞાન તર્કમાન્ય તો છે જ પણ પહેલેથી ધર્મ સાથે અથવા તો ધર્મગ્રંથો સાથે સંકળાયેલું છે. આ દેશમાં જૂનામાં જૂનું સાહિત્ય ઋગ્વેદ છે અને આપણા દેશના લોકોએ એમ માન્યું છે કે હિંદુઓના ધર્મ અને વિદ્યા બંનેનું મૂળ વેદો જ છે. આ માન્યતામાં ઐતિહાસિક સત્ય એટલું છે કે, જૂનામાં જૂના કાળમાં જે કાંઈ સાહિત્ય ઉત્પન્ન થયેલું તે બધું એકમાત્ર ઋગ્વેદ-માં જ સંગ્રહાયેલું હોવાથી એ વખતના આર્યોના જીવનને લગતી જે કંઇ માહિતી આપણને મળે છે, તે ઋગ્વેદમાંથી જ આપણને મળે છે અને એમાં જેમ દેવોના સ્તોત્રો પણ છે, થોડાં ઊર્મિકાવ્યો છે, સારા ને નરસા સામાજિક રિવાજો વિશે જુદીજુદી જાતના ઉલ્લેખો છે, લડાઈઓની વાતો છે, નૃત્ય અને ગીતના ઉલ્લેખો છે તેમ તત્ત્વજ્ઞાન વિશે પણ ત્રીસ ચાલીસ મંત્રો છે. તત્ત્વજ્ઞાનના જે આ થોડા મંત્રો છે એમાંથી જ પાછળથી આ દેશના

તત્ત્વજ્ઞાનનો પ્રવાહ ચાલ્યો છે. એ તો એ શબ્દો પાછળથી વપરાયા છે ને પાછળના મોટા તત્ત્વજ્ઞાનીઓએ ઋગ્વેદના જુદાજુદા મંત્રોની નોંધ લીધી છે, તે પરથી સ્પષ્ટ થાય છે.

વેદનો વારસો પાછળના આર્યોને એટલો બધો કિંમતી લાગ્યો કે એના શબ્દોને ઈશ્વરી શબ્દ તરીકે એને પ્રમાણભૂત ગણ્યો અને ધર્મનું મૂળ જેમ વેદ ગણાયા તેમ ઘણા તત્ત્વજ્ઞાનીઓએ તત્ત્વજ્ઞાનનું મૂળ પણ વેદને જ ઠરાવ્યું આ રીતે તત્ત્વજ્ઞાનમાં શબ્દપ્રમાણને મહત્ત્વનું સ્થાન મળ્યું, છતાં તત્ત્વજ્ઞાન સ્વાભાવિક રીતે જ તર્કપ્રધાન હોવાથી તર્કનું સ્થાન તો હમેશા રહ્યું જ છે. એટલું જ નહિં પણ બૌદ્ધ અને જૈન તત્ત્વજ્ઞાનમાં શબ્દપ્રમાણને સ્થાન આપવામા આવ્યું નથી પણ પ્રત્યક્ષ અને અનુમાનને સ્થાન આપવામાં આવ્યું તત્ત્વજ્ઞાન માટે આપણે ત્યાં દર્શન શબ્દ ઘણા વખતથી વપરાયો છે નાસ્તિક, અર્ધનાસ્તિક અને આસ્તિક એમ ત્રણ જાતના, અથવા તો નાસ્તિક અને આસ્તિક એમ બે જાતનાં દર્શનો મનાય છે નાસ્તિકમાં સૌથી પ્રખ્યાત ચાર્વાક અથવા લોકાયત દર્શન છે બૌદ્ધ અને જૈન દર્શનને. બ્રાહ્મણોએ. અર્ધનાસ્તિક ગણેલ- છે બ્રાહ્મણોનાં છ દર્શનો આસ્તિક દર્શનો ગણાય છે.

હાલના વિજ્ઞાનના જડવાદને એક રીતે મળતું દર્શન તે ચાર્વાક દર્શન છે. એમાં આ જગતની હાલના વિજ્ઞાનની માફક વિગતવાર ને વિસ્તૃત ચર્ચા નથી, પણ વિજ્ઞાનના જડવાદની જીવનની દૃષ્ટિ—આધુનિક જડવાદ પેઠે જીવ ને ઈશ્વરમાં ન માનનારી અને આ દુનિયામા જીવે ત્યાંસુધી સુખચેન-માં રહેવામાં જ સાર્થકતા માનનારી જીવનદૃષ્ટિ છે

બૌદ્ધ ને જૈન દર્શન વિશે અહી ટૂંકમાં નિરૂપણ કરવું મુશ્કેલ છે એટલે એટલુ જ કહી શકાય કે, બૌદ્ધ દર્શને ઈશ્વર કે આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો નથી અને જગતને ક્ષણિક માન્યું છે પણ એનું નૈતિક માનસશાસ્ત્ર ખૂબ ઊંડી સમજણવાળુ છે ત્યારે જૈનો અનેકાંતવાદ એટલે કે કોઈ પણ બાબતમા અતિ આગ્રહ ન રાખવાનો બોધ આપે છે ને ઈશ્વરને માનતા નથી; પણ જીવને માને છે વળી પુનર્જન્મ અને કર્મવાદને, બ્રાહ્મણો પેઠે બૌદ્ધ અને જૈન બન્ને માને છે

છ બ્રાહ્મણ દર્શનોના નામ આ છે (૧) ન્યાય (૨) વૈશેષિક (૩) સાંખ્ય (૪) યોગ (૫) પૂર્વમીમાંસા ને (૬) ઉત્તર મીમાંસા ચાર્વાક સિવાય, બૌદ્ધ અને જૈન દર્શનોનું તથા બ્રાહ્મણ દર્શનોનું વિશાળ સાહિત્ય મળે છે આરંભથી આજ સુધીમા કોઈ કોઈ દર્શનના સેંકડો ગ્રંથો લખાયા છે અને સંસ્કૃતમા ઘણુ સાહિત્ય મળે છે કેટલુંક ગુજરાતી ભાષામા ઠીકઠીક લખાવા માંડ્યુ છે., તત્ત્વજ્ઞાનના શોખીનોએ જે દર્શનનો શોખ હોય તેનુ મૂળ સાહિત્ય જ વાંચવાનો પ્રયાસ કરવો એ ઉત્તમ છે ભગવદ્ગીતા અને શ્રીમદ્ ભાગવત જેવા ગ્રંથોનાં સારા ભાષાંતરો થયા છે એના ઉપરની કેટલીક ટીકાઓનાં પણ ભાષાંતરો મળે છે તેમાં યોગસૂત્ર ને ઉપનિષદોનાં ગુજરાતી ભાષાંતરો પણ મળે છે એટલે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરનાર માટે ઠીકઠીક સાધનો છે; સૌએ એનો લાભ લેવો ઘટે

★

# સહન કરો

*

શ્રી. જ્યોતીંદ્ર હ. દવે

'સહન કરવું એ ય છે એક લહાણું ' એ અગાર પંક્તિઓમાં કવિ કલાપીએ જગસમસ્તના ઉપદેશનો સાર કહી દીધો હોય એમ લાગે છે. આટલી બધી દિશાઓમાંથી એકસામટી આટલી બધી મુશ્કેલીઓ માનવીને કદાચ ક્યારે ય નહીં પડી હોય.

સહનશક્તિની શક્તિ ને એની મર્યાદા વિશે અત્યાર અગાઉ ઘણી વ્યક્તિઓએ જગતને બોધ આપ્યો છે, પરંતુ આ લેખમાં શ્રી. દવે એમની વિશિષ્ટ લાક્ષણિકતાથી અત્યારના વાતાવરણમાં નવી દૃષ્ટિથી તદ્દન નવી જ વાત કહી જાય છે. ગુજરાતના પ્રથમ પંક્તિના હાસ્યકારના મુખથી 'સહન કરવાની' વાત સાંભળવી એ પણ શું એક લહાણું નથી?

'હવે તો હદ થઈ ગઈ. મને તો સમજાતું જ નથી, કે આટઆટલી તકલીફ ને ઉપાધિ સહન કરવા છતાં આપણે હજી જીવતા કેમ રહ્યા છીએ? 'અમારી નાટક કંપની આ છેલ્લો ખેલ નાખી પરગામ ઊપડી જશે' એમ જાહેર કર્યા પછી એ કંપનીવાળા 'કદરદાન લોકોની ખાસ ફરમાશથી' બીજા બારપંદર વધારાના ખેલ નાખે છે, અથવા 'આ લડાઈ છેલ્લી જ લડાઈ છે. દુનિયામાંથી લડાઈ તદ્દન નાબૂદ થઈ જાય તેટલા ખાતર જ આ લડાઈ જાહેર કરવામાં આવી છે' એમ દરેક યુદ્ધને પ્રસંગે પોકારીપોકારીને જાહેર કરવામાં આવે છે, તે છતાં નવી-નવી લડાઈઓ ફાટી નીકળે છે, તે જ પ્રમાણે હવે તમારે વધારે તકલીફ વેઠવી નહિ પડે, હવે તમારી હાડમારી ઓછી થઈ જશે એમ આપણને વચન આપવામાં આવે છે ને તે પછી તરત જ નવી ઉપાધિ, નવી તકલીફ, નવી હાડમારી ઊભી કરવામાં આવે છે. લડાઈ ચાલુ હતી ત્યારે તો બધું વેઠી લેતા હતા, એવી આશાથી કે, આ લડાઈ બંધ પડશે એટલે થોડા વખતમાં બધું થાળે પડી જશે. પણ તેને બદલે લડાઈ બંધ થયાને આજે આટલો બધો વખત થઈ ગયો, છતાં તકલીફ તો એક પછી એક વધતી જ જાય છે. અને તકલીફ તે કંઈ એક જ જાતની છે? આજે અનાજનું રેશનિંગ આવ્યું, તો આવતી કાલે પેટ્રોલ પર બંધી, પરમ દિવસે ઘાસતેલ ગુમ, તો ચોથે દિવસે કાપડ પર કાપ અને વાહનવ્યવહારની મુશ્કેલી તો બધી વખત ખડી જ હોય. આને બદલે પહેલેથી જ બધી અડચણો આવવાની હોય તે સામટી આવી જાય, તો આપણે શરૂઆતથી જ સમજી લઈએ કે 'ભાઈ, હવે આટલાથી ચલાવી લેવાનું છે.' તેને બદલે આ તો હવે ધીરેધીરે બધું ઠીક થશે એમ એક તરફથી સધિયારો આપવામાં આવે છે, ને પછી પહેલાના કરતાં પણ કપરી સ્થિતિ પેદા થાય છે. આ બહુ અજુગતું લાગે છે.'

મુંબાઈમાંથી 'રેશનિંગ' નીકળી જશે એવી ખબર સાંભળીને ઉત્સાહમાં આવી ગયેલા એક ભાઈએ મુંબાઈમાંથી હમણાં 'રેશનિંગ' જવાનું નથી એવા સત્તાવાર સમાચાર વાંચી ઉપરની મતલબની ફરિયાદ અમે પાંચ સાત મિત્રો બેઠા હતા ત્યાં કરી ને મારા સિવાયના બીજા બધા સાંભળનારાઓએ એમની વાતને ટેકો આપ્યો.

ભૂખ અને અપચો એવી વસ્તુ છે કે એ બધા જ માણસને સરખા બનાવી દે છે. અભણ ને પંડિત, જંગલી ને સંસ્કારી, માણસ ને જનાવર: બધા જ એની આગળ એકસરખા બની જાય છે. એનાથી પીડાતા સૌનાં મગજ બહેર મારી જાય છે અને કાંઈ

પણ વસ્તુ વિશે ઠંડે મગજે કે શાંતિપૂર્વક એમનાથી વિચાર થઈ શકતો નથી.

આ બને વસ્તુ પોતે તો ખરાબ છે જ, પણ એનો ભય તો એનાથી પણ ખરાબ છે. 'મને અપચો થશે તો ?' એવા ભયથી જમવા બેસનાર માણસને આખરે એ ગમે તેટલું ઓછું ખાય તોપણ અપચો થાય છે અને 'હું ભૂખે મરી જઈશ' એવો ભય સેવનાર અકરાંતિયાની માફક જમે તો યે એ ભૂખ્યો ને ભૂખ્યો જ રહે છે એક વખત મારા એક મિત્રે મારી જોડે શરત મારી 'આટલુ ગ્લાસ તમારાથી પચાવી નહિ શકાય આ બહુ ભારે અને પૌષ્ટિક પીણું છે' સાધારણ રીતે ખાવાપીવાની બાબતમા, અને બીજી ઘણી બાબતમાં, હું કોઈ જોડે શરતમાં ઊતરતો નથી બીજાઓ શરતમા ઊતરે તે જોવામા જ મને જોઈએ તેટલો આનંદ મળી રહે છે આમ છતા તે દિવસે મને, કોણ જાણે કેમ, પણ કુમતિ સૂઝી ને મેં કહ્યું 'એમ તો હું બ્રાહ્મણ છું, આટલું પીણુ હજમ કરી જવુ તે મારે મન રમતની વાત છે' 'લો ત્યારે, કરો સ્વાહા' મારા મિત્રે કહ્યું, અને હું જરા ખટાશ પડતુ એ રંગીન પ્રવાહી, પ્યાલું ભરીને પી ગયો તે વેળા પી તો ગયો પણ પછી મને અપચાનો ખૂબ ડર લાગ્યો તે દિવસે મે કંઈ પણ ખાધુ નહિ ચા પણ ખૂબ ઓછી નરમ પીધી છતા આખો દિવસ મને ખાટા ઓડકાર આવ્યા ને પેટ ભારેભારે લાગ્યા કર્યું બીજે દિવસે 'એ શું હતું ?' એમ મે મારા મિત્રને પૂછયુ, ત્યારે એણે હસીને સામો સવાલ કર્યો 'કેમ ? અપચા જેવુ જણાયું કે નહિ ?' 'અરે! અપચાની વાત જ ન પૂછતો આખો દહાડો ભૂખ્યે પેટે કાઢ્યો, પણ પેટ ભારે ને ભારે રહ્યું ને ખાટા ઓડકાર આવ્યા કર્યા' મેં કહ્યું' એણે કહ્યું 'કંઈજ હતુ નહિ લીંબુનુ શરબત હતુ અને એને રંગીન તથા સુવાસિત બનાવવા એમાં એસેન્સ નાંખ્યુ હતુ અપચો થાય એવુ એમાં કશું જ હતુ નહિ' આમ મારે પદાર્થથી નહિ, પણ અપચાના ભયથી જ મને અપચો થયો હતો

ભૂખમરા ને અપચાના ભયથી પીડાતા આ પ્રકારના માણસો બીજા માણસો સાથે ભળવાલાયક રહેતા નથી એમનાં મગજ ગરમ રહે છે, અને તેમાં રહેતા નક્કર વિચારો પહેલાં પ્રવાહી બની જાય છે ને પછી વાયુ કે વરાળનુ રૂપ ધારણ કરીને એમાંથી બહાર નીકળી જાય છે. આમ એમને મગજ ખાલી ને ખાલી લાગ્યા કરે છે. વાતવાતમાં એ જેની તેની સાથે લડી પડે છે એવી સ્થિતિમાં કાર્યકારણની પરંપરા વિષે એ ખરાખર વિચાર કરી શકતા નથી, તેમ જ પોતાને માટે અને બીજાઓને માટે શું હિતાવહ છે ને શુ અહિતકારી છે તેની એમને સમજ પડતી નથી કદાચ કોઈ સમજાવવા જાય તો તેને એ મૂરખ ગણી કાઢે છે, પોતાનો દુશ્મન માની લે છે ને તેની સાથે તકરાર કરવા તૈયાર થઈ જાય છે.

આજે થોડાક અપવાદ બાદ કરતા દુનિયાની બધી પ્રજામા ભૂખમરો પ્રવર્તી રહ્યો છે. 'અનાજ વધુ ઉગાડો', 'અનાજ વધુ ઉગાડો'ના પોકાર ચારે બાજુથી એટલા જોરશોરથી કરવામા આવે છે, કે એ પ્રચંડ અવાજથી જ ગભરાઈ જઈને જરાતરા ઊગેલુ અનાજ પણ પાછું જમીનમાં ભરાઈ જાય છે, ને નવા અનાજની તો જમીનમાંથી ડોકું બહાર કાઢવાની પણ હિંમત ચાલતી નથી આવી પરિસ્થિતિમાં પણ જે મારા–તમારા (એટલે કે આ લેખના લખનારા ને તેના વાંચનારા) જેવા ઠંડા મગજે વિચાર કરી શકે એવા મનુષ્યો

છે તેમને તો લેખના આરંભમાં જે ભાઈની ફરિયાદ રજૂ કરવામાં આવી છે, તે બિલકુલ વજૂદવગરની લાગ્યા વિના રહેશે નહિ.

'ધીરેધીરે સુધારાનો સાર' દલપતરામે ગાયો છે તે સુધારાની બાબતમાં જ નહિ, પણ 'કુ–ધારા'ની બાબતમાં પણ લાગુ પાડી શકાય છે. ખરાબ ધારાઓ કે અનિષ્ટનો સાર પણ એના ધીરેધીરે આવવામાં રહેલો છે. એકસામટા એ બધા આવે, તો આપણે તે બરદાસ્ત ન કરી શકીએ. પણ ધીરેધીરે આવે છે, એટલે આપણને એમાં કંઈ લાગતું નથી. 'ભણતાં પંડિત નીપજે, લખતાં લહિયો થાય' એમ એક કવિએ બીજે સ્થળે કહ્યું છે, તે પણ અહીં લાગુ પડે એમ છે. અભ્યાસથી દરેક વસ્તુ પર કાબૂ મેળવી શકાય છે. ભણવાનો મહાવરો રાખનાર પંડિત બને છે. લખવાની ટેવ પાડનાર સારો લહિયો થાય છે, તેજ રીતે રોજ નિયમિત રીતે થોડુંથોડું વધારે દુઃખ ને તકલીફ સહન કરવાનો મહાવરો રાખનાર એના પર વિજય મેળવવા શક્તિમાન થાય છે.

'તમે અપચાથી પીડાઓ છો, ખરું ને ? મારી પાસે એનો ઉપાય છે.'

'અમને ખબર છે. બે ત્રણ ઉપવાસ ખેંચી કાઢવા.'

'ના, મારી પાસે એનાથી સરસ ઉપાય છે.'

'એક વાર કાયમી અપચાની દવા લેવા હું એક મોટા ડોક્ટર પાસે ગયો, ત્યારે મને આ ઇલાજની ખબર પડી.'

'આ જાડો દેવદત્ત દિવસે જમતો નથી' એમ ભેંસ જેવા ભરાઉ શરીરવાળા મનુષ્યને બતાવીને કોઇ કહે, તો એ રાતે જમતો હશે ને સારી પેઠે જમતો હશે એવું અનુમાન સ્વાભાવિક રીતે જ આપણે કરીએ, તે જ પ્રમાણે સૂકો ને કંટાળેલો માણસ સવારે ખાય છે, એમ કોઈ કહે તો રાતના એ ખાતો નહિ હોય અને દિવસે પણ ઓછું ખાતો હશે એમ આપણે સહેજે અનુમાન કરીએ.

મેં ડોક્ટરને કહ્યુંઃ 'હું સવારે જમું છું.' ત્યારે મારા વિષે એણે એવું જ અનુમાન કર્યું. 'પણ રાતના તમે જમતા નથી, ખરું ને?' 'હા, પણ તમે ક્યાંથી જાણ્યું?' મેં નવાઈ પામી પૂછ્યું, 'તમારા દેદાર જોઈને,' એમણે જવાબ દીધો. 'મને હંમેશાં અપચો રહે છે. હું આ 'રેશન'ના અનાજનો બીજાની પેઠે વાંક કાઢતો નથી. સારું અનાજ મળતું ત્યારે પણ મને અપચો રહેતો. હા, એટલો ફેર ખરો કે, પહેલાં વધારે અનાજ ખાતો, ત્યારે ઓછો અપચો રહેતો, આજે ઓછા અનાજથી પણ વધારે અપચો થાય છે. એક જ વાર જમું છું, પણ તે યે પચતું નથી. તદ્દન ભૂખ્યો રહું છું તો અશક્તિ આવી જાય છે. તો મારે કરવું શું?' મેં એમની સલાહ પૂછી: 'જુઓ, હું તમને કહું. તમે એક જ વાર જમો છો તેમાં જ તમને અપચો થાય છે,' ડોક્ટરે કહ્યું. 'પણ ત્યારે એક વાર ન ખાઉં તો શક્તિ કેમ જળવાઈ રહે ?' મેં પૂછ્યું. 'હું તમને ભૂખ્યા રહેવાનું કહેતો નથી.' ડોક્ટરે કહ્યું, 'ત્યારે?' મેં સવાલ કર્યો: 'જમો. પણ એક જ વાર નહિ, પણ વધારે વાર.' ડોક્ટરે કહ્યું. 'એ કેમ બને ? આમ જ એક વાર ખાધેલું પણ પચતું નથી. રાતે બિલકુલ જમતો નથી, તોપણ બીજે દિવસે જમવા બેસવાનું મન થતું નથી. તો પછી વધારે વાર જમવાની તો વાત જ શી રીતે થઈ શકે ?' મેં શંકા રજૂ કરી. 'તમને કદાચ ખરું નહિ લાગે પણ પ્રયત્ન કરી જુઓ. દિવસમાં ચાર

પાંચ વાર જમવાનુ રાખો તમે એક વાર પેટ ભરી જમો છો તેને બદલે થોડાથોડા ને વિવિધ પ્રકારનો ખોરાક દિવસમાં ચારપાંચ વાર લેવાનો મહાવરો પાડશો તો તમારી અપચાની ફરિયાદ દૂર થઈ જશે.' ડૉક્ટરે સલાહ આપી 'એમ કરવા જઈશ તો આફરો તો નહિ થઈ જાય?' મે ભય દર્શાવ્યો, 'નહિ થાય, એટલુ જ નહિ, પણ તમને પચશે સહેલાઈથી ને ભૂખ પણ સારી લાગશે પ્રયોગ કરી તો જુઓ' ડૉક્ટરે આગ્રહપૂર્વક કહ્યું અને મનેકમને પણ એમનો પ્રયોગ અજમાવી જોવાનું મે નક્કી કર્યું. એ પ્રયોગથી હું ગભરાતો હતો તેટલો ગેરફાયદો ને ડૉક્ટર ધારતા હતા તેટલો ફાયદો મને ન થયો પણ સરવાળે ગેરફાયદા કરતા ફાયદો વધારે થયો એ મારે કબૂલ કરવુ જોઈએ

એક વાર મારે અણધાર્યા બહારગામ જવાનો પ્રસગ આવ્યો આમે ટ્રેનના આવવાના સમય કરતાં એનો ઊપડવાનો વખત જ મને યાદ રહે છે, ને છેક છેલ્લી ઘડીએ હુ તૈયારી થઈ શકું છું મારા ગયા વગર ટ્રેન ઊપડી જ નહિ શકે એવો ખોટો ખ્યાલ કોણ જાણે કયાંથી મારા મગજમાં ભરાઈ બેઠો છે એટલે તે દિવસે મારે બહુ જ ઉતાવળે તૈયાર થવુ પડ્યુ કપડાંલત્તાં તથા બીજો જરૂરનો સામાન ભેગો કરી મે બૅગમાં ભરવા માંડયો પણ આથી યે ઘણો વધારે સામાન પોતાનામાં સમાવવાની શક્તિનો ડોળ કરતી એ બૅગમાં એ સામાન માઈ શકયો નહિ બધો સામાન એકસાથે બૅગમા ભરી દઈને બૅગ બધ કરી એના પર હું ઊભો રહ્યો પહેલાં એનું ઢાંકણું નીચુ નમ્યુ, પછી ઊંચુ થયુ અને પછી હું ઊંચોનીચો થયો આટલી ગતિ અમારામા–બૅગમાં તથા મારામા–આવી તે સિવાય બીજી પ્રગતિ થઈ શકી નહિ ચારપાંચ વાર મે પ્રયત્ન કરી જોયો પણ અમારા બનેના ઊંચાનીચા થવા ઉપરાંત બીજી કશી ફલપ્રાપ્તિ થઈ નહિ હા, એક વાર બૅગમાં મૂકવાની નહોતી એવી મારી આંગળી ઢાંકણા ને બૅગની વચ્ચે આવી ગઈ ને મારી ઊંચાનીચા થવાની ગતિ વધુ ઝડપી બની પણ બૅગે સામાન પોતાનામાં સમાવવાની હા તો ન જ પાડી થોડીવાર સુધી હુ ને બૅગ બ ને ખુલ્લાં મોંએ એકબીજા સામું જોતા બેસી રહ્યા!

મારા શ્રીમતી બાજુમાં ઊભાંઊભાં અમારી આ લીલા સસ્મિત જોઈ રહ્યાં હતાં, તે આખરે મારી વહારે ધાયા. 'તમે ખસી જાઓ, હુ ગોઠવી આપુ ' એણે કહ્યું, 'હું આટલુ જોર કરુ છું તોપણ બૅગ દેવાતી નથી, તે તારાથી થશે? બીજી મોટી બૅગ જોઈશે આમાં નહિ માય;' મેં કહ્યું. 'જુઓ તો ખરા, હુ આમાં જ મવડાવી આપું છું,' એમ કહીને એણે મારી પાસેથી બૅગ ને સામાન લઈ લીધા અને એક પછી એક વસ્તુઓને છૂટી પાડીને વ્યવસ્થિત રીતે તેને બૅગમાં ભરવા માંડી થોડીવારમાં બૅગમાં બધો સામાન ગોઠવાઈ રહ્યો એટલે એણે કહ્યુ· 'હજી કંઈ બાકી છે? કંઈ મૂકવું હોય તો બૅગમાં જગા છે.' મને નવાઈ લાગી. આટલો સામાન અંદર સમાવ્યા છતાં બીજા પાંચ છ કપડાં રહે એટલી જગા બૅગમાં ખાલી હતી, 'તને ને આને–બૅગને ને બૅગને–બંનેને હું અન્યાય કરતો હતો. વધારે કપડાં સમાવવાની બૅગમાં શક્તિ ને તારામાં કલા છે એનો મને ખ્યાલ નહોતો' મે કહ્યુ 'એમાં કંઈ નવુ નથી તમે બધું એકસામટું બૅગમાં ભરવા ગયા, એટલે એમાં માયુ નહિ પણ તેને બદલે ધીરેધીરે રીતસર ગોઠવીને એક પછી એક એમાં

મૂકીએ તો આટલાં શું, આથીયે ઘણાં વધારે કપડાં અંદર સમાવી શકાય,' એણે કહ્યું.

આ ઉપરથી મને સમજાયું કે, પેટ ને પેટી બંને સરખાં છે. બંનેમાં એકસામટું કંઈ પણ ભરવા જઈએ તો તે એમાં માય નહીં, બહાર નીકળી આવવાનો યત્ન કરે પણ ધીરેધીરે એમાં કંઈ ભરવું હોય તે ભરીએ તો બધું એમાં સમાઈ જાય, એટલું જ નહિ, પણ થોડું બહારથી લાવીને ઉમેરવાની પણ જગા રહે.

'હજી કેટલુંક ચાલવાનું છે?' છએક માઈલ ચાલ્યા પછી સારી પેઠે થાક લાગવાથી મેં મારા સહપ્રવાસી મિત્રને પૂછ્યું.

'હવે પાસે જ છે. બહુ ચાલવાનું નથી,' એમણે જવાબ દીધો.

'હવે બહુ ચાલવાનું હશે તો આપણાથી નહિ બને. હું તો થાકી ગયો છું.' મેં કહ્યું.

'હવે તમારે બહુ ચાલવું નહિ પડે. આપણે થોડી જ વારમાં પહોંચી જઈશું,' એણે મને આશ્વાસન આપતાં કહ્યું.

બીજાએ બેક માઈલ ચાલ્યા પછી હું અટકીને ઊભો રહ્યો. 'બસ, હવે મારાથી એક ડગલું પણ આગળ ભરાય એમ નથી. તમારે જવું હોય તો જાઓ, હું તો અહીં જ બેસીશ. કલાકેક આરામ લીધા પછી જ ઊઠીશ.' મેં કહ્યું.

'હવે તો આપણે લગભગ આવી પહોંચ્યા છીએ. નકામો કલાક શું કામ બગાડો છો? મુકામે પહોંચ્યા પછી જોઈએ તેટલો થાક ખાજોને!' એમણે કહ્યું.

'ઠીક, પણ હવે વધારે વખત મારાથી ચાલી શકાય એમ છે જ નહિ. મારા ટાંટિયાની તો કઢી થઈ ગઈ,' મેં કહ્યું.

'હું પણ હવે તો થાકી ગયો છું. પણ હવે આઘું નથી.' એમ કહી એણે મને બીજી વાતમાં નાખ્યો.

કલાકેક ચાલ્યા પછી અમે મુકામે આવી પહોંચ્યા.

'તમે જિંદગીમાં કોઈ વાર પણ સાચું બોલો છો કે નહિ?' મેં પ્રશ્ન કર્યો.

'કોઈકોઈ વાર, નુકસાન થાય એમ ન હોય, ત્યારે બોલું છું. પણ આ સવાલ પૂછવાનું કંઈ કારણ?' મારા મિત્રે પ્રતિપ્રશ્ન કર્યો.

'કારણ એટલું જ કે, હવે કંઈ આઘે નથી એમ કહીકહીને તમે મને સાતઆઠ માઇલ ચલાવ્યો,' મેં કહ્યું.

'બાર માઈલ,' મારી ભૂલ સુધારતાં એણે કહ્યું.

'બાર માઇલ!' આશ્ચર્ય પામી હું બોલી ઊઠયો.

'વધારે, પણ ઓછા નહિ,' એણે કહ્યું.

'ચાર માઈલથી વધારે ચાલવાનું મારું ગજું નથી. પણ તમે, ભલા માણસ, બાર માઈલ ચલાવીને મારો દમ કાઢી નાંખ્યો. ઘેરથી નીકળ્યા ત્યારે 'બેચાર માઈલથી ઓછું નથી' એમ તમે મને જણાવ્યું હતું ને પછી હું થાકી જઈને ઊભો રહેતો, ત્યારે 'બસ, હવે આવી પહોંચ્યા' એમ કહીને તમે મને આગળ ને આગળ ચલાવ્યા કીધો, તેના કરતાં પહેલેથી જ કહી દીધું હોત, કે ભાઈ, બારચૌદ માઈલ ચાલવાનું છે. છે હિંમત? હોય તો તૈયાર થા, તો હું પહેલેથી જ ના પાડી દેત,' મેં કહ્યું.

'તમે ના પાડશો એમ હું જાણતો હતો તેથી જ મેં 'બેચાર માઈલ કરતાં વધારે નથી' એમ કહ્યું હતું. પહેલેથી ખરી વાત જણાવી દીધી હોત તો વગર ચાલ્યે તમે થાકી જાત. તમારી શક્તિનું તમને ભાન નથી. બાર માઈલ ચાલવું એ તમારા ગજા ઉપરાંતનું કામ નથી. પણ તમે એમ ધારી

થો છો ને તેથી ગભરાઈ જાઓ છો. પણ જુઓ, મેં તમને બાર માઈલ ચલાવીને તમારી શક્તિનું તમને ભાન કરાવ્યું કે નહિ?' એમણે કહ્યું

'મારી શક્તિનું ભાન મને છે કે નહિ તે તો કોણ જાણે, પણ મારી અશક્તિ માટે તમને સહાનુભૂતિ કે દયા નથી એ તો ચોક્કસ.' મેં કહ્યું.

અલબત્ત, તે વખતે તો એમની વાત મને રુચી ન હોતી ને મારી ચાલવાની શક્તિને બદલે બોલવાની શક્તિનું એમને ભાન કરાવવાની તીવ્ર અભિલાષા મારા મનમાં જાગી હતી. ત્રણચાર માઈલ પર આવેલું સુંદર મંદિર બતાવવાની લાલચ આપી મારા એ મિત્રે મારી પાસે બાર માઈલ ચલાવી મારો દમ કાઢી નાંખ્યો હતો, તે માટે તે વેળા તો મને એના પર બહુ ગુસ્સો ઊપજ્યો હતો. પણ હવે વિચાર કરતાં લાગે છે કે, એમની વાત સાચી હતી

આપણાં પેટ, પેટી ને પગની બાબતમાં જે સાચું છે, તે આપણા મગજની બાબતમાં ખરું છે. એકસામટો બોજો એના પર કોઈ લાદવા માગે છે એમ એને લાગે તો એ અકળાઈ ઊઠે છે.

આપણી અશક્તિની પેઠે આપણી શક્તિ પણ ધીરેધીરે કેળવાય છે આપણે કેટલો બોજ ઉપાડી શકીએ છીએ, આપણે કેટલું સહન કરી શકીએ છીએ તેનો પૂરેપૂરો અનુભવ થયા વગર આપણને ખ્યાલ આવતો જ નથી

હવે વધારે ગરમી પડશે તો બેભાન થઈ જઈશું એમ આપણે ઉનાળામાં ખૂબ ગરમી પડે ત્યારે કહીએ છીએ, પણ ગરમી તો રોજ ને રોજ વધતી જાય છે, જે પૂરેપૂરી અક્કલહોશિયારીમાં રહીને આપણે તે સહન કરી લઈએ છીએ. 'હવે જો વધારે ઠંડી પડશે તો લોકોને ન્યુમોનિયા કે પ્લુરસી લાગુ પડ્યા વિના નહિ રહે' એમ શિયાળામાં ઠંડીનું મોજું આવી ચડે ત્યારે આપણે પોકાર કરી ઊઠીએ છીએ, પણ એથી યે વધારે જલદ ઠંડી પડે છે ને મોટા ભાગના લોકોને ન્યુમોનિયા થવાને બદલે ઊલટો એમનો આહાર વધે છે 'હવે વરસાદ નહિ અટકે, તો શહેરની સુખાકારી બગડ્યા વિના રહેશે નહિ' એમ વર્ષાઋતુમાં બે દિવસ અવિરામ ધારે વરસાદને વરસતો જોઈને આપણને ચિંતા થાય છે પણ વરસાદ બીજા બે દિવસ અટક્યા વિના પડ્યા જ કરે છે ને તે છતાં શહેરની સુખાકારીમાં જાણવા જેવો કોઈ તફાવત પડતો નથી

અકસ્માત એકસામટો બોજો આપણા પર આવી પડે, ત્યારે આપણે ગભરાઈ જઈએ છીએ અને આ કેમ સહન કરી શકાશે એમ આપણને લાગે છે પણ બોજો ધીરેધીરે વધતો જાય અને 'હવે વધે એમ નથી', 'આથી મોટી હવે કઈ મૂંઝવણ આવવાની છે!', 'હવે તો હદ થઈ ગઈ,' 'આના કરતાં વધારે દુઃખ આવી શકે એમ છે જ નહિ', એમ આપણને લાગે, અથવા એ પ્રકારનું આશ્વાસન આપવામાં આવે ને તે પછી પણ બોજો ધીરેધીરે વધતો જ જાય ને દરેક વખતે 'હવે હદ આવી રહી. બસ, હવે બધું ઠીક થઈ જશે' એવું આશ્વાસન પણ મળતું જ રહે, તો આપણે એ બોજો ઉપાડતાં શીખી જઈએ છીએ. ફરિયાદ કરતાંકરતાં પણ આપણે ટેવાઈ જઈએ છીએ અને પહેલાં જે 'મારાથી આ કોઈ કાળે બની શકે એમ નથી' એમ લાગતું, તે બની શકે છે એટલું જ નહિ, પણ એથી યે વધારે પ્રમાણમાં કંઈ આવી પડે, તો તે પણ સહન કરી લેવા આપણે શક્તિમાન થઈએ છીએ

સ્ટેશનથી આવતાં મજૂરને માથે જ્યારે

ટ્રંક ચઢાવીએ, ત્યારે ભારને લીધે એનું માથું નમી પડે છે. પણ એના પર બીજું પોટલું મૂકીએ, એટલે એ માથું ઊંચું કરીને ચાલવા માંડે છે. એકસામટાં ટ્રંક ને પોટલું એના માથા પર મૂકવા જઈએ તો એ બેસી જાય, એનાથી ઊભા પણ ન થઈ શકાય. એ જ પ્રમાણે અડચણો ને આપત્તિઓ પણ ધીરેધીરે, એક પછી એક, ક્રમેક્રમે ને વ્યસ્થિત રીતે આવ્યા કરે તો કદાચ તેને વધાવી લેવા આપણે તૈયાર ન થઈએ, પણ તે સહી લેવા શક્તિમાન તો જરૂર થઈએ છીએ.

આપણે સહન કરી શકીએ તે ખાતર બોજો જેમ ધીરેધીરે આવે તે જરૂરનું છે, તેમ તેમાં વૈવિધ્ય હોવું એ પણ આવશ્યક છે. એકસામટી પાંચ ટ્રંકો ઉપાડવી મુશ્કેલ બને, પણ એક ટ્રંક, એક પોટલું, એક બે બિસ્તરા, એકાદ કંડિયો અને વિવિધ વસ્તુઓ ઉપાડવી સહેલી બને છે. એક જ જાતની વાનગી કરતાં જુદીજુદી જાતની વાનીઓ વધારે પ્રમાણમાં લઈ શકાય છે, તે પ્રમાણે એક જ પ્રકારની આપત્તિ કરતાં જુદાજુદા પ્રકારની આપત્તિઓ એક પછી એક આવે, તો તે વધારે પ્રમાણમાં સહ્ય બને છે.

આ રીતે જોતાં આપણા પર જાતજાતની આપત્તિઓ એક પછી એક આવતી જાય છે તેથી ગભરાવાને કે તેની વિરુદ્ધ ફરિયાદ ઉઠાવવાને બદલે આપણે ખુશ થવું જોઈએ કે આપણી સહનશક્તિ જેમજેમ કેળવાતી જાય છે તેમતેમ એને વધારે ને વધારે વૈવિધ્યભર્યો ખોરાક મળતો રહે છે. અગ્નિમાં એકસામટા કોયલા નાંખો તો એ હોલવાઈ જાય છે ને બિલકુલ ન નાંખો તો પણ હોલવાઈ જાય. સહનશક્તિને પણ ગજા ઉપરાંત એકસામટું સહેવાનું આવે તો એ હતાશ થઈને હોલવાઈ જાય ને એને કંઈ પણ સહેવાનું ન મળે તો ખોરાકને અભાવે સંકોચાઈને એ નાશ પામે. અત્યારે જે જેવી રીતે એને મળવું જોઈએ તે તેવી રીતે એને મળ્યાં કરે છે તે આપણું દુર્ભાગ્ય નહિ, પણ સદ્‌ભાગ્ય છે.

☆

એક વખત ભોજરાજા દરબાર ભરી બેઠો હતો. એવામાં સિપાઇઓ એક પ્રખર પંડિતને તાણીબાંધીને પકડી લાવ્યા. વાત એમ હતી કે આ પંડિત પોતાની પત્નીને સખત મારતો હતો. રાજાએ વાત જાણ્યા પછી નમ્રતાથી પૂછ્યું:

'પંડિતરાજ ! આવું આપ જેવા વિદ્વાન પુરુષને લગીરે શોભાસ્પદ લાગે છે ખરું ?'

'શું કરું મહારાજ ? મારું જીવન ઝેર થઈ ગયું છે. નગરીમાં ભિક્ષા માગવા ગયો, ત્યાં બધાંએ તુચ્છકારી કાઢ્યો ને કોઈએ કશું પણ આપ્યું નહિ. અને આમ દરરોજ શું મારી પત્ની કે શું મા, કોઈ પ્રસન્નચિત્ત રહેતું નથી. પત્ની સાસુનો વાંક કાઢે ને મારા ઉપર ખિજાયા કરે છે. 'કમાવાનું જોર નહોતું તો પરણ્યા શું કામ' આ શબ્દો દહાડામાં દોઢસો વખત મને ચાંપે છે. અને એટલે પછી મારાથીયે રહી શકાતું નથી, હું પણ એની સાથે બાઝવા માંડું છું. મહારાજ, શું હું નથી સમજતો આ બધું ? પણ શું કરું, લાચાર છું. એ પરણીને આવી તેવામાં તો મારી પાસે થોડી બાપુકી મૂડી પણ હતી એટલે ઠીકઠીક ચાલ્યું; પણ તે પછીથી અમારી પરસ્પરની કુદરતી લાગણીઓનું ઝરણું જાણે સાવ સુકાઈ ગયું છે. આ બધા પલટાના મૂળની કશી સમજ નથી પડતી મહારાજ !'

'એ મૂળ મારા ધ્યાનમાં આવી ગયું છે. તમે આ એક લાખ સોનામહોર લઈ જાઓ, એ મહોરો કંકાસનું જરૂર નિકંદન કાઢશે.'

ગરીબી ને કંગાલિયત સ્નેહસંબંધમાં પણ ક્વચિત ભયંકર વિક્ષેપ પાડે છે, એ વાત રાજાની ધ્યાનબહાર રહી નહીં.

# સામાન્ય જીવનમાં વીરતા

શ્રી. ગુલાબદાસ બ્રોકર

'લતા અને બીજી વાતો', 'ઊભી વાટે' વગેરે વાર્તાસંગ્રહોના કર્તા શ્રી ગુલાબદાસ બ્રોકર આપણા પ્રથમ પંક્તિના વાર્તાકારોમાં સ્થાન પામે છે. પોતે કાવ્યો રચે છે, વિવેચન કરે છે પણ તે ક્વચિત જ. 'ધૂમ્રસેર' નામની એમની વાર્તાને વર્ષ દરમિયાનની શ્રેષ્ઠ વાર્તા તરીકે 'મહિડા પારિતોષક' પણ મળ્યું છે.

અસામાન્ય માનવીની સામાન્યતા પ્રત્યે આપણે ઘણાએ ઘણીવાર ધ્યાન આપ્યું છે, પરંતુ સામાન્ય માનવીમાં રહેલી અસામાન્યતાને પિછાનવાનો પ્રયત્ન જવલ્લે જ થાય છે. દુનિયાની દૃષ્ટિએ મહત્તાવિનાનાં સ્ત્રીપુરુષો પણ પોતાના જીવનમાં એવો વિશિષ્ટ ભાગ ભજવી જાય છે, કે એનો રણકો ક્યાંય સુધી ભુલાય નહિ. આવા એક 'પિતા'ના અસામાન્ય ત્યાગનો શ્રી બ્રોકરે અહીં પરિચય કરાવ્યો છે. આવા ત્યાગ, પરાક્રમ ને પુરુષાર્થના પ્રસંગો વાચકોને એમના તરફથી અવારનવાર મળતા રહેશે.

મહાત્મા ગાંધી કે જવાહરલાલ નહેરુ, લેનિન કે ટ્રોટસ્કી, પ્રતાપ કે શિવાજીનું વીરત્વ તો જગતે જોયું છે, જાણ્યું છે, તેમાંથી પ્રેરણા મેળવી પોતે કૃતાર્થ થયું છે, છતાં એ બધા તો મહાપુરુષો રહ્યા. તેમનું આખું જીવન જ એક વીરગાથા જેવું ગણાય. પણ સામાન્ય માણસ સામાન્ય રીતે પોતામાં જરીકે વીરતા હોય એવું કલ્પતો યે નથી. તે તો પોતાની રીતે પોતાને ભાગે આવેલું જીવન જીવી જાય છે ને આ બધા અસામાન્ય માણસોના જીવન તરફ દૃષ્ટિ કરી, "એ તો મહાપુરુષ રહ્યા, એના જેવા આપણે ક્યાંથી હોઈએ?" એમ આછા નિઃશ્વાસપૂર્વક બબડી પાછા પોતાના નિત્ય વ્યવસાયમાં ડૂબી જાય છે.

એ સામાન્ય માણસ પણ જીવન જીવતો હોય છે. પોતાના અને પોતાનાના માટે જીવનસંગ્રામમાં ઝૂઝતો હોય છે, જીતતો હોય અને હારતો હોય છે. એ સંગ્રામ હરહંમેશનો સંગ્રામ થઈ પડ્યો હોવાથી, એને પોતાને તે ખ્યાલ નથી રહેતો કે, પેલા અસામાન્ય માણસો જેમ જીવનની પળેપળે એક ભીષણ સંગ્રામ ખેલી રહ્યા હોય છે તેમ, નાનો તો યે પોતે પણ એક સંગ્રામ હંમેશાં ખેલતો હોય છે અને એ યુદ્ધનો પોતે જ સૈનિક હોય છે અને પોતે જ સેનાની હોય છે. દરેક યુદ્ધમાં બને છે તેમ તેમાં વીરત્વના પ્રસંગો યે આવતા હોય છે.

પણ જ્યાં સામાન્ય માણસોને પોતાને યે એવી કશી વીરતા બતાવ્યાનો ઘણા યે પ્રસંગોમાં ખ્યાલ નથી હોતો, ત્યાં પછી બીજાઓને તો એ શેનો જ હોય? એ માણસો કે એમની આસપાસનું જગત અસામાન્યની પ્રેરણા અસામાન્યો પાસેથી જ મળે એ ખ્યાલમાં પોતામાં કે પોતાની આસપાસ છુપાઈ રહેલી વીરતાનું દર્શન કરવા પામતા નથી અને નિત્યનું જીવન જીવ્યે જાય છે.

પણ જેમ છુપાઈ રહ્યું હોવાથી નજરે ન ચડે એટલે સત્ય એ સત્ય મટી જતું નથી તેમ, આ વીરત્વ એ વીરત્વ મટી જતું નથી. ઉઘાડી આંખ રાખીને આપણી આસપાસ જિવાતા જીવનને જો નીરખીએ તો આપણને આવા છૂપા વીરત્વના ઘણા દાખલા મળી રહે અને નામાંકિત નહિ બનેલાં એવાં જીવનોમાં એ જોવા મળવાથી આપણા બધાના જીવનમાં પણ મહત્તાનો અવકાશ,

શક્યતા અને હાજરી છે એ જ્ઞાને સંતોષ સાથે સાર્થકતા પણ લાગે. એ ઉદ્દેશથી સીધી કે આડકતરી રીતે મારા પરિચયમાં આવેલા અમુક સામાન્ય માણસોના (સામાન્ય એટલે અહીં અસામાન્ય, અત્યંત પ્રખ્યાત ન બની ગયેલા એવા માણસો, કેમ કે જ્યાં વીરતા છે ત્યાં અસામાન્યતા તો છે જ.) જીવનમાંથી આવા વીરત્વના થોડા બનાવો 'અખંડ આનંદ'ના વાંચકો સમક્ષ મૂકવાનો પ્રયત્ન કરું છું. નામઠામ દેખીતી રીતે જ આમાં ન આવે કે કલ્પિત આવે છે તેની યથાર્થતા તો સહેજે સમજી શકાય એમ છે.

વીરત્વ માત્ર યુદ્ધમાં લડવા જવામાં કે કોઈ ઝળહળતો ત્યાગ કે ભોગ આપવામાં જ નહિ પણ શોધી કાઢતાંયે મુશ્કેલ પડે એવી ઘણી જગ્યાએ પણ છુપાઈ રહ્યું હોય છે; એનો યે આ પ્રસંગો વાંચતાં વાચકોને અનુભવ થશે એવી આશા રાખું છું.

એક મિત્ર છે. ઉંમર પિસ્તાળીસ કે આસપાસની હશે. ખૂબ ભણેલા છે. પરદેશોમાં એ ભણતરને અંગે પાંચછ વર્ષો તો ગાળવાં પડેલાં.

શરીરે તંદુરસ્ત છે, ઊંચા, ભરાવદાર, ગોરા કહી શકાય એવા, કોટ, પાટલૂન, નેકટાઈ પહેરી ઑફિસે જતા હોય ત્યારે મોટા પગારદાર અમલદાર જેવા લાગે. અમલદાર તો નથી પણ તેમની વિદ્યા અને આવડતને અંગે ભલભલા અમલદારો ન કમાતા હોય એટલું એ કમાય છે.

આનંદી છે, હસમુખા છે. એમનું વિધવિધ વિષયોનું જ્ઞાન તો એટલું વિશાળ છે કે, એમની સાથે કોઈ પણ વસ્તુ વિશે વાત કરવા મળે એ આનંદનો વિષય જ બની જાય. ભણેલાઓમાંથી બહુ થોડા માણસો આટલા બધા વિષયો વિશે આટલું બધું જ્ઞાન ધરાવતા હોય છે.

પણ એમના આટલા લાંબા પરદેશવાસને અંગે હશે કે ગમે એમ પણ એમનું હલનચલન, બોલીચાલી વગેરે બધું થોડુંથોડું અસ્વાભાવિક હોય તેવું, કૃત્રિમ હોય તેવું તેમને પહેલી વખત કે કોઈકોઈ વખત મળનાર માણસને લાગે. પરિચય વધતાં એ જાતની લાગણી ભુલાઈ જાય અને એ બધું સ્વાભાવિક લાગે તે તો દેખીતું જ છે. પણ શરૂશરૂમાં અને ઘણીવાર તો લાંબા સમય સુધી એમને વિશે આ છાપ રહે છે એ અનુભવની વાત છે.

આજથી બેએક વર્ષ પહેલાં હું એમના પરિચયમાં આવ્યો. રેલગાડીમાં–મુસાફરીમાં સાથે થઈ ગયેલા. વાતોચીતોમાંથી અણધારી ઓળખાણ નીકળી પડી. તેમના વિધવિધ વિષયોના રસે અને જ્ઞાને મને આકર્ષ્યો. પરિચય ધીમેધીમે વધવા લાગ્યો અને અંતે એ મૈત્રીમાં પરિણમ્યો. અમે એકબીજાને ઘેર જતાઆવતા થઈ ગયા.

તેમને ઘેરે પહેલવહેલો ગયો, ત્યારે મન ઉપર ફેલાઈ ગયેલો પ્રસન્નતાનો ભાવ હજી પણ તાજો ને તાજો જ રહ્યો છે. સ્વચ્છ દીવાનખાનું સુઘડ રીતે શણગારેલું હતું, ફર્નિચર શોખથી ગોઠવાયેલું હતું, તેમનાં પુત્રપુત્રીઓ પોતાનાં વિનય અને સ્વચ્છતાથી ધ્યાન ખેંચતાં હતાં. રેડિયોગ્રામમાંથી ઉત્તમ સંગીત વહેતું હતું, ત્યારે એ કિશોર ચહેરાઓ એનો કેટલો રસ માણતા હતા એ તો એમની સામે જોતાં જ સ્પષ્ટ થઈ જતું હતું. આખું યે વાતાવરણ સ્વચ્છતાનું અને પ્રસન્નતાનું હતું.

બે છોકરીઓ કૉલેજમાં ભણતી, છોકરો શાળામાં જતો. મિત્ર દરેક રીતે સુખી હતા તેમ લાગ્યું.

પછી યે ઘણીયે વાર એ ઘરમાં ગયો અને એ જ વાતાવરણનો આનંદ માણ્યો.



દરેક વખતે એક વસ્તુનું આશ્ચર્ય થતું—મિત્રનાં પત્ની નહોતાં દેખાતાં. પહેલાં તો ક્યાંક બહાર ગયાં હશે, પછી ક્યાંક બહારગામ ગયાં હશે એમ ધારી મન મનાવ્યું. ઓળખાણ હજી એટલી જૂની નહોતી ને આવું ભણેલા માણસો રીતભાતમાં જરા સહેલાઈથી છૂટ ન લઈ શકાય એવા હોય, એટલે એ વિશે લાંબા સમય સુધી એમને કશું પૂછી ન શકયો.

પણ પછી જ્યારે એ ઓળખાણ મૈત્રીમાં ફેરવાઈ ત્યારે મારા મનમાં હમેશાં ઊઠતો પ્રશ્ન મેં એમને પૂછી લીધો.

'આ તમારે ઘેરે આવું છું ત્યારે બધાં મળે છે, તમારાં પત્ની જ નથી હોતાં તે?'

'એ તો વર્ષો પહેલાં ગુજરી ગયાં છે, તે ક્યાંથી હોય?' તેમણે જવાબ વાળ્યો.

'વર્ષો પહેલાં એટલે?' મેં તેમની સામે જોઈ કુતૂહલથી પૂછ્યું.

'એટલે દસબાર વર્ષ પહેલાં જ્યારે મારી ઉંમર બત્રીસતેત્રીસ વર્ષની હતી ત્યારે.'

હું આશ્ચર્યથી તેમની સામે જોઈ રહ્યો. આ તદ્દન અર્વાચીન માણસ, જેમના વિચારો અત્યંત આગળપડતા હતા, બ્રહ્મચર્ય અને એવી બધી વાતોમાં જે લગીરે માનતા નહોતા, તે આટલી જુવાન વયે વિધુર થયા છતાં ફરી પરણ્યા નહિ હોય? તેમની વાત ઉપરથી અને છોકરાની ઉંમર ઉપરથી હું સમજી ગયો કે, તે નાની ઉંમરે પરણ્યા હશે એટલે તેમનું લગ્ન પણ સામાન્ય રીતે આપણે ત્યાં લગ્નો જે રીતે થાય છે એ રીતે જ થયું હશે, અને પછી તો તેમનો દેખાવ, તેમની વિદ્યા, તેમની બુદ્ધિ, શક્તિ, સમાજની દૃષ્ટિએ તેમનું સ્થાન વગેરે જોતાં તે મનમાનતી બીજી પત્ની પરણી શક્યા હોત, છતાં તે ફરી પરણ્યા જ નહિ હોય કે બીજી પત્ની પણ ગુજરી ગયાં હશે? પણ તો તો વર્ષો પહેલાંની એ વાત શેના કરે?

'તે તમે ફરી પરણ્યા જ નથી?' મેં પૂછ્યું.

મારા અવાજમાં રહેલો આશ્ચર્યનો ધ્વનિ એ પારખી ગયા. એમણે હસીને કહ્યું:

'કેમ તમને એમાં આશ્ચર્ય લાગે છે?'

'તમારા વિચારો જોતાં તમે આજન્મ એકપત્નીવ્રતમાં જ માનતા હો તેવું મને નહોતું લાગ્યું,' મેં કહ્યું.

'તે મેં ક્યાં એવું કહ્યું કે, હું એમાં માનું છું?' તે હસ્યા.

'તો પછી?'

'જુઓ, વાત એમ હતી કે, દસબાર વર્ષ પહેલાં મારાં પત્ની ગુજરી ગયાં ત્યારે આ બધાં બાળકોની ઉંમર બહુ જ નાની હતી. નાનામાં નાનું બાળક માંડ બે ત્રણ વર્ષનું હશે, મોટામાં મોટી કન્યા આઠેક વર્ષની. જીવન, સંસ્કાર, બાળકોની કેળવણી વગેરેની અમુક પ્રકારની મારી દૃષ્ટિ હતી. નવી પત્ની આવે, ગમે તેટલી તે માયાળુ હોય અથવા સમભાવસરેલી હોય તો યે મારાં બાળકોને તો છેવટે માનસિક રીતે સહન કરવું જ પડે તેમ મને લાગ્યું, અને એટલે મેં લગ્ન જ ન કર્યું.'

'પણ તમને કહેણ તો ઘણાં આવ્યાં હશે?' મેં પૂછ્યું.

'એ તો આવે જ. મારા જ્ઞાતિ-સમાજમાંથી તો આવે જ એ તો તમે સમજી શકશો, પણ એ ઉપરાંત બીજી સ્ત્રીઓએ પણ બધા સંજોગો સમજ્યા પછી લગ્ન કરવાની ઇચ્છા, હું સમજી જાઉં એ રીતે કોઈ કોઈ વાર વ્યક્ત કરેલ હતી, પણ એ દિવસોમાં મારે માટે એ અશક્ય હતું. આપણે માનવસ્વભાવ તો સમજીએ જ ને? રૂઢ સામાજિક દૃષ્ટિએ લગ્ન કરવું મારે માટે અશક્ય હતું, અને બીજી ઉચ્ચ કેળવણી પામેલ સ્ત્રી, મારા તરફ ગમે તેટલી આકર્ષાઈ લગ્ન કરવા ચાહે છતાં

મારાં નાનાં બાળકોને તો એમાં સહન કરવું પડે એટલું માનસશાસ્ત્ર તો હું સમજતો હતો જ. એટલે મેં જે કર્યું એ જ વાજબી કર્યું છે એમ મને હમેશાં લાગ્યું છે.' તેમણે હસીને કહ્યું.

ને હું કંઈક બોલવા જતો હતો ત્યાં જ તેમણે ઉમેર્યું: 'ને બાળકોના મારા તરફના પ્રેમમાં મને લગ્નથી જે કંઈ મળત એનો બદલો તો મળી જ ગયો છે, એટલે મેં કશું ગુમાવ્યું છે એમ હું ન કહી શકું. ઊલટો લાભ એ થયો કે, આ ગાઢ પરિચયને અંગે મારાં બાળકો મને અને હું એમને, પૂરેપૂરાં સમજતાં થઈ ગયાં છીએ. હવે એ મોટાં થઇ ગયાં એટલે મારી એ ચિંતા પણ ટળી ગઈ છે.'

હું સબહુમાન એમના તરફ જોઈ રહ્યો. આટલો શોખીન માણસ, જીવન વિશે અને સામાજિક સહચાર વિશે ઉદ્દામ કહી શકાય એવા વિચાર ધરાવનારો માણસ સહેજે-સહેજે, જાણે પોતે કશું ખાસ ન કર્યું હોય એટલા સહજ ભાવે, કેટલો બધો ત્યાગ કરી બેઠો હતો? આવડાં નાનાં બાળકોને ઉછેરવામાં તકલીફ કેટલી પડી હશે એને? ને નહિ તો એ જ બાળકોના હિતને લક્ષમાં લઈને બીજું લગ્ન કરવા તરફ પ્રેરતી દલીલો કેટલી લલચાવનારી હોય છે? મેં એમને કહ્યું પણ:

'ખરેખર તમે ગજબ કરી ભાઈ! સ્ત્રીના સહચારની જરૂર જીવનમાં કેટલી બધી હોય છે!'

'કશી ગજબ કરી નથી' તેમણે કહ્યું. 'માણસ પોતાનાં ફરજંદો માટે પોતાની ફરજ ઉપરાંત કશું જ કરતો નથી. જે કંઈ કરે છે એ પોતાના પ્રેમના સ્વાર્થની દૃષ્ટિએ કરે છે. ને તમારી વાત સાચી છે. સ્ત્રીના સહચારની જીવનમાં મોટી જરૂર છે. પણ એ યે જોઈતો હોય તો.' તેમણે હસતાં-હસતાં ઉમેર્યું. 'હવે તો મારાં બાળકો મોટાં થઈ ગયાં, સમજણાં થઈ ગયાં એટલે હું લગ્ન કરી શકું જ છું.'

એ વાતને મશ્કરીરૂપે લેતાં મેં કહ્યું: 'હવે કોણ પરણવા દે તમને? તમારાં બાળકો જ પહેલો વિરોધ કરે.'

'મેં ન કહ્યું તમને, અમે એકબીજાને કેટલાં સમજીએ છીએ તે?' તેમણે કહ્યું. 'એ લોકો મને ખરેખર સમજે છે. હવે એ સમજણાં થયાં એટલે એ પણ સમજે કે પપ્પાને આ ઉંમરે કેટલું એકલુંએકલું લાગતું હશે. એ હા પાડે એટલું જ નહિ, હું એવું કંઈ કરું તો ખુશી પણ થાય.'

'પણ તમે કરો ખરા?'

'જરુર કરું. પણ એવું કોઈ પાત્ર મને મળે તો જ. આટલાં વર્ષો એકલાં ગાળી-ગાળી મારી અભિરુચિ અમુક પ્રકારની થઈ ગઈ છે એટલે એ અભિરુચિને પૂરેપૂરી સંતોષે એવું કોઈ મળી જાય તો જ મને એ વિચાર આવે. નહિતર આ જીવનથી તો હું ટેવાઈ ગયો છું જ ને?'

આપણે માણસને, માણસના અંતરંગને કેટલું ઓછું સમજીએ છીએ? ઉપરના આવરણ ઉપરથી જ માણસને જોઈ શકનારા આપણે કેટલી સહેલાઈથી માણસને ઢોંગી કે સ્વચ્છંદી કહી ઘણી યે વાર વગોવીએ છીએ? અને ઊંડી માનવતાથી ભરેલો આખો માનવઆત્મા કેટલી બધી વાર આપણી નજરે ચડતો જ નથી? અને છતાં આપણે માનવજાતના અને માનવસ્વભાવના પોતાને ભેરુખાં માનતા કેટલા અભિમાનથી ફરતા હોઈએ છીએ? આ અને આવા વિચારો એમનાથી છૂટો પડ્યો ત્યારે અને ત્યારપછી ઘણા યે કાળ સુધી મારા મનમાં ભમ્યા જ કર્યા.

*

# જગદ્‌ગુરુ

## મહાત્મા શ્રી શંકરાચાર્ય (પુરી)

જગતના સર્વ ધર્મોમા હિંદુધર્મનું પોતાનું અનોખુ ને વિશિષ્ટ સ્થાન છે એ હિંદુ તત્ત્વજ્ઞાનનું સર્વોત્તમ શિખર તે અદ્વૈત વાદ–વેદાંતધર્મ અને એ શિખરની સર્વોત્કૃષ્ટ ધ્વજપતાકા તે શ્રી શંકરાચાર્ય. શંકરાચાર્ય એટલે જ સનાતન હિંદુધર્મ ને સનાતનધર્મ એટલે શંકરાચાર્ય અને એકમેકના પર્યાય શબ્દો છે જગતના ધર્મોની પરિષદમા, જગતની તત્ત્વજ્ઞાનપરિષદમા આપણે ત્રણેકાળના હિંદમાથી જો કોઈ એક જ વ્યક્તિ મોકલવાની હોય તો બેશક શ્રી શંકરાચાર્યને જ સર્વાનુમતે મોકલીએ.

મહાપુરુષોની જીવનકથાની આસપાસ ભક્તોએ અનેક દંતકથાઓ, ઉપકથાઓ ને ચમત્કારો વણેના મૂકી દીધા હોય છે શ્રીમદ્ શંકરાચાર્યનો જન્મકાળ પણ જુદાજુદા ઇતિહાસવેત્તાઓ પ્રમાણે ઈ સ. ૪૦૦ થી ૮૦૫ સુધી ફરતો રહ્યો છે. પરંતુ હવે તો સર્વમાન્ય મત પ્રમાણે આપણે જાણીએ છીએ કે, એમનો જન્મ ઇ સ. ૭૮૮ મા થયો હતો અને ઇ સ ૮૨૦ માં એમણે સમાધિ લીધી

માત્ર ૩૨ જ વર્ષનું એ ટૂંકુ જીવન! પરંતુ કેટલુ જાજ્વલ્યમાન! કેટલુ પ્રકાશમય! કેટલું પ્રવૃત્તિમય!

મહાત્મનના જીવનની સ્થૂળ હકીકતો કાંઈક આવી છે

દક્ષિણ ભારતમા મલબાર પ્રાંત છે, એમા આવેલા ત્રાવણકોર રાજ્યની ઉત્તરમા કાળડી નામનું ગામ છે, ત્યા એમનો જન્મ પિતાનું નામ શિવગુરુ ને માતાનું નામ વિશિષ્ટા. બહુ જ મોટી ઉંમરે પુત્રરત્ન પ્રાપ્ત થયુ હોવાથી માતાપિતાએ માન્યુ, 'આ તો શંકરની જ કૃપા' ને એ યાદગીરીમાં પુત્રનું નામ પણ શંકર જ રાખ્યુ

શંકરની સ્મરણશક્તિ, એની બુદ્ધિ, એની વિચારશક્તિથી સૌ આશ્ચર્યમા ગરકાવ થઈ જતું

ગૌડપાદના શિષ્ય ગોવિંદસ્વામી એમના ગુરુ થાય. પહેલપ્રથમ આ ગુરુને એ મળ્યા, ત્યારે ગોવિંદસ્વામીએ સ્વાભાવિક રીતે જ પૂછ્યુ

'હે ભલા ભાઈ, કોણ છે તું?'

બાળ શંકરે કહ્યુ 'નથી હું પૃથ્વી, નથી જળ, નથી તેજ, નથી વાયુ, નથી આકાશ નથી ઇંદ્રિય કે નથી ગુણ, હું તો કેવળ શિવસ્વરૂપ છું.'

આમ શંકરને તત્ત્વજ્ઞાન તરફ સંન્યાસ તરફ નાનપણથી જ ભારે આકર્ષણ હતુ પિતા તો થોડા જ સમયમા મૃત્યુ પામ્યા હતા વિધવા માતા પાસેથી સન્યાસ લેવાની સંમતિ મેળવવા માટે, પેલી જાણીતી દંતકથાનો ભાગ જોડી દેવામાં આવ્યો છે. કહે છે કે, એક વેળા એ નદીએ નાહવા ગયા હતા, ત્યા મગરે એમનો પગ પકડ્યો અને કિનારે કપડાં ધોતી માતાએ સન્યાસ લેવા માટે જ્યારે હા કહી ત્યારે જ એ પગ છૂટી શક્યો મેધાવિન બાળ શંકરે આ પ્રકારની યુક્તિ કરી હોય તો યે ના કહેવાય નહિ. આ સાચેસાચ મગર નહિ હોય પરંતુ સસારરૂપી નદીમાનો ભ્રમ ને સસારની માયા, મમતા, વાસનારૂપી મગર હતો એમ આજે તો આપણે ઘટાવીએ

શંકરના જીવનમાં જગતની રૂઢિથી વિરુદ્ધ જણાતી નોંધવા જેવી વાત એ છે કે, પોતાને ગુરુ મળ્યા તે પહેલાં જ એમણે સંન્યાસ લઈ લીધો હતો. ગોવિંદસ્વામી પાસેથી શિક્ષણ લીધા બાદ એમણે સમસ્ત ભારતવર્ષમાં પ્રવાસ ખેડ્યો. માત્ર બાર જ વર્ષની ઉંમરે, આજે તો જરા છૂટ લઈ કહી શકાય કે, બાળકને ખાવાનું કે બરાબર કપડાં પહેરવાનું યે જ્યારે ભાન નથી હોતું ત્યારે શંકરાચાર્યે વેદાંતનું અધ્યયન કર્યું. સોળમે વર્ષે ભગવદ્‌ગીતા, ઉપનિષદો ને બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્યો લખ્યાનું કહેવાય છે. આવા વિદ્વાન શંકરાચાર્યે પ્રવાસ દરમિયાન પ્રતિસ્પર્ધીઓને ને હિંદુધર્મની અન્ય શાખાઓના દાવાદારોને મહાત કર્યા. બુદ્ધનો, અનીશ્વરવાદ, મીમાંસકોનો કર્મકાંડ, ને નૈયાયિકોના તર્કવાદનો એમણે પરાજય કર્યો.

આમાં મંડનમિશ્ર સાથેનો એમનો વાદવિવાદ અત્યંત પ્રસિદ્ધ છે. મંડનમિશ્રની બહુશ્રુત પત્ની સરસ્વતીનો અવતાર ગણાતી ઉભયભારતી ન્યાયાસને હતી. સાતસાત દિવસ સુધી વાદવિવાદ ચાલ્યો. આઠમે દિવસે બંનેના ગળામાં પુષ્પહાર પહેરાવી એ પોતાના ઘરકામમાં ગુંથાઈ ગઈ. થોડા સમયબાદ મંડનમિશ્રે જોયું કે, પોતાનો હાર કરમાયો છે એટલે શાસ્ત્રાર્થમાં એણે પોતાની હાર માની, ને તે શંકરાચાર્યનો શિષ્ય બન્યો. એનું નામ સૂરેશ્વર રાખવામાં આવ્યું. પરંતુ એની પત્નીએ કહ્યું : 'હું એમની અર્ધાંગના છું, આપની આ તો અડધી જ જીત થઈ ગણાય. આવો આપણે શાસ્ત્રાર્થ કરીએ.' ને એ બંને વચ્ચે સત્તર દિવસ સુધી વાદવિવાદ ચાલ્યો. વિદુષી બાઈ ઉભયભારતીએ એમને ગૃહસ્થાશ્રમ વિશે પ્રશ્નો પૂછ્યા ત્યારે શંકરાચાર્ય ખરેખર મુંઝાયા. પોતે પ્રથમથી જ, ગૃહસ્થાશ્રમનું પગથિયું વટાવી જઈને જ, બીજાની માફક વાનપ્રસ્થાશ્રમમાંથી નહિ પરંતુ શૈશવકાળમાં જ, સંન્યાસ ગ્રહણ કર્યો હતો. એનું જ્ઞાન એમને ક્યાંથી હોય? પરંતુ દંતકથા આગળ ચાલે છે. અમરુ નામના રાજાના મૃતદેહમાં પ્રવેશી એ વિદ્યાનું એમણે જ્ઞાન મેળવ્યું ને પછી ઉભયભારતીને મહાત કરી. એ એમની શિષ્યા બની. એ રાજાને પણ શંકરાચાર્યે પોતાના 'અમરુશતક' નામના કાવ્યમાં અમરતા આપી.

આવાઆવા અનેક પ્રસંગો શંકરાચાર્યની જીવનયાત્રાની ચારેકોર વીંટળાયેલા છે. ભલભલા એમના શિષ્યો બની ગયા. એ તો આટલા નાના—એટલે ગુરુ નાના ને શિષ્યો મોટા—એવી પરિસ્થિતિ હતી. દિગ્‌વિજયે આ યુવાન પ્રતિભાવંત મેધાને અલૌકિક ખ્યાતિ અપાવી. શક્તિમાર્ગ ને વામમાર્ગ, સૂર્યની, અગ્નિની, ગણપતિની કે ભૈરવની ઉપાસના કરનારાઓ, ને કાપાલિકો—સર્વેમાં એમનો અદ્વૈતવાદ સર્વ સ્થળે સ્વીકારાયો. ઠેરઠેર મઠો બંધાયા. હિંદની ચારે ય દિશાઓમાં મુખ્ય ચાર મઠો બાંધ્યા: પૂર્વમાં આવેલા પુરીમાં ગોવર્ધનમાં, પશ્ચિમે આવેલા દ્વારકામાં શારદામાં; ઉત્તરમાં જ્યોતિમઠ ને દક્ષિણમાં શૃંગેરીમઠ; આ ચારેયમાં પોતાના પટ્ટશિષ્યોને એમણે નીમ્યા.

એમના અંત સમય વિશે પણ અનેક દંતકથાઓ પ્રચલિત છે. કેટલાક કહે છે કે, સાક્તમતવાદી અભિનયગુપ્તે એમના ઉપર મંત્રસાધના કરી, જે પાછળથી એમના શિષ્યો કંઈક અંશે જ નિવારી શક્યા; કોઈ કહે છે કે, અંતકાળની એમને ખબર પડી જવાથી એ સ્વયં હિમાલયમાં ચાલ્યા ગયા ને સમાધિસ્થ થઈ ગયા; તો વળી કેટલાક એમ કહે છે કે, કાંચીમાં એમણે પાછલા દિવસો શાંતિથી પસાર કર્યા.

એ ગમે તે હો, સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું, સંન્યાસ લેવો, શિષ્યો ભેગા કરવા, હિંદભરમાં ખૂણેખૂણે પ્રવાસ કરી પ્રતિસ્પર્ધિઓનો પરાજય કરવો, અને એમાંના ઘણાને પોતાના પંથ તરફ વાળી દેવા, સનાતન હિંદુધર્મના રક્ષણાર્થે જુદેજુદે સ્થળે મઠો સ્થાપવા, આ બધું માત્ર બત્રીસ વર્ષ જેવડી નાનકડી જિંદગીમાં સફળતાપૂર્વક પ્રાપ્ત કરવું એ સિદ્ધિ નાનીસૂની નથી

એમણે દસ મુખ્યમુખ્ય ઉપનિષદો ઉપર ટીકાઓ લખી (ઉપનિષદ્‌ભાષ્ય), ભગવદ્‌ગીતા ઉપર ટીકા લખી (ગીતાભાષ્ય), ને વેદાન્તના સૂત્રો ઉપર ભાષ્યો લખ્યાં (સૂત્રભાષ્ય) આ સર્વ આપણો—તત્ત્વજ્ઞાનનો ને ધર્મનો—અમૂલ્ય વારસો છે

આવા ભગવાન શ્રીમદ્ શંકરાચાર્ય વિષે એમણે જ સ્થાપેલા પુરીના મઠના શંકરાચાર્યજી કહે તેનાથી વિશેષ અધિકારી બીજો કોણ હોઈ શકે?

હિંદુ તત્ત્વજ્ઞાન ને શાંકરવેદાંત સમજવામાં ને એની પૂર્વપીઠિકાનો અભ્યાસ કરવામાં આ લેખ ઘણો જ ઉપયોગી થઈ પડશે

**મા**નવજાતિની પ્રગતિનો ઇતિહાસ એ કેવળ યાંત્રિક રીતે માત્ર સતત પ્રગતિનો જ ઇતિહાસ નથી એમાં ભરતી અને ઓટ આવ્યાં છે પ્રગતિયુગના કારણ રૂપે એક મહાન પ્રતિભા એમાં સંકળાયેલી હોય છે એ પ્રતિભા નવો અધ્યાત્મવાદ જન્માવે છે, લાંબાકાળથી ભુલાયેલા ધ્યેયને સજીવન કરે છે અસામાન્ય આધ્યાત્મિક, બૌદ્ધિક કે અન્ય શક્તિઓ વડે નહિ એટલી પોતાની અદ્‌ભુત ને પુરુષાર્થપ્રચુર પ્રતિભા વડે, સ્થગિત થયેલી પ્રગતિને એ અતિમાનવે વેગ આપ્યો હોય છે પોતાની આધ્યાત્મિક વિદ્યા વડે, પોતાના પાંડિત્ય વડે, પોતાની જનહિતકારી પ્રવૃત્તિઓ વડે ને એવાએવા અનેક ભવ્ય ગુણો વડે એ પ્રતિભાશાળી પુંગપુરુષ માનવજાતને આગળ વધારે છે

આવી પ્રતિભાવંત વ્યક્તિના સિદ્ધાંતો, એનાં નવાં મૂલ્યો, એના વિચારો, આતુર ને ઉત્કંઠ માનવજાત અપનાવે છે આવી સર્વોત્કૃષ્ટ ગૌરવવાળી વ્યક્તિને, આવી ઉત્તમોત્તમ પ્રતિભાને જનસામાન્ય અનુસરે છે

કેંદ્રિત ને સતત પુરુષાર્થનાં લાંબા વર્ષો પછી આવો દરેક યુગ જન્મે છે ત્યારબાદ ધીમેધીમે એમાં આવે છે શિથિલતા, સુસ્તી ને મંદતા. એમાં થાક ને પરિશ્રમનાં ચિહ્નો વરતાય છે ને પછી સતત પડતી ને અધોગતિ આવે છે; સદીઓ, અંધકાર ને દુઃખનાં લાંબાં વર્ષો જામે છે. ને વળી પાછો આવો જ બીજો ઉદ્ધાર, પુનર્જીવન ને નવજીવનનો યુગ સર્જાય છે. પુનર્જીવિત ને નવીન દૃષ્ટિથી, નવા અધ્યાત્મવાદથી માનવજાતની પ્રગતિ ત્યારે આગળ વધે છે

'આઘાત ને પ્રત્યાઘાત, સમાન ને સામસામાં હોય છે,' એ વિજ્ઞાનના કાયદા જેવો જ માનસિક કાયદો, જાણે માનવ મનોવિજ્ઞાનની સૃષ્ટિમાં પણ આબાદ બંધ બેસતો આવે છે ઇતિહાસ પણ આપણને એ જ પદાર્થપાઠ શીખવી જાય છે.

આ બનાવ અને કાર્યપદ્ધતિ પાછળનું માનસ સ્વાભાવિક છે, સરળ છે

યુગપ્રવર્તક પ્રતિભાએ પ્રગતિને આરંભમાં આપેલી અને એના નજીકના અનુગામીઓએ જાળવી રાખેલી ગતિ, ધીમેધીમે વખત જતાં મરી પરવારે છે આંદોલનના યુગદૃષ્ટાનો અધ્યાત્મવાદ

સામાન્ય જન ગ્રહણ કરી શકતો નથી, ટકાવી કે જીરવી શકતો નથી, જીવંત રાખી શકતો નથી. એ એના સૂચવેલા માર્ગના બાહ્ય સ્થૂળ સ્વરૂપને જ અનુસરે છે. વ્રતનિયમોના આ શાબ્દિક અનુસરણના સાહજિક ને અનિવાર્ય પ્રત્યાઘાતો પડે છે. એટલે સુધી કે મૂળભૂત સત્ય સામે જ આંધળી બંડખોર વૃત્તિ જાગે છે. પરિણામે વળી પાછી શક્તિશાળી ને ભવ્ય વિશ્વપ્રતિભાની જરૂર ઊભી થાય છે. એ આવે છે ને આંદોલનના ભગ્નાવશેષો એ ભેગા કરે છે, એનું સમીકરણ કરે છે.

મહાભારતયુદ્ધમાં મુખ્ય પાત્રો હતાં માનવી (અર્જુન) ને માનવીનો ધર્મગુરુ (શ્રીકૃષ્ણ). કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ ત્રણેનું એકીકરણ કરી, સમન્વય કરી શ્રીકૃષ્ણે એક મહાન આંદોલનને ગતિ આપી હતી. અર્જુનના વંશજોએ વ્યવસ્થિત ને નીતિરીતિથી રાજ્ય કર્યું. પણ તે પછી એ આંદોલનનો સ્રોત પાતળો પડી ગયો જણાયો. આ ત્રણેનો સમન્વય ને એકીકરણ, અધ્યાત્મવાદ અને કર્મયોગ પાછળનું વૈદિક રહસ્ય ને એનો આત્મા લોકો વીસરી ગયા. એનાં માત્ર બાહ્ય સ્વરૂપો ને ધર્મક્રિયાઓ જ રહ્યાં. સડો, દંભ ને અવ્યવસ્થાનું સામ્રાજ્ય સર્વત્ર પ્રવર્તી રહ્યું.

સ્વાભાવિક રીતે આ સામે પ્રત્યાઘાત જન્મ્યો, બંડ થયું. ભગવાન બુદ્ધનું આગમન થયું. અંદરનો આત્મા ભૂલીને બહારના જ ધાર્મિક વ્રતનિયમોના—ધર્મક્રિયાઓના અંધ અનુકરણ સામે એમણે જેહાદ જગાવી.

ધર્મક્રિયાઓ પ્રત્યે એમણે દાખવેલા તિરસ્કારના તીવ્ર પ્રકોપથી ને પ્રશ્નની બીજી અન્ય બાબતો તરફ એમણે આપેલા દુર્લક્ષથી, પ્રજા એમને બીજે છેડે ગયેલા સમજી બેઠી. લોકોએ ઈશ્વરના અસ્તિત્વને નકાર્યું, ધર્મ અને ધર્મસેવાને નકાર્યાં.

શિષ્ટાચાર ને ધર્મક્રિયાઓ પ્રત્યેના પ્રજાના મોહની એમણે ખબર લઈ નાંખી હતી. દરેક કાર્ય પાછળના રહેલા આત્માને પિછાનવા એમણે લોકોનું ધ્યાન દોર્યું હતું એ સાચે જ સ્તુત્ય ને યોગ્ય પગલું હતું. પરંતુ એમણે જગાવેલી જેહાદથી સમતા આવી શકી નહિ, સમતુલા જાળવી શકાઈ નહિ. 'આઘાતપ્રત્યાઘાત'ના વિજ્ઞાનના નિયમનું પુનરાવર્તન થયું. બુદ્ધદેવના શિષ્યો ને અનુયાયીઓએ વૈદિક નિયમો સામે જબ્બર બળવો કર્યો. ઈશ્વરને માનવાની ના પાડી, એટલું જ નહિ પણ વ્યક્તિના આત્માનું પણ અસ્તિત્વ સ્વીકાર્યું નહિ અને બુદ્ધે ભાર દઈદઈ અનુરોધેલા ધાર્મિક ઉપદેશોનાં મૂળ પર પણ કુહાડીના ઘા કર્યા.

ભગવદ્ગીતામાંના શ્રીકૃષ્ણની માફક જ ઈશુખ્રિસ્તે પોતાના શિષ્યોને જ્ઞાન, કર્મ ને ભક્તિના ત્રણે માર્ગો પ્રબોધ્યા હતા. એમાં એમને વિસંવાદ જણાયો નહોતો. પોતાના વ્યક્તિગત જીવનમાં અને બોધવચનોમાં એ ત્રણેયની સમતુલા એમણે જાળવી હતી. પણ ખ્રિસ્તીધર્મના ઉપદેશકોની પહેલી પંક્તિમાં જ આપણે જોઈએ છીએ કે, ત્રણમાંથી એક કે બીજા તરફ તેઓ વધુ પક્ષપાત રાખે છે. આમ સંત પીટરે ને સંત જેમ્સે કર્મ ઉપર, સંત જોહન્સે ભક્તિ ઉપર ને સંત પોલે જ્ઞાન તરફનો ઝોક રાખ્યો છે. આ ત્રણે સાચા હતા. પરંતુ દુર્ભાગ્યે ત્રણે માર્ગના અનુગામીઓએ પોતાના પંથ તરફ પક્ષપાત બતાવ્યો છે એટલું જ નહિ, બીજા બે તરફ સતત ધર્મયુદ્ધો પણ ખેલ્યાં છે. અરે, આજસુધી હજી યે મતભેદ ચાલુ જ રહ્યો છે!

બાહ્ય જીવનને દોરનારા આંતરિક રહસ્યને સમજ્યા વિના માત્ર ધાર્મિક બાહ્યાચાર કે બાહ્ય ધર્મક્રિયાઓને જ અપનાવવી એ દંભ છે, છેતરપિંડી છે, શ્રીકૃષ્ણે જેને મિથ્યાચાર કહ્યો છે, તેનો વિરોધ થવો જ જોઈએ. પરંતુ ધાર્મિક રીતરસમો ને શિષ્ટાચારો પાળ્યા વિના કેવળ સિદ્ધાંતિક આદર્શો ને ઉપદેશાત્મક અધ્યાત્મવાદને જ વળગી રહેવું એ સામાન્ય જનતા માટે તો સાવ અશક્ય છે. એટલે ધાર્મિક શિષ્ટાચાર ને ધાર્મિક રીતિનીતિને ઉતારી પાડવાં ને માત્ર એ આદર્શો ને આધ્યાત્મપ્રક્રિયા જીવતી રાખવી એ વિકૃત માનસશાસ્ત્ર છે. ઈતિહાસમાં જ્યાંજ્યાં એમ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, ત્યાંત્યાં એને સર્વદેશીય પરાજય સાંપડ્યો છે. ખરું જોતાં તો આ ત્રણે માર્ગનું એકીકરણ ને સમન્વય જ, માનવજાતની આધ્યાત્મિક, માનસિક ને શારીરિક જરૂરતને સાચી રીતે સંતોષી શકે.

આમ માત્ર સિધ્ધાંતિક નીતિવાદના સાવ નીરસ, સાવ શુષ્ક ને વિકૃત સિદ્ધાંતો બુદ્ધના અનુગામીઓએ જનતા સમક્ષ મૂક્યા, પણ સામાન્યજનને તો જીવંત ને ચેતનવંતુ ધાર્મિક તત્ત્વજ્ઞાન જોઈતું હતું. જીવનનાં ધાર્મિક રહસ્યો ને ધર્મયોજના જોઈતાં હતાં, અનુગામીઓ પાસે એ નહોતાં. આથી લોકોનાં મનને એ તત્ત્વજ્ઞાન ભારરૂપ લાગવા માંડ્યું. એમનાં હૈયાને એ કઠવા માંડ્યું, એટલે ઘડિયાળનું લોલક જાણે વિરુદ્ધ દિશામાં અફળાયું.

હિંદની ભોમ પર 'મહાયાન'નો જન્મ થયો. બુદ્ધસાધુ ને સાધ્વીઓએ આચરવાના ને ભગવાન બુદ્ધે પ્રબોધેલા ધર્મસિદ્ધાંતોમાં એણે વ્યભિચાર ને અનીતિ દાખલ કર્યાં, અને તે પણ જે ઈશ્વરનું અસ્તિત્વ તેમણે નકાર્યું હતું તે જ ઈશ્વરની ઉપાસનાને નામે!

આત્મામાં નહિ માનનારા બુદ્ધના અનુગામીઓના આ વિકૃત તત્ત્વજ્ઞાને, ભગવાન બુદ્ધની અત્યંત નીતિમય શાખાને નામે ઘણી અનીતિ ફેલાવી. કઠોર સનાતની વૈદિક ધર્મક્રિયાઓ સામે એમાંથી જ પ્રત્યાઘાત જાગ્યો. શ્રી કુમારીલ ભટ્ટ એના અગ્રણી ને સૂત્રધાર હતા. એમનું તત્ત્વજ્ઞાન પણ વિકૃત હતું, કારણ કે એમણે અવિરત ચાલુ રહેલી વૈદિક ધર્મક્રિયાઓને પડકારી તો ખરી, પરંતુ ઈશ્વર ને આત્માનું અસ્તિત્વ સ્વીકારવાની એમણે ઘસીને ના પાડી. આમ ભક્તિમાર્ગ ને જ્ઞાનમાર્ગની અવગણના કરી, પરિણામે માનવ-જાતની જ્ઞાન ને ભક્તિની આરઝૂને તે પોષી શક્યા નહિ.

જગતના ને ખાસ કરીને હિંદના ઈતિહાસને આવે તબક્કે—અદ્‌ભુત ને ઉત્તેજક, બારીક ને કટોકટી આવે પ્રસંગે, જ્યારે બધુંયે રસાતળ જવા લાગતું હતું, ચારે તરફ જ્યારે ઘોર અવ્યવસ્થા હતી, ત્યારે ધર્મગ્રંથોમાં કહેલી ગવાહી સાચી પાડવા માટે, ત્રણે માર્ગનો સમન્વય સાધવા માટે, જગત પર ભક્તિ ને જ્ઞાનની ઘણા વખતની ખોવાઈ ગયેલી સમતુલાની પુનર્સ્થાપના માટે અને એ દ્વારા જગત પર શાંતિ સ્થાપવા કાજે, માનવી-માનવીમાં વિશ્વાસ પેદા કરવા માટે ભગવાન શ્રી શંકરે સ્વયં અવતાર ધર્યો.

આમ તો એ જીવ્યા માત્ર ૩૨ જ વર્ષ. પણ એ વર્ષો તો હતાં સતત કાર્યપ્રવૃત્તિનાં, સતત પરોપકારનાં. ભારતવર્ષને ખૂણે-ખૂણે એ ફર્યા. દરેકે દરેક સ્થળે વૈદિક ધર્મનો પ્રચાર કર્યો. દલીલો બધાયે વાદવિવાદ કરનારાઓને તાબે કર્યા, શરણે લાવ્યા. એટલું જ નહિ, એ બધાને પુરાણા વૈદિક-ધર્મમાં આણીને ફરીથી એમનામાં શ્રદ્ધા ઉત્પન્ન કરી પોતાનાં ખૂબ જ ટૂંકા જીવનમાં

આ બધું એમણે કર્યું. લોકોની શ્રદ્ધાની એ જ્યોત અવિચળ જલતી રહે માટે ચારેય મુખ્ય દિશામાં મઠોની સ્થાપના કરી ને અંતે સ્વર્ગે સંચર્યા.

'એમણે બૌદ્ધધર્મનો નાશ કર્યો છે' કે 'હિંદમાંથી બૌદ્ધધર્મને એમણે દેશવટો દીધો છે,' એવું કેટલાક કહે છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ આ વાત સાચી ઠરતી નથી. પાછલા બૌદ્ધધર્મને પોતાના 'સૂત્રભાષ્ય'માં એમણે ધિક્કાર્યો છે એ વાત સાચી, પરંતુ કદી યે એમણે ભગવાન બુદ્ધ સામે અપમાનભર્યાં વચનો કાઢ્યાં નથી. ઊલટું બુદ્ધદેવને એમણે તો 'ચક્રવર્તી યોગી' તરીકે બિરદાવ્યા છે. સાચી વાત એ છે કે ભગવાન બુદ્ધના પોતાના ઉપદેશોમાં રહેલા નૈતિક ને તાર્કિક સૌંદર્યનો એમણે એકે અવાજે પ્રામાણિકતાથી સ્વીકાર કર્યો છે; છતાં સનાતન વૈદિકધર્મના મુખ્ય પુરસ્કર્તા તરીકે જીવી ન શકે એવા બૌદ્ધો માટે બીજી કોઈ રીતે જીવવાનું એમણે મુશ્કેલ બનાવી દીધું. આમ બૌદ્ધોના દેશવટાનો નહિ પણ એમના મૂળ ફાંટામાં જ સમાઈ જવાની એમને ફરજ પાડનારો આ અપૂર્વ બનાવ હતો.

પરસ્પર વાદવિવાદ ને વિરોધ કરતા સનાતન હિંદુધર્મનાં છયે દર્શનોનો-સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા ને ઉત્તરમીમાંસાનો-એમણે સમન્વય સાધ્યો. અને એટલે જ આજે યે આપણે એમને 'ષડ્મતસ્થાપનાચાર્ય' તરીકે બિરદાવીએ છીએ. આનું કારણ એ હતું કે, એ છયેમાં રહેલા એમના સમયના આંતરિક મિથ્યાચાર ને દંભનો એમણે નાશ કર્યો, અને છએનો પરસ્પર તથા વૈદિકધર્મ સાથે એમણે સમન્વય સાધ્યો. આટલા માટે બીજા આચાર્યો વૈદિકધર્મના અમુકઅમુક અંગોના પુરસ્કર્તા ગણાય છે, ત્યારે એમને એટલાને જ શુદ્ધ વૈદિકધર્મના પુનરુદ્ધારક તથા ધાર્મિક વડા તરીકે ગણવામાં આવે છે. ખરું જોતાં તો સનાતન હિંદુધર્મની પાછળ, આજે ઓળખીએ છીએ તે સનાતની હિંદુ ભારતવર્ષના મૂળમાં પણ આ જ અલૌકિક પ્રતિભા હતી.

પૂર્વનો આ જ એક મહાન ને અનન્ય ફિલસૂફ છે, જેનો સંબંધ આજના પાશ્ચાત્ય જગતના મહાનમાં મહાન માનસશાસ્ત્રીઓ ને ધર્મવેત્તાઓ સાથે જોડી શકાય. બર્કલે, કાંટ, હેગળ, ફિશ્તે, થોમસ હીલ ગ્રીન, પ્રો. મેકેન્ઝી, વગેરે ફિલસૂફીના આદર્શમાર્ગી તત્ત્વજ્ઞો અને સર જેમ્સ જીન્સ જેવા યુરોપના મહાન ગણિતશાસ્ત્રીને ભૌતિકશાસ્ત્રીઓ-શ્રીમદ્ શંકરાચાર્ય સાથે જાણે બધાયને તાત્ત્વિક ને વૈજ્ઞાનિક સંબંધ છે.

ભલે વ્યક્તિ ભણેલી હોય કે અભણ પણ- 'હું કોણ છું? મારું જીવનધ્યેય શું? હું ક્યાંથી આવું છું? ક્યાં જવાનો છું? અત્યારે છું ત્યાંથી જવાનો છું તે સ્થળે જવા માટે સાચો માર્ગ કયો?' વગેરે પ્રશ્નો કોઈએ ન પૂછ્યા હોય એવું કોઈ હશે ખરું?

જગતના મહાન વિચારકો, દૃષ્ટાઓ, પયગંબરો, સાધુઓ વગેરે કુદરતી રીતે જ ઉદ્ભવતા આ પ્રશ્નોના પ્રેર્યા, એનો સંતોષકારક ઉકેલ ન મળે ત્યાંસુધી આ પ્રશ્નોનાં રહસ્યોની શોધ કરે છે, જીવનનું મહાન રહસ્ય પ્રાપ્ત ન થાય, ત્યાંસુધી એની પાછળ તેઓ મંડ્યા રહે છે.

દરેક ફિલસૂફીનો આ મહાનમાં મહાન પ્રશ્ન રહ્યો છે. દરેક ધર્મ એનો પોતાની રીતે ઉકેલ લાવે છે. શ્રી શંકરાચાર્યના ઉપદેશો દ્વારા આ પ્રશ્નનો માત્ર ઉકેલ જ નથી શોધાયો, એ પ્રશ્નો ઉપર એમણે

વિસ્તૃત ને તેજોમય પ્રકાશ પાથર્યો છે

આ જાતની તપાસ ખૂબખૂબ અગત્યની છે. આ સર્વ પ્રશ્નોનો ઉકેલ મનુષ્યે જાણવો જ જોઇએ . જીવનનું કોઈ પણ જાતનું ધ્યેય નક્કી કર્યા વિના, એને પહોંચવાનો માર્ગ નક્કી કરવો ને એ માટેના સાધનોની જોગવાઈ કરવી, એ તો સોરટી (લૉટરી) જેવું ગણાય.

આ પ્રમાણેની આગવી દૃષ્ટિની ઊણપ કોઇનામાં હોય, અને તેને લીધે જીવનના તડકાછાંયડામાં માર્ગ બતાવનારી કોઇ વ્યવસ્થિત યોજના ન હોય, પોતાના જીવનને એણે સોરટી જેવું બનાવી દીધુ હોય, તો ડગલે ને પગલે સુખ કરતા એને દુઃખ જ મળતું રહેવાનું.

માર્ગ ને સાધનો વિચારતા પહેલાં જીવન-નું ધ્યેય આપણે જાણવું જોઈએ પણ એમ કરતાં અગાઉ સભાનપૂર્વક અંતથી સઘળા ય પૂર્વગ્રહો કે પૂર્વગ્રંથિઓ ખંખેરી નાખવી જોઈએ સદ્જ્ઞાન ને સત્યના નમ્ર, સહૃદયી ને ઉત્સુક ઉપાસકોની માફક જીવનનો આ મહાપ્રશ્ન આપણે છણવો જોઈએ

જીવન પ્રત્યેની વ્યક્તિગત દૃષ્ટિ પર ને શક્તિ પર જીવનના ધ્યેયનો આધાર રહે છે. એટલે કે વ્યક્તિના આત્માનાં મૂળભૂત લક્ષણો ઉપર, ને એના આત્માની શક્તિ પર વ્યક્તિના જીવનનું ધ્યેય અવલંબે છે ત્યારે આ દૃષ્ટિએ જીવનને નિહાળતું રહ્યું. આત્માનો મૂળભૂત સ્વભાવ તથા એની સાથે સંબંધ રાખતી 'ક્યાંથી આપણે આવ્યા છીએ?' વગેરે વિગતો જાણવી રહી

પણ આત્માનો સ્વભાવ એટલે શું? એનો અર્થ તો એટલો જ કે, બહારનાં કારણોને લીધે સીધી કે આડકતરી રીતે આત્મા સાથે સંબંધ રાખતા દેખાતા બધા ય ગુણો, લક્ષણો કે ખાસિયતો નહિ, પરંતુ આત્મા સાથે સદાનો સંબંધ રાખતા હોય એવાં પ્રધાન, સાહજિક, કુદરતી ને આત્મામાંથી જ ઉદ્ભવેલા લક્ષણો ગમે તે કારણે, ગમે તે વેળા બહારથી મેળવેલા આત્માના ગુણધર્મો કદી ય સ્થાયી ટકી શકે નહિ, ધીમેધીમે તે તો ક્ષીણ થતા જાય ને અંતે જતા રહે–નાશ પામે ત્યારે પેલાં મૂળભૂત લક્ષણો ભલે તાત્કાલિક દબાઈ રહેલાં લાગતા હોય, પરંતુ અંતે તો એ જ બહાર આવે છે

આપણે એક દાખલો લઈએ પાણી લઈએ; એનો સ્વાભાવિક ગુણ–એનું કુદરતી લક્ષણ કયું? ઠંડક કે ગરમી? આપણે જાણીએ છીએ કે પાણી ગરમ કરી રાખ્યું હોય, છતાં યે ધીમેધીમે તે ઠંડું ને ઠંડું પડતું જાય છે. એટલે એનું નૈસર્ગિક લક્ષણ તે ઠંડાપણાનું. એને ગમે તેટલું ઊનું કરીએ તોપણ પોતાનો આ કુદરતી ઠંડાપણાનો સ્વભાવ એ છોડશે નહિ. બહારનું તત્ત્વ–ગરમી–એ પોતાની મેળે જ કાઢી નાખશે અને અંતે પોતાના મૂળ સ્વભાવ–ઠંડક–પર આવી જશે ઊના પાણીના કુંડ પાસે જનાર પહેલો જ પ્રશ્ન પૂછે છે 'પાણી કેમ આટલું બધું ઊનું છે?' આ 'કેમ?' પ્રશ્ન પૂછવો પડે છે એ જ બતાવી આપે છે કે, ગરમી એ પાણીનું મૂળ લક્ષણ નથી અને જ્યારે જ્યારે પાણીની સાથે ગરમી મળે છે, ત્યારે એ માટેના કારણની જરૂર પડે છે

એ જ પ્રમાણે આપણે પૂછીએ–સુખ કે દુઃખ–આત્માનો સાચો સ્વભાવિક ને નૈસર્ગિક ગુણ કયો? વૈદિકદૃષ્ટિએ કહી શકીએ કે સુખ–આનંદ જ છે આત્માનું સ્વાભાવિક લક્ષણ કારણ કે, જ્યારે કોઈ દુઃખી રડે છે ત્યારે પહેલો જ પ્રશ્ન થાય છે, 'કેમ રડે છે?' રડનારને પણ આ

'કેમ ?' ને 'શા માટે ?' નું કારણ આપવું પડે છે. એટલે પાણીના દાખલાની માફક જ, 'શા માટે ?' ને કારણ આપવાની જરૂર પડે છે. એ પૂરવાર કરે છે કે, દુઃખ બહારની વસ્તુ પર આધાર રાખે છે. આત્માનું એ સ્વાભાવિક, કુદરતી કે નૈસર્ગિક લક્ષણ નથી. વળી કોઈ એમ પૂછતું નથી કે 'ભાઈ, તમે કેમ રડતા નથી ?'

આમ આત્માનું સ્વાભાવિક લક્ષણ છે સુખ–આનંદ. એને કારણ આપવાની જરૂર રહેતી નથી. વળી આ દુઃખ, પાણીની ગરમીની પેઠે જ, કાળક્રમે, ઓછુંઓછું થતું અંતે નાશ પામે છે.

બીજી રીતે પણ આ વૈદિક સિદ્ધાંતની સત્યતા જોઈ શકાય છે. માછલીને પાણીની બહાર કાઢવામાં આવતાં, એ જેમ તડફડે છે ને એ વિના એ રહી શકતી નથી. પાણીમાં રહેવું એ જેમ એનો સ્વાભાવિક ગુણ છે, તેમ આપણે સુખ વિના રહી શકતા નથી. એ માટે ઝંખીએ છીએ, એ મેળવવા સતત પ્રયત્નો કરીએ છીએ, એનાથી સતત વિમુખ રહેવાથી–આપઘાત કરવાથી કે હૃદય બંધ થવાથી–આપણે મરણશરણ થઈએ છીએ. એટલે જ નિઃશંક કહી શકીએ કે સુખ એ આપણો–આત્માનો સ્વાભાવિક ગુણ છે.

જગતસમસ્તને સ્પર્શતા આ પ્રાથમિક ને મૂળભૂત સિદ્ધાંત પરથી, બહારથી સતત બદલાતા રહેતા જીવનના સમગ્ર પ્રશ્નોનો આપણે ઉકેલ લાવી શકીએ. નિતાંત સુખ મેળવવાનાં જુદાંજુદાં ને પરસ્પર વિરોધી લાગતાં અનેક સાધનો હશે, પરંતુ એકે અપવાદ વિના, બધા યે જીવો દુઃખ નહિ પણ સુખને જ શોધે છે. એ માટે તો બે મત નથી જ.

આથી આપણે અનુમાન કરી શકીએ કે, દુઃખના નાનામાં નાના અણુરહિત નિર્મળ, અસીમ ને અવિભાજ્ય નિતાંત સુખ એ જ આપણા આત્માનું લક્ષણ, આત્માનો ગુણ છે.

એ જ પદ્ધતિએ આત્માના બીજા સ્વાભાવિક ગુણો શોધવા આપણે ઊંડા ઊતરીએ. આપણે બધા યે મરવાની નહિ પણ સદાય જીવતા રહેવાની ઈચ્છા રાખીએ છીએ. મૃત્યુ નહિ પણ સનાતન જીવન જ આત્માની ખાસિયત છે એમ આથી પુરવાર થતું નથી શું ?

બધા રોગોની માફક મૃત્યુ પણ 'કેમ થયું ?'નું કારણ માગે છે. કોઈનું મરણ જાણીએ કે, તરત જ પૂછીએ છીએ: 'શાથી મરી ગયો ?' 'શું થયું'તું ?' વગેરે બીજું કોઈ જ કારણ ન જણાય ત્યારે દાક્તર કહે છે: 'હૃદયનો રોગ હશે તે હૃદય બંધ થવાથી મૃત્યુ થયું છે.' મૃત્યુ બહારનું કારણ માગે છે એની આ સાબિતી નથી ? બીજા શબ્દોમાં કહીએ, તો આત્મા–સ્વભાવથી જ–સનાતન છે. અરે, કોઈ તાજેતરમાં જન્મેલું બાળક પણ જીવતું હોય તો 'શા માટે તે જીવી રહ્યું છે ?' એવો બેહૂદો સવાલ આપણે પૂછતા નથી. આ એની એક વધુ સાબિતી છે.

આ પછી આત્માનો ત્રીજો સ્વભાવ શોધીએ. તે જાણવા માટે આપણે સદાય ઉત્સુક રહીએ છીએ. વસ્તુમાં સમજ પડતી નથી ત્યારે મુઝાઇ જઈએ છીએ, ચિંતા થાય છે, દુઃખ થાય છે. આનો અર્થ એટલો જ કે, અજ્ઞાન નહિ પણ જ્ઞાન છે આપણો સાહજિક સ્વભાવ. એટલે જ ઉપનિષદોમાં ને ગીતામાં, અત્યારની સ્થિતિના આત્માને અજ્ઞાનરૂપી વાદળાંની અંદર ઢંકાયેલો વર્ણવવામાં આવ્યો છે.

જેમ આપણે સાચેસાચ અગ્નિ કે

વીજળી પેદા કરતા નથી, પરંતુ એ કાર્ય માટે યોગ્ય એવી વૈજ્ઞાનિક ક્રિયા ઊભી કરીએ છીએ, અને એમ કરીને ભીતર રહેલા અગ્નિ ને વીજળીને બહાર આવવા માટે દબાણ કરીએ છીએ, તેમ આત્માના ભીતરમા છુપાયેલી શક્તિ તથા સંભાવિતાને બહાર લાવવાનું તથા સ્વતંત્ર ને સંપૂર્ણ વિકાસ કરવા મોકળાશ કરી આપવાનું કેળવણીનું ધ્યેય છે.

આમ બહારથી કોઈ વસ્તુ અંદર લાવવાનો નહિ, પણ અંદરની શક્તિ બહાર આણવાનો કેળવણીનો ધર્મ છે અને જો બહારની એ વસ્તુ અંદર લાવવામા આવે, તો આપણામાં એ રહી શકે જ નહિ—પાણીની ગરમીની માફક ધીમેધીમે કરી સદંતર ચાલી જાય ખરું પૂછો તો અંગ્રેજી એજ્યુકેશન (કેળવણી)નો અર્થ જ બહાર લાવવું એમ થાય છે!

‘અજ્ઞાન નહિ પણ જ્ઞાન આત્માનો ગુણ છે’ આ વેદાંતિક સત્ય થોડાક વર્ષો પર વૈજ્ઞાની ને તત્ત્વજ્ઞાની પાશ્ચાત્ય દુનિયાને પણ એક જબ્બર આંચકા સાથે સ્વીકારવું પડ્યું એક ફ્રેંચ છોકરી અણીની માદગીમાથી પસાર થઈ મૃત્યુના પંજામાંથી માડમાડ એ બચી શકી પણ માંદગીમાંથી ઊઠ્યા પછી જણાયુ કે પોતાની માતૃભાષા—ફ્રેંચ એ સાવ ભૂલી ગઈ હતી! એટલું જ નહિ પણ આ જિંદગીમાં કદી યે નહિ સાંભળેલી કે વાંચેલી નહિ એવી લગભગ બાર વિદેશી ભાષાઓ ઉત્તમ સાહિત્યકીય શૈલીમાં એ ફડફડાટ બોલી જતી હતી!

આ ઐતિહાસિક બનાવ પર ખૂબ શોધખોળ કર્યા પછી, પાશ્ચાત્ય વિદ્વાનોએ અભિપ્રાય ઉચ્ચાર્યો કે, આ બનાવનો રહિયો બીજો કોઈ નહિ, એક જ હોઈ શકે. ‘સ્વભાવથી જ આત્મા ભાષા સમેત સર્વ જ્ઞાનની ખાણ છે, પણ એના ગુણોનો આવિર્ભાવ અનેકાનેક માર્ગે રુંધાય છે અનુભવ અને કેળવણી આ માર્ગો ઉઘાડવાની ચાવી છે અને આ બનાવમા દુખ પામતી બાળાના મનમાં એવું કંઈ બની ગયું કે, જેથી અત્યાર સુધી ઉઘડેલો એક જ માર્ગ (ફ્રેંચ ભાષાનો) બંધ થઈ ગયો અને પહેલાંના બંધ થયેલા લગભગ બારેક માર્ગો ઊઘડી ગયા. આમ આપણે જોઈ શકીએ છીએ, કે આત્માનુ સ્વાભાવિક લક્ષણ, અજ્ઞાનનો અંધકાર નહિ, પરંતુ સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ છે

આપણા સુખમા સહાયભૂત થતુ આત્માનુ ચોથુ લક્ષણ સ્વાતંત્ર્ય છે આપણા સર્વનો એક સર્વમાન્ય અનુભવ છે કે, માત્ર મનુષ્યો જ નહિ પણ પોપટ, ઊંદર, અરે! નાનામા નાનાં જીવડાં ને કીટ જેવા લાગણી અનુભવતા જીવો પણ સ્વતંત્રતા ચાહે છે ને પરતંત્રતાને ધિક્કારે છે આથી પૂરવાર થાય છે કે, ગુલામી કે પરતંત્રતા નહિ પરંતુ આઝાદી જ આત્માનો સાચો સ્વાભાવિક ગુણ છે

આત્માનુ પાંચમુ લક્ષણ, તે બીજા પર હકૂમત ચલાવવાની વૃત્તિ છે, ‘આપણે બધા આપણી જ ઇચ્છાઓથી ને અભિપ્રાયોથી દોરવાવા માગીએ છીએ’ પછી ભલે ને ગમે તે પ્રસંગ હોય, પરંતુ બીજાઓના દૃષ્ટિબિંદુ ને બીજાઓના વિચારોને તાબે થવા આપણે ઇચ્છતા નથી રે, એટલું જ નહિ, આપણને બીજા બધા અનુસરે એમ જ આપણે વાંછીએ છીએ! આનો ચોખ્ખો અર્થ જ એટલો કે, ઈશ્વરને આપણે ઓળખીએ કે ન ઓળખીએ, તેના અસ્તિત્વમાં આપણે માનીએ કે ન માનીએ, પણ ઈશ્વરના અસ્તિત્વમાં માનનારા બધાયે ધર્મો માત્ર ઈશ્વરનુ જ જે લક્ષણ હોવાનુ જણાવે છે તેને—બીજા પર

સંપૂર્ણ આધિપત્ય ભોગવવાના 'ગુણ'ને-પ્રાપ્ત કરવા માટે આપણે જાતેજ ઝંખીએ છીએ.

અત્યાર સુધી સ્વીકારેલા તર્કબદ્ધ અનુમાનના ધોરણ પર આપણે ત્યારે કહી શકીએ કે આનો અર્થ તો એ થયો કે, આધિપત્યનો અભાવ નહિ પરંતુ આધિપત્ય ભોગવવાની વૃત્તિ એ આત્માનું પાંચમું સ્વાભાવિક લક્ષણ છે.

આમ આપણી ઊર્મિ, ઇચ્છા ને મહત્ત્વાકાંક્ષાઓનું માનસશાસ્ત્રીય પૃથક્કરણ કરતાં આપણે જોયું કે, પ્રત્યેક આત્માના કુલ્લે પાંચ નૈસર્ગિક ગુણો છે, એમાં પ્રધાન ને મુખ્ય છે નિર્ભેળ આનંદનો. બીજા ગૌણ ગુણો તે શાશ્વત જીવન, સંપૂર્ણ જ્ઞાન, પૂર્ણ સ્વતંત્રતા ને સંપૂર્ણ આધિપત્યના છે. વિચારતાં જણાશે કે, આ બધાય ગુણો તો ઈશ્વરના પોતાના જ છે. આમ જાણતાં કે અજાણતાં આપણે ઈશ્વરત્વ, દૈવત્વ પ્રાપ્ત કરવા માટે સતત કાર્યશીલ છીએ. અને આ પણ કારણ મળે છે કે આપણે આપણી જાતે સ્વભાવથી જ દૈવી છીએ!

આ પ્રમાણે આપણે માનસશાસ્ત્રીય રચનાની દૃષ્ટિએ ઈશ્વર ને મનુષ્યની એકતા સાબીત કરી. હવે આપણે રાસાયણિક રચનાની દૃષ્ટિ અને ઈશ્વર ને આપણો સંબંધ તપાસીએ.

ઈશ્વરના અસ્તિત્વમાં માનનારા જગતના સર્વ ધર્મો દૃઢતાપૂર્વક જણાવે છે કે, 'ઈશ્વર સમસ્ત વિશ્વ ઉપર રાજ્ય કરે છે' કે 'સત્તા ચલાવે છે.' એટલું જ નહિ પણ બાઈબલના પ્રથમ પુસ્તકના પ્રથમ પ્રકરણની પ્રથમ સુંદર ને સાદી પંક્તિઓ પ્રમાણે, 'શરૂઆતમાં ઈશ્વરે સ્વર્ગ સર્જ્યું ને પૃથ્વી સર્જી.' એમ બધા યે ધર્મો કહે છે. આપણે આ વાંચીએ ત્યારે સ્વાભાવિક જ પૃચ્છા થાય:

'હા, વાત સાચી, પરંતુ કઈ એવી વસ્તુ લઈને ઈશ્વરે સારીયે દુનિયાનું સર્જન કર્યું?'

અને આનો એક માત્ર સાહજિક ને શક્ય ઉત્તર એટલો જ છે કે, તે વખતે જે એકલી વસ્તુ અસ્તિત્વમાં હશે એ લઈને એણે દુનિયા સર્જી હશે. તે વખતે અસ્તિત્વ તો એકમાત્ર પોતાનું જ હતું. એટલે કે પોતાનામાંથી જ એણે વિશ્વનું સર્જન કર્યું. આનો આખરી અર્થ તો એ જ થયો કે ઈશ્વર, વ્યક્તિગત આત્મા ને સમસ્ત દુનિયા રાસાયણિક દૃષ્ટિએ પણ એક જ છે. એક જ પદાર્થના બનેલા છે. માનસશાસ્ત્રીય રચનાની દૃષ્ટિએ એ બધા એક છે, એ તો આપણે હમણાં જ જોયું.

બાઈબલ, કુરાન ને જગતના આસ્તિક ધર્મોના ગ્રંથોમાં કહ્યું છે કે, ઈશ્વરે સમસ્ત દુનિયાની રચના કરી. તેથી આગળ વધી ઈશ્વરમાંથી જ એ દુનિયાનું સર્જન થયું એ વાતનું અહીં આપણે અનુમાન કરવાનું રહે છે. ત્યારે તૈત્તિરીય ઉપનિષદ ને બીજા હિંદુ ધર્મગ્રંથો, ઈશ્વરના સૃષ્ટિનિર્માણની વાત કરતી વખતે વિગતવાર જણાવે છે કે, ઘણી વસ્તુઓ બનાવવા માટે કે સર્જાવવા માટે ઈશ્વરે એવી ઇચ્છા કરી નહોતી, પરંતુ એને તો એકમાંથી અનેક થવું હતું (એકોઽહં બહુસ્યામ્) ને પોતાનું સંપૂર્ણ આવિષ્કરણ કરવું હતું અને એ પ્રમાણે એણે કર્યું!

આમ વૈદિક સિદ્ધાંતો અને બાઈબલ વગેરે વચ્ચે કોઈ મતભેદ નથી. પરંતુ તફાવત માત્ર એટલો જ છે કે, બાઈબલ વગેરે ઉપરથી જે અનુમાન બાંધવાનું રહ્યું છે તે વેદોએ વિશિષ્ટ રીતે વર્ણવી દીધું છે!

નિર્મળ આનંદ, શાશ્વત જીવન, સંપૂર્ણ પ્રકાશ, નિતાંત સ્વતંત્રતા અને પૂર્ણ આધિપત્ય એ સમસ્ત વિશ્વનો મૂળભૂત નૈસર્ગિક ગુણ હોવાથી, અને વળી રાસાયણિક દૃષ્ટિએ ઈશ્વર સાથે વિશ્વ તદ્રૂપ હોવાથી, નિર્વિવાદ રીતે ફલિત થાય છે કે, સારુયે વિશ્વ ઈશ્વરના જુદાજુદા આવિર્ભાવનો અનંત ક્રમ જ છે, ને બીજું કાંઈ જ નથી. અને સાચી રીતે તો વિશ્વ પણ દેવી જ છે આપણને વિશ્વમા જે ભિન્નભાવો જણાય છે તે તો તેના આવિષ્કરણ, આકાર, રૂપ, રંગ, બાહ્ય સ્વભાવ, કાર્યપદ્ધતિ, મૂલ્યો વગેરેના નવા દરજ્જા ને પ્રકારોને લીધે છે

વળી બધા આસ્તિકો 'ઈશ્વર સર્વવ્યાપક છે' એમ પણ માને છે એટલે કે ઈશ્વર સર્વ સૃષ્ટિમા વ્યાપી ગયો છે ને પ્રસરી રહ્યો છે એવું તેઓ માને છે આ માન્યતાનો સાચો અર્થ આપણામાંના ઘણાં સમજતાં નથી ઈશ્વરની સર્વવ્યાપકતા જ આપણું એની સાથેનું ઐક્ય પૂરવાર કરે છે'

કુંભાર જ્યારે માટીના વાસણ બનાવે છે, વણકર જ્યારે કપડું વણે છે, સોની સોનાનો દાગીનો જ્યારે ઘડે છે ત્યારે વાસણ, કપડું ને દાગીનામાં વ્યાપેલા હોય છે ને તો કુંભાર, વણકર કે સોની નહિ પણ અનુક્રમે માટી, કપડું ને સોનું જ બીજા શબ્દોમાં, કહેવું હોય તો એમ કહેવાય કે, જે કંઈ પણ સર્જન થાય તેમાં જે વસ્તુમાંથી એ સર્જન થયું હોય તે વ્યાપે છે ને પ્રસરે છે, સર્જકનો પછી એ સાથે કોઈ સંબંધ રહેતો નથી એ જ રીતે આપણે જ્યારે એમ કહીએ કે ઈશ્વરે જાતે સૃષ્ટિનું સાચેસાચ સર્જન કર્યું, ત્યારે એ નિર્માણની વાત તદ્દન સાચી છે છતાં વિશ્વના સર્જક તરીકે ઈશ્વર એમાં વ્યાપેલો નથી પણ ઈશ્વર સકળ વિશ્વ પર વ્યાપી રહે છે તે તો વિશ્વના પદાર્થમાંની એની શક્તિસ્વરૂપે

ટૂંકમા ત્યારે આ છે શ્રી શંકરાચાર્યનું તત્ત્વજ્ઞાન એ કહે છે કે, શુદ્ધ સોનામાથી કોઈ પણ દાગીનો બનાવવામાં આવે છે ત્યારે એનો સાચેસાચો પદાર્થ તો સોનું જ રહે છે તે જ રીતે બહારનાં રૂપરંગ, કાર્ય ને મૂલ્યો ભલે ગમે તેવાં જુદાં હોય, પરંતુ ઈશ્વરમાથી પ્રગટતી પ્રત્યેક ચીજ સ્વયં ઈશ્વર જ છે.

આમ આપણું અંતિમ ધ્યેય ને આપણો, મૂળભૂત સ્વભાવ તો ઈશ્વરરૂપ જ છે આ ઈશ્વર-રૂપ નિર્મળ આનંદ, શાશ્વત જીવન, સંપૂર્ણ પ્રકાશ, નિતાંત સ્વતંત્રતા ને સંપૂર્ણ આધિપત્ય ધરાવતા પાંચ લક્ષણોવાળું છે

આપણું સાહજિક ને કુદરતી લક્ષણ જે ઈશ્વર છે, તેને મેળવવા માટે તેની પ્રતીતિ કરવા માટે આપણું સાચું દેવી તત્ત્વ જાણવા માટે આપણે સભાન પ્રયત્ન કરવો જોઈએ, વિચારપૂર્વકની યોજના ઘડવી જોઈએ એ યોજના દ્વારા, આપણને ઈશ્વરપ્રાપ્તિમાંથી ચલિત કરનારા તત્ત્વોને શોધી કાઢી, સમજી લઈએ આપણા પોતાના જ ગુણ-સ્વભાવ ને ઢાંકી રાખનાર મુશ્કેલીઓ ને ચરોને ફગવી દેવા માટે આપણને શક્તિ મળે એવાં સાધનો શોધી કાઢવામાં ને અપનાવવામાં આ યોજનાને સહાયભૂત બનાવીએ અને એમ કરીને રોજિંદા વ્યવહારુ જીવનમાં ડગલે ને પગલે આપણે આપણું ઈશ્વરત્વ પિછાનતા થઈએ નિર્મળ ને સનાતન, સંપૂર્ણ ને અનિર્વચનીય, સર્વવ્યાપી ને સર્વસ્થ એવો આનંદ એમાથી આપણે મેળવીએ

ઈશ્વર એ આપો !

★

# વાવે તેવું લણે

*

શ્રી. રામનારાયણ ના. પાઠક

કર્મનો કાયદો સનાતન છે. પાપ વાવ્યું હોય તો પુણ્યનાં ફળ ક્યાંથી મળે? દુષ્કૃત્યો કર્યાં હોય તો સુખની આશા ક્યાંથી સંભવે?

જે કંઈ પણ સારું કે ખોટું કરીએ તેનું પરિણામ આપણે જ ભોગવવું પડવાનું, એમ કર્યા વિના કોઈનો યે છૂટકો થતો નથી.

પૂર્વજન્મના પાપી અનાદિનું અને નવા જન્મે રાણી મૃગાદેવીના પુત્ર–મૃગાપુત્રનું આ ધર્મદૃષ્ટાંત એ કર્મનો કાયદો ફરીને એકવાર આપણને સમજાવે છે. કથામાં ભગવાન મહાવીરે પ્રબોધેલો ઉપદેશ આપણે હૃદયમાં ઉતારીએ.

પ્રાચીનકાળમાં જંબુદ્રીપની અંદર શતદ્વાર નામનું નગર હતું, તેમાં ધનપતિ નામે રાજા રાજ્ય કરતો હતો. એણે પોતાના રાજ્યના પ્રાંતો પાડ્યા હતા. તેમાં વિજય-વર્ધમાન પ્રાન્તમાં પાંચસો ગામ હતાં. એ પ્રાંતનો સુબો અનાદિ મહાદુરાચારી ને આપખુદ હતો. ઊંચો, પડછંદ અનાદિ, હાથમાં કાળો દંડ રાખતો, માથે મોટી પાઘડી મૂકતો, કચ્છ ભીડીને ધોતિયું પહેરતો, કસવાળું કડિયું પહેરતો. એની આંખો મોટી અને ક્રૂર હતી. એનો રંગ શામળો હતો. એના નામથી ભલભલા માણસો ધ્રૂજતા. પોતાના પ્રાંતનાં પાંચસો ગામનો એ સર્વસત્તાધીશ રાજા જ હતો એમ કહીએ તો ચાલે. નવાનવા કરવેરા નાખીને એણે રાજ્યની આવક વધારી હતી. તેથી રાજા પ્રસન્ન રહેતો. ખેડૂતોને વાવવા સાટે એ રાજ્યના કોઠારોમાંથી વાવણીટાણે અનાજ આપતો અને મોસમ વખતે સવાયું લેવાને બદલે બમણું કે ત્રમણું લેતો. એ અનાજ ઉછીનું આપતી વખતે પોતાનો લાગો લેતો. મોટામોટા આબરૂદાર ખેડૂતોનું નજીવી બાબતમાં અપમાન કરતો. કોઈ સ્વમાની જુવાન સામે થતો તો તેને મારપીટ કરી પૂરી રાખતો. કોઈ ગામમાં એકાદ આવો સ્વતંત્ર મગજનો માણસ નીકળતો, તો તેને આકરી સજા કરતો અને ગામ ઉપર દાખ બેસાડવા બીજાઓને પણ દંડતો. કોઈ પણ ગામે ધાડ પડતી અને ગ્રામરક્ષકો મદદે જતા તો લૂંટારાનો પત્તો લાગતો નહીં. ગામડે ગામડે વાતો ચાલતી કે, 'અનાદિને અર્ધ ભાગ મળી ગયો હશે એટલે લૂંટારા ક્યાંથી હાથ આવે?'

ગામમાં કોઈ રૂપાળી યુવતી ઉપર એની નજર પડતી તો તેને પકડીને પોતાનાં થાણામાં બોલાવતો અને તેને ભ્રષ્ટ કરતો. એ જમાનામાં રેલગાડી કે મોટરખટારા ન હતા; એટલે ચીજવસ્તુ અને અનાજની અવરજવર મોટી વણજારો મારફત થતી. અનાદિના ખાસ ભાઈબંધો વણજારોને રસ્તામાં રોકતા અને એનું રક્ષણ કરવાનું બહાનું બતાવી લૂંટી લેતા.

વર્ધમાન શહેર તેમ જ તેના તાબાનાં પાંચસો ગામમાં અનાદિની હાક વાગતી. એની વિરુદ્ધ રાજા ધનપતિ પાસે ફરિયાદ જતી તો અનાદિ ખોટા સાક્ષી પુરાવા ઊભા કરતો અને ફરિયાદીને જુઠો ઠરાવી પાછળથી હેરાન કરતો. લાંચરુશ્વત, ખુશામત અને જોરજુલમથી અનાદિની એવી ધાક બેસી ગઈ હતી, કે આખા પ્રાંતમાં એની સામે માથું ઊંચકનાર કોઈ રહ્યો નહીં. અનાદિમાં તીવ્રબુદ્ધિ હતી, બાહુબળ હતું, વ્યવસ્થા-શક્તિ હતી. ઉદ્યમ હતો. શરીરસંપત્તિ હતી. અખૂટ ધન એણે ભેગું કર્યું હતું.

પણ એ બધાનો ઉપયોગ એણે લોકોને રંજાડવામાં, ત્રાસ આપવામાં, પોતાનો દાબ બેસાડવામાં, પોતાની કામનાઓ પૂરી કરવામાં કર્યો અને અભિમાનમાં છકી જઈને પોતાને માથે મોત જ નથી એમ માનીને મદોન્મત્ત હાથી પેઠે ઘૂમવા લાગ્યો.

પણ આ દુનિયા ઉપરથી મોટા માંધાતા આવીને ચાલ્યા ગયા. બાણાસુર અને સહસ્રાર્જુન જેવા માટીમાં મળી ગયા. રાવણ અને જરાસંઘ ગયા, ચંગીસખાન અને સિકંદર પણ ગયા. નેપોલિયન અને હિટલર પણ આંખ મીંચીને ઉઘાડીએ તેમ કાળનો કોળિયો થઈ ગયા.

હો અનાદિ એક પ્રાંતનો સૂબો, માટીનો માનવી ગમે તેવું અભિમાન રાખે તેથી ક્યાં સુધી? પચાસ વરસ, સો વરસ, દોઢસો વરસ, બસો વરસ, પછી શું? શરીરની જ આળપંપાળ કરનારો, અનેક પ્રકારનાં તૈલમર્દન અને પૌષ્ટિક દ્રવ્યો ખાઈને દેહ સંભાળનારો અનાદિ, અઢીસો વર્ષ જીવ્યો. પણ આખરે એના દેહને ય રોગ લાગુ પડ્યો યૌવનમદમાં છક થયેલા અનાદિને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ આરોગ્યમદમાં મસ્ત બનેલા અનાદિને મહારોગોએ એકસામટા આવીને ઘેરી લીધો કોઈ મજબૂત ગઢને તોડવા ચોમેરથી દુશ્મનો હલ્લો કરે તેમ એકસાથે અનેક રોગ ફૂટી નીકળ્યા

અવસ્થા થતાં શ્વાસ ચડવા લાગ્યો, ઉધરસ આવવા લાગી, ઝીણો તાવ રહેવા માંડ્યો. પેટમાં દાહ થાય ને શૂળ નીકળે, હરસની પીડા, એમાંથી ભગંદર, પેટ વધીને જળોદર થયું. હાથે ને પગે કોઢ નીકળ્યો આમ જુદાજુદા સોળ વ્યાધિએ અનાદિનો દેહગઢ ઘેર્યો

અનાદિએ પોતાનાં કુટુંબીઓને બોલાવી કહ્યું “ ‘મારાં વહાલાં સ્વજનો! તમે કોઈ ગભરાશો નહિ, એમ હું મરવાનો નથી જાઓ, તમે બધા આપણા વિજયવર્ધમાન શહેરના સિમાડાઓ ઉપર, ચાર રસ્તા એકઠા થતા હોય ત્યાં, ચોરે ચૌટે, શેરીએશેરીએ સાદ પડાવો કે, જે કોઈ હોશિયાર વૈદ હોય, જડીબુટ્ટી જાણનારો હોય, શસ્ત્રવૈદ હોય, નાડીવૈદ હોય, નિદાન કરનારો હોય, તેમાંનો જે કોઈ મારા આ રોગ મટાડશે એને મોંમાગ્યા દામ આપીશ જાઓ, તમે સૌ જલદી જાઓ આવો સાદ એકવાર નહી પણ બેવાર ત્રણવાર પડાવો ઢોલ પીટીને સાદ પડાવો વૈદોને જલદી તેડી લાવો ’ આટલા અસાધ્ય રોગથી ઘેરાયેલો છતાં જીવવા માટે તરફડિયાં મારતો અનાદિ બોલી ઊઠ્યો એનાં સગાં-વહાલાં વૈદોની શોધમાં ચારેકોર દોડી ગયાં ·

ખબર મળતાં જ અનેક વૈદો અને જડીબુટ્ટી જાણનારા લોકો વિજયવર્ધમાન નગરમાં દોડી આવ્યા. કોઈએ આવીને નાડી તપાસી, છાતી તપાસી અને લેપ લગાવ્યા કોઈએ તાવનું નિદાન કરી કઢવા, ઉકાળા પિવડાવ્યા કોઈએ પેટના શૂળને હઠાવવા આકરા ડામ દીધા ધગાવેલા લાલચોળ તવેથાના ડામની પીડાથી અનાદિ બરાડા પાડવા લાગ્યો

જોવા આવનારા નગરજનો અને ગ્રામજનો માથું ધુણાવી સહાનુભૂતિ બતાવવા લાગ્યા પણ બહાર નીકળતાં જ ‘એનાં કરમ એને નડ્યાં જેવું કરે તેવું પામે પાપ કોઈને છોડતું નથી.’ આમ બોલતા તેઓ રસ્તે પડ્યા.

કોઈ વૈદે આકરા રેચ આપ્યા, તેની દુર્ગંધથી પાસે રહેનારા ત્રાસી ઊઠ્યા. ભગંદરની શસ્ત્રક્રિયાથી અનાદિ તોબા પોકારી ગયો. આટઆટલા ઉપચારો કરવા છતાં

એના રોગ મટ્યા નહિ. જેમજેમ મોત નજીક આવવા લાગ્યું તેમતેમ એના જીવવાના ધમપછાડા વધવા લાગ્યા. વૈદ્યોએ જાતજાતનાં સુગંધી તેલો મંગાવીને ચોળ્યાં. ઔષધિ,વનસ્પતિની છાલો, મૂળિયાં, કંદ, પાંદડાં, ફૂલ, ફળ, એના ઉકાળા, અને ઓસડ કર્યાં; પણ કશી કારી ફાવી નહિ. આખરે વૈદ્યોએ આશા મૂકી. એના પરિચારકો પણ અત્યંત દુર્ગંધ મારતા એના દેહથી અળગા રહેવા લાગ્યા. આવી દશામાં પણ અઢીસો વર્ષ લગી જે કામો કરેલાં, તેમાં, ભોગવિલાસમાં મન ચોંટ્યું હતું, જીવ છૂટતો ન હતો. હજી તો એને ધનપતિની ગાદી લેવી હતી અને રાજા થવું હતું. એવી જોરાવર વાસના સાથે અનાદિનો દેહ પડ્યો. આવી કારમી નરકયાતના ભોગવીને અનાદિ રાજા થવાની વાસનાના જોરે મૃગાગ્રામ નગરના રાજવી વિજયની રાણી મૃગાદેવીના ગર્ભમાં પહોંચ્યો.

રાણી મૃગાદેવીના ઉદરમાં ગર્ભ ફરકવા લાગ્યો તેવી જ એના શરીરમાં સખત વેદના થવા લાગી. પોતાનું પ્રથમ સંતાન છે માની મૃગાદેવીએ એ વેદના સહી લીધી. પણ રાજા વિજય મૃગાદેવીની સમીપ આવતાં જ હમેશાં હસમુખે ચહેરે વાર્તાલાપ કરતો, અને અંતઃપુરમાં બે ઘડી આરામ પામતો તે મૃગાદેવી સામે જોતાં જ છળી ઊઠ્યો. એ ભય પામ્યો, મૃગાદેવીનું મધુર આકર્ષક મુખ એને બિહામણું લાગવા માંડ્યું: એણે મૃગાદેવીનો મહેલ છોડી દીધો.

મૃગારાણીને આ વસ્તુ તરત સમજાઈ નહીં. એને પહેલાં તો નવાઈ લાગી. ઊલટું સગર્ભાવસ્થામાં વિજયરાજ જેવો પ્રેમાળ પતિ વધારે સમય અંતઃપુરમાં ગાળે તેને બદલે આમ કેમ બન્યું એમ વિચાર કરવા લાગી. આખરે એને ખાતરી થઈ કે આ ગર્ભ રહ્યા પછી જ હું અણમાનીતી થઈ છું. માટે એને ગમે તેમ કરી ગાળી નાંખું.

રાણીએ પોતાની દાસીને બોલાવી અને કહ્યું : ' મારાથી પેટપીડા સહી જતી નથી. હજી તો પૂરા પાંચ માસ વીત્યા નથી. હજી ચાર માસ કેમ જશે? માટે તું કોઈ ઠેકાણેથી દવા લાવી આપ જેથી આ ગર્ભ ગળી પડે, અને મારા શરીરમાં સુખ થાય. ' સાંભળીને દાસીને નવાઈ લાગી. ગમે તેવી વેદના થાય છતાં મા ગર્ભ ગાળી નાખવાની વાત ન કરે. એની પાછળ બીજું જ કારણ હોવું જોઈએ. પણ એ બોલી શકી નહીં. એણે તો આકરાં ગરમ ઓસડિયાં લાવીને રાણીને પાવા માંડ્યાં. ખારાં, ખાટાં, તીખાં, મોં અને અન્નનળી બળી જાય તેવાં ઉગ્ર ઓસડિયાં રાણી આંખ મીંચીને પીવા લાગી. પણ ગર્ભ જોરાવર હતો. એ ગળ્યો નહીં, ઊલટી પીડા વધી. રાણી ન છૂટકે રાજાનો રોષ અને પેટ-પીડા બન્ને સહેવા લાગી. પણ આવા ઉપચારોથી રાણીને નુકસાન થયું તેનાં કરતાં અનેકગણું ગર્ભમાં રહેલા જીવને થયું. એની સુકોમળ ચામડી ગરમ મસાલાથી ખદખદી ગઈ. એની અત્યંત કુમળી અને અર્ધવિકસિત ઇંદ્રિયો બધિર બની ગઈ. આંખ, કાન, જીભ, નાક ચિમળાઈને જડ થઈ ગયાં. રુધિર, માંસ, મેદનીરક્ષક ત્વચા બળીને ભસ્મ થઈ ગઈ. અને ગરમીને લીધે અંગે અંગમાંથી પાસ, પરુ ઝરવા લાગ્યાં. આવી જ સ્થિતિમાં પૂરા નવ માસે એનો જન્મ થયો.

પુત્રનો પ્રસવ થયા બાદ મૃગારાણીને કળ વળી અને તેણે જ્યાં બાળક સામે જોયું તો તેની આંખે અંધારાં વળ્યાં. બાળક જન્મથી જ અંધ હતો. તેને કાન, નાક આંખ વગેરે ઇંદ્રિયો ન હતી પણ તે જગ્યાએ એનો આકાર માત્ર હતો. આવા કૂબડા અને

આંધળા બાળકને જોતા જ મૃગાદેવી છળી ઊઠી એણે તરત આયાને બોલાવી કહ્યું 'આને લઈ જઈને ક્યાંક દાટી આવ ' આવો પુત્ર જોઈને રાજા કોપશે એવો પણ એને ભય હતો

' દાસી તો બાળકને કપડામા લપેટી ચાલી એના મનમા વિચાર થયો, કદાચ રાજા પૂછશે કે રાણીને શું અવતર્યું તો શો ઉત્તર આપીશ ? એટલે એણે જઈને રાજાને પૂછ્યું 'મહારાજ' આ તાજા જન્મેલા બાળકને ઉકરડે નાખી આવવાનું રાણીમા કહે છે તો એ વિષે આપની શી આજ્ઞા છે?' સાંભળીને વિજયરાજ નવાઈ પામ્યો કારણ જાણ્યા છતાં એ શાંત રહ્યો અને પોતે મૃગાવતી પાસે જઈ કહ્યુ 'તમે મારી બીકથી અથવા કદરૂપા સંતાનથી ડરીને આવું હીણું કામ ન કરો. એમ કરશો તો તમારાં બીજા સંતાનો પણ જીવશે નહીં. આવો કદરૂપો છોકરો કોઈ જોઈ જાય તો તમારી લાજ જાય એમ તમને લાગતું હોય તો એને ભોંયરામાં સંતાડી રાખો. એનું પ્રેમથી પાલનપોષણ કરો પણ એને તજી ન દો '

રાજાનાં આવાં પ્રેમભર્યાં વચનો સાંભળી રાણીના હૃદયમા રહેલી માતૃત્વની ભાવના ઊછળી આવી. એણે હેતથી બાળકને તેડી લીધો અને કોઈ ન જાણે તેમ મહેલના એક ભોંયરામાં સંતાડી રાખ્યો.

ત્યારપછી કાળે કરીને મૃગાવતી રાણીને ચાર પુત્રો થયા એ ચારે રૂપગુણસંપન્ન હતા પણ મૃગાવતી એમનાં જેટલા જ પ્રેમથી પોતાના પ્રથમ પુત્ર મૃગરાજને હમેશાં ભોંયરામા જઈને જાતે જમાડતી, અને હેત રાખતી.

એકવાર ભગવાન મહાવીર મૃગાગ્રામમાં ફરતા ફરતા આવી ચડ્યા. તેમના સાથે કાળનાં પ્રવચન વખતે એકવાર કોઈ આંધળો માણસ આવી ચડ્યો એ જોઈને ભગવાન મહાવીરના શિષ્ય ઇંદ્રભૂતિને નવાઈ લાગી એમણે કદી અંધ મનુષ્ય જોયો નહતો તેથી આશ્ચર્ય પામીને એમણે ભાવપૂર્વક પૂછ્યું 'ભગવાન! કોઈ માણસ જન્મથી આંધળો હોય ? '

મહાવીર: હા, હોય

ઇંદ્રભૂતિ: એવો માણસ ક્યાં હશે ?

મહાવીર: આ નગરના રાજાનો પુત્ર આંધળો જન્મ્યો છે રાણી મૃગાવતીના મહેલમાં ગુપ્ત ભોંયરામાં એને રાખ્યો છે

ઇંદ્રભૂતિ. આપ આજ્ઞા આપો તો તેને જોવાની મારી ઇચ્છા છે

મહાવીર: ભલે

ભગવાન મહાવીરની આજ્ઞા મળતાં ઇંદ્રભૂતિ સ્વામી મૃગાવતીને મહેલે આવ્યા. સાધુને દૂરથી આવતા જોઈ મૃગાવતી માનપૂર્વક સામી આવી આદરસત્કાર કર્યો બાદ તેણે કહ્યુ. 'આજે મારુ આંગણું પાવન કર્યું મહારાજ !'

'હે દેવાનુપ્રિયે ! હું તો તમારો પુત્ર જોવા આવ્યો છું '

આ સાંભળતાં મૃગાવતીએ પાછળથી જન્મેલા પોતાનાં ચાર સુંદર પુત્રોને બોલાવી હાજર કર્યાં માણસ પોતાની સારી વસ્તુ દુનિયાને બતાવવા હમેશાં તત્પર રહે છે દોષ કે એબ ઢાંકવા મથે છે મૃગાવતીએ પણ એમ જ કર્યું. પણ ઇંદ્રભૂતિ સ્વામીએ કહ્યુ 'મારે તો તમારો સૌથી પ્રથમ જન્મેલો પુત્ર જોવો છે.'

ઘડીભર રાણી આંખો ફાડી જોઈ રહી આ વાતની આ સાધુને ક્યાંથી ખબર પડી હશે ? રાણીને વિચારમાં પડેલી જોઈ મુનિ બોલ્યા 'મને અમારા આચાર્ય ભગવાન મહાવીરે આ વસ્તુ કહી છે તેઓ સર્વજ્ઞ છે એટલે બધુ જાણી શકે છે.'

# ભારતીય ઔષધોનો ઈતિહાસ

શ્રી. વલ્લભરામ વૈદ્ય

મુંબાઈ સરકારની હિંદી વૈદકીય પદ્ધતિઓની તપાસસમિતિના તેમ જ કસ્તુરબા ટ્રસ્ટની સલાહ કારક વૈદ્યકીય મંડળના સભ્ય શ્રી. વલ્લભરામ વૈદ્ય સમા નિષ્ણાત આયુર્વેદાચાર્યે અહીં આપણી વનસ્પતિનો સારોયે ઇતિહાસ અત્યંત ટૂંકમાં પણ જોરદાર રીતે રજૂ કર્યો છે. આપણામાંના કેટલા એ જાણે છે? આયુર્વેદનો ભૂતકાળ કેટલો ગૌરવવંતો હતો! સ્વાતંત્ર્યના સૂર્યોદય પછી પણ આપણે આયુર્વેદને ભૂતકાળનું ગૌરવ પાછું નહિ અપાવીએ? શ્રી. વલ્લભરામભાઈ વનસ્પતિશાસ્ત્રના પ્રખર અભ્યાસી છે અને એ માટે અનેકવાર હિમાલયનાં અને બીજાં જંગલોમાં ઘૂમી આવ્યા છે. આયુર્વેદની અનેક શાખાઓનું એમનું જ્ઞાન પણ ઊંડું છે. પૂજ્ય બાપુ આયુર્વેદની બાબતમાં એમના ઉપર ભારે પ્રેમ અને વિશ્વાસ રાખતા હતા. 'અખંડ આનંદ'ના વાંચકોને આવા નિષ્ણાત વૈદ્યરાજનો સહકાર અવારનવાર મળ્યા કરશે.

લગભગ ઋગ્વેદના સમયથી જ હિંદુસ્તાનમાં ઔષધિ અને તેના ગુણદોષ વિષેનું લખાણ મળી આવે છે, આનાથી વધારે પુરાણું સાહિત્ય કોઈ નથી એમ કહેવાય છે. ઋગ્વેદમાં **સોમ** નામની વનસ્પતિનું વર્ણન અને તેની માણસ પર શી અસર થતી હતી તે લખ્યું છે. અથર્વવેદમાં તો ઘણી ઔષધિઓનું વર્ણન છે, તેની સ્તુતિ પણ ખૂબ કરવામાં આવી છે. દવા તરીકે તેનો ઉપયોગ છે, તે ઉપરાંત યંત્ર, મંત્ર અને ચમત્કારોમાં પણ તેનો ઉપયોગ જોવામાં આવે છે. પરંતુ ઔષધો વિષેના ખાસ ગુણદોષોનું વર્ણન તો આયુર્વેદમાં જ છે, એને ઋગ્વેદનો ઉપવેદ કહે છે. એનાં આદિ પુસ્તકો ઈ. સ. પૂર્વે ૨૫૦૦ વર્ષોથી માંડીને ૬૦૦ વર્ષ સુધીમાં લખાયાં હોવાનું જણાય છે. તેમાંના ઘણાખરા ગ્રંથોનો આજે વિનાશ થયો છે. જૂનાં પુસ્તકોમાં ચરક અને સુશ્રુત આજે જોવા મળે છે, જેમાં ચરક ઈ. સ. પૂર્વે પાંચસો વર્ષના કાળમાં લખાયેલો છે. જ્યારે સુશ્રુત ઈ. સ. ના આદિ કાળમાં લખાયેલો જણાય છે. સુશ્રુતમાં વાઢકાપનું વર્ણન પ્રાધાન્યપણે છે, તોપણ તેમાં ઔષધો વિષે ખહુ સારું વર્ણન આપવામાં આવ્યું છે. ચરક તો ઔષધોનો જ ગ્રંથ છે, અને તેના ઉપરથી આપણા લોકોને ઔષધીય જ્ઞાન કેટલું ઊંડું હતું એ સમજાય છે. પરંતુ એ ગ્રંથોની ઔષધિઓમાંથી ભાગ્યે જ આજે આપણે અર્ધા ભાગની પિછાનીએ છીએ. તેના જૂના ટીકાકારો ચક્રદત્ત (ઈ.સ.૧૧૦૦), ડલ્હણ વગેરે પણ મુઝાયા છે. ટીકાઓને આધારે તો આજે આપણે આટલું જાણી શકયા. દિવ્યૌષધિઓ કે સ્થાવર વિષો શું છે તે આજે કોઈ કહી શકે તેમ નથી. અષ્ટવર્ગ જેવી ચીજોને તો બારમા સૈકા સુધી વૈદો જાણતા હતા એમ સમજાય છે, પરંતુ તે પછીના વૈદોના પ્રમાદથી ૧૬મા સૈકાના અરસામાં તે ચીજોનું જ્ઞાન પણ ગયું.

ચરક અને સુશ્રુતના આધારે દેશી વૈદકની અનેક પદ્ધતિઓ નીકળી અને ઈ. સ. ના લગભગ આઠમા સૈકા સુધી વિકાસ પામી.

ઈ. સ. ના બીજા દસકામાં ધીરેધીરે આ પદ્ધતિઓ નાશ પામતી ગઈ. દેશી વૈદકની બે મુખ્ય પદ્ધતિઓ હજુ ઘણી ચમત્કારી ગણાય છે, પરંતુ તેને શાસ્ત્રીય રીતે સુધાર્યા સિવાય તે નિરુપયોગી જેવી જણાય છે.

આ બે પદ્ધતિઓ તે નિદોષ-ચિકિત્સા પદ્ધતિ—એટલે કે વાત, પિત્ત અને કફના ચિહ્નો જાણીને તે મુજબ ચિકિત્સા કરવી તે અને બીજું ઔષધિ શાસ્ત્ર (Pharmacology) છે—એટલેકે ઔષધોના રસ, વીર્ય અને વિપાક, જાણીને તે ઉપરથી માણસના ઉપર તેનાં સીધા કાર્યો કે ગુણદોષો જોવાની, જૂની રીતિ

દેશીવૈદકનુ ઔષધિશાસ્ત્ર એ ભાગ્યુ તોપણ ભરૂચ જેવુ છે, આજે પણ આપણે ઘણાં જૂનો દરદો જે બીજા વૈદકથી સારા થતાં નથી તે દેશીવૈદકની નજીવી જડીબુટી ઓથી સારા થતા જોઈએ છીએ એ દેશીવૈદકમા અનુભવ મેળવેલી ઔષધિઓનુ એક પદ્ધતિસરનુ શાસ્ત્ર (Pharmacopœia) તૈયાર થાય તો દવાઓની બાબતમા તે સર્વ પદ્ધતિઓથી શ્રેષ્ઠ નીવડે

કોંગ્રેસ સરકારના સમયમાં વૈદકને વિકસાવવા દેશીવૈદકની કોલેજો ખોલવાનો પ્રયાસ થયો છે, પરંતુ તેમા હોવા જોઈતા કોઈ અભ્યાસક્રમ કે તે વિષેના જરૂરી ગ્રંથો (Text Books) રખાયા નથી તેનુ એક મુખ્ય કારણ એ પણ હોય, કે તે પ્રયાસ ડૉક્ટરોના નેતૃત્વ નીચે થયો હતો, અને આયુર્વેદનુ વિશિષ્ટ તત્ત્વ સમજાવવામાં વિદ્વાન વૈદો નિષ્ફળ નીવડયા હતા એમ પણ ઘણા માને છે

પૂજ્ય મહાત્માજીનુ એવુ કથન છે કે, વૈદો પ્રમાદી છે, તેઓ વિદ્યાભ્યાસ ગ રાખતા નથી એથી દેશીવૈદક આગળ આવતુ નથી તેઓને સુધારવા મુશ્કેલ છે એમ પોતે મારા ઉપરના એક પત્રમા સ્પષ્ટ લખ્યુ છે

બીજી બાજુ કેટલાક રાજ્યો આયુર્વેદના વિકાસ માટે પ્રયત્ન કરતાં જોવામાં આવે છે, પરંતુ તે સ્થળોએ તે વિષેના કોઈ વિદ્વાનો કે શોધખોળખાતુ જણાતુ નથી—ડૉક્ટરોનુ નેતૃત્વ તો સર્વત્ર છે જ

સરકારે વૈદોને રજિસ્ટર્ડ કર્યા તેથી આયુર્વેદ ઊંચુ આવવાને બદલે તેની વિરુદ્ધનું કાયદુ થયુ છે, તે કાયદામાં છૂટછાટો હોવાથી વૈદો તો કદાચ રજિસ્ટર્ડ થયા, પણ તે સિવાયના માસ્તરો, કેમિસ્ટો, એલોપથિક કમ્પાઉન્ડરો વગેરે પણ રજિસ્ટર્ડ થઈ ગયા. પૂ ગાંધીજી એક પત્રમા લખે છે કે રજિસ્ટ્રેશનના સડાને દૂર કરી શકાય તેમ નથી

સરકારે કે રાજ્યોએ જે કૉલેજો ખોલી છે, તેમાથી તૈયાર થયેલા વૈદો પોતાને ડૉક્ટરો કહાવે છે, અને ડૉક્ટરી પદ્ધતિ મુજબ પોતાનુ વૈદું ચલાવે છે આથી આવી કૉલેજોમાં મોટી ખામી હોવી જોઈએ તેમ નક્કી થાય છે દેશી વૈદકની કૉલેજમા ચાર કે પાંચ વર્ષ ભણીને આવનાર વૈદ જો પોતાને ડૉક્ટર કહાવે, તો કોથળામાથી બિલાડું બહાર નીકળ્યા જેવી બાબત ગણાય !

સંમેલન ભરીને વૈદો પોતાના હક્કો માટે ખૂબ ઉહાપોહ કરે છે, પરંતુ મોટે ભાગે તેઓનો સમય બંધારણીય ખટપટોમાં જ જાય છે ત્યા વિદ્યા કે જ્ઞાનવિચાર જેવું કાંઈ થઈ શકતુ નથી એથી એની કાંઈ ખાસ અસર બહાર જનતા કે સરકાર ઉપર થતી જોવામાં આવતી નથી પરસ્પર પ્રશંસા કરીને સનાતનીઓની માફક વૈદો બાપડા લાડુ ઉડાવીને ભાગી જાય છે અને જાહેર પૈસાનો ખોટો વ્યય કરે છે

આથી આયુર્વેદના પદ્ધતિસર ઔષધિ-શાસ્ત્રનુ જરૂરી કાર્ય હજી સુધી કોઈએ ઉપાડ્યુ નથી; તેનાં જીર્ણ બનેલાં શાસ્ત્રોની શોધખોળની વાત પણ કયાય જોવામાં

આવતી નથી, હજુ તો જૂના ગ્રંથો ઉપર ટીકાઓ અને ભાષાંતરો લખવાની વાતો ચાલે છે, મૂળ ગ્રંથોનું ઠેકાણું કયું છે? તે ગ્રંથો આજના જમાનામાં પાઠ્ય પુસ્તકો તરીકે ચાલશે કે કેમ તે કોઈ બોલતું નથી. એમ કહેવાથી આયુર્વેદ અપૂર્ણ ગણાય તેમ તેઓ માને છે, પરંતુ વિજ્ઞાન તો હમેશાં અપૂર્ણ જ હોય તે કોઈ વિચારતું નથી. આમ આયુર્વેદને એક સંપ્રદાય જેવો બનાવી તેની ઉન્નતિ ચાહનાર વૈદો, રાજ્યો કે કોઈ પણ વ્યક્તિ શી રીતે તેનો વિકાસ કરી શકશે? ભેંસ ભાગોળે ને છાસ છાગોળે જેવી આ વાત છે.

જે ઔષધિશાસ્ત્રે પોતાના પ્રભાવથી તેના વિકાસકાળ દરમ્યાન હિંદુસ્તાન ઉપરાંત ગ્રીસ, રોમ, અરબસ્તાન અને ઇજિપ્ત વગેરેમાં સારો એવો પગપેસારો કરેલો હતો તેનો આજે એક હજાર વર્ષથી થઈ ચૂકેલો વિનાશ હજુ અટકયો નથી તે ઘણી ખેદની વાત છે. વૈદો આગળના પૂર્વજોની પ્રશંસા અને વાહવાહ ઉપરાંત હજુ કંઈ કરી શકયા નથી. પૂર્વજો તો ઘણા જ બુદ્ધિશાળી હતા તેમાં શક નથી.

જે લોકો મોટા હતા તેઓ નાના હતા તેમ તો કોઈ કહેતું નથી. તેઓ પોતે પ્રયત્નશીલ હોઈને મોટા ગણાયા છે, તેમના વખતમાં આયુર્વેદશાસ્ત્રનાં પાણી બાંધેલાં નહોતાં, હર સમયે તેમાં વિકાસને સ્થાન હતું અને હર સમયે જૂના ગ્રંથોનો પ્રતિસંસ્કાર કરીને પુનરુદ્ધાર કરવામાં આવતો હતો એમ ઐતિહાસિક દ્રષ્ટિએ તપાસતાં માલૂમ પડે છે. ચરક સંહિતાનો જ દાખલો લો. તે ચરકમહારાજે બનાવેલી નહોતી; પણ અગ્નિવેશની બનાવેલી હતી. ઈ. સ. પૂર્વે ૬૦૦ના અરસામાં તેમણે તેમના ગુરુ આત્રેય મહર્ષિના ઉપદેશ મુજબ આ સંહિતા લખેલી. આત્રેય મહર્ષિ તક્ષશિલાના મહાવિદ્યાલયમાં વૈદકના આચાર્ય હતા. તેઓ વનસ્પતિવિજ્ઞાન માટે હિમાલય તો ખૂબ જ ફર્યા હતા.

મહાન વૈદ્યાચાર્ય ચરક (ઈ. સ. ૧૦૦) કાશ્મીર દેશના રાજા કનિષ્કના રાજવૈદ્ય હતા. તેમણે પોતાના સમયમાં આ અગ્નિવેશ સંહિતાની જીર્ણ દશા જોઈ અને આ નષ્ટાવશેષ સ્વરૂપને સુધારી તેમાં જોઈતા સુધારાવધારા કરી તથા પ્રકરણબદ્ધ બનાવીને તેનું નામ ચરકસંહિતા આપ્યું. ચરકસંહિતાનું આટલેથીજ અટકયું નહિ પણ ચારસો વર્ષ પછી વળી પાછું તેમાં ગાબડું પડ્યું; તેના ચિકિત્સાસ્થાનમાં સત્તર અધ્યાય ગુમ થયા, કલ્પસ્થાન અને સિદ્ધિસ્થાન તો હતાં જ નહીં. દ્રઢબલ નામના (ઈ. સ. ૫૦૦) વૈદ્યાચાર્યે વળી પાછું આ બધું નવું કર્યું. તેણે પોતે જ લખ્યું છે.

अस्मिन् सप्तदशाध्यायाः
कल्पाः सिद्धय एव च ।
ना साद्यन्तेऽग्निवेशस्य तंत्रे
चरक संस्कृते ॥
तानतान्कापिलबलिः
शेषान् दृढबलोऽकरोत् ।
तंत्रस्यास्य महार्थस्य
पूरणार्थम् यथायथम् ॥

(ચિ. અ. ૩૦. શ્લોક ૨૮૯–૯૦)

ત્યારપછી તેના ટીકાકારો બહુ થયા, જેમાં આજે પૂર્ણ ટીકા ચક્રદત્તની જોવા મળે છે.

સુશ્રુતસંહિતા પણ ઈ. સ. પૂર્વે સો વર્ષે નાગાર્જુને શોધીને ફરી પાઠયોગ્ય બનાવી છે. તેમ ગણનાથસેન વગેરે ઘણા વિદ્વાનો કહે છે.

સિંધ દેશના વિદ્વાન વૈદ્ય વાગ્ભટ્ટના

સમયમાં (ઈસ.૭૦૦) આ બન્ને સંહિતાઓના પાઠોમાં અને વિષયોમાં શિથિલતા આવી હતી વાગ્ભટ્ટ પોતે મહાન વિદ્વાન અને શોધકવૃત્તિના હતા. તેઓ પોતે જ લખે છે કે વૈદકના ઘણા ગ્રંથો છૂટાછવાયા વિષયોનું પ્રતિપાદન કરનારા છે, જેમાંથી ઉત્તમ સાર ખેંચીને આ મારું અષ્ટાંગ હૃદય બનાવું છું

तेभ्योऽति विप्रकीर्णेभ्यो

(સુ અ. ૧ અ. હૃદય શ્લોક ૪)

ઋષિઓના ગ્રંથોને આર્ષભાષાના માની, તેને વળગી રહેવામાં તેઓ માનતા નહિ, તેથી તેઓએ પોતાના સમયમાં નષ્ટપ્રાય થયેલી ભેલ, ક્ષારપાણિ, હારિત વગેરે ઋષિઓની સંહિતાઓ ભણવા માટે પોતાના અષ્ટાંગહૃદય નામના ગ્રંથના અંતભાગમાં કટાક્ષ કરેલો છે

ऋषि प्रणीते प्रीतिश्चेन्मुक्त्वा ।

चरक सुश्रुतौ ॥

भेलाद्या किं न पठ्यते ।

तस्मात् ग्राह्यम् सुभाषितम् ॥

અ ઉત્તર ૪૦-૪૮

આમ વાગ્ભટ્ટના સમય સુધી વૈદક શાસ્ત્રમાં શોધખોળ, જીર્ણોદ્ધાર, પ્રતિસંસ્કાર; આ બધું થતું જ આવ્યું છે આજે તેના એકેએક અંગ વિકલ બની ગયાં છે, ઔષધિઓના પારખુ વૈદ્યો આજે જવલ્લે જ મળે છે. તેને સાચી રીતે ઓળખવા માટે વનસ્પતિશાસ્ત્રની જરૂર પડે છે અગાઉના વૈદ્યો અને જંગલવાસીઓ, ગોવાળિયાઓ વગેરે વનસ્પતિઓ બરાબર પારખતા હતા. (ચ. સૂ અ ૧) હવે તો ગાંધીઓ જે ને કહે તેની જ હાજીહા કરવી પડે છે. અને બીજી બાજુથી વનસ્પતિઓ વિષે કેટલાયે સાધુઓ ને વૈદ્યો ગપ્પાં હાંકે છે, અને લોકોને વહેમમાં નાખે છે

બજારમાં આમળાં લેવા જાઓ ત્યારે તે પણ કચરા જેવાં મળે છે. તેને તરત સુકાવવા માટે પ્રથમ ઉકાળવામાં આવે છે આથી છેલ્લી શોધખોળ મુજબ તેમાં સહુથી વધુ રહેલું વીટામીન 'સી' તેમ જ દેશી વૈદકના કહેવા મુજબના રસાયન ગુણો પણ નષ્ટ થાય છે અશ્વગંધા એટલે આસોધ ગાંધીઓને ત્યાં લેવા જશો તો તેઓ તેના બળતા મૂળ જ આપશે કડો, ઇંદ્રજવ જેવી સામાન્ય વસ્તુનાં બીજ કે છાલ બજારમાં તેની બીજી મીઠી જાતિ=મીઠા ઇંદ્રજવનાં બીજ કે છાલ સાથે મિશ્ર થઈને આવે છે હવે ખરો કડો ક્ષયકર મરડો–Amoebic Dysentry–ની દવા છે જ્યારે મીઠો ઇંદ્રજવ તેમાં નકામો છે, આથી દવાની અસર થતી નથી કરિયાતું કે જે ખરું હિમાલય-માં જ થાય છે તે ઘણી જીર્ણ દશામાં બજારમાં મળે છે. મામેજવો તાવ માટે ઘણી સારી ચીજ ગામડાંમાં વપરાય છે પણ તે હવે બજારમાં મળતી નથી અથવા ખૂબ મોંઘી અને જૂની મળે છે આમ ગાંધીઓ ઉપર દવાની બાબતનો વિશ્વાસ રાખવામાં રહીસહી ઔષધોની અસર પણ દેખાતી નથી, એથી વૈદ્યોએ પોતે ઔષધો ઓળખવાની જરૂર છે એક ચીની મુસાફરે આગળના વૈદ્યોનો દાખલો ટાંકી લખેલ છે કે, હિંદમાં વૈદ્યોને પોતાના ગ્રંથમાં આવેલી ઔષધિઓ પૂરેપૂરી ઓળખવી પડે છે તે વિષે તેણે તક્ષશિલાના મહાવિદ્યાલયમાં વૈદ્યાચાર્ય આત્રેય પાસે અભ્યાસ કરતા જીવક નામના વૈદ્યનો દાખલો આપેલો છે

અગાઉ મોટે ભાગે પ્રત્યક્ષ અને ગુરુમુખથી જ જ્ઞાન મેળવવાનું હતું તેમ જણાય છે. અગાઉ કહી ગયા તેમ ગોવાળિયા વગેરે જંગલવાસી લોકો નામરૂપથી વનસ્પતિઓ જાણતા હતા વળી

આદિપત્ર એક હોય છે તેવી વનસ્પતિઓ. અફાઈ, ઘઉં, ખાજરો, જુવાર વગેરે.

દ્વિદલ સમૂહ આ દુનિયામાં અસંખ્ય ઉપયોગી જાતિઓ ધરાવે છે, તેમાં ઘણા વિભાગ બેથામ અને હુકરે કરેલા તેમ જ એકદલ વિભાગના પણ ત્રણ પેટા વિભાગો વાઈન્સ (Vines) નામના વનસ્પતિશાસ્ત્રીએ કરેલા, પરંતુ એંગ્લર અને પ્રેટલર (Angler અને Pretler) નામના બે જર્મન વિદ્વાનોનું ધ્યાન દ્વિદલની નૈસર્ગિક રીતે રચાયેલી ફૂલની રચનામાં ગયું. એક ક્રમાનદાર પાંખડીવાળી અને એક જોડાજોડ વળગીને બનેલી પાંખડીઓની રચના (Archiclamidleal અને Metaclamideal) તેથી તેઓએ બીજા વનસ્પતિશાસ્ત્રીઓના ઘણા પેટા વિભાગોને કાઢીને આ બે જ પેટા વિભાગો રાખ્યા—અને બધા વિદ્વાનોને તેઓની રચના પસંદ પડવાથી તે હાલ સર્વત્ર સ્વીકારવામાં આવી છે.

હાલ લંડનના કયુ મ્યુઝિયમના આસિસ્ટંટ અને વિકાસવાદને આધારે વનસ્પતિનું નવું વર્ગીકરણ કરનારા છેલ્લા વિદ્વાન પ્રો. હચિન્સને પણ આ વિભાગોને સ્વીકાર્યા છે. એથી અત્રે આ વિભાગો લખેલા છે.

(૧) પેટા વિભાગો (Sub-classes)ની સિરીઝ (Series) અને સિરીઝમાંથી સમૂહવર્ગો (Cohorts), સમૂહવર્ગોમાંથી પ્રાકૃતિક વર્ગો વનસ્પતિઓનાં કુદરતી લક્ષણોને આધારે બનાવ્યા છે.

પ્રાકૃતિક વર્ગોમાંથી કુટુંબો (Generas) બનાવ્યા. જે જે વનસ્પતિઓના પુનરુત્પાદક અવયવો = ફૂલ, ફળ અને મંજરી લક્ષણોમાં પરસ્પર મળતાં હોય તેવી વનસ્પતિઓના સમૂહનું કુટુંબ બનાવ્યું. જેમ કે વડ, પીપળો, અંજીર વગેરે.

કુટુંબોમાંથી જાતિઓ (Species) બનાવી. જે વનસ્પતિઓના પુનરુત્પાદક અવયવો મળતા હોય અને વાનસ્પતિક અવયવો( Vegitative Organs )માં ફેરફાર હોય, તે કુટુંબની તો એક જ ગણાય પણ જાતિથી જુદો પડે છે. આ રીતે અનેક જાતિઓનું એક કુટુંબ બને છે.

વડ, પીપળો, અંજીર વગેરે આ રીતે એક જ કુટુંબના ગણાય. તેના કુટુંબનું નામ લેટિનમાં Ficus આપેલું છે. જ્યારે તેઓના વાનસ્પતિક અવયવોના ફેરફારને કારણે જાતિથી ત્રણે જુદા પડતા હોઈને તેઓના જાતિવાચક નામો જુદાં છે. આ રીતે લેટિન નામો અથવા શાસ્ત્રીય નામોમાં પ્રથમ કુટુંબવાચક અને પછી જાતિવાચક આવીને વનસ્પતિનું નામ પૂરું બને છે. જેમ કે, Ficus Benghalensis = વડ; Ficus Religiosa = પીપળો અને Ficus Cunia = અંજીર

(૨) નામકરણની આ પદ્ધતિ લીનિયસે શોધી કાઢી છે અને આજ સુધી સૌએ તેને સ્વીકારી છે.

જમીન અને હવામાનને કારણે ઘણીયે વાર એક જ જાતિઓના કદ, રૂપ, રંગમાં ફેરફાર જોવામાં આવે છે; ત્યારે તેને ઉપજાતિઓ કે પેટાજાતિઓ કહે છે. સંસ્કૃતમાં જેમ વનસ્પતિઓનાં નામ તેમના રૂપ, રંગ, ફળ, ફૂલના આકાર ઉપરથી પાડવામાં આવ્યાં છે, તેમ લેટિનમાં વર્ગોનાં, કુટુંબનાં, જાતિઓનાં નામ મોટે ભાગે પાડવામાં આવ્યાં છે.

સંસ્કૃતમાં એક જ નામ ઘણી વનસ્પતિઓ માટે વાપરવાનો રિવાજ ચાલેલો અને તેથી ખરી વસ્તુની ઓળખાણમાં હાલ ગોટાળો ઊભો થયો, તેવું જ લેટિનમાં થયેલું, પણ પાછળથી દરેક નામ આગળ

તે નામકરણ કરનાર વિદ્વાનનું નામ રાખવાની પદ્ધતિ દાખલ કરવાથી હાલ તે ગોટાળો નથી રહ્યો વળી આયુર્વેદના વિદ્વાનોએ–૬૦૦થી વધુ વનસ્પતિઓ નથી નોંધી, જ્યારે આ લોકોએ કુલ અઢી લાખ નોંધી છે

વર્ગીકરણ પદ્ધતિમાં પુષ્પ અને તેના અવયવોના લક્ષણોને વાનસ્પતિક અવયવો કરતા વધુ અગત્ય આપવામાં આવી છે. કેમ કે વાનસ્પતિક અવયવો અવારનવાર બદલાયા કરે છે

સપુષ્પ વનસ્પતિઓમા આજસુધી વિદ્વાનોએ એક લાખ ત્રીસહજાર જાતિઓ નોંધી છે પાશ્ચાત્ય વનસ્પતિશાસ્ત્રનો આ રીતે થોડા સમયમાં અદ્ભુત વિકાસ થયો છે તેની વર્ગીકરણની પદ્ધતિનો વૈદ્યોએ સ્વીકાર કરી, તેમાંથી પોતાની ઔષધિઓ ઓળખવાની ચાવી પકડી લેવી જોઈએ

ઔષધિઓ ઓળખવામાં થોડી પરિભાષા (Morphology) અને વર્ગીકરણનો અભ્યાસ પૂરતો છે એ ગમે તેવી અજાણી વનસ્પતિ ઓળખવા માટે બસ છે.

દેશી વૈદકશાસ્ત્રોમાં વધુમાં વધુ ૫૦૦ થી ૫૫૦ ઔષધો જ છે, તેમાંથી અર્ધાનો કોઈ નિર્ણય થતો નથી આ બધો જ ગોટો વનસ્પતિશાસ્ત્રની મદદથી ઉકેલ પામે છે એમા શંકા નથી

ચરક, સુશ્રુતના સમયમા આજે છે તેમ સંદિગ્ધ ઔષધો તો હશે જ નહિ, અને બધા વૈદ્યોને વનસ્પતિની પ્રત્યક્ષ ઓળખાણ હશે જ એથી એ લોકોએ ઔષધિ ઓળખવા કરતા તેના ગુણદોષના જ્ઞાન ઉપર ખાસ ભાર મૂકીને તે જાણનાર વૈદ્યની ખૂબ પ્રસંશા કરી છે અને ઓળખનારને બીજા નંબરમાં મૂક્યો છે (જુઓ ચરક સૂ અ ૧ શ્લોક, ૧૨૨-૧૨૩ )

એથી ઈ સ પૂર્વે ચરકના સમયમાં વૈદ્યોને દવાની અસર વિષે ખૂબ ઊંડું જ્ઞાન હતું, અને એક જ ઓસડના પ્રમાણભેદથી દેશ અને કાલભેદથી તેમ જ પ્રકૃતિભેદથી જુદીજુદી અસરો તેઓ બરાબર જાણતા હતા

તેઓની પદ્ધતિ તાજી દવાઓના રસો કે ઉકાળાઓ અથવા તરત જ સૂકવેલી દવાઓનાં ચૂર્ણો વાપરવાની હતી એથી તે લોકોએ જે અસરો લખી છે, તે તેમની પદ્ધતિ મુજબ દવાઓનો ઉપયોગ કરવાથી માલૂમ પડે છે.

આજના રાસાયણિક પૃથક્કરણના જમાનામા એલોપથિ પદ્ધતિ સૌથી આગળ છે પણ તેની રીતે શોધેલા ગુણદોષ આ પદ્ધતિને લાગુ પડી શકે નહી દેશીવૈદકની પદ્ધતિનો એલોપથિથી જો કોઈ ભેદ હોય તો આજ સ્થળે છે. સ્પષ્ટ કહીએ તો દવાઓને તાજી અને મૂળરૂપમા વાપરવાની અને રસ, વીર્ય, વિપાક તેમ જ પ્રભાવ દ્વારા ગુણદોષ પિછાનવાની પદ્ધતિને દેશીપદ્ધતિ કહેવાય; જ્યારે દવાઓનું રાસાયનિક પૃથક્કરણ કરીને વાપરવાની પદ્ધતિને એલોપથિ પદ્ધતિ કહેવાય.

આ પદ્ધતિઓમા દેશીવૈદકની પદ્ધતિનું શ્રેષ્ઠત્વ હજુ સુધી અનેક અખતરા કરનારા વિદ્વાન ડોક્ટરો પણ કબૂલ કરતા આવ્યા છે. ડોક્ટરોના જગતમાં બંગાળાના ડો. ભુવનમોહન સરકાર એક જબ્બર સંશોધક થઈ ગયા તેઓ જણાવે છે કે, ઉલટ કંબલને (Abroma Augasta) હું તાજા રસના અથવા ઉકાળાના રૂપમા વાપરું છું, મેં તેની ગોળીઓ, ચૂર્ણો અને અર્કો

(Tinctures) વાપર્યાં છે, પણ આ તાજા રસથી જે આશ્ચર્યકારક પરિણામ લાવી શકયો છું તે તેનાથી આવ્યાં નથી.

ઉલટ કંબલ એક વનસ્પતિ છે. તે સ્ત્રીઓના નષ્ટાતય, અત્યાતય વગેરે પ્રજનન અવયવોના વ્યાધિઓમાં અકસીર છે. અંગ્રેજી દવા બનાવનારાઓએ આજ સુધી તેના અર્કો, સત્ત્વો વગેરે ઘણી બનાવટો કાઢી છે પણ તાજી વાપરવાથી તે જે કામ આપે છે, તેના દશમા ભાગનું પણ આ બનાવટો આપતી નથી.

કર્નલ કીર્તિકર, જેઓ ભારતીય ઔષધિઓના નિષ્ણાત છે તેઓ, પણ ઉપરની વાતને મળતા થાય છે. (જુઓ "ઇન્ડિયન મેડિકલ પ્લેન્ટસ" (ભા. ૧) આનું ૩૨–૩૩–૩૪ પ્રસ્તાવના)

પ્રખ્યાત લોકસેવક ડૉ. સતિશચંદ્ર દાસગુપ્તા, જેમણે અંગ્રેજીમાં 'હોમ એન્ડ વીલેજ ડૅાક્ટર' નામનું મોટું પુસ્તક બનાવ્યું છે તેમના કથનનો સાર નીચે આપ્યો છે:

'ઘણી વખત તો એવું બન્યું છે કે, ઔષધિમાં શુદ્ધ સત્ત્વ કાઢીને તેને ખૂબ અસરકારક માનેલું છતાં તેમાં નિષ્ફળતા મળી છે. જ્યારે મૂળરૂપમાં તે ઔષધોએ ઘણું અસરકારક કામ કર્યું છે'

ઇંદ્રજવ (Kurchi) એ એનો જીવતો દાખલો છે. તેના બીજ અને છાલ બંને ભયંકર મરડા માટે અકસીર છે, આ મરડો એમીબા નામના જંતુથી થાય છે તેથી અંગ્રેજીમાં તેને (Amoebic dysentry) કહે છે. આથી ઇંદ્રજવ કે તેની છાલ બંને Antiamoebic ગણાય છે. એમીબાના મારક એવો તેનો અર્થ છે.

રાસાયણિક રીતે તેનું પૃથક્કરણ કરતાં તેમાંથી ચાર સત્ત્વો નીકળ્યાં તે બધાંને ઇંજેકશનો દ્વારા, મોઢેથી આપીને તેમજ બીજી દવાઓનાં મિશ્રણ કરીને ઉપરોક્ત મરડામાં અજમાવતાં, ઘણાં મંદ અસરવાળાં નીકળ્યાં. જ્યારે મૂળરૂપમાં ઇંદ્રજવ અને તેની છાલ આપો કે તરત જ મરડો બંધ થાય છે. અંગ્રેજી દવા (Ipecac)નો આ દવા મુકાબલો કરે છે, બલ્કે તેથી પણ વધી જાય છે.

બીજો દાખલો ક્વિનાઈનનો છે. એની આજે જનતા માટે મુખ્ય જરૂરત ઊભી થઈ છે, અને એ શોધ્યું મળતું નથી. ક્વિનાઈન સિંકોના નામના ઝાડની છાલમાંથી નીકળે છે. આ વૃક્ષો અસલ અમેરિકાના ઉષ્ણકટિબંધમાં પોતાની મેળે જ થાય છે. આજે તો જાવામાં પણ ખૂબ જ છે. અનેક સ્થળે તેનાં વાવેતર થયાં છે, તેમ જ હિંદમાં પણ નીલગિરિ અને દાર્જીલિંગમાં તેની ખેતી થઈ છે.

સિંકોનાની છાલમાંથી ક્વિનાઈન સિવાય બીજાં પણ ચારપાંચ સત્ત્વો નીકળે છે. અને આ સત્ત્વો અથવા તો સમગ્ર સિંકોના કવાથના રૂપમાં કે અર્કના રૂપમાં પણ મેલેરિયા ઉપર અસરકારક સાબિત થયું છે. પરંતુ આ વાત જ્યાંસુધી નક્કી થઈ નહોતી, ત્યાંસુધી કેવળ ક્વિનાઈનની ખાતર જ સિંકોનાને કિંમતી ગણવામાં આવતું હતું. આજે તો સિંકોના પણ એવા નથી મળતું. મેલેરિયાની મહામારી પર આની ખરેખરી કરે તેવું કોઈ દેશી ઔષધ પણ હજુ સુધી શોધાયું નથી.

પરંતુ ઉપરની બાબતથી મૂળ દ્રવ્યમાંથી રાસાયણિક તત્ત્વને છૂટું પાડવાથી તેની વિશુદ્ધતા કે ઉત્તમતા સિદ્ધ થતી નથી, એમ નક્કી થાય છે. એથી દ્રવ્યને મૂળરૂપમાં વાપરવાની દેશી પદ્ધતિની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે.

દેશી દવાઓ અગાઉ મૂળરૂપમાં જ વપરાતી હોવાથી અને તેના ગુણદોષો તે રીતે જ—રસવીર્ય અને વિપાકનો અભ્યાસ કરી—માણસોના ઉપર પ્રયોગો કરીને લખાયા હોવાથી આજના જમાનાના સંશોધકો દવાઓનું પૃથક્કરણ કરીને અને પશુઓ વગેરે ઉપર તેનાં સત્ત્વોના પ્રયોગો કરીને કે તેમાંનાં રાસાયણિક સત્ત્વોના માણસો ઉપર પ્રયોગો કરીને અગાઉના દેશી વૈદક-શાસ્ત્રમાં લખ્યા મુજબના ગુણોને તે દવાઓમાં જોતા નથી; તેમાં કાંઈ આશ્ચર્ય નથી. પરંતુ આ સંશોધકો જ્યારે અગાઉ લખેલા ગુણો આ દવાઓમાં ન હોવાની વાત કરે છે ત્યારે દેશી વૈદકને અન્યાય કરે છે.

જે ઔષધિશાસ્ત્રે પોતે જે પદ્ધતિએ દ્રવ્યોનો ઉપયોગ જે કારણસર કર્યો હોય, તે પદ્ધતિએ જ તેનો ઉપયોગ કરીને આપણે તે વિષે અભિપ્રાય વ્યક્ત કરીએ તો તે સાચો ગણાય.

હોમિયોપથીએ બતાવેલી દવાઓના ગુણદોષો તે શાસ્ત્રની પદ્ધતિ મુજબ દવા તૈયાર કરીને તે મુજબ પ્રમાણ આપવાથી આપણે જોઈ શકીશું, તેમ જ દેશી વૈદકનું પણ સમજવું. આથી આ સંશોધકોએ પોતે ગુણદોષની પરીક્ષા કરવાની બાબતમાં દેશી વૈદકને ન્યાય આપતા પહેલાં તેની પદ્ધતિને અનુસરવું જોઈએ.

આમ દેશી ઔષધપદ્ધતિ પોતાનું શ્રેષ્ઠ સ્થાન ગુણદોષોની બાબતમાં જીર્ણદશામાં પણ ભોગવે છે. જો તેની પદ્ધતિ મુજબ ખરેખર ફેરતપાસ કરવામાં આવે તો પછી ઔષધિશાસ્ત્રોમાં પણ તે શ્રેષ્ઠ સ્થાન ભોગવશે, આપણે એવી શુભાશા વહેલી તકે રાખીએ, અને આપણાં સાત લાખ ગામડાંઓમાં તેનો વહેલી તકે લાભ આપતા થઈએ.

★

ગામમાં જ્યોતિષીઓ તો કેટકેટલા બધા હતા, પણ એમાં નરસેરામની હાક વાગતી. ભલે તમારી ચીજ ગમે ત્યાં ખોવાઈ હોય, ચોરાઈ હોય, અરે, પાતાળમાં પણ કેમ એ નથી જતી રહેતી, પણ નરસેરામ અવશ્ય તેનો પત્તો મેળવી આપવાનો. એની ભવિષ્યવાણી સાચી પડતી એમ લોકો કહેતા.

છેક નાનપણથી નરસેરામને આ શાસ્ત્રનો શોખ લાગ્યો હતો. ઘણી વખત એના અધ્યયનમાં એ બેસતો ત્યારે ખાવાનું ભૂલી જતો, ઊંઘવાનું ભૂલી જતો. એને તો એક જ કામ, એક જ ધ્યેય. કેમ કરીને પારંગત જ્યોતિષી થાઉં.

એક દિવસ એવી જ રીતે અભ્યાસમાં લીન થઈ એ એક ઝાડ નીચે બેઠો હતો.

એક આદમી દોડતોદોડતો આવ્યો. એ ઘણો જ ગભરાયેલો લાગતો હતો. એના મોઢા પર ચિંતા હતી. અવાજમાં કંપતા હતી. એ બોલ્યો :

'નરસેરામ, દોડો રે દોડો, તમારા ઘરમાં આગ. ઘર આખું સળગીને ખાખ થઈ જવાની અણી પર છે, દોડો દોડો.'

નરસેરામ પોતાના પોથા હેઠા મૂકી એકદમ ઊઠ્યો ને મોટી છલંગે ઘર ભણી જવા લાગ્યો. પાછળ આ સમાચાર લાવનાર ને લોકોનું ટોળું પણ દોડતું હતું.

પણ આ શું? ઘર આગળ જઈને જોયું તો ઘર આખું સલામત. એણે મનમાં ધારેલું એ જ હળબળથી ઘર તો જાણે સ્વિવિપક્ષની માફક ઊભું હતું!

નરસેરામ અવાક થઈ ગયો. સમાચાર લાવનાર તરફ જોયું, ત્યારે મશ્કરાએ ઉત્તર વાળ્યો :

'જોષી મા'રાજ, જોવ તો આખા ગામનો જુઓ છો, બીજાના ભવિષ્યમાં શું લખેલું છે, ધન ક્યારે મળશે, બેરીનો યોગ ક્યારે છે, કીર્તિ કેવી છે એનું એનું તો બધું કેટલું યે ભવિષ્ય ભાખી નાખો છો, તો તમારા પોતાના જ નસીબમાં શું હતું તેની તમને પોતાને જ ખબર ન પડી? કેવું વિચિત્ર!'

# દાદા

## શ્રી. ધનસુખલાલ મહેતા

'દાદાજીના દેશમાં' ને 'દાદાની ડેરીએ' વગેરે વચનો દ્વારા લોકસાહિત્યમાં સ્થાન પ્રાપ્ત કરનાર ને પ્રત્યેક કુટુંબમાં 'વડલા'ની ગંભીરતા ને છાંય ધારણ કરનાર દાદાના વ્યક્તિત્વને અનેક દૃષ્ટિથી નિહાળવાનો લેખકે અહીં પ્રયાસ કર્યો છે. આ દૃષ્ટિએ દાદાના દર્શન કર્યા પછી આપણા દાદાને અને જો આપણમાંથી કોઈ દાદા હોય તે પોતે પોતાને સારી રીતે જોઈ શકશે.

**આ** દુનિયા રંગભૂમિ છે એટલે કે રંગમંચ છે એમ વિદ્વાનો કહી ગયા છે. એ પ્રમાણે જોતાં આપણે માનવીઓ નટ–નટીઓ છીએ. મહાન પણ અદૃશ્ય સૂત્રધાર જેમ આજ્ઞા આપે તેમ આપણને નટ–નટીઓને એ જીવન–નાટક કરવું પડે છે. એ જ પ્રમાણે બીજી રીતે કહીએ તો, એ જ મહાન સૂત્રધાર રમત રમે છે તેમાં આપણે એનાં સોગઠાં છીએ. એ સોગઠાં આખા જગતમાં લગભગ સરખાં જ છે. અને એનાથી તે દિવ્ય ખેલાડી લગભગ એકસરખી રમત રમે છે. એ રમતના ખરા નિયમો શા છે તે આપણે જાણતા નથી. આપણામાંના અતિ વિદ્વાન માનવીઓ કદાચ એ નિયમોમાંથી થોડાઘણાં વિશે અસ્પષ્ટ ખ્યાલ ધરાવતા હશે; પણ એટલું જ. એથી વિશેષ નહિ, એ સોગઠાંમાં 'દાદા' નામનું સોગઠું પણ આવી જાય છે.

સમયના વહન સાથે, સંયોગોના પરિવર્તન સાથે આવાં નટ–નટીઓ કે સોગઠાંની પ્રકૃતિ પણ અમુક પ્રમાણમાં બદલાતી જણાય છે. ઉપર કહેવામાં આવ્યું તેમ લગભગ સારી જહાંમાં માનવીઓનાં હૃદય એક જ પ્રકારનાં હોય છે. એ હૃદયો અમુક લગભગ એકસરખી ભાવનાઓથી, ઊર્મિઓથી ધડકે છે, ફડકે છે, વ્યગ્ર બને છે, શાંતિ અનુભવે છે. પણ આપણે તો આપણી આસપાસની નાની દુનિયાને સ્પર્શતાં સોગઠાંનો વિચાર કરીએ છીએ એટલે એમાં મુખ્યત્વે આપણાં પ્રતીકો જ લાગે. બાકી એમાં જરા વધારો–ઘટાડો કરીએ તો દુનિયાના કોઈ પણ ભાગના સોગઠાં તરીકે એ ચાલી શકે ખરા.

માત્ર અલ્પ સમય પહેલાં 'દાદા' આપણા નાના જગતમાં બહુ અગત્યનો ભાગ ભજવતા હતા. પાંચ–સાત માણસોથી માંડીને પચાસ–પંચાવન માણસોનાં બનેલ એક સંયુક્ત કુટુંબનાં એ દાદા ડિક્ટેટર હતા. એકહથ્થુ સત્તા ચલાવનાર રાજા–મહારાજા હતા. એમના હાથમાં અનર્ગળ સત્તા હતી. તે પોતાના નાના રાજ્યમાં ચાહે તો રામરાજ્ય સ્થાપી શકતા, ચાહે તો અંધાધૂંધીવાળો કારભાર ચલાવતા, ચાહે તો નર્યું નર્કાગાર ઊભું કરી શકતા. એ નાનાં કે મોટાં સંયુક્ત કુટુંબરૂપી રાજ્યનું ભાવિનિર્માણ આ દાદાના હાથમાં હતું.

તે વખતે દાદા બહુ નાની વયમાં થવાતું. ત્રીસ–બત્રીસ વર્ષની ઉંમરે દાદા થઈને એ બહુ જવાબદારીની પદવી શોભાવવા પણ માણસો ભાગ્યશાળી થતા. ચાળીસની ઉંમર તો તે જમાનામાં બહુ પાકટ ગણાતી અને એ ઉંમરનાં માણસો મૃત્યુની વાતો, તે માટેની તૈયારી વગેરે બાબતોમાં રચ્યાપચ્યા રહેતા; પચાસે તો એઓ બહુ બુઢ્ઢા ગણાતા. પણ એમ કરતાંકરતાં એઓ આસાનીથી સિત્તેર-એંસી વર્ષ સુધી પણ જીવન ટકાવી રાખતા. પણ પંચાવન–સાઠ વર્ષ પછી દાદાની દાદાગીરી લગભગ અદૃશ્ય થઈ જતી અને રફતેરફતે તો એ એક વખતના પ્રતાપી દાદા માત્ર

પરિહાસ કે ઉપહાસની વસ્તુ બની જતા

એક વખતના એમના એક હાકોટાથી એમનું નાનું જગત લગભગ સ્થભી જતું પણ ધીમેધીમે વૃદ્ધાવસ્થાની ક્રૂરતાથી એ દાદાને પોતાની વાતો સભળાવવા બેએક છોકરાને પણ દીર્ઘ સમય સુધી પકડી રાખવામા મુશ્કેલી જણાતી

ભક્તકવિ તુલસીદાસ જેમ ગાઈ ગયા છે તેમ 'તુલસી, આ સમારમે ભાતભાતકે લોક' તેમ એવા અસખ્ય પ્રકારના દાદા થઈ ગયા અને થશે, પણ એ અસખ્ય પ્રકારને વર્ણવતા શેષનાગની સહસ્ર જિહ્વા પણ અસમર્થ નીવડે તો પછી આપણુ શું ગજુ? એટલે એવા બધા જ પ્રકાર વર્ણવવાનો આશય આ લેખમા કદી રાખ્યો જ નથી એટલુ આ સ્થાને કહી દેવું અમને ઉચિત લાગે છે

ન્યાયી દાદા પોતાની પ્રજામા ઘણુ સુખ અને શાતિ સ્થાપી શકતા એ સબધે અનેકાનેક દૃષ્ટાંતો જડી આવે એમ છે પણ અહી એકાદ બે બસ થશે

એક સયુક્ત કુટુબમા, લગભગ સિત્તેર વર્ષનાં દાદી ગુજરી ગયા દુનિયાના રંગ-ઢંગથી અનુભવી બનેલ માણસોએ જોયું કે, દાદાને ખુશ કરવાનો આ સારો પ્રસગ હાથ આવ્યો છે. એમણે ઘરમાં સપૂર્ણ શોક દાખલ કરી દીધો પચોતેર વર્ષના છતા ગુલાબી ડોસાને આ વાતની તરત જાણ નહિં થઈ પણ અચાનક પતગની મોસમ આવી અને એક પૌત્રે પતગ ચગાવવા બેચાર આના માગ્યા તે ઉપરથી દાદાને ખુશ કરવા યત્ન કરનાર પક્ષકારો તે નાના અજ્ઞાન બાળક અને તેની મા ઉપર તૂટી પડયાં દાદાએ વસ્તુસ્થિતિ સમજી લીધી અને પેલા નાના છોકરાને બેચાર આનાને બદલે બેચાર રૂપિયાના પતગ અપાવ્યા એટલું જ નહિ પણ તે મોસમની સક્રાતે પોતે પણ અગાસી અને છાજલી ઉપર ઠેકડા મારી, પતગ ચડાવી, પેચ લડાવી, ઘાંટાઘાટ અને બૂમાબૂમ કરી આનંદ માણ્યો, એટલુ જ નહિ પણ સક્રાંતને દિવસે સારુ જમવાનુ પણ કરાવ્યુ !

બીજા એક કુટુબમાં દાદા લાખા 'ગમગથી વિધુર હતા રાજ્ય પોતાના મોટા પુત્રની વહુ ચલાવતી હતી દીવાળી ઉપર ઘરમા બધાને વરસ ચાલે તેટલાં લૂગડા લઈ લેવાની પ્રથા હતી એ પુત્રવધૂએ એક દેરાણી ઉપર વેર રાખ્યું બે દીવાળી લાગલાગટ એ દેરાણી અને તેના છોકરા માટે સૌથી ઓછુ કાપડ લેવાયુ દેરાણીના પતિશ્રી બળવો ઉઠાવે એવી પ્રકૃતિના ન હતા એટલે એમણે તો પત્નીને 'સહન કરવુ એ ય છે એક લહાણું' નો સિદ્ધાત સમજાવી દીધો પણ દેરાણી સહન કરી લે તેમ નહોતી એણે કુટુબના કાપડિયાને ત્યાં જઈને બીજાને આપવામાં આવ્યું હતુ એટલું કાપડ લઈ આવીને તેનુ જુદુ બીલ કરાવ્યુ દાદાજી રોજ સાંજે બેચાર મિત્રોને લઈને બીઝીકની-પત્તાંની રમત કે સોગઠાંબાજી રમવા બેસે એક વેળા એમ બેઠા હતા તે વેળા જઈને દેરાણીએ–નાની પુત્રવધૂએ જઈને દાદાજીને પેલું બીલ ધરી દીધુ અનુભવી દાદાએ તે વખતે કશું પૂછ્યુ નહિ અને 'દીકરી, મૂકી જા પછી વાત કરીશ' કહીને તે બીલ ગજવામા મૂકયુ

મડળી વિખરાઈ ગયા કેડે દાદાજીએ પુત્રવધૂને બોલાવીને બધી પરિસ્થિતિ જાણી લીધી અને સતોષ થવાથી એવો હુકમ આપી દીધો કે, ભવિષ્યમાં દીવાળી ઉપર દરેક પુત્ર અને પુત્રવધૂ જુદાજુદાં બીલ કરાવે અને તે દાદાજીને આપે આવા પણ દાદા હતા !

દાદા વધારે પ્રતિભાશાળી હોય, તો એક કુટુબના દાદા બન્યા ઉપરાત આખી

ન્યાતના અને ઓળખાણુપાળખાણુવાળામાં પણ દાદા થઈ જતા–થઈ શકતા. ગમે તેવાં શક્તિશાળી સ્ત્રી–પુરુષો આવા દાદાથી ડરતાં ફરતાં પણ નાનાં છોકરાં બેધડક એમને પોતાના મિત્ર ગણી શકતાં.

આવા દાદા ન હોય તો ઘડપણ આવ્યા પહેલાં જ એમના હાથમાંની સત્તા સરી જતી અને જેમ આગળ કહેવામાં આવ્યું છે, તેમ માત્ર એક હાસ્યાસ્પદ વ્યક્તિ તરીકે એ વૃદ્ધ મૃત્યુના આગમનની વાટ જોતો દિવસ નિર્ગમન કરતો.

સમય અને સંયોગ બદલાતાં, હવેના જમાનામાં દાદા થતાં જ માણસ સહેજે પંચાવન–સાઠ વરસનો થઈ જાય છે. સંયુક્ત કુટુંબ જેવી સંસ્થા તો પોતે પિસ્તાળીસેકની આસપાસનો હોય તે વારે કે તે પહેલાં તૂટી ગઈ હોય છે; એટલે પોતે એકાદ દીકરા ભેગો રહેતો હોય છે. અને પોતાને નામે પૈસા ન હોય, તો તો લગભગ દયા ઉત્પન્ન કરાવે તેવી સ્થિતિ અનુભવતો હોય છે. અલબત્ત, પોતાનામાં કમાવાની શક્તિ હોય અથવા બેંકમાં અને પોતાની મિલકત હોય, તો તો એ દાદાની સ્થિતિ જુદી જ હોય એ સમજી શકાય તેમ છે.

આવા એક વૃદ્ધ પણ સશક્ત દાદાજી મેં જોયેલા. એમના ચારે છોકરા જુદાજુદા રહી ગયેલા. પોતે નાનકના એક દીકરાને ત્યાં રહેતા પણ થોડેથોડે વખતે બીજા છોકરાઓને ત્યાં પણ જઈ આવતા. મેં એકવાર ગર્ભિત રીતે આ પ્રશ્ન છેડ્યો. વૃદ્ધે અટ્ટહાસ્ય કરીને કહ્યું: 'ભાઈ! મને પુત્રો, પૌત્રો, પુત્રવધૂઓ વગેરે દુઃખ તો શું આપે પણ એકેકમાં મને વધારે કોણ માન આપે છે તેની સરસાઈ કરે છે અને મારી જિંદગીનું જતન કરવામાં તેઓ હદથી પણ વધારે કાળજી બતાવે છે. પણ એનું કારણ પણ હું સમજું છું. એક મહિનો વધુ જીવ્યો એટલે ડોસો ઘરમાં પાંચસાત હજાર રૂપિયા વધારે લાવ્યો! આવા ડોસાને દુઃખ તો શું પણ નાની જેવી અગવડ આપવા કોણ તૈયાર થાય?'

પણ આવા કે કોઈ પણ પ્રકારના દાદાને વખત જતાં અનેક કલા શીખી લેવી પડે છે. પોતાના સમવયસ્ક મિત્રો એક પછી એક મૃત્યુશરણ થતાં, પોતે મિત્રવિહોણા થતા જાય છે એટલે પોતાને પ્રમાણમાં નાની વયમાં મિત્રો શોધવા પડે છે. અને ગમે તેવા મિત્રોને પણ નભાવી લેવા પડે છે. જુવાનીની વાત જુદી: એક મિત્ર જોડે કજિયો થતાં બીજા ચાર મિત્રો કરી શકાય. પણ વૃદ્ધોને તો એક જતાં એનું સ્થાન ખાલી જ રહેવાનું. એ ઉપરાંત, બદલાતા જતા જમાના પ્રમાણે પોતાને પણ થોડું ઘણું બદલાવું પડે, નહિ તો 'ગોળ કાણામાં ચોરસ ખીંટી' જેવી પોતાની સ્થિતિ થઈ જાય કારણ કે હમણાંના જમાનામાં સંસારનાં સર્વ સોગઠાંના વર્તનમાં કેવી ઝડપથી પરિવર્તન થતું જાય છે! જે કુટુંબોમાં માત્ર ત્રીસ વરસ ઉપર, પાંચ વરસની છોકરીના અને સાતઆઠ વરસના છોકરાના વિવાહ થઈ જતા અને લગ્ન પણ થઈ જતાં તે કુટુંબમાં આજે પરન્યાતિલા અને પરકોમોમાંથી છોકરા–છોકરી જોડે સિવિલ મેરેજ કાયદા પ્રમાણે પરણીને પૌત્રો અને પૌત્રીઓ આશીર્વાદ માગવા દાદા કને આવે, ત્યારે હસતે મુખડે દાદાજીએ એ આશીર્વાદ આપવાના રહે છે!

આમ સમય–સંયોગો સાથે બદલાતા જતા દાદા આજે પણ ભૂતકાળની સભ્યતા ઝાંખીઝાંખી પણ બતાવી શકે છે. એમ ન કરનાર વ્યક્તિઓ પોતે દુઃખી થાય છે, અને અનેકને દુઃખી કરે છે.

★

ન્હાનકડા ગુજરાતનો

# 'ન્હાનકડો બુદ્ધ'

•

## શ્રી. પ્રશાંત

માત્ર સૌરાષ્ટ્રમાં જ નહિ, માત્ર ગુજરાતમાં જ નહિ, પણ બૃહદ્ગુજરાતમાં જે પવિત્ર પુરુષની કીર્તિસુવાસ પ્રસરી રહી છે તે, 'સ્વર્ગ'ના રચયિતા સ્વ અમૃતલાલ સુંદરજી પઢિયારનું નામ કોણે નહિ સાંભળ્યુ હોય?

ભિક્ષુ અખંડાનંદજીએ સન્યાસ ગ્રહણ કર્યા પછી ચોથે જ દિવસે તેમને પઢિયાર સાથે પરિચય થયો સસ્તુ સાહિત્ય સંસ્થાને પીઠબળ આપવામાં પઢિયારનો હિસ્સો નાનોસૂનો નથી સંસ્થાની ઉત્પત્તિ સ્વ પઢિયારની મુબાઈની ઓરડીમાંથી થઈ છે એકવાર એક ગૃહસ્થે પ્રથમ પૈસા રોકવાની હા કહ્યા પછી પાછળથી એ ગૃહસ્થ ફરી ગયા ત્યારે પોતાના 'સ્વર્ગ'ના પુસ્તકો ગીરવે મૂકીને રકમ પૂરી પાડવાની સ્વ પઢિયારે ઉત્સુક્તા બતાવી હતી!

આવા પઢિયારજીનુ સક્ષિપ્ત જીવનચરિત્ર અહીં રજૂ થયુ છે અને એ વાંચીએ. વર્ષો પછી પણ પ્રેરણા આપે એવા 'સ્વર્ગ'ના પુસ્તકોનુ ફરીફરી વાચન, મનન કરી જીવન સાર્થક કરીએ

'તેમની સાદાઈથી, તેમની રહેણી–કરણીથી મારા પોતાના મન ઉપર છાપ પડેલી હું હમેશા એવું માનતો આવેલો છુ કે આપણે આપણો પોતાનો જીવનવિકાસ અને બુદ્ધિ તથા મગજની ખીલવણી પશ્ચિમની ભાષાના અભ્યાસ વગર કરી શકીએ તેમ છીએ; તે માટે ભાઈ અમૃતલાલનો સાક્ષાત્ પુરાવો છે તેઓના પુસ્તકો મે બધાં વાચ્યા નથી ને તેટલો અવકાશ મને મળ્યો નથી, પણ તેઓનાં પુસ્તકો ખરેખર વાચવા લાયક છે, એમ હું કહી શકીશ આફ્રિકામાં પણ તેઓના પુસ્તકો હોસે હોસે વચાતા મે જોયાં હતા '

—ગાંધીજી (૫–૮–૧૯૧૯)

'જે મે' ભોગવ્યુ તે હું ગુમાવ્યો, જે બચાવ્યુ તે મે ખોયુ અને મે જે દાન કર્યું તે મારી પાસે છે '

—સ્વ પઢિયાર

'સ્વર્ગ'નાં પુસ્તકોના લખનારને ગુજરાતમાંથી કોણ ભૂલી શકે એમ છે? કઈ બહેનો ને કઈ ગરીબ ગ્રામ્યજનતા પઢિયારનાં સંસ્કારઋણનો અસ્વીકાર કરી શકે એમ છે? ગુજરાતભરનાં ગામડાં ઘૂમી વળો એવું એકે પુસ્તકાલય નહિ હોય, જ્યાં પઢિયારનું 'સ્વર્ગ' ન હોય પ્રૌઢ ઉમરનો એવો એકે માનવી નહિ હોય, જેણે એ પુસ્તકોના અધ્યયનથી સંસારમાં સ્વર્ગ ઉતારવાના પ્રયત્નો ન કર્યા હોય.

અમૃતલાલ સુંદરજી પઢિયાર એટલે કવિવર ન્હાનાલાલના શબ્દોમાં 'ન્હાનકડા ગુજરાતના ન્હાનકડા બુદ્ધ!' પઢિયારના જીવનમા કોઈ મહાન ફિલસૂફ, કોઈ મહાન ઇતિહાસકાર, સંશોધક કે કવિ નાટકકારના બુદ્ધિચમકાર નહિ હોય, કોઈ કલાવતની જગતમુગ્ધ કરનારી અલૌકિક કલા નહિ હોય સાહિત્યજનપ્રિય શૃંગાર પણ પઢિયારમા નહોતો છતા પઢિયારમાં એવુ શું હતુ જેને સામાન્ય જનતાએ એમને પોતાના હૃદયના સિંહાસન ઉપર બેસાડ્યા હતા? એવું શું હતું કે જેને લીધે એ સાધુ ગુજરાતને ઘેર–ઘેર જાણીતા થઈ ગયા હતા? પ્રેમથી આદરમાન પામતા હતા, વખણાતા હતા ને વચાતા હતા? અંગ્રેજી, ફારસી, સંસ્કૃત નહિ પરંતુ માત્ર સામાન્ય ગુજરાતી ભાષાનું જ જ્ઞાન ધરાવનાર આ માનવીમાં એવી તે શી વિરલ વસ્તુ હતી કે સ્વાયત્ત બળે પોતાનો વિકાસ સાધી એ દેશસેવા, સમાજસેવા ને સાહિત્યસેવા કરી શક્યાં? મહાત્માજી, સાધુશ્રી મોહનદાસજી, પ્રો ત્રિભોવનદાસ ગજ્જર, કાંત, ન્હાનાલાલ, મોતીભાઈ અમીન, રણજીતરામ વાવાભાઈ, ભિક્ષુ અખંડાનંદજી અને ને શ્રી મનુ સૂબેદાર સમા મહાનુભાવોની મૈત્રી સંપાદન

કરનાર આ પઢિયારમાં કઈ શક્તિ છુપાઈ હતી?

એ હતાં હૈયાની વિશાળતા, શીલ, સંતોષ, સત્યનિષ્ઠા, દયા, દીનતા, ટેક, નિરભિમાનીપણું, ત્યાગ, જાતમહેનત, ધીરજ ને નીડરતાના ગુણો. એ હતી એમની સાદાઈ–અત્યંત સાદાઈ. એ હતી ઈશ્વર પરની ને હિંદુધર્મ પરની એમની અટલ શ્રદ્ધા. ધ્યેય માટે ગમે તે કરી છૂટવાની એ હતી એમની તમન્ના. સ્નેહી–સ્વજનોમાં 'બાવાજી' તરીકે ઓળખાતા પઢિયારની એ હતી વિરલ જીવનકલા.

એ જીવનકલાનો પરિચય કરનારી આંખ કાઠિયાવાડને એક ખૂણે જઈ ઠરે છે. પાછલી વયમાં શ્રીકૃષ્ણે જે ધામને ગૌરવવંતુ બનાવ્યું હતું, મહર્ષિ દયાનંદની પગરજથી જે ધરતી પાવન થઈ હતી, યુગાવતાર મહાત્માજીને જેણે જન્મ દીધો હતો તે સૌરાષ્ટ્રની દક્ષિણે ઘૂઘવતા મહાસાગરની છોળોથી પડછંદા પાડતા લીલુડા નાઘેરના પ્રદેશમાંના ચોરવાડમાં સંવત ૧૯૨૬ના ચૈત્ર સુદ ૨ને શનિવારે પ્રભાતે ગિરનારા જ્ઞાતિમાં પઢિયારનો જન્મ થયો. પિતા અત્યંત શ્રદ્ધાળુ, સાત્ત્વિકવૃત્તિના ને ઉદાર હતા. માતા કસ્તૂરબાઈની હૂંફ એમણે બાળપણથી જ ગુમાવી.

રાત્રિનો સમય છે. ઘરમાંથી બધા દર્શને જાય છે. બાળક અમૃતે પણ દર્શન કરવા જવાની આતૂર ઇચ્છા બતાવી છે. પણ રાત હોવાથી એને ના પાડી દેવામાં આવે છે. રાત્રે તો એ મૂંગે મોઢે સૂઈ જાય છે. પણ પછી બીજા દિવસનું વહેલું પ્રભાત ઊગે છે, ઘરનાં બધાં માણસો પોતપોતાને કામે વળગી ગયા છે, ત્યારે અમૃતલાલ હાથમાં કશુંક લઈને, બહુ જ ઝડપથી, બધાની નજર ચૂકવવાનો પ્રયત્ન કરતો ચાલ્યો જાય છે. એ થોડેક ગયો એટલામાં એની ફોઈએ એકદમ એનું કાંડું પકડ્યું:

'આ ઠાકોરજીને ક્યાં લઈ જાય છે, અલ્યા?'

'દાદા મને દર્શન કરવા તેડી જતા નથી તેથી ઠાકોરજીને કૂવામાં નાંખવા જાઉં છું!'

ને ઝડપ દઈને એ સાપની જેમ સરકી જાય છે. વાત જાણી દાદાએ કહ્યું:

'તને દર્શન કરવા નહોતો તેડી ગયો તેથી તું આમ કરતો'તો ખરું ને? હવે એમ કરીશ નહિ. હું તને દરરોજ દર્શન કરવા તેડી જઈશ, અમરત!'

આ પ્રસંગ પાછળનો જુસ્સો ને એની તોફાની વૃત્તિ ઓછાં થતાં નથી. કૂતરાનાં બચ્ચાંને એ એકબીજા સાથે લડાવે છે, હોળીના દિવસોમાં છાણાં ચોરી લાવે છે, પાણીમાં ઘણે ઊંચેથી ભૂસકા મારે છે, તાતાતીણા કાંટાવાળી બોરડી પરથી બોર તોડી લેવામાં એને અનેરી મઝા પડે છે. નાઘેર એટલે તો લીલાંછમ વૃક્ષોની બિછાત–નંદનવન. 'આંબલીપીપલી' રમવા માટે આથી વધુ ઉત્તમ સ્થળ બીજું કયું હોઈ શકે? વાનરની માફક કૂદાકૂદ કરતા, સામસામે ટોળીઓ બાંધી યુદ્ધે ચડતા. શાળામાં પણ કોઈને ગાળ દે, તો કોઈને મારે, કોઈનાં પેનપેન્સિલ તફડાવી લાવે, તો કોઈની સ્લેટ ભાંગી લાવે—રોજ ને રોજ એમના નામની ઘેર તકરાર આવતી. 'શેરીના દાદા' તરીકે અમૃતલાલ નામચીન થઈ ગયા!

જીવનમાં કંઈ પણ કરી જનારનું શૈશવ આમ જ વીતે છે. શૈશવકાળના આઈઝેક ન્યૂટન, પ્રો. ગજ્જર, કવિ નર્મદ બધાંય મસ્તીખોર બાળકોની સ્વભાવસહજ એક બીજી ખાસિયત પણ પઢિયારની હતી, વનવગડાની રઝળપાટે એ નીકળી પડતા. આકાશ-

ફળ, ઝાડ, ઝરણાં વગેરેનું નિરીક્ષણ કરતા કે શૂન્યમને એ કુદરતી તત્ત્વોને જોયા જ કરતા અને ત્યારે આ કુમારને વિધવિધ પ્રશ્નો કોરી ખાતા: આ બધું શું હશે? આ આકાશ શું? આ જગત શું? જીવ ને આત્માનો શો સંબંધ હશે? માણસ શા માટે મરી જતો હશે?

બેદના આ પ્રશ્નોનો ઉકેલ કોણ કાઢે? એનો ઉકેલ એક જ હતો જ્ઞાન મેળવવું. પાચમી ચોપડીમાં હતા ત્યારે માળિયા ગામમાં સમીસાંજે સ્મશાને ફરવા જતા ને વાંચતા, ખૂબ વાંચતા. અભ્યાસમાં ઠોઠ આ નિશાળિયાનું બહારનું વાંચન શિક્ષકોને હેરત પમાડતું. જ્ઞાનસાગર સમા પુસ્તકાલયનો, કેળવણી ખાતાની સલામણથી, સેવાય તેટલો લાભ એમણે લીધો.

એમના જીવનનો પહેલો મહત્ત્વનો તબક્કો હવે શરૂ થાય છે. આર્થિક તંગીને કારણે વધુ ભણી શકાયું નથી. વાંચનના શોખને પરિણામે લખવાની ટેવ પડી છે. ધર્મ ને નીતિ ને સંસારસુધારા તરફ એમનો ઝોક છે. સાત ચોપડી પણ પૂરી કરી નથી. 'હવે શું કરવું?' એ પ્રશ્ન મૂંઝવી રહ્યો છે. સોળ વર્ષની ઉમરે એ સરકારી કારકુની સ્વીકારે છે. પણ ફાવતું નથી એટલે ઘરનાંની નામરજી છતાં સંવત ૧૯૪૪માં એટલે કે ૧૮ વર્ષની કુમળી ને કાચી ઉંમરે એ મુંબાઈને આંગણે પગ મૂકે છે. અનેકાનેક પ્રયત્નો પછી મૂળજી જેઠા માર્કેટમાં નોકરી મેળવે છે. સવારના સાતથી તે રાતના ૧૧ સુધી એ જાત ઘીકી નાખે છે. પાંચ છ મહિનામાં જ બીમાર પડે છે. ચોરવાડ જાય છે. પગે ને કમ્મરે વા આવે છે. પ્રમેહ થયો છે. વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરે છે, રોગનું કારણ જાણે છે ને નિશ્ચય કરે છે: 'મુંબાઈમાં ખાવાપીવાની ગફલતથી અને રહેણીકરણીમાં બરાબર ધ્યાન નહિ આપવાથી રોગ લાગુ પડ્યો માટે એની બરાબર ચીવટ રાખવી, કોઈ વખત પણ માંદા ન પડાય માટે જાતે વૈદ બનવું!'

આ અરસામાં ૧૯ વર્ષની ઉંમરે 'આર્ય વિધવા' પુસ્તક લખાય છે. એક બગીચામાં દેખરેખ રાખવાની હંગામી નોકરી સ્વીકારે છે ને વીસ વર્ષની ઉંમરે પુન: મુંબાઈ જતાં પહેલાં પિતાને પત્ર લખે છે તેનો સાર.

'હું હવે દેશાટન કરવા નીકળી પડ્યો છું. મારી ફિકરનો બોજો તમારે માથેથી ઉઠાવી ઈશ્વરને માથે નાખું છું. તમારી કૃપા વડે ઘણાં વર્ષો લહેર કરી પણ હવે તેમ કરવું મને ઉચિત લાગતું નથી. માટે તમારે બિલકુલ ફિકર રાખવી નહિ. મને શોધવાની તજવીજ કરવી નહિ. હું જડીશ નહિ, અને હવે બોળી કાઢેલો તોપણ ચોક્કસ મુદત વિના હું પાછો ફરનાર નથી. મેં નોકરી નહિ કરવા પ્રતિજ્ઞા લીધી છે. હવે જોઈએ છીએ કે પ્રભુ મારો તે ટેક પાળે છે નહિ? હું મારો વધુ વખત અનુકૂળ જગ્યાએ વિદ્યાભ્યાસમાં ગાળીશ. નિશ્ચિંત રહેજો. ખોટી ફિકર કરવામાં શો ફાયદો? સર્વ સ્નેહીઓને ઘટિત કહેજો.'

કેમ જાણે ગોવર્ધનરામનો માનસપુત્ર સરસ્વતીચંદ્ર એના પિતાને પત્ર ન લખતો હોય! દેશાટનની વૃત્તિ, ઈશ્વર પર શ્રદ્ધા, કવિ નર્મદની માફક નોકરી નહિ કરવાનો નિશ્ચય, કુટુંબચિંતા-કેટકેટલી વસ્તુ એના ઉપરથી ફલિત થાય છે!

આદર્શ ને વ્યવહારને સો સો જોજન છેટું હોય છે. અકસ્માત વિના આદર્શને વ્યવહારમાં ઉતારી શકાતો નથી, ને સાચે જ એવો પ્રસંગ બની ગયો, જેથી પઢિયારના જીવનમાં નવું યશસ્વી પ્રકરણ ઉમેરાય છે.

એ છે શેઠ લક્ષ્મીદાસ ખીમજી સાથેનો એમનો મેળાપ. એ વૃદ્ધજનને પઢિયાર વર્તમાનપત્રો કે માસિકોમાં ને નવા પુસ્તકોમાં

આવેલા લેખો વાંચી સંભળાવે છે. થોડા જ વખતમાં પઢિયાર એક કુટુંબીજન તરીકે લેખાવા માંડે છે. એ જ લક્ષ્મીદાસ શેઠને આશ્રયે 'આર્યવિધવા' છપાય છે. જનતા એની ઘણી પ્રસંશા કરે છે. 'અમૃતવચનો' છપાય છે. 'ભીમસેન' નામના પત્રમાં 'કાઠિયાવાડી તોપ' છપાય છે, તે જમાનાના પ્રતિષ્ઠિત માસિકોમાં એ અવારનવાર લખે છે. પઢિયાર એક ઉત્તમ લેખક તરીકે ચોગરદમ પૂજાવા લાગ્યા. ચોરે ને ચૌટે એમના વિચારોની લોકો પ્રશંસા કરે છે, ચર્ચા કરે છે. ધર્મપુસ્તકોના પઠનમાં, સાધુસંતોના સમાગમમાં, જ્ઞાનબોધના ગ્રહણમાં પઢિયાર વધુ ને વધુ નિમગ્ન થતા જાય છે. ભગવદ્ગીતા સમા મહાન ધર્મગ્રંથનો આશ્રય મેળવી આત્માના ઘારુઝવે છે. **શિવ શિવ** ના જાપ, મંથનડૂબ્યા એમના અંતરાત્માને ગાઢ શાંતિ આપે છે, સાચા ભાવથી, હૃદયના ઊંડાણથી, નમ્રતાથી એ ભક્તિ તરફ ઢળતા જાય છે. મહારાજશ્રી જાદવજી મહારાજ ને એમની ભજમંડળીમાં પઢિયાર ઓતપ્રોત બની ગયા.

આજ એમની ઉંમર ૨૮ વર્ષની છે. સંવત ૧૯૫૪ના માગશર સુદ ૫. પઢિયારનાં ને એમની બેનનાં લગ્ન નક્કી થયાંની આ તારીખ. બંને પક્ષો તરફથી પૂરતી તૈયારીઓ થઈ ગઈ છે. લૂગડાંઘરેણાં લેવાઈ ગયાં છે. ગીતો ગવાય છે. વરની આતુર નેણે રાહ જોવાય છે.

પણ અમૃતલાલના હૃદયમાં જબરું મંથન જાગ્યું છે. શું સાચું–સંસારની મોહજાળ કે સંસારની અસારતા? શું કરવું સમસ્ત કુટુંબજનોનો ખોફ વહોરવો કે ઈશ્વરી દયાને વધુ મહત્ત્વ આપવું? પિતાની વૃદ્ધાવસ્થાને નમવું કે પોતાના નિશ્ચયને વળગવું? ખૂબખૂબ મંથનને અંતે નિશ્ચયનું પલ્લું જીતે છે ને પિતાને પત્ર લખે છે:

'મારે લગ્ન કરવું નથી. ન તો મારી વાટ જોશો; કે ન તો મારી શોધ કરશો. શોધ કરવા છતાં યે હું કોઈને મળી શકનાર નથી. આપની ખૂબ દયા આવે છે, પરંતુ લાચાર છું!'

પિતાને પત્ર મળે છે. ઘરમાં હાહાકાર વર્તી રહે છે. છોકરાને આ શું સૂઝ્યું? ન્યાતજાતમાં માનપ્રતિષ્ઠાનું શું? મોટી પુત્રીનું શું? અમૃતનું શું? એને ક્યાં શોધવો? આપ્તજનો ભેગા મળ્યા. જે કન્યા સાથે, જે સમયે અમૃતનાં લગ્ન નક્કી કરવામાં આવ્યાં હતાં તે જ સમયે તે કન્યા સાથે એના નાનાભાઈ ભગવાનલાલનાં લગ્ન થયાં!

પણ એ તો પિતૃહૃદય! દિવસેદિવસે એમનું શરીર વધુ ને વધુ લથડતું જતું હતું. એમના મુખમાં એક જ બોલ હતો: 'અરર, દીકરા! આ તેં શું કર્યું? તું ક્યાં ગયો મારા અમૃત!'

જલંધરના રોગે આ હતાશાનો પૂરો લાભ ઉઠાવ્યો, ને પુત્રના નામની ઝંખના કરતાંકરતાં, એને માટે ઝૂરતાંઝૂરતાં ૧૯૫૪ના માહ સુદ ચોથે પિતાનું મૃત્યુ થયું–જાણે રામ વનવાસ જતાં ઝૂરતા દશરથનું મૃત્યુ!

પઢિયારને મૃત્યુની ખબર પડે છે. પિતાના દિવસપાણી ઉપર એ મુસાફરીમાંથી રડતા ને કકળતા ઘેર પાછા આવે છે. કુટુંબીજનોના રુદનનો તો કોઈ પાર નહોતો. પણ પાણી વહી ગયું હતું, હવે પાળ બાંધ્યે શો ફાયદો?

*

સ્થિર થયેલા પઢિયારે મનમાં થોડાક દૃઢ સંકલ્પો કર્યા છે: (૧) અઢાર પુરાણની

માફક સ્વર્ગનાં પણ અઢાર પુસ્તકો લખવાં (૨) વૈદ તરીકે પ્રસિદ્ધિમાં આવવું. ગરીબોને ને સગાંસંબંધી મિત્રોને મફત દવા આપવી (૩) એક ઉત્તમ વક્તા બનવું અને (૪) જિંદગીનાં પાછલાં વર્ષો ચોરવાડમાં જ પસાર કરી માદરેવતનને એક આદર્શ ગામ બનાવવું.

ગુજરાત એમને ' સ્વર્ગ 'નાં પુસ્તકોના કર્તા તરીકે જ સવિશેષ ઓળખે છે સંકલ્પ કરેલ અઢાર પુસ્તકોમાંથી આપણને એ અગિયાર પુસ્તકો આપી શક્યા છે આ છે એમના જીવનનું મહદ્ ને અસાધારણ કાર્ય એ ' સ્વર્ગ ' મનુષ્યજીવનને આગળ વધારે છે, માનવજીવનનો ઊંડો ને બારીક અભ્યાસ, એનું અગત્યનું અંગ છે. ભાષાની સરળતા એનો શણગાર છે. ડહાપણ ને જ્ઞાન-ચાતુરીભરી વાર્તાઓ–દૃષ્ટાંતો એ પુસ્તકોની શોભા છે એ પુસ્તકોએ જીવનઝંઝાવાતમાં અથડાતાકુટાતા અનેક પામર જીવોનાં પરિવર્તન કર્યાંના, એમને શાંતિ આપ્યાના દાખલા છે ઉન્નત ને ઉત્તમ વિચારો દ્વારા વાચકના જીવનની દિશા બદલાવી શકે એથી વધુ સાર્થકતા લેખકની શી હોઈ શકે વારુ?

લખવું કે લખાવવું ને વાંચવું એ પઢિયારનું હંમેશનું કાર્ય હતું લખાવતાં પહેલાં વિષયને લગતી સંપૂર્ણ માહિતી એકઠી કરી ક્રમસર ગોઠવતા ને પછી એ સરસ્વતીનો પ્રવાહ અતૂટ વહ્યે જતો ' સ્વર્ગ 'ના પુસ્તકો ઉપરાંત પણ એમણે નાનામોટાં પચીસેક પુસ્તકો ગુર્જરીને ચરણે ધર્યાં છે

' બુદ્ધદેવે કહ્યું કે, ' હું જાગ્યો પણ જગતને જગાડું ત્યારે ખરો ' ને પોતે મહાભિનિષ્ક્રમણ માટે નીકળી પડ્યા એટલું બધું તો પઢિયાર માટે કેમ કહેવાય? છતાં વિ સં ૧૯૪૫માં આવેલી થોડાક માસની માંદગી પછી એમણે જાણે નિશ્ચય કર્યો, ' હવે હું માંદો તો ન જ પડું–પણ બીજા યે ન પડે માટે વૈદકનો અભ્યાસ કરું. ' ને એ નિશ્ચયબળના પ્રેર્યા વૃક્ષ, પાંદડાં, ફૂલ વગેરે કુદરતના નિરીક્ષણે તથા ઉત્તરાખંડનિવાસી પરમહંસ પરમાનંદજી તથા મહારાજશ્રી બ્રહ્માનંદજી પાસેથી શિષ્યભાવે મેળવેલા જ્ઞાને–એમને આ દિશામાં જબરો સહારો આપ્યો. એ વૈદક, વેદાંત ને મસ્તકવિદ્યા શીખ્યા આ સર્વ વિદ્યાથી પારકાનાં દુઃખ ફેડવા માટે વિના-મૂલ્યે ગામના ઢેડ, કુંભાર કે ચમાર વગેરેને દવા આપતા હશે ત્યારે લેનારનું હૃદય કેટકેટલા આશીર્વાદ ઉચ્ચારતું હશે? ગુજરાતી, મરાઠી ને હિંદી વૈદકના પુસ્તકો-ના જ્ઞાનની આ કેવી ઉમદા સિદ્ધિ હતી!

આ પ્રમાણે જનતાનાં માનસિક દર્દો એમણે જો પોતાનાં પુસ્તકો દ્વારા દૂર કર્યાં તો શારીરિક દર્દો આયુર્વેદ દ્વારા ફેડ્યાં

પઢિયારને સાંભરણ કરતાં સાંભળવા એ જીવનનો અનુપમ લહાવો હતો પૃથ્વી ઉપર જે સ્વર્ગ ઉતારવાનું એમણે પુસ્તકોમાં સૂચવ્યું હતું, તે ચોરવાડને નંદનવન સમું બનાવીને સિદ્ધ કરી બતાવ્યું. જિંદગીનાં છેલ્લાં પંદર વર્ષોમાં એમણે જર્જરિત ચોર-વાડને નવચેતન બક્ષ્યું દરેક કોમ, દરેક સંસ્થા, પુસ્તકાલય, અંગ્રેજીશાળા, કસરતશાળા, રાત્રિશાળા, પોસ્ટઑફિસ, ગણપતિ ને હનુમાનના મંદિરો, સેનેટોરિયમ–દરેક સાર્વજનિક મકાનની ઈંટ પોકારી-પોકારીને પઢિયારના ઋણનો સ્વીકાર કરે છે

ગોવર્ધનરામના સરસ્વતીચંદ્ર માટે ' રખડેલ ફિલસૂફ ' કહેવાય છે. એ જાણે પઢિયાર માટે પણ સાચું જ છે કટકેકટકે કરી ઉત્તરમાં કાશ્મીરથી દક્ષિણમાં રામેશ્વર સુધી ને પૂર્વમાં રંગૂનથી પશ્ચિમે દ્વારકા સુધી

એમના પર્યટનની પગરજ પડી છે. દરેક મુસાફરી વખતે ત્યાંની જાણવાજેવી વિગતો, સ્થળોનાં વર્ણનો, પરિચયમાં આવેલા સદ્‌ગૃહસ્થોનાં નામ, દવા, ભસ્મો ને મૂળિયાં–બધુંય એમની પ્રવાસડાયરીમાં નોંધાતું. પર્યટન એ જ જ્ઞાન આપનાર મોટો ગુરુ છે એવું કોકે નથી કહ્યું ?

*

મુંબાઈનો સ્થાયી વસવાટ છોડી પઢિયાર પંદર વર્ષોથી ચોરવાડ રહે છે. સંવત ૧૯૭૫ની સાલ છે. અહીં બેઠાંબેઠાં પણ આસપાસનાં ગામોને સેવાર્થે પુસ્તકો, કપડાં ને દવા મોકલાવે છે. કોળી, રબારી, ખેડૂતોને સલાહ, સૂચનો ને ભાષણો આપી તરબતર રાખે છે. અવારનવાર આવતા મિત્રોની મહેમાની કરે છે. ગામમાં ચાલતો ઈન્ફ્લ્યુએન્ઝા હવે નરમ છે. ઘરમાં થોડોક કૌટુંબિક કજિયો થયો છે. શાંતિઅર્થે એ મુંબાઈ આવવા નીકળે છે. અમદાવાદમાં કવીશ્વર ન્હાનાલાલ, ભિક્ષુ અખંડાનંદજી, 'સુંદરીસુબોધ'ના તંત્રી રા. રામમોહનરાય, ઇંદુલાલભાઈ વગેરેને મળે છે. મુંબાઈ આવી પરમમિત્ર શ્રી. મનુ સૂબેદારને ત્યાં રહે છે. એક મિત્રના પુત્રને કોલેરા થયો છે. શાંતાક્રુઝ જાય છે. બે ત્રણ દિવસમાં એમને પણ કોલેરા લાગુ પડે છે. શ્રી. સૂબેદાર પ્રખ્યાત ડૉ. દલાલ, ડૉ. રાવ, ડૉ. હાંસોટી વગેરેને બોલાવે છે. ઈંજેક્શનો મુકાય છે. પણ કાંઈ જ અસર થતી નથી. બીમારી બે ત્રણ દિવસ વધુ લંબાય છે. ખબર પડતાં જ જ્ઞાતિજનો, મિત્રો ને પરિચિતો ખબર લેવા અવારનવાર આવે છે. દાક્તરે પાણી આપવાની ના કહી છે છતાં એ 'મને પાણી આપો પા...ણી!' કહ્યા કરે છે. આખા દિવસથી અંદરની આગ જળી રહી છે. પાણીનાં બહુ જ તરફડિયાં મારે છે એટલે એક શિષ્યથી રહેવાતું નથી. પાણી અપાય છે. શ્રી. સૂબેદારને એ કહે છે :

'કદાચ હું મરી જઈશ.'

'એવું શું બોલો છો ?' શ્રી. સૂબેદાર કહે છે, 'તમને સારું થઈ જશે–છતાંય કંઈ કહેવું કરવું હોય તો ખુશીથી જણાવો.'

પઢિયાર કહે છે :

'મારે કંઇ કહેવાનું નથી. મેં ખૂબ ખાધું, પીધું, ભોગવ્યું છે. મારાથી બનતું કર્યું છે. મારી કાંઈજ ઇચ્છા નથી. સૌનો પ્રભુ છે!'

પૃથ્વી પર ઉચ્ચારાયેલા આ એમના અંતિમ શબ્દો છે. ૧૯૭૫ના અષાડ વદ ૫ ને શુક્રવારે સવારે ૪–૫૫ વાગે એ પરમ જ્યોતિ બુઝાઈ જાય છે. વૈદિક વિધિથી એમનો અન્ત્યેષ્ટિ સંસ્કાર થાય છે.

અનેક ધાર્મિક ગ્રંથોના તલસ્પર્શી અભ્યાસી, ઈશ્વરના અનન્ય ભક્ત, ભજન-મંડળીઓના પ્રણેતા, વિદ્યાવ્યસની, સાધુજનપ્રિય, 'સાદું પણ ઉચ્ચ જીવન'ના આદર્શની મૂર્તિસમા પઢિયાર સ્વ. પઢિયાર બની ગયા. એમની જીવનલીલા સંકેલાઈ. મૃત્યુ તો આપણા જેવા પામર જીવો કાજે છે. એવાંને મૃત્યુ નથી કારણ કે ગુજરાતની સ્ત્રીઓ જ્યાંસુધી વાંચી શકે છે, બાળકો સમજી શકે છે, ખેડૂતો વાંચીને સાંભળી શકે છે, જીવનને ઉન્નત કરવાની ભાવના જ્યાંસુધી જનસામાન્ય કેળવે છે, ત્યાંસુધી તો 'સ્વર્ગ-નો ઈજારદાર'ને 'ન્હાનકડા ગુજરાતનો ન્હાનકડો બુદ્ધ' અમર છે, અમર છે!

★

# રાસલીલાનો સાચો મર્મ

શ્રી. પુરુષોત્તમ છગનલાલ શાહ
એમ એ, બી. ટી, એસ. ટી સી

પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણના જીવનના કોઈ પણ પ્રસંગો જો કદીયે ટીકારૂપે બન્યા હોય, તો તે રાસલીલાના પ્રસંગો સમસ્ત વૈષ્ણવધર્મનો, પુષ્ટિમાર્ગનો એ પાયો છે, તેને માટે આ વિકૃત દૃષ્ટિ શાથી? કારણ એ જ કે, રાસલીલાને મૂળસ્વરૂપે આપણે પિછાની નથી એ મર્મને પકડવાનો આપણે પ્રયત્ન કર્યો નથી મહાન વિચારકોના મતો ટાંકી લેખકે અહીં એ પ્રસંગની વિશુદ્ધિ બતાવી છે એ મર્મ ગ્રહણ કરીએ અને સ્થૂળ રાસલીલામાં રાચવાનું છોડી દઈએ

ભારતીય સંસ્કૃતિ-વિરોધી એટલાં બધાં તત્ત્વો હાલ હિંદુધર્મ પર આક્રમણ કરી રહ્યાં છે, કે જ્યાં જુઓ ત્યાં-ચારેબાજુ વિતંડાવાદ અને નાસ્તિકવાદના ભણકારા સંભળાયે જાય છે અત્યારસુધી આપણા મગજ પર એમ જ ઠસાવવામાં આવ્યું છે કે આપણો દેશ ખોટો, આપણી ભાષા ખોટી, આપણા સંસ્કાર ખોટા, આપણો ધર્મ ખોટો, આપણું જેટલું તેટલું બધુંયે ખોટું-પરદેશી તેટલું જ ખરું-આ જાતનાં પડળ આવી ગયેલાં હોવાથી, ભણેલા કહેવાતા ઘણા હજુ સાચી દૃષ્ટિ સમજી શકતા નથી તેમના મગજમાં સાચી બાબત ઊતરતી જ નથી

હિંદુ હોવા છતાં જેનો અભ્યાસ સંસ્કૃતનો ન હોય અને તેને પરિણામે ધર્મશાસ્ત્રોમાં અવગાહન કરી સાચી વસ્તુ ન સમજતા હોય ને બીજાના દોરવાયા દોરવાતા હોય, તેમની તો અવશ્ય દયા ખાવી ઘટે સંસ્કૃત જાણનારે તદ્વિષયક પુસ્તકોમાં ઊંડા ઊતરી સાચી સ્થિતિ સમજી લેવી જોઈએ

શ્રીકૃષ્ણ પ્રભુની રાસલીલા આવા ઘણા પ્રસંગોમાંનો એક છે, જેને કેટલાક લોકો બરાબર સમજી શકતા નથી-સમજવા-વિચારવા તકલીફ લેતા નથી, પછી ગમે તેવો અભિપ્રાય બાંધે છે, અભિપ્રાયને વહેતો મૂકે છે, બીનજાણકાર તેને ઝીલી લે છે અને તે રીતે સંસ્કૃત ન જાણનાર લોકોમાં ફેલાઈ જાય છે; પરિણામે વિતંડાવાદ અને નાસ્તિકવાદ જન્મે છે સંસ્કૃત ન જાણનાર અર્થનો કેવો અનર્થ કરે છે તે માટે એક દૃષ્ટાંત પૂરતું છે 'न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति' આનો સાચો અર્થ એ થાય કે, 'હે જાનકીનાથ, સવારે શું થવાનું તે હું જાણતો નથી' તેને બદલે जाने નું રૂપ સમજ્યા વગર કોઈકે એમ ગાઈ નાખ્યું 'ન જાણે જાનકીનાથ, સવારે શું થવાનું છે' બલ્કે સવારે શું થવાનું છે, તે જાનકીનાથ પણ જાણતા નથી કેટલો બધો અર્થનો અનર્થ! આપણાં ધર્મશાસ્ત્રોના કેટલાક પ્રસંગો સંબંધમાં પણ આવું જ બન્યું છે રાસલીલા તે પૈકી એક છે

શ્રીમદ્ ભાગવત હિંદુ શાસ્ત્રોનું ફળ છે વ્યાસમુનિએ ઘણા ગ્રંથો રચ્યા પણ તેથી આત્માને શાંતિ થઈ નહીં જ્યારે તેમણે શ્રીમદ્ ભાગવત ગ્રંથ રચ્યો અને તેના દશમસ્કંધમાં શ્રીકૃષ્ણ પ્રભુના ગુણ ગાયા ત્યારે જ તેમના આત્માને શાંતિ થઈ આ રીતે દશમસ્કંધ શ્રી પ્રભુના હૃદયસ્થાને છે આ દશમસ્કંધના ૨૯થી ૩૩માં અધ્યાયોમાં રાસલીલાનું વર્ણન કરેલું છે તે વર્ણનમાં શ્રી પ્રભુએ ગોપીઓ સાથે રાસક્રીડા કરી છે તે મુખ્ય વિષય છે આ લીલાના નાયક ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર છે અહીં ઘણાઓને એમ શંકા થાય છે કે, ભગવાનનો અવતાર ધર્મની

સ્થાપના માટે અને અધર્મની નિવૃત્તિ માટે છે તો ભગવાને શા માટે ધર્મમર્યાદાનો ઉચ્છેદ કર્યો ? આ રાસલીલામાં લૌકિક વિષયવાસના ખરી કે કેમ ?

આ પ્રશ્નોને બહુ ઝીણવટથી વિચારીએ અને રાસલીલાના શ્લોકોમાં લખેલી ભાષા વાંચીએ, તો જરૂર આપણને એ પ્રકારની શંકા સાચી લાગે, પરંતુ છેવટના નિર્ણય પર આવતા પહેલાં આપણે બીજી કેટલીક બાબતો પણ વિચારવી જોઈએ.

૧. આ રાસલીલાનું વર્ણન કરનાર શુકદેવજી જન્મથી જ સંન્યાસી હતા અને તેઓ જીવન પર્યંત વિષયભોગથી દૂર હતા. જો ખરેખર તે કામવાસના હોય જ તો શુકદેવજીના—આજન્મ સંન્યાસીના—મુખે તેનું વર્ણન સંભવી શકે નહીં.

**૨. दिवौकसां सदा राणामौत्सुक्यापहृतात्मनाम् ॥**
**ततो दुन्दुभयो नेदुर्निपेतुः पुष्पवृष्टयः।**
**जगुर्गन्धर्वपतयः सस्त्रीकास्तद्यशोऽमलम् ॥**

અર્થાત્ એ રાસક્રીડા જોવાને માટે દેવોએ આકાશને પણ સેંકડો વિમાનોથી ભરી દીધું. નગારાં વાગ્યાં, ફૂલોનો વરસાદ થયો, ગન્ધર્વો સ્ત્રીઓ સહ ભગવાનના નિર્મળ યશનું ગાન કરવા લાગ્યા.

આ શ્લોકો બતાવે છે કે, રાસક્રીડામાં લૌકિક કામની વાસના નથી. એમ હોય તો દેવતાઓ પણ વિમાનમાં બેસીને આકાશમાંથી આ રાસક્રીડા જુએ નહીં, દુન્દુભિ વાગે નહીં, પુષ્પોનો વરસાદ ન વરસે અને ગન્ધર્વો પોતાની સ્ત્રીઓ સાથે તે જોવા ન આવે.

૩. લૌકિક દૃષ્ટિએ વિચારીએ તોપણ આમાં કામવાસના સંભવી ન શકે; કારણ કે જો તે ખરેખર કામલીલા હોય જ તો તેમાં બે, ચાર, છ કે દસ ગોપીઓ ભળે, પણ બધી ગોપીઓ ન જ ભળે. તેમાંની એકાદ પણ એવી ન હોય, કે જેની શુદ્ધબુદ્ધ ઠેકાણે હોય ? વળી ભગવાન તેમને જવા માટે આજ્ઞા કરે છતાં તે ખસે નહીં અને દર્શન માટે તલસ્યા જ કરે એ અલૌકિક ભાવ નહિ તો બીજું શું ?

૪. જે સમર્થ આચાર્યો અને ટીકાકારોએ શ્રીમદ્ ભાગવત પર ટીકાઓ લખી છે તે આચાર્યોના અભિપ્રાયો આપણે ટાંકીએ.

**(अ) 'क्रिया सर्वापि सैवात्र परं कामो न विद्यते'**

આ રાસક્રીડામાં આપણને બધી ક્રિયાઓ જણાય છે છતાં તેમાં કામવાસના બિલકુલ નથી. **—શ્રીમહાપ્રભુજી**

**(ब) 'शृङ्गार कथापदेशेन विशेषतां निवृत्ति परेयं'**

શૃંગારકથાના બહાના હેઠળ શ્રીવ્યાસ મુનિએ નિવૃત્તિનો અને નિષ્કામ લીલાનો મર્મ સમજાવ્યો છે. **—શ્રીધર સ્વામી**

**(क) 'रासाख्यं लास्यमारिप्सु भगवाने कदा स्वयोग वैभवे प्रादुश्चकार'**

લાસ્ય નામના નૃત્યનો આરંભ કરવાની ઇચ્છાવાળા ભગવાને પોતાના યોગના વૈભવને રાસસ્વરૂપે પ્રકટ કર્યો છે.
**—'બૃહત્કર્મ સંદર્ભ'ના કર્તા જીવગોસ્વામી.**

આ બધા સમર્થ આચાર્યોના અભિપ્રાયોમાંથી આ રાસલીલા તે કામલીલા છે અથવા તો તેમાં વિષયવાસનાની ગંધ છે, અથવા તો તે લૌકિક કામક્રીડા છે તેવો અર્થ નીકળતો નથી. તો પછી **गम–गच्छति** to go સુધીના સંસ્કૃતનો અભ્યાસ કરનારાઓ

વગર સમજે શંકાની દૃષ્ટિએ જુએ અને એવડાવે તે ઉચિત નથી આના અનુસંધાનમાં એક વિદ્વાન લેખકનો અભિપ્રાય ટાંકવા જેવા છે. 'વૈષ્ણવોના પ્રેમકાવ્યોમાં અને દુનિયાના પ્રેમકાવ્યોમાં ઘણો મોટો ભેદ છે વૈષ્ણવોએ ગાયેલો પ્રેમ શરીર સંબંધી પ્રેમ નથી, એમાં શારીરિક સંબંધ નથી, એ પ્રેમ તો પરમાત્માના સંબંધથી ભક્તને થતો કોઈક શુદ્ધ, માર્મિક, ભાન ભુલાવી નાખે એવો ને ઉછાળા મારી બહાર નીકળતો હર્ષ છે પરમાત્મા સાથે પ્યારથી જોડાયેલો આત્મા તે શ્રીરાધા તેમનો વિરહ તે-જીવાત્માની પરમાત્માના દર્શન માટેની લગની જીવાત્મા એક પવિત્ર મંદિર જેવો છે જીવ પોતાના પ્રિયના ઘણા લાંબા વખતના વિરહને લીધે મળવા તલપાપડ થઈ રહ્યો છે અને પોતાના પૂજ્યની સેવામાં પ્રેમની માળા તથા સુકોમળ ભાવોનો હાર અર્પણ કરવા તલસ્યા કરે છે; વૈષ્ણવોની પ્રેમકથાનો પાઠ એવો છે વૈષ્ણવ ઉપદેશકો ભાષા લૌકિક ભાવનાઓની વાપરે છે, પણ દૈવી પ્રેમનું જ નિરંતર ગાન કરી રહ્યા હોય છે '

આટલી દલીલો પછી સામાન્ય રીતે વિચારશીલ આત્મા જેના પર હલકી કુસંસ્કૃતિઓનું આવરણપડ ચડી ગયું નહિ હોય, તેને એટલું તો અવશ્ય સમજાશે કે શ્રીકૃષ્ણ પ્રભુએ કરેલી ,રાસલીલામાં વિષયવાસનાની ગંધ નથી ત્યારે હવે તેમાં શી અલૌકિક ભાવના રહેલી છે તે ટૂંકમાં સમજી લઈએ.

શ્રીમદ્‌ભાગવત પર શ્રીમદાચાર્યચરણ-શ્રીમહાપ્રભુજીએ જે ટીકા લખી છે, તે શ્રીસુબોધિનીજી નામે પ્રખ્યાત છે. તેમાં શ્રીમહાપ્રભુજી સ્પષ્ટ કરે છે કે, બ્રહ્માનંદરૂપી સરોવરમાં મગ્ન બનેલાં ગોપીજનનો ઉદ્ધાર કરીને તેમને ભજનાનંદનું દાન કરવાને પ્રભુએ રાસ કર્યો છે બલ્કે બ્રહ્માનંદ એ સાચી મુક્તિ નથી. क्षीणे पुण्ये मृत्युलोके विशन्ति અનુસાર પુણ્યનો ક્ષય થતાં મૃત્યુલોકમાં અવતાર ધારણ કરવો પડે છે; તેના કરતાં આગળની કક્ષા પ્રભુના સાનિધ્યમાં રહી ભગવાનનું ભજન કરી તે આનંદ લૂટવો એ છે અને તેની સાચી દિશા સુઝાડવા માટે, શ્રીકૃષ્ણ પ્રભુએ રાસલીલા કરેલી છે.

વેદ કહે છે કે, પ્રભુનું સ્વરૂપ આનંદ-સ્વરૂપ અને રસસ્વરૂપ છે અને ગોપિકાઓ તે રસસ્વરૂપની શક્તિઓ છે તે રસેશ પ્રભુનું સ્વશક્તિઓ સાથેનું રમણ એ જ રાસનું તાત્પર્ય છે

ટૂંકમાં આપણે સમજી લઈએ કે,

૧ ભક્તને સ્વઆનંદનું દાન કરવાને પ્રભુ પોતે આવી લીલા કરે છે

૨ આ લીલાની ભાષા આપણને લૌકિક લાગે; કારણ કે લૌકિક હોય તો જ આપણને સમજાય, છતાં તેમાં વિષયવાસનાની ગંધ સરખી પણ હોતી નથી

૩ જ્યાંસુધી ભક્તમાં થોડીઘણી પણ લૌકિક ભાવના અગર કામવાસનાનો અંશ પણ રહી ગયો હોય, ત્યાંસુધી આ લીલાનો અધિકાર પ્રાપ્ત થતો નથી વિરહ દ્વારા તે દૂર કરે જ છૂટકો પ્રભુ અંતર્ધ્યાન થઈ ગયા ત્યારે ગોપીઓએ આર્તસ્વરે રડી, પ્રાર્થના કરી પ્રાકૃતત્વ દૂર કર્યું તે પ્રમાણે વિરહા-વસ્થા અનુભવવી જોઈએ

૪ આવી જાતની રાસલીલા લૌકિક નહિ પણ અલૌકિક જ હોઈ શકે

★

# સુખની શોધમાં

*

શ્રી. છગનલાલ પરમાર

પ્રત્યેક માનવીની પ્રત્યેક પ્રવૃત્તિનું મૂળ શું? શા માટે અમુકે આમ કરવાને બદલે આમ કર્યું? એમ જો કોઈ પૂછે તો એક જ જવાબ આપી શકાય: 'વધુ સુખ મેળવવા માટે.' સામાન્ય રીતે માણસ સુખરૂપી તૃષ્ણાની પાછળ દોડ્યો જ જાય છે. પણ ક્યાંય સુખ મેળવતો નથી. હૃદયની વિશાળતાની પાસે વૈભવ અને સંપત્તિ કશી વિસાતમાં નથી એવું આપણે ક્યારે સમજશું? આ વાર્તા એવા એક માનસનો પરિચય આપે છે.

'સાંભળ્યું કે?...ઊંઘી ગઈ? હં...' ગિરધરે વાંસ છેટે જુદા ખાટલામાં સૂતેલી પત્નીને બોલાવી. પણ તે ઘસઘસાટ ઊંઘી ગઈ હતી. ગિરધરના અવાજે પણ તેની ઊંઘ ઊડી નહિ. તેનાં નસકોરાં બોલતાં હતાં.

'કેવી નિરાંતે ઘોરે છે! ને મને નવી વ્યાધિ વળગી છે.' ગિરધર બબડ્યો. તેણે જરા જોરથી સાદ પાડ્યો.

'સાંભળ્યું? હં...'

'હેં?' કસ્તૂર ઊંઘમાંથી સફાળી જાગી ઊઠી. તેણે આંખ ઉઘાડીને પતિને પૂછ્યું: 'મને બોલાવી?'

'કેટલા સાદ કરવા પડ્યા? અટાણમાં તો ઘોરવાય મંડી.' ગિરધર જરા ચિડાયો.

'અટાણુ છે? ગામઆખામાં સોપો તો ક્યારનો પડી ગયો છે. આખા દીની થાકીપાકી હવે અટાણે તો સૂઈ જાઉં ને? ઘરમાં એટલું બધું કામ રહે છે કે, પગ વાળીને બેસવાનું ઘડીય વેળું નથી આવતું. એમાં વળી તમારાં આ બે છોકરાં આખો દી ડવરાવે.' કસ્તૂરે પોતાના પડખામાં સૂતેલાં બે છોકરાં–એક ત્રણ વર્ષનો છોકરો ને એક પાંચ છ મહિનાની ધાવણી છોકરી તરફ મીઠી ભાવભરી નજર માંડીને કહ્યું. ને ઉમેર્યું:

'પણ તમે કેમ અટાણુ લગણુ જાગો છો?'

'મારા મગજમાં તો વિચારના ઘોડા દોડી રહ્યા છે. નીંદર ક્યાંથી આવે?'

'કેમ શું છે વળી?' કસ્તૂરે કુતૂહલના ભાવથી પૂછ્યું.

'આજે પોરબંદરથી આવ્યો પણ હારે વિચારવાયુ લેતો આવ્યો છું.' ગિરધરે પ્રસ્તાવના માંડી.

'થાકોડો લાગ્યો હશે. લ્યો, ડીલ દાબી દઉં?'

'ના રે. આ વિચારવાયુ એવો છે કે, ડીલને થાકોડાનું કાયર કરવું પોસાય એમ નથી.'

'પણ મૂળ વાત તો કરો?' કસ્તૂરનું કુતૂહલ વધી પડ્યું.

'ચાર દિથી હું પોરબંદર ગયો'તો ને? ત્યાં વલ્લભ મળ્યો'તો.'

'કોણ વલ્લભ?'

'મારો જૂનો જિગરજાન દોસ્ત છે. અંગ્રેજી છઠ્ઠી ચોપડી સુધી અમે બેય હારે ભણતા. હારે લેસન કરતા. હારે નિશાળે જતા. ચાલુ વર્ગે ચિનાઈશિંગ ખાવા પણ હારે ઊપડી જતા. નિશાળ પણ બેય જણે એક હારે જ છોડી. એ ગયો આફ્રિકા એના બાપાની મોટી પેઢી સંભાળવા, ને હું આવ્યો અહીં ગામડામાં બાપાની હાટડી સંભાળવા.'

'ઇ તો જેવાં જેના નસીબ ' નસીબવાદી કસ્તૂરે ફિલસૂફીભર્યું સાંત્વન આપ્યું

'હા, એ તો ખરું. પણ સાહસ કર્યા સિવાય નસીબ ખૂલતું નથી ને? દસેક વર્ષે વલ્લભ આફ્રિકાથી આવ્યો આજ તો મોટો શેઠ થઈ પડ્યો છે ગામ આખું 'વલ્લભદાસ શેઠ, વલ્લભદાસ શેઠ' કરે છે રસ્તામાં મોટરમાંથી એ મને જોઈ ગયો તરત જ એણે મોટર ઊભી રખાવી મોટરમાંથી ઊતરીને બાથ ભરીને મને રામરામ કર્યા ને મોટરમાં બેસાડીને મને પોતાને મોટે બંગલે તેડી ગયો મને જમાડ્યો-જુઠાડ્યો અચ્છા-અચ્છા વાના કર્યા બાળપણના નિર્દોષ પરાક્રમો ને રસિક પ્રસંગો અમે સંભાર્યા બહુ આનંદ આવ્યો તાણ કરીને ત્રણચાર દી મને રોકી રાખ્યો '

'તંઇ સાચું એક દીનો વહાડ કરીને પોરબંદર* ગયા'તા, 'યા ચાર દીએ ઘેર આવ્યા તમારો ભાઈબંધ લાયક માણસ ખરો ' પોતાના પતિની આગતાસ્વાગતા કરનાર મિત્ર માટે કસ્તૂરને માન થયું

'ઓહો ! એની લાયકાતની શી વાત કરવી? ભણેલું માણસ! એણે આફ્રિકાના વેપારધંધાના બહુ વખાણ કર્યા દસ વર્ષમાં તો એ ઘણું કમાણો મને કહ્યું તારા જેવો મહેનતુ ને હોશિયાર વેપારી આફ્રિકા આવે, તો પાંચ દસ વર્ષમાં તો ગાંઠમાં સારો એવો કસ કરી લ્યે આવવું છે આફ્રિકા? હમણાં મારી પેઢીમાં જ અનુભવ લેજે પછી જાણીતો થયે બીજા શહેરમાં સ્વતંત્ર વેપાર માંડજે '

'ના રે ઈ દરિયા ડહોળીને કોણ હેરાન થવા જાય? ક્યાંય સોનાના ઝાડવા નથી હો?' કસ્તૂરે વણપૂછ્યો અભિપ્રાય આપ્યો

'પણ મેં તો આફ્રિકા જવાનો વિચાર કરી નાખ્યો છે આપણાં ચાર જણાંના પાસપોર્ટ કઢાવી આપવાનું પણ વલ્લભે માથે લીધું છે બેત્રણ મહિનામાં જ વલ્લભની હારે આપણે સ્ટીમરમાં ઊપડવાનું છે '

'ના રે ઈ શું બોલ્યા?' કસ્તૂરને વીજળીનો આંચકો લાગ્યો તે ખાટલામાંથી ચડપ બેઠી થઈ ગઈ ઊંઘી ગયેલાં બાળકોને હાથે, પગે, છાતીએ બરોબર ઓઢાડીને પતિને ખાટલે જઈ બેઠી વગરકહ્યે ડીલ મડી દાબવા ને પતિને સમજાવવા લાગી

'તમને અહીં શી તાણ છે? તમને પણ ગામઆખું શેઠ કહે છે '

'નાના ગામડાના શેઠ થવામાં શું વળે? ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન!' પોતાની જ મજાક ઉડાવતા ગિરધર હસી પડ્યો—જો કે તેના હાસ્યમાં ઉગ્ર અસંતોષની વેદના ભરી હતી

'તમને આ બધું શેનું ઘેલું લાગ્યું છે? આપણે અહીં ઘરના ખોરડાં છે દુકાન સારામાં સારી ચાલે છે ઘેર દૂઝાણું છે અનાજની કોઠીઓ ભરી છે, તમારે મા છે, બાપ છે, મોટાભાઈ છે દેવનાં દીધેલાં બે બાળકો છે શી ખોટ છે તમને? હું તો કંઈ સમજી શકતી નથી '

'હા, ખોરડાં છે ખરાં, પણ બંગલા તો નથી ના? વલ્લભનો નવો આલીશાન બંગલો જોયો હોય તો તું ચકરી ખાઈને પડી જા એની વહુએ સૂડલો એક તો સોનું પહેર્યું'તું કાનમાં ને નાકમાં તો સાચાં હીરા-મોતી! મારે પણ તને સોનેહીરે મઢવી છે ' કસ્તૂરની અડવી ડોક સામે જોઈને ગિરધરે હેતભર્યું હસીને કહ્યું

'મને તો સોનાહીરાની કાંઈ ભૂખ નથી તમે ને આ છોકરા સાજાનરવાં તો મારે

* પોરબંદર

તો લાખું છે,...વળી જરાક સમજો તો ખરા, આંહીના વેપારનો બધો આધાર તમારા પર છે. બાપા ગલઢા થયા. આંખે એમને હવે ઝાંખું સૂઝે છે. મા પણ સાજા-માંદા જેવાં રહે છે, મોટાભાઈ સાવ ભગવાનના ઘરના માણસ છે. વેપારમાં એમને ઝાઝી ગતાગમ પડતી નથી. ઘરમાં તમે જ એક બધી વાતે પાવરધા છો... જરાક વિચાર તો કરો. આ બધાંને છોડીને આપણે પરદેશ જતા રહીએ તો એમનું શું થાય ?'

'સૌનો ભગવાન જેવડો ધણી છે, આપણે કયાં કાયમ માટે પરદેશ રહેવું છે ? દસેક વર્ષમાં તો પાછાં આવતાં રહેશું. એટલો વખત ધંધો-રોજગાર મોટાભાઈ સંભાળશે. આપણે આફ્રિકાથી કંઈક મદદ મોકલતા રહેશું. એટલો વખત સૌએ સુખેદુઃખે ચલાવી લેવું. બીજું શું થાય ? ત્યારપછી તો સૌને સુખનો પાર નહિ રહે ને ?'

આમ પતિપત્ની વચ્ચે કલાકો સુધી વાતચીત ચાલુ રહી. પતિને સમજાવવા પત્નીએ બહુ પ્રયત્ન કરી જોયો. આંસુ સારી જોયાં, પણ આ સમજાવવું, આંસુ સારવાં, ડીલ દાખવું, બધું વ્યર્થ ગયું. ગિરધરનો નિર્ણય નિશ્ચલ રહ્યો.

દોમદોમ સાહ્યબીનાં સ્વપ્નો ગિરધર ખુલ્લી આંખે જોઈ રહ્યો હતો. જાણે મોટી મેડી, ચકચકતી મોટર, ફક્કડ ગાડીઘોડા, 'જી શેઠ' કહીને પડ્યો બોલ ઉઠાવતા નોકરચાકર વગેરે તેની આંખ સમક્ષ, સામે ટમટમતા ઝાંખા દીવાના પ્રકાશમાં યે, તરી રહ્યાં.

બીજે જ દિવસે સવારના પહોરમાં બાજરાના ઊના ફડફડતા ઘીનીતરતા રોટલા, અથાણું ને તાંસળી ભરીને દૂધદહીંનું શિરામણ કરતાંકરતાં ગિરધરે માબાપ ને મોટાભાઈ પાસે આ આખી વાત વિગતવાર મૂકી. સાંભળીને વૃદ્ધ પિતા તો અજાયબ થઈ ગયા, તેમણે કહ્યું :

'ભાઈ ગિરધર, મોટી મેડિયું ને ધનના ઢગલામાં સુખ નથી. સુખ તો સ્નેહ, સંતોષ ને પ્રભુભજનમાં છે.'

પણ પિતાની આ જૂનવાણી ફિલસૂફી ગિરધરને ગળે ઊતરી નહિ. માતાએ પણ કહી જોયું :

'બેટા, હવે અમે બેચાર વર્ષના જ મહેમાન છીએ, પછી તને ફાવે એમ વર્તજે. મરતી વખતે તારા હાથ અડે ને તારે કાંધે ચડીને મસાણ ભેગાં થઈએ, તો જ અમારા જીવને સદ્‌ગતિ થાય.'

'માડી, તમે ને મારા બાપા હજી કયાં એટલા બધા ગલઢા થઈ ગયા છો ? પાંચ-દસ વર્ષમાં તો હું આવતો રહીશ. જુવાનીમાં જ પરદેશ ખેડી શકાય. પછી કાંઈ થઈ શકતું નથી. વલ્લભે સામે ચાલીને મને આફ્રિકા આવવાનો આગ્રહ કર્યો, બધી સગવડ આપવાનું કબૂલ્યું. છતાં આવી તક જતી કરીએ તો આપણા જેવું મૂરખ કોણ ? આવા ગામડામાં જિંદગી ગાળવાથી કાંઈ ન વળે, તમે વલ્લભની જાહોજલાલી ને માનમરતબો જુઓ તો ખબર પડે ! ...વળી માડી, મોટાભાઈ તો અહીં તમારી પાસે છે જ.' ગિરધરના છેલ્લા વાક્યે ઘણો ભાવ સૂચવી દીધો.

માબાપે તો માન્યું હતું કે ગિરધર જેવો સમજુ ને માયાળુ દીકરો તેમનાં દિલ નહિ દૂભવે, આફ્રિકા જવાની વાત પડતી મૂકશે. પણ સુખ ને સાહ્યબી વિશેના ગિરધરના સાચાખોટા ખ્યાલો, સળગી ઊઠેલી લાલસાઓ ને મોટીમોટી વાતો જોઈને તેમને થયું કે ગિરધરનું અહીં ખાતેથી દિલ

ઊડી ગયું છે ને આફ્રિકા પર ચોંટયું છે વધુ સમજાવવા બેસશું તો માબાપ વિશે પણ તેનું મન ખાટું પડી જશે તેમનું હૈયું વેદનાથી વલોવાઈ જતું હતું, છતાં તેમણે મૌન જ સેવ્યું. ભલોભોળો, અર્ધો ઘેલા જેવો મોટોભાઈ તો ચૂપસૂમ થઈ ગયો. તે મૂંગે જ રહ્યો. ગરધરની વાત પણ તે પૂરી સમજી શકયો નહોતો

આ વાત ગામપરગામ ફેલાણી એટલે ગામલોકો પણ ગિરધરને સમજાવવા આવ્યા ગિરધરે તેમને ચોખ્ખું સંભળાવી દીધું કે ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ આપે એના જેવું તમારું આ સમજાવવું છે. ગિરધરનો સાળો બહારગામથી સમજાવવા આવ્યો તો તેને પણ ગિરધરે ગુસ્સામાં રોકડું પરખાવી દીધું 'મારી બાબતમાં તમારે ચોવટ કરવી નહિ.'

સાળો તો ડઘાઈ ગયો ગિરધરમાં આટલી તોછડાઈ તેણે કદી જોઈ નહોતી ગિરધર નહિ પણ તેની સળગી ઊઠેલી વૈભવ-વાસના આ બધું બોલી રહી છે, એમ તે કળી ગયો. તેણે માત્ર એટલું જ ઉમેર્યું :

'ઠીક, ભાઈ! ભૂલ થઈ હવે ચોવટ કરવા નહિ આવું, તમે તમારા મનના માલિક છો બીજું શું ? છતાંય ગિરધર ઠક્કર, થોડીક સલાહ આપ્યા સિવાય તો મન રહેતું નથી: તમારા માબાપ ને ભલાભોળા ભાઈને સુખની સાહ્યબીમાં ભૂલી ન જતા.'

પોતે અપમાન જેવું કરી નાખ્યું, છતાં આ માણસે વિવેક ન છોડ્યો ને સાચી સલાહ આપી, એ જોઈ ગિરધર ટાઢો પડ્યો માબાપ ને મોટાભાઈ તો તેને જીવથી ય વધુ વહાલાં હતાં, તે કયા પરદેશ પોતાના એકના સુખ માટે જતો હતો ? આ સૌના સુખ માટે જતો હતો ને ? તેણે અવિવેક બદલ સૌની માફી માગી, કોઈને ન ભૂલવાનું વચન આપ્યું, પણ પૈસા પેદા કરી લાવવાનો નવો મોહ તેને ગળેથી છૂટ્યો નહિ.

અને એક દિવસ ગિરધર પોતાની પત્ની ને બે બાળકોને તેડીને વલ્લભદાસ શેઠ સાથે આફ્રિકા ઊપડી પણ ગયો

વલ્લભદાસે ગિરધરને પોતાનો માનીતો મુનીમ બનાવ્યો હોશિયારી, મહેનત ને પ્રમાણિકતા વડે ગિરધર બેએક વર્ષમાં તો પેઢીનો મુખ્ય મુનીમ થઈ બેઠો તેની આવડત, કુનેહ ને ખંતને અંગે વલ્લભદાસ શેઠનો વેપાર પણ વધુ જામ્યો વલ્લભદાસે ગિરધરના પગારમાં સારો એવો વધારો કરી આપ્યો. ગિરધરને વેપારમાં બે આની ભાગ પણ કરી આપવાનો તેણે વિચાર કર્યો

પણ ગિરધરનો વિચાર તો બીજા સારા શહેરમાં જઈ સ્વતંત્ર વેપાર માંડવાનો હતો વલ્લભદાસે પોતે પણ એવી સગવડ કરી આપવાનું વચન આપ્યું હતું ને ? એ વચન વલ્લભદાસે પાળ્યું પણ ખરું ગિરધરની બાબતમાં વલ્લભદાસ શેઠમાં વેપારી બુદ્ધિ કરતાં મિત્રહૃદયનું પ્રાધાન્ય રહેલું જોઈ બધા મુનીમોને અત્યંત આશ્ચર્ય થયું.

આફ્રિકા આવ્યે પૂરાં પાંચ વર્ષ પણ નહોતાં થયાં, ત્યાં તો ગિરધરે બીજા શહેરમાં સ્વતંત્ર વેપાર શરૂ કરી દીધો. તકદીર ગિરધરને યારી આપી રહ્યું હતું. વેપાર વધુ ને વધુ જામતો ગયો પાંચેક વર્ષમાં તો ગિરધર એ શહેરનો આગેવાન શહેરી ને પ્રમુખ વેપારી થઈ પડ્યો જમાના પ્રમાણે સભા ને સ્નેહસમારંભોમાં પણ જરૂરપૂરતો તે ભાગ લેવા મંડ્યો

ગિરધરે શહેરમાં એક આલીશાન બંગલો ખરીદ્યો ઉલ્લાસમાં ઉલ્લસી ઢબનાં સાધન-સગવડો વસાવવામાં આવ્યાં એક મોટર

પણ રાખી નોકરચાકરનો પણ પાર ન રહ્યો.

નોકરચાકર હોવાથી કસ્તૂરને ઘરમાં કંઈ કામ કરવું પડતું નહિ. પતિની પ્રતિષ્ઠા ને શિષ્ટાચાર અનુસાર તેને કોઈ કોઈ સભા–સમારંભોમાં જવું પડતું. સુંદર કિંમતી વસ્ત્રાલંકારોમાં તેનું ગામડાનું તંદુરસ્ત ઘાટીલું શરીર શોભી ઊઠતું.

છતાં તેને આ નવું ધમાલભર્યું જીવન બહુ રુચતું નહિ, પણ પતિના સામાજિક જીવન ને અભિલાષને અનુકૂળ થયા સિવાય આરો નહોતો. શિષ્ટ સમાજમાં પોતાનો ભોભો જાળવવા ને સમજદાર દેખાવા ગામડિયણ જેવી કસ્તૂરે નવરાશના સમયમાં થોડુંથોડું વાંચન પણ શરૂ કર્યું. સમારંભોમાં તે ભાષણ તો નહોતી આપી શકતી પણ જે બોલાતું તેમાંથી ઘણુંખરું હવે સમજી શકતી. સાદા સામાન્ય વિષયોની ચર્ચામાં કામચલાઉ એવા સમજદાર હોંકારા ને ટૂંકા અભિપ્રાયો પણ તે પુરાવી શકતી, છતાં હવે ક્યારે દેશમાં જશું, એવો પ્રશ્ન તે ક્યારેક ક્યારેક પતિને પૂછી લેતી.

આવો પ્રશ્ન કરવાનું મન થાય એવા પ્રસંગો પણ દેશમાં બની રહ્યા હતા. પણ એ બધા વિશે ખાસ વિચારવા જેટલી ફૂરસદ ધમધોકાર વેપારમાં અટવાયેલા ગિરધર શેઠના મગજને નહોતી રહી. દેશમાંથી મોટાભાઈ તથા વૃદ્ધ પિતાના ગિરધરને તેડાવવાના પત્રો આવતા. પણ વેપારમાંથી હમણાં માથું ઊંચું થાય એમ નથી, દેશમાં આવવા જેટલો વખત નથી, અત્યારે કમાવાનો સારો લાગ છે, એવું એવું ગિરધર લખી નાખતો અને વરસદહાડે પાંચસો સાતસો રૂપિયા ઘેર મોકલી આપીને પિતૃઋણ અદા કર્યાનો સંતોષ માનતો.

માણસ પોતાનું કામ કર્યે જાય છે, સમય પોતાનું કામ કર્યે જાય છે. ગિરધરનાં વૃદ્ધ માબાપ એકએક વર્ષને અંતરે મરણ પામ્યાં. મરતી વખતે ગિરધરનું મોં જોવાની માબાપની લાલસા અણપૂરી રહી ગઈ. બીજી બાજુ અત્યંત ધનાઢ્ય થવાની ગિરધરની લાલસા પણ હજી અણપૂરી રહી હતી.

આમ તો ગિરધર શેઠ લાખોપતિ થઈ ગયા હતા. પણ તેમની તૃષ્ણાને મર્યાદા નહોતી રહી. જેમ જેમ આવક વધતી જતી હતી, તેમ તેમ તેનો મોહ વધ્યે જતો હતો, તૃષ્ણાથી પીડાતો માણસ ત્રિભુવનની સંપત્તિથી યે સંતોષાતો નથી. જેનું ગળું કાણું હોય તેની તૃષ્ણા શે છીપે? અંતરની ઊણપ બહારનાં સાધનો પૂરી શકે ખરી?

માબાપનાં મરણ પાછળ સારું કારજ કરીને નાતપરનાતમાં પોતાની વાહવાહ બોલાવી દેવા માટે ગિરધરે મોટાભાઈને પાંચ પાંચ હજાર રૂપિયા બેય વખતે તારથી મોકલી દીધા. એટલું જ ઋણ તે માબાપ પ્રત્યે આખરે અદા કરી શકયો. એટલી ઋણપૂર્તિમાંથી યે તે પૂર્ણ સંતોષ માણી રહ્યો હતો.

આમ ને આમ બીજાં પાંચ વર્ષ નીકળી ગયાં. ગિરધરનો મોટો દીકરો ને દીકરી પરણાવવા જેવડાં થયાં. બીજાં ત્રણચાર છોકરાંની સંખ્યા પણ કુટુંબમાં વધી હતી. હવે કસ્તૂર બે મોટાં છોકરાંનાં લગ્ન કરવા માટે દેશમાં જવાનો પતિને જ્યારે ત્યારે આગ્રહ કરવા લાગી. ગિરધરને પણ આ આગ્રહ વાજબી લાગતો. પણ મુનીમ–નોકરને ભરોસે આવો ધમધોકાર વેપાર છોડીને દેશમાં કેમ જઈ શકાય, એ મૂંઝવણ તેને મૂંઝવી રહી હતી. તેણે કસ્તૂરને કહ્યું:

'અહીં આફ્રિકામાં પણ આપણી નાતનાં ઘણાં કુટુંબો છે. ઘણાંનાં લગ્ન અહીં પણ થાય છે. આપણે પણ એમ

કરીએ તો કેમ ?"

કસ્તૂરે ચોખ્ખી ના પાડી 'ના, એ ન ચાલે આટલુ બધું આપણે કમાયા એ કોને માટે ? પહેલું પેટ પણ જો દેશમા જઈ ન પરણાવીએ તો આપણી બધે ટીકા થાય '

ગિરધર બીજાઓની ટીકાથી ખાસ ડરતો નહોતો, પણ તેના મનમા પોતાની જાહોજલાલીનુ દેશમા પ્રદર્શન કરી કીર્તિ કમાવાના કોડ જાગ્યા હતા સાધારણ સસ્કારના માણસો ધન ને કીર્તિને જ સર્વસ્વ લેખે છે શુદ્ધ પરમાર્થભાવના, કે આત્મોન્નતિની એષણા તેમનામા નથી હોતી

થોડાક મહિનામા જ ગિરધર શેઠ પોતાના વેપાર વગેરેની સલાહસૂચનાઓ મુખ્ય મુનીમને આપીને દેશ જવા ઊપડ્યા દેશમા આવતા જ નાતમાં વાત ફેલાઈ ગઈ કે ગિરધર શેઠ પોતાના દીકરો, દીકરી વરાવવા દેશમાં આવ્યા છે અનેક મોટેમોટે ઘેરથી માગા આવવા લાગ્યાં પણ પોતાની આમન્યામાં રહે એવા ગરીબ ઘર સાથે જ સબધ બાધવાનું શેઠે નક્કી કર્યું હતુ.

તેમણે સહકુટુમ્બ સોરઠહાલારનો પ્રવાસ શરૂ કર્યો હાલારના એક ગામડાના ઠક્કરની કન્યા નમણી, નરવી ને કામઢી લાગવાથી શેઠે પોતાના મોટા દીકરા મથુરનુ વેવિશાળ ત્યા કરવાનો વિચાર કર્યો આવો શ્રીમત વેપારી વેવાઈ થવા માગે છે, એ જાણી એ ઠક્કરના હરખનો પાર ન રહ્યો

દીકરી ચપા માટે પણ યોગ્ય મુરતિયો મળી ગયો છોકરો જૂનાગઢ, કૉલેજમાં પહેલા વર્ષમા ભણતો હતો તે દેખાવડો, તદુરસ્ત ને તરવરિયો હતો બુદ્ધિશાળી ને મહેનતુ પણ લાગ્યો ગામડાની એક વિધવા ડોસીનો તે દીકરો હતો ખુદ શેઠે જઈને ડોસી પાસે માથું નાખ્યુ ડોસીનુ બોખલુ મોઢું હસુહસું થઈ રહ્યુ. શેઠે જ્યારે જમાઈને લગ્ન પછી થોડાક દિવસમાં જ આફ્રિકા પોતાની સાથે લઈ જવાની શરત મૂકી ત્યારે ડોસી વિચારમાં પડી ગયાં પણ ડોસી પાકા હતાં તેમના વ્યવહારુ માનસને એ શરત તો વળી વધુ લાભકારક લાગી. તેને બીજા પણ નાનામોટા દીકરા હતા, પણ એ એટલા પાણીદાર નહોતા આ છોકરાને આવો કોઈ ટેકો મળી જાય તો તે નામ કાઢે એવો હતો 'વરને કોણે વખાણ્યો ? તો કહે વરની માએ ' એ કહેવત જાણતા હોવા છતા યે ડોસીએ શેઠને મોટે/પોતાના દીકરાનાં બબ્બે મોઢે વખાણ કર્યાં ને શેઠની શરત કબૂલમંજૂર રાખી

બેઉ ઠેકાણે જરૂરી એવી વાતચીત થયા પછી તરત જ વેવિશાળ કરી નાખવામાં આવ્યા પદરેક દિવસમાં જ લગ્ન કરવાનું નક્કી થયુ ગિરધર શેઠે લગ્નની મોટી તૈયારી કરવા પૂરતો માલ ઘરમાં વસાવી લીધો, જૂના એવા મકાનને તાબડતોબ દુરસ્ત કરાવ્યુ

લગ્ન લખવાને બેત્રણ દિવસની જ વાર હતી, ત્યા મથુરના સસરા આગણે આવ્યા ને એક વિનતિ કરી :

'ગિરધર ઠક્કર, મારા નજીકના સગામા મરણ થઈ ગયુ છે, તે લગ્ન થોડા દી પાછળ ઠેલીએ તો કેમ ?'

ગિરધર શેઠના ભવાં ચડી ગયાં, તે બોલ્યા : 'મૂળજી ઠક્કર, તમે તમારી અગવડનો વિચાર કરવા આવ્યા છો, પણ મારી અગવડ વિશે તો તમને પરવા જ નથી. હુ મારો લાખોનો વેપાર મુનીમને ભળાવીને અહી આવ્યો છુ આફ્રિકા પહોચતા મને જો મોડુ થાય તો વેપાર કેટલો ખોરવાઈ જાય, એનું તમને ભાન છે ખરુ ? જુઓ જાણે, હુ જરાક સાચાબોલો માણસ છુ તમારે જો એવી ખાસ અગવડ

# એક પત્ર

## સ્વામીશ્રી બ્રહ્માનંદજી

સાધુસંતોએ ઉપદેશ કરતાં આચરણને જ વધુ મહત્વ આપ્યું છે. એમના શ્રીમુખેથી નીકળેલો એકે એક શબ્દ અમૃતતુલ્ય હોય છે.

સ્વામીશ્રી બ્રહ્માનંદજીએ એમના એક ભક્ત ઉપર લખેલો આ પત્ર સત્યમય જીવન જીવવા ઇચ્છનાર માટે માર્ગદર્શક છે. પત્ર નાનો છે, પણ એમાં દર્શાવેલો સિદ્ધાંત નાનો નથી.

ધર્મપુર

પ્રિય ભાઈ,

આપનો પ્રેમપત્ર મળવાથી આનંદ થયો. આપને અમદાવાદમાં મળ્યા પછી મને આપની યાદ કેટલીયે વાર આવી કારણ કે આપ એવી થોડી યોગ્ય વ્યક્તિઓમાંની એક છો, કે જેઓ અઢળક ધન મેળવીને પણ મદોન્મત્ત થતા નથી તથા વિષય-ભોગોની બહુલતા હોવા છતાં પણ પોતાના ધ્યેયને ભૂલી જતા નથી. વિષયો દ્વારા મળતા સુખને જ એકમાત્ર સુખ ન સમજતાં વાસ્તવિક સુખની આકાંક્ષા રાખે છે.

પ્રિય ભાઈ, માયા તો મહામોહની છે! એના જાદુથી વિષયી લોકો વિશે તો કોણ કહે, પરંતુ મોટામોટા પંડિત, જ્ઞાની, ધ્યાની પણ નથી બચ્યા એ મોહનીથી તો માત્ર તેઓ જ બચ્યા છે, કે જેમણે પોતાના જીવનનું લક્ષ્ય એકમાત્ર પ્રભુને જ બનાવ્યું હોય. પોતાના લક્ષ્યને પામવા માટે આપણી જ પોતાની અંદર રહેનાર કામ, ક્રોધ, લોભાદિ શત્રુઓની સામે તેઓને કેટલો સંઘર્ષ કરવો પડે છે, તે તેઓ જ જાણે છે. સંસાર જ્યાં વિષયસુખને જ સુખ માનીને તેની પ્રાપ્તિ માટે ધન કમાવામાં એટલો પાગલ થયેલ છે કે નીતિ-અનીતિની પરવા કરતો નથી ત્યાં તેઓ જીવન-નિર્વાહને માટે કેવળ સત્ય કમાણીનો જ આશ્રય લે છે. કાળાં બજાર દ્વારા ધનસંચય કરીને તેઓ પોતાના આત્માની હત્યા નથી કરતા. નાશવંત સુખની પાછળ તેઓ અવિનાશી-અક્ષય અને નિર્દોષ સુખને નથી ગુમાવતા. ઘણુંય પ્રલોભનો આવવા છતાં તેઓ પોતાના સત્યની રક્ષા કરે છે. તેઓને આ વાતનો પૂરો ભરોસો હોય છે કે, પોતાની આંતર-બાહ્ય-આસુરી શક્તિઓ થોડા સમયને માટે ભલે ને ગમે તેટલી પ્રબળ કેમ ન બને પરંતુ અંતમાં તો તે જ સત્યનો વિજય થવાનો છે કે, જેનો પોતે આશ્રય લીધો છે. આ નિત્ય તથા ત્રણે કાળ એકરસ પરમ સત્ય જ નિર્વાણ છે, મોક્ષ છે, અનિર્વચનીય શાંતિ છે.

ભાઈ! આજકાલ તો સ્વાર્થનું ભૂત દરેકને માથે ચડી બેઠું છે. સર્વે પોત-પોતાનો જ વિચાર કરે છે. મનુષ્ય એ વાત તો ભૂલી જ ગયો છે કે, તે સમાજનું એક અવિભાજ્ય અંગ છે. જો કોઈ એક દુઃખી થાય, તો તેની અસર તેના પર પણ પડ્યા વિના રહેતી નથી. કારણ કે આખો મનુષ્યસમાજ એક જ શરીર જેવો છે. સ્વાર્થી પોતાને અને પોતાનાઓને સુખી કરવાને માટે બીજાઓને દુઃખ પહોંચાડતાં જરા પણ અચકાતો નથી; પરંતુ તે બૂરી રીતે ઊખડી જાય છે. બીજાઓને દુઃખી કરીને વાસ્તવિક રીતે તો તે પોતાના દુઃખની જડને-દુઃખના મૂળને મજબૂત બનાવે છે. પરંતુ

તેઓ આ ગૃહસ્થને જાણતા નથી કારણ કે સ્વાર્થથી મનુષ્યની બુદ્ધિ પર પડદો પડી જાય છે. સ્વાર્થી મનુષ્ય અધ બની જાય છે આત્મા તો દરેકનો એક જ છે તેથી જેઓ બીજાને સુખી કરે છે તેઓ પહેલા દુખ પામવા છતાં અતમા– સાચા સુખને–આત્માના આનદને મેળવે છે; અને જેઓ પોતાનુ ને પરાયુ એવા ભેદ પાડીને બીજાને દુખી કરે છે તે વાસ્તવિક રીતે પોતાનો જ શત્રુ છે તથા પોતાના જ સુખમા કુહાડો મારે છે સ્વાર્થી લોકોની સખ્યા વધી જવાથી જ આજે સસાર નર્ક તુલ્ય બની ગયો છે શ્રીભગવાનને એ જ પ્રાર્થના કે અમારા લોકોની બુદ્ધિ પર પડેલો પડદો દૂર થાય, જેથી અમે કોઈને પણ પરાયા ન ગણીએ, બીજાના હિતમાં જ પોતાનુ જ હિત સમજીએ અને બીજાના અહિતને પોતાનુ જ અહિત ગણીએ એકબીજાને પ્રેમની દૃષ્ટિથી જ જોઈએ અમારાં હૃદય વિશાળ બનતાં જાય અને તે એટલે સુધી કે, અમે અમારામા જ સમસ્ત વિશ્વને જોઈએ અને સમસ્ત વિશ્વની અદર જ અમારુ પોતાનુ દર્શન કરીએ 'હું', 'તું'નો ભેદ જ મટી જાય શુ આ જ સાચુ નિર્વાણ નથી? આ જીવનમા જ આપણે આ નિર્વાણનો અનુભવ કરી શકીએ છીએ સ્વાર્થીનુ જીવન જ નર્ક છે તથા પરહિત –રત પરહિતપરાયણ પુણ્યાત્મા પુરુષોનુ જીવન જ ગતિશીલ નિર્વાણ છે તેઓને માટે તો મૃત્યુ સદાને માટે મરણ પામેલુ છે, તેઓને જીવનમરણ એક સમાન છે તેઓ જ ખરી રીતે નિર્ભય છે આ નિર્વાણમાં કર્મનો- પ્રવૃત્તિનો ત્યાગ નથી પરતુ કર્મ લીલાવત બની જાય છે આનદની અભિવ્યક્તિ થઈ જાય છે કારણ કે, આ કર્મોનુ પ્રેરક ક્ષુદ્ર 'અહં' નથી હોતુ પરતુ સર્વાત્મક ભાવનો અલૌકિક આનદ પ્રેરક છે, વિશ્વના મૂળમા રહેનારો જગદાત્મા ભગવાન દિવ્ય પરા શક્તિ હોય છે, જેઓએ આ વિશ્વેશ્વર પરમ પ્રિયતમ પ્રભુના શ્રીચરણોમા સર્વતોભાવથી આત્મસમર્પણ કર્યું છે, તેઓ આ લીલાવત કર્મોની અલૌકિક રસક્રીડાનો અનુભવ કરે છે (તેનો આનદ કેવળ તેઓ જ જાણે છે) અને માત્ર એ જ આનદ આપણી સર્વની વસ્તુ છે તે જ અમારો સાચો સ્વાર્થ છે તથા તે જ સાચુ નિર્વાણ છે

શહેરના કોલાહલપૂર્ણ વાતાવરણમાંથી જેટલો અધિક સમય પ્રાકૃતિક સૌદર્યની વચ્ચે એકાતસ્થાનોમા રહેવા માટે બચાવશો, એટલી જ અધિક આત્માની શોધ કરવાની લાલસા જાગૃત થશે. સજ્જનોની, શ્રેષ્ઠ પુરુષોની સગતિનો અમૂલ્ય લાભ છે જ

સર્વ પ્રેમી ભાઈઓને મારો પ્રેમ વ્યક્ત કરજો ફરીથી ક્યારે આપ લોકોને મળવાનું થશે તે કહી શકતો નથી ભિક્ષુ તો એક સ્થાન પર રહેનાર નથી એટલે થોડા દિવસ બલરામપુરમાં રહીને પછી ફરી તે જ પર્યટન શરૂ કર્યું છે હવે મને પત્ર ન લખશો આ વાતની સૂચના સર્વ ભાઈઓને આપી દેજો

બ્રહ્માનદ

તા. ક. આ પત્ર જો આપની પાસે સુરક્ષિત રાખશો અને સમયેસમયે વાચ્યા કરશો, તો કદાચ એથી આપને લાભ થશે હું પત્ર ખાસ લખતો નથી તથા વારવાર લખવું પણ શુ? જેટલુ થોડુ લખ્યુ છે તેનો અમલ કરવાથી ક્રમશ ચિત્તશુદ્ધિ થતી જાય છે, તથા ચિત્તશુદ્ધિ થવાથી પોતાની જ અદર જ્ઞાન પ્રકટ થવા લાગે છે અને આજ સાચુ જ્ઞાન છે આવશ્યક્તા પ્રમાણે બહારની મદદ યથા- સમય મળી જ જાય છે

★

# ત્રીજા વિશ્વયુદ્ધને અંતે

*

શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર
બી. એ.

બબ્બે વિશ્વયુદ્ધોથી જાણે ન ધરાઈ હોય તેમ, બહારથી શાંતિનો ડોળ રાખવાનો પ્રયત્ન કરતી સમસ્ત જગતની પ્રજા, જાણે ત્રીજા વિશ્વયુદ્ધ તરફ ધકેલાઈ રહી છે. સંપૂર્ણ નિકંદન કાઢનાર ત્રીજા વિશ્વયુદ્ધ પછી પણ માનવીનો લડાયક સ્વભાવ નહિ બદલી શકાય અને સંપૂર્ણ શાંતિ નહિ જ સ્થાપી શકાય. એવું રહસ્ય ઉચ્ચારતી આ નાટિકાને અમે આવકારીએ છીએ. બાકી રહેલા માત્ર ત્રણ જ મનુષ્યોમાંના બેને દીવાસળી જેવી નજીવી વસ્તુ ખાતર પ્રાણ ખોવા પડે છે અને અંતે સમસ્ત જગત ઉપર માત્ર એક જ માનવી જીવતો રહી શાંતિ મેળવે છે એમ બતાવી લેખકે મનુષ્યજાતિ પર કેટલો જબ્બર કટાક્ષ કર્યો છે! કયા દેશના એ માનવીઓ હશે તે ન જણાવી, તેમનાં નામ ન આપી સમસ્ત માનવજાત પર આ આળ છે એમ લેખકે કેવી કુશળતાથી સિદ્ધ કર્યું છે! જ્યાં સુધી માનવચિત્ત નહિ બદલાય ત્યાં સુધી લડાઈ અટકવાની જ નથી તેની આ નાટિકા ખાતરી આપે છે.

[વિનાશ પામેલા શહેરના અગાઉના મુખ્ય રસ્તા પર ફાટલતૂટલ કપડાં પહેરેલ ત્રણ માણસો બેઠા છે. ત્રીજા વિશ્વયુદ્ધના અંતે ફક્ત તે ત્રણ જ જીવતા રહ્યા છે.]

**પહેલો માણસ**–મુશ્કેલી એ હતી કે, લશ્કરની આગલી હરોળ આપણા ઘરની ખૂબ નજીક આવી હતી, અંતે તો સ્નાન-ગૃહમાંથી બ્રાઝિલિયન લોકો લડતા હતા, અને સ્વીડનના કેટલાક લોકો ઓરડામાં ઘૂસવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

**બીજો માણસ**–(ગુસ્સે થઈને) હું તારી વાતોથી ગળે આવી ગયો છું, તને તો યુદ્ધની વાત સિવાય બીજું કંઈ સૂઝતું જ નથી.

**ત્રીજો માણસ**–ત્રીજા વિશ્વયુદ્ધને અંગે કેમ જાણે એ પોતે જ એકલો જીવતો રહ્યો હોય તેમ એ વાતો કરે છે. ભાઈસા'બ(સહેજ ચિડાઈને) એ ભાઈ અમે બધા જાણીએ છીએ કે એ કેટલી મુશ્કેલીનો સમય હતો, પણ તારે એકલાને જ સહન કરવું પડ્યું નથી!

**બીજો**–(પહેલાને) બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યારે પણ તારે આ જ કહેવાનું હતું ને હજુયે તારો લવારો બંધ પડ્યો નહિ.

**ત્રીજો**–આ ખૂનરેજીમાંથી આપણે ત્રણ બચી ગયા તે માટે આપણે પ્રભુનો પાડ માનવો જોઈએ. જરા કલ્પના તો કર–બે મહાપદ્મથી પણ વધારે વસ્તીમાંથી ફક્ત ત્રણ જ જણ જીવતો રહ્યા! આપણે શી ફરિયાદ કરી શકીએ એમ છીએ? (તે લાકડાને સ્પર્શ કરે છે)

**બીજો**–હું ધારું છું કે, ભવિષ્યમાં આપણે સારામાં સારી રીતે વિશ્વશાંતિ કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ તેની આપણે અત્યારથી જ ચર્ચા કરવી જોઈએ. વિશ્વમાં ફરીથી દાવાનળ સળગવો ન જોઈએ!

**ત્રીજો**–સાવ સાચી વાત!

**પહેલો**–સહેજે સળગવાની વાત નીકળી એટલે સાંભળી આવ્યું...હાં...(પોતાના ખિસ્સામાંથી દીવાસળીની પેટી કાઢે છે) આપણી પાસે તો ફક્ત આટલું જ–આઠ દીવાસળી રહેલ છે.

**બીજો**–(ચિંતાતુર થઈને) તેં પૂરેપૂરી તપાસ કરી હતી?

**પહેલો**–હા. જગતનાં બધાં મહાન ઔદ્યોગિક કેંદ્રોમાં હું તપાસ કરી ચૂક્યો છું. આપણી પાસે બે કરોડ વર્ષ ચાલે તેટલો સિગારેટનો જથ્થો છે. સિગારેટ

બનાવવાનાં અસંખ્ય કારખાનાંઓ સારી હાલતમાં છે. પણ દીવાસળીનું એક પણ કારખાનું બાકી રહ્યું નથી, બધાને ઉડાડી દેવામાં આવ્યાં છે.

ત્રીજો–મારિયુ હજુ સુધી સડક બળે છે?

બીજો–અને અંકારા?

પહેલો–હા, બંને હજુ બળે છે.

બીજો–ઠીક આપણે દીવાસળીને બદલે તેનો ઉપયોગ કરીશું.

ત્રીજો–પણ તેઓ સદાને માટે ઓછાં બળતાં રહેશે! ન્યુયૉર્ક ફક્ત બે જ વર્ષો સુધી બળ્યું ને પછી ઠંડું પડી ગયું ને? આપણે આ દીવાસળીના પ્રશ્નની ચર્ચા કરવાની છે તે લાંબા સમયનો–અગત્યનો પ્રશ્ન છે.

બીજો–આનાથી વધારે અગત્યની બાબતોની આપણે ચર્ચા કરવાની છે તેમ હું ધારું છું. પ્રાદેશિક દાવાના પ્રશ્નનું શું?

પહેલો–બરાબર છે. આપણે કંઈક ગોઠવણ કરવી પડશે. (ત્રીજા મનુષ્યને) અમે તને પરિષદનો પ્રમુખ નીમીએ છીએ.

ત્રીજો–હું ગંભીર જવાબદારીનો સ્વીકાર કરું છું, તમારા વિશ્વાસને પાત્ર બનવા હું મારાથી બનતું બધું કરીશ. હવે ચર્ચાને માટે વિષય ખુલ્લો જાહેર કરું છું.

પહેલો–(ઊભો થઈને) ગૃહસ્થો! ત્રીજા વિશ્વયુદ્ધે જગતને મેદાનમેદાન કરી નાખ્યું છે, પણ પ્રત્યાઘાતી તમામ બળોને હંફાવવાને આપણે ત્રણ જણા તેમાંથી વિજયી રીતે જીવતા રહ્યા છીએ!

બીજો–ત્રીજો–(બંને એકી સાથે) વિજયી મિત્રરાજ્યો ઘણું જીવો!

પહેલો–(આગળ બોલતો) આ અમાપ પ્રલયમાંથી બચી જનાર આપણા પર ગંભીર જવાબદારી આવી પડેલ છે. આપણે મનુષ્યજાતિ માટે સુલેહશાંતિ પ્રાપ્ત કરવા જોઈએ! (બેસી જાય છે, બીજો તથા ત્રીજો મનુષ્ય જોસથી તાળીઓ પાડે છે.)

ત્રીજો–તમારા પ્રાદેશિક હક્કોના દાવા માટે એક પછી એક આગળ આવો. (પહેલા મનુષ્યને) તારે કયા ભાગો જોઈએ છીએ?

પહેલો–દક્ષિણ ગોળાર્ધ–આફ્રિકા, ઑસ્ટ્રેલિયા અને દક્ષિણ અમેરિકા મારે જોઈએ.

ત્રીજો–(બીજા મનુષ્યને) અને તારે?

બીજો મનુષ્ય–યુરોપ અને એશિયા.

ત્રીજો–(ચિડાઈ જઈને) પછી મારા માટે તો ઉત્તર અમેરિકા જ બાકી રહ્યો!

પહેલો–મજાક છોડી દે. ઉત્તર અમેરિકા તો જગતનો સૌથી શ્રીમંત ખંડ હતો, ઉત્તર અમેરિકામાં સત્તર કરોડ મનુષ્યોની વસ્તી હતી. અત્યારે તું માને છે કે તે તારા એકલાના માટે પૂરતો નથી?

બીજો–ચાલો, ગ્રીનલૅંડ પણ તું રાખજે. ઠીક ને?

ત્રીજો–આવું તો તું જ રાખ તે ઠીક છે.

બીજો–ગૃહસ્થો, જરા સાંભળો. આપણે પરિસ્થિતિને વધારે વિકટ બનાવવી ન જોઈએ. (ત્રીજા મનુષ્યને) અમેરિકા મોટો તથા ખૂબ આશાઓથી ભરેલો ખંડ છે. તેનું રક્ષણ કરવાને બે તો મહાસાગરો છે. મારે તો ફક્ત એક જ કારણથી યુરોપની જરૂર છે કેમ કે યુદ્ધ સમયે એશિયામાં ત્યાં થઈને આવી શકાય તેમ છે. મારે મારી સરહદોનું તો રક્ષણ કરવું જોઈએ.

ત્રીજો–(પહેલા મનુષ્યને) તું મને દક્ષિણ અમેરિકા શા માટે આપતો નથી?

પહેલો–હું કંઈ ગાંડો નથી આપવા

સહિયારા વિજયમાં મેં આપેલ ફાળો તથા ભોગ ભૂલી જશો નહિ.

**બીજો**–ગૃહસ્થો ! આપણી તકરારોને બીજું યુદ્ધ થાય તેટલી હદ સુધી લઈ જવી ન જોઈએ.

**ત્રીજો**–તું મને દબડાવી શકીશ નહિ ! તારી પાસે જગતમાં બાકી રહેલ એક જ રીવૉલ્વર છે તેથી હું તારાથી ડરું છું તેમ તું ધારે છે ?

**પહેલો**–ગૃહસ્થો, ગૃહસ્થો, જરા શાંત થાઓ. આપણે અહીં ફક્ત ત્રણ જ જણ બાકી રહ્યા છીએ. ત્રણ મનુષ્યો માટે જગત શું પૂરતું નથી ?

**બીજો**–જો તારે માટે જગત પૂરતું હોય તો તું ઑસ્ટ્રેલિયા શા માટે છોડી દેતો નથી ?

**પહેલો**–વારુ...તે તેટલો મોટો નથી.

**ત્રીજો**–જોયું ને ? અને છતાં હું એક જ ખંડનો સ્વીકાર કરું તેમ તું આશા રાખે છે ?

**બીજો**–હું એક દરખાસ્ત મૂકું છું. આપણા પ્રાદેશિક દાવા સંબંધી દેખીતી રીતે આપણે કોઈ નિર્ણય પર આવી શકતા ન હોવાથી, વધારે તપાસ તથા અભ્યાસ થતા સુધી આ નિર્ણય મુલતવી રાખવાની હું દરખાસ્ત કરું છું .

**પહેલો**–હું દરખાસ્તને ટેકો આપું છું.

**ત્રીજો**–દરખાસ્તની તરફેણમાં હોય તે હાથ ઊંચા કરો. દરખાસ્ત મંજૂર. હવે હું આજના કાર્યક્રમમાં દીવાસળીની વહેંચણીના પ્રશ્ન ઉપર આવું છું.

**બીજો**–દીવાસળી મનુષ્યજાતિની સામાન્ય મિલકત ગણાવી જોઈએ. હું સૂચના કરું છું કે. આપણા ત્રણ વચ્ચે જ દીવાસળીની સરખી વહેંચણી કરી લઈએ.

**પહેલો**–હું ધારું છું કે, આ વિચારણા અયોગ્ય છે. પહેલી વાત તો એ કે, દીવાસળી મને જ મળી છે છતાં તે મનુષ્યજાતિની સામાન્ય મિલકત શા માટે ગણાય ? બીજી વાત એ કે, આઠ દીવાસળીના ત્રણ સરખા ભાગ નહિ પડી શકે.

**બીજો**–તારે શું કહેવું છે ?

**પહેલો**–હું તમને દરેકને બે દીવાસળી આપવાની દરખાસ્ત કરું છું. બાકીની ચાર તથા ડાબલી હું રાખું.

**ત્રીજો**–આવી દરખાસ્ત ચાલી શકે નહિ. હું તેને ઉડાડી મૂકીશ !

**બીજો**–મહેરબાની કરી, તારી પોતાની જાતને વશ રાખ.

**પહેલો**–જગતની પુનર્રચનાનો વિચાર કરવાને બદલે નકામી ચર્ચામાં અમૂલ્ય સમય વેડફી નાખવો તે શરમજનક છે.

**ત્રીજો**–તને તેની દરખાસ્ત. કેવી ગમે છે ? ગજવામાં દીવાસળી છે એટલે ચર્ચા પસંદ નથી. અમને દીવાસળી આપ અને અમે પુનર્રચનાની શરૂઆત કરીશું. તું તેની ચિંતા કરતો નહિ. (થોડીવાર શાંતિ.)

**પહેલો**–ગૃહસ્થો, મને માફ કરો... હું થોડા સમય માટે આરામ કરવા જાઉં છું. (તે બહાર જાય છે, બીજો મનુષ્ય તેને જતો જુએ છે. પછી ઉશ્કેરાટમાં ત્રીજા માણસના કાનમાં કંઈક કહે છે.)

**ત્રીજો**–વિચાર તો ફક્કડ છે. (તે ધોકો લે છે) ચાલો આપણે જઈએ !

**બીજો**–આપણે પહેલાં તો તેને સખત શબ્દોમાં ચેતવણી આપવી જોઈએ એમ

તને લાગતું નથી ?

ત્રીજો—ચેતવણી તો તેને પાછળથી પણ મોકલી શકીએ છીએ પણ તક ગુમાવવી નથી (બન્ને જાય છે થોડીવારમાં ફટકાના અવાજ. ગુસ્સાની બૂમો અને છેવટે પડેલા મનુષ્યના મૃત્યુનો ઘરેરો સંભળાય છે, બીજો અને ત્રીજો મનુષ્ય પાછા આવે છે)

ત્રીજો—આપણાં સહિયારા દુશ્મનનો પરાજય કરવા માટે આપણે મનુષ્યજાતિના આભારને પાત્ર છીએ તેમ હું માનું છું બહુ સારું ચાલ, હવે મને ચાર દીવાસળી આપી દે.

બીજો—ચાર ? શા માટે ચાર ?

ત્રીજો—લૂટનો—અર્ધો ભાગ વળી

બીજો—તારામાં ન્યાયબુદ્ધિનો અંશ માત્ર નથી આ બધી બાબતો તને કોણે સુઝાડી હતી ?

ત્રીજો—હા, પણ પહેલો ફટકો મેં માર્યો હતો ને ?

બીજો—એ તો બહુ ક્ષુલ્લક વાત છે તારી મરજી હોય તો તું ત્રણ દીવાસળી લે.

(ત્રીજો મનુષ્ય ગુસ્સામાં ધોકો લે છે બીજો મનુષ્ય રિવોલ્વર કાઢીને તેના તરફ ગોળીબાર કરે છે ત્રીજો મનુષ્ય ગબડી પડે છે બીજો મનુષ્ય શાંતિથી નીચે બેસીને આમાંની એક દીવાસળીથી સીગારેટ સળગાવે છે )

ત્રીજો—(મરતાંમરતાં) ઈશ્વરને ખાતર ને આ શું કર્યું ?

બીજો—મેં આખરે મનુષ્યજાતિ માટે શાશ્વત શાંતિની સ્થાપના કરી છે ×

---

× પ્રખ્યાત હંગેરિયન નાટ્યલેખક લેસ્લી ટાબીની કૃતિ.

★

એક હતો ખેડૂત રોજ ખેતરે જાય, મોસમ પ્રમાણે પાક વાવે, પૂરી મહેનત કરે ને આનંદથી દિવસો
વિતાવે એના ઘર આગળ એક ઝાડ—સીતાફળનું ઝાડ શું સુંદર ફળ આપે ! શું એ ફળની મીઠાશ !
અમૃતના કટોરા જ જાણે ન હોય ! એમાંના કેટલાક ફળ અવારનવાર તે પોતાના શાહુકારને પણ ભેટ ધરતો.
પણ એવામાં લાગલાગટ બે વરસ દુકાળ પડ્યો
ખેડૂત તો નિરાશ થઈ ગયો એના જૂના લેણદાર પાસે ગયો, આજીજી કરી શાહુકાર ખુશમિજાજમાં
બેઠો હશે તે ખેડૂતને મદદ કરવાની હા પાડી, પણ કહ્યું
'હાલમાં મારે બીજું કશું યે ન જોઈએ. પૈસા લેવા હોય તો અત્યારે જ લઈ જા, પણ તારા
આંગણામાંનું પેલું સીતાફળીનું ઝાડ મારા આંગણામાં વાવી દે ' ખેડૂતને તો ઘણો જ અફસોસ થયો
પોતાના સગા પુત્ર કરતાં પણ એ ઝાડ એને વિશેષ પ્રિય હતું પોતાના બળદ, ગાય, એ સની માફક આ
વૃક્ષ એના સ્વજન જેવું હતું જીવ ના ચાલ્યો, પણ બીજો ઉપાય નહોતો પોતે જીવતા રહેવું હોય, કુટુંબને
જીવતું રાખવું હોય, દીકરાઓને જિવાડવા હોય તો આ એક આત્મીયજનને દૂર કર્યે જ છૂટકો હતો
છેવટે સીતાફળનું ઝાડ જમીનદારના આંગણામાં રોપવામાં આવ્યું
જીવતી વ્યક્તિઓની તો વાત જુદી, પણ બોલતા નથી કે નથી ચાલતા એવા વૃક્ષને પણ કોણ જાણે
શું થયું હશે ! એના મૂળિયાંને આ નવી જમીનમાં પૂરતું પોષણ નહિ મળ્યું હોય, કે પોતાના જૂના
અંતેવાસીથી છૂટા પડ્યાનું એને દુઃખ લાગ્યું હોય, ઝાડ રોપાયું ખરું, પણ ધીમેધીમે તે કરમાવા
લાગ્યું અને અંતે સુકાઈ જઈ છેવટે મરી ગયું
પણ પોતાની જ આવક પર મુસ્તાક રહેનાર, પોતાની મુન પ્રમાણે બીજા પાસે કામ કઢાવનાર,
પોતાના સ્વાર્થ આગળ સામાનું એક તણખલું યે ભલું નહિ ઈચ્છનાર, પારકી ચીજનો કબજો જ લેવાની
વૃત્તિવાળા ધનિક શેઠને ક્યાંથી ખબર, કે એ ઝાડ જો એમણે ખેડૂતના આંગણામાં જ રહેવા દીધું
હોત, તો ખેડૂત અને પોતાને બંનેને પુષ્કળ ફળ મળી શકત

# કર્મનો કાયદો

શ્રી. ગોપાળજી ઓધવજી ઠક્કર

'કર્મણ્યેવાધિકારસ્તે' શ્રીકૃષ્ણે ગીતાજીમાં કહી, કર્મ કરવાનો જ આપણો અધિકાર છે, એથી આગળ નહિ એમ બતાવ્યું. આ કર્મ કોઈને યે છોડતું નથી. શું રાય કે રંક, અમીર ને ફકીર બધાયે કર્મના આ કાયદાથી બંધાયા છે. 'સ્વર્ગ અને નર્ક બધું પૃથ્વી પર જ છે.' એ ઉક્તિમાં પણ સત્કર્મોની મહત્તા અને કુકર્મોની અધોગતિ વર્ણવાઈ છે. વિજ્ઞાનમાં કાર્યકારણનો જે સિદ્ધાંત છે, એમાં પણ આ કર્મ જ અભિપ્રેત છે. આ ત્રણ જાતનાં કર્મ–સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધને ઊંડા ઊતરી બરાબર સમજીએ તો દુઃખ, વેદના, દર્દ ને સુખસંપત્તિ પાછળનાં રહસ્યો સમજાય ને સંસારમાં મધુરતા આવે, જગત જીવવા જેવું લાગે. આ લેખ એ સમજવામાં સહાયભૂત થશે.

સર આઇઝેક ન્યુટને એક પ્રસંગે બોલતાં કહ્યું હતું કે હું તો હજી વિદ્યાર્થી અવસ્થામાં જ છું, મારે તો હજી ઘણું શીખવાનું અને ભણવાનું બાકી છે. સમુદ્ર-કાંઠે એક વખત ફરતાં ફરતાં મને બે સુંદર રંગબેરંગી છીપોલીઓ મળી ગઈ, તે જોઈ; હું મારા મન સાથે વિચાર કરવા લાગ્યો કે આ તો માત્ર સમુદ્રના કાંઠા ઉપરથી જ આવી સૌંદર્યવાળી ચીજો મળી; ત્યારે સમુદ્રના પેટાળમાં તો આથી કેટલી બધી મહાન સૌંદર્યવાળી ચીજો હશે! આપણે આળસુ થઈ શોધ કરતા નથી, ભગીરથ પ્રયત્ન જે કરવો જોઈએ તે નથી કરતા એટલે આપણે સુંદરમાં સુંદર ચીજો મેળવી શકતા નથી. કુદરતમાં કહો કે પ્રભુએ બનાવેલી સૃષ્ટિમાં કહો–જે નામ આપવું હોય તે ભલે આપો, કારણ નામને કાંઈ લેવાદેવા નથી–પણ કુદરતમાં અને સૃષ્ટિમાં એટલી મહાન વસ્તુઓ પડેલી છે કે તેનો પાર પામવો મુશ્કેલ છે; છતાં થોડીઘણી પણ અમૂલ્ય વસ્તુઓ મળી જાય, તો તેથી જુદી જ જાતનો આનંદ મળે છે.

આ વાત ઉપરથી એક સંત કહેતા કે, 'ભાઈ, આપણાં શાસ્ત્રોમાં એટલી બધી વાતો ભરી છે અને મહાત્મા પુરુષોએ જે વસ્તુઓ પુરુષાર્થ કરીને પ્રાપ્ત કરેલી છે તે અમૂલ્ય વસ્તુઓનો વારસો શાસ્ત્રોમાં મૂકેલ છે અને તે કેમ પ્રાપ્ત થઈ શકે તેમની અમુક હિકમતો પણ બતાવી છે. આ અમૂલ્ય ચીજોમાંની બે ચીજો જો બરાબર રીતે સમજાય અને તેનો વર્તનમાં અમલ થાય, તો ઘણી ગૂંચવણો અને ઘણા અટપટા પ્રશ્નોનો નિકાલ આવી જાય અને મનને અજબ જાતની શાંતિ પ્રાપ્ત થાય અને આત્માનંદનો લાભ લેવા તરફ પ્રયત્ન કરવાનું મન થાય. આ બે અમૂલ્ય ચીજો તે 'કર્મ' અને 'પુનર્જન્મ'નો નિયમ અથવા કાયદો છે.'

જગતમાં આપણને ચારેકોર અંધાધૂંધી લાગ્યા કરે છે; ચારેકોર જોતાં મન મુંઝાઈ જાય છે અને નિરાશ થઈ જવાય છે અને પ્રશ્નો ઉપર પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે એક આંધળો જન્મે, ગરીબને ત્યાં જન્મે, એક કાળો જન્મે, એક લૂલો, લંગડો કે ખોડ ખાપણવાળો જન્મે અને બીજો દેખતો જન્મે, શાહુકારને ત્યાં જન્મે, ગોરો જન્મે, અને હૃષ્ટપુષ્ટ જન્મે, તે શું ન્યાય કહેવાય? એક જન્મ્યા પછી બે ત્રણ મહિને, એક પાંચ કે દશ વર્ષે મરી જાય, એક હૃષ્ટપુષ્ટ જુવાન પણ મરી જાય અને એક વૃદ્ધ થઈ મરી જાય આ બધું શું? એક તદ્દન ગરીબ,

એક કરોડાધિપતિ, એક રાજા અને એક રંક, એક અમીર અને એક ફકીર, એક શેઠ અને એક નોકર, આવા ભેદ શા માટે? એક રોગી, એક તંદુરસ્ત, એક વિદ્વાન, એક અભણ, એક ડાહ્યો, એક મૂર્ખ, આવા બધા ભેદો કેમ? આવી અટપટી દુનિયા નજરે દેખાય છે છતાં પ્રભુને ન્યાયી કેમ કહેવો? જગતમા ચારેકોર દુઃખ, આફત, વિપત્તિઓ, લડાઈઓ, યુદ્ધો, અંદરઅંદર પણ મારામારી અને કાપાકાપી, છતા પ્રભુ આ કેમ જોઈ રહ્યો છે? મનુષ્યો જુદાજુદા રોગોથી, મહામારીઓથી, નવાનવાં દર્દોથી રિબાય છે, દુઃખી થાય છે છતાં તે પ્રભુ દયાળુ કેમ કહેવાય છે? માબાપ છતા પુત્રો કે પુત્રીઓ મરણ પામે, અરે પૌત્રો પણ મરણશરણ થાય, પતિ છતા પત્ની બાળકોને ટળવળતા મૂકી મરી જાય; પતિ ગુજરી જાય અને યુવાન સ્ત્રી બિચારી રાંડે અને રંડાપામાં રિબાઈરિબાઈને સડી મરે; બાળકો પિતા કે માતાહીન બની લાચાર બની જાય અને બન્ને જતા અનાથ થઈ પડે; સ્નેહીઓ અને મિત્રોના વિયોગ કાયમના થઈ જાય; આ બધુ શું?

આ જોઈને તો એમ જ થાય છે કે, ચારેકોર જગતમા અંધાધૂંધી, દુઃખ, અને શોક સિવાય બીજું કાંઈ જ નથી. અરે, વહાલામાં પણ વિક્ષેપ ચાહનાર પણ માઠું વાંછનાર બને છે, દીકરાઓ પણ વીફરેલ જાગે છે, સ્ત્રી પણ કુલટા નીકળે છે; પતિ પણ પરાયી સ્ત્રીમાં ફસેલો દેખાય છે, બાપદીકરાને ઝઘડા, સાસુવહુને ઝઘડા, નણંદભોજાઈને ઝઘડા, પાડોશપાડોશમા ઝઘડા, વરવહુને ઝઘડા, જાતજાતમાં અને નાતનાતમાં, ધર્મધર્મમા અને ધર્મપરધર્મમાં ઝઘડા, દેશદેશના ઝઘડા; પાર્ટીપાર્ટીના ઝઘડા, પંથ અને ધર્મના ઝઘડા, આમ ચારેકોર દાવાનળ જ દેખાય છે; કોઈ જગ્યાએ શાંતિ કે સાચુ સુખ દેખાતુ જ નથી, પ્રભુએ શું પૃથ્વી અને મનુષ્યો આ માટે જ ઉત્પન્ન કર્યાં છે? ઉપકાર કરો તોપણ સામો અપકાર જ કરે, સામાનું ભલુ કરો તો તે તમારુ ભૂંડુ જ કરે; દૂધ પાઈને ઉછરેલો સાપ દૂધ પાનારને જ કરડે તેમ ઘણા મનુષ્યોનું ખરે વખતે સારુ કર્યું હોય તોપણ તે તમારુજ બગાડવાનો. તમે સામાને ગમે તેટલું ચાહો છતાં તે તો તમારા તરફ બેદરકાર જ રહેવાનો અને કદાચ તમને ધિક્કારતો પણ હોય! આમ ચારેકોર જોવામાં આવે છે અને પછી આવુ જોઈ મનુષ્ય નિરાશ અને હતાશ થઈ જાય છે

આ બધી ભાંજગડોનો નિકાલ, આવી બધી અનેક ગૂંચોનો સાચો નિકાલ જોઈતો હોય તો પહેલો કર્મનો નિયમ બરાબર સમજવો જ જોઈએ આપણે સાદી ભાષામાં અને ઘરગથ્થુ ભાષામા કર્મની વાત તો જાણે અજાણે બોલીએ છીએ, કરવુ તેવું ભોગવવું, વાવવું તેવુ લણવું, કર્યા ભોગવવાના છે વગેરે આવી વાતો કરવી સહેલ છે પણ તે બરાબર સમજી ખરે વખતે તેનો અમલ કરવો મુશ્કેલ છે આ સાદાં વાક્યો, સુખ કરતા દુઃખમા બહુ જ ઉપયોગી છે, શાંતિ આપનારા છે, ધીરજ ધારણ કરાવનારા છે અને હિંમત પણ આપવાવાળાં છે

કર્મ ત્રણ જાતના છે સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ

સંચિત એટલે સંચય કરેલાં, ભેગાં થયેલાં, એકઠા થયેલા કર્મ—ઘરમા જેમ દાણાદૂણી ભરી રાખ્યા હોય તેવો ભંડાર આ બધાય ગત જન્મોમા આપણે જ કરેલા કર્મોનો સંચય, આપણે જ વાવેલા ઘણા કાળથી વગર વાપરેલા પડેલાં કર્મો આ ઢગલામાથી કર્મદેવે આપણને અમુકઅમુક કર્મો આ જન્મે

અને અમુક જન્મેજન્મે ભોગવવા' આપે છે; અને આ કર્મો તે વિધિના લેખો, લલાટમાં લખેલા લેખો, કે જે ભોગવ્યા વિના છૂટકો જ ન થાય પ્રયત્ન અને 'પુરુષાર્થ કર્યા છતાં જે બનવાનું છે તે બને જ; આનું નામ સંચિત કર્મ.

ક્રિયમાણ એટલે ચાલુ કર્મો; આપણો જે સંચિત કર્મો ભોગવવાનાં છે તે તો ભોગવ્યે જ છૂટકો; છતાં આપણને થોડાં નવાં કર્મો કરવાની સ્વતંત્રતા છે. અમુક હદમાં રહીને નવાં કર્મો–શુભ કે અશુભ, આપણે કરી શકીએ છીએ;' આ બધાં આજન્મે કરેલાં નવાં કર્મો, પાછાં પેલાં સંચિત કર્મોમાં ઉમેરવામાં આવે છે; અને વળી વખત આવે, પાછાં તે ભોગવવાં જ પડે છે.

આ બે ઉપરાંત, ત્રીજું તે પ્રારબ્ધ; એટલે કે અમુકઅમુક જન્મોએ સંચિતમાંથી તે અમુક-અમુક કર્મો ભોગવવાંના જ હોય તે પ્રારબ્ધ. આ કર્મને કોઈ ફેરવી શકે નહિ, ભોગવ્યે જ છૂટકો; પછી તે રોઇને ભોગવીએ કે શાંતિથી ભોગવીએ. બડબડાટ કરતાં અને બીજા ઉપર દોષો ચડાવતાં ભોગવીએ કે સમજીને ભોગવીએ કે આપણાં કરેલાં આપણે નહિ ભોગવીએ તો કોણ ભોગવશે? આ કાંઈ બોજો કે ભાર માથા ઉપર નથી કે કોઈ તેમાંથી થોડો ઉપાડી આપણો ભાર ઓછો કરે, તેમ કોઇમાં એવી તાકાત નથી કે જે દુ:ખો, દર્દો, આફતો અને મુશ્કેલીઓ આપણે ભોગવવાનાં હોય તેમાંથી છોડાવી શકે.

આ દુ:ખો, દર્દો, આફતો, મુશ્કેલીઓ વ. તો આપણાં ગુરુ છે; આપણને સન્માર્ગે વાળવાનાં પગથિયાં છે; સીધે માર્ગે ચાલવાના ઉપાયો છે.

સંસાર તો એક શિક્ષણની શાળા છે; જેમાંથી અનુભવો લેવાના છે, દુ:ખ ભોગવવું ન ગમતું હોય, દર્દો સહન કરવાં અસહ્ય લાગતાં હોય, આફતોથી પારાવાર અકળામણ અને મૂંઝવણ થતી હોય, તો આપણે હવેથી આજથી–અબઘડીથી દુ:ખો ન આપવાનું, બીજાનું 'બૂરું' થાય એવું ન કરવાનું, દ્વેષ, લોભ, મદ, વ. નો ત્યાગ કરવાનું અને હમેશાં સારું જ કરવાનું, ભલું જ કરવાનું, સુખો જ આપવાનું શરૂ કરી દેવું જોઈએ; કારણ, જેવું વાવશું તેવું જ લણવું પડશે, ગોટલી વાવીએ તો કેરીઓ મળે પણ બાવળનું બીજ વાવીએ તો કાંટા જ મળે ને? દુ:ખ વાવીએ અને સુખની આશા રાખીએ તે કેમ બને? દુ:ખથી દુ:ખ અને સુખથી સુખ. સુખી થવું હોય તો આપણે બીજાને સુખ જ આપવું જોઈએ; ગમે તેવા વેરી કે દુશ્મન તરફ પણ વેરભાવ ન જ જોઈએ; કારણ કે વેરથી વેર વધે જ જાય છે; વેરનો બદલો વેરથી કદાપિ ન લો. વેરનો બદલો શુદ્ધ પ્રેમથી લેવો જોઇએ.

આ માર્ગે ચાલવાથી મનુષ્યો ધીમેધીમે મહાત્મા બન્યા છે અને આપણને પણ તેઓ એ જ માર્ગે ચાલવા આગ્રહ કરે છે, કારણ કે તેમાં જ સાચું સુખ અને શાંતિ રહેલાં છે.

*

# નપાણીઓ ભાલ

લેખક:
શ્રી. નવલભાઈ

(ગતાંકથી ચાલુ)

## અંક બીજો

### દૃશ્ય પહેલું

[ઘરની ઓસરી પર એક સાદું પાથરણું બિછાવેલુ છે. વચમા ગોદડી પર મણિભાઈ અને આજુબાજુ પાચછ ખેડૂતો બેઠા છે ]

કાળુ પટેલ: એ હોંકારો ભા, હઉ હઉના માણહને (થોડી વારમાં દસબાર ખેડૂતો ટોળે મળે છે )

કાળુ: કહો ભાઈ' તમારા બધાનો શો વચાર છે?

૧લો ખેડૂત: ઈમાં વળી પૂછવાનુ શું? માઈમા વના તો માથ નો પિરહે મા'રાજ તો સાચુ જ કે'છને તળાવ આપણે નઈ ખોદીએ તો શું ભગવાન ખોદી દેવાનો છે? મખી, તમે કેમ કંઈ બોલતા નથી?

મુખી: પણ મા'રાજને કો રૂપિયાનો તોટો છે? આખુ ય બ ધાવી ધે તો ય ઈમનું શુ ખૂટી જવાનુ છે? ગામનાં બે ગરીબ-ગુરબાંને કામ મળશે સોકલખાંડ઼ તળાવ કૂવા ગળાવી ધે છે જ ના? ઈ તો કાઈ આવી શરત નથી કરતા.

કાળુ: (સહેજ કડકાઈથી) ત્યારે ઈમ જ કો'ની કે આપણે આંખ બેઠા રિયે અને મા'રાજ કૂવા ખોદાવી ધે, પછ આપણે હાથપગ હલાવતા હલાવતા જઈને પાણી પીચીએ ઈમ જ કો'ને કે 'મા'રાજ! અમારા મોંમાં ધારા કરો'

મુખી: તો મા'રાજને આંય કૂવા ગાળવા તેડવાય કોણ ગીયુ 'તુ? એમની મેળે જ તો હાલી નીકળ્યા છે

૨જો ખેડૂત: એવુ કેમ બોલાય મખી? બચાડા રાતદિ' ટાંટિયા તોડે-

મુખી: (વચમા જ) મફત કોઈ ટાંટિયા નથી તોડતુ કંઈ ગરજ હશે ત્યારે સ્તો આ કોંગ્રેસને ખાતર વોટ-બોટ જોઈતા હશે નઈ તો ભા, આ જમાનામાં કોઈ વગર મફતનું વસાતું નથી

મણિભાઈ: (સહેજ હસીને) તમે તો જબરા લાગો છો મુખી! મહારાજને ય સ્વાર્થ? આ ભાલનુ પાણીનું દુઃખ એમનાથી જોયુ ના ગયુ ત્યારે આ નપાણીઆ ભાલને પાણીવાળો કરવા એમણે સંકલ્પ કર્યો નહિ તો એમને વળી એવી શી ગરજ? એમને વોટ લઈને પણ ક્યાં જવું છે?

મુખી: ગરજ તો તમારા મા'રાજ જાણે. પણ અમે કોઈ ચોકડી નથી કરવાના

મણિભાઈ: મુખી! ચોકડીઓ કરવી ના કરવી એ બહુ મોટી વાત નથી તમે મહારાજના કામને જ જુઓ વરસોની ગુલામીથી આપણા મન એવા સાંકડાં થઈ ગયા છે કે હાથમાં કોદાળી લઈને જતા હોય પણ કોઈ ધોચ ના પૂરે, કોઈ ખાડો ના પૂરે. બસ, જે કંઈ હોય તે સરકાર કરે આ હાથે કરીને જ આપણે દુઃખ વધારી મુક્યું છે

મુખી: તે આ તમારા મા'રાજે ઘટાડી દીધું, એમ?

મણિભાઈ: ના, એ તો આપણને સ્વમાનથી જીવતાં શીખવાડવા ઈચ્છે છે, આપણે હાથપગ હલાવતા થઈ જઈએ એવુ એમને કરવું છે તમે જ વિચારોને મુખી, પહેલાના વખતમાં તળાવો ખોદવાને સમિતિઓની જરૂર પડતી'તી? આખું

### દૃશ્ય બીજું

[ લોકમત કેળવવા માટે પહેલાં આ પ્રદેશના જુદાજુદા વિભાગોમાં સંમેલનો ભરવામાં આવતાં, અને જ્ઞાતિઓમાં કાયદા કરવામાં આવતા. આ સંમેલનોમાં લોકો હજારોની સંખ્યામાં હાજર રહેતા અને પોતાને માટે કાયદા ઘડતા. 'કોળી પટલિયા' ને બદલે 'લોકપાલ પટેલ' નામ પણ આ રીતે જ અપાયેલું હતું. ત્યાંના લોકોનાં હૃદય કેવાં ભોળાં છે તેનો સંમેલન પછી થોડા જ દિવસમાં બનેલા આ પ્રસંગ પરથી કંઈક ખ્યાલ આવશે.

ઓસરીમાં બેઠાબેઠા કાળુ પટેલ હુક્કો ગગડાવી રહ્યા છે, એક બે ખેડૂતો પ્રવેશ કરે છે.]

**કાળુ :** આવો, ભા આવો.

**ભારમલ :** કાળુ પટેલ! માળું સમીલન તો કે'વું પડે હો, આટલું માણહ તો આખી જંદગીમાં નો'તું ભાળ્યું. જાણે આખો મલક નોં ઊમટ્યો હોય!

**૧ લો ખેડૂત :** કાંય નહિ કાંય નહિ તોય પાંચ વીશી તો હશે જ.

**કાળુ :** અરે—નાખી નજર નો'તી પોકતી. ઓલા બીજા મા'રાજ—શું તે એમનું નામ?

**ભારમલ :** કંઈ રવિશંકર મહરાજ જેવું હતું.

**કાળુ :** હા, તે એ મા'રાજ કેતા'તા કે ઓછામાં ઓછું ચારેક હજાર માણહ તો હશે. આ મખીબખી તો બધા મોંમાં આંગળાં નાખી ગયા'તા.

**ભારમલ :** માળું કેવું પડે. અને બોલનારાય કેવા ભડ હતા, હડહડાટ હંકાર્યે જ રાખે.

**કાળુ :** આ ભેળા થયા તો પાંચ માણહનાં મોં ભાળવાનાં મળ્યાં. આટલાં માણહ એકી હારે હાંકોટો કરે તોય આભ થથરાવી દે.

**ભારમલ :** ઓલું કે'તાતાને કે લાટ સા'બ આંય શિકાર ખેલવા આવવાના છે!

**કાળુ :** અલ્યા, મા'રાજ આગળ તે મોટા લાટ સા'બના યે શા ભાર? ખબર છે ને કે મા'રાજ તો યોગવદ્યા ય જાણે છ! (મણિભાઈ પ્રવેશ કરે છે.) એ આવો મણિભાઈ, આવો. અંદર આવોને. (ઊભા થાય છે.) એ જરા પાણીનો કળશ્યો લાવજો તો.

(મણિભાઈ સામું જોઈને) કેમ, બાપુ ક્યાં છે?

**મણિભાઈ :** જુવાળની પાસે જ છે.

**કાળુ :** મજેમાં?

**મણિભાઈ :** હા, મઝામાં.

[ થોડીવાર ધીમીધીમી વાતચીત કરતાં સંભળાય છે, પછી મોટેથી.]

**કાળુ :** ઓલું શિકાર ખેલવા લા'ટસા'બ આંહી આવવાના હતા ઈનું શું થયું?

**મણિભાઈ :** (બગલથેલો ઉતારીને બેઠક લેતાં) બંધ રાખ્યું.

**કાળુ :** (ખેડૂતો તરફ જોઈને) જુઓ લ્યા, હું નો'તો કે'તો કે ગવર્નર આવવા નંકળે તોય મહારાજ ઈને ત્યાંને ત્યાં જ માંદા પાડી દે, નહિ તો રસ્તામાં જ ગાડી ખોરવાઈ જાય.

**ભારમલ :** મા'રાજ ભારે ચમત્કારી હોં! આટલો તાગ અને તપ, પછે શું પૂછવું છે? આવા તપથી તો ભગવાનેય નેચે ઊતરે.

**કાળુ :** તે ભગવાનમાં ને મા'રાજમાં ફેર ક્યાં રિયો? મા'રાજ ભગવાન જેવા જ છે ને!

**૨ જો ખેડૂત :** ભારે જાદુ, માળું!

મણિભાઈ: ભલા એમા જાદુ ક્યાં આવ્યુ ? આપણા બધાના દિલની વાત ભગવાને સાભળી અને એના દિલમાં દયા પ્રગટી મા'રાજ તો કે'છે જ ને, કે ' સારુ આચરણ એ જ મોટો ચમત્કાર '

કાળુ : ઈ તો મોટા માણુસ ઈમ કાંઈ પોતાની મોટાઈ પોતે હાંકતા હશે !

[ દૂરથી હોર્નનો અવાજ આવે છે, અને મોટરનો ઘર્ઘર અવાજ પાસે આવે છે ]

ભારમલ (પછવાડે નજર કરીને) કાળુ પટેલ, ઓલ્લુ કાંઈ મોટર જેવુ આણીકોર આવતુ લાગે છે.

કાળુ : હશે કોઈ બતકાં મારનારો. હારુને મફતનુ ભાડુ

ભારમલ : આ તો ઓલ્યા પારસી બાવાજીની મોટર લાગે છે

કાળુ : કોણુ રૂસ્તમજી ? દિશા ભૂલ્યો લાગે છે ! (મણિભાઈ સામુ જોઈને) એકવાર, મણિભાઈ ' મા'રાજ હગાથે ભટકાડી દેવા જેવો છે બધી જ ખો ભૂલી જાય. હાલો જરા શિરામણુ કરી લઈ (મણિભાઈ ને કાળુ પટેલ બન્ને અદર જાય છે )

[ થોડીવારમા મોટર આવેલી લાગે છે બધા બાજુ પર ખસી જાય છે થોડા બીજા માણસો પણ પારસી સાથે આવે છે ને મોટુ ટાળુ જામે છે ]

રૂસ્તમજી : અરે કારૂપટેલ કા ગિયાય ? જરા બોલાવોની, ઉતાવરનુ કામ છે

ભારમલ : એટલી તે શી ઉતાવળ છે ? આવે છે હમણાં.

[ કાળુ પટેલ બહાર નીકળે છે ]

કાળુ : ઓહો કોણુ બાવાજી ! પધારો, પધારો; આજ કોય આ બાજુ ભૂલા પડ્યા ?

રૂસ્તમજી : મારે જરા ઉતાવર છે, પટેલ. જરા પાંચ માંનસ કરી દેવની

રૂ જો ખેડૂત આંય માણુહ કેવાં ને વાત કેવી ?

રૂસ્તમજી : (એકદમ ડોક ફેરવીને) મારા ડીકરા, કારી તરબદાને કોઇએ ફેટવી નાઈખાં લાગેસ

કરસન : બાવાજી ! હવે એ તળબદા ફળબદાની વાત આઘી મેલો અમે તો લોકપાલ છીએ લોકપાલ

રૂસ્તમજી : સુ બોલીઓ ? આય લોકપાર તે વરી સુ ! કાંઈ જાદુબાદુ થિયો લાગે જ

ભારમલ ' તમે સત મા'રાજને ઓળખતા લાગતા નથી, બાવાજી !

રૂસ્તમજી : એવન વરી કોન ? પેલો મો આરુ ઠપરુ બાધી ફઈરા કરેચ તે ?

ભારમલ : હા, તે જ એમણે જ આ નામ બદલ્યુ છે હવે અમે ' લોકપાલ પટેલ ' કહેવાઇએ છીએ

રૂસ્તમજી : પન ડીકરી ! એમ નામ બદલે કઈ મનખ થોરા ફેરવાઈ જાય ?

કાળુ . મા'રાજ તો પરયોગ કરે છે પરયોગ આ લોકો, હાચુ પુછાવો તો, બધી દનયાનાં પાલનહાર જ છે ના ? ' લોકપાલ ' કઈ અમથા નથી કહેવાતા

ભારમલ : આ અમે આંયના ખેતરોમાં મથીએ છીએ, કાળી ભોં ગૂદીએ છીએ, આ ડાંસ અને મચ્છરનો ત્રાસ વેઠીને ખેતી કરીએ છીએ, તો જ તમારા અમદાવાદને ઘઉ મળે છે.

ખેડૂત : બાવાજી, રહી જુઓ એકાદ ચમાસુ આ ભાલમાં ચારે બાજુ દરિયો લે'રાય જાણે જેલ જ જોઈ લો અને (આંગળીના બે વેઢા બનાવીને) આટલા આટલા મોટા ડાંસ ! સાંજ પડે કે બા'રજ નો નેકળાય ને

કાળુ : બાપુ ' અમારું દખ તો અમે જ જાણીએ આખી રાત આ ઢોરની ચોકિયું કરીએ, ધુમાડો કરીએ, તારે જીવતા રે'.

**સંત :** (આકાશ તરફ આગળી ઊંચી કરીને) કૃપા તો—એની. બોલો ત્યારે તમે શું વિચાર્યું ?

**મુખી :** વચારવાનું શું મા'રાજ ?

**સંત :** તો પાણીની જરૂર નથી, એમને ?

**મુખી :** એમ તે કંઈ હોય મા'રાજ ! પાણી વના તો—

**સંત :** ત્યારે આ બધું શું ? હવે તો જાણો કે દુનિયા બદલાઈ છે, સાથે મળીને જીવશું તો જિવાશે, નહિ તો—

**મુખી :** ખરું છે, બાપુ !

**સંત :** તો પછી ?

**મુખી :** ખોદાવી ધો.

**સંત :** હું તો કહું છું, પણ તમારી તૈયારી જોઈએ ને ?

**મુખી :** તે અમે પાંણી પીવાની ક્યાં ના કહીએ છીએ ?

**સંત :** (મુખીને માથે હાથ મૂકીને) પીવાની તો કોઈ ના નથી પાડતું, મુખી ! પણ ચોકડી ગાળવાનું શું ?

**મુખી :** હવે બાપુ, આપને પૈસાનો શો તોટો છે ?

**સંત :** મારે સાધુને પૈસા ?

**મુખી :** ઈ તો બધું આપના નામથી જ હાલે.

**સંત :** (માથે હાથ ફેરવવાનું ચાલુ રાખી) વિચારજો મખી, અને જો દિલમાં ઊગે તો—

**મુખી :** બાપુ, આપ શરૂ કરી ધો એકવાર. અમે ફૂલ નહિ તો ફૂલની પાંખડી જરૂર—

**સંત :** ઠીક છે મુખી. આ બધું બરાબર ના કહેવાય. હવે બધી જૂની વાતો બદલો, આપણે તો દુનિયાથી એટલા પાછળ પડી ગયા છીએ કે, દુનિયામાં શું ચાલે છે તેની ખબર પણ પડતી નથી. ચાલો, હવે સવારે.

[ મુખી વિદાય લે છે. ]

**કાળુ :** આ મથુર મખીને માથે, મા'રાજ આપનો હાથ ફરે તો ફરેય ખરો. બાકી અમને તો આશા નથી.

**સંત :** શ્રદ્ધા રાખો, બધું કુદરત ઠીક જ કરે છે.

[ કેટલાક ઊઠીને જાય છે, ચંદુલાલ શેઠ બેઠા હોય છે. ]

કહો, ચંદુલાલ શેઠ, શા નવીન ?

**ચંદુલાલ :** બહુ દિ'થી આવુંઆવું કરતો હતો. આ બધું તે શું લઈ બેઠા છો, મા'રાજ ?

**સંત :** (હસીને) કોણ, તમે આ બોલો છો ?

**ચંદુલાલ :** હા, હા, હું જ કહું છું. તમારી પ્રશંસા બહુ કરી. પણ આ બધું નથી જોવાતું. હવે તો તમે સાધુનો વેશ છોડીને સેવક બની જાવ.

**સંત :** સાધુથી સેવા ન થઈ શકે ?

**ચંદુલાલ :** સેવા તો થાય, પણ તે આત્માની, ધર્મની, પ્રભુની, આ શું તળાવડાં ખોદાવવા નીકળી પડ્યા છો ? મને તો થાય છે આ તમારાં પાતરાં ઝૂંટવી લઉં.

**સંત :** (બે હાથનાં આંગળાં ઊંચા કરી) શાંતિ, શાંતિ, શાંતિ.

**ચંદુલાલ :** તમે તો જૈન ધર્મને બગાડવા બેઠા છો.

**સંત :** ધર્મ કદી બગડે નહિ, શેઠ. આપણે માંકડ, મચ્છરને બચાવવા પ્રયત્ન કરીએ છીએ, પણ પાણી વિના ટળવળતા માણસ માટે આપણા દિલમાં દયા પ્રગટતી નથી.

**ચંદુલાલ :** મહારાજ ! મારું કહેવું એમ નથી કે તમારું કામકાજ ખોટું છે. આ બધું ય સારું છે. પણ એકી સાથે બે વસ્તુઓ તમે ન જ રાખી શકો. આવું

કરવુ હોય તો સાધુનો વેશ તમારે છોડી દેવો જોઈએ

સંત: એજ આપણો ભ્રમ છે હું તમને પૂછુ છું કે તમે બધા સાધુઓ એ શુ કરવુ ઘટે ને શુ નહિ, સાધુની શી શી ફરજો છે, વિ બધું વિચારવા બેસો છો, પણ તમારે પોતે શુ કરવુ ઘટે એ બધું કેમ વિચારતા નથી ?

ચંદુલાલ: પણ મહારાજ ! આપ સાધુ-ને આ બધી પ્રવૃત્તિઓ શોભે ખરી ?

સંત: તમે જાણો છો, મહાવીરને આપણે 'જગતવત્સલ' કહીએ છીએ આપણી વિશ્વવાત્સલ્યની ભાવનાની ઉત્પત્તિ એમાથી જ થઈ જે આખા જગત તરફ વાત્સલ્ય વહાવવા માગે, આખા જગતની માતા બનવા ઇચ્છે, તે બીજાની સેવા કર્યા સિવાય રહી શકે જ શી રીતે ?

ચંદુલાલ: પણ આટલી બધી–

સંત: તમે પ્રવૃત્તિથી ભડકો છો શા માટે ? ક્રિયા તો જડ છે એ બંધનનુ કારણ નથી બંધનનુ કારણ તો ક્રિયા પ્રત્યેની આસક્તિ છે અને સાધુને માટે પ્રવૃત્તિ–નિવૃત્તિ જેવી કોઈ સમસ્યા છે જ નહિ. એ તો સાધનાનો માર્ગ છે વળી નિવૃત્તિ રાખવાથી સાધુ અને પ્રવૃત્તિ કરવાથી અસાધુ બની જવાય છે, એવુ પણ કાંઈ નથી સાચી સાધુતા એ બાહ્યાચરણોથી પરની વસ્તુ છે

ચંદુલાલ : તો પછી અમારી જેમ તમેય પ્રવૃત્તિ કર્યા જ કરોને ? વેપાર, બૈરા-છોકરાં, સંસાર એ બધી અમારી પ્રવૃત્તિ તો તમે આ કૂવા ખોદાવો છો, કોમેમનો પ્રચાર ને એવુ બધુ કરો છો તો પછી તમારામા ને અમારામા ફેર જ ક્યાં રહ્યો ?

સંત: એક રીતે ફેર છે, અને એક રીતે નથી જો કોઈ ગૃહસ્થ અનાસક્તિપૂર્વક પોતાની પ્રવૃત્તિ કરે તો તે પણ સાધુ જેટલો જ અધિકારી છે વેશ એ તો ગૌણ વસ્તુ છે

ચંદુલાલ: તો આ વેશ કાઢી જ નાખો ને !

સંત: એને કાઢવાનીય જરૂર નથી. ખરુ તો એની ઓથે જે ભ્રમ પોષાય છે તેને કાઢવો જોઈએ તમે તો જાણો જ છો કે મને જ્યાંજ્યાં એવુ લાગ્યું છે, ત્યાં-ત્યાં મે એનો ખુલ્લો વિરોધ કર્યો જ છે મનુષ્ય પોતપોતાના સંપ્રદાયમાં રહીને જગતના બધા ધર્મોની સેવા કરી જ શકે છે

ચંદુલાલ. પણ મહારાજ ! સાધુએ સંસારી કામોમાં પડવું હોય, તો સાધુ મટી જઈને સંસારમાં પડવું જોઈએ અને—

સંત: ના, એવુ નથી સાધુને સાંસારિક કામોમા પડવાની ફરજ એટલા માટે પડી છે કે, હવેનો ગૃહસ્થાશ્રમી પોતાની ફરજ ચૂક્યો છે પહેલાના વખતમા સાધુઓ માત્ર પ્રેરણા આપતા અથવા સૂચન કરતા અને કામ થઈ જતાં હવે એ સ્થિતિ રહી નથી. અત્યારે તો ધર્મ અને જીવનને જાણે છૂટાછેડા થઈ ગયા છે, આજનો આપણો ધર્મ મંદિરો અને ઉપાશ્રયો પૂરતો મર્યાદિત બની ગયો છે આ પરિસ્થિતિ હોય ત્યારે સાધુનું કામ માત્ર પ્રેરણા આપવાનું જ નથી રહેતુ, પણ જીવનમા ધર્મને મૂર્ત-સ્વરૂપ આપવાની આજે તો ખાસ જરૂર ઊભી થઈ છે

ચંદુલાલ એટલા માટે આ કૂવા ખોદાવવા નીકળ્યા છો ?

સંત: ભાઈ! કૂવા ગળાવવા કે મદદ કરવી એ કઇ મહત્ત્વની વસ્તુ નથી. આપણે તો સમાજને ઘડવા માગીએ છીએ ધર્મ-દૃષ્ટિએ સમાજરચનાનુ આ એક સાધન

હતું જ નહિ. જાતે જતિ થયા પછી અને પોતાના સહુને જતિ બનાવ્યા પછી જ તેઓ બીજાને જતિ થવાનો ઉપદેશ કરતા. બાપુએ રામદાસનો પાટો ખોલ્યો ત્યારે ધ્રુજારી અનુભવતા હતા; પરંતુ એમણે તો મન મજબૂત કરી જખમ સાફ કર્યો અને માટીનો પાટો બાંધી દીધો. દરરોજની આ ક્રિયાથી એક માસમાં રામદાસનો હાથ સારો થઈ ગયો. એ પછી તો જખમો, તાવ, અજીરણ, કમળો ઇત્યાદિ દર્દોને સારુ બાપુ છૂટથી માટીના, પાણીના અને ઉપવાસના પ્રયોગો કરવા લાગ્યા.

બાપુ હવે જોહાનિસબર્ગમાં રહેતા હતા. દિવસે દિવસે સાદાઈ વધતી જતી હતી. આપણે તો બાપુને કચ્છમાં જોયા છે એટલે એ સાદાઈનું આશ્ચર્ય ન થાય, પરંતુ આપણી નજર સામે એક બારિસ્ટરને રાખીએ અને આજથી ૪૦ વર્ષ પહેલાનો સમય રાખીએ તો જ એની કિંમત સમજાય. બાપુ એ સાદાઈ વિશે નોંધે છે:

બારિસ્ટરના ઘરમાં જેટલી સાદાઈ રાખી શકાય તેટલી તો દાખલ કરી જ. છતાં કેટલાંક રાચરચીલાં વિના ચલાવવું મુશ્કેલ હતું. ખરી સાદાઈ તો મનની વધી. દરેક કામ પોતાને હાથે કરવાનો શોખ વધ્યો, ને તેમાં બાળકોને પણ પલોટવાનું આરંભ્યું.

બજારની રોટી લેવાને બદલે ઘેર ખમીર વિનાની ક્યુનેની સૂચના પ્રમાણેની રોટી હાથે બનાવવાનું શરૂ કર્યું. આમાં મિલનો આટો કામ ન આવે. વળી મિલનો દળેલો આટો વાપરવા કરતાં હાથે દળેલો વાપરવામાં સાદાઈ, આરોગ્ય ને દ્રવ્ય વધારે સચવાતાં હતાં એમ માન્યું. એટલે હાથે ચલાવવાની એક ઘંટી સાત પાઉંડ ખરચી ખરીદી. આને વજનદાર પૈડું હતું. તે બે માણસો સહેલાઈથી ચલાવે, એકલાને કષ્ટ પડે. આ ઘંટી ચલાવવામાં પોલાક, હું અને બાળકો મુખ્યત્વે રોકાતા. કોઈ કોઈ વેળા કસ્તૂરબાઈ પણ આવતી, જો કે તેનો તે સમય રસોઈ કરવામાં રોકાયેલો હોય. મિસિસ પોલાક આવ્યાં ત્યારે તે પણ તેમાં જોડાયાં. આ કસરત બાળકોને માટે બહુ સારી નીવડી. તેમની પાસે આ કે કોઈ કામ મેં બળાત્કારે કદી નથી કરાવ્યું, પણ તેઓ સહેજે રમત સમજી પૈડું ચલાવવા આવતા. થાકે ત્યારે છોડી દેવાની તેમને છૂટ હતી. પણ કોણ જાણે શું કારણ હશે કે, આ બાળકો અગર બીજા જેમની ઓળખ આપણે હવે પછી કરવાની છે તેમણે મને તો હમેશાં ખૂબ જ કામ આપ્યું છે. ઠરડા બાળકો મારે નસીબે હતા જ, પણ ઘણાખરા સોંપેલું કામ હોંશથી કરતા. 'થાક્યા' એમ કહેનારા એ યુગના થોડા જ બાળકો મને યાદ છે.

ઘર સાફ રાખવાને સારુ એક નોકર હતો. તે કુટુંબી થઈને રહેતો, ને તેના કામમાં બાળકો પૂરો હિસ્સો આપતા. પાયખાનું ઉપાડી જનાર તો મ્યુનિસિપાલિટીનો નોકર આવતો, પણ પાયખાનાની કોટડી સાફ કરવી, બેઠક ધોવી વગેરે કામ નોકરને સોંપવામાં નહોતું આવતું; તેવી આશા પણ નહોતી રાખવામાં આવતી. આ કામ અમે જાતે કરતાં ને તેમાં પણ બાળકોને તાલીમ મળતી. પરિણામ એ આવ્યું કે, મૂળથી જ મારા એક પણ દીકરાને પાયખાનાં સાફ કરવાની સૂગ નથી રહેલી, ને આરોગ્યના સામાન્ય નિયમો પણ તેઓ સહેજે શીખ્યા છે. જોહાનિસબર્ગમાં કોઈ માંદા તો ભાગ્યે જ પડતા. પણ જો માંદગીનો પ્રસંગ આવે, તો સેવાકામમાં બાળકો હોય જ; ને તેઓ આ કામ ખુશીથી કરતા.

જેમ ઘરમાં સાદાઈ હતી તેમ બાળકોના ઉછેરમાં પણ સાદાઈ દાખલ થઈ હતી. બાપુનું સમગ્ર જીવન વિચારમય હતું. બાળકોને કેવી કેળવણી આપવી જોઈએ તે વિશે તેઓ સતત વિચાર કરતા અને દૃઢતાપૂર્વક માનતા કે સહુથી મોટી કેળવણી ચારિત્ર્યઘડતરની છે. માબાપની અસર બાળકો ઉપર કેટલા પ્રમાણમાં થાય છે તે વિશે બાપુ લખે છે:

છોકરાંમાં માબાપની આકૃતિનો વારસો જેમ ઊતરે છે તેમ તેમના ગુણદોષનો વારસો પણ ઊતરે છે. તેમાં આસપાસના વાતાવરણને કારણે અનેક પ્રકારની વધઘટ થાય છે ખરી, પણ મૂળ મૂડી તો બાપદાદા ઇત્યાદિ તરફથી મળેલી હોય છે તે જ ખરી. એના દોષોના વારસામાંથી કેટલાંક બાળકો પોતાને બચાવી લે છે એમ મેં જોયું છે. એ આત્માનો મૂળ સ્વભાવ છે, તેની બલિહારી છે.

બાપુ જોહાનિસબર્ગમાં સ્થિર થઈને બેઠા ત્યાં નાતાલમાં ઝૂલુ લોકોનો બળવો થયો. બાપુને ઝૂલુઓના બળવાની યોગ્યતા વિશે શંકા નહોતી, પરંતુ એ દિવસોમાં અંગ્રેજી સલ્તનતને તેઓ જગતનું કલ્યાણ કરનારી સલ્તનત માનતા હતા અને તેને વફાદાર રહેવામાં ગૌરવ સમજતા હતા. લડાઈમાં જોડાવાની તો વાત જ નહોતી. એમણે ઘાયલોની સારવાર કરવાનું કામ નાતાલના ગવર્નર પાસે માગ્યું. એ કામ મળતાં બાપુએ જોહાનિસબર્ગનું ઘર ખાલી નાખ્યું. કસ્તૂરબાને ફીનિક્સ આશ્રમમાં મૂક્યાં અને પોતે એક ટુકડી લઈ નાતાલ પહોંચી ગયા. એમને ભાગે ઝૂલુ લોકોની જ સારવાર કરવાનું આવ્યું. બાપુને એથી વિશેષ આનંદ થયો. આ દિવસોમાં એમનું હૃદયમંથન પણ પરાકાષ્ઠાએ પહોંચી ગયું. પહાડો અને ખીણોમાં ઝૂલુ લોકોનાં ઝૂંપડાંઓમાં બાપુ જતા હતા. માઈલોના માઈલો સુધી વસ્તીવિનાના પ્રદેશમાં ઘાયલોને લઈને એમની ટુકડી ચાલતી હતી. બાપુ લખે છે :

*અહીં મારા બ્રહ્મચર્ય વિશેના વિચારો પરિપક્વ થયા. મારા સાથીઓની જોડે પણ મેં તેની કેટલીક ચર્ચા કરી. ઈશ્વરદર્શનને સારુ બ્રહ્મચર્ય અનિવાર્ય વસ્તુ છે એ તો મને હજુ પ્રત્યક્ષ નહોતું થયું. પણ સેવાને અર્થે આવશ્યક છે એમ હું સ્પષ્ટ જોઈ શક્યો. મને લાગ્યું કે, આવા પ્રકારની સેવા તો મારે ભાગે વધારે ને વધારે આવશે, અને જો હું ભોગવિલાસમાં, પ્રજોત્પત્તિમાં, સંતતિઉછેરમાં રોકાઉં તો મારાથી સંપૂર્ણ સેવા નહીં થઈ શકે, મારાથી બે ઘોડે નહીં ચડાય. જો પત્ની સગર્ભા હોત, તો હું નિશ્ચિંત મને આ સેવામાં ન જ ઝંપલાવી શકત. બ્રહ્મચર્યના પાલન વિના કુટુંબવૃદ્ધિ એ સમાજના અભ્યુદય સારુના મનુષ્યના પ્રયત્નની વિરોધી વસ્તુ થઈ પડે. વિવાહિત હોવા છતાં બ્રહ્મચર્યનું પાલન કરાય તો કુટુંબસેવા સમાજસેવાની વિરોધી ન થાય. આવા વિચારોના વમળમાં પડી ગયો ને વ્રત લઈ લેવા કંઈક અધીરો પણ બન્યો. આ વિચારોથી મને એક પ્રકારનો આનંદ આવ્યો ને મારો ઉત્સાહ વધ્યો. કલ્પનાએ સેવાનું ક્ષેત્ર બહુ વિશાળ કરી મૂક્યું.*

બ્રહ્મચર્યનું વ્રત લેતાં અને તે પછી તેનો અનુભવ મેળવતાં બાપુને લાગ્યું કે, બ્રહ્મચર્યની જે સ્તુતિ ધર્મગ્રંથોમાં કરેલી છે અને જેમાં એક દિવસે એમને અતિશયોક્તિ લાગતી હતી, તે સ્તુતિ સાચી છે. અનુભવથી એમને જણાયું કે, બ્રહ્મચર્ય એ માર્ગે જ બ્રહ્મને મેળવવાનો માર્ગ છે. ત્યારથી બ્રહ્મચર્ય વિશેની એમની કલ્પના અત્યંત વિશાળ બની ગઈ.

પ્રભુએ જ આ બધું ગોઠવ્યું હોય એવું થઈ ગયું. કપરાં છતાં અત્યંત આનંદમય વ્રત લીધા પછી બાપુ માટે પ્રભુએ સત્યાગ્રહનું શસ્ત્ર મોકલ્યું. બાપુ લખે છે કે 'બ્રહ્મચર્યનું વ્રત લીધું ત્યાં સુધી મારી જિંદગીના મુખ્ય બનાવો, મને એ રીતે તેને જ સારુ તૈયાર કરી રહ્યા હતા એમ હું જોઉં છું.' સત્યાગ્રહ શબ્દની ઉત્પત્તિ પહેલાં બાપુએ સત્યાગ્રહ કરી દીધો હતો. એ કાળે સૌ ગુજરાતીમાં બોલતી વખતે પણ અંગ્રેજી શબ્દનો જ ઉપયોગ કરી એને 'પેસિવ રેઝિસ્ટન્સ' કહેતા હતા. થોડા સમયમાં જ બાપુએ જોયું કે, આ શબ્દનો અર્થ બહુ સંકુચિત થતો હતો. આ પ્રકારની લડત ગોરાઓની દૃષ્ટિએ નબળાઓની લડત હતી અને તેમાં હથિયાર ન હોય, પણ હિંસા અને દ્વેષ હોઈ શકે એવી એમની માન્યતા હતી. બાપુએ પોતાની લડત માટે નવો શબ્દ શોધવા મંથન કર્યું, છેવટે 'ઇંડિયન ઓપિનિયન'ના વાચકો પાસે હરીફાઈ પણ કરાવી. એમાંથી 'સત્+આગ્રહ'=સદાગ્રહ શબ્દ ઈનામને લાયક ઠર્યો. બાપુએ વધારે સ્પષ્ટતા ખાતર વચ્ચે 'ય' ઉમેરી સત્ય+આગ્રહ=સત્યાગ્રહ શબ્દ યોજ્યો.

બાપુના કુટુંબજીવનમાં સત્યાગ્રહના અનેક પ્રસંગો આવ્યા છે, એમાંનો એક પુણ્યપ્રસંગ આ વખતે બન્યો. કસ્તૂરબા ગંભીર માંદગીમાં હતાં, ત્યારે જીવને જોખમે વ્રતપાલન કરવાની

કસોટી આવી હતી. બાપુ એનું વર્ણન નીચેના શબ્દોમાં કરે છે:

કસ્તૂરબાઈ ઉપર ત્રણ ઘાતો ગઈ, અને ત્રણેમાંથી તે કેવળ ઘરઘરાઉ ઉપચારોથી બચી ગઈ. તેમાંનો પહેલો પ્રસંગ બન્યો ત્યારે સત્યાગ્રહનું યુદ્ધ ચાલી રહ્યું હતું. તેને વારંવાર રક્તસ્રાવ (લોહીવા) થયા કરતો. એક દાક્તરમિત્રે શસ્ત્રક્રિયા કરવાની ભલામણ કરી હતી. કેટલીક આનાકાની બાદ પત્નીએ શસ્ત્રક્રિયા કરાવવા હા પાડી. શરીર તો ઘણું ક્ષીણ થઈ ગયું હતું. દાક્તરે ક્લોરોફૉર્મ વિના શસ્ત્રક્રિયા કરી. ક્રિયા વખતે દરદ ખૂબ થતું હતું, પણ જે ધીરજથી કસ્તૂરબાઈએ તે સહન કર્યું તેથી હું તો આશ્ચર્યચકિત થયો. ક્રિયા નિર્વિઘ્ને પૂરી થઈ. દાક્તરે અને તેમનાં પત્નીએ કસ્તૂરબાઈની સરસ બરદાસ કરી.'

આ બનાવ ડરબનમાં બન્યો હતો. બે કે ત્રણ દિવસ પછી મને નિશ્ચિંતપણે જોહાનિસબર્ગ જવાની દાક્તરે રજા આપી. હું ગયો. થોડા જ દિવસમાં ખબર મળ્યા કે, કસ્તૂરબાઈનું શરીર સુદ્દલ વળતું નથી, ને તે પથારીએથી ઊઠીબેસી જ શકતી નથી. એકવાર બેહોશ પણ થઈ ગઈ હતી. દાક્તર જાણતા હતા કે, મને પૂછ્યા વિના કસ્તૂરબાઈને દારૂ અથવા માંસ દવામાં કે ખાવામાં ન અપાય. દાક્તરે મને જોહાનિસબર્ગ ટેલિફોન કર્યો: 'તમારાં પત્નીને હું માંસનો સેરવો અથવા 'બીફ ટી' આપવાની જરૂર જોઉં છું. મને રજા મળવી જોઈએ.'

મેં જવાબ આપ્યો: 'મારાથી એ રજા નહિ અપાય. પણ કસ્તૂરબાઈ સ્વતંત્ર છે. તેને પૂછવા જેવી સ્થિતિ હોય તો પૂછો, ને તે લેવા માગે તો બેલાશક આપો.'

'દરદીને આવી બાબતો પૂછવાની હું ના પાડું છું, તમારે પોતે અહીં આવવાની જરૂર છે. જો મને ગમે તે ખવડાવવાની છૂટ ન આપો તો તમારી સ્ત્રીને સારુ હું જોખમદાર નથી.'

મેં તે જ દહાડે ડરબનની ટ્રેન લીધી. ડરબન પહોંચ્યો. દાક્તરે સમાચાર આપ્યા: 'મેં તો સેરવો પાઈને તમને ટેલિફોન કર્યો હતો!'

'દાક્તર, આને હું દગો માનું છું.' મેં કહ્યું.

'દવા કરતી વખતે દગોબગો હું સમજતો નથી. અમે દાક્તરો આવે સમયે દરદીને કે તેના સંબંધીઓને છેતરવામાં પુણ્ય માનીએ છીએ. અમારો ધર્મ તો ગમે તેમ કરીને દરદીને બચાવવાનો છે!' દાક્તરે દૃઢતાપૂર્વક જવાબ આપ્યો.

મને ખૂબ દુઃખ થયું. હું શાંત રહ્યો. દાક્તર મિત્ર હતા, ભલા હતા. તેમનો અને તેમનાં પત્નીનો મારા ઉપર ઉપકાર હતો. પણ ઉપલી વર્તણૂક સહન કરવા હું તૈયાર નહોતો.

'દાક્તર, હવે ચોખવટ કરો. શું કરવા માગો છો? મારી પત્નીને હું કદી તેની ઇચ્છા વિના માંસ દેવા નહીં દઉં. તે ન લેતાં તેનું મૃત્યુ થવાનું હોય તો તે સહન કરવા તૈયાર છું.'

દાક્તર બોલ્યા: 'તમારી ફિલસૂફી મારે ઘેર તો નહીં જ ચાલે. હું તમને કહું છું કે, તમારી પત્નીને મારે ઘેર રહેવા દેશો ત્યાં લગી હું તેને જરૂર માંસ અથવા જે કંઈ આપવું ઘટશે તે આપીશ. જો એમ ન કરવું હોય તો તમે તમારી પત્નીને લઈ જાઓ. મારા જ ઘરમાં હાથે કરીને હું તેનું મરણ થવા નહિ દઉં.'

'ત્યારે શું તમે એમ કહો છો કે, મારે મારી પત્નીને હમણાં જ લઈ જવી?'

'હું ક્યાં કહું છું લઈ જાઓ? હું તો કહું છું કે, મારા ઉપર કશા પ્રકારનો અંકુશ ન મૂકો તો અમે બન્ને તેની જેટલી થઈ શકે એટલી બરદાસ કરશું ને તમે સુખે જાઓ. જો આવી સીધી વાત તમે ન સમજી શકો, તો મારે લાચારીથી કહેવું જોઈએ કે તમારી પત્નીને મારા ઘરમાંથી લઈ જાઓ.'

હું ધારું છું કે તે વેળા મારો એક દીકરો મારી સાથે હતો. તેને મેં પૂછ્યું. તેણે કહ્યું: 'તમે કહો એ મને કબૂલ છે. બાને માંસ તો ન જ અપાય.'

પછી હું કસ્તૂરબાઈ પાસે ગયો. તે બહુ અશક્ત હતી. તેને કંઇ પણ પૂછવું મને દુઃખ હતું. પણ ધર્મ સમજી મેં તેને ટૂંકામાં ઉપરની વાત કહી સંભળાવી. તેણે દૃઢતાપૂર્વક જવાબ આપ્યો: 'મારે માંસનો સેરવો નથી લેવો. મનખાદેહ વારેવારે નથી આવતો. ભલે તમારા ખોળામાં હું મરી જાઉં. પણ મારાથી આ દેહ વટલાવાશે નહિ.'

મેં સમજાવાય તેટલું સમજાવ્યું ને કહ્યું: 'તું મારા વિચારોને અનુસરવા બંધાયેલી નથી.' અમારી જાણના કેટલાક હિંદુઓ દવાને અર્થે માંસ અને મદ્ય લેતા તે પણ કહી સંભળાવ્યું. પણ તે

એકટળી બે ન થઈ અને બોલી. 'મને અહીંથી લઈ જાઓ '

હું બહુ રાજી થયો લઈ જતા ગભરાટ થયો પણ નિશ્ચય કરી લીધો દાક્તરને પત્નીનો નિશ્ચય સંભળાવ્યો દાક્તર ગુસ્સે થઈ બોલ્યા

'તમે તો ઘાતકી પતિ દેખાઓ છો આવી માંદગીમા તેને બિચારીને આવી વાત કરતા તમને શરમ પણ ન થઈ ? હુ તમને કહુ છુ કે, તમારી સ્ત્રી અહીંથી લઈ જવા લાયક નથી જરા પણ હડદોલો સહન કરે તેવુ તેનુ શરીર નથી તેનો પ્રાણ રસ્તામા જ જાય તો મને આશ્ચર્ય નહિ થાય છતા તમે હઠથી નહિ જ માનો તો તમે તમારા મુખી છો મારાથી તેને સેરવો ન અપાય તો મારા ઘરમા એક રાત રાખવાનુ પણ જોખમ, હું નહિ લઉ '

ઝરમર ઝરમર મેહ વરસતો હતો સ્ટેશન દૂર હતુ ડરબનથી ફીનિક્સ રેલરસ્તો ને ફીનિક્સથી લગભગ અઢી માઈલનો પગરસ્તો હતો જોખમ સારી પેઠે હતુ પણ ઈશ્વર સહાય થશે એમ મે માની લીધુ. મે ફીનિક્સ એક માણસ આગળથી મોકલ્યો ફીનિક્સમા અમારી પાસે 'હેમક' હતુ હેમક તે જાળીવાળા કપડાની ઝોળી અથવા પારણુ. તેના છેડા વાંસ ઉપર બધાય એટલે ફરતી તેમા આરામથી સૂતા રહી શકે એ હેમક, એક બાટલી ગરમ દૂધની અને એક બાટલી ગરમ પાણીની તથા છ માણસો લઈને ફીનિક્સ સ્ટેશન ઉપર આવવા વેસ્ટને કહેવરાવ્યુ

બીજી ટ્રેન ઊપડવાનો સમય થયો ત્યારે મે રિક્ષા મગાવીને તેમા આ ભયકર સ્થિતિમા પત્નીને લઈ હુ ચાલતો થયો

પત્નીને મારે હિમત આપવાપણુ નહોતુ. ઊલટુ તેણે મને હિંમત આપીને કહ્યુ 'મને કઈ નહી થાય તમે ચિતા ન કરજો '

ખોરાકના પ્રયોગોમા ધીમેધીમે સંયમની દૃષ્ટિ મુખ્ય સ્થાન લેતી જતી હતી ઉપવાસ સહજ બની ગયા હતા બ્રહ્મચર્યપાલન માટે દૂધનો પણ ત્યાગ કરવો જોઈએ એની ખાતરી થતા બાપુએ દૂધ પણ છોડ્યુ હતુ પોતાની જાત ઉપર પ્રયોગો કરી કરી, અન્ય સાધકો માટે તેઓ માર્ગ સાફ કરતા હતા આમા પ્રાયશ્ચિત્ત રૂપે કરવાના ઉપવાસો પણ ઉમેરાયા સત્ય-અહિંસાની સાધના માટે આત્મશુદ્ધિ-એ રાજમાર્ગ બાપુએ શોધી કાઢ્યો હતો

દક્ષિણ આફ્રિકામા એક બાજુ રાજકીય દૃષ્ટિએ વિજય મેળવી અને બીજી બાજુ જીવનનો રાજમાર્ગ નક્કી કરી બાપુ હિંદમા આવ્યા. આ વખતે મહાયુદ્ધ શરૂ થઈ ગયુ હતુ બ્રિટિશ સલ્તનત પ્રત્યે બાપુની વફાદારી હતી એમની વફાદારી નિષ્ક્રિય હોઈ શકે નહી એમને લાગ્યુ કે, મારે બ્રિટનને મદદ કરવી જોઈએ અહિંસાનો વિચાર આડે ન આવ્યો. વિશાળ દૃષ્ટિએ એમણે જોઈ લીધુ "સમાજમા રહેતો મનુષ્ય સમાજની હિંસામા અનિચ્છાએ પણ ભાગીદાર બને છે જ્યારે બે પ્રજાઓ વચ્ચે યુદ્ધ થાય ત્યારે અહિંસાને માનનાર વ્યક્તિનો ધર્મ તે યુદ્ધ અટકાવવાનો છે તે ધર્મનુ જે પાલન ન કરી શકે, જેનામા વિરોધ કરવાની શક્તિ ન હોય, જેને વિરોધ કરવાનો અધિકાર પ્રાપ્ત ન થયો હોય, તે યુદ્ધકાર્યમા ભળે અને ભળતો છતો તેમાથી પોતાને અને પોતાના દેશને તેમ જ જગતને ઉગારવાની હાર્દિક કોશિશ કરે "

બાપુને એમ પણ લાગ્યુ કે, પોતે ઈંગ્લંડના વાવટા નીચે એના કાફલાથી સુરક્ષિત છે આ સ્થિતિમા પોતે હિંસામા ભાગીદાર છે એટલે સ્પષ્ટ રીતે મદદગાર થવુ વધુ સારુ છે એવી બાપુને ખાતરી થઈ એમણે દેશમા આવી સૈનિક-ભરતીનુ કામ માગી લીધુ

હિંદમા આવતા જ નાનાનાના સત્યાગ્રહો બાપુને કરવા પડ્યા. અંગ્રેજીના વાતાવરણમાં એમણે માતૃભાષાનુ ગૌરવ જાળવ્યુ. અમલદારોની ઉદ્ધતતા સામે અડગ ઊભા રહ્યા નીચવર્ગની મુસાફરીમા હિંદની મુસીબતોનો પરિચય મેળવ્યો. કુંભના મેળામા અને બીજા સ્થળોએ જઈને લોકસંસર્ગ સાધતાસાધતા આત્મમંથન કર્યુ. એ પછી ૧૯૧૫ના મેની ૨૫મી તારીખે.

અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. ત્યારથી બાપુ હિંદમાં સ્થિર થયા અને આ પ્રાચીન રાષ્ટ્રના નવઘડતરનું કામ સમગ્ર શક્તિથી એમણે કરવા માંડ્યું.

આશ્રમના અનુભવો તો અનેક છે પણ શરૂઆતમાં એક આકરી કસોટી થઈ :

આશ્રમની હસ્તીને હજુ થોડા જ મહિના થયા હતા, તેટલામાં જેવી કસોટીની મને આશા ન હોતી તેવી અમારી કસોટી થઈ. ભાઈ અમૃતલાલ ઠક્કરનો કાગળ મળ્યો : 'એક ગરીબ અને પ્રામાણિક અંત્યજ કુટુંબ છે. તેની ઇચ્છા તમારા આશ્રમમાં આવીને રહેવાની છે. તેને લેશો ?'

હું ભડક્યો ખરો. ઠક્કર બાપા જેવાની ભલામણ લઈને આવનાર અંત્યજ કુટુંબ આટલું વહેલું આવે એવી મેં મુદ્દલ આશા રાખી નહોતી. સાથીઓને કાગળ વંચાવ્યો. તેમણે વધાવ્યો. તે કુટુંબ આશ્રમના નિયમ પાળવા તૈયાર હોય, તો તેને લેવાની તૈયારી ભાઈ અમૃતલાલ ઠક્કરને જણાવી.

દૂદાભાઈ, તેમનાં પત્ની દાનીબહેન અને રીખતી ધાવણી લક્ષ્મી આવ્યાં. દૂદાભાઈ મુંબઈમાં શિક્ષકનું કામ કરતા હતા. નિયમોનું પાલન કરવા તૈયાર હતા. તેમને આશ્રમમાં લીધા.

સહાયક મિત્રમંડળમાં ખળભળાટ થયો. જે કૂવામાં બંગલાના માલિકનો ભાગ હતો. તે કૂવામાંથી પાણી ભરવામાં જ અડચણ આવવા લાગી. કોસવાળાને અમારા પાણીના છાંટા અડે તો તે અભડાય. તેણે ગાળો શરૂ કરી, દૂદાભાઈને પજવવાનું શરૂ કર્યું. ગાળો સહન કરવાનું ને દૃઢતાપૂર્વક પાણી ભરવાનું જારી રાખવાનું મેં સહુને કહી દીધું. અમને ગાળ સાંભળતા જોઈ કોસવાળો શરમાયો ને તેણે છેડ મૂકી. પણ પૈસાની મદદ તો બંધ થઈ. જે ભાઈએ આશ્રમના નિયમો પાળનારા અંત્યજોના પ્રવેશ વિષે પ્રથમથી જ શંકા કરી હતી તેમને તો આશ્રમમાં અંત્યજ દાખલ થવાની આશા જ નહોતી. પૈસાની મદદ બંધ પડી. બહિષ્કારની અફવા મારે કાને આવવા માંડી. મેં સાથીઓની સાથે વિચારી મેલ્યું હતું : 'જો આપણો બહિષ્કાર થાય તો આપણી પાસે કશી મદદ ન રહે તોયે આપણે હવે અમદાવાદ નહિ છોડીએ. અંત્યજ વાડામાં જઈને તેમની સાથે રહીશું, ને જે કંઈ મળી રહેશે તેની ઉપર અથવા મજૂરી કરીને નિર્વાહ કરીશું.'

છેવટે મગનલાલે મને નોટિસ આપી : 'આવતે મહિને આશ્રમખર્ચ ચલાવવાના પૈસા આપણી પાસે નથી.' મેં ધીરજથી જવાબ આપ્યો : 'તો આપણે અંત્યજવાડે રહેવા જઈશું.'

મારી ઉપર આવી ભીડ આ પહેલી વાર નહોતી. દરેક વારે છેલ્લી ઘડીએ શામળાએ મદદ મોકલી દીધી છે.

મગનલાલે નોટિસ આપ્યા પછી તુરત જ એક સવારે કોઇ બાળકે ખબર આપ્યા : 'બહાર મોટર ઊભી છે, ને એક શેઠ તમને બોલાવે છે.' હું મોટર પાસે ગયો શેઠે મને પૂછ્યું : 'મારી ઇચ્છા આશ્રમને કંઇ મદદ દેવાની છે, તમે લેશો ?' મેં જવાબ આપ્યો : 'જો કંઈ આપો તો હું જરૂર લઉં. મારે કબૂલ કરવું જોઈએ કે અત્યારે હું ભીડમાં પણ છું.'

'હું કાલે આ જ વેળાએ આવીશ ત્યારે તમે આશ્રમમાં હશો ?' મેં હા કહી ને શેઠ ગયા. બીજે દહાડે નીમેલે સમયે મોટરનું ભૂંગળું વાગ્યું. બાળકોએ ખબર આપી. શેઠ અંદર ન આવ્યા. હું તેમને મળવા ગયો. તેઓ મારા હાથમાં રૂ. ૧૩,૦૦૦ની નોટો મૂકી ચાલતા થયા.

આ મદદની મેં કદી આશા નહોતી રાખી. મદદ આપવાની આ રીત પણ નવી ભાળી. તેમણે આશ્રમમાં પહેલાં કદી પગ મૂક્યો નહોતો. તેમને હું એક જ વાર મળ્યો હતો એવું મને યાદ છે. ન આશ્રમમાં આવવું, ન પૂછવું; બારોબાર પૈસા આપીને ચાલતા થવું. મારો પહેલો જ અનુભવ હતો.

હિંદમાં આવ્યા પછી પણ આફ્રિકાના પ્રશ્નમાં બાપુ દોરવણી આપતા હતા. ધીમે-ધીમે ઇશ્વરે જ મોકલ્યાં હોય એવાં કાર્યો એમની સામે આવતાં ગયાં. જનકરાજાની ભૂમિ ચંપારણમાં સત્યાગ્રહનો પહેલો છોડ એમણે રોપ્યો. ૧૯૧૭માં એ બન્યું. ચંપારણમાં ગળીનાં ખેતરો હતાં. માલિકો ખેડૂતોને લૂંટતા હતા. બાપુ ત્યાં પહોંચ્યા. આપણા આજના

રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ બાપુને આ સત્યાગ્રહમા પ્રાપ્ત થયા બાપુ જ્યા જાય ત્યા વિજયની શંકા જ શાની? આ વિષે 'ચંપારણના સત્યાગ્રહનો ઇતિહાસ' રાજેન્દ્રબાબુની કલમે લખાયેલો છે

અમદાવાદમા પણ ધર્મયુદ્ધ આદરવાનો પ્રસંગ આવ્યો ત્યા મિલમાલિકો તરફથી મજૂરોને અન્યાય થતો હતો માલિકોમાના કેટલાક સાથે બાપુને મીઠા સબંધો હતા. સમાધાનના પ્રયાસમા સફળતા ન મળી એટલે બાપુએ મજૂરોને હડતાળનો માર્ગ લેવાની સલાહ આપી એ દિવસોમા હડતાળ આજના જેવી સહેલી નહોતી બાપુનો માર્ગ વર્ગવિગ્રહનો નહિ પણ વર્ગમેળનો હતો, પરંતુ તેનો અર્થ એમ નહિ કે માલિકો કહે તે બધુ મજૂરોએ કબૂલ કરી લેવુ જોઈએ બાપુએ મજૂરો પાસે ચાર શરતો મૂકી (૧) શાંતિનો ભંગ ન કરવો (૨) જે કામે ચડવા માગે તેના ઉપર બળાત્કાર ન કરવો. (૩) ભિક્ષાન્ન ન ખાવુ (૪) હડતાળ ગમે તેટલી લબાય તોયે દૃઢ રહેવુ અને પૈસા ખૂટે તો બીજી મજૂરી કરીને મેળવી લેવા મજૂરોએ આ શરતો કબૂલ રાખી અને હડતાળ શરૂ થઈ અંતે તો સત્યાગ્રહને શોભે તેવો વિજય થયો, પરંતુ વચ્ચે મજૂરો ઢીલા પડી ગયા બાપુને લાગ્યુ કે, મજૂરોને તેમની પ્રતિજ્ઞા પળાવવાની નૈતિક જવાબદારી એમના શિરે છે એમણે મજૂરો આગળ બોલતાબોલતા સહજ રીતે જાહેર કરી દીધુ કે, મજૂરો પાછા સજ્જ નહિ થાય અને ટેકમાં નહિ થાય ત્યા સુધી હડતાળ નહિ નિભાવી શકે, તો પોતે ઉપવાસ પર ઉતરશે મજૂરો હેબતાઈ ગયા એમણે આંસુભરી આંખે વિનતિ કરી, 'તમે ઉપવાસ છોડી દો, અમે ઉપવાસ કરીએ અમને માફ કરો' આમાથી નવી શક્તિ પેદા થઈ આ સત્યાગ્રહનુ વર્ણન સ્વ. મહાદેવભાઈએ 'એક ધર્મયુદ્ધ' નામના પુસ્તકમાં વિસ્તારથી કર્યુ છે

આ પછી ખેડાની લડત આવી. ખેડા જિલ્લામા દુષ્કાળ પડ્યો હતો પાક ચાર આની કરતા પણ ઓછો થયો હતો, છતા અમલદારોએ વધુ પાક બતાવ્યો અને સરકારે મહેસૂલ લેવાની તૈયારી કરી બાપુએ આ સામે સત્યાગ્રહની સલાહ આપી સરદાર વલ્લભભાઈ, શંકરલાલ બેંકર, અનસૂયાબેન, ઇંદુલાલ યાજ્ઞિક, સ્વ. મહાદેવભાઈ વગેરે બાપુની સાથે હતા સરદાર તે વખતે સરદાર નહોતા, બારિસ્ટર હતા અને વકીલાત કરતા હતા એ વખતે એમણે વકીલાત છોડી તે છોડી જ આ લડતમા ખેડૂતો થાક્યા ખરા પણ અંતે સારુ થઈ ગયુ બાપુ પોતે લખે છે કે, લડતને અંતે સત્યાગ્રહની શક્તિ વધે નહિ તો તેટલી ખામી ગણાય. ખેડામા વિજય મળ્યો પણ આટલી ખામી રહી ગઈ

આ સમય દરમિયાન મહાયુદ્ધ ચાલતુ હતુ. બાપુ ભરતીનું કામ કરતા હતા એમા ગંભીર માંદગીમા પટકાઈ પડ્યા આ માંદગીને બાપુએ આત્મકથામા 'મરણપથારીએ' એ નામના પ્રકરણથી વર્ણવી છે આ દિવસોમા એમને મોત સાથે મહોબત કરી લીધી એમ કહી શકાય. મરવાની પૂરી તૈયારી સાથે શાંતિપૂર્વક ગીતાપાઠ સાભળતા હતા

આ માંદગી પછી શરીર ઠીક કરવા માટે દૂધ લેવુ જ જોઈએ એવો દાક્તરોએ આગ્રહ સેવ્યો બાપુએ દૂધ તો છોડી દીધુ હતુ સંયમનો ખ્યાલ તો હતો જ, તેમા ગાયભેંસ ઉપર ગુજરતા અત્યાચારોની વાત ઉમેરાઈ. એટલે દૂધ ન લેવાની એમણે પ્રતિજ્ઞા કરી હતી, પણ બાએ એમાથી માર્ગ કાઢ્યો બાપુનુ શરીર બચાવી લીધુ બાએ કહ્યું 'તમારી પ્રતિજ્ઞામા રહીને બકરીનું દૂધ લઈ શકાય' બાપુ લખે છે કે, પ્રતિજ્ઞાના અક્ષરનુ એમા પાલન હતુ પણ આત્માનુ નહોતુ. છતા સત્યાગ્રહની લડાઈના

'મોહ'માં ખેંચાઈને બકરીનું દૂધ લેવાનું એમણે સ્વીકાર્યું.

મહાયુદ્ધ હવે પૂરું થયું હતું. હિંદુસ્તાનના દિલમાં કંઈ કંઈ આશાઓ પેદા થઈ હતી. બાપુ પોતે શ્રદ્ધાપૂર્વક માનતા હતા કે, બ્રિટિશ સરકારે વચનો આપ્યાં છે, તે રીતે હિંદુસ્તાનને હવે સ્વરાજ્ય મળશે. પરંતુ તે સ્વરાજ્યને બદલે બ્રિટિશ સરકારે હવે તો 'રોલેટ એક્ટ'ને નામે ઓળખાતા કાળા કાયદાની ભેટ આપી. બાપુ હજી માંદગીની અસરમાંથી તદ્દન મુક્ત થયા નહોતા, છતાં એમણે રોલેટ એક્ટની સામે મોરચો માંડ્યો. હિંદના બધા વર્ગો કાળા કાયદા સામે વિરોધ અનુભવતા હતા. પરંતુ થઈ શું શકે તે કોઈને સૂઝતું નહોતું. માર્ગ બાપુએ બતાવ્યો. ૧૯૧૯ના છઠ્ઠી એપ્રિલને દિવસે આખા દેશમાં હડતાળ પાડી. આ કાયદાનો વિરોધ કરવાનો બાપુએ આદેશ આપ્યો. હિંદુસ્તાન એકથી બીજા છેડા સુધી ખળભળી ઊઠ્યું. શહેરોમાં અને ગામડાંઓમાં હડતાળો પડી. બાપુએ મુંબાઈમાં કાયદાનો ભંગ કર્યો. પંજાબમાં જલિયાંવાળા બાગનો કરુણ કાંડ ભજવાયો. બાપુ દોડીને ત્યાં ગયા. સરકારે એમને અટકાવ્યા. દેશના જુદાજુદા ભાગમાં તેના પ્રત્યાઘાત રૂપે તોફાનો ફાટી નીકળ્યાં. બાપુએ દેશનું સુકાન સંભાળી લીધું.

દેશ પણ એમના તરફ આશાની મીટ માંડી રહ્યો. આમાંથી 'નવજીવન' ને 'યંગ ઈંડિયા' નો જન્મ થયો. બાપુએ પ્રજાને કેળવવા માંડી. ખિલાફતનો સવાલ ઉમેરાયો અને મુસ્લિમો કોંગ્રેસ તરફ વધુ ખેંચાયા. બાપુએ કોંગ્રેસને અસહકારને માર્ગે વાળી અને આ દેશમાં સ્વાતંત્ર્યની લડાઈની નવી દિશા ઊઘડી ગઈ. ત્યાંસુધી કોંગ્રેસ જનતાની સાથે એકરૂપ નહોતી. જનતાનાં સુખદુઃખ અરજીઓ દ્વારા અથવા વિરોધી ઠરાવો દ્વારા રજૂ થતા હતા તેને બદલે હવે જનતાએ ક્રાંતિનો—અસંમત્ત અહિંસક ક્રાંતિનો માર્ગ અપનાવ્યો. અમૃતસરની મહાસભામાં આ વિશે સત્તાવાર ઠરાવ થયો. બાપુએ દેશને ચર્ખાની ભેટ ધરી અને વિશાળ અર્થમાં સ્વદેશીનો કાર્યક્રમ આપ્યો. એ પછી નાગપુરની બેઠકમાં અસહકારનો ઠરાવ ફરી મંજૂર કરવામાં આવ્યો અને હિંદુસ્તાનના એકથી બીજી છેડા સુધી વિદ્યુતનો સંચાર થયો હોય એવી જાગૃતિ પ્રસરી ગઈ. 'હિંદુમુસલમાનકી જય' 'મહાત્માગાંધીકી જય' 'ભારતમાતાકી જય' ના નાદથી હિંદનું વાતાવરણ ભરાઈ ગયું.

બાપુએ લખેલી આત્મકથા અહીં સુધી આવીને અટકી જાય છે. આત્મકથાની પૂર્ણાહુતિ કરતાં બાપુએ જે લખ્યું છે તે વાંચીને આપણે પાવન થઈએ:

પણ હવે આ પ્રકરણો બંધ કરવાનો સમય આવી પહોંચ્યો છે.

હવેનું મારું જીવન એટલું બધું જાહેર થયું કે, કશું પ્રજા નથી જાણતી એવું ભાગ્યે જ હોય. વળી ૧૯૨૧ની સાલથી હું મહાસભાના આગેવાનોની સાથે એટલો બધો ઓતપ્રોત થઈને રહ્યો છું કે, એક પણ કિસ્સાનું વર્ણન નેતાઓના સંબંધને તેમાં લાવ્યા વિના હું યથાર્થ ન જ કરી શકું. આ સંબંધો હજુ તાજા છે. શ્રદ્ધાનંદજી, દેશબંધુ, લાલાજી અને હકીમસાહેબ આપણી પાસે નથી, છતાં સદ્ભાગ્યે બીજા ઘણા નેતાઓ હજુ મોજૂદ છે. મહાસભાના મહાપરિવર્તન પછીનો ઇતિહાસ હજુ ઘડાઈ રહ્યો છે. મારા મુખ્ય પ્રયોગો મહાસભાની મારફતે થયા છે, એટલે તે પ્રયોગોનું વર્ણન કરવામાં નેતાઓના સંબંધોને વચ્ચે લાવવા અનિવાર્ય છે. એ હું વિનયને ખાતર પણ હાલ તો ન જ લાવી શકું. છેવટમાં, હાલ ચાલતા પ્રયોગોને વિષે મારા નિર્ણયો નિશ્ચયાત્મક ન ગણી શકાય. એટલે આ પ્રકરણોને હાલ તો બંધ કરવાં એ મારું કર્તવ્ય જણાય છે, મારી કલમ જ આગળ ચાલવાની ના કહે છે એમ કહું તો ચાલે.

વાચનારની રજા લેતાં મને આઘાત પહોંચે છે. મારા પ્રયોગોની મારી પાસે બહુ કિંમત છે. તેમને હું યથાર્થ વર્ણવી શક્યો છું કે નહિ એ હું નથી

જાણતો યથાર્થ વર્ણવવામાં મેં કચાશ નથી રાખી. સત્યને મેં જેવું જોયું છે, જે માર્ગે જોયું છે તે બતાવવાનો મેં સતત પ્રયત્ન કર્યો છે, ને વાચનારને તે વર્ણનો આપતાં ચિત્તશાંતિ ભોગવી છે કેમ કે તેમાંથી વાચનારને સત્ય અને અહિંસાને વિષે વધારે આસ્થા બેસે એવી મેં આશા રાખી છે

સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે, એમ આ પ્રકરણોને પાનેપાને ન દેખાયું હોય તો આ પ્રયત્ન વ્યર્થ સમજું છું પ્રયત્ન વ્યર્થ હો, પણ વચન વ્યર્થ નથી. મારી અહિંસા સાચી તોયે કાચી છે, અપૂર્ણ છે તેથી મારી સત્યની ઝાંખી હજારો સૂરજને એકઠા કરીએ તોપણ જે સત્યરૂપી સૂરજના તેજનું પૂરું માપ ન મળી શકે એવા સૂરજના એકકિરણમાત્રના દર્શનરૂપ જ છે એનું સંપૂર્ણ દર્શન સંપૂર્ણ અહિંસા વિના અશક્ય છે, એટલું તો હું મારા આજ લગીના પ્રયોગોને અંતે અવશ્ય કહી શકું છું

આવા વ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્‌પ્રેમની પરમ આવશ્યકતા છે અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો તેથી જ સત્યની મારી પૂજા ને મને રાજ્યપ્રકરણમાં ખેંચી ગઈ છે ધર્મને રાજ્યપ્રકરણની સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી એમ કહેતાં મને સંકોચ નથી થતો, એમ કહેવામાં હું અવિનય નથી કરતો.

આત્મશુદ્ધિ વિના જીવમાત્રની સાથે ઐક્ય ન જ સધાય આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનું પાલન સર્વથા અસંભવિત છે અશુદ્ધાત્મા પરમાત્માનાં દર્શન કરવા અસમર્થ છે, એટલે જીવનમાર્ગના બધા ક્ષેત્રોમાં શુદ્ધિની આવશ્યકતા છે એ શુદ્ધિ સાધ્ય છે, કેમ કે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટ સંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઈ પડે છે અને વ્યક્તિગત પ્રયત્ન કરવાની શક્તિ સત્યનારાયણે સહુને જન્મથી જ આપી છે

પણ આ શુદ્ધિનો માર્ગ વિકટ છે એમ હું તો પ્રતિક્ષણ અનુભવું છું શુદ્ધ થવું એટલે મનથી, વચનથી ને કાયાથી નિર્વિકાર થવું, રાગદ્વેષાદિરહિત થવું એ નિર્વિકારતાને પહોંચવાને પ્રતિક્ષણ મથતાં છતાં હું પહોંચ્યો નથી, તેથી લોકોની સ્તુતિ મને ભોળવી શકતી નથી, એ સ્તુતિ ઘણી વેળા ડંખે છે મનના વિકારોને જીતવા જગતને શસ્ત્રયુદ્ધથી જીતવા કરતાં પણ મને કઠિન લાગે છે હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ હું મારામાં છુપાઈ રહેલા વિકારોને જોઈ શક્યો છું, શરમાયો છું, પણ હાર્યો નથી સત્યના પ્રયોગો કરતાં મેં રસ લૂંટ્યો છે, આજે લૂંટી રહ્યો છું પણ હું જાણું છું કે, મારે હજુ વિકટ માર્ગ કાપવાનો છે તેને સારુ મારે શૂન્યવત્ બનવાનું છે, મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો ન મૂકે, ત્યાં લગી તેની મુક્તિ નથી. અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે અને એ નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે એ નમ્રતાની પ્રાર્થના કરતો, તેમાં જગતની મદદ યાચતો અત્યારે તો આ પ્રકરણોને બંધ કરું છું

★

હું અમે તે ધર્મના માનતો હોય તેનો મને પક્ષપાત નથી, માત્ર કહેવાનું તાત્પર્ય એ કે, જે રાહથી સંસારમળ નષ્ટ થાય, તે ભક્તિ, તે ધર્મ અને તે સદાચારને તું સેવજે મૂળતત્ત્વમાં ક્યાંય ભેદ નથી, માત્ર દૃષ્ટિમાં જ ભેદ છે, એમ ગણી આશય સમજી પવિત્ર ધર્મમાં પ્રવર્તન કરજે

શ્રીમદ્ રાજચંદ્ર

**વનસ્પતિશાસ્ત્ર :** લેખક: શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજી વર્મા. શ્રી. બાપાલાલ ગરબડદાસે કરી આપેલા સુધારાવધારા સાથેની નવી આવૃત્તિ હવે પછી છપાશે.

**શ્રીશાંકરભાષ્ય સાથેની શ્રીમદ ભગવદ્‌ગીતા** } આ ગ્રંથ ગુજરાતી ભાષામાં ઘણાં વર્ષોથી અપ્રાપ્ય છે. તે હવે પછી પ્રસિદ્ધ થશે.

## આફ્રિકાના ગ્રાહકબંધુઓને

આફ્રિકા માટેનું **અખંડ આનંદ** માસિકનું લવાજમ રૂા. ૯) ને બદલે માર્ચ ૧૯૪૮થી રૂા. ૧૦) અથવા શિ. ૧૫) રખાયું છે.

આફ્રિકાના જે સજ્જનો '**અખંડ આનંદ**'નું લવાજમ સીધું ન મોકલી શકે તેઓ ત્યાં નીચેના ઠેકાણે ભરી શકે એવી ગોઠવણ કરવામાં આવી છે. લવાજમ ભરીને તેમની પાસેથી પહોંચ મેળવી લેવી.

**શ્રી. જી. એમ. શર્મા,**
ઠે. હનુમાન આશ્રમ, પો. બો. નં. **૧૧૫૬, નૈરોબી,** (બ્રિ. ઈ. આફ્રિકા)

## શ્રીમદ્ ભગવદ્‌ગીતા: પુરુષાર્થબોધિની ટીકા સાથે

જેમાં મૂળ શ્લોકો, પદચ્છેદ, અન્વય, સરલાર્થ તથા
પંડિત સાતવલેકરજીની પુરુષાર્થબોધિની ટીકા આપી છે.

**બે ગ્રંથો,** બોર્ડપટ્ટીનું પૂંઠું, કુલ પાન ૧૦૬૮
મૂલ્ય: માત્ર રૂા. ૧૦), ટપાલખર્ચ રૂા. ૧–૪

વેદ તથા ઉપનિષદ્‌ના મંત્રો, પુરાણોમાં જે કહેવાયલું છે તે અને ભગવદ્‌ગીતાના શ્લોકો–એ સર્વનો સમન્વય કરીને સૌ કોઈ સહેલાઈથી સમજી શકે એવી સરળ ટીકા સાથેનો પં. સાતવલેકરજીએ પચીસ વર્ષના સતત મંથન પછી તૈયાર કરેલો આ અદ્વિતીય ગ્રંથ, ગીતાનો અભ્યાસ કરનારા તેમ જ ધર્મનું અભિમાન ધરાવનાર દરેક સજ્જને વાંચી લેવો જોઈએ.

ભગવદ્‌ગીતાનો અભ્યાસ કરતાં જે જે વિચારો આવવા જોઈએ, તે સર્વનો આમાં સમાવેશ થયો છે. પુસ્તકાલયોને ભલામણ કરીએ છીએ કે, આ ગ્રંથ મંગાવી લેવો જોઈએ અને જેઓ પોતે ખરીદીને વસાવી શકે એમ હોય, તેમને તે ખરીદી વસાવી લેવા ભલામણ છે.

# આવતીકાલનું અમદાવાદ

વક્તાઓ :

શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ

શ્રી. અમૃતલાલ દલપતભાઈ શેઠ

પ્રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક

'આવતીકાલનું અમદાવાદ' એ નામની એક શ્રેણી મુંબઈ રેડિયો પરથી ગયા માર્ચમાં અપાઈ હતી. એમાં ત્રણ વાયુપ્રવચનો યોજવામાં આવ્યાં હતાં. અનુક્રમે શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ, શ્રી અમૃતલાલ દલપતભાઈ શેઠ અને પ્રા. રામનારાયણ વિ. પાઠકે એ પ્રવચનો કર્યાં. એ ત્રણેય વક્તાઓના નામથી ગુજરાત પરિચિત છે.

શેઠ શ્રી કસ્તુરભાઈ ગુજરાતના મહાન ઉદ્યોગપતિ છે અને બીજી અનેક પ્રવૃત્તિઓમાં રસ ધરાવે છે. શ્રી અમૃતલાલ શેઠ 'જન્મભૂમિ'પત્રોના સ્થાપક, સંચાલક અને તંત્રી છે અને પ્રા. પાઠક ગુજરાતના પ્રખર વિવેચક, કવિ, વાર્તાકાર, હાસ્યકાર ને કેળવણીકાર છે. એમના ગ્રંથો ગુજરાતી સાહિત્યની મોંઘી મૂડી છે.

આ પ્રવચનો 'અખંડ આનંદ'ના વાચકોને આવતી કાલના અમદાવાદ અને મહાગુજરાત વિશે વિચાર કરવા પ્રેરશે.

આ પ્રવચનોની પ્રસિદ્ધિ માટે ત્રણેય વક્તાઓની અને 'રેડિયો'ની મંજૂરી લેવામાં આવી છે. સહર્ષ મંજૂરી માટે સૌનો આભાર માનીએ છીએ.

# ઔદ્યોગિક અમદાવાદ

## શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ

આવતીકાલનું ઔદ્યોગિક અમદાવાદ એ વિષય ઉપર વિવેચન કરવા મને કહેવામાં આવ્યું છે. આવતીકાલનો વિચાર કરતાં પહેલાં ભૂતકાળમાં અમદાવાદ કેવું હતું તે જાણવાની આવશ્યકતા છે. અમદાવાદ ઈ. સ. ૧૪૧૧ના માર્ચ માસમાં અહમદશાહે વસાવ્યું અને અમદાવાદ શહેરનો પાયો નાખવાનો દિવસ આપણી સંસ્કૃતિ મુજબ ભવિષ્યવેત્તાએ શોધેલો એક અતિ શુભ મુહૂર્તનો દિવસ હતો.

આપણામાંના ઘણા ગુજરાતીભાઈઓને કદાચ ખબર પણ નહિ હોય કે જ્યારથી અમદાવાદ શહેરની સ્થાપના થઈ ત્યારથી તે ઉત્તરોત્તર વિકાસ તથા વૃદ્ધિ પામ્યું છે. ઈ. સ. ૧૬૩૮માં મેન્ડેલસો નામનો જગવિખ્યાત જર્મન પ્રવાસી અમદાવાદ આવ્યો હતો, ત્યારે તેણે અમદાવાદનું જે વર્ણન કર્યું હતું તે વાંચતાં આજે પણ આપણને ગૌરવ થયા વિના રહે તેમ નથી. તે પોતાની તવારીખમાં જણાવે છે કે, અમદાવાદનો ઉદ્યાનરૂપી દેખાવ અને તેના બાગો ને ઝાડોની જાહોજલાલી અનુપમ હતી. હિંદુસ્તાનમાં પણ જુદી-જુદી જગ્યાએ તેમણે પ્રવાસ કર્યો હતો અને બીજાં શહેરો સાથે સરખાવતાં ગુજરાતની અને તેમાં પણ ખાસ કરીને અમદાવાદની સમૃદ્ધિ આગળ તરી આવતી હતી. અમદાવાદ તે વખતે પણ વેપાર-વાણિજ્યમાં અગ્રેસર હતું. એ જમાનામાં કારખાનાંઓની પ્રથા પ્રચલિત થયેલી ન હતી. છતાં અમદાવાદમાં ઉત્તમ પ્રકારનું રેશમી અને સુતરાઉ કાપડ અને કિનખાબ બનતું અને તેની ખપત હિંદુસ્તાનના જુદાજુદા ભાગોમાં થતી. તે ઉપરાંત સાકર, મધ, લાખ, અફીણ, સૂંઠ, અરીઠાં, નવસાર અને ગળીનો પણ બહોળો વેપાર ચાલતો. કસ્તૂરી અને અંબર જેવી વસ્તુઓ બંગાળથી લાવી, અમદાવાદના વેપારીઓ દેશપરદેશ મોકલતા.

આ બધી પ્રવૃત્તિઓને લીધે અમદાવાદની જાહોજલાલી હતી એટલું જ નહિ પણ અમદાવાદના અગ્રગણ્ય શહેરીઓ દિલ્હીમાં મોગલ દરબારમાં ઘણી જ સારી લાગવગ ધરાવતા હતા; અને તેઓ દિલ્હીના મોગલ બાદશાહોને મોટી રકમોની ધીરધાર કરતા. આ બધી વસ્તુઓ ઉપરથી એ તો સ્પષ્ટ થાય છે કે, અમદાવાદના નાગરિકો વ્યાપારમાં એ જમાનામાં પણ બાહોશ તથા સાહસિક ગણાતા હતા.

ત્યારબાદ અઢારમા અને ઓગણીસમા સૈકામાં હિંદુસ્તાનના સંક્રાંતિકાળ વખતે વ્યાપારઉદ્યોગને જે ફટકો સહન કરવો પડ્યો, તેમાં પણ અમદાવાદના વેપારીઓ ટકી શક્યા હતા અને અમદાવાદનું વ્યાપારી

મહત્ત્વ ઘટવા પામ્યું ન હતું. ઈ. સ ૧૮૫૯ માં શ્રીયુત રણછોડભાઈએ યંત્રથી સૂતર બનાવવાનાં કારખાનાંના પાયા નાખ્યા, તે વખતે રેલવેવહેવાર ફક્ત સુરત સુધી હતો મુસીબતોનો સામનો કરી સૂતર-ઉદ્યોગનો પાયો . અમદાવાદમા નાખનાર શ્રી. રણછોડભાઈ રેંટિયાવાળાને નામે પ્રસિદ્ધ થયા અને ત્યારબાદ સૂતર અને કાપડનો ધંધો અમદાવાદમા દિનપ્રતિદિન ખીલતો ગયો સને ૧૯૦૦ સુધી અમદાવાદની મિલો મુખ્યત્વે કરીને સૂતર કાંતવી અને તે સૂતર અમુક અંશે ચીનમાં નિકાશ થતું વીસમા સૈકાની શરૂઆતમાં સૂતરની માગ ઘટતી ગઈ અને સૂતરના ધંધામાં મંદી આવતા અમદાવાદના ઉદ્યોગપતિઓએ કાપડ બનાવવું શરૂ કર્યું.

શરૂઆતમા જે કાપડ બનતું તે સામાન્ય રીતે ખેડૂત તથા ગરીબવર્ગના ઉપયોગમા આવી શકે તેમ હતું મધ્યમવર્ગની ઝીણા કાપડની માગને પૂરી પાડવા ૧૯૨૩ની સાલમા એક મિલે ઝીણું કાપડ બનાવવાની શરૂઆત કરી અને છેલ્લાં પચીસ વર્ષમાં તેના સાહસિક ઉદ્યોગપતિઓએ એવા વિવિધ પ્રકારનાં કાપડોની બનાવટો બનાવી, કે આજે હિંદુસ્તાનમાં કોઈ પણ કેન્દ્ર એવું નથી, કે જ્યા આટલી બધી વિવિધ જાતોનું કાપડ બનાવાતું હોય આ અંગે કાપડસૂતરના ઉદ્યોગ માટે અમદાવાદ પ્રથમ પંક્તિનું કેન્દ્ર બન્યું સાથેસાથે મશિનરીના દાગીનાઓ બનાવવાનાં સેંકડોની સંખ્યામાં કારખાનાઓ અમદાવાદમા ઊભાં થયાં અને આ કારખાનાંઓમા જે દાગીનાઓ બનાવવામા આવે છે, તેની કામગીરી ઉત્તમ પ્રકારની હોય છે અને તેથી પરદેશથી આવતા આવા દાગીનાઓની આયાત ઘણી ઓછી થઈ અને તેની જગ્યા સંતોષકારક રીતે અત્રે બનતા દાગીનાઓએ લીધી તે ઉપરાંત, કાપડસૂતરનાં કારખાનાંઓને ઉપયોગી તેવાં રસાયણો, બોબીનો, સ્ટાર્ચ અને પીકર્સ બનાવવાના કારખાનાંઓ પણ સ્થપાયાં તે ઉપરાત અમદાવાદમા તેલ પીસવાની મિલો, ગંજીફરાક તથા મોજા બનાવવાના અને ત્રાંબા તથા પિત્તળનાં વાસણો બનાવવાના કારખાનાઓ અને છાપખાનાંઓ છે. આ બતાવે છે કે, અમદાવાદનો ઔદ્યોગિક વિકાસ દિનપ્રતિદિન વધી રહ્યો છે, અને એટલું જ નહિ પરંતુ તે વિકાસ સર્વાંગી પણ થયો છે તેમ થવાનું મુખ્ય કારણ અમદાવાદની વેપારીઆલમની સાહસિકતા ને કુનેહ છે

ઉદ્યોગની સ્થાપના અને સારા સંચાલન માટે ચાર વસ્તુઓ જરૂરી હોય છે. એક તો નાણું; બીજું સારા કારીગરો, ત્રીજું ઉદ્યોગપતિઓ અને ચોથું ઉદ્યોગ-સંચાલનમાં કામગીરી કરી શકે તેવા માહિતગાર નિષ્ણાતો અમદાવાદના સારા નસીબે પ્રથમની ત્રણ વસ્તુ સહેલાઈથી મળી શકે છે એટલે જો કોઈ પણ નવો ઉદ્યોગ સ્થાપવો હોય, તો તેનો જાણકાર મળતાં તેની સ્થાપના કરવામાં અમદાવાદમાં મુશ્કેલી પડતી નથી આનું એક કારણ એ પણ હોઈ શકે કે, અમદાવાદ ગુજરાતનું પાટનગર છે અને ગુજરાત હિંદુસ્તાનના બીજા પ્રદેશો કરતાં જરા વધારે સમૃદ્ધ છે તેથી સ્થપાયેલા કોઈ પણ ઉદ્યોગના માલની ખપત કરતાં મુશ્કેલી પડતી નથી.

અમદાવાદમાં કાપડઉદ્યોગ એટલા પ્રમાણમાં વિકસ્યો છે કે તેના વધુ વિકાસનો અવકાશ નથી. આવા અવરોધને અંગે–અમદાવાદમાં સાહસિક વેપારીઓને સાધારણ રીતે નવા ઉદ્યોગોમાં જવું પડશે.

હું માનું છું કે નજીકના ભવિષ્યમાં સાબુ, દવા, રસાયણ તથા એન્જિનિયરિંગનાં કારખાનાંઓ સારીરીતે ખીલી શકે તેમ છે. તે ખીલવણીને અનુકૂળ વાતાવરણ કરવા જુદાજુદા વિષયોના નિષ્ણાતોની ઊણપ દૂર કરવા અમદાવાદના અગ્રેસર શહેરીઓએ આજે જુદાજુદા વિષયોમાં તાલીમ આપવા સારુ એક પછી એક કૉલેજોની સ્થાપના કરવાની શરૂઆત કરી દીધી છે. છેલ્લાં ત્રણ વર્ષમાં મોટા પાયા પર એક સાયન્સ કૉલેજ અને બીજી ફાર્માસ્યુટિકલકૉલેજનું કામકાજ શરૂ થઈ ગયું છે. જ્યારે એન્જિનિયરિંગ કૉલેજના પાયા નખાઈ ગયા છે. આ કૉલેજો અમદાવાદમાં સ્થાપવાથી અમદાવાદને મોટો લાભ થવાનો સંભવ છે કારણ કે તેમાં તાલીમ પામેલા નિષ્ણાતો અમદાવાદના ભિન્નભિન્ન ઉદ્યોગોની ખીલવણીમાં પોતાનો હિસ્સો આપશે. આ કૉલેજમાં તાલીમ પામેલા નિષ્ણાતો ફક્ત અમદાવાદને નહિ પરંતુ સમગ્ર હિંદની રસાયણ તથા એન્જિનિયરિંગ અંગેની ખોટ પૂરી પાડવા શક્તિમાન થશે અને તેવી રીતે હિંદના આર્થિક વિકાસને બળ આપશે.

થોડા દસકાઓ પહેલાં એવી માન્યતા પ્રચલિત હતી કે, કારખાનાંઓના ઉત્કર્ષ માટે કાચો માલ નજીક હોવો જોઈએ અને અમુક પ્રકારનું હવામાન ઉત્પાદનને જરૂરી છે. ઉપરની બે વસ્તુઓ સરખી રીતે ન હોય, તો કારખાનું ચલાવવું મુશ્કેલ ગણાતું. પરંતુ છેલ્લાં કેટલાંક વર્ષોમાં જે શોધખોળો થઈ રહી છે અને જે રીતે વાહનવ્યવહાર આગળ વધી રહ્યો છે તે જોતાં ભવિષ્યમાં કારખાનાંની ખીલવણીનો આધાર સાહસ અને કુનેહ પર રહેશે. જ્યાંજ્યાં તે બે વસ્તુઓ હશે ત્યાંત્યાં ઉદ્યોગો સ્થપાશે અને ફાલશે. અમદાવાદને છેલ્લા સૈકામાં સાહસ અને કુનેહનો જે વારસો મળ્યો છે, તેનો ઉપયોગ તે ઉદ્યોગોની સર્વાંગી ખીલવણી કરવા વાપરી શકશે, અને અમદાવાદ નવા ઉદ્યોગો અપનાવવામાં પાછી પાની નહિ કરે.

ઉપર જણાવેલા ઉદ્યોગોનાં કારખાનાં કામ કરતાં થાય, તો તેઓએ એક બીના ન ભૂલવી જોઈએ. આજનું અર્થકારણ ખેતી અને ઉદ્યોગ વચ્ચે સંકળાયેલું છે અને એકની આબાદીનો આધાર બીજાની આબાદી પર છે. એન્જિનિયરિંગનાં કારખાનાંમાંથી ટ્રેક્ટર, પંપ વગેરે ઓજારો પૂરતા પ્રમાણમાં પહોંચતાં કરવામાં આવે તો ખેતી સુધરે અને જો સાથેસાથે રસાયણનાં કારખાનાં-માંથી જમીનપોષક તત્ત્વોની બનાવટ થાય, તો અમદાવાદની આસપાસનો પ્રદેશ ખેતીનો ધંધો ખીલતાં પાછો ઉદ્યાનમય વાતાવરણ ઊભું કરે. મને આશા છે કે, ઉપરનાં તત્ત્વો ટૂંક સમયમાં જ કામે લાગી જશે અને તે વખતે ઈલેક્ટ્રિક, ગ્રીડ સ્કીમ પણ પોતાનો હિસ્સો વીજળીક બળ પૂરતુ પહોંચાડીને આપશે. તેમ છતાં અમદાવાદની આસપાસનો પ્રદેશ અને ખાસ કરીને ગુજરાત વધુ સમૃદ્ધિવાન થશે.

ઉપર પ્રમાણે ઉદ્યોગોનો વિકાસ થાય તો અમદાવાદમાં વસ્તીનો વધારો થશે. તે વધારાની વસ્તીની જરૂરિયાત અને નવા ઉદ્યોગોમાથી ઉપસ્થિત થતા કેટલાક પ્રશ્નોના નિરાકરણ અર્થે વિચારશીલ યોજનાઓ આજથી ઘડાવી જોઈએ, નહિ તો આ પ્રશ્નો જનસુખાકારી ને અહિતકારી વાતાવરણ ઊભુ કરશે પશ્ચિમનાં ઔદ્યોગિક શહેરોમા રોગોના પ્રતિકાર માટે જે જે યોજનાઓ સ્વીકારવામાં આવે છે તેવી જ આપણે અપનાવવી પડશે

ખાસ મહત્ત્વના પ્રશ્નો તો કારખાનાઓ ક્યાં કરવા, કારખાનામા કામ કરતા કારીગરો ક્યાં અને કેવી રીતે વસવાટ કરશે એ નક્કી કરવા અને અમદાવાદની જનતાને આમોદપ્રમોદનાં સાધનો મેળવી આપવાં તે રહેશે ઉપરની ત્રણે વસ્તુઓ જનસુખાકારીને લગતી છે, તેથી તેના પર પૂરતી ચોકસાઈથી ધ્યાન આપવામાં આવે, તો મે કહેલા નવા ઉદ્યોગો ખીલી શકશે ચાલી આવતા જૂના ઉદ્યોગો અને નવા ખીલતા ઉદ્યોગોના માલ તથા માણસોની અવરજવર માટે હાલની અમદાવાદની સડકો યોગ્ય ન કહી શકાય તેથી રાજમાર્ગો વધુ પહોળા બનાવવા જરૂરી છે અને સડકો પણ સારી હોવી જોઈએ કારીગરની કામગીરી તેની રહેણીકરણી પર આધાર રાખે છે વસવાટ માટેના સારાં મકાનો, શિસ્તબદ્ધ શિક્ષણ અને ફાજલ સમયે ચિત્તને આનંદ મળે તેવા સાધનોવાળા બાગ-બગીચાઓ સારી કામગીરીને ઉત્તેજન આપશે અને તેનો લાભ ફક્ત ઉદ્યોગને જ નહિ પણ શહેરને પણ મળશે આમ અમદાવાદનુ ઔદ્યોગિક ભાવી જનસુખાકારી સાથે સંકળાયેલું છે, તે જો બરાબર સમજી, તેના પ્રશ્નોનો નિવડો થાય, તો ઔદ્યોગિક વિકાસમા કોઈ જાતની હરકત આવવા સંભવ નથી.

અમદાવાદનો વેપારી પોતાના વેપારની ઝીણવટ, ચોકસાઈ, સાહસિકતા, સમાજમાં બદલાતા જતા વાતાવરણનો પાસાઓ સમજી શકે છે અને તે ત્રેવડને લીધે દરેક સંજોગોમાં અનુકૂળ થઈ શકે તેમ હોવાથી નવી સમાજરચનામા પોતાનો હિસ્સો જરૂર આપશે અને અમદાવાદની ઔદ્યોગિક મહત્તા ઘટવા નહિ દે એવી મારી માન્યતા છે *

* તા. ૮-૩-'૪૮

★

સેવાકાર્યમા વેઠ ઉતારાય જ નહિ તે ઉવાડે મુકાય નહિ. પોતાનુ હોય તો શણગારુ, પારકું
છે, વગર પૈસે કરવાનું છે એટલે જેવું અને જ્યારે કરીએ તેવુ ને ત્યારે ચાલશે, એમ વિચારનાર અને
અને આચરનાર યજ્ઞના મૂળાક્ષર પણ નથી જાણતો સેવામા તો સોળે શણગાર પૂરવાના હોય,
પોતાની બધી કળા તેમા ઠાલવવાની હોય એ પહેલી, પછી આપણી સેવા મતલબમા શુદ્ધ યજ્ઞ
કરનારને પોતાનું કઈ જ નથી તેણે બધુ કૃષ્ણાર્પણ કર્યું છે

—ગાંધીજી

લાગે છે.

આજના યુદ્ધોત્તરયોજનાઓના કાળમાં દસ કરોડ એ શી વિસાતમાં છે? અને અમદાવાદ જેવા મુંબાઈ ઇલાકાના શ્રેષ્ઠ વેપારી શહેરમાં બંદર આવીને બેસતું હોય, તો એને મૂડીનો શો તોટો પડવાનો હતો?

આજે રેલવેઓ ઉપર પારવગરનું દબાણ છે. અમદાવાદને કોલસો જોઈએ, તેલ જોઈએ અને પોતાની પેદાશની નિકાશ માટે વાહન જોઈએ. અમદાવાદના આજના વેપારની જ આયાત-નિકાસ જો આ દરિયારસ્તે થાય, તો એટલામાંથી જ આ મૂડીનું વ્યાજ નીકળી શકે: એટલું જ નહિ પણ એક નફાકારક યોજના બની શકે.

અનેક શંકાઓ અને આક્રમણો પછી લોઈડ બારાજ શરૂ થયો. એના વહીવટમાં અનેક પ્રકારે નાણાંની બરબાદી થઈ, એ બધા પછી આજે જ્યારે તે અમલમાં આવ્યો ત્યારે લોઈડ બારાજ સિંધનો તારણહાર બની ગયો છે.

સાબરમતીનું બંદર થાય તો ભાવનગરથી અમદાવાદ સુધીના બન્ને કિનારાનાં ગામોમાં ધંધોરોજગાર અને મજૂરીમાં અપાર તેજી આવે. કિનારે વસતી પ્રજામાં નવી સાહસવૃત્તિ, નવાં આરોગ્ય અને નવી સંપત્તિ આવે. એ કિનારાની પાછળનો બધો પ્રદેશ કિનારાઓ સાથે વાહનવ્યવહારથી જોડાઈ જઈને નવા વેપારઉદ્યોગ ખેડી શકે. આપણા જુવાનોને ગુજરાતનાં ગામડાંઓમાંથી આફ્રિકા, મલાયા, ચીન, જાવા અને ફિલિપાઇનના પ્રવાસો સહજ થઈ પડે. દેશાવરો સાથે ગુજરાતને વેપારના અને સંસ્કૃતિના સીધા સંબંધ બંધાય.

નવાં બંદરો સંબંધમાં એક પરિસ્થિતિ હમેશાં વિચારવાની રહે છે; કોઈ જૂનાં અને ચાલુ બંદરોને તોડીને તો એ બંદર નથી બનતું ને? એનો પોતાનો વેપાર એને છે? આ શરત અમદાવાદને અનુકૂળ છે. એના પોતાના વેપાર ઉપર જ અમદાવાદનું બંદર નભી શકે તેમ છે, ખીલી શકે તેમ છે.

આ બધી વાતો આ પ્રશ્નના નિષ્ણાત તરફની નથી. હું પોતે એન્જિનિયર નથી. દરિયાઈ અગર તો નદીઓનું એન્જિનિયરિંગ એ મારો વિષય નથી. જહાજો માટે જોઈતી સગવડો, એમાં થતા ખર્ચા, એના આંકડા મારી પાસે નથી. આ યોજના માટે જોઈતી નિષ્ણાત માહિતીઓ કાંઈ છે નહિ. પરંતુ એક સામાન્ય માનવીની નજરે આ પ્રશ્ન હું જોઉં છું. અલબત્ત, ધોલેરા બંદરનું કામ મેં થોડોક કાળ સુધી કર્યું હતું. ભાવનગરથી ધોલેરા, સાબરમતી અને હડાળા સુધીના જળ-પ્રદેશોમાં હોડકાંઓમાં બેસી મેં પ્રવાસો કર્યા છે. અનેક વખતે ઠેરઠેરનાં પાણી અને દરિયાઈ જમીનની માપણી મેં જાતે કરી હતી. એક જહાજની કંપનીના મેનેજિંગ ડિરેક્ટર તરીકે જહાજોના ધંધાના અનેક અનુભવો મેં લીધા છે. એટલે મને આ પ્રશ્નો ઉપર પ્રેમ છે: એ સંબંધની સ્વતંત્ર વિચારણા અને કેટલાંક સ્વપ્નો છે.

ગુજરાતનાં નાનાંનાનાં બંદરોની

સુધારવુ જરૂરની છે પણ સાબરમતી અને અમદાવાદ તો મારી નજરથી ખસતા જ નથી

યુરોપના મારા પ્રવાસ વખતે મોટર લઈને જર્મનીની રાઈન નદીના આખા કિનારા ઉપર મે પ્રવાસ કર્યો હતો તે નદીના કિનારા ઉપર બંધાયેલા ઉદ્યોગ-નગરોએ જર્મનીને આપેલી સંપત્તિના મે દર્શન કર્યા હતાં. લંડનની ટેમ્સ નદીમા અનેક પ્રવાસો કરીને લંડનનો એ ધીકતો ધધો મારી નજરે મે નિહાળેલો છે

મને શરમ આવતી હતી આજે પણ શરમ આવે છે કે મારે ત્યા પણ એવી જ મોટી સાબરમતી છે, એટલો જ જબરજસ્ત તેનો પટ છે, એટલા જ વ્યાપારકુશળ મારા બાંધવો છે, પૈસાની પણ મારે ત્યા કમી નથી અને હવે તો મારી પોતાની સરકાર આવી છે તો જે લંડન કરી શક્યુ, જે જર્મની કરી શક્યું તે ગુજરાત–અમદાવાદ ન કરી શકે?

રાઈનના આશરે પાચસો માઈલના જળપ્રવાહનું જર્મનીએ નિયમન કર્યું છે તો અહી આ સો માઈલમાં એ ન થઈ શકે?

અને રશિયાએ તો ગજબ કર્યો છે! એની પંચવર્ષીય યોજનાઓથી મધ્ય રશિયામા આવેલા મોસ્કોને એક મહાન બંદર બનાવી મૂક્યુ છે. મોસ્કો અને લેનિનગ્રાડ વચ્ચે આખી નહેર ખોદી છે મોસ્કોથી ગીગા સુધીના જળપ્રવાહને એક કરી દીધો છે વોલ્ગા અને મોસ્કો નદીને મેળવી લીધી છે.

આપણે ત્યા આપણા અમદાવાદને આપણે લંડન, મોસ્કો કે કોલોન ન બનાવી શકીએ?

મુંબાઈની સરકાર, અમદાવાદના મિલમાલિકો અને કાપડના વેપારીઓને મારી વિનતિ છે કે તેઓ આ પ્રશ્ન હાથમાં લે નદીઓના ખોદાણના અને બંદરોના નિષ્ણાત જર્મન એન્જિનિયરો આજે મળે છે તેમને મેળવી આ આખા પ્રશ્નની તપાસણી કરી, આંકડા, નકશા, બજેટો તૈયાર થાય અને એ પછી જો આ યોજના વહેવારુ દેખાય તો યુદ્ધોત્તર યોજનાના એક અગત્યના ભાગ તરીકે અમદાવાદના બંદરની યોજના હાથમા લેવાય એવી મારી સૌને વિનતિ છે.

જો આ યોજના સફળ થાય અને અમદાવાદ બંદર બને તો અપાર જહાજોમા ભરેલી સંપત્તિ અમદાવાદ અને ગુજરાતને આંગણે ઊતરશે, રાષ્ટ્રિય સરકારની તે એક શ્રેષ્ઠ સિદ્ધિ બનશે, ગુજરાતની જનતાના સાહસ અને જોમ વિશેષ વિકસશે, ગુજરાતનો સાહસિક નાગરિક દુનિયાભરના મેદાનોમા ઉન્નત મસ્તકે ઘૂમશે, અને ગુજરાતના ગૌરવગાન ઇતિહાસને ચોપડે વિદ્યુતના અક્ષરે લખાશે *

*, તા ૧૫–૩–'૪૮

★

ઈશ્વરની પાસે કોઈ યાચનારૂપ પ્રાર્થના તો પોતપોતાની ભાષામા જ થાય, અને પ્રાણીમાત્રની પ્રત્યે આપણે ન્યાયથી પ્રેમભાવથી વર્તતા શીખીએ એ યાચના કરતા વધારે ભવ્ય યાચના ઈશ્વર પાસે કઈ કરી શકાય? *

—ગાંધીજી

×

કે લોકમાનસ તેને માટે ઘડાવું પણ જોઈએ. લોકોમાં વિદ્યાની પ્રતિષ્ઠા અને આદરમાન હોવાં જોઈએ. ગુજરાતના ઇતિહાસની એવી વાત છે કે, સિદ્ધરાજે રાજ્યનો વિસ્તાર કર્યો પણ તે સાથે આચાર્ય હેમચંદ્ર પાસે સંસ્કૃતપ્રાકૃત અપભ્રંશ ભાષાનું વ્યાકરણ લખાવી તેને હાથીની અંબાડી ઉપર ફેરવ્યું ત્યારે જ તેને મહારાજ્ય સ્થપાયાનો સંતોષ થયો. આપણી પાસે પૈસો હોય, આપણો પ્રાંત સમૃદ્ધ હોય, એટલાથી બસ નથી. સાત્ત્વિક અભિમાન લેવાનો વિષય તો દેશની સંસ્કૃતિ છે.

આટલા માટે સૌથી પહેલાં આ ભૂમિકા તૈયાર થવાની જરૂર છે. અત્યારસુધી ગુજરાત રાજકીય હદોને લીધે છિન્નભિન્ન હતું, તેથી હવે ગુજરાતનું એકીકરણ થતાં સમાજનું માનસ એક થઈ વિશ્વવિદ્યાલય માટે લાયક બને એમ થવાની પ્રથમ જરૂર છે. તેથી જ ગઈ સાહિત્ય પરિષદે હાલ તુરત ગુજરાતની વિદ્યાદાયી બધી સંસ્થાઓ એક જ વિશ્વવિદ્યાલય સાથે સંમિલિત થાય એવી ઇચ્છા વ્યક્ત કરી હતી.

આપણે વિશ્વવિદ્યાલયની વાત કરીએ છીએ તો આપણે આપણને પૂછવું ઘટે કે, વિશ્વવિદ્યાલય એટલે શું? સાચું વિશ્વવિદ્યાલય કોને કહેવાય? વિશ્વવિદ્યાલય એટલે આલિશાન મકાનો, હોસ્ટેલો, રસોડાં, રમતગમતનાં સાધનો, રમતો માટેનાં મોટાં મેદાનો, હોડીઓની, તરવાની, મલ્લકુસ્તીની હરીફાઈ, બાગબગીચા શું શું, અને શું શું નહિ? હા, તે બધું ખરું, તે જોઈએ, પણ વિશ્વવિદ્યાલય એટલે સૌથી પહેલું વિદ્યૈકપરાયણ અધ્યાપકો-પ્રોફેસરો. એવા વિદ્વાનો કે જેમનામાંથી વિદ્યાર્થીઓને જોતાં જ્ઞાન ઝરે. અલબત્ત તેઓ પોતાના દૈનિક વ્યવહારને માટે નિશ્ચિંત રહી શકે એટલી આવક તેમને વિશ્વવિદ્યાલયે કરી આપવી જોઈએ-પણ આવક એ એમના જીવનની મુખ્ય બાબત ન હોય. એમનું જીવન કેવળ વિદ્યાપરાયણ હોય. જેમને મન ધન નહિ પણ વિદ્યા જ મોટો ખજાનો હોય, અને જે વિદ્યાને રક્ષી શકતા હોય.

विद्या ह वै ब्राह्मणमा जगाम<br>
गोपाय माशेवधिष्टेऽहमस्मि ।<br>
असूय काया नन्ह ज वेऽयताय<br>
न मा ब्रूया वीर्यवती तथा स्याम् ॥

વિદ્યાએ બ્રાહ્મણ પાસે જઈને કહ્યું: 'મારું રક્ષણ કર; હું તારો ખજાનો છું; જે અસૂયા (ઉપહાસ) કરનાર હોય, ખરા દિલથી વર્તનાર ન હોય, જેને આત્મસંયમ ન હોય, તેની આગળ મારું કથન ન કરીશ. એમ કરવાથી હું વીર્યવાળી થઈશ.' વિદ્યાનું રક્ષણ કરવા વિદ્વાનોએ પોતે આ ગુણો કેળવવા જોઈશે. ઈર્ષા, અસૂયા, સત્તાલોભ, દ્વેષ તેમનામાં નહિ હોય, તો જ તેઓ વિદ્યાનું સાચું દાન આપી શકશે. અને પ્રોફેસરોએ આ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. કારણ કે અત્યાર સુધીનો એમનો-એમ શા માટે કહું?-આપણો વારસો આ પ્રકારનો નથી.

વિશ્વવિદ્યાલય માટે સૌથી પહેલાં મેં કહ્યું કે, વિદ્વાનો, વિદ્યૈકપરાયણ પુરુષો જોઈએ. તે સાથે જ વિદ્યાર્થીઓ જોઈએ.

અને તે સાચા અર્થના વિદ્યાર્થીઓ અત્યારે કેવળ પરીક્ષાર્થીઓ આવે છે તેવા નહિ. પણ વિદ્યાર્થીઓ—એ વિદ્યાર્થીઓ પોતાના વિશ્વવિદ્યાલયના જીવનમાંથી ભવિષ્યનાં પરાક્રમો, કારકિર્દી વગેરેના આદર્શો ઘડશે. પણ વિદ્યાર્થીકાળમાં તેઓ સૌથી પહેલાં તો વિદ્યાર્થીઓ જ હશે ધનના કે સત્તાના કે કીર્તિના લોભે નહિ પણ વિદ્યોપાસનાની વૃત્તિથી વિદ્યા સેવતા હશે, અને તે પછી વિદ્યાના વિશાળ અને મહાન સાધનો, મોટાં પુસ્તકાલયો, સમૃદ્ધ લેબોરેટરીઓ, પ્રયોગશાળાઓ અને વિદ્યાનાં અનેકવિધ સાધનો સૌથી પ્રથમ આ, વિશ્વવિદ્યાલયનો પ્રાણ તે આ. મકાનો, હૉસ્ટેલો એ બધાં આની પછી!

ઘણા પ્રશ્ન કરે છેઃ મુંબાઈ યુનિવર્સિટી. અને તમારા આ નવા વિશ્વવિદ્યાલયમા ફેર શો? ત્યાં પણ ભૂમિતિ ભણાય, જે પછી વિદ્યાર્થીઓ ભૂલી જાય છે અહીં પણ ભૂમિતિ ભણાય, ત્યાં વિદ્યાર્થીઓ નાપાસ થાય છે, અહીં પણ નાપાસ કરો તો પછી ફેર ક્યાં? મને સામો પ્રશ્ન પૂછવાની ઇચ્છા થાય છે સ્વતંત્ર હિંદના લશ્કરનો કોઈ સિપાહી આપણને પૂછે ખરો કે, બ્રિટિશ શહેનશાહત નીચે હતા ત્યારે પણ લડતા હતા અને મરતા હતા, અત્યારે પણ લડીએ છીએ અને મરીએ છીએ તો બેમા ફેર શો? એવું એ નહિ જ પૂછે, એ જાણે છે કે, મોટો ફેર એ કે બ્રિટિશ શહેનશાહત નીચે લડતો હતો અને મરતો હતો ત્યારે બ્રિટન માટે લડતો હતો અને મરતો હતો, અત્યારે મારા દેશ માટે લડું છુ અને મરુ છુ, તેમ જ ભૂમિતિ, ઇતિહાસ, ભૂગોળ, સાયન્સ બધા જે એના એ વિષયો ચાલવાના પણ આખી દૃષ્ટિ ફરી જવાની હવે શીખવનારા આપણા દેશના હશે, તેઓ આપણા દેશને માટે આપણા દેશને વિશે શીખવશે, આપણે આપણા દેશને માટે શીખીશુ, આપણે આપણા પ્રશ્ન માટે શીખીશું હિંદનો ઇતિહાસ આપણે આપણા દેશના ઈતિહાસ તરીકે શીખીશું તેના વિજયો અને પરાક્રમો માટે ગૌરવ ધરીશું તેમાથી પ્રેરણા મેળવીશુ અને ઇતિહાસમાં કરેલી ભૂલો, પાપો માટે પ્રાયશ્ચિત્ત કરીશું સ્વતંત્ર પ્રજા તરીકે એ ભૂલો સ્વીકારવામા શરમાઈશું નહિ, તેનાથી નમ્ર બનીશું. જગતનો ઇતિહાસ શીખી તેની પ્રગતિમાં ફાળો આપીશું આપણા અર્થશાસ્ત્રમાં આપણે ગુજરાતને મધ્યબિંદુ રાખી તેની આસપાસના વિસ્તારમા હિંદ અને જગતને રાખી આપણે અભ્યાસ કરીશુ આપણી જમીન, આપણું વાવેતર, આપણી નહેરો, આપણું વહાણવટુ, આપણા ખનિજો, આપણુ પશુધન, આપણી શરીરસંપત્તિ એ બધાના વિકાસનો આપણે વિચાર કરીશું અને પુરુષબુદ્ધિને સાધ્ય એવાં સર્વ સાધનોથી તેની ઉન્નતિ કરીશુ દેશના દુકાળોમાં ગુજરાતે પોતાના ભંડારો ખોલી આપ્યા છે, આપણે દુનિયાની વિપત્તિમા ગમે તે દેશને સહાય કરી શકીએ એટલી સંપત્તિ ખીલવવા અભ્યાસ કરીશુ.

મેં કહ્યું કે, ખરી કેળવણી જીવનથી

અલગ ન હોય. જીવનના પ્રશ્નો એ કેળવણીના પ્રશ્નો જ છે. તો જગતનો મોટામાં મોટો પ્રશ્ન, જગતની શાંતિ, સ્વસ્થતા, અદ્રોહ, મૈત્રી એ પ્રશ્ન પણ આપણા વિશ્વવિદ્યાલયમાં ચર્ચાશે. અને તેના અભ્યાસનો આપણો પ્રયત્ન, પ્રયત્નદિશા એ આપણા દેશની સ્વતંત્ર પ્રતિભાના ફળરૂપ નીવડે, એમાં આપણા વિશ્વવિદ્યાલયની ખરી સફળતા છે.

મેં કહ્યું કે, આ વિશ્વવિદ્યાલયનું બીજ મહાત્માજીએ રોપ્યું છે, આ પ્રશ્ન તરફ પણ એમણે જ આપણું ધ્યાન દોર્યું છે. જગતના રાજકારણમાં પણ સત્ય અને અહિંસા પ્રવેશવાં જોઈએ એમ એમણે આપણને કહ્યું છે. સત્ય અને અહિંસાનું જીવન ગાળવા જીવનથી અલગ રહેવું એ ખરો માર્ગ નથી. પણ બધી મુશ્કેલીનો સામનો કરી એ મહાન સિદ્ધાંતો ઉપર સ્થિર રહેવું એ ખરો માર્ગ છે. જગતના મોટા વિચારકો: એચ. જી. વેલ્સ, બર્નાડ શૉ, આઈન્સ્ટાઈન; સર્વ આ માર્ગને આવકારે છે. અત્યારે દેશદેશ વચ્ચે ચાલતો અવિશ્વાસ, સ્વાર્થાંધતા, કૂડકપટ વગેરેથી કોઈને આ માર્ગ દેખાતો નથી. એવી કોઈ સમાન ભૂમિકા જડતી નથી, જેના ઉપર જગતની શાંતિ રચી શકાય. એ ભૂમિકા શોધવા અને ઘડવા હિંદ પોતાનો યોગ્ય ફાળો આપી શકે એ આપણા વિશ્વવિદ્યાલયનો ખરો પુરુષાર્થ હશે. આપણા વિદ્યાર્થીઓ એવા વાતાવરણમાં ઊછરશે જ્યાં પૂર્ણ સ્વતંત્રતા સાથે સંયમ, સત્યાગ્રહ સાથે ઉદારતા, અને અને નમ્રતા સાથે ઉત્સાહ, બળ, વીર્ય, રસિકતા અને આનંદ હશે. અમદાવાદે અને આખા ગુજરાતે—ગુજરાતી સમાજે આને માટે પ્રયત્ન અને પુરુષાર્થ કરવો જોઈએ. એ આપણી આવતી કાલની કેળવણીની દિશા છે એમ હું માનું છું.*

---

* તા. ૨૨–૩–'૪૮

★

વિશુદ્ધ ચિત્તવાળો મનુષ્ય મનથી જે જે લોકોને વિચારે છે—જે દશાનું મનન કરે છે તથા જે કામનાઓ રાખે છે, તે તે લોકોને તથા તે તે કામનાઓને એ મેળવે છે. તેથી પોતાનો ઉદય કરવાની કામનાવાળા પુરુષે આત્મજ્ઞાનીને (તેની દશા કે તેના આદર્શને) જ સેવવો જોઈએ. (કારણ કે, સર્વશ્રેષ્ઠ ભૂતિ કે ઉદયની શક્યતા તેથી જ વધે છે.)

'મુંડકોપનિષદ'

×

---

# A Domestic REVOLUTION



STAYBRITE

## STAINLESS STEEL UTENSILS

**Rustless . . . Non-corrosive . . . . . .**
**Proof against Ptomain poisoning**
**No Tinning . .**

**THE MOST DURABLE METALWARE KNOWN !**

# DEVIDAYAL AND SONS,

**Factory and Office : Tulsiram Gupta Mills Estates, Darukhana.**

**Sales Depot : 45, 2nd Bhoiwada Bombay 2.**

: અખંડ આનંદ :

## સંપાદન

* આ માસિકમા સામાન્ય જનોને ઉપયોગી થાય એવા ને સંસ્કારી છતા સાદી ભાષામા અને સરળ શૈલીમાં લખાયેલા લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન તેમ જ જ્ઞાન, વૈરાગ્યાદિ જગકલ્યાણકારી લેખો સ્વીકારવામા આવે છે.
* માસિકની પ્રસિદ્ધિ સાથે જ લેખકોને પુરસ્કાર, છપાયેલા લેખની ત્રણ પ્રતો અને અંક મોકલવામા આવે છે
* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામાં આવ્યું હોય, તો પરત કરવામા આવે છે, નહિ તો બીજે મહિને તે રદ કરવામા આવે છે
* માસિક માટેનું દરેક લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલું હોવુ જરૂરી છે. પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવુ
* તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો, તેમ જ બદલાના પત્રો પણ ત્યા જ મોકલવા

તંત્રી : 'અખંડ આનંદ'
ગુલાલવાડી, ચેમ્બરની પાછળ,
કેરેક રોડ, મુંબાઈ–૨

## વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે
* વાર્ષિક લવાજમ રૂા ૬–૮ છે પરદેશ માટે રૂા. ૧૦) અથવા (શિલિંગ ૧૫) છે તે (૧) સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ઠે ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબાઈ–૨ એ ઠેકાણે ભરી શકાશે
* લવાજમ તથા વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.
* લવાજમ મનીઑર્ડરથી મોકલતાં મનીઑર્ડરની કુપન પર પૂરુ ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવુ
* કદ ૬॥''×૧૦''ના સુમારે ૧૬૦૦ પાનાનું વાર્ષિક વાચન અપાશે
* મહિના બે મહિના માટે સરનામુ બદલાવવુ હોય તો પોતાના પોસ્ટ-માસ્તરને લખવુ સરનામું વખતસર નહિ બદલાવનારનો અંક જૂના સરનામે રવાના થતા બીજો અંક મૂલ્ય લીધા સિવાય મોકલાશે નહિ.
* પત્રવ્યવહારમા ગ્રાહક નંબર અવશ્ય જણાવવો
* પાછલા અંકો ખલાસ થયા હોવાથી, હવે ૧લી એપ્રિલ ૧૯૪૮થી બાર માસના નવા ગ્રાહકો નોંધાય છે.
* માસિકની સાથે પુસ્તકો વી. પી. થી મોકલાતાં નથી.
* એક અંકનો એક રૂપિયો મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે ભદ્ર, પો બો ન ૫૦, અમદાવાદ

: સસ્તું સાહિત્ય :

એને જીતવામાં પૂર્ણપણે સિદ્ધિ મેળવી શકે છે એ વાત આપણે સત્ય માનીએ, તોપણ ગમે તેવા પ્રસંગે અને કોઈ પણ પરિસ્થિતિમાં ચિત્તની અંદર શુભ વૃત્તિઓને ઊઠવા જ ન દેવી અથવા તેમનું જોર થવા ન દેવું એ વાત મનુષ્ય સાધી શકે એ શક્ય લાગતું નથી. પોતાના ચિત્તમાં ઊઠનારા વિકારોને શમ, દમ વગેરેથી શાંત કરવા, એ કાર્ય મનુષ્ય કદાચ સિદ્ધ કરી શકે, પણ જગતમાં ઘણી વખત બનતા મહારેલ, ધરતીકંપ, અગ્નિપ્રલય, મહાયુદ્ધ, દુષ્કાળ, વ્યાધિ, દરિદ્રતા જેવા અનેક અનિષ્ટ પ્રસંગોને, માનવજાતિ પર પડનારી આપત્તિ અને વિપત્તિને અને તે જ પ્રમાણે આપણી આજુબાજુ અને આપણી સમક્ષ થનારા અન્યાય, ક્રૂરતા, દુષ્ટતા, જુલમ વગેરેને જોતાં છતાં, આજુબાજુની દયાજનક સ્થિતિ દેખતાં છતાં, મનુષ્યના ચિત્તમાં કોઈ પણ શુભ અને સાત્ત્વિક ભાવના ઉત્પન્ન થાય જ નહિ એવી ચિત્તની અવસ્થા તેનાથી સધાવી શક્ય લાગતી નથી; અને તેવી ચિત્તની અવસ્થા થયા સિવાય તેનો આત્મસંતોષ ટકી રહે એ અશક્ય લાગે છે.

એક બાજુથી તે તેવી સ્થિતિ સાધી શકતો નથી અને બીજી બાજુથી કર્તૃત્વને અભાવે એવી સ્થિતિમાં ચિત્તમાં ઊઠનારી સદ્‌ભાવનાઓને લીધે ઉત્પન્ન થનારા અસંતોષ અને વ્યાકુળતાને સુખદુઃખો પોતાનાં કર્મોને આધીન છે એ કર્મસિદ્ધાંતની વિચારસરણીનો આશ્રય લઈ શાંત કરવાનો તેને પ્રયત્ન કરવો પડે છે; એટલે આપત્તિના દરેક પ્રસંગે–દયા, ન્યાય–અન્યાયનો પ્રતિકાર વગેરે શુભ અને સાત્ત્વિક ભાવનાઓને ચિત્તમાં ઊઠવાના દરેક પ્રસંગે–ચિત્તની સંતોષની સ્થિતિ રાખવા માટે કર્તૃત્વના અભાવને લીધે કોઈ પણ વિચારસરણી દ્વારા ચિત્તને જડ કરવાનો પ્રયત્ન કર્યા સિવાય તેની પાસે બીજો કોઈ ઇલાજ નથી હોતો, પરંતુ મનુષ્યે આવી રીતે પોતાના મનને જડ કરવાનો ગમે તેટલો પ્રયત્ન કર્યો હોય, તો યે તેથી તે મન કાયમનું જડ અને એ સંભવિત લાગતું નથી; કારણ કે મનુષ્ય પ્રાણી આવી જાતની જડતા અને અજ્ઞાનનો ત્યાગ કરીકરીને જ આજની માનવતા સુધી–ચૈતન્ય સુધી–આવી પહોંચ્યો છે.

આવી માનવતા અને આવું ચૈતન્ય જેમનામાં ભરપૂર હતાં અને તેને લીધે જેમનામાં ભાવનાશીલતા અને કર્તૃત્વનો અભાવ નહોતો એવી વ્યક્તિઓએ સંન્યાસ અને ભક્તિમાર્ગનો અંગીકાર કરીને નિવૃત્તિપરાયણ જીવન સ્વીકાર્યા પછી પણ, બહારથી નિવૃત્તિનું પ્રતિપાદન કરતા રહીને યે કેટલીયે પ્રવૃત્તિઓ કરેલી છે. સંસારને માયા સમજીને, તેને ત્યાજ્ય માનીને અથવા મૃગજળ ઠરાવીને પણ પોતાના સંપ્રદાયનો નવો સંસાર આ મૃગજળમાં યે તેમણે નિર્માણ કર્યો છે. સારાંશ, કે બહારથી તેઓ ગમે તે પ્રતિપાદન કરતા રહ્યા હોય, છતાં તેમની ભાવનાશીલતાએ અને તેમના કર્મરત સ્વભાવે પોતાનો માર્ગ કાઢ્યો છે.

આ દૃષ્ટિએ તેમના જીવનનો વિચાર કરીએ, તો કેવળ વિવક્ષિત ધારણાથી અથવા એકાદી નિવૃત્તિપરાયણ વિચારસરણીથી તેમણે આત્મસંતોષ મેળવ્યો અગર ટકાવ્યો હોય છે એમ નથી, પણ પોતાની ભાવનાશીલતા અને કર્તૃત્વને ઉચિત કર્માચરણ દ્વારા વાળી, તેનો વિકાસ કરીને જ તેમણે તે સંતોષ મેળવ્યો હોય છે અને તે દ્વારા તેમનો તે સંતોષ ટકી રહ્યો હોય છે, એમ તેમના ચરિત્ર પરથી જણાઈ આવે છે.

સદ્‌ભાવના અને કર્તૃત્વનો ઘણે અંશે

અભાવ, નિરૂપાધિક રહેણી, નિવૃત્તિપરાયણ વિચારસરણી, મોક્ષની ઉત્કંઠા વગેરે બાબતોને લીધે કોઈએ આત્મસંતોષ સાધ્યો હોય, તો યે તેનામાં રહેલી જડતા જેમ જેમ આંતર-બાહ્ય કોઈ પ્રાકૃતિક કારણો અને નિયમોથી અથવા બાહ્ય સાત્વિક સંસ્કારો કે વિવેકથી ઓછી થતી જશે, તેમતેમ તેના ચિત્તમાં ફેરફાર પડતો જશે અને પહેલી ધારણાનું ચિત્ત પર થયેલું પરિણામ નાશ પામતું જશે. આવી સ્થિતિમાં તેના આત્મસંતોષને ટકાવી રાખવો તેને કઠણ લાગશે લાંબા વખતની નિરૂપાધિક રહેણીને લીધે તેમ જ કર્મશિથિલતા અને ધારણાના વિવક્ષિત અભ્યાસને લીધે જો તેના ચિત્તની સ્થિતિ એકાદ અપંગ થયેલા મનુષ્યના જેવી થઈ હશે—એટલે સદ્ભાવના જાગૃત થયેલી હોવા છતાં તેને કાર્યમાં પરિણત કરવાની તેની શક્તિ નાશ પામેલી હશે, તો તેવી સ્થિતિમાં પોતાના આત્મસંતોષને ટકાવી રાખવો એ ઘણી વધારે કઠણ બનશે પરંતુ સદ્ભાવનાની સાથોસાથ જ જેની કર્તૃત્વશક્તિ પણ જાગૃત થઈ ઊઠી હશે, તે ગમે તેવી સ્થિતિમાં યે પોતાનો માર્ગ કાઢ્યા સિવાય રહેશે નહિ જે યથાર્થ રહેશે અને જીવનનું સાચું ધ્યેય ધ્યાનમાં આવ્યા પછી તેને જ પ્રાપ્ત કરવાની જેની ઉત્કટ ઇચ્છા હશે, તે કદાચ કોઈ કારણને લીધે ધ્યેય પર્યંત પહોંચી ન શકે તોપણ જેટલે સુધી તે પ્રયત્નપૂર્વક પહોંચી શકયો હશે, તેટલાથી તેને જે સંતોષ થશે તે તેના પહેલાંના આત્મસંતોષ કરતાં જરૂર વધારે યથાર્થ અને ટકાઉ હશે

વિચારક મનુષ્યના મનમાં વચ્ચેવચ્ચે બીજા યે આવા કેટલાક પ્રશ્નો અને શંકા ઊઠતા હોય છે પરદુઃખે દુઃખી થઈને કેવળ પરદુઃખભંજનની વૃત્તિથી સદૈવ કર્મરત થયેલા મનુષ્યની જગતમાંની મહાન પ્રવૃત્તિ અને તેના વિસ્તારથી તે પોતે અથવા જગત સુખી ન થતાં દુઃખી થયેલું યે અનેકવાર જોવામાં આવે છે, ત્યારે દુઃખભંજનની વૃત્તિથી પ્રવૃત્તિપરાયણ થવા કરતાં નિવૃત્તિ-પરાયણતાથી સ્વસંતોષ સાધવો એ જ જીવનનું ધ્યેય માનીએ તો શું ખોટું ? તે જ પ્રમાણે જગતનાં દુઃખનો નાશ કરવા માટે અને તેને સુધારવા માટે અનેક વ્યક્તિઓએ ભયંકર કષ્ટો અને યાતનાઓ સહન કરી હોય–પ્રસંગે પોતાના પ્રાણ પણ અર્પણ કર્યાં હોય તો યે જગતમાંનું દુઃખ હજી કાયમ જ છે અને જગત ન સુધરતાં તેવું ને તેવું જ છે એમ લાગે છે, તો પછી કર્મરત થવામાં યે એવો શો લાભ ? આવા પ્રશ્ન અને શંકા વિચારક મનુષ્યને થાય એ સ્વાભાવિક છે.

પરંતુ કેવળ પરદુઃખભંજનની વૃત્તિ પાછળ લાગવાથી મનુષ્ય પોતે અથવા જગત સુખી થશે જ એમ માનવું બરોબર નથી તે વૃત્તિની સાથે વિવેક, તારતમ્ય, ઉચિતતા, યોજકતા વગેરે આવશ્યક સદ્ગુણો મનુષ્યમાં હોવા જોઈએ; પણ જો તે તેનામાં ન હોય–ને વૃત્તિ સાથે ઉપલા આવશ્યક સદ્ગુણોનો અને કર્તૃત્વશક્તિનો સહયોગ ન હોય–પોતાની પાત્રતા કરતાં વધારે અને શક્તિ કરતાં વધારે કાર્યનો વિસ્તાર કર્યો હોય, કાર્યમાં–યોજનામાં–કચાશ હોય હોય અથવા પરદુઃખભંજનવૃત્તિ કેવળ વ્યસન અથવા તૃષ્ણા રૂપે જ બની ગઈ હોય તો તે વૃત્તિથી કોઈ સુખી નહિ થાય તે પોતે તેમ જ બીજા લોકો દુઃખી થવાનો જ સંભવ રહે છે. પાત્રતા ન હોય છતાં કેવળ ધનતૃષ્ણાથી કોઈ માણસ વેપાર સારો વધારે તો તેને અથવા તેના વારસોને જેમ દેવાળું કાઢવાનો વખત આવે, તેમ તેનું પરિણામ દુઃખભંજનની વૃત્તિની કેવળ તૃષ્ણાથી નીપ-

જવાનો સંભવ છે. કેવળ એકાદી શુભ-વૃત્તિની તૃષ્ણા અથવા તે વૃત્તિની અતિશયતા ક્યારે યે કોઈને કલ્યાણપ્રદ થાય એ સંભવિત લાગતું નથી. આવી અતિશયતા અથવા તો નિવૃત્તિપરાયણતામાંથી ઉદ્ભવતી કેવળ નિરુપાધિકતાનો ત્યાગ કરીને પોતાના કલ્યાણનો માર્ગ મનુષ્યે નક્કી કરવાનો છે. સદ્‌ગુણોનો મેળ ન સધાયો–તેમનો યથાયોગ્ય મેળ સાધતાં ન આવડ્યું–તો તેથી સદ્‌ગુણોનો પ્રભાવ નષ્ટ થાય છે, એટલું જ નહિ પણ તે સદ્‌ગુણો જ પોતાના કે બીજાના નાશનું ક્યારેક કારણ બને છે. આવી રીતે સદ્‌ગુણો જો દુર્ગુણોનું પરિણામ લાવે, તો તેને સદ્‌ગુણ પણ કેવી રીતે કહેવાય?

માનવીનું ધ્યેય કોઈ પણ માર્ગે આત્મસંતોષ પ્રાપ્ત કરી લેવો એ છે કે પોતાની જડતાનો નાશ કરી માનવ–સદ્‌ગુણોથી યુક્ત થવું એ છે? ધ્યેયની ભિન્નતા પ્રમાણે સાધનામાં, માર્ગમાં અને વિચારસરણીમાં યે ભિન્નતા રહેશે. પોતાની જડતાનો નાશ કરી પોતામાં સર્વ પ્રકારે સાત્ત્વિકતાની પ્રાપ્તિ કરવી એ જો માનવજીવનનું ધ્યેય માનીએ તો આપણે શરીર, બુદ્ધિ અને મનને ક્રિયાશીલ કરવાં જોઈએ. ચિત્તમાં ઉત્પન્ન થતા આવેગોથી ક્રિયાશીલતા ઉત્પન્ન થાય છે. ચિત્તમાં શુદ્ધ અને અશુદ્ધ બન્ને પ્રકારના આવેગો ઊઠતા હોય છે. તે પૈકી અશુદ્ધ આવેગોને દબાવી અને ક્ષીણ કરીને શુદ્ધ આવેગોને મનુષ્યે ગતિ અને પોષણ આપવાં જોઈએ. સદ્‌ભાવના અને સદ્‌ગુણ એ શુદ્ધ આવેગનાં લક્ષણ છે. તે સદ્‌ભાવના અને સદ્‌ગુણને ઉચિત કાર્યમાં નિરુપ્યાથી તેની ગતિ અને શક્તિ વધે છે. આવી રીતે તેની ગતિ, શક્તિ અને તે સાથે તેની શુદ્ધિની વૃદ્ધિ થતાં જડતાનો નાશ થતો જાય છે. શરીર, બુદ્ધિ અને મનમાં ક્યાં યે જડતાનો અંશ જ્યાંસુધી રહ્યો હોય, ત્યાંસુધી વિકાસ માટે અવકાશ છે, પોતાને આગળ વધવા અને ઉન્નત થવા માટે માર્ગ છે. આવી રીતે પોતામાં રહેલી જડતા પૂરેપૂરી નાશ પામશે ત્યારે આપણાં શરીર, બુદ્ધિ અને મન ત્રણે ય દ્વારા આપણામાં સાત્ત્વિકતા અને ચૈતન્ય જ પ્રગટ થતાં રહેશે. સર્વ અંગો દ્વારા–સર્વ બાજુથી–ચેતનસ્વરૂપ થવાનો આ જ યોગ્ય માર્ગ નથી શું? અને તે માર્ગ જો મનુષ્યને પ્રાપ્ત થાય અને સિદ્ધ થાય, તો પછી 'હું જ નિત્ય, નિર્વિકલ્પ, ચેતનસ્વરૂપ આત્મા છું' એમ કહેતા રહેવાની અને એવી ભાવના દૃઢ કરી રાખવાની કોઈ ખાસ આવશ્યકતા લાગતી નથી. આ રીતે વિચાર કરતાં, પહેલાંની જે આત્મસંતુષ્ટ સ્થિતિમાં જડતા રહી શકે અને સહન થઈ શકે છે તેને પૂર્ણ સાત્ત્વિક અને પૂર્ણ ચેતન સ્થિતિ કહી શકાય ખરી?

મનુષ્યના ધ્યેયનો વળી બીજી પણ એક દૃષ્ટિથી વિચાર કરી શકાય. મનુષ્યોના સંબંધ જેમ જેમ વિશાળ અને વ્યાપક થતા જાય તેમ તેમ તેની સદ્‌ભાવનાઓ, સદ્‌ગુણો અને કર્તૃત્વમાં અનેક રીતે વિશાળતા અને વ્યાપકતા દાખલ થતી રહેવી જરૂરી છે. તેમ થયા વગર માનવ-જીવન પૂર્ણ થઈ શકશે નહિ. જે કાળમાં મનુષ્યના સંબંધોનો સંકુચિત ક્ષેત્રમાં જ સમાવેશ થતો હશે તે વખતે સદ્‌ગુણો અને કર્તૃત્વને વિશાળ થવાનો અવકાશ જ નહિ હોય. એવે વખતે મનુષ્યની ધર્મ-કલ્પનાનું સ્વરૂપ પણ સંકુચિત જ હશે. તે સંકુચિત ધર્મકલ્પનાને લીધે તેનું અને તેના સમાજનું કામ તે વખતે ચાલતું હશે. પણ પહેલાં કરતાં અધિક વ્યાપક માનવજાતિ સામે વેર કે મૈત્રીના સંબંધો અનેક પ્રકારે આવવા લાગ્યા પછી ભાવના,

સદ્ગુણ, ધર્મ, કર્તવ્ય વગેરે વિષયોમાં તેની પહેલાની સમજણોમા ફરક પડી જતાં, તે સર્વેમાં વિશાળતા અને વ્યાપકતા લાવ્યા સિવાય ચાલશે નહિ મનુષ્યના ધર્મની અને કર્તવ્યની મર્યાદા જગત સાથે આવેલા તેના સબધાનુસાર સહજપણે વ્યાપક અને વિશાળ બનતી જવી જોઈએ પરતુ જે સમાજ આ વાત જાણતો નથી અથવા જાણવા છતા આ વાત તરફ લક્ષ આપતો નથી અને વધતા જતા પોતાના સંબધો પ્રમાણે પોતાની ધર્મકલ્પનામા અને પોતાના સ્વભાવમાં ફેરફાર કરતો નથી તે સમાજ દિવસેદિવસે અધિક હીન, લાચાર અને આત્મવિશ્વાસહીન બનતો જાય છે સકુચિતતા નહિ છોડવાને લીધે તેને અનેક બાજુએથી દુ ખ અને અપમાન સહન કરવાં પડે છે અને માનવતાની દૃષ્ટિએ વ્યક્તિ અને સમાજ એક દરે અધોગતિ તરફ જતાં જાય છે

ભારતવર્ષની પ્રજાની અધોગતિનો ઇતિહાસ તપાસીશુ તો આવુ જ બનતુ આવેલુ સ્પષ્ટપણે દેખાઈ આવશે જેમ જેમ જુદાજુદા માનવસમૂહો સાથે આપણો સબધ બધાતો ગયો, તેમ તેમ આપણી પડતી થતી ગયાનુ ઇતિહાસ પરથી દેખાઈ આવે છે. નહિ તો લોકસખ્યાની આટલી બધી વિપુલતા અને ધારણપોષણ માટેની વસ્તુઓની આટલી બધી સમૃદ્ધિ હોવા છતાં યે આવડા મોટા રાષ્ટ્રની આવી દીન-હીન દશા કેમ થવી જોઈએ? એનો વિચાર કરતાં લાગે છે, કે સકુચિત પરિસ્થિતિમાંથી વ્યાપક પરિસ્થિતિ સાથે આપણો સબધ આવતાં જે વ્યાપકતા આપણે કેળવવી જોઈતી હતી તે ન કેળવવાનું જ આ બધું પરિણામ છે

વળી સંકુચિતતામાથી નીકળી જઈને વ્યાપકતા લાવવાથી માનવજાત એકદમ સુખી થઈ શકશે એમ ખાતરીથી કહી શકાય નહિ માનવજાત દુ ખમુક્ત થઈ પૂર્ણ સુખી થઈ શકશે કે નહિ અથવા કદી થશે તો કયા ઉપાયથી થશે એ કહેવુ ઘણુ કઠણ છે તોપણ એટલી વાત આપણે સ્પષ્ટપણે સમજી શકીએ છીએ, કે દીનહીન અને લાચાર અવસ્થાનાં સુખદુ ખ કરતાં માનવતાની વિશાળતા તરફ જતાં પ્રાપ્ત થનારાં સુખદુ ખમા કાંઈક વિશેષતા છે જે સ્થિતિના દુ ખોમાં હીનતા, વિહ્વળતા, ઉદ્વેગ અને પશ્ચાત્તાપ હોય, તેના કરતા જે સ્થિતિમા દુ ખની સાથે જ મનની દૃઢતા અને નિશ્ચય કાયમ હોય, જેમાં દુ ખમાં યે ઉદ્વેગ અને પશ્ચાત્તાપ ન હોય, અને જેમાં નિષ્ઠા, આત્મવિશ્વાસ અને ધન્યતા પણ દુ ખમાં યે માનવીને છોડતા ન હોય, તે સ્થિતિ દુ ખરહિત ભલે ન હોય, છતાં પહેલી કરતાં નિ સશય ગૌરવાસ્પદ નથી શું?

તે જ પ્રમાણે જે સ્થિતિના સુખમાં લોલુપતા તથા ઉન્માદ ન હોય, જેમા સ્વાર્થ, તૃષ્ણા, મોહ અથવા બીજી કોઈ પણ હીનવૃત્તિ ન હોય, તેમ જ જેમા ધર્મનિષ્ઠા છોડવી પડતી ન હોય, તે સ્થિતિ પૂર્ણ સુખમય ન હોય તો યે તેમાં કાંઈક વિશેષતા નથી શુ? શુદ્ધ, સાત્ત્વિક અને સુખમય જીવન ક્યારે યે આ જ માર્ગથી પ્રાપ્ત થવાનો સભવ શુ નથી? જગતની સ્થિતિ શરૂઆતમાં હતી તેવી જ હજુ પણ છે એમ લાગે અથવા તેમા દુઃખનો નાશ થઈને સુખની વૃદ્ધિ થયેલી સ્થૂળપણે જણાઈ આવે નહિ તેમ છતાં આ સ્થિતિમા યે ક્યાંક ક્યાંક માનવ્યનો યથાર્થ રીતે વિકાસ થઈ રહ્યો છે એ જ તેની વિશેષતા છે પ્રત્યેક જમાનામા તે તે કાળની પરિસ્થિતિ પ્રમાણે આવા પ્રકારની વિશેષતા દેખાઈ

આવે છે. મનુષ્યને માનવજીવન હજુ પૂર્ણ રીતે સાધ્ય થયું નથી એ વાત ખરી છે, છતાં તે સાધવાનો તેનો પ્રયત્ન ચાલુ છે.

માનવજીવનના વિકાસક્રમનો બીજો એક પ્રકાર આપણા લક્ષમાં આવે, તો તેથી મનુષ્યનું ધ્યેય નક્કી કરવામાં આપણને મદદ મળી શકશે એમ લાગે છે. પ્રત્યેક જીવમાં 'પોતાપણાનું' એક ભાન છે. મનુષ્યમાં તે અધિક સ્પષ્ટપણે રહેલું દેખાઈ આવે છે. તે ભાન સાથે જ મનુષ્યમાં એક પ્રકારની સત્તાવૃત્તિ પણ છે. તે આત્મભાન અને તે સત્તાવૃત્તિનો વધારો કરવાની એક સ્વાભાવિક પ્રેરણા મનુષ્યમાત્રમાં રહેલી છે. આત્મભાન વિનાનો મનુષ્ય જેમ કોઈ મળી શકતો નથી, તેમ કોઈ આ વધારો કરવાની પ્રેરણામાંથી છૂટેલો યે દેખાતો નથી. પોતાનું અલ્પત્વ છોડીને મહાનપણું પ્રાપ્ત કરવું એ આ સત્તાવૃત્તિમાંનો સહજ ભાવ છે. પોતાની પાત્રતા, સામર્થ્ય અને સ્વભાવને અનુરૂપ સાત્વિક અથવા રાજસ ઉપાયો વડે પ્રત્યેક મનુષ્ય મહત્તા પ્રાપ્ત કરવા પાછળ લાગેલો જ છે. સ્ત્રી, પુત્ર, કુટુંબ, પરિવાર, રાજ્ય, ધન, માન, ઐશ્વર્ય વગેરેની પ્રાપ્તિ દ્વારા મનુષ્ય પોતાનું આત્મત્વ વધારી મહાન થવાનો પ્રયત્ન કરે છે. તે જ મહત્તા કોઈ સેવાથી, તો કોઈ ઈશ્વરભક્તિથી અને કોઈ જ્ઞાનની સાધનાથી મેળવવા પ્રયત્ન કરે છે. પોતાના સામર્થ્ય દ્વારા બાહ્ય જગતને કાબૂમાં લઈને પોતાનું 'આત્મત્વ' વધારીને મહાન થવા કોઈ પ્રયત્ન કરે છે, તો કોઈ જગતના મૂળભૂત તત્ત્વ સાથે—આદિ તત્ત્વ સાથે—તદ્રૂપ થઈ મહાન થવા પ્રયત્ન કરે છે. નાના બાળકથી માંડીને મહાપુરુષ સુધી અને રંકથી માંડીને રાય પર્યંત બધા અલ્પતાનો ત્યાગ કરીને મહત્તાની ઇચ્છા કરે છે. મનુષ્યની ગતિ સ્વભાવતઃ તે દિશા તરફ જતી દેખાઈ આવે છે. '**लहानपण देगा देवा । मूंगी साखरेचा रवा**' (હે ભગવાન, તું મને લઘુત્વ આપ, જેથી નાની હોવાથી કીડીને સાકરનો ટુકડો મળે છે તેમ મને પણ મોટો લાભ થાય.) એવું સંત તુકારામે કહ્યું છે. એમાં લઘુત્વની—અલ્પત્વની—માંગણી કરેલી છે એમ ઉપર-ઉપરથી જોતાં લાગે છે. પણ તેમની ખરી દૃષ્ટિ લઘુત્વ પર નથી, પણ નમ્રતા દ્વારા પ્રાપ્ત થનાર મહાન લાભની પ્રાપ્તિ પર છે, એમ થોડો વિચાર કરતાં જણાય છે. ભક્તિ દ્વારા ઈશ્વર સાથે તદ્રૂપ થવાનું હોય કે જ્ઞાન દ્વારા વિશ્વ સાથે સમરસ થવાનો પ્રયત્ન કરવાનો હોય—એમાં યે મહત્તાની પ્રાપ્તિની જ કલ્પના છે. સાત્વિક કે રાજસ ઉપાયો વડે મનુષ્ય જેટલે સુધી પોતાની સત્તાવૃત્તિ—પોતાનું આત્મત્વ—સક્રિયપણે અને પ્રત્યક્ષ વધારી શકે છે, તેટલે સુધી વધારીને તે પછીના હેતુ માટે કલ્પના, ભાવના કે ધારણાનો આશ્રય લઈ પોતાનું સમાધાન કરવાનો તે પ્રયત્ન કરતો હોય છે. સદ્ગુણ તથા કર્તૃત્વની પોતાની મર્યાદાને લીધે સક્રિયપણે સર્વ વિશ્વ સાથે સમરસ થવું મનુષ્ય માટે શક્ય નથી હોતું, તેથી 'સર્વ ચરાચરનું અધિષ્ઠાન—બ્રહ્મ—હું જ છું' એવી ધારણા કે ચિંતનથી મનુષ્ય પોતાના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કરે છે. અપરંપાર આત્મત્વ અને મહત્તાની પ્રાપ્તિનો આ એક કાલ્પનિક પ્રકાર છે.

આ સર્વ ઉપરથી આપણે એટલું સ્પષ્ટપણે સમજી શકીએ છીએ, કે અલ્પતા કોઈનાથી યે સહન થતી નથી. પ્રત્યક્ષ ન ન સધાય તો યે કલ્પનાથી પણ મનુષ્યને મહત્તાનું સમાધાન જોઈતું જ હોય છે.

આ બધા પ્રકારોમાં કેવળ રાજસ

ઉપાય કે કલ્પનાજન્ય ધારણા અને ભાવનાનો ભાગ ઉડાડી દઈએ તો બાકી પ્રત્યક્ષ સાત્વિક ભાવના અને કર્તૃત્વ વડે મનુષ્યને સક્રિયપણે જેટલો આત્મીયભાવ દેખાતો હોય, તેટલા પ્રમાણમાં જ તેની ખરી પ્રગતિ થઈ છે એમ કહી શકાય—તેટલી જ ખરી મહત્તા તેને પ્રાપ્ત થઈ છે એમ સિદ્ધ થશે રાજસવૃત્તિના પ્રભાવથી જ જે સત્તા કે જે મહત્તા વધેલી હોય છે તેથી વ્યક્તિ કે સમાજ એકેયનું કલ્યાણ થવું સંભવિત નથી. જે સત્તા પ્રાપ્ત કરવા કે રાખવા માટે દુષ્ટ મનોવૃત્તિઓનો અને દુષ્ટ સાધનોનો આશ્રય લેવો પડે છે અને જેના મૂળમાં ઐહિક સ્વાર્થ સિવાય બીજો હેતુ નથી તેવા પ્રકારની સત્તાને બહારથી વિરોધનો ભય સદૈવ રહે છે અને તે કદી યે શાશ્વત ટકવી શક્ય નથી, પરંતુ દયા, ક્ષમા, બંધુત્વ, વાત્સલ્ય, મૈત્રી, ઉદારતા, સત્ય, પ્રમાણિકતા, સમતા વગેરે સદ્‌ભાવનાઓના પ્રત્યક્ષ આચરણથી જે સત્તા અને આત્મીયતા વિસ્તરી હોય છે તેને, વ્યક્તિ અને જગતને કલ્યાણપ્રદ હોવાથી, એવી સત્તાને કદી યે વિરોધનો ભય હોતો નથી સમસ્ત જગત પણ પોતામાં રહેલી સત્તાવૃત્તિનો વિકાસ કરી પોતાની મહત્તા જો આ રીતે સાધે, તો તેથી જગતમાં સંઘર્ષ થવાનું કારણ નથી તે મહત્તા અશાશ્વત નહિ પણ શાશ્વત હશે સક્રિયપણે જગત સાથે સમરસ થવાનો આ 'કલ્યાણપ્રદ માર્ગ નથી જ, ઉપર કહ્યા પ્રમાણે જડતાને કાઢી, સર્વ અંગો દ્વારા સર્વ બાજુથી કર્મો વડે સદૈવ શુદ્ધ ચેતનપણે પ્રગટ થયા કરવું અને સાત્વિકતાથી સક્રિયપણે જગત સાથે એકરૂપતા—સમરસતા—સાધવાને જ જો માનવજીવનનું ધ્યેય માની લેવામાં આવે, તો શી હરકત છે વારુ!

*

## સુકાની ગાંધીજી

(રાગ—ભોજા ભગતના ચાબખાનો)

વાલમા! ડોલતી નાવ નીર રહી,
 સુકાની બેઠો આપત ઉદ્ધાર લઈ—વાલમા૦
સુકાની નીરક્ષીરવિવેકી હંસલો,
 કળવન્તો મોરલો એ કંઈ,
શૂરોનો સિંહ અને ગરીબોની ગાવડીએ,
 દુઃખી જીવનભર, ભાઈ!—વાલમા૦
શંકર એ-ઝેરઘૂંટ પીતો રટ, દેવ અને
 દાનવના દુઃખ શિર લઈ,
વિષ્ણુએ—લાતની તો વાત હતી! આપે સભા,
 ગોળીઓથી ખૂંદ વીંધાઈ—વાલમા૦
ભારતના ભાલનો, એ કંકુનો ચાંદલો,
 હરિજનની કૂડી હાય મહીં;
ભૂખી મજૂરની એ લેવાતણુ હેમચૂડી,
 હાકેમ મજૂરનો એ સાંઈ—વાલમા૦

ચાળીસ કરોડ કેરી સાચ બોલી જીભ, એના-
 દંત વિધુ સૌમ્ય મુખ મહીં,
દેહ, શિર, હાથ, પ્રાણ બેજ સાઈ સાથ,
 એની નહીં હામ્ડીયે સહી!—વાલમા૦
ધનિકોનો ધર્મ અને રાંકનો એ ન્યાય શુદ્ધ,
 સેવકનો સાચ એ સિપાઈ,
સંતને સમાજનો એ તાજ વિના રાજ ર્યો,
 શું શું એ હોય—હતો નહીં?—વાલમા૦
ડોલતી નાવડીને સ્થિર કરી થાંભીએ,
 ભારણ-ભય વામીએ જો કહીં,
સત ચીંધ્યે પુરુષપંથ ખેવટ થઈ બેઠીએ,
 જરી યે ના જાય ભોખમાઈ,
સુકાની સર્યો લોહીઝબ્યો સિદ્ધ મંત્ર ગાઈ,
 'રામ નામ, રામ કાળ, રામ રોશનાઈ'—વાલમા૦

ચુનીલાલ રામચંદ્ર શેલત

# ભગવાન મહાવીર

## ( એમના જીવનને સ્પર્શતી વિવિધ ભૂમિકાઓ )

લેખક :

### પંડિત શ્રી સુખલાલજી

ગુજરાતને આંતરપ્રાંતીય ખ્યાતિ અપાવનાર આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવની વિદ્વત્તા સાહિત્યક્ષેત્રે વિલસી હતી તો એવા જ બીજા સમર્થ જ્ઞાની ને વિદ્વાન પંડિત સુખલાલજીની વિદ્વત્તા ધર્મ અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રે ઝળહળી છે.

પંડિતજી પ્રજ્ઞાચક્ષુ છે. છેક નાનપણમાં એમણે ચર્મચક્ષુ ખોયાં પણ આંસુ સારી કુદરતને શાપ આપતા તેઓ બેસી ન રહ્યા. એમણે જૈનધર્મનાં પુરાણાં, ઊધઈ ચડેલાં હસ્તલિખિતો અન્યની મદદથી ઉથલાવ્યાં. બીજા ધર્મોનો પણ ઊંડો અભ્યાસ કર્યો અને આપણા જેવા દેખતાઓને જ્ઞાનનો પ્રકાશ આપ્યો.

ભગવાન મહાવીર વિષે લખવા કે બોલવાને પંડિત સુખલાલજી વિના બીજી કઈ વ્યક્તિ વિશેષ અધિકારી હોઈ શકે ? એમનાં અભ્યાસ, ચિંતન અને અનુભૂતિના ફળરૂપ આ લેખનું મનન કરીએ.

લગભગ બધા જ જૈનો ભગવાન મહાવીરની જીવનકથાથી ઓછેવત્તે અંશે પરિચિત હોય જ છે. પજુસણના દિવસોમાં આપણે એ કથા વાંચતા–સાંભળતા આવ્યા છીએ, અને ધારીએ ત્યારે એ વિષયને લગતું સાહિત્ય મેળવી, તે જીવનકથાને વાંચી પણ શકીએ છીએ. તેથી હું આજના સાંવત્સરિક ધર્મપર્વને દિવસે ભગવાનના જીવનની સળંગ કથા અગર તેમની અમુક ઘટનાઓ સંભળાવવાની પુનરુક્તિ નથી કરતો. તેમ છતાં હું એવું કાંઈક કહેવા માગું છું, કે જેનાથી ભગવાનના વાસ્તવિક જીવનનો પરિચય સાધવાની દિશામાં જ આપણે આગળ વધી શકીએ; અને એક સરખી રીતે મહાવીરના જ અનુયાયી ગણાતા વર્ગમાં તેમના જીવન વિષે જે જે પરસ્પર વિરુદ્ધ એવી અનેક કલ્પનાઓ પ્રવર્તે છે તેમ જ ઘણીવાર એ કલ્પનાઓ અથડામણીનું રૂપ ધારણ કરી, સમ્પ્રદાયભેદમાં પરિણામ પામે છે, તેનું અસલી કારણ સમજી શકીએ ને ગેરસમજ દૂર થવાથી ભગવાનના જીવનનું ઊંડું રહસ્ય પામી પણ શકીએ. હું જે કહેવા માગું છું તે સ્વાનુભવને આધારે જ. બીજા ભાઈઓ અને બહેનો એમાં પોતાનો અનુભવ મેળવી, મારા કથન ઉપર વિચાર કરશે, તો એકંદરે ભગવાનના જીવન વિષેની સમજણમાં વધારો જ થશે.

કોઈએક વ્યક્તિ દૂરથી અમુક ચિત્રને જુએ ત્યારે તેને તે ચિત્રનો ભાસ અમુક પ્રકારે થાય છે. તે જ જોનાર વ્યક્તિ વધારે નજીક જઈ તે ચિત્રને જુએ, ત્યારે તેની દૃષ્ટિમર્યાદામાં ચિત્રનો ભાસ વધારે સ્પષ્ટતાથી ઊઠે છે. પણ જો તે જ વ્યક્તિ વધારે એકાગ્ર બની તે ચિત્રને હાથમાં લઈ વિશેષ બારીકાઈથી નિહાળે, તો તેને એની ખૂબીઓનું ઓર વધારે પ્રમાણમાં ભાન થાય છે. જેમ ચિત્ર વિષે તેમ મૂર્તિ વિષે પણ છે. કોઈ ભવ્ય મંદિરમાં ભગવાન મહાવીર જેવા ધર્મપુરુષની સુરેખ અને શાન્ત મૂર્તિ હોય, તેને જોનાર એક વ્યક્તિ મંદિરના ચોગાનમાં ઊભી હોય, બીજી રંગમંડપમાં ઊભી રહી મૂર્તિ નિહાળતી હોય અને ત્રીજી વ્યક્તિ ગર્ભગૃહમાં જઈ મૂર્તિને નિહાળતી હોય, તો બધાની એકાગ્રતા અને શ્રદ્ધા સમાન હોવા છતાં તેમની દૃષ્ટિમર્યાદામાં મૂર્તિનો પ્રતિભાસ ઓછેવત્તે અંશે ભિન્નભિન્ન પ્રકારનો જ હોવાનો.

ચિત્ર અને મૂર્તિના દાખલાને આપણે જીવનકથામાં લાગુ પાડી વિશ્લેષણ કરીએ

તો મારો મૂળ મુદ્દો સ્પષ્ટ થશે. જેમાં ભગવાન મહાવીર જેવા ધર્મપુરુષનું જીવન વર્ણવાયેલું હોય, તેવા કોઈ પણ એક કે વધારે પુસ્તકોને વાંચીસાંભળીને આપણે તેમના જીવનનો પરિચય સાધીએ ત્યારે મન ઉપર જીવનની છાપ એક પ્રકારની ઊઠે છે બીજીવાર એ જ વાંચેલ જીવનના વિવિધ પ્રસંગો વિષે વધારે મનન કરીએ અને તે વિષે ઊઠતા એકેએક પ્રશ્નને તર્કબુદ્ધિથી તપાસીએ ત્યારે પ્રથમ માત્ર વાચન અને શ્રવણ દ્વારા પ્રાપ્ત કરેલ જીવનપરિચય ઘણી બાબતમાં નવું રૂપ ધારણ કરે છે તે પરિચય પ્રથમના પરિચય કરતાં વધારે ઊંડો, સચોટ અને સ્પષ્ટ બને છે મનનની આ બીજી ભૂમિકા શ્રવણની પ્રથમ ભૂમિકામાં પડેલ અને પોષાયેલ શ્રદ્ધાસંસ્કારો સામે કેટલીક બાબતોમાં બંડ કરવાની પ્રેરણા પણ અર્પે છે શ્રદ્ધા અને બુદ્ધિની અથડામણીના આવા દ્વંદ્વને પરિણામે જિજ્ઞાસુ એ દ્વંદ્વમાંથી મુક્ત થવા વધારે પ્રયત્ન કરે છે તેને પરિણામે જિજ્ઞાસુ હવે તથ્યની શોધમાં ઊંડો ઊતરે છે પ્રથમ તેણે એકાદ જે સર્વમાન્ય કે બહુમાન્ય જીવનકથા વાંચીસાંભળીને શ્રદ્ધા પોષી હોય, કે તેના એકાદ જીવનકથાના પુસ્તક ઉપરથી અનેકવિધ તર્કવિતર્ક કર્યા હોય, તે પુસ્તકનું મૂળ જાણવા જ હવે તે પ્રેરાય છે તેને એમ થાય છે કે જે પુસ્તકને આધારે હું જીવન વિષે વિચારું છું, તે પુસ્તકમાં વર્ણવેલ પ્રસંગો અને બીનાઓના મૂળ આધારો શા શા છે? કયા અસલી આધારો ઉપરથી એ જીવનકથા આલેખાઈ છે? આવી જિજ્ઞાસા તેને જીવનકથાની અસલી સામગ્રી શોધવા અને પ્રાપ્ત થતી સામગ્રીનું પરીક્ષણ કરવા પ્રેરે છે. આવા પરીક્ષણને પરિણામે જે જીવનકથા લાધે છે, જે ઇષ્ટ પુરુષના જીવનનો પરિચય પ્રાપ્ત થાય તે પહેલી શ્રવણ અને બીજી મનન કે તર્કની ભૂમિકા વખતે પ્રાપ્ત થયેલ પરિચય કરતાં અનેકગણો વધારે વિશદ, સચોટ અને સપ્રમાણ હોય છે સંશોધન કે નિદિધ્યાસનની આ ત્રીજી ભૂમિકા એ કાંઈ જીવનનું પૂરેપૂરું રહસ્ય પામવાની છેલ્લી ભૂમિકા નથી એવી ભૂમિકા તો જુદી જ છે જેને વિષે આપણે આગળ વિચારીશું

મે ભગવાન મહાવીરના જીવન વિષે કલ્પસૂત્ર જેવા પુસ્તકો વાચી તેમ જ સાંભળીને જન્મપ્રાપ્ત શ્રદ્ધા સંસ્કારો પોષેલા મારી એ શ્રદ્ધામાં ભગવાન સિવાય બીજા કોઈ પણ ધર્મપુરુષનું સ્થાન ન હતું, શ્રદ્ધાનો એ કોઠો, જેટલો નાનો અને સાંકડો તેટલો જ તેમાં વિચારનો પ્રકાશ પણ થોડો હતો પણ ધીરેધીરે શ્રદ્ધાની એ ભૂમિકામાં પ્રશ્નો અને તર્કવિતર્કો રૂપે બુદ્ધિના ફણગા ફૂટ્યા પ્રશ્ન થયો, કે શું એક માતાના ગર્ભમાંથી બીજી માતાના ગર્ભમાં ભગવાનનું સંક્રમણ થયાની વાત સંભવિત હોઈ શકે? આવી પ્રશ્નાવલિ જેમ જેમ મોટી થતી ગઈ, તેમ તેમ તેની સામે શ્રદ્ધાએ પણ બંડ ઉઠાવ્યું પરંતુ વિચાર અને તર્કના પ્રકાશે તેને લેશ પણ નમતું ન આપ્યું આ ઉત્થાન–પતનના તુમુલ દ્વંદ્વનુ પરિણામ શુભ જ આવ્યું હું હવે બુદ્ધ, રામ, કૃષ્ણ, ક્રાઈસ્ટ અને જરથુષ્ટ્ર જેવા ધર્મપુરુષો અને અન્ય સંતોના જીવનો પણ વાંચવાસમજવા લાગ્યો જોઉં છું તો એ બધા જીવનોમાં ચમત્કારોના અલંકારોની કોઈ મર્યાદા ન જ હતી, દરેકના જીવનમાં એક બીજાને આટે એવા અને ઘણે અંશે મળતા ચમત્કારો દેખાયા હવે મનમાં થયું, કે જીવનકથાના મૂળ જ તપાસવાં ભગવાનના સાક્ષાત્ જીવન ઉપર અઢીહજાર વર્ષનો દુર્ભેદ્ય પડદો પડેલો જ છે તો શું જે જીવન વર્ણવાયેલું મળે

છે; તે તેમણે પોતે કોઈને કહેલું કે બીજા નિકટવર્તી અંતેવાસીઓએ તેને નોંધી કે લખી રાખેલું અગર યથાવત્ સ્મૃતિમાં રાખેલું? આવા આવા પ્રશ્નોએ, ભગવાનના જીવનની યથાર્થ ઝાંખી કરાવે એવા અનેક જૂના કહી શકાય તેવા ગ્રંથોના અધ્યયન તરફ મને વાળ્યો. એ જ રીતે બુદ્ધ અને રામકૃષ્ણ આદિ ધર્મપુરુષોનાં જીવનમૂળ જાણવા તરફ પણ વાળ્યો. પ્રાથમિક શ્રદ્ધા મને પોતાની પકડમાંથી છોડતી નહિ અને વિચારપ્રકાશ તેમ જ તટસ્થ નવુંનવું અવલોકન એ પણ પોતાનો પંજો ચલાવ્યે જ જતા હતા. આ ખેંચાખેંચે છેવટે તટસ્થતા અર્પી. જેને જૈનલોકો સામાયિક કહે છે, તેવું સામયિક સમત્વ મંથનકાળ દરમિયાન ઉદયમાં આવતું ગયું. અને એ સમત્વે એકાંગી શ્રદ્ધા અને એકાંગી બુદ્ધિને ન્યાય આપ્યો–કાબૂમાં આણ્યા. એ સમત્વે મને સૂઝાડ્યું કે ધર્મપુરુષના જીવનમાં જે જીવતોજાગતો ધર્મદેહ હોય છે, તેને ચમત્કાર, અલંકારોનાં આવરણો સાથે લેવાદેવા શી? એ ધર્મદેહ તો ચમત્કારનાં આવરણો વિનાનો જ સ્વયંપ્રકાશ દિગમ્બર દેહ છે. પછી જોઉં છું તો બધા જ મહાપુરુષોના જીવનમાં દેખાતી અસંગતિઓ આપમેળે સરી જતી ભાસી એ કે આ નિદિધ્યાસનની ત્રીજી ભૂમિકા હજી પૂરી થઈ નથી; તેમ છતાં એ ભૂમિકાએ અત્યાર લગીમાં અનેક પ્રકારનું સાહિત્યમંથન કરાવ્યું, અનેક જીવતા ધર્મપુરુષોનો સમાગમ કરાવ્યો અને ભારપૂર્વક કાંઈક કહી શકાય એવી મનઃસ્થિતિ પણ તૈયાર કરી. શ્રદ્ધા અને તર્કનાં એકાંગી વલણો બંધ પડ્યાં. સત્ય જાણવા અને પામવાની વૃત્તિ વધારે તીવ્ર બની.

આ ભૂમિકામાં હવે મને સમજાઈ ગયું, કે એક જ મહાપુરુષોનાં જીવન, જિજ્ઞાસુઓમાં જીવનના અમુક પ્રસંગો અને અમુક ઘટનાઓ પરત્વે શા કારણથી મંતવ્યભેદ જન્મે છે અને શાને લીધે તેઓ એકમત થઈ શકતા નથી. જે જિજ્ઞાસુ-વર્ગ શ્રવણવાચનની પ્રાથમિક શ્રદ્ધા ભૂમિકામાં હોય છે, તે દૂરથી ચિત્ર કે મૂર્તિ જોનાર જેવો શબ્દસ્પર્શી શ્રદ્ધાળુ હોય છે. તેને મન, પ્રત્યેક શબ્દ યથાર્થ હકીકતનો બોધક હોય છે. તે શબ્દના વાચ્યાર્થ આગળ જઈ તેની તેની સંગતિઅસંગતિ વિષે વિચાર કરતો નથી. અને એ 'શાસ્ત્ર મિથ્યા ઠરે એવા મિથ્યા ભ્રમથી શ્રદ્ધાને બળે વિચારપ્રકાશનો વિરોધ કરે છે. તેનું દ્વાર જ બંધ કરવા મથે છે.

બીજો તર્કવાદી જિજ્ઞાસુવર્ગ મુખ્યપણે શબ્દના વાચ્યાર્થોની અસંગતિ ઉપર જ ધ્યાન આપે છે, અને એ દેખાતી અસંગતિઓની પાછળ રહેલ સંગતિઓની સાવ અવગણના કરી જીવનકથાને જ કલ્પિત માની બેસે છે. આમ અપરિમાર્જિત શ્રદ્ધા અને ઉપરછલ્લો તર્ક એ બે જ અથડામણોનાં કારણો છે. સંશોધન અને નિદિધ્યાસનની ભૂમિકામાં આ કારણો નથી રહેતાં, તેથી મન સ્વસ્થ-પણે શ્રદ્ધા અને બુદ્ધિ બન્ને પાંખોનો આશ્રય લઈ સત્ય ભણી આગળ વધે છે.

ત્રીજી ભૂમિકામાં અત્યાર સુધી જે પ્રગતિ મારા મને સાધી છે, તે જોતાં તેમાં પહેલી અને બીજી ભૂમિકા અવિરોધપણે સમાઈ જાય છે. અત્યારે મારી સામે ભગવાન મહાવીરનું જે ચિત્ર કે જે મૂર્તિ ઉપસ્થિત છે, તેમાં તેમની જીવનકથામાં જન્મથી નિર્વાણ પર્યન્ત ડગલે ને પગલે ઉપસ્થિત થતા કરોડો દેવોની દેખીતી અસંગતિ તેમ જ ગર્ભાપહરણ જેવી અસં-ગતિ ગળી જાય છે. મારી સંશોધન–નિર્મિત કલ્પનાના મહાવીર કેવળ માનવકોટિના

અને તે માનવતાની સામાન્ય ભૂમિકાને પુરુષાર્થબળે વટાવી ગયા હોઈ, મહામાનવરૂપ છે. જેમ દરેક સમ્પ્રદાયના પ્રચારકો પોતપોતાના ઇષ્ટદેવને સાધારણ લોકોના ચિત્રમા પ્રતિષ્ઠિત કરવામાં તેઓને સરળતાથી સંમજાય એવો દૈવી ચમત્કાર તેના જીવનમા ગૂથી કાઢે છે, તેમ જૈનસમ્પ્રદાયના આચાર્યો પણ કરે, તો એ માત્ર ચાલુ પ્રથાનુ પ્રતિબિબ ગણાવુ જોઈએ લલિતવિસ્તર વગેરે ગ્રથો બુદ્ધના જીવનમા આવા જ ચમત્કારો વર્ણવે છે હરિવશ અને ભાગવત પણ કૃષ્ણના જીવનને આ જ રીતે આલેખે છે બાઈબલ પણ દિવ્ય ચમત્કારોથી મુક્ત નથી પણ મહાવીરના જીવનમા દેવોની ઉપસ્થિતિનો અર્થ ઘટાવાતો હોય, તો તે એક જ રીતે ઘટી શકે, કે મહાવીરે સત્પુરુષાર્થ વડે પોતાના જીવનમાં માનવતાના આધ્યાત્મિક અનેક દિવ્ય સદ્ગુણોની વિભૂતિ પ્રાપ્ત કરી હતી આવી સૂક્ષ્મ મનોગમ્ય વિભૂતિ સાધારણ લોકોના મનમાં ઠસાવવી હોય, તો તે સ્થૂળ રૂપકો દ્વારા જ ઠસાવી શકાય. જ્યા સ્વર્ગીય દેવોનુ ઉચ્ચસ્થાન જામેલું હોય, ત્યા તેવા દેવોના રૂપક વડે જ દિવ્ય વિભૂતિ વર્ણવવાનો સતોષ કેળવી શકાય ગર્ભઅપહરણના કિસ્સામાં પણ આવું જ કાંઈક રૂપક હોવાની કલ્પના થાય છે. કર્મકાડની જટિલ અને સ્થિતિચુસ્ત સનાતન પ્રથાના બ્રાહ્મણસુલભ સસ્કારગર્ભમાંથી મહાવીરનું કર્મકાડભેદી ક્રાંતિકારક જ્ઞાન તપોમાર્ગના ક્ષત્રિયસુલભ સસ્કારગર્ભમાં અવતરણ થયું એમ જ અર્થ ઘટાવવો રહ્યો તે કાળે ગર્ભાપહરણની વાતને લોકો સહેલાઈથી સમજી લેતા ને ભક્તો શકા ન ઉઠાવતા એટલે ગર્ભાપહાર રૂપકના બ્યાજેથી સસ્કારના ગર્ભનુ સક્રમણ વર્ણવ્યુ છે

એમ માનવુ રહ્યું. જન્મ લેતાવેંત અંગુષ્ટમાત્રથી મહાવીર સુમેરુ જેવા પર્વતને કપાવે એ વાત કૃષ્ણના ગોવર્ધન તોલનની વાતની પેઠે બિલકુલ હસી કાઢવા જેવી ખરી, પણ જો એને રૂપક માની અર્થ ઘટાવવામા આવે, તો એની પાછળનું રહસ્ય જરા ય અસગત નથી લાગતું. આધ્યાત્મિક સાધનાના જન્મમા પ્રવેશ કરતાં જ પોતાની સામે ઉપસ્થિત એવા અને ભવિષ્યમા ઉપસ્થિત થનાર એવા આંતરબાહ્ય પ્રત્યવાયો અને પરિષહોના સુમેરુને દૃઢ નિશ્ચયબળના અગુષ્ઠ માત્રથી કપાવ્યા, જીત્યા અને જીતવાનો નિરધાર કર્યો એ જ એનુ તાત્પર્ય લેવુ જોઈએ આવી બધી અસગતિઓથી મુક્ત એવુ જે ચિત્ર રજૂ થાય છે તેમા તો મહાવીરમાત્ર કરુણ અને સત્પુરુષાર્થની મૂર્તિરૂપે જ દેખાય છે

પ્રાચીનમાં પ્રાચીન કહી શકાય એવા જે આચારાગમાં તેમના ઉદ્ગારો સચવાયા છે અને ભગવતી આદિ ગ્રથોમાં તેમના જે વિશ્વસનીય સવાદો મળી આવે છે, તે બધા ઉપરથી મહાવીરનું ટૂકુ જીવન આ પ્રમાણે આલેખી શકાય

તેમને વારસામાં જ ધર્મસંસ્કાર મળ્યા હતા અને ઠેક નાની ઉમરથી જ નિર્ગ્રન્થ પરપરાની અહિસાવૃત્તિ તેમનામાં વિશેષ રૂપે આવિર્ભાવ પામી હતી આ વૃત્તિને તેમણે એટલે સુધી વિકસાવી હતી કે તેઓ પોતાને નિમિત્તે કોઈના સૂક્ષ્મ જતુ સુદ્ધાંના દુખમા ઉમેરો ન થાય એ રીતે જીવન જીવવા મથ્યા એ મથને તેમને એવું અપરિગ્રહવ્રત ધારણ કરાવ્યુ, કે તેમાં કપડા અગર ઘરનો આશ્રય સુદ્ધાં વર્જ્ય ગણાયો. મહાવીર જ્યારે દેખો ત્યારે એક જ વાત સભળાવતા દેખાય છે, કે દુનિયા માત્ર દુખી છે, પોતાની સુખસગવડ માટે

બીજાનું દુઃખ ન વધારો. બીજાના સુખમાં ભાગીદાર ન બનો પણ બીજાનું દુઃખ હળવું કરવા કે નિવારવા સતત પ્રયત્નશીલ રહો. મહાવીર એકની એક એ જ વાત અનેક રૂપે કહે છે. તેઓ પોતાના સંપર્કમાં આવનાર હરકોઈને કહે છે કે મન, વાણી અને દેહની એકતા સાધો. ત્રણેનું સંવાદી સંગીત પેદા કરો. જે વિચારો તે જ બોલો અને તે પ્રમાણે જ વર્તો અને જે વિચારો તે પણ એવું, કે તેમાં ક્ષુદ્રતા કે પામરતા ન હોય. પોતાના અંતરના શત્રુઓને જ શત્રુ લેખો અને તેને જીતવાની જ વીરતા બતાવો. મહાવીર કહે છે, કે જો એ બાબતમાં એક નિમેષમાત્રનો પ્રમાદ થશે, તો જીવનનો મહામૂલો સત્ અંશ–દિવ્ય અંશ એળે જશે અને કદી નહીં લાધે.

મહાવીરે જે તત્ત્વજ્ઞાન વારસામાં મેળવેલું અને જે આચર્યું, તે ટૂંકમાં એટલું જ છે, કે જડ અને ચેતન બે તત્ત્વો મૂળથી જ જુદાં છે. દરેક બીજા ઉપર પ્રભાવ પાડવા મથે છે તેને લીધે જ કર્મવાસનાની આસુરી વૃત્તિઓ અને ચેતના અને સત્પુરુષાર્થની દૈવી વૃત્તિઓ વચ્ચે દેવાસુરસંગ્રામ સતત ચાલે છે. પણ છેવટે ચેતનાનું દેખતું મક્કમ બળ જ જડ વાસનાના આંધળા બળને જીતી શકે. આ તત્ત્વજ્ઞાનની ઊંડામાં ઊંડી સમજણે તેમનામાં આધ્યાત્મિક સ્પંદન પેદા કર્યું હતું અને તેથી જ તેઓ માત્ર વીર ન રહેતાં મહાવીર બન્યા. એમના સમગ્ર ઉપદેશમાં આ મહાવીરતાની એક જ છાપ દેખાય છે. એમની જાત કઈ હતી? એમનું જન્મસ્થાન ક્યાં હતું? માતાપિતા અને બીજા સ્નેહીઓ કોણ અને કેવા હતા? ગરીબ કે સમૃદ્ધ? વગેરે સ્થૂળ જીવનને લગતા પ્રશ્નો ઊઠવા સ્વાભાવિક છે. એમાં અનેક અતિશયોક્તિઓ હોવાની, રૂપકો આવવાના, પણ જીવનશુદ્ધિમાં અને માનવતાના ઉત્કર્ષમાં ઉપકારક થઈ શકે એવી તેમની જીવનરેખા તો ઉપર મેં જે આછીઆછી આલેખી તે જ છે. અને આજે હું મહાવીરના એ જ જીવનભાગ ઉપર ભાર આપવા ઇચ્છું છું. જેમાં આપણા જેવા અનુયાયી ગણાતા ભક્તો અને જિજ્ઞાસુઓની શ્રદ્ધા તેમ જ બુદ્ધિ બન્નેની કસોટી રહેલી છે. અને તેમનું આ જીવનદર્શન ત્રણે કાળમાં કદી જૂનું કે વાસી થનાર નથી. જેમજેમ એનો ઉપયોગ કરતા જઈએ તેમતેમ એ જીવનના દરેક ક્ષેત્રમાં નિત્યનૂતન અરુણોદય પેઠે પ્રકાશતું રહેવાનું અને સાચા સાથીનું કામ આપતું રહેવાનું.

એ બ્રાહ્મણક્ષત્રિયનો આચાર અહિંસાની પારમાર્થિક ભૂમિ ઉપર કેવી રીતે ઘડાયો હતો અને તેમનો વિચાર અનેકાન્તની સત્યદૃષ્ટિને કેવી રીતે સ્પર્શ કરતો હતો એનું હૂબહૂ ચિત્ર પ્રાચીન આગમોમાં જોઈએ છીએ ત્યારે નતમસ્તક થઈ જવાય છે. મારમાર કરતો કોઈ પણ આવે તો તેની સામે મનથી પણ રોષ ન સેવવો, તેનું લેશ પણ અહિત ન ચિંતવું, એ તેમની અહિંસાની ખાસિયત છે. ગમે તેવાં વિરોધી દૃષ્ટિબિંદુઓ અને અભિપ્રાયોનો પ્રતિવાદ કરવા છતાં પણ તેમાં રહેલા અતિ અલ્પ સત્યની માત્રાની જરા પણ ઉપેક્ષા કર્યા વિના જ મહા-સત્યની સાધના પૂરી કરવી એ એમના અનેકાન્તની ખાસિયત છે. મારા મન ઉપર નિદિધ્યાસનની ત્રીજી ભૂમિકાને પરિણામે મહાવીરનું જે ચિત્ર અંકિત થયું છે કે જે મૂર્તિ ઘડાઈ છે તેની ભિત્તિ, શ્રદ્ધા અને બુદ્ધિનો સમન્વય માત્ર છે. આ શ્રદ્ધાના ચોકાની સંકીર્ણતા સંશોધનને પરિણામે ભુંસાઈ ગઈ. એનું વર્તુળ એટલું બધું વિસ્તર્યું છે, કે હવે તેમાં જન્મગત સંસ્કાર

પ્રમાણે માત્ર મહાવીરને જ સ્થાન નથી રહ્યું, પણ તેમા મહાવીર ઉપરાત તેમના પ્રતિસ્પર્ધી ગણાયેલ કે નહી ગણાયેલ એવા દરેક ધર્મપુરુષ સ્થાન પામ્યા છે. આજે મારી શ્રદ્ધા કોઈ પણ ધર્મપુરુષનો બહિષ્કાર કરવા જેવી સકીર્ણ નથી રહી અને બુદ્ધિ પણ કોઈ એક જ ધર્મપુરુષના જીવનની જિજ્ઞાસાથી કૃતાર્થતા નથી અનુભવતી જે કારણે શ્રદ્ધા અને બુદ્ધિ મહાવીરની આસપાસ ગતિશીલ હતાં, તે જ કારણે તે બન્ને બુદ્ધ, કૃષ્ણ, ક્રાઈસ્ટ વગેરે અનેક અતીત સતોની આસપાસ ગતિશીલ રહે છે સશોધન અને નિદિધ્યાસનની ભૂમિકાએ જ મારા મન ઉપર ગાધીજીની વ્યાપક અહિંસા અને અનેકાન્ત દૃષ્ટિની પ્રતિષ્ઠાને પૂરો અવકાશ આપ્યો છે મને ગમે ત્યાંથી સદ્‌ગુણ જાણવા અને પામવાની પ્રેરણા મૂકે તો મહાવીરના જીવને જ અર્પી છે આ ઉપરથી હું કહેવા એ ઇચ્છું છું, કે કોઈ પણ મહાપુરુષના જીવનને માત્ર ઉપર ઉપરથી સાંભળી, તે ઉપર શ્રદ્ધા પોષવી અગર માત્ર તર્કબળથી તેની સમીક્ષા કરવી એ જીવનવિકાસ માટે પૂરતુ નથી એ દિશામાં પ્રગતિ કરવા ઇચ્છનારે શ્રવણ–મનન ઉપરાન્ત નિદિધ્યાસન પણ કરવુ આવશ્યક છે

મારે કબૂલ કરવુ જોઈએ કે સશોધન-કાર્યમા ગમે તેટલો શ્રમ કર્યાં છતાં હજી મારી એ ભૂમિકા સાવ અધૂરી જ છે. એનો પ્રદેશ વિસ્તૃત છે એ અતિશ્રમ, અતિસમય, અતિએકાગ્રતા અને અતિ તટસ્થતાની અપેક્ષા રાખે છે મારા મન ઉપર ઊઠેલી મહાવીરની છબી ગમે તેવી હોય, તોપણ તે છેવટે પરોક્ષ જ છે જ્યા લગી મહાવીરનું જીવન જિવાય નહિ, એમની આધ્યાત્મિક સાધના સધાય નહિ ત્યાં લગી એમના આધ્યાત્મિક જીવનનો સાક્ષાત્કાર હજાર પ્રયત્ન કર્યા છતાં પણ સશોધનની ભૂમિકા કદી કરાવી શકે નહિ આ સત્ય હું જાણુ છું અને તેથી જ નમ્ર બનું છું પ્રથમ આપેલ ચિત્ર કે મૂર્તિના દાખલાનો આશ્રય લઈ, કર્તવ્ય કરવું હોય તો એમ કહી શકાય કે ગમે તેટલો નજીક જઈ ચિત્ર કે મૂર્તિ જોનાર પણ છેવટે તો ચિત્રની રેખાકૃત અને રગની ખૂબીઓ કે મૂર્તિગત શિલ્પવિદ્યાતની ખૂબીઓ જ વધારે સારી રીતે સમજી શકે અને બહુ તો એ ખૂબીઓ દ્વારા વ્યક્ત થતા ભાવોનું સવેદન કરી શકે પણ તે દ્રષ્ટા જેનું મૂર્તિ કે ચિત્ર હોય તેના જીવનનો સાક્ષાત્ અનુભવ તો ત્યારે જ કરી શકે જ્યારે તે એવુ જીવન જીવે સારામાં સારા કવિના મહાકાવ્યનું ગમે તેટલુ આકલન કર્યાં છતાં પણ કાવ્યવર્ણિત જીવન જીવ્યા સિવાય તેનો પરિચય પરોક્ષ કોટીનો જ રહે છે એ જ રીતે ભગવાન મહાવીરે સિદ્ધ કરેલ આધ્યાત્મિક સાધનાની દિશામાં ગતિ કર્યા વિનાનો મારા જેવો માણસ મહાવીર વિષે જે કાઈ કહે, કે વિચારે તે પરોક્ષકોટીનું જ હોઈ શકે. એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે

મારા આ વક્તવ્યથી આપ બધા સમજી શકશો, કે એક જ મહાપુરુષના જીવનને પૂરી પાડનાર સમાન સામગ્રીનો ઉપયોગ કરનાર તત્ત્વો અને અનુયાયીઓ સુદ્ધામા શા શા કારણે વિરોધી અભિપ્રાયો બધાય છે અને એ જ સામગ્રીનો અમુક દૃષ્ટિથી ઉપયોગ કરવા જતાં અભિપ્રાય-વિરોધ કેમ શમી જાય છે, તેમ જ જીવનના મૂળભૂત અને સર્વોત્તમ શ્રદ્ધા-બુદ્ધિના દિવ્ય અશો કેવી રીતે પોતાની કક્ષાપાખ વિસ્તારે છે.,

*

# સ્વપ્ન અને સિદ્ધિ

લેખક :

શ્રી. કનૈયાલાલ મુનશી

ગુજરાતમાં સૌરાષ્ટ્ર પ્રદેશ સૌથી વિશેષ પ્રમાણમાં વિભાજિત હતો. એનું એકીકરણ થઈ ગયું. હવે મહાગુજરાતના એકીકરણનો પ્રશ્ન આગળ આવ્યો છે. 'અખંડ આનંદ'ના વાચકો આ વિશે ગુજરાતનાં વિવિધ ક્ષેત્રોની આગેવાન વ્યક્તિઓના વિચારો જાણે, એ હેતુથી એક લેખમાળાની યોજના અમે કરી છે. એનો પ્રારંભ વર્ષો પહેલાં મહાગુજરાતનું સ્વપ્ન સેવનાર શ્રી. કનૈયાલાલ મુનશીથી જ થાય એ યોગ્ય છે.

મહાગુજરાત રાજસ્થાની પ્રજાસંમેલન સમક્ષ આપેલા પ્રવચનમાં શ્રી. મુનશી વર્ષો પછી થનારા સમૃદ્ધ ગુજરાતનું એક ભવ્ય સ્વપ્ન નીરખે છે. ગુજરાતને જાગૃત થવા માટે એમણે જે અનેકાનેક દશાઓ પ્રતિ અંગુલિનિર્દેશ કર્યો છે, તે તરફ પ્રયાણ કરવાની આપણામાં પ્રેરણા જાગો!

આ પછી બીજા લેખો અને પ્રવચનો 'અખંડ આનંદ'ના વાચકો સમક્ષ રજૂ થશે.

૧૯૦૭માં ગુજરાતને નષ્ટ સામ્રાજ્યોના કબ્રસ્તાન-Grave of Vanished Empires—ની ઉપમા મેં આપી હતી. ચાળીસ વર્ષે આજે ગુજરાતને હું એક ઊગતી વિશ્વ-શક્તિના ગણેશદ્વાર—main gate of a rising world-power—ની ઉપમા આપી શકું. આ ચાળીસ વર્ષમાં ગુજરાતીઓએ દેશને ઘણો સમૃદ્ધ કર્યો ને એ સમૃદ્ધિની લહાણ કરી. એમણે ઘણાં ક્ષેત્રો ખેડ્યાં ને નવા વિજયો મેળવ્યા; ઘણી સેવા કરી અને ઘણો ત્યાગ પણ કર્યો. વિદ્વાનો, રાજવીઓ ને મુત્સદ્દીઓ, વ્યાપારીઓ ને સામાન્યવર્ગીઓએ કાંઈકાંઈ ક્રાંતિ સાધી, અને ભારતના અવનવીન ઘડતરમાં મોટો ફાળો આપ્યો.

પણ માત્ર ચાળીસ વર્ષ પાછળ શા માટે જોઉં? સો વર્ષ પર નર્મદે 'ગરવી ગુજરાત' ગાયું ને દયાનંદે રાષ્ટ્રધર્મનો પાયો નાખ્યો. પૂજ્ય બાપુ ગુજરાતીઓને અંધકારમાંથી પ્રકાશમાં લઈ આવ્યા. ગાંધીજી તો રાષ્ટ્રના, સમસ્ત વિશ્વના ને સનાતન-કાળના; પણ આપણા પહેલા. કવિએ તો ગુજરાતને 'કૃષ્ણચંદ્રની કૌમુદી ઉજળી' કહ્યો; આજે તો એ ગાંધીજીના ગૌરવે ગરવો પણ છે. એ ઉજ્જ્વળતા અને ગૌરવ આપણું ભાવિ ઘડશે. એ વડે જ આપણે નવવિધાનનો ભાર ઉપાડવામાં ભારતને મદદ કરી શકીશું.

ગાંધીજી આજે નથી એ મારાથી કલ્પાતું નથી. મેં એમને એકવાર સૂર્યનારાયણ સાથે સરખાવેલા; જ્યાં એમનાં કિરણો પડે ત્યાં ફળદ્રૂપતા સાંપડે. એ ગયા, આપણાં હૈયાં હજી રડે છે; ચારે તરફ શૂન્યતા ભાસે છે. છતાં એક આશ્વાસન આપણે લઈ શકીએ : સૂર્યબિંબ અસ્ત થયું ખરું; તેના પ્રેરણાતેજથી ક્ષણેક્ષણે નવપલ્લવો ફૂટ્યાં જાય છે, ને જશે. એ ગયા—રાષ્ટ્રવિધાયક, સમ્રાટ, પયગંબર ને યોગી. એ તો ઋષિ-મુનિઓના સંઘમાં જઈ ભળ્યા; જગતમાં કોઈએ નહીં કલ્પેલા એવા ભવ્ય અવસાન-ના ધણી થઈ ગયા. સાથે આપણને અવિરત સામર્થ્યનો વારસો આપી ગયા.

રડતું હૃદય તો છાનું રાખવું જ રહ્યું. એ વારસાનું રક્ષણ ને અભિવૃદ્ધિ એ જ

હવે આપણુ કર્તવ્ય થઈ પડ્યુ છે ભારત સ્વતંત્ર થયુ, આપણા પ્રશ્નો ને દૃષ્ટિ બંને પલટાઈ ગયા નવી પરિસ્થિતિ ને નવા ધ્યેયો, નવા નિર્ણયોની અગત્યતા દર્શાવી રહ્યા છે.-

આપણે સદ્ભાગ્યે ગુજરાતની મહત્તાના અર્વાચીન અવતાર સરદાર ગુજરાતને અને ભારતને ઘડી રહ્યા છે. ગાધીજીની મહત્તા જગજાહેર છે, એ તો કર્તવ્ય અને વાણી બંનેના સ્વામી હતા થોડાક જ સરદારની મહત્તાનું માપ કાઢી શકે છે, કારણ કે એ તો નેપોલિયનના સૂત્રમા માને છે 'શબ્દો જવા દો—કરણીથી જ જવાબ દો' સિદ્ધરાજ જયસિંહે શસ્ત્રોથી ગુજરાત એક કર્યું; પરશુરામે, અશોકે, સમુદ્રગુપ્તે ને અકબરે શસ્ત્રબળે ભારતને એક કર્યું સરદારે તો એ બને પ્રવૃત્તિઓ આદરી પંદરમી ઑગસ્ટે ભારતના ૫૭૨ ટુકડા હતા; આજે ત્રણચાર અપવાદો સિવાય ભારત એક થઈ ગયુ છે ત્રણ મહિના પહેલા ગુજરાતીઓના ૨૫૦ ટુકડા હતા, આજે માત્ર ચાર જ રહ્યા છે આ એકતા શસ્ત્રબળે નથી રચાઈ, માત્ર મુત્સદ્દીગીરીથી બની છે આજે ભારતવાસીઓના હૃદયમાં એમનુ સ્થાન છે શક્તિ અને સુરક્ષિતતાની મૂર્તિરૂપે ભારતના રાષ્ટ્રવિધાયકોના કીર્તિ-મંદિરમા એ તો અગ્રસ્થાને બિરાજે છે

નવી ઘટનામા ગુજરાતના રાજવીઓનો પણ મોટો ફાળો છે. એમની સમયાનુકૂળ બનવાની તત્પરતા ગુજરાતના ગૌરવરૂપ છે બે વર્ષ પહેલાં રાંજકોટમાં ભરાયેલી સાહિત્ય પરિષદમાં, ગુજરાતને એક રાજ્ય-તંત્ર મળવું જોઈએ એ માગણી મે જનતા ને રાજવીઓ આગળ મૂકી હતી. મને શુ ખબર કે આટલા ટૂકા વખતમાં ગુર્જર રાજવીઓ સમયાનુકૂળ થવાની આટલી ઉદારતા બતાવશે? એ બધાને અત્યારે હું અભિનંદન આપુ છુ એમા મારા મિત્ર શ્રીમાન શ્રી જામસાહેબ ને એમની સેવા અને મુત્સદ્દીગીરીની ખાસ નોધ લઉ છુ એ ન હોત તો આટલી સરળતાથી સૌરાષ્ટ્ર એક ન થાત એમની સાથે એક બીજા રાજવી મિત્રનો ઉલ્લેખ મારે કરવો જોઈએ તે પાલણપુરના નવાબ સાહેબનો. પંદરમી ઑગસ્ટ પછી ઘણા રાજવીઓએ પોતાની દૃષ્ટિ કે વ્યૂહનો પલટો કર્યો, પણ નવાબ સાહેબ એક પળવાર પણ અંગત કે ધાર્મિક પ્રલોભનોને વશ થયા નથી એ તો હિન્દી ને ગુજરાતી જ રહ્યા છે. ભર્તૃહરિએ કહ્યુ છે તેમ એવા નર તો વિરલ જ હોય, જે હાથે આવેલી પૃથ્વીનું દાન કરે

પણ હું તો બ્રાહ્મણ-સ્વભાવે લોભિયો ખરો ડુંગરપુર, વાસવાડા ને ઝાબુઆ રાજસ્થાનમાં ગયાં એમાં ગુજરાતીઓને અન્યાય થયો માનુ છુ. શીરોહી પણ ગુજરાત સિવાય બીજા સમૂહમાં જાય એ પણ અસ્વાભાવિક છે, એ ન થવુ જોઈએ. ઉદયપુરની બહારના ભીલના પ્રદેશો મહા-ગુજરાતની બહાર રહે એ પણ ખોટુ આબુ ગુજરાતનો ઉત્તર સ્તંભ, નંદુરબાર પૂર્વદ્વાર, વસઈ દક્ષિણદ્વાર. આપણે ગુજરાતીઓ મુંબાઈ પ્રાતમા ફેરફાર માગતા નથી, આપણે તો માત્ર એટલુ જ ઇચ્છીએ છીએ, કે ગુજરાતીઓ બધા એક પ્રાંતના રાજ્યવર્તુલમાં આવી જવા જોઈએ.

આ વિષયમાં મારા મિત્ર શ્રીમાનશ્રી ગાયકવાડને સંબોધીને થોડુ કહેવુ જોઈએ મહાગુજરાતના સંમેલનપ્રમુખ તરીકે એ ગુજરાતી રાજવીને કહેવાનો મારો અધિકાર છે ગુર્જરનરેશ ગણાવામાં ગર્વ લેતા સદ્ગત મહારાજા ગાયકવાડ સરકાર જેને પોતાની ગણતા અને પ્રતાપમિ

ગાયકવાડ પણ મિત્ર ગણે છે, એ નાતે તો મારું એ કર્તવ્ય થઈ પડે છે. એમના પિતામહ તો રાષ્ટ્રવિધાયકોના અગ્રણી હતા. પંદરમી ઑગસ્ટના કટોકટીના પ્રસંગે એ પોતે રાષ્ટ્રપ્રેમીઓના અગ્રણી હતા; ભોપાલ આદિના વ્યૂહો તોડવામાં એમણે ભારતની અપ્રતીમ સેવા કરી છે. આજે ઉત્તરદાયી શાસન આપવાની ઘોષણા એમણે કરી છે. ગુજરાતીઓને બળે એમનું બળ છે, તેમની સમૃદ્ધિ વડે એમની જાહોજલાલી છે. હું તો એમને એક જ સંદેશો કહાવું: 'રાજકીય એકતાની ગુજરાતીઓની મનોવાંછના પૂરવી એ તમારું કર્તવ્ય છે. સરદાર, તમે અને જામ સાહેબ—આ ત્રણના હાથમાં ગુજરાતનું ભાવિ છે. ગુજરાતી જગત જે એકતા ઝંખે છે એ માત્ર તમારા ત્રણના વિલંબથી દૂર ઊભી છે. એને સમીપ લાવવી એ તમારું કર્તવ્ય છે. દોઢકરોડ ગુજરાતીઓનો એ સંકલ્પ કોણ રોધશે? તમે એને સફળ નહિ કરો?'

આપણી એકતા હવે બ્રિટિશ લશ્કર પર અવલંબતી નથી—એ તો ભારતના સ્વાતંત્ર્ય પર ટકી રહે છે. એટલે એ જ દૃષ્ટિએ આપણે વિચાર કરવો રહ્યો. નવીન ભારતમાં ગુજરાતનું સ્થાન સીમાપ્રાંતનું છે. હવે બ્રિટિશ જહાજો આપણું રક્ષણ નથી કરતાં; સિંધ ભારતમાં નથી. સૌરાષ્ટ્ર, કચ્છ, રાધનપુર, મારવાડ, અરે નાનકડા સૂઈગામે, આંતરરાષ્ટ્રીય સીમાનું જોખમભર્યું ગૌરવ પ્રાપ્ત કર્યું છે. પાંચ આંતરરાષ્ટ્રીય બંદરો મહાગુજરાતમાં છે. થોડા વખતમાં વાયુયાનનાં મોટાં મથકો આપણે ત્યાં ઊભાં થશે. આ નવી જવાબદારી, નવાં સામુદાયિક પરાક્રમો માગી રહી છે. તમે શું કરશો? 'શું શાં પૈસા ચારે' તમારો ઉદ્ધાર નહિ થાય, એ ચોક્કસ સમજજો.

પહેલું પરાક્રમ તો આપણું સામુદાયિક માનસ બદલવાનું છે. માત્ર પૈસા બનાવ્યે, મોજશોખ કર્યે, વ્યાપારઉદ્યોગ વધાર્યે હવે નહિ ચાલે. આપણે સૈનિકો બનવું જોઈએ—ભારતીય સૈન્યના, નૌકાદળના, વાયુદળના. આ કામ જરા અઘરું છે—કારણ કે આપણને ગાદી પર બેસી ચોપડા લખવા ગમે, કાર્યાલયમાં જઈ કાગળ લખવા રુચે કે ખાટલામાં સૂઈ નવલકથાઓ વાંચવામાં રસ પડે. પણ હવે વિરાટ સામર્થ્ય વિના ભારતનો ઉદ્ધાર નથી; અને યુદ્ધવિષયક તત્પરતા વિના ગુજરાતનો મોક્ષ નથી. સૌરાષ્ટ્રના પ્રધાનમંત્રીને હું એક વિનતિ કરીશ, કે સૌરાષ્ટ્રમાં 'સ્થળ-સ્થળના ઇતિહાસ વીરના સોહાયા?' એ તો અમે બહુ ગાયું. પણ એ સ્થળોમાં ઇતિહાસ ઘડનારા વીરો—કવિતાના વીરો નહિ, રણક્ષેત્રના વીરો—પકાવવા માંડજો. આપણાં રાજવીકુળો તો યુદ્ધમાં કુશળ છે. જનરલ રાજેન્દ્રસિંહ અને જનરલ હિંમતસિંહ—બે ગુજરાતીઓ—આપણા ભારતીય સૈન્યના અગ્રણીઓ છે. એમની પ્રણાલિકા બહેલાવવી જોઈએ. આજે આપણી આખી રજપૂત ને કાઠી કોમો વિશાળ સૈનિકજીવનને અભાવે આળસ ને વ્યસનમાં પડી રહી છે.

ગુજરાત, વડોદરા, સૌરાષ્ટ્ર અને કચ્છમાં સ્થળેસ્થળે નગરસંરક્ષકોનાં—Civic Guards,—આંતરિક સૈન્ય—Territorial forces—નાં અને કચ્છ-રાધનપુર સીમા પર સીમાસૈન્યનાં કેન્દ્રો થાય એ અગત્યનું છે. ગુજરાતના ખલાસીઓ તો જગપ્રસિદ્ધ નાવિકો છે; એમને માટે નાવિકવિદ્યાનું શિક્ષાકેન્દ્ર ગુજરાતમાં થાય એ પણ જરૂરનું છે.

હું તો હાથવેંતમાં આપણા સામર્થ્યની કસોટી જોઈ રહ્યો છું. હું ગભરાટિયો નથી,

પશુજગતમાં આજ સુરક્ષિતતાનો આધાર આક્રમણના અંતર પર છે કરાચીથી રાજકોટ અને અમદાવાદ બેથી ચાર કલાકના માર-નાસને અંતરે-Striking Distance-છે.

આ માટે સૌરાષ્ટ્ર અને વડોદરા રાજ્યના ભૌગોલિક સ્વાસ્થ્યની રચના ઘણી જ જલદીથી થવી જોઈએ. સૌરાષ્ટ્રમાં વડોદરાના થાણાં છે એ દરેક દૃષ્ટિએ હાનિકારક છે; એટલી એ થાણાંની સીમામાં જલદીથી સૌરાષ્ટ્ર રાજ્યતંત્રનો અધિકાર વિસ્તરવો જોઈએ. મુંબાઈ પ્રાંતમાં અને વડોદરા રાજ્યનાં ગામો ને તાલુકાઓનો ખીચડો બંને પ્રદેશોને હાનિકારક છે. આ ખીચડો કેમ દૂર કરવો એ મુશ્કેલ કામ પણ જલદીથી ઉકેલવું જોઈએ આ બાબતમાં સમસ્ત ગુજરાતના ભેગા મળેલા મહારથીઓને મારી વિનતિ છે કે એની વિચારણા શરૂ કરે અને બને તો મધ્યસ્થ સરકાર, ગાયકવાડ સરકાર અને સૌરાષ્ટ્ર સરકાર જોડે મંત્રણા ચલાવે. ગુજરાતના સંરક્ષણ ને એકતાના પ્રશ્ન સાથે ગુજરાતના માર્ગવ્યવહાર-Communications-નો મોટો પ્રશ્ન જોડાયેલો છે. ગુજરાતના રસ્તાઓ ને રેલવેઓ ઐતિહાસિક અકસ્માતથી અને જુદાંજુદા રાજ્યોની સગવડ પ્રમાણે બંધાયા છે હવે આપણે મુંબાઈથી આબુ ને મારવાડ અને દાહોદથી કંડલા, રાજકોટ, જૂનાગઢ ને ઓખા સુધી ધોરી રસ્તા ને બહોળા માપની આગગાડીઓની જરૂર છે. અર્વાચીન જગતમાં ધોરી રસ્તાઓ, રેલવેઓ અને વાયુમાર્ગો જેવા રાજ્યમાર્ગો તો સામુદાયિકની ધોરી નસો છે એમાંથી જીવનનો પ્રવાહ સમગ્ર પ્રદેશ-શરીરને શક્તિ અને સમૃદ્ધિ આપે છે અવિચ્છિન્ન માર્ગવિધાન એ સમસ્ત ગુજરાતની એકતાની દૃષ્ટિએ થવું જોઈએ

બીજો પ્રશ્ન ગુજરાતની વિદ્યાપીઠનો છે. ૧૯૨૪થી તો મે એને મારું એક પ્રિય ધ્યેય બનાવ્યું છે ગુજરાતી વિશ્વવિદ્યાલય સમિતિ, ૧૯૨૭નું વડોદરા યુનિવર્સિટી કમિશન, આજની ગુજરાત યુનિવર્સિટી અને ગાયકવાડ સરકારે નીમેલી વડોદરા યુનિવર્સિટી સમિતિ, બધાની સાથે મારો સંબંધ રહ્યો છે. આણંદનાં કૃષિગોવિદ્યાભવન અને કૃષિવિદ્યા કોલેજ અને બિરલા વિશ્વકર્મા વિદ્યાલય સાથે પણ હું સંકળાયેલો છુ ત્યાં પણ સંચાલકો વિદ્યાપીઠનાં સ્વપ્ન સેવે છે જ્યારે ગુજરાતનું રાજકીય ચિત્ર દિનેદિને બદલાતું જાય છે, જ્યારે આખરનો નકશો નજર સામે આવતો નથી, ત્યારે આ અનેક પ્રયત્નો આપણે બધાએ ભેગા મળી કેન્દ્રિત કરવા જોઈએ અને સ્થળને માટે સરદારશ્રીનું માર્ગદર્શન મેળવવું જોઈએ આપણે તો જગવિખ્યાત વિશ્વવિદ્યાલય સ્થાપવું છે, ઢીંગલીનું ઘર નથી જોઈતું. આવે વખતે મુંબાઈ સરકારે વિશ્વવિદ્યાલયની તૈયારી કરવી જોઈએ મહારાષ્ટ્ર વિદ્યાપીઠ માટે ઝપાટાભેર તૈયારીઓ-સ્થળની, મકાનની, આર્થિક વ્યવસ્થાની-ચાલે છે ગુજરાત માટે એ આટલો વિલંબ કેમ સેવે છે?

ત્રીજો પ્રશ્ન તે આપણા ગુજરાતની ભૌગોલિક સમૃદ્ધિ આપણે તો સમુદ્રતીરવાસીઓ છીએ; અને ગુજરાત, પુરાણો અનુપદેશ, નદીઓનાં મુખોનો પ્રદેશ છે પણ સાથેસાથે દરિયો વર્ષેવર્ષે આપણી જમીન ખાતો જાય છે, ને રજપૂતાનાનું રણ વર્ષેવર્ષે ગુજરાતમાં આક્રમણ કરતું જાય છે ભરૂચના અંભેટા ગામમાં, જ્યાં મારા દાદાનાં સમૃદ્ધ ખેતરો હતા, ત્યાં આજે વાવેતર અઘરું થઈ પડ્યું છે સરસ્વતીમાં જ્યાં હોડીઓ ફરતી, ત્યાં આજે પગની આગળી ભિંજાય એટલું પણ પાણી નથી એ પ્રશ્નો પર તો આપણે હજુ

વિચાર પણ નથી કર્યો. બ્રિટિશ રાજ્યની પ્રણાલી હતી કે ગુજરાતમાં જળપોષણ–Irrigation–ની વ્યવસ્થા ખને ત્યાંસુધી નહીં કરવી; કાલે જ વાંચ્યું કે આજની સરકારે એ પ્રણાલિકાનો ભંગ કરી મહીની જળપોષણ યોજના અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો છે. જ્યાંસુધી ગુજરાતની એકતા ન સ્થપાય, ત્યાંસુધી આ પ્રશ્નનો પૂરેપૂરો ઉકેલ અઘરો છે એ હું કબૂલ કરું છું; પણ આ પ્રશ્ન જ પૂરવાર કરે છે, કે ગુજરાતીઓનું એકીકરણ ઘણું જરૂરનું છું.

આ સાથે નર્મદા ખીણના વિકાસની યોજના મધ્યસ્થ સરકારે હાથ ધરી છે. એ સરકારના અનેક વ્યવસાયોમાં આ ગૌણ ન થઈ જાય, એ આપણે જોવાનું છે. ગુજરાતમાં એટલી બધી નદીઓ છે કે એમની જળશક્તિ વડે આપણે આખા પ્રદેશનું વિદ્યુત્કરણ–Electrification–કરી શકીએ. ૧૯૩૮થી એક યોજનાનો વિચાર ચાલી રહ્યો છે. હજુ એનો અમલ થયો નથી.

કૃષિગોવિદ્યાના વિકાસ વિશે વધારે કહેવાની જરૂર નથી. પણ આણંદની કૃષિગોવિદ્યા મેં યોજી ત્યારે મને પણ ખ્યાલ ન હતો, કે આવી સંસ્થા કેટલી ફાયદાકારક નીવડશે. આજે એ સંસ્થાનાં થાણાં સુરત અને અમદાવાદમાં છે. જો ગાયકવાડ સરકાર અને સૌરાષ્ટ્રની સરકાર પૂરતો સહકાર આપે તો એ સંસ્થા ગો–વર્ધનના કાર્યમાં ગુજરાતના દરેક વિભાગમાં વિકાસ સાધી શકે. આ સંસ્થા સાથે મારો સંબંધ છે તેથી હું આમ નથી કહેતો; પણ અર્વાચીન જમાનામાં નાની, છૂટીછવાઈ સંસ્થાઓથી ઉત્કર્ષ સધાય એમ નથી. જેમ મોટી સંસ્થા થાય.તેમ તે વધારે પ્રખર નિષ્ણાતો રાખી શકે, સંશોધનમાં વધારે પૈસા ખરચી શકે, અને વધારે વૈજ્ઞાનિક વિકાસનો લાભ આપી શકે. મારું ચાલે તો હું દરેક જિલ્લામાં એક ગો-વર્ધન કેન્દ્ર સ્થાપું અને અમારી સંસ્થા દ્વારા ગોકુલો–Herds of cattle–ની અભિવૃદ્ધિ પ્રસારું. પણ વો દિન કહાંસે કે મિયાં કે પાંઉમેં જૂતિયા!

આથી ય અગત્યનો સવાલ તો આપણી શારીરિક સંપત્તિનો છે. આપણાં યુવક-યુવતીઓએ ઘણી દિશામાં પ્રગતિ કરી છે પણ એમના શારીરિક વિકાસ પર હજી આપણે ધ્યાન આપ્યું નથી, આપણા આહાર પર આપણે ધ્યાન આપ્યું નથી, આપણી સ્ત્રીઓની નિર્બળ થતી જતી જનનશક્તિનો આપણે વિચાર કર્યો નથી. મુંબાઈના એક પ્રખ્યાત જનનાલયના સંચાલકે એકવાર મને કહ્યું હતું, કે બધી કોમની સ્ત્રીઓ કરતાં ગુજરાતી સ્ત્રીઓ જનન જેવા સામાન્ય, નૈસર્ગિક અને અનિવાર્ય કાર્યમાં ઘણી જ અસફળ નીવડે છે, વધારે પ્રમાણમાં મરે છે અથવા નિર્બળ બની રહે છે. એનું કારણ એમણે મને આપ્યું, કે ગુજરાતી સ્ત્રીઓ કસરત ઓછી કરે છે ને દૂધ-ઘી ઓછાં ખાય છે. એમને ટાપટીપ માટે પૈસા સાચવી રાખવા છે અને જાડાં થઈ જવાની બીક લાગે છે! આ મજાક નથી, નગ્ન સત્ય છે. આપણી સ્ત્રીઓનાં શરીર ન સુધરે તો આપણો વેલો ક્ષીણ થઈ જવાનો. આ વિષયમાં દેશી ઢબના અને અંગ્રેજી ઢબના આપણા વૈદ્યો લોકમત કેળવે તો જ પ્રગતિ થાય.

ગુજરાત 'એક અને અવિભાજ્ય'ની માળા મેં જપી છે; હવે સાથે 'એક, અવિભાજ્ય અને અભેદ' બને એ મંત્રનો જાપ- આપણે જપવો રહ્યો. ગુજરાતની 'અભેદતા' માત્ર માળા જપે આવે એમ નથી. ગુજરાતી મુત્સદ્દીઓ અને ચિંતકો ભેગા મળી, પ્રગતિની સસંકલ્પ યોજનાઓ

અમલમાં આણે ત્યારે બને એના કેટલાક કોયડા તો મેં ગણાવ્યા, ઘણા બીજા ગણાવી શકું, પણ એનો ઉકેલ તો જ્યારે ગુજરાતના અગ્રણીઓ બેસી મળી વિચારે ત્યારે જ આવી શકે. આ જમાનામાં એની મેળે પ્રગતિ સાધવી અશક્ય છે, વ્યવસ્થિત રચના–Planned Economy–વગર પ્રગતિ શક્ય નથી તેથી જ આ સંમેલનને હું યશ મળો એ ઇચ્છું. અત્યારસુધી ગુજરાતીઓનું એક માત્ર સંમેલનસ્થાન હતું– સાહિત્ય પરિષદ, આજે આ બીજા સ્થાનનો, વ્યવહારુ સ્થાનનો, પાયો આપણે નાખ્યો છે

એક વખત હતો–૧૯૧૨માં–જ્યારે 'ગુજરાતની અસ્મિતા' એ અર્થવિહીન શબ્દયોજના હતી ત્યારે ગુજરાતની એકતાના સ્વપ્નાં માત્ર મુંજાલ સર્જી હું સેવતો; ત્યારે એને માટે સર્વસ્વ સમર્પણ કરનાર વીર કલ્પના દ્વારા સર્જવા પડતા; ત્યારે હું લોર્ડ લેટનના આશાના ચિત્ર સમો આંખે પાટા બાંધી તૂટેલી વીણાનો એક તાર છેડતો આજે મારા પાટા છૂટી ગયા છે મારી વીણા નવસમૃદ્ધિ પામી છે એના તારેતારે ઊંડો, ગંભીર ધ્વનિ ગુંજે છે મારી દૃષ્ટિ સ્પષ્ટ જોઈ રહે છે–માત્ર આશા નહી, પણ સિદ્ધિ. નર્મદાને સાગરસંગમે આવેલું પરશુરામતીર્થ તૂટેલી ઝૂંપડીની નિર્માલ્યતામાંથી ઉદ્ધરતું મને દેખાય છે હિરણ્યાને તીરે શ્રીકૃષ્ણનું દેહોત્સર્ગસ્થાન મુસલમીઓના કારાગારમાંથી છૂટી યાત્રાનું ધામ બનતું હું જોઉં છું. ભગવાન સોમનાથનું મંદિર–નવસૌંદર્યે ઓપતું–જગતનું આકર્ષણ બનતું હું જોઉં છું સિદ્ધરાજનું સહસ્રલિંગ રેતીઓના ડુંગરો નીચે દટાયેલું, પુનરુદ્ધાર પામી દેશદેશનું કુતૂહલ ઉત્તેજતું હું જોઉં છું ને સાબરમતીને તીરે મહાગુજરાત ને નવભારતના વિશ્વકર્માના આશ્રમે એ જગદ્‌ગુરુનાં સંસ્મરણો તાજાં કરવા સદીઓના શ્રદ્ધાળુ આવે એવી મને હોંસ છે ગુજરાતવાસીઓ એક રાજ્યવર્તુલમાં આવે, ગુજરાતની વિદ્યાપીઠને આંગણે જગતના વિદ્વાનો વિદ્યા સેવવા તત્પર બને, એ જોવા હું તલસું છું, અને ગુજરાતીઓ ભારતવાસીઓને મોખરે, શરીરે સશક્ત, સંસારે સુખી અને સમૃદ્ધિમાં અતુલ–સત્તરમી સદીના કવિના શબ્દોમાં सौख्यधन्या किमपि दधते सर्वसंपत्समृद्धा–પોતાની સતીઓ જોડે મોજમાં વિહરતા, સ્વતંત્ર ભારતના ધ્વજધારીઓ બની જગતભરમાં સંચરે એ શ્રદ્ધા છે. આ કલ્પના નથી, વ્યવસ્થિત રચનાની આછી રૂપરેખા છે યુવકની સરળતાથી વાર્ધક્યનો ભાર વહેતા સરદારશ્રીના જીવનકાળમાં આ રચના પૂરી કરવાની પ્રતિજ્ઞા લઈ અહીંથી આપણે ઊઠીએ એ જ હું તમારી પાસે માગું છું.

મેં તો 'વન' વટાવ્યું, વયોવૃદ્ધ થયો છું–થવા આવ્યો છું, પણ મારી શ્રદ્ધા અખૂટ છે એ શ્રદ્ધા આપણા સાહિત્યસ્વામી ભાગવતકારના શબ્દોમાં જ હું વ્યક્ત કરું

न भारती मेऽङ्ग मृषोपलक्ष्यते
न कर्हिचिन्मे मनसा मृषागति
न मे हृषिकाणि पतन्त्यसत्पदे
यन्मे हृदौत्कण्ठ्यवता धृतो हरि

મારી વાણી મિથ્યા વહેતી નથી–મારું મન પણ મિથ્યા દોડતું નથી–મારી ઇંદ્રિયો અસત્પથે જતી નથી–હું હરિને હૈડામાં ઉત્કંઠાપૂર્વક ધારું છું ત્યાં સુધી; અને આ મારું ધ્યેય એ હરિપ્રેર્યું છે એ વિશે મને લવલેશ પણ શંકા નથી.

☆

# મયલોકની સંસ્કૃતિ

લેખક : શ્રી. સાને ગુરુજી                    અનુવાદક : શ્રી. જનાર્દન પ્રભાસ્કર

રામાયણ મહાભારતનાં બંને મહાકાવ્યોમાં આવતાં સ્થળો, નદીઓ ને નામોનું અર્વાચીન સ્વરૂપ સાચી રીતે જાણવા મળે ત્યારે અવર્ણનીય આનંદ અનુભવાય. મહાભારતમાં મયદાનવની સભા વિશે વાંચીએ છીએ ત્યારે લાગે છે કે દુર્યોધનની મશ્કરી કરવા યોજેલી કવિની આ કલ્પના તો નહિ હોય? એક વખત દેખા દઈને એ પાત્ર પટ ઉપરથી અદૃશ્ય થઈ જાય છે, ત્યારે એને વિશે, એની જાતિ વિશે, એણે હસ્તગત કરેલી આ કળા વિશે, અદ્‌ભુત કહી શકાય એવી આશ્ચર્ય પમાડનારી એની સંસ્કૃતિ વિશે વિચાર સરખો યે આવતો નથી. એ મયાસુર, એ મયપ્રજાના સાંસ્કૃતિક વારસા વિશે, સંશોધનપૂર્ણ ઘણીઘણી નવાઈ પમાડે એવી રસિક માહિતી સાને ગુરુજીએ આ લેખમાં આપી છે. પ્રાચીન ભારતનું પ્રતિબિંબ પાડવામાં અત્યંત અગત્યનો જાણીતા કવિનો આ પ્રવાહી અનુવાદ સૌ કોઈ ધ્યાનથી વાંચે.

મહાભારતમાંનો મયાસુર અને તેણે રચેલી અદ્‌ભુત મયસભાની માહિતી કોને નથી? આ મયસભામાં પાણીના આભાસથી ધોતિયાં ઉપર ખોસવામાં આવે ત્યાં પાણી ન હોય, અને જ્યાં પાણી નથી એમ લાગે, ત્યાં ખાસ પાણી હોય અને એમાં પડી જઈ ભિંજાઈ જવાય—એવી ફજેતી દુર્યોધન આદિની થઈ અને દ્રૌપદી તેમને હસી. પાંડવોના આ વૈભવથી, દ્રૌપદીના આ હાસ્યથી તો આખા ઘનઘોર સંગ્રામનાં મંડાણ થયાં.

આ મય ક્યાંથી આવ્યો હતો? આ મય પાતાળમાંથી આવ્યો હતો. પાતાળ એટલે કયો દેશ?—અમેરિકા દેશ. આપણે ત્યાં સવાર થાય ત્યારે ત્યાં સાંજ પડે અને આપણે ત્યાં સાંજ પડે ત્યારે ત્યાં સવાર થાય. આપણાથી ત્યાં બધું ઊંધું છે. તેથી જ અમેરિકાને પાતાળ કહેવામાં આવે છે. પાતાળમાં આ મયાસુર હતો. હાલના સંશોધકનું એવું કહેવું છે કે, ઘણા પ્રાચીનકાળમાં અમેરિકા અને એશિયાનો પૂર્વ ભાગ ...ડાયેલા હતા. એની વચ્ચે વ્યવહાર હતો. ઉપરની બેહો...રિંગની સામુદ્રધુનિમાંથી નીચે આવજા થઈ શકે...માંનું હોવું જોઈએ અથવા પેસિફિક મહાસાગ...માં ...ના મધ્યભાગમાં એક પ્રકારનો પ્રવાહ છે ... કે તે પ્રવાહના વેગથી અમેરિકા વહાણો જલદી ...ઓ જઈ આવી શકતાં. માર્ગ ગમે તે હોય; પરંતુ ...ચીન, હિંદુસ્તાન વગેરે દેશો સાથે અમેરિક...ના લોકોનો વ્યવહાર મોટા પ્રમાણમાં ...તો. ત્યાંના લોક અહીં આવતા અને અ...હીંના ત્યાં જતા. હિંદી સંસ્કૃતિના નમૂના ...ત્યાં મળી આવે છે.

મધ્ય અમેરિકા એ નામથી ... આજે જે દેશ ઓળખાય છે, તે જ મયાસુ...રનો અને તેના પૂર્વજોનો દેશ છે. આ ... દેશમાં જે મયલોક સુખથી રહ્યા, આનંદ... પેઢી દરપેઢી રાજ્યો કર્યાં, અને દુનિયાની ...મ આંખો આંજી દે એવી સંસ્કૃતિના અવશેષ ...પોતાની પાછળ મૂકીને આજે એ મયવંશના ...લોકો ક્યાંક રાનવનમાં રખડે છે. આ ...મયલોક અહીં ક્યારે આવ્યા, કેમ આવ્યા ...વિશે

કોઈને નિશ્ચિત માહિતી નથી પરંતુ મયોના ઉપલબ્ધ પંચાંગ ઉપરથી ઇ. સ. પૂર્વે ૬ ઑગસ્ટ ૬૧૩ ને દિવસે આ મયલોક ત્યાં આવ્યા હશે એમ લાગે છે. તેની પહેલાં તેઓ ક્યાં હતા? ઉત્તર અમેરિકામાંથી તેઓ નીચે સરકી આવ્યા હશે પરંતુ ઉપર વેરાક્રુઝ, યુકાટન, હોંડુરાસ વગેરે પ્રાંતોમાં ઇ. સ. પૂર્વે સાતમા સૈકામાં તેઓ સ્થાયી થયા એ વાત નિર્વિવાદ છે તે પહેલાંનો ઇતિહાસ સર્વજ્ઞ કાળને જ ખબર!

આ મધ્ય અમેરિકામાં ઇ. સ. પૂર્વે સાતમા સૈકાથી માંડી ઇ. સ. પછી સાતમા સૈકા સુધી એટલે પાસેપાસે દોઢ હજાર વર્ષો સુધી મયલોકનો ભારે ઉત્કર્ષ હતો. પરંતુ ત્યારપછી તેમનો અકલ્પિત રીતે વિનાશકાળ આવ્યો. સંસ્કૃતિના ઉચ્ચ શિખર ઉપર પહોંચેલા આ મયલોક એકાએક પોતાના સુધારેલા શણગારેલાં ઘરબાર મૂકીને શહેરો છોડીને ચાલ્યા ગયા! તેમની આવી હીન પરિસ્થિતિ શાથી થઈ એનું કારણ સમજાતું નથી. આધુનિક શાસ્ત્રજ્ઞોનો એવો અભિપ્રાય છે કે અમેરિકાના આ ભાગમાં સર્વસાધારણ એવા પિતજ્વરના ભયંકર ઉપદ્રવથી એમની આવી અવદશા થવા પામી છે! પરંતુ આ તો માત્ર તર્ક છે. બાકી રહેલા મયલોકોએ પોતાનું સામ્રાજ્ય પૂર્વવત્ સ્થાપવા માટે ફરીથી ફરીથી પ્રયાસો કરી જોયા, છતાં તે ફળીભૂત ન થયા. તોપણ છેક શતકમાં અતિલોભી ખુણખાર સ્પેનિશ પિશાચો ત્યાં આવી ચડ્યા ત્યાંસુધી તો મયલોક સ્વાતંત્ર્યસુખ અનુભવતા હતા.

સ્પેનિશોના આગમન પછીનો ઇતિહાસ અત્યંત કરુણાસ્પદ છે. અંગ પર રોમાંચ ખડા થાય અને લોહી થીજી જાય એવા અત્યાચારો, રક્તપિપાસુ અને દ્રવ્યલોભી સ્પેનિયોએ કર્યા! બધા જ યુરોપિયન વસાહતીઓનો ઇતિહાસ લોહીથી લખાયેલો છે. સ્પેનિશ લોકોએ અહીં આવીને સર્વસ્વનો નાશ કર્યો! મયોનાં શહેરો, ઘરબાર બધું ભસ્મસાત્ કર્યું. તેઓ મયલોકને અને રાજાને કહેતા કે આ ઓરડી સોનાચાંદીથી ભરી આપો, બીજી ભરી આપો, ત્રીજી ભરી આપો! મયલોકોએ પોતાના અગણિત દ્રવ્ય વડે ઓરડીઓ ભરી આપી. પછી તો સ્પેનિશોના લોભ ઊલટો વધ્યો અને તેમણે બધાનો છળ કરવા માંડ્યો, તેમને મારવામાં તથા કઝાડવામાં આવ્યા. મયોના સોનાચાંદીના વાસણો સ્પેન ગયા અને તેમના હાથ અને અન્નને વેર પડે એવી સ્થિતિ ઊભી થવાથી જ ગલમાં ભટકવા લાગ્યા. એક સમયે વૈભવના શિખર પર વિહરતા અને સુસંસ્કૃત લોક આજે જ ગલી ગણાય છે. સ્વતંત્ર પ્રજા પારતંત્ર્યના કીચડમાં આળોટે છે! સોનાચાંદીના ઢગ પર બેસનારને આજે માટીના વાસણો પણ મોંઘાં થઈ પડ્યાં છે! આ બધો પ્રકાર શાથી? આ પ્રકાર ‘ધોળા પગનો’. જ્યાંજ્યાં આ ધોળા પગનો સંચાર થયો ત્યાંત્યાં બધે એક સરખો જ ઇતિહાસ છે. પાશ્ચાત્ય લોકોની સંસ્કૃતિની આ એકમેવ વિશિષ્ટતા છે, કે પોતાના કરતાં ઊંચી સંસ્કૃતિવાળા લોકોનો નાશ કરવો અને પછી તેમને જ જંગલી ગણાવીને તેમની નિંદા કરવી અને પોતે તેમને સુધારનારા, રક્ષનારા તરીકે જગત સમક્ષ રજૂ થવું. મયનો ઇતિહાસ અઝટેક્સ ઇંકાઝનો ઇતિહાસ, ઇજીપ્તનો ઇતિહાસ, હિંદુસ્તાનનો ઇતિહાસ, ચીનનો ઇતિહાસ. બધે આવું જ લોહીખરડ્યું બીજનું ચિત્ર દેખાય છે.

મયોની સંસ્કૃતિના અનેક અંગો હતાં.

શિલ્પશાસ્ત્ર, જ્યોતિષ, ગણિત, નાટકકલા અને રમતગમતો વગેરે અનેક બાબતોમાં મયલોકો જગતના લોકથી ખૂબ આગળ હતા. આજે અમેરિકાના લોકો અત્યુચ્ચ ઈમારતો બાંધે છે. ઈમારતો બાંધવામાં મયલોકો કુશળ હતા. ભવ્ય અને સુન્દર ઈમારતોના અવશેષો આજે પણ મધ્ય અમેરિકામાં મળી આવે છે. આજે આશરે સત્તર સૈકાથી આ ભીંતો પવન અને વરસાદ વચ્ચે ઊભી છે! આજે સીમેન્ટકોંક્રીટની શોધ થઈ છે અને તેથી ઇમારતોના બાંધકામમાં મોટી ક્રાંતિ થઈ છે એવો સર્વસાધારણ મત છે, પરંતુ મયલોકોની બધી ઈમારતો સીમેન્ટકોંક્રીટની જ હતી. મયલોકોને આ વસ્તુઓ જાણીતી હતી. પથ્થર પર કોતરકામ કરવામાં પણ તેઓ હોશિયાર હતા. મોટીમોટી ચૂનાની ઇંટોથી પથ્થરની ભવ્ય અને વિશાળ ઈમારતો બાંધીને તેમાં આનંદથી જીવન ગુજારનાર આ મયલોકો આજે વનવગડામાં ભટકે છે. મયલોક મોટાંમોટાં રજવાડાં, દેવળો વગેરે બાંધીને પોતાનાં શહેરોની શોભા વધારતા. રસ્તાઓ ૪૦–૫૦ ફીટ પહોળા રહેતા. રસ્તા નિર્મળ અને ચોખ્ખા રાખતા. ઈમારતો માટેના જરૂરી પથ્થરો સુરંગ વડે ફોડતા. મયલોકની ઈમારતોમાં માત્ર એક જ ઊણપ હતી. તેમને કમાનો બાંધતા નહોતી આવડતી. કમાનોથી બાંધકામ વધારે ટકે છે.

વનસ્પતિશાસ્ત્રમાં પણ તેમણે અજબ પ્રગતિ સાધી હતી. જુદાજુદા પ્રકારનાં ધાન્યો, ફળો, બટાટા, તંબાકુ, રતાળુ, કોકો, રબર ઇત્યાદિ ખાસ અમેરિકામાંની ચીજો જે આજે દુનિયાભરમાં પ્રચાર પામી છે તે સર્વે મયલોકની નિત્ય પરિચયની હતી. તે બધી વસ્તુઓ તેઓ ઉગાડતા. કપાસની તે વખતે પાશ્ચાત્ય લોકોને ખબર નહોતી, પરંતુ મયલોકને હતી. તેઓ કપાસ ઉગાડતા અને ઉત્તમ વસ્ત્રો બનાવતાં. જંગલી લોકોની જેમ તેઓ ચામડાં અને ઝાડની છાલો પહેરી શીતનિવારણ કરતા નહીં પણ ઊનનાં સુંદર વસ્ત્રો પણ બનાવતા. ઔષધીની–વનસ્પતિની પણ તેમને ઉત્તમ માહિતી હતી. મેલેરિયા તાવ માટે કવીનાઈનની શોધ કરીને જ આ લોકોએ જગત પર ઉપકાર કર્યો છે! કવીનાઈન અને કોકનની ઔષધીનું જનકત્વ મયલોકોને ફાળે જાય છે. રબરની ખેતી અને તેના જુદાજુદા ઉપયોગ આ લોકોએ જ પ્રથમ જગતને શીખવ્યા. શસ્ત્રક્રિયાની બાબતોમાં તેમણે પ્રગતિ કરી હતી. રોગો સારા કરવા માટે શરીરચ્છેદન માટે જુદાંજુદાં શસ્ત્રોનો ઉપયોગ કરતા. ક્લોરોફોર્મ જેવી કોઇ વસ્તુની પણ એમને ખબર હોવી જોઈએ. દાંત સડી જતાં હાલ તેને જેમ કાઢી નાખવામાં આવે છે, અથવા તેને કાનસ વતી સાફ કરીને તેમાં સોનુંચાંદી પૂરવામાં આવે છે, તેવી કલા આ લોકમાં જાણીતી હતી. સોનાચાંદીને બદલે તેઓ દાંતમાં પોલાદ પૂરતા, એટલો જ ફરક. આપણા ઋગ્વેદમાં પણ પેદુ નામના એક લંગડા માણસને લોખંડી પગ બેસાડવાની કથા છે. આગળ આવેલા દાંત ખરાબ દેખાય તેને ઘસીને તેઓ એકસરખા બનાવતા. આવી રીતે પોલાદ પૂરેલા દાંત હાલમાં મળી આવ્યા છે.

ઘરો અને હળોની સ્વચ્છતાની બાબતમાં મયલોક બહુ જ કાળજી રાખતા. આપણી દિવાળી જેવો તેઓ એક મોટો તહેવાર પણ પાળતા. તે દિવસે પ્રત્યેક મય પોતાનું ઘર, ઘરમાંનો સામાન, વસ્ત્રપાત્રો, બધું ધોઇ ઘસીને સ્વચ્છ બનાવતા. મંદિરોની

તો પણ એઓ વિશેષ કાળજી રાખતા. બધા દેવળો ધોઇને તેને સુંદર રંગો દેતા, ઉત્તમ ચિત્રો કાઢતા વિનોદી ચિત્રો કાઢવામાં મયલોકો કુશળ હતા ઘરો સ્વચ્છ કરવા, તેમને રંગરોગાન આપવાનું કામ સ્ત્રીઓ કરતી. તેઓ એ કામો હોંસથી કરતી

સ્ત્રીઓ ઘરબાર શણગારવામાં મશગૂલ રહેતી ત્યારે પુરુષો તે દિવસોમાં રમતો રમતા હિંદમાં ટેનિસ ગોરાપગો સાથે જ આવ્યું. પરંતુ એ રમત તેણે કોની પાસેથી ચોરી હતી ? મયલોકો કનેથી જ અમેરિકા એટલે રબરનો સાગર ટેનિસ સરખી રમતમાં ઉપયોગી દડા તૈયાર કરવા માટે રબરની જરૂર, પડે છે મયલોક ટેનિસ અથવા તેના જેવી જ રમતો રમતા સ્ત્રીઓ ઘરકામમાં મગ્ન હોય ત્યારે અને બીજા ઉત્સવ પ્રસંગોએ ગમ્મત ખાતર આવી રમતો રમતા આ રમતો રમવા માટે તેમણે તૈયાર કરેલાં ક્રીડાંગણો (ટેનિસ-કોર્ટો) આજે મળી આવ્યાં છે આ ટેનિસકોર્ટો હજી જેવી ને તેવી હાલતમાં છે

પરંતુ આ બધામાં વિશેષ આશ્ચર્યકારક કોઇ વાત હોય તો તે એ લોકોનું પંચાગ છે આજે રશિયામાં પાંચ દિવસનું અઠવાડિયું અને છ અઠવાડિયાનો મહિનો અને બાર મહિનાનું વર્ષ ગણાય છે. ૩૬૦ દિવસ વગર બાકી રહેલા પાંચ દિવસોમાં તેઓ રાષ્ટ્રીય ઉત્સવો ઊજવે છે આ લોકો એ પાંચ દિવસોનો ઉપયોગ ઘરબાર અને શહેરોની સ્વચ્છતા નિર્માણ કરવાના કાર્યમાં કરતા! એમના પંચાંગમાં જરા પણ ભૂલ નહોતી તેમનું છેક જૂનું એટલે ૬ ઑગસ્ટ ૬૧૩નું પંચાગ આજે ઉપલબ્ધ છે આ પંચાગની સહાય વડે તે મયલોક ઇ સ પૂર્વે ૧૪મી ઑકટોબર ૩૩૭૩ સુધીના, ગમે તે દિવસ, તિથિ, વાર, નક્ષત્ર સુદ્ધાં બિનચૂક કહેતા! આ તેમનું પંચાંગ ઈ સ ૧૫૮૨ સુધી ચાલુ હતું પરંતુ પિશાચ્ચતમ રાક્ષસી સ્પેનિશ લોકોએ બીજી સર્વ વિધ્વંસક કામગીરી સાથે આ ઉત્કૃષ્ટ પંચાગ પણ બાળી નાખ્યું.

મયલોક અત્યંત ધાર્મિક હતા તેમનાં અનેક મંદિરો હતાં તે અનેક દેવદેવીઓને માનતા અને ઉપાસના કરતા દેવોની પૂજા માટે પૂજારીઓ રાખતા સંન્યાસી, જોગણો વગેરેના પણ સંપ્રદાયો હતા. પાપ માટે મોટી શિક્ષા એટલે પોતે કરેલું પાપ ચાર લોક સમક્ષ કબૂલ કરીને પાછું તેવું પાપ ન કરવા માટે નિશ્ચય કરવો—એવી સમજણ હતી મૃત્યુ પહેલાં પોતાના બધા પાપોનો ગુરુ આગળ એકરાર કરીને તેઓ મોક્ષની યાચના કરતા

મયલોકો પરસ્પર વિશ્વાસ રાખતા બહુ ચોરીઓ થતી નહીં અન્યાય માટે તેમને ચીડ હતી ધર્મયુદ્ધ અને નીતિ માટેના તેમના નિયમો કડક હતા આવડાં મોટાં વૈભવસંપન્ન શહેરો હતાં, પરંતુ તેની ફરતા કોટ નહોતા કારણ અધર્મથી કોઈ ચઢાઈ કરે નહિ એવી તેમની માન્યતા હતી સ્પેનિશ લોકોએ આ તેમના મધ્બાહુને પહોંચેલ સદ્ગુણોનો હલકટ રીતે ફાયદો ઉઠાવ્યો અને મયોનું સામ્રાજ્ય ધૂળમેળું થયું મયલોક વિદ્યાના વ્યાસંગી હતા તેમણે જુદાજુદા વિષયો પર પુસ્તકો લખ્યાં હતા પરંતુ તેમનાં આજે માત્ર ત્રણ જ પુસ્તકો ઉપલબ્ધ છે' બાકીનાં બધા સ્પેનિશ શયતાનોએ, પોપના પાપી યમદૂતોએ ભસ્મીભૂત કર્યાં છે આ જે ત્રણ પુસ્તકો છે અને તેમની ઇમારતોના જે અવશેષો છે તેમને આધારે મયલોકનો નિતાંતરમ્ય ઇતિહાસ શોધી કાઢવાનું કાર્ય

આજે ચાલુ છે, અને જે જંગલોમાં જમીન-રસ્તે જઈ શકાય એમ નથી, ત્યાં જંગલોનું વિમાન દ્વારા નિરીક્ષણ કરવામાં આવે છે અને જ્યાં ઇમારતના અવશેષ જણાય ત્યાં ઊતરવામાં આવે છે! આવી રીતે વિમાનોનો ઉપયોગ લિંડબર્ગ વગેરે કરવા લાગ્યા છે.

મયલોકની સંસ્કૃતિ ઉચ્ચ અને આદરણીય હતી. સર્વભક્ષક કાળ અને સર્વવિનાશક સ્વાર્થી અને દુષ્ટ માનવ એ બન્નેના તડાકામાં સપડાઈને તે સંસ્કૃતિ નામશેષ થઈ ગઈ એ જોઈને કોઈ પણ સહૃદયીનું મન ઉદ્વિગ્ન થયા વિના રહેશે નહિ. મયલોકો વિશે હિંદીઓને તો વિશેષ જ આત્મીયતા લાગશે.

પાશ્ચાત્ય લોકો હવે મયલોકનો કૌતુકમય ઇતિહાસ લખવા લાગ્યા છે, શોધવા માંડ્યો છે. પરંતુ બચ્ચાં સહિત નરમાદાને ઠાર કરીને પછી અવશેષ રહેલ તેના સુંદર માળાનું કૌતુક કરીને નર્કાશ્રુ સારવા જેવો જ આ પ્રકાર છે! દોઢ કરોડ મયમાંથી આજે કેટલા હયાત છે? તેમની સંખ્યા એક લાખથી વધારે હોય નહિ અમેરિકાના રેડ ઇંડિયન, ઑસ્ટ્રેલિયાના બુશમેન એમની સંખ્યા પાસેપાસે નાશ પામી છે આ બધાંનું કારણ? કારણ એક જ છે તે એ કે પાશ્ચાત્યોએ કરેલી કતલો અને કાપાકાપીઓ! એ બધા પાશ્ચાત્યોના આહાર બન્યા. અમેરિકામાં ત્યાંના મૂળ વતનીઓનાં અનેક રાષ્ટ્રો નાશ પામ્યાં. આપણે ત્યાં સાત પાતાળો હોવાની કલ્પના છે. કદાચિત્ અમેરિકાનાં એ સાત રાષ્ટ્રો હશે. વૈભવસંપન્ન રજવાડાંઓ ગયાં, વેધશાળાઓ ગઈ, ગ્રન્થો ગયા, જરઝવેરાત ગયું. બધું ગયું! ચક્રનેમિક્રમ જો ખરો હશે તો તે જ મયલોક યમસદૃશ પાશ્ચાત્યો પર સત્તા ગજાવશે, પાછા વૈભવસંપન્ન થશે! પરંતુ આજે તો આ કાળચક્રની ગતિ જોઈને, 'कालाय तस्मै नमः' એટલું જ કહેવું પડે છે.

☆

વહેલા પ્રભાતનો વખત હતો.

વાતાવરણ ખુશનુમા હતું. પવન પણ મધુરમધુર વાતો હતો. ગુલાબનું એક ફૂલ પાસે જ રોપેલા કરણના છોડની પાસે જઈ પડયું.

ફૂલે ઊંચે જોયું.- કરણ પર એકે ફૂલ નહોતું. જ્યારે ગુલાબ તો ખરેખરું ખીલ્યું હતું. ગુલાબને તો મનથી એમ જ હતું કે, આ હું ખીલ્યું છું એટલે સારા યે જગતનાં બધાં જ ફૂલોની વસંત બેસી ગઈ હશે.

ડોક ઊંચી કરી અભિમાનથી ગુલાબે કરણને કહ્યું :

'કેમ રે કરણ, જોયોને મારો પૂર બહાર. આખા યે બાગમાં મને ઉત્તમોત્તમ પદવી આપવામાં આવી છે તે ખોટી છે? જોયું મારું રૂપ? છે કોઈ આખા યે બાગમાં એની તોલે?...રામરામ...આવી ઉત્તમ દશામાં તારા જેવા ગરીબ ને પાંગળા ને ફૂલવિનાનાની સાથે મને રોપનાર માળીને યે મારે શું કહેવું?'

પોતાના ઉપર દોષ આવતો જોઈ અને ગુલાબને શિખામણ આપવાને ઈરાદે બાજુના રોપાને પાણી પાતો માળી પાસે આવ્યો ને કહ્યું :

'અરે, ગુમાનમાં છકેલા ઓ ગુલાબ! તારા આજના વૈભવ પર તને આટલું બધું અભિમાન! આટલો બધો તોર! તને રોપનારને પણ તું એટલામાં દોષ દેવા જેટલું ડાહ્યું થઈ ગયું! પણ મૂરખ રે, ખબર છે તને, તારાં અત્યારનાં આ ફૂલો તો શું; પણ તારા શરીર ઉપર એકે પાંદડું નહિ હોય, અને તારું શરીર સુકાઈને કરાંઠાના સોટા જેવું થઈ જશે ત્યારે, બરાબર એવે વખતે, ત્યારે જ અત્યારે નિસ્તેજ લાગતું આ કરણ પૂરેપૂરા વૈભવમાં હશે, ને સોનેરી પુષ્પોથી લચ્યું હશે. અત્યારે તું એને તુચ્છકારે છે, એને તું હસી કાઢે છે, એના તરફ દાંતિયાંચાળિયાં કરે છે, ત્યારે તને તે વખતે લોકો હસશે ત્યારે?'

ગુલાબ તો ચૂપ જ થઈ ગયું-કેમ જાણે હિમ ન પડયું હોય!

×

# બ્રહ્મચર્ય

લેખક-
મુનિશ્રી સંતબાલજી

'બ્રહ્મચર્ય તપોત્તમમ્' બ્રહ્મચર્યને ઉત્તમોત્તમ તપ તરીકે લેખવામાં આવ્યું છે એથી શરીર, મન અને આત્માનો વિકાસ થઈ શકે છે એમ દરેક ધર્મના શાસ્ત્રો પોકારીપોકારીને કહે છે વર્તમાન યુગમાં પૂ. ગાંધીજીએ આ તપનો મહિમા અનુભવને આધારે ગાયો છે 'અખંડ આનંદ'ના વાચકોને સંતબાલજી બ્રહ્મચર્યવ્રતના આદર્શ અને વ્યવહારની બે વાતો અહીં કહે છે આવા ગંભીર, નાજુક વિષય પર લખવા-બોલવાની યોગ્યતા બહુ ઓછી વ્યક્તિઓ ધરાવતી હશે સંતબાલજી જૈનધર્મની દીક્ષા પામેલા સાધુ છે, નૈષ્ઠિક બ્રહ્મચારી છે અને પોતાનો બધો સમય દીનદુખિયાના આંસુ લૂંછનારી પ્રવૃત્તિમાં ગાળે છે 'અખંડ આનંદ'ના વાચકો સમક્ષ 'નપાણીઓ ભાવ' નામનું જે ત્રિઅંકી નાટક આ અંકે પૂરું થાય છે, તેમાં જે 'સંત'નું પાત્ર આવે છે, તે આ સંતબાલજી છે નાટકમાં તો એમના જીવનનું એક જ પાસું રજૂ થયું છે એમનું સમગ્ર જીવન એવા પ્રકારથી ઝળહળે છે

**પ્રશ્ન:** બ્રહ્મચર્ય એ શું જીવનનો આદર્શ હોવો જોઈએ? અને જો હોય, તો માણસે ગૃહસ્થાશ્રમી થઈ ને પછી બ્રહ્મચર્ય સુધી પહોંચવું જોઈએ કે સીધા જ સંપૂર્ણ બ્રહ્મચર્ય તરફ વળવું જોઈએ?

**ઉત્તર:** બ્રહ્મ અથવા આત્મામાં લીન થવું એ જ જો બ્રહ્મચર્યનો અર્થ લઈએ, તો સંપૂર્ણ બ્રહ્મચર્ય એ મનુષ્ય માત્રનો આદર્શ હોવો જોઈએ. પરંતુ જેને એ માર્ગે સીધા જ સંપૂર્ણ બ્રહ્મચર્યમાં કૂદકો મારવામાં જોખમ લાગતું હોય, તે વિશ્રામ ખાતર ગૃહસ્થાશ્રમમાં રહી સ્વપત્ની સાથે અને તે પણ ખૂબ નિયમ, મર્યાદા જાળવે અને ધર્મ્ય સંતતિ પેદા કરવા ખાતર જ અબ્રહ્મચર્યની સામાન્ય છૂટ લે, તો તે ક્ષમ્ય છે, પરંતુ માત્ર કાયાએ જ બ્રહ્મચર્ય પાળવું એમાં એની ઇતિસમાપ્તિ નથી; પરંતુ માનસિક રીતે એ આદર્શને સ્વીકારીને કાયાથી જાગ્રત રહી બ્રહ્મચર્ય પાળવું એ કલ્યાણકારી છે. કોઈ દંપતી પરણીને સંપૂર્ણ રીતે કાયાએ બ્રહ્મચર્ય પાળે અને એથી પ્રજા વૃદ્ધિ ન થાય, છતાં તેઓના સંસ્કારો તો અનેકને સુપ્રેરણા આપે જ છે; અને એવું જોડું પ્રજા ઉત્પન્ન કરનાર જોડાં કરતાં, જગતને જરાય ઓછું ઉપકારક નથી આજે, તો આવા વિચારો ગૃહસ્થાશ્રમી માટે ખાસ જરૂરી છે જેઓ આવો સંયમ ન જાળવી શકે તેઓ મર્યાદામાં રહીને છૂટ લઈ શકે છે મહિનામાં છૂટકછૂટક ચારપાંચ દિવસ અથવા તો ઋતુસ્નાતા થયા પછી ચાર-પાંચ દિવસ છૂટ લે, તે દંપતીએ પણ સારી મર્યાદા જાળવી ગણાય પહેલું બાળક એ ધર્મ્ય સંતાન ગણાય છે એટલાથી જ જો તૃપ્તિ થાય તો સારું બે કે ત્રણ સંતાન પણ ઠીક પણ એથી વિશેષ વિચાર વધુ-પડતો ગણાય. જેઓ માત્ર વિકારોને પોષવા ખાતર જ કામોપભોગ સેવે છે, તેઓ સ્વપત્નીવ્રત કે સ્વપતિવ્રત ભાગ્યે જ જાળવી શકે છે બીજે સ્થળે ભલે કાયિક પતન ન પામે, છતાં તેઓ માંહોમાંહે તો વ્યભિચારી જ ગણાય ટૂંકમાં ગૃહસ્થાશ્રમનો હેતુ પણ વિકારપોષણનો નહિ પણ વિકારશમનનો હોવો ઘટે

**પ્રશ્ન:** સંપૂર્ણ બ્રહ્મચર્ય કેવળ ઈશ્વર-પ્રસાદી છે કે કેવળ પ્રયત્નસાધ્ય છે? અથવા તો બંને જરૂરી છે? विषया विनि-

वर्तन्ते निराहारस्य देहिनः। रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते। નો અર્થ શો?

**ઉત્તર:** સંપૂર્ણ બ્રહ્મચર્યને માર્ગે જતાં પ્રભુદયા, સંતદયા અને પ્રયત્ન એ ત્રણે જરૂરી છે.

આહાર છોડી દેવાથી વિષયો સ્થૂળ રીતે ભલે પીડતા ન દેખાય, પણ તેથી કાંઈ વિષયાસક્તિ જતી નથી. તે આસક્તિ તો 'પર'' એટલે પ્રભુનાં દર્શન પછી જ જાય છે. પણ એનો અર્થ એવો નથી, કે જ્યાં સુધી 'પર'નાં દર્શન ન થાય, ત્યાંસુધી ઇંદ્રિયનો સંયમ જ ન કરવો. એનો અર્થ એટલો જ લઈ શકાય કે ઇંદ્રિયોને વશ રાખવા છતાં મન કાબૂમાં ન રહે, તો પ્રસંગ પડતાં મનને લીધે ઇંદ્રિયો પણ તણાય. એટલે જ ક્રિયાની પાછળ આત્મજ્ઞાનની જરૂર પડે છે. આવી આત્મજ્ઞાનપૂર્વકની ક્રિયા ચારિત્ર કહેવાય છે અને આત્મજ્ઞાનના ધ્યેયપૂર્વક કરેલી ક્રિયા જ ઉપરની પૂર્ણ સફળતા પામે છે.

**પ્રશ્ન:** વિદ્યાર્થીએ અથવા તો અવિવાહીત તરુણોએ બ્રહ્મચર્ય માટે શું શું કરવું જોઇએ?

**ઉત્તર:** શાળા કે કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓએ પોતાની સાથે ભણતી બહેનો પ્રત્યે ભગિનીભાવ કેળવવો જોઈએ. છાકડો પહેરવેશ, ટાપટીપ, સિનેમા, નાટક વગેરેના શોખ વર્જવા જોઈએ. કુદરતી સૌંદર્ય, સાદો પહેરવેશ અને સદ્‌ગુણોમાં અનુરાગ પેદા કરવો જોઈએ. મિત્રો સાથે પણ એકાંતમાં અતિ સહવાસ ટાળવો જોઈએ. એક શૈય્યામાં પુરુષ મિત્ર સાથે પણ ન સૂવું. સ્ત્રીજાતિ સાથેના અંગસ્પર્શોથી અળગા રહેવું. પવિત્ર પુરુષોનાં જીવનચરિત્રો વાંચવાં. છાલકી નવલકથાઓ ને શૃંગારી સાહિત્ય ત્યજવું ખોરાકમાં પણ સાદાઈ લાવવી અને સ્ત્રીજાતિ પ્રત્યે માતૃભાવ જાગૃત કરવો.

**પ્રશ્ન:** કોઈ માણસ બ્રહ્મચર્ય પાળે છે તેનું માપ શી રીતે કાઢવું?

**ઉત્તર:** જે જેટલો (એના ખરા અર્થમાં) બ્રહ્મચારી તે તેટલો તેજસ્વી, નિર્ભય, સત્યવલ્લભ, નિખાલસ, શાંત અને એકાગ્રપ્રિય તથા પ્રેમી.

**પ્રશ્ન:** બ્રહ્મચર્યની બાબતમાં સમાજ કેટલો આગળ વધ્યો છે, કે પાછળ પડ્યો છે તે માપવાનું કોઈ સાધન ખરું? આજના આપણા સમાજ વિષે આપનો શો મત છે?

**ઉત્તર:** સમાજ એ વ્યક્તિઓનો સમૂહ જ છે. એટલે જે વ્યક્તિને લાગુ પડે છે તે સમાજને પણ લાગુ પડે જ છે. જ્યારથી સ્ત્રીજાતિની માતૃપૂજાને સ્થાને સમાજ તેને ઢીંગલીરૂપે શણગારવા લાગ્યો, ત્યારથી બ્રહ્મચર્યમાં ગાબડું પડ્યું છે. ખુશામત, દંભ, સ્પૃહા, અતિલોભ, વૈભવપટુતા, એ બધાં સમાજની હીનતા સૂચવે છે. આજે આપણી ચારેબાજુએ ઉપરના દુર્ગુણો જ મોટા પ્રમાણમાં નજરે પડે છે. બ્રહ્મચર્યની સાધનામાં આગળ વધવા માટે વૈભવપટુતા, ધનતૃષ્ણા વગેરે દુષણો ત્યજી સમાજે સાદાઈ, અપરિગ્રહ, જાતમહેનત, સત્યપ્રિયતા વગેરે આભૂષણો સજવાં જોઈએ.

★

# બદનામી

લેખક.

શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે

બદનક્ષી કે બદનામી ઉપર કોઈ નિષ્ણાત કાયદાશાસ્ત્રીને લખવાનું કે બોલવાનું કહેવામાં આવ્યું હોય, તો તે આપણી સમક્ષ કાયદાની કલમોના મોટા મોટા ગંજ ખડા કરી દે કે બદનક્ષીના હિંદભરના કે દુનિયાભરના ચિત્રવિચિત્ર કેસો રજૂ કરે, પરંતુ એ જ વિષય ઉપર કાયદાને નેવે મૂકી ચાલનાર સાહિત્યકારને–તેમાં યે હાસ્યરસના કલાકારને બોલવા ઊભા કરીએ, ત્યારે એ શું શું કહે એ જાણવા માટેની ઇંતેજારી આપોઆપ વધી જાય છે

એક માણસને પોલીસચોકીએ જવું હતું. જગ્યાની એને બરાબર ખબર ન હતી, એટલે એણે એક બીજા જણને રસ્તો પૂછ્યો. 'તમારે પોલીસચોકીએ જવું છે ને?' પેલા માણસે સામો સવાલ પૂછ્યો. 'હાજી, મને ખબર નથી એટલે તમને તસ્દી આપવી પડી છે' રસ્તો પૂછનારે વિવેક કર્યો. 'હું તમને સારામાં સારો રસ્તો બતાવું' બીજાએ જવાબ દીધો ને ત્રીજો ગૃહસ્થ ત્યાંથી પસાર થતો હતો તેના તરફ આંગળી કરીને કહ્યું, 'આ પેલો માણસ જાય છે ને તેના પર એકદમ તૂટી પડીને એને પાંચપંદર મુક્કા, પંદરવીસ તમાચા ને પચીસત્રીસ લાતો લગાવી દો, એટલે પોલિસ પોતે આવીને તમને પોલિસચોકીએ લઈ જશે.'

આ જ પ્રમાણે બદનામીના કાયદાનું બરાબર જ્ઞાન મેળવવું હોય તેને માટે સારામાં સારો રસ્તો એક જ છે. પોતાના આડોશીપાડોશી, ઓળખીતાપાળખીતા, પ્રસિદ્ધ સાક્ષરો, દેશનેતાઓ, જાણીતા વકીલો ને અન્ય પ્રતિષ્ઠિત ને સંભાવિત સ્ત્રીઓ તથા પુરુષોની નબળાઈઓ, ખામીઓ ને અંગત દોષો વિષે એ જે જાણતો હોય કે જે એણે બીજાઓ પાસેથી સાંભળ્યું હોય તે છપાવીને પ્રસિદ્ધ કરીને જાહેરમાં પત્રિકાઓ વહેંચવી. આથી થોડા જ વખતમાં બદનક્ષીના કાયદાનું એને સંપૂર્ણ જ્ઞાન મળી જશે.

પણ આ માર્ગ ગમે તેવો સચોટ હોવા છતાં જોખમભર્યો હોવાથી આપણા જેવા ઘણા એનો લાભ લઈ શકે એમ નથી. તેમજ આપણે વકીલ, અસીલ કે ન્યાયાધીશ પણ નથી એટલે કાયદાની ઝીણીઝીણી વિગતમાં આપણે ઊતરવાની જરૂર નથી. અહીં તો આપણે એનું સામાન્ય સ્વરૂપ ને એનાં કેટલાક વિશિષ્ટ લક્ષણો જોઈએ તો બસ છે.

બીજા ઘણા કાયદાઓની પેઠે આ કાયદો પણ અંગ્રેજોના આવ્યા પછી આપણા દેશમાં આવ્યો છે. અત્યારે લોકતંત્રના

ઉપાસકો જે ચાર સ્વાતંત્ર્યની વાતો કરે છે, તેમાં વાણી સ્વાતંત્ર્ય–બોલવા–લખવાની છૂટ–ને બહુ અગ્રસ્થાન આપે છે. ઘણાને એમ લાગે છે, કે આ કંઈ નવી વાત છે. આપણા પૂર્વજો ગુલામીના બંધનમાં લાચારીભર્યું જીવન વિતાવતા. એમના હાથપગમાં બેડીઓ ને મોઢે તાળાં રહેતાં. પણ આ કંઈક અંશે જ સાચું છે. કંઈક અંશે, કારણ કે રાજકારણના વિષયમાં એમને બોલવા–લખવાની કદાચ સંપૂર્ણ સ્વતંત્રતા નહિ હોય, પણ બીજી બધી બાબતોમાં તો એઓ ફાવે તેમ બોલી ને લખી શકતા. બદનક્ષીના કાયદામાં સપડાઈ જવાની એમને બીક રાખવી નહોતી પડતી. આપણી ન્યાતો ને પંચાયતો મળતી ત્યાં એકબીજાની સાત પેઢીને જે રીતે છોલી નાંખવામાં આવતી, તે આજે યાદ કરીએ છીએ ત્યારે થાય છે, કે જો બદનક્ષીના કાયદાનો અમલ એ ન્યાતમાં ભાગ લઈ એકબીજાને સરસ્વતીનું શ્રવણ કરાવનારાઓ ઉપર કરવામાં આવ્યો હોત, તો કેટકેટલા વકીલો ન્યાલ થઈ જાત! 'ભદ્રંભદ્ર'માં આવે છે કે જ્ઞાતિભોજનને પ્રસંગે પીરસનારાઓએ જમવા બેઠેલા ભૂદેવનું 'તમે બ્રાહ્મણ જેવા લાગતા નથી' એવી મતલબનું કહીને અપમાન કર્યું, ત્યારે એ ભૂદેવે જવાબ દીધો: 'બ્રાહ્મણ તો આજના નહિ, પણ તારો બાપ ઢેઢવાડામાં ઢેસ ખાઈને મુઓ ને એના તેરમાની ન્યાત રખડી તે દહાડાના છીએ.' આમાં ચોખ્ખી બદનક્ષી છે.

કોઈ પણ માણસને હલકો પાડવાની કે તેને ઉતારી પાડવાની મેલી મુરાદથી તેના વિરુદ્ધ જાહેરમાં કંઈ પણ લખવું કે બોલવું તેમાં બદનક્ષીનો ગુનો થાય છે. આ કાયદાનું જો અક્ષરશ: પાલન કરવામાં આવે અને એનો કડક રીતે અમલ કરવામાં આવે, તો આખી દુનિયામાં બિનગુનેગાર માત્ર જનાવરો સિવાય બીજું કોઈ રહે નહિ. જનાવરોને બોલતાં આવડતું નથી, અથવા સામો માણસ બરાબર સમજી શકે એ રીતે બોલતાં આવડતું નથી અને લખી તો એ શકતાં જ નથી, એટલે એમને હાથે આ ગુનો થવાનો સંભવ નથી. બાકી જે કોઈ વાણીનો ઉપયોગ, બોલીને અથવા લખીને કરે છે તે બધાં જ કોઈ ને કોઈ પ્રસંગે અન્યને ઉતારી પાડવાના ઇરાદાથી તેના વિશે નિંદાવચનો વાપર્યા વિના રહી શકતા નથી. બાબરા ભૂતને કોઈ કામ કરવાનું બાકી રહ્યું નહોતું, પણ ભૂતથી કામ વિના નવરા રહી શકાય જ નહિ, એટલે, એના પાલકે એને 'તારે દાદર ચઢવો ને ઊતરવો–ચઢવો ને ઊતરવો. બસ એ કામ કર્યાં જ કરવું' એમ કહીને મુશ્કેલીનો તોડ આણ્યો હતો. પારકા માણસ માટેના આપણા અભિપ્રાય પણ બાબરા ભૂત જેવા છે. એ ચઢે છે ને ઊતરે છે–ચઢે છે ને ઊતરે છે. નિરંતર ચઢઊતર કર્યા કરતા એ અભિપ્રાયો આપણે બીજા આગળ વ્યક્ત કર્યા સિવાય રહી શકતા નથી. એ ઉપરાંત આપણે સૌ સમાજમાં રહીએ છીએ, સમાજના હિતની આપણને બહુ જ કાળજી હોય છે. એટલે કોઈ વ્યક્તિ એવું આચરણ કરે, કે તેથી સમાજનું પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અહિત થાય, તો એના એ નીચ આચાર તરફ અંગુલિનિર્દેષ કરી એને સુધરવાની તક આપવી, એ આપણા જેવા સમાજના હિતેચ્છુઓનો પરમ ધર્મ છે. આ કારણોને લીધે, તેમ જ માણસમાં કુદરતી રીતે જ બીજાની ટીકા કરવાની અદમ્ય વૃત્તિ રહેલી છે તેથી આપણે સૌ કોઈ ને કોઈ પ્રસંગે બદનક્ષીના કાયદાની ચુંગાલમાં આવી જઈએ એવી રીતે વર્તતા

કોઈએ છીએ

ઘરપ્રવેશ ને બદનામી, એ એટલી બધી સામાન્ય બાબત છે, કે એ વિશેના કાયદાનું અક્ષરશઃ ને સંપૂર્ણત પાલન અશક્ય છે. કોઈના ઘરમા માલિકની રજા વિના દાખલ થવુ તેમાં ઘરપ્રવેશનો ગુનો થઈ જાય છે પણ આપણે મિત્રો ને સગાવહાલાનાં મકાનોમા કઈ કેટલી યે વાર કોઈની પણ રજા લીધા વિના દાખલ થઈ જઈએ છીએ આથી બૂરા ઇરાદાથી, ચોરી કરવાની મતલબથી કે ઘરના માણસને પીડા કરવાના ઉદ્દેશથી કોઈના ઘરમાં વગર રજાએ કોઈ દાખલ થાય, તો તેના પર ઘરપ્રવેશનો આરોપ મૂકવામા આવે છે આ જ પ્રમાણે બદનક્ષીની બાબતમાં પણ ઘણી છૂટછાટ મૂકવામાં આવી છે કઈ કારણસર માણસ ઉશ્કેરાઈ જાય ને પરસ્પર શબ્દોની ને વિશેષણોની આપ-લે કરે, સામાન્ય પ્રસંગોમા એકબીજા પર વાદવિવાદ દરમિયાન આક્ષેપો કરે, અથવા કોઈક ત્રીજા મનુષ્યને માટે તેની ગેરહાજરીમા બીજાની આગળ તેનુ ઘસાતુ બોલે, તેટલાથી આ ગુનો થઈ જતો નથી જો સામો માણસ ધારે તો આટલા કારણસર પણ પહેલા મનુષ્યને અદાલતને આંગણે ઘસડી શકે પણ સાધારણ રીતે તેમ બનતુ નથી.

આ ગુનામાં એક અપવાદને ખાસ સ્થાન આપવામા આવ્યુ છે જો એક 'માણસ બીજા માણસ માટે વિશ્વાસ રાખવા લાયક નથી, એનામા સાચી બુદ્ધિ નથી, એને કોઈ સિદ્ધાંત નથી, એનામા કોઈ જાતનુ બુદ્ધિબળ નથી, ટૂંકામાં એ નકામો ખોટા રૂપિયા જેવો છે-એવું ચલણ સમાજમા ચાલુ રહે એ ઇષ્ટ નથી એ પ્રકારના આક્ષેપ કરે, તો જે માણસ પર એવા આક્ષેપ કરવામાં આવ્યા હોય, તે આક્ષેપ કરનાર ઉપર બદનક્ષીનો દાવો માંડી શકે. પણ આક્ષેપ કરનાર વ્યક્તિ એમ પુરવાર કરે, કે 'મે તો મારી ફરજ તરીકે લોકોના હિતને ખાતર, બીજાઓ એનાથી ભરમાઈને હેરાન ન થાય તે ખાતર, એ મનુષ્ય ખરેખર કેવો છે તે બતાવવાના ઉદ્દેશથી આવું લખાણ પ્રસિદ્ધ કર્યું છે. મારા મનમાં એને માટે કોઈ પણ પ્રકારનો દ્વેષભાવ નથી મને એના પર વેર નથી. વ્યક્તિગત દ્વેષભાવને સંતોષવા ખાતર નહિ, પણ સમાજહિતના શુભ ઉદ્દેશથી પ્રેરાઈને જ મારે આ માણસની નીચતાને પ્રકાશમાં આણવી પડી છે.' તો એ બિનગુનેગાર કરીને છૂટી જાય છે, એટલું જ નહિ, પણ સાચાબોલા સમાજસેવક તરીકે એ માન પણ મેળવે છે

સામાન્ય રીતે એમ મનાય છે, કે સાચુ બોલવામાં ગુનો થતો નથી સાચુ બોલવુ એ ધ્યેય તરીકે ઉત્તમ વસ્તુ છે પણ વ્યવહારમા એ ધ્યેયને જરા હળવુ બનાવવું પડે છે કહ્યુ છે, કે सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् । સાચું બોલવું, મીઠુ બોલવુ; પણ કડવું લાગે એવું સત્ય બોલવુ નહિ દુનિયાડાહ્યાઓએ આપેલી આ શિખામણ મોટેભાગે પળાતી નથી સાચુ ને મીઠુ બોલનાર તો કોઈક જ હોય છે, સાચુ ને કડવું કહેનાર અનેક નીકળી આવે છે અને જૂઠું ને કડવુ કહેનાર તો ગણ્યા ગણાય નહિ તેટલા હોય છે આમ છતાં સાચુ બોલનાર માણસ ભલે અપ્રિય લાગે, લોકો ભલે એનાથી દૂર રહે, કદાચ કોઈ એનું સાંભળે નહિ, પણ એને ગુનેગાર તો ભાગ્યે જ કોઈ માને •

પરંતુ બદનક્ષીના કાયદા મુજબ સાચું

બોલનાર છટકી જઈ શકતો નથી. કોઈના પર આક્ષેપો મૂકી 'મેં જે આક્ષેપો મૂક્યા છે તે તદ્દન સાચા છે' એમ એ પુરવાર કરી શકે તોપણ કાયદાની ચુંગાલમાંથી એ છટકી શકે નહિ. માત્ર સત્ય બદનક્ષીના ગુનેગારનો બચાવ કરી શકતું નથી. જે જે સાચું હોય તે બધું, એ સાચું છે એટલા ખાતર જ બોલી કે લખી શકાય એવી છૂટ આ કાયદો આપતો નથી. બેવકૂફને બેવકૂફ કહેવાની, ચોરને ચોર તરીકે ઓળખાવવાની લંપટ ને દુરાચારીને, લંપટ ને દુરાચારી તરીકે જાહેર કરવાની સ્વતંત્રતા આ કાયદો બક્ષતો નથી. બેવકૂફને હોશિયાર કહી શકાય, ચોરને શાહુકાર તરીકે ઓળખાવી શકાય, લંપટ તથા દુરાચારી મનુષ્યોને સદ્‌ગુણી ને સદાચારી તરીકે જાહેર કરી શકાય. કોઈનાં પણ જૂઠાં વખાણ થઈ શકે, પણ તેની સાચી નિંદા ન કરી શકાય. સાચી રીતે પણ તમે કોઈને વગોવી શકો નહિ. સત્યની સાથે લોકહિતનો ઉદ્દેશ ભળેલો હોય, તો જ તમે આ કાયદાની ચુંગાલમાંથી છટકી શકો.

એક માણસને કંઈક કારણસર એક વકીલ સાથે તકરાર થઈ. એણે વકીલ મહાશયને ગધેડાનો ઇલકાબ બક્ષ્યો. વકીલે એને ન્યાયાધીશ આગળ રજૂ કર્યો. ન્યાયાધીશે એ એનો પહેલો જ ગુનો હતો તે લક્ષમાં લઈ ચેતવણી આપીને છોડી મૂક્યો. 'હવેથી વકીલને ગધેડો કહેશો કે બીજી રીતે એનું અપમાન કરશો તો તમને આકરી શિક્ષા કરવામાં આવશે.' ન્યાયાધીશે એને છેવટની ધમકી આપતાં કહ્યું. 'નામદાર, હું હવે કદી વકીલને ગધેડો નહિ કહું. પણ ગધેડાને વકીલસાહેબ કહું તો તેમાં કંઈ વાંધો ખરો?' આરોપીએ પૂછ્યું. 'કાયદા પ્રમાણે જોતાં એમાં કંઈ વાંધો લઈ શકાય એવું નથી.' ન્યાયાધીશે જણાવ્યું. 'આપનો આભાર.' કહીને આરોપીએ ત્યાંથી ચાલવા માંડ્યું ને જતાં-જતાં બાજુમાં જ પેલો વકીલ ઊભો હતો તેના સામું જોઈ મોટેથી, પાછલા શબ્દ પર ભાર મૂકી કહ્યું: 'સાહેબજી, વકીલ સાહેબ!'

આ ટુચકાનું રહસ્ય જુદું જ છે. વકીલને ગધેડો ન કહી શકાય પણ ગધેડાને વકીલ કહી શકાય એવી કાયદાએ આપેલી છૂટનો લાભ લઈને એ માણસે વકીલને ગધેડો નહિ કહું, પણ ગધેડાને વકીલ કહીશ, એવો ભાવ દર્શાવી વકીલને ગધેડો ન કહેતાં વકીલને વકીલ સાહેબ કહીને એને ગર્ભિત રીતે ગણાવ્યો તો ગધેડા તરીકે જ. પણ આપણને આની સાથે નિસ્બત નથી. આ ટુચકામાં ન્યાયાધીશે વકીલને ગધેડો ન કહી શકાય, પણ ગધેડાને વકીલ કહેવામાં કાયદાનું બંધન નડતું નથી એવી મતલબનું વાક્ય કહ્યું, એ આપણે જે આગળ જોયું કે માણસનાં ખોટાં વખાણ થઈ શકે ખરાં; પણ નિંદા થઈ શકે નહિ તેનું સમર્થન કરે છે. માણસને જનાવર ન બનાવાય; જનાવરને માણસ સાથે સરખાવી શકાય.

એક પ્રખ્યાત ડૉક્ટરના પુત્રે પોતે કયા રોગના નિષ્ણાત બનવું તે વિષે સલાહ પૂછી. 'મારું કહ્યું માનતો હોય, તો ચામડીના રોગનો નિષ્ણાત થા' પિતાએ કહ્યું. 'પણ એ તો ગંદું કામ' પુત્રે વાંધો દર્શાવ્યો. 'હા, ગંદું તો ખરું.' પિતાએ કહ્યું. 'પણ એમાં ફાયદા કેટલા છે તેનો વિચાર કરી જો. રોગનો ફેલાવો પણ સારો. ઘણા માણસોને કોઈ ને કોઈ વખત ચામડીનો રોગ થઈ આવે. વળી એ રોગ એવી પણ

ખરો, એટલે એક દીવામાંથી બીજા દીવા પ્રગટે, તેમ એક દરદીમાંથી બીજા અનેક દરદી નીકળી આવે એ ઉપરાંત રોગ ચાલે લાંબો વખત. ચામડીના રોગ જટ મટતા નથી એ તો તું જાણતો જ હશે સામાન્ય રીતે એમાં રોગીને જાનનું જોખમ થવાનો સંભવ ઘણોય ને વળી એમાં આપણાં બધાં શસ્ત્રાસ્ત્રોનો પ્રયોગ થઈ શકે. બહારથી ચોપડવા માટે મલમ, પોતાં મૂકવા માટે પાઉડર, પીવા માટે દવા ને ઇંજેકશન, એ બધાનો એકસામટો ઉપયોગ કરી શકાય. અને બદલામાં જવાબદારી ને જોખમદારી ઓછામાં ઓછી આટલા બધા લાભ મળતા હોય, ત્યાં થોડોક ગંદવાડ નભાવી લેવો પડે એમાં ખોટું શું ?'

તબીબી વિદ્યાના જુદાજુદા રોગોના નિષ્ણાતોનું સ્થાન મોટું છે આંખ, કાન, ગળાના ખાસ ડૉક્ટર, પેટના રોગના નિષ્ણાત, આંખના ખાસ વૈદ્ય અને હવે ધીરેધીરે જમણી આંખના ને ડાબી આંખના, જમણા નસકોરાના ને ડાબા નસકોરાના, અંગુઠાના ને આંગળીના પણ ખાસ નિષ્ણાતો પેદા થાય તો નવાઈ નહિ. વકીલના ધંધામાં હજી જુદાજુદા કાયદાઓના આવા નિષ્ણાતો જોવામાં આવતા નથી છતાં અમુક વકીલોની કુશળતા અમુક પ્રકારના કેસમાં જ્યારે હોય છે ને બીજા વકીલો એથી જુદા જ પ્રકારના કેસોમાં પોતાનું કૌશલ્ય બતાવી શકે છે, એ હકીકત છે ડૉક્ટરને માટે ચામડીના રોગના નિષ્ણાત થવું એ લાભકારક છે, એ જ રીતે જો કોઈ ખાસ કાયદાના કેસો હાથમાં લેવા વકીલો માટે લાભકારક હોય, તો તે બદનામીના કેસો છે. વકીલ ધારે તે પ્રકારનું-ફોજદારી કે દીવાનીનું-સ્વરૂપ એને આપી શકે છે. એ જાતના કેસોમાં કામ લાંબું ચાલે છે—એટલું બધું લાંબું ચાલે છે, કે નિર્ણય આપવાનો વખત આવે છે, ત્યારે ન્યાયાધીશ એક મુકદ્દમો શેને લગતો હતો, તે પણ કેટલીક વાર ભૂલી જાય છે એમાં જોઈએ તેટલા સાક્ષીઓ બોલાવી શકાય છે એમાં કાયદાની બારીકીઓ ઉપરાંત વ્યાકરણ ને ભાષાશાસ્ત્રની ચર્ચા માટે પણ સારો અવકાશ રહે છે સમાજરચના ને મનુષ્યના મનમાં રહેલા ઉદ્દેશો વિષે અગાધ જ્ઞાન દર્શાવવાનો પણ એમાં પ્રસંગ મળી શકે છે અને હવે આ શેરડીમાં કંઈ રસ નથી એમ લાગે, તો કેસની માંડવાળ કરાવવી પણ એમાં સુકર થઈ પડે છે આમ છતાં અસીલ હારી જાય, તો એને બહુ ભારે સજા ભાગ્યે જ થાય છે અને 'આટલી થોડી સજા જ તને થઈ છે તે મારી હોશિયારીને કારણે; નહિ તો કેસ એટલો ખરાબ હતો કે તું હેરાનપરેશાન થઈ જાત' એમ સજા પામેલા અસીલ આગળ બણગાં પણ ફૂંકી શકાય છે બીજા ઘણા કેસો કરતાં આ જાતના કેસોમાં સામાન્ય જનતાને રસ પણ બહુ પડે છે અલબત્ત, આ જાતના કેસોમાં ભાષાના અધમમાં અધમ વિશેષણો ને હલકામાં હલકા વાક્યપ્રયોગો સાથે ગાઢ પરિચયમાં આવવું પડે છે. પણ આ ધંધો કરનાર માટે એ આપત્તિ નથી, ઇષ્ટાપત્તિ છે.

જેવું પિંડે તેવું બ્રહ્માંડે, જેવું વ્યષ્ટિમાં તેવું જ સમષ્ટિમાં - એ કહેવતને આ કાયદો જૂઠી ઠેરવે છે આ કાયદો વ્યક્તિ પરત્વે છે, સમષ્ટિ પરત્વે નહિ

આપણે જેટલો વિકાસ વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના સંબંધોમાં સાધ્યો છે, તેટલો સામાજિક, રાષ્ટ્રીય કે કોમી સંબંધોમાં સાધ્યો નથી કોઈને શારીરિક ઇજા થઈ શકે

નહિ, મહેતાજી વિદ્યાર્થીને કે માબાપ પોતાના છોકરાને પણ સખત માર મારી શકે નહિ. એઓ જો એમ કરે તો કાયદાની દૃષ્ટિએ ગુનેગાર થાય. એક માણસ બીજા માણસની કોઈ ચીજ એની રજા વગર લઈ શકે નહિ. એ રીતે એ વસ્તુ એ લે તો એના પર ચોરી કર્યાનો આરોપ આવે. રજા સિવાય બીજાના ઘરમાં જઈ શકાય નહિ. વગર રજાએ કોઈના ઘરમાં દાખલ થઈ જઈએ તો ઘરપ્રવેશના ગુનામાં સંડોવાવાનો પ્રસંગ ઊભો થાય. વૈયક્તિક રીતે આમાંની કોઈ પણ વસ્તુ કરતાં કાયદાની નજરે આપણે ગુનેગાર ઠરીએ, પણ એ સૌ આપણે સમૂહમાં ને સમૂહ પરત્વે કરી શકીએ. એમાં કાયદાનો બાધ નડતો નથી. દેશને ને દેશભક્તિને નામે અનેક સૈનિકો સાથે મળીને બીજા દેશ પર ચઢાઈ કરી શકે, અનેક નિરપરાધી મનુષ્યોના જાન લઈ શકે, બીજાની જમીન ન પચાવી પડાય, પણ બીજાનો આખો ને આખો દેશ હોઈયાં કરી શકાય. એ જ પ્રમાણે બદનક્ષીના કાયદા મુજબ પણ એક માણસ બીજા માણસની નિંદા કરે, જાહેરમાં એને હલકો પાડવાનો પ્રયત્ન કરે તો એ ગુનેગાર ગણાય. પણ કોઈ માણસ આખી કોમને, સમાજને કે આખા દેશને ઉતારી પાડવા તેને અધમ ને હલકા ચીતરે, તો તેમાં ગુનો થયો ગણાય નહિ. લલ્લુભાઈ લંપટ છે એમ લક્ષ્મીશંકર કહે, તો લક્ષ્મીશંકર પર બદનક્ષીનો આરોપ લલ્લુભાઈ મૂકી શકે. પણ હિંદુસ્તાનના કરોડો માણસો માટે એવો જ આક્ષેપ કોઈ પરદેશનો લેખક કે લેખિકા કરે, તો એને કંઈ થઈ શકે નહિ. કોઈ પણ વ્યક્તિના અંગત ચારિત્ર્ય પરત્વે હલકાં ને નિંદાભર્યાં વચનો જો કોઈ જાહેરમાં કાઢે, તો એના પર બદનામીનો દાવો માંડી શકાય. પણ સમસ્ત પ્રજા કે આખી કોમના ચારિત્ર્ય માટે કોઈ ગમે તેવાં હલકાં વચનો કહે, તેને કંઈ થઈ શકે નહિ.

મોટા માણસો, ખરેખરા અર્થમાં મોટા માણસો, આ કાયદાથી ડરતા નથી. નાના માણસો જ બીજાઓ પર ઈર્ષ્યા કે વેરવૃત્તિથી પ્રેરાઈને અણછાજતા આક્ષેપો મૂકે છે અને નાના માણસો જ એવા આક્ષેપોથી ગભરાઈને ડરથી અથવા તો વેર લેવાની વૃત્તિથી આક્ષેપ મૂકનારાને અદાલતને આંગણે ખેંચવાનો વિચાર કરે છે. મોટા માણસો કોઈના પર આક્ષેપ મૂકતા નથી, અને કોઈ પોતાના પર આક્ષેપ મૂકે તો તેની પરવા કરતા નથી. ખરેખરા સજ્જન માણસો આ કાયદાથી પર છે—એટલા માટે પર છે, કે એઓ જે સ્થાન પર હોય છે ત્યાં આ કાયદો એમને સ્પર્શી શકતો નથી. કોઈની નિંદા કરી એઓ આ કાયદાનો ભોગ થતા નથી ને નિંદકને નકામું મહત્ત્વ આપી, એઓ આ કાયદાનો લાભ પણ લેતા નથી.*

* ઓલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી.

*

# રૂડો

લેખક :
## શ્રી. રતિલાલ અદાણી

પાછલા એક અંકમાં 'રાણી'ની વાત જેણે વાંચી હશે તેના મનમાંથી હજી ય એનું સુરેખ રેખાચિત્ર ભૂંસાયું નહિ હોય. એ જ રાણીના ભાઈ 'રૂડા'નું લેખકે અહીં કેવું નીતર્યું ને પારદર્શક જીવન ખડું કરી દીધું છે! જાણે કાઠિયાવાડના કો'ક ગામડાની એકાદ ઝૂંપડીમાં બેઠાંબેઠાં આપણે રૂડાને ન સાંભળતા હોઈએ એવું લાગ્યા કરે છે. આવાં નિર્દોષ પાત્રોને ઓળખી, ગામડાના રંગો સાથે એકરૂપતા સાધીએ

હંમેશાં રોજ સવારે જ્યારે ઊગતા સૂરજનાં બાલકિરણો ગામને ઘસાઈને વહી જતી નદીના રૂપેરી પાણીમાં સોનેરી ભાત પાડતાં હોય, બરાબર એ જ વખતે ગામને ઉપવાડે આવેલી ભરવાડની ઝોકમાંથી આઠેક વરસનો નાનકડો રૂડો વીસેક જેટલાં બકરાંનું ચાળું લઈને ડાંગ ઠપકારતો-ઠપકારતો નીચે ઊતરતો હોય.

ગુલાબી રંગના દોરાથી ફૂલગૂંથણીની ભાત પાડેલ ઘેરદાર કેડિયું, લાલ-લીલાં ફૂમતાં લટકતી ચૂંદીવાળી ચોરણી, ઊંચી એડીવાળાં નાળ જડેલાં પગરખાં, ખભે નાનકડી ધાબળી, ધાબળી ઉપર કડિયાળી ટચૂકડી ડાંગ અને માથે લાલ છોગાવાળું ફાળિયું; આવો નાનકડો રૂડો જ્યારે બકરાંની આગળઆગળ ડોલતો ડોલતો ચાલે, ત્યારે આદમી જેવા આદમી લાગતા નાનકડા રૂડાનો રુઆબ જોવા જેવો હોય.

નદીને કાંઠે આવીને રૂડો પગરખાં કાઢીને હાથમાં લે, ચોરણીના પાયચા ગોઠણ સુધી ઊંચા ચડાવે, અને ખળખળ વહેતા પાણીમાં છબછબિયાં બોલાવતો બોલાવતો, બકરાંને સીસકારતો ડચકારતો ધીરેધીરે નદી પાર કરે. સામે કાંઠે પહોંચી બગલમાં ટચૂકડી ડાંગ ભેરવીને નદી ઊતરતાં બકરાંને નિહાળતો-નિહાળતો રૂડો ઠસ્સાથી ઊભો રહે. છેલ્લું બકરું નદી પાર કરી લે, એટલે રૂડો પગરખાં પગમાં પહેરે, ડાંગ ખભે તોળે, અને ઉતાવળો ઉતાવળો દોડી બકરાંની આગળ થઈ જાય. અને પછી ધીરી પણ ઝૂલતી ચાલે તોળેલી ડાંગને રમાડતો રમાડતો, પાછું વાળીને જોયા સિવાય પાછળ ચાલ્યાં આવતાં બકરાંને સીસકારતો બોલાવતો આગળ ને આગળ ચાલે અને નદીનો લાંબો પટ વીંધીને દૂરદૂર સીમમાં અદૃશ્ય થઈ જાય.

ખેતરને શેઢેશેઢે બકરાં ચારતોચારતો રૂડો સીમમાં દૂરદૂર ચાલ્યો જાય. એકાદ બકરું ય કોઈના ખેતરમાં ઘૂસી જાય, તો ખેડૂતનો ભારોએક ઠપકો મળે, એટલે વીસ જેટલાં બકરાં છૂટાંછવાયાં ચરતાં હોય પણ એકેએક બકરાં ઉપર રૂડાની નજર ફરતી હોય. એકાદ બકરું ય ભૂલેચૂકે કોઈના ખેતરમાં આઘેરું જાય કે તરત જ રૂડો ઠેકતો ઠેકતો ત્યાં પહોંચ્યો જ હોય.

સૂરજ બરાબર માથે આવે ત્યાંસુધી રૂડો ધીરેધીરે બકરાં ચરાવતો ચરાવતો આગળ ને આગળ ચાલ્યો જાય. બપોરટાણું થાય એટલે રૂડો સારો એવો છાંયડો ગોતી કાઢે. બકરાં બધાંય છાંયામાં ગોઠવાઈ જઈ વાગોળવા બેસે. રૂડો પણ સારું એવું બેસવાનું ઠેકાણું પસંદ કરીને ધાબળો નાંખી બેઠક જમાવે; ફાળિયાને છેડે બાંધેલો રોટલો

છોડે, પડખે એકાદ દૂઝણી બકરી ખેંચી લાવે અને પછી જાણે દુનિયાઆખીનો બાદશાહ હોય એટલી ખુમારીથી રૂડો રોટલો ખાવા બેસે. રોટલાનું એક બટકું ભાંગીને મોઢામાં મૂકતો જાય અને પડખે ઊભેલી બકરીના આંચળમાંથી શેડકઢા દૂધની શેડ મોઢામાં રેડતો જાય. પેંડા જેવો રોટલો પડખામાં મૂકીને રૂડો ધાબળી ખંખેરીને ઊભો થઈ જાય.

સારું એવું ઝાડ હોય તો પછી રૂડો ઝાડ ઉપર ચડે. સારી એવી ડાળ પસંદ કરીને એના ઉપર બેસી રૂડો બેઠોબેઠો હીંચકા ખાય; લોકગીતોની ભાંગીતૂટી કડીઓ પોતાની બાળશૈલીમાં લલકારતો લલકારતો રૂડો, ઝૂલતી ડાળના હીંચકા સાથે હિલોળે ચડે. આટલી મસ્તીમાં ચડવા છતાં ય એની નજર નીચે બેઠેલાં બકરાં ઉપર હોય. એકાદ બકરું ય આઘુંપાછું થાય. કે તરત જ ડચકારો થયો જ હોય. ઊઠવાટાણું થાય એટલે રૂડો ડાળીએથી ઠેકડો મારે, સીસકારો કરે ત્યાં બકરાં ઊભાં થઈ જાય. આગળ રૂડો અને પાછળ બકરાં, ધીરેધીરે રૂડો બકરાં ચારતો–ચારતો ગામ ભણી વળે.

કોઈ કોઈ વાર રૂડાને સીમમાં બહુ આઘે જવાની આળસ થઈ જાય, તો બપોરટાણે બકરાં લઈને ગામની ભાગોળે પાછો આવી જાય. ગામને ગોંદરે તો એને રમવા જેવડા થોડા ભાઈબંધો પણ મળી જાય. રૂડો રોટલો ખાઈને એમની સાથે રમતે ચડે, તો કોઈવાર સાથે બેસીને એની બાલદુનિયાના અકળ કોયડાઓની બેઠાબેઠા છણાવટ કરે. ટાણું થાય એટલે સૌ પોતપોતાનો માલ સંભાળી રસ્તે પડે.

કોઈ કોઈ વાર રૂડો એનાં બકરાં લઈને અમારી વાડી પાસેથી નીકળે. રૂડો ઘણી તકેદારી રાખે પણ બકરું વાડમાં મોઢું નાખ્યા વિના રહે નહિ.

'અરે રૂડા ! આ તારાં બકરાં હમણાં વાડ ટાળી નાંખશે.' હું રૂડાને ઠપકો આપું.

'હું આડો ઊભો છું ને !' રૂડો હસતો હસતો પણ બેધડકપણે જવાબ આપે.

'તું આડો તો ઊભો છો, પણ આમ જો તો ખરો, આ બકરાં વાડનો સોથ બોલાવવા માંડ્યા.'

'આ હમણાં બકરાં વાળી લઉં.' કહીને રૂડો દોટ મૂકે. અને બકરાંને થોડાં છેટાં કરીને પાછો મારી સામે આવીને કહે: 'લ્યો હાઉં હવે ?'

'શું હાઉં હવે ? કોઈ હાજર ન હોઈએ તો તો આ વાડનું આવી જ બને ને ?'

'એવું તે હોય ? હું 'હારે હોઉં ને ?' રૂડો હસતાંહસતાં જવાબ આપે.

'શું એવું તે કાંઈ હોય ! જો ને આ અડધી વાડ તો તારાં બકરાંએ જ ટાળી નાખી.' હું થોડો રોષ દેખાડું

'હવે બકરાંને આ ઢાળા નહિ આવવા દઉં. હાંઉં ?' રૂડો માથું લડાવીને જવાબ આપે.

'તું એકલો આટલાં બધાં બકરાં સાચવી શકે છે ? કોઈ મોટો જણ હારે રહેતો હોય તો !'

'લે ! આટલાં બકરાંમાં મોટા જણનો શું ખપ પડે ? કાનાભાઈ ઘણુંમાં જાય. અને હું ચાળાંમાં આવું.' રૂડાએ બકરાં ઉપર નજર નાખતાં નાખતાં કહ્યું.

'કાનાભાઈ તારે શું થાય ?' મેં પૂછ્યું.

'કાંઈ નહિ.' રૂડો બોલ્યો.

'કાંઈ નહિ ?' મને આશ્ચર્ય થયું.

'ના. ના.'

'ત્યારે તું એની હારે કેમ રહ્યો ?'

'હું એનામાં સાથી છઉં.' રૂડો બોલ્યો.

'તું સાથી છો ?' આઠેક વરસના આવા બાળકને સાથી રહેલો જાણીને મારા આશ્ચર્યનો પાર ન રહ્યો

'હા.' રૂડાએ ટૂંકો જવાબ આપ્યો

'તારા બાપા ક્યાં છે ?'

'ન .થી'

'અને તારી બા ?'

'એ ય બાપડી મરી ગઈ' રૂડાના બાળ ચહેરા ઉપર વિષાદની રેખા ઊપસી આવી.

'તારાં બાબાપાને મરી ગયા કેટલા વરહ થયા હશે ?' મે પૂછ્યું.

'કોણ જાણે ?'

'તને તારા બાબાપાની ઓળખાણ ખરી ?'

'ના રે ના'

'તને મોટો કોણે કર્યો ?'

'મારા એક કાકા છે એણે મને મોટો કર્યો.' રૂડાએ બકરાં ઉપર નજર નાખતાં નાખતાં જવાબ આપ્યો

'તને રૂડા ! વરહ કેટલાં થયાં હશે ?'

'રામ જાણે'

'તું કાનાભાઈને ક્યાંથી ઓળખે ?'

'મારા કાકા આવીને મને મૂકી ગયા' રૂડાએ કહ્યું.

'તારો મશારો ઠરાવ્યો હશે કાં ?'

'હાજ તો'

'શું ઠરાવ્યો છે ?'

'ખાવું, પીવું, બે જોડ લૂગડાં, પગરખાંની જોડ અને બે રૂપિયા' રૂડાએ આંગળીના વેઢા ઉપર અંગૂઠો ફેરવતા–ફેરવતા કહ્યું.

'બાર મહિને બે રૂપિયા ?'

'હા'

'ઈ બે રૂપિયાનું તું શું કરે ?'

'મારા કાકા આવીને લઈ જાય' રૂડાએ રૂપિયા સાથે જાણે કશી નિસ્બત ન હોય એવી અદાથી જવાબ આપ્યો.

'તું ક્યારથી સાથી છો ?' મે પૂછ્યું

'આ બીજું વરહ હાલે છે' રૂડાએ થોડીવાર યાદ કરીને જવાબ આપ્યો.

'તને તારા કાકાએ સાથી કેમ રાખ્યો ? એને માલ નથી ?' મેં પૂછ્યું.

'માલ તો એને ઘણોય છે. પણ મારી કાકીએ ઉપાડો લીધો એટલે મને આંઈ મૂકી ગયા' રૂડો બોલ્યો.

'તને તારા કાકાને ઘરે જવાનું મન થાય ખરું ?' મેં પૂછ્યું.

'ના, ના' રૂડાએ માથું ધુણાવ્યું.

'કાં ?'

'મારી કાકી મારે બહુ' રૂડાએ ધીમેથી જવાબ આપ્યો.

રૂડો બાળક હતો પણ બાળકને પણ દિલ હોય છે, એના દિલમાં પણ ભાવ હોય છે રૂડો વાતો કરતાં કરતા ગમગીન બની ગયો એની ગમગીની ટાળવા હું પ્રયત્ન કરું ત્યાં તો એનાં બકરાં આઘાં નીકળી ગયાં એટલે રૂડો ડાંગ ઠપકારતો–ઠપકારતો દોડી ગયો.

'આવ્યો દૂધ લઈ લેજો'

મોડી સાંજે રાણીને બદલે હાથમાં દૂધની બોઘરી લઈને રૂડાએ આવીને સાદ કર્યો.

'આજે રાણીને બદલે કેમ તારો વારો આવ્યો ?' મેં પૂછ્યું

'રાણીને પગમાં કાંટો વાગ્યો છે.'

'રાણી તો દૂધ દેવા વહેલી આવે છે તેં કેમ બહુ મોડું કર્યું ?'

'બકરાં દોવરાવીને પછે આવું ને ?' રૂડાએ જવાબ આપ્યો

'તને બકરાં દોતાં'ય આવડે ?'

'લે! એમાં આવડવું'તું શું? બકરાં તો અમે ભરવાડનાં છોકરાં દોહીએ જ ને?' રૂડો મરકમરક હસ્યો.

'તે રોજ તારે બકરાં દોવાનાં?'

'હું ય દોઉં, કાનોભાઈયે દોવે. બેય જણુ ભેળા થઈને સબસબ દોઈ લઈએ.' રૂડાએ દોવાના હાવભાવ કર્યા.

'અત્યારે કેટલાં બકરાં છે રૂડા?'

'આસ તો કાનાભાઈને પાંચ વીહુ...ને સાત બકરાં છે. પણુ હમણાં થોડાં બકરાં ગરમાં મોકલી દીધાં છે. અત્યારે તો એક વીહુ ને આઠ બકરાં જ છે.'

'હેં રૂડા! તું ભણ્યો તો નહીં હો! તને ગણુતાં આવડે ખરું?'

'લે! એટલું તો અમને આવડે જ ને!' રૂડો ફરી મરકમરક હસ્યો.

'હેં રૂડા! તું આટલાં બકરાં લઈને સીમમાં જા તે કોઈ દી એમાં કાંઈ ઓછા-વધુ ન થાય?' મેં પૂછ્યું.

'અમે હારે હઈએ ને! પછી ઓછા-વધુ ક્યાંથી થાય?'

'રોજ ગણી લેતો હઈશ!'

'ના રે ના, રોજરોજ શું ગણું? ઝાઝા હોય તો ગણુવા પડે. આટલામાં નો ગણુવા પડે. નજર નાખીએ એટલે ખબર પડી જાય કે આજ બાવળી કે બુચલી નથી. ન હોય તો તરત ગોતી કાઢીએ.'

'બધાંનાં નામ પાડો ખરા?' મેં પૂછ્યું.

'નામ તો હોય જ ને! તી વિના કેમ ઓળખાય?'

રૂડા હારે વાતો કરવાનું મન તો બહુયે થાય પણુ અંધારું ઘુંટાવા માંડે એટલે દૂધ લેવા માટે એની સામે તપેલી મૂકું. રૂડો દૂધ ભરીને તપેલીમાં ઠાલવી, હાથમાં ઠોલી બોઘરી ઉછાળતો, રમાડતો, પોતે નાચતો–કૂદતો દોડ્યો જાય. અત્યારે એના ઉપર ડાંગ અને ધાબળાનો ભાર નથી, ચાળાંની જવાબદારી નથી સહજ બાળભાવે રમતો દોડતો અંધારામાં એ અદ્રશ્ય થઈ જાય છે.

*

કોઈવાર રૂડાનું ચાળું નજીકમાં જ હોય તો રૂડો સાતવાર મારી ઓરડીએ આવીને ઓશરીની કોરે બેસે.

'કેમ રૂડા! બકરાં રેઢા મૂકીને આવ્યો?'

'ના, ના.'

'ત્યારે?'

'આજ રાણી હારે આવી છે. એને ચાળું ભળાવીને આવ્યો છું.' રૂડાએ જવાબ આપ્યો.

'રૂડા! તારે ભાઈબહેન કેટલાં છે?' મેં પૂછ્યું.

'બેન તો એકે ય નથી. એક મોટો ભાઈ છે.' રૂડાએ કહ્યું.

'ઈ મોટોભાઈ શું કરે છે?'

'એને ય મારા કાકાએ ક્યાંક સાથી રાખ્યો છે.' રૂડાએ ડાંગ ઠપકારતાં-ઠપકારતાં કહ્યું.

'તારો ભાઈ તને સાંભરે?' મેં પૂછ્યું પણુ રૂડાએ એનો કશો જવાબ ન આપ્યો.

'તને ભણુવાનું મન થાય ખરું?' મેં રૂડાને બીજો પ્રશ્ન કર્યો.

'અમારે ભણુવાનું નો હોય.' રૂડો બોલ્યો.

'બધાય ભણે અને તમારે શું કામ ન હોય?' મેં કહ્યું.

'પણ હું તો સાથી છું પછી બકરાં કોણ ચારે?' રૂડાએ જવાબ દીધો

'હું કાનાભાઈને કહીને તને નિશાળે મોકલવાની ગોઠવણ કરું. તને ગમે ખરું?' મે કહ્યું

'ના, ના, અમારે નિશાળ નો હોય. પછી બકરાં કોણ ચારે?' રૂડાએ જવાબ આપ્યો.

'નિશાળે ન જવું હોય તો કાંઈ નહિ. આઈ કો'ક કો'ક દી આવતો જા હું તને ભણાવીશ' મે કહ્યું.

'કાનાભાઈને ખબર પડે નો ધખે' રૂડાએ સંકોચથી જવાબ આપ્યો.

'તને કાનાભાઈ ન ધખે પછી કાંઈ?' મે કહ્યું

'તો ભલે. પણ મારી પાહે તો પાટી ને વતરણું કાંઈ ન મળે' રૂડાએ કહ્યું.

'એ બધું થઈ રહેશે. તને નવરાઈ મળે ત્યારે મારી પાહે આવતો રહેજે. સમજ્યો!' મેં કહ્યું.

'એલા એ રૂડિયા હે...ય ..' રાણીએ બહારથી બૂમ પાડી અને રૂડો મને હા-નાનો ઉત્તરનો જવાબ આપે ત્યાર પહેલાં તો એ ઊભો થઈને કૂદકૂદ કરતો દોડ્યો ગયો

સૂરજ આથમવા ટાણું થાય, નદીકાંઠે ઊભેલા ઝાડના લાંબાલાંબા પડછાયા નદીના વિશાળ પટને ઢાંકી દેતા હોય, નદીના પ્રવાહમાં આથમતા સૂરજનાં કિરણો ડૂબકી-દા રમતા હોય, ગામનું ધણ ગામ ભણી દોડ્યું આવતું હોય બરાબર એવે ટાણે દૂરથી બકરાંનું ચાણ લઈને ધીરેધીરે ચાલે, ડોલતો ડોલતો, ડાંગને રમાડતો રમાડતો ચાલ્યો આવતો રૂડો દેખાય થોડીથોડી વારે ઊભો રહીને રૂડો પાછળ નજર કરે કે બધાં બકરાં બરાબર હોય તો ફરી આગળ ચાલવા માંડે પણ એકાદ બકરું ય પાછળ રહી ગયું હોય, તો પોતાની ડાંગથી બકરાંને આંતરીને રૂડો આડો ઊભો રહે. રૂડો લાંબે લહેકે સાદ પાડીને બકરાને બોલાવે અને પાછળ રહી ગયેલું બકરું સાથે થઈ જાય અને આંતરેલી ડાંગ ખભે ટેકવી રૂડો ચાલવા માંડે એટલે બકરાં પણ એની પાછળપાછળ ચાલવા માંડે નદીનો પ્રવાહ આવે એટલે રૂડો ફરી પગરખાં ઉતારે, પાયચા ચડાવે, અને ઠેકતો-કૂદતો નદીપાર કરી નદીને કાંઠે છટાથી ઊભોઊભો બકરાં તરફ જોઈ રહે.

બધાંય બકરાં ઊતરી રહે એટલે પોતે પગરખાં પહેરે. બકરાંને આગળ કરે બાજુમાં જ આવેલી ગોકમાં બકરાં દાખલ થઈ જાય એટલે જાણે દુનિયાઆખીનો ભાર માથેથી ઓછો થયો હોય એટલો હળવો બની, નાના બાળકની જેમ હડી કાઢીને સામેનો ઢાળ ચડી જાય. ઢાળ ચડીને ઝોકની છીંડીએ પહોંચી, વળી પાછો આદમી જેવા આદમીની અદાથી બગલમાં ડાંગ ટેકવીને ઘડીભર ઊભો રહે આથમણી દિશામાંથી ઊડતા ગુલાબી રંગના આછા અજવાશમાં રૂડો ખરેખર રૂડો લાગે પણ આ મનોહર દૃશ્યનો લહાવો લઈએ ન લઈએ ત્યાં તો રૂડો એકાએક કંઈક યાદ આવ્યું હોય એમ ઝટપટ ઝોકનું છીંડું બંધ કરીને અંદર ચાલ્યો જાય ત્યાં તો એને માટે બકરાં દોવાનું ભાગરૂ વાટ જોઈને ઊભું જ હોય.

★

# નાસ્તિક

લેખક:

શ્રી. ચંદુલાલ પટેલ

એક જ કુટુંબમાં સ્ત્રી–પત્ની આસ્તિક હોય ને પુરુષ–પતિ નાસ્તિક હોય, તો આર્યમહિલા પોતાની પ્રભુશ્રદ્ધા દબાવીને પણ વાર્તામાં આવતી શારદાની જેમ પતિનો જ ધર્મ સ્વીકારવાની. પણ એના હૈયામાં તો વેદના સળગતી જ રહેશે. ધર્મના સાનદંડ જેવા ધર્મગુરુને ભોગે કુટુંબની વાડીમાં કેવી રીતે કલ્લોલ પથરાય છે, નાસ્તિક પતિ કેવી રીતે આસ્તિક બને છે, તે વાર્તાકારે કુશળતાથી બનાવ્યું છે. ધર્મનો દીપક જ જીવનનાં અંધારાં દૂર કરી શકે છે એ રહસ્ય આમાંથી ફલિત થાય છે.

એનું નામ તો હતું લાલજી પણ આખાય ગામમાં એના જેવો નાસ્તિક બીજો શોધ્યો ય જડે તેમ નહોતો. મંદિરો અને મસ્જિદોને જોઈ એ તિરસ્કારભર્યું હાસ્ય કરતો. એને મન ભગવાનની મૂર્તિઓ એ બીજું કશું જ નહિ પણ પથરા જ હતા. મસ્જિદના મુજાવરની બાંગ સાંભળી એ કાનમાં આંગળીઓ ખોસી દેતો, મંદિરનો ઘંટનાદ સાંભળી એ મનમાં ને મનમાં ગાળોનો વરસાદ વરસાવતો.

આવો લાલજી એક એવી સ્ત્રીને પરણ્યો હતો, કે જેને ધર્મ પર, ભગવાન પર પૂરેપૂરી શ્રદ્ધા હતી. ગામમાં ક્યાંય પણ ભજનકીર્તન હોય તો એ ત્યાં દોડી જતી ને પ્રસાદ લીધા બાદ જ પાછી ફરતી. પોતાનો ખોળો ભરાય એ ખાતર એણે પથરા એટલા દેવ ગણીને પૂજ્યા હતા ને માનતાઓ માનીતી. સાધુ મહાત્માઓનાં દર્શને એ અચૂક જતી ને ચરણસ્પર્શ કરી આવતી.

શરૂઆતમાં તો લાલજીએ પત્નીની આ બધી વર્તણૂક તરફ આંખ આડા કાન કર્યા. પત્નીની ધર્મઘેલછાને જોઈ એનો પિત્તો સાતમે આસમાને જતો છતાં મગજ પર કાબૂ રાખી એ શાંત જ રહ્યો. એના મનમાં હતું કે વખત જતાં પત્નીનું આ બધું ગાંડપણ વ્યાધ્યું જશે ને એ પણ પોતાના મતને મળતી થશે.

છતાં પણ ધર્મભાવના ને ઈશ્વરપ્રીતિ ઓછી થવાને બદલે વધવા લાગી, ત્યારે એક દિવસે એણે શારદાને સંભળાવી દીધું: 'મારા ઘરમાં આ બધાં ધતિંગ નહીં ચાલે, સમજી? હું છેલ્લા ઘણા મહિનાથી જોઈ રહ્યો છું કે માનતાઓ ને મહાત્માઓ પાછળ તું પૈસા ખરબાદ કરી રહી છે. પથરા પૂજવાથી જ જો સંતાન થતું હોત તો જગતમાં કોઈ વાંઝિયું ના રહેત. મંદિરમાં આરતી ગાવાથી જ જો મોક્ષ મળતો હોય તો...'

'એ તો મનમનની માન્યતા છે, નાથ!' શારદાએ પતિને બોલતો અટકાવતાં કહ્યું. 'સંતજનોના સમાગમથી તો ભવ-સાગર તરી જવાય. ઉપદેશામૃતના પાનથી આત્માને કેટલો સંતોષ થાય છે એ તો તમે મારી સાથે કથા સાંભળવા આવો તો ખબર પડે. પેલા રામમંદિરવાળા મહારાજ...'

'મારે તારા ઉપદેશની જરૂર નથી અને એક વાત ધ્યાનથી સાંભળી લે. આ ઘરમાં હવે પછી કદી ભગવાનનું નામ લઈશ નહિ. મંદિર તથા ભજનોમાં જવાની પણ તારે જરૂર નથી. આટલા દિવસ મેં મનને કાબૂમાં રાખ્યું હતું પણ સાધુડાઓ સાથેના તારા વધતા જતા સંગને જોઈ આજ મારે બોલવું પડે છે... આ દુનિયામાં ભગવાન જેવી કોઈ ચીજ જ નથી.'

'એવુ ના બોલશો સ્વામી ! ભગવાનની અવગણના કરો છો તો ભલે, પણ એની હયાતીનો અસ્વીકાર ના કરતા એ તો મહાપાપ છે જેણે શરીર આપ્યુ, બુદ્ધિ આપી એનેજ ને આપણે વીસરી જઈએ '

'તારે ભાષણ સંભળાવવુ છે?' લાલજીએ ક્રોધથી કહ્યુ

'ના, ના' પતિનો ગુસ્સો જોઈ શારદાનુ હૈયુ તરફડવા લાગ્યુ 'તમારી મરજી એવી જ હોય, કે હુ મંદિરે જવાનુ છોડી દઉં,' મહાત્માઓના સંગનો ત્યાગ કરુ, તો આજથી હુ એમ જ કરીશ તમારી આજ્ઞાને હુ નહીં ઉથાપુ આ ઘર તથા શરીરના તમે માલિક છો, પણ મન તમારી વાત નથી માનતુ, સ્વામી !'

'એટલે? મારા કરતાં તુ વધુ સમજે છે એમ? આ ઘરમાં રહીને, મારુ જ પડખુ સેવીને તું મારી જ વાતનો અનાદર કરવા માગે છે?'

'હુ એમ ક્યાં કહું છું?'

'તો પછી હુ કહુ એમ કર ઘર એ જ તારું મંદિર અને પતિ એ જ પરમેશ્વર બીજા કોઈ ભગવાનની આ ઘરમા જરૂર નથી.'

'સ્વામી !' શારદાની આંખ સામે અંધારાં નાચી ઊઠ્યાં હૈયાફરતો અદ્રશ્ય ભરડો એના શ્વાસને રૂંધી રહ્યો

વધુ કંઈ પણ બોલ્યા સિવાય લાલજી દુકાને ચાલ્યો ગયો હતો

બીજે દિવસે સવારે, દીવાલ પર ઝૂલતી શંકરની છબી અદશ્ય થઈ ગઈ શ્રીકૃષ્ણનુ માટીનુ બાવલુ મકાન પાસેના વડલા નીચે ટુકડેટુકડા થઈને પડ્યુ હતું તુલસીની માળાને શોધવાની તકલીફ પણ શારદાએ ન લીધી પતિની નાસ્તિકતાના આક્રમણની આ બધી નિશાનીઓ જોઈ એ મનમા ને મનમાં સમસમી ઊઠી. એની શ્રદ્ધાને ગૂગળામણ થવા લાગી પડખુ રૂંધાયું હતું ને એનો કંઈ ઇલાજ નહોતો.

પતિ પત્નીના આ ઝઘડાની વાતને પૂરા આઠ મહિનાના વહાણા વહી ગયા. એ આઠે માસ દરમિયાન શારદાએ મહાત્માઓનો સંગ મૂકી દીધો છે, 'શેન' અને 'મંગળા'ના દર્શન કરવા પણ એ કદી નથી ગઈ એની જીભ પરથી એકે ય વાર ભગવાનનુ નામ ઉચ્ચારાયુ નથી ગીતાનું અધ્યયન એણે બંધ કર્યુ છે આ બધુંય એણે કર્યું છે, પણ મન તો નિરંતર ઈશનો અશ્રાવ્ય જાપ જપ્યા જ કરતું હતુ.

એક વખતે શારદા શાકભાજી લેવા ગઈ હતી ત્યારે રસ્તામા એને રામમંદિરવાળા સીતારામ મહારાજનો ભેટો થઈ ગયેલો એને જોતાં જ સીતારામ એની પાસે ગયા ને બોલ્યા 'આજકાલ કથા સુનને નહી આતી, માઈ! તબિયત અચ્છી નહીં?'

'એવુ કંઈ નથી મહારાજ ! કામકાજમાં ફુરસદ નથી મળતી.'

'ઓર લાલજી ક્યા કરતા હૈ?.. બડા નાસ્તિક હૈ આદમીકો નાસ્તિક હોનો નહીં સોહતા ..યહ દેખો!' શારદાએ હાથમાં ઝાલેલાં શ્રીફળ તરફ આંગળી ચીંધતાં સીતારામે કહ્યુ: 'કોઈ કોઈ ઇન્સાન ભી ઇસ શ્રીફલકી માફીક હોતે હૈં ઉપરસે કઠોર, ઓર ભીતર દેખો તો રસસે ભરા. શાયદ લાલજી ભી ઐસા હો ! કૌન કહ સકતા હૈ?'

સીતારામે શારદાની નજર સાથે નજર મેળવી પછી હળવેકથી બોલ્યા: 'મૈં જાનતા હૂં કી લાલજીને તુઝે મના કીયા હૈ વો દશરથકી માને મુઝે સબ હાલ બતાયા હૈ તુ ઇસી લીયે કથામેં નહી આતી, મગર

નહીં જાતી, આજ નાસ્તિકતાને આસ્તિકતા પર આક્રમણ કીયા હૈ, લેકીન એક દિન ઉસકા પરાજય હોગા. વિશ્વાસ રખના માઈ! શ્રદ્ધાકો કભી ન ખોના. શ્રદ્ધા એક બડા ભારી બલ હૈ. ઉસકે સહારે ઇન્સાન સંસારસાગરકો પાર કર સકતા હૈ...એક દિન તેરા જય હોગા માઈ!'

શારદાને આશીર્વાદ આપી સીતારામ ચાલ્યા ગયા હતા. એમની વાતોના ભણકારા તો કેટલાય દિવસ સુધી શારદાના કાનમાં વાગ્યા કર્યા હતા.

લાલજી પણ હવે ખુશ છે. એને લાગે છે કે પત્ની પર એણે સંપૂર્ણ વિજય મેળવ્યો છે. એક પરાજિતાની માફક મૂગે મોંએ બધું કામ કરતી ને ભગવાનને ભૂલી ગયેલી શારદાને જોઈ એ ગર્વથી છાતી ફુલાવે છે. સંસાર એને મીઠો લાગવા માંડ્યો છે. પત્નીની વફાદારી પર એને નાઝ છે. શારદાને એ અધિક પ્રેમથી ચાહવા લાગ્યો છે. એની સાથે વાતો પણ હસીહસીને કરે છે.

અને એક દિવસે રાતના જ્યારે પતિ-પત્ની આરામથી બેઠાં હતાં, ત્યારે લાલજીએ પૂછ્યું: 'કેટલામો જાય છે?'

'આઠમો.' લજ્જાથી નજર નીચી નમાવતાં શારદા બોલી.

'ભગવાનનું નામ મૂક્યું તે દિવસથી જ...' ને લાલજીએ સૂચક નજરે પત્ની તરફ જોયું. શારદાની નીચી નજર ઊંચી થઈ. પતિ એની આસ્તિકતા પર પ્રહાર કરતો હતો એ એ જાણતી હતી છતાં પણ તે શાંત બેસી રહી.

'હવે તો તને ખાતરી થઈને કે પથ્થર પૂજવાથી કંઈ ન વળે?'

'પથ્થર પૂજ્યાનો જ આ બદલો નહીં હોય એની શી ખાતરી?'

'હજી પણ...!...હજી પણ તને મંદિરના ઠંડા પથ્થરોનો વિશ્વાસ છે?'

'મારી મા મને એ વિશ્વાસનો વારસો આપી ગઈ છે. દિલ એટલું બધું કૃપણ બની ગયું છે કે એ વારસો જતો કરવાનું મન નથી થતું.' શારદાનો શાંત સ્વર વહેવા લાગ્યો.

ગરીબ હરણાને જોઈ જેમ શિયાળ હસે તેમ લાલજી હસ્યો. 'મૂર્ખાઈની પણ હદ હોય છે.' કહેતો એ ઊભો થઈ પથારીમાં પડ્યો.

ત્યારબાદ કશું નવીન બન્યું નથી. મનનાં ઊઠતાં મોજાંઓને શારદાએ મહાપરાણે દબાવી રાખ્યાં છે. જેની જેની માનતા માની હતી, એ બધાય દેવદેવીઓનું એને સ્મરણ થાય છે. માનતા એટલે તો દેવનું કરજ! થોડા દિવસમાં એના ખોળામાં એક નવો જીવ રમતો થશે. દેવનું કરજ ત્યારે ચૂકવવું જ પડશે. લાલજી ના કહેશે તોપણ શારદા અંબામાને ચૂંદડી ઓઢાડી આવશે, સીતારામ ભગતના રામજીને એક પીતાંબર અર્પણ કરશે ને બજરંગબલીને નૈવેદ્ય ધરશે તથા સિંદૂરનું ટીલું કરશે. જે થવાનું હશે એ થશે પણ ભગવાનનું કરજ તો એ ચૂકવશે જ.

*

આકાશમાં વાદળો એકઠાં થતાં હતાં. પવનમાં ઠંડકનું જોર વધતું હતું. શારદા, સત્તર વાસાના કુમળા બાળકને લઈને ખાટલામાં પડી હતી. પાસેની ખુરશી પર ગંગા દાઈ બેઠીબેઠી કપડાં વાળી રહી હતી.

એટલામાં બાળક રડ્યું. ગંગાએ ઊભી થઈને એને બે હાથમાં ઊંચક્યું. એનાં શુષ્ક ને કરચલિયાળ આંગળાં કુમળા બાળકની ચામડીને સ્પર્શી ગયાં. હા, આજ એ હાથ હતા કે જેણે અનેક 'જીવ'ને પૃથ્વીનું અજવાળું બતાવ્યું હતું. વૃદ્ધ અને હાડકાં દેખાય એવા આ જ હાથ વડે એણે કંઈક નારીઓને 'માં' બનાવી હતી ને માંસના લોચા જેવા બાળકોને ઝુલાવ્યાં હતાં.

બાળકને રમાડતી ગંગા એના ચહેરાને, આંખોને, નાકને ધ્યાનથી જોઈ રહી હતી પછી સંતોષનું સ્મિત કરતા એ બોલી. 'બરાબર એના બાપ જેવો છે!'

ગગનમાં એક ધીમી ગર્જના થઈ. શારદાના હૈયામાં પણ કશોક અવાજ ઊઠ્યો. એક અકથ્ય યાતના એના શરીરને, મનને જળોની માફક ચૂસી રહી હતી ઊધઈ જેમ લાકડાને ધીમેધીમે કોરી ખાય, એમ ચિંતા એના દેહને કોરી રહી હતી એનું ફૂલગુલાબી શરીર લેવાઈ ગયું હતું, એની આંખ ફરતાં કાળા ચકામાં પડી ગયાં હતાં.

દાયણના શબ્દો સાંભળતાં જ શારદાના અંગેઅંગમાંથી એક જબરી ઝણઝણાટી પસાર થઈ ગઈ એની આંખોમાં ભય તરવરવા લાગ્યો 'એના બાપ જેવો જ થશે, ગંગામા?. બરાબર એના બાપ જેવો જ થશે?'

'બરાબર લાલજી જેવું જ મોં છે, વહુ!' ને પછી બાળકને બચી ભરતાં બબડી 'બાપ કરતાં પણ સવાયો થજે!'

ગગનમાં એક બીજી ગર્જના થઈ શારદાના મનમાં પણ તોફાન જાગ્યું પથારીમાં બેઠી થતાં એ બોલી: 'એવો આશીર્વાદ ના આપતાં ગંગામા! બાપ કરતાં સવાયા થવાનું એને ના કહેશો એનો બાપ તો ... એનો બાપ તો ...' અને એ અટકી ગઈ

બાળકે ચીસો પાડવા માંડી શારદાના ચેતનામાં ફરકાટ થયો બાળક એના બાપ જેવું થાય તે પહેલા પોતાની ધર્મભાવનાનું, આસ્તિકતાનું ને માતૃત્વનું અમૃત એને ધરાઈધરાઈને પિવડાવી દેવા માટે એણે હાથ પસાર્યા, બોલી 'લાવો એને ધવડાવી લઉં'

અને ધવડાવ્યા બાદ શારદાએ બાળકને એ બાજુમાં જ રાખ્યું વાવાઝોડાની માફક અનેક વિચારો એના મનમાંથી પસાર થવા લાગ્યા શું થશે? કેવો થશે? રંગ જનેતાનો પકડશે કે જનકનો? કોનો વારસો લઈને એ ઊછરશે? એ એને ભગવાનની લીલાઓની વારતાઓ નહિ કહી શકે. એ જ્યારે મોટો થશે ને રાત્રે સૂતી વખતે કહેશે 'મા વાર્તા કહે'!' ત્યારે સંત તુકારામ અને નરસી ભગતની કથાઓનું બ્યાન પણ એ નહિ કરી શકે એની માને ભગવાનનું નામ સુદ્ધાં લેતી પણ એ કદી નહી સાંભળે, એનામાં કેવા સંસ્કાર ઊતરશે? એના પિતાની અનીશ્વરવાદની વાતો સાંભળતું એનું નાજુક મન કેવો ઘાટ લેશે? એના પિતા જેવો થશે? શું નાસ્તિક થશે? નાસ્તિક થશે?

વિચારોના આવા વંટોળે ચડેલી શારદાએ અચાનક ગંગાને બૂમ મારી 'ગંગામા!' પણ ત્યાં તો બહારના દરવાજા પર ટકોરા પડ્યા અવાજ આવ્યો 'શારદામાઈ! ઓ શારદામાઈ!'

ગંગાએ બારણું ઉઘાડ્યું, એક હાથમાં રુદ્રાક્ષની માળા ને બીજા હાથમાં કેળના પાંદડે વીંટેલો પ્રસાદ લઈને સીતારામ ઓરડીમાં દાખલ થયા 'જય રામજીકી માઈ!'

'જય રામજીકી મહારાજ!' શારદાએ સીતારામને આવકાર તો આપ્યો પણ પતિની યાદ આવતાં એનું દિલ ધડકી ઊઠ્યું કદાચ એ આવી ચડશે તો? મહારાજની સાથે વાત કરતી સાંભળશે તો?

'તુમારે લીયે પરસાદ લાયા હૂં આજ મંદરમેં ઉત્સવ થા દું તો આઈ નહીં. સોચા, મંય હી દે આઉં!' કહેતા સીતારામે પ્રસાદ બાજુના ટેબલ પર મૂકયો પછી બાળક તરફ જોતાં બોલ્યા 'સૈદીન તું આયેગી તો કૈસે? ઇસ લડકેને ઓર

લાલજીને તુઝે બંધનમેં જો બાંધા હય?... સંસારકી ઝંઝીરે બડી કઠીન હોતી હય, માઈ!'

સીતારામ ખાટલા પાસે ગયા. પ્રભુના મહાદાન જેવા એ નાના બાળકને એકધ્યાને જોઈ રહ્યા ને પછી એના માથા પર, માળાવાળો હાથ ફેરવતાં કહ્યું: 'દાતા હો!...ધર્મપ્રેમી હો!'

ગગનમાં વીજળી ચમકી.

બહુવાર સુધી સીતારામે ધર્મ પર વ્યાખ્યાન આપ્યું, ગીતાના શ્લોકોના અર્થ સમજાવ્યા. આત્મા અને પરમાત્માના સંબંધ પર એક મર્મગ્રાહી ને માર્ગદર્શી વિવેચન કર્યું. ને આખરે પરમ સંતોષથી એમણે શારદાની વિદાય લીધી.

સીતારામના ગયા બાદ ક્યાંય સુધી શારદા ઉઘાડા દરવાજા તરફ તાકી રહી. અંધારું થવા આવ્યું હતુ. એ અંધારામાં પણ શારદાની નજર આગળ સીતારામની દૂબળી પાતળી કાયા તરતી હતી, ને વીજળીના કડાકા ભેગા, એના કાનમાં શબ્દો ગુંજતા'તા: દાતા હો! ધર્મપ્રેમી હો!

ગંગા દાઈ તો મુગ્ધ બની સીતારામને સાંભળી રહી હતી. એના ગયા બાદ પણ એ ભગવાનની લીલાના પ્રસંગોને યાદ કરતી બેઠી રહી ...શરીર એ તો પંચધાતુનું પૂતળું છે...આત્મા સો પરમાત્મા...એક 'ફૂંક' ગઈ એટલે ખેલ ખતમ.

ત્યાં તો શારદા બોલી: 'ગંગામા, દરવાજો બંધ કરી, દીવો કરો.'

ઓરડીમાં એકઠા થયેલા અંધારાને, દીવાના પ્રકાશે થોડુંક દૂર કર્યું. ગંગામા પાછાં કપડાં વાળવા લાગ્યાં. બાદ ખાવા-પીવાની બાબતમાં થોડીક સૂચનાઓ આપી, બાળકની ગાલ પર હળવી ટપલી મારી, એણે જવાની તૈયારી કરી. 'જાઉં છું, વહુ! સવારે આવીશ વહેલી! વસાણું ટીનના ડબ્બામાં મૂક્યું છે.'

ગંગાના ગયા બાદ અને લાલજીના આવ્યા બાદ, ઘરમાં ઘણા દિવસની શાંતિ પછી પાછો ઝઘડો થયો. ટેબલ પર પડેલા પ્રસાદને જોતાં વાર લાલજી તડૂક્યો: 'આ એઠવાડ કોણ લાવ્યું?'

'રામજીનો પ્રસાદ છે, સ્વામી!'

'કોણ આપી ગયું?'

'સીતારામજી આવ્યા'તા.'

'સીતારામજી?' લાલજીની આંખમાં હિંગળો પેસી ગયો, 'એને કોણે ઘરમાં આવવા દીધો?...હજાર વાર તને કહ્યું કે ભગવાન અને એના ભક્તોની મારા ઘરમાં જરૂર નથી, એ બધાં ધતિંગ છે, પાખંડ છે, ભોળા માણસોને ફસાવવાની એ એક મથલાળ છે.'

કોઈ તોતિંગ ડાળી ઝૂલતી હોય, તેમ લાલજી શારદાના ખાટલા પાસે ઊભો-ઊભો ડોલતો હતો. એના હાથનો પંજો ઉઘાડ-વાસ થઈ રહ્યો હતો. 'બહુ વાર બેઠો'તો એ?'

'કલાકેક બેઠા હશે.'

'ભગવાનની વકીલાત કરી ગયો?' લાલજીએ ધીમેથી પૂછ્યું, એના સ્વરની ઠંડી ક્રૂરતા જોઈ શારદાના બદનમાંથી લખલખું પસાર થઈ ગયું. 'સ્વામી!'

'અને બાબાને આશીર્વાદ પણ આપ્યા હશે.'

'હા.' નહોતું બોલવું છતાં શારદાથી બોલાઈ જવાયું.

બળતામાં ઘી પડ્યું. આગના ભડકાને પવનનો સાથ મળી ગયો.

'તું તો મૂળથી જ ધર્માંધ છે પણ આ નાના બાળકને મારે તારા જેવો વેવલો ને પથ્થરનો પૂજારી નથી બનાવવો. એના

પર ભગવાનના ઠેકેદારોનો પડછાયો પણ પડવા દેવા હું નથી માગતો. જેનાં ઓઠા હેઠળ મસ્જિદો પાસે છરીઓ હુલાવાય છે ને મંદિરો આગળ કુકરીઓ ઊછળે છે એવા તારા ભગવાન ભલે સીતારામ જેવા સાધુડા પાસે રહે ' કહેતાં લાલજીએ પ્રસાદને બારી બહાર ફેંકી દીધો શારદાનું અંતર જબરો આંચકો ખાઈ ગયું 'તારા ધાવણ વાટે, ધર્મઘેલછાનું વિષ મારે બાળકમાં નથી ઊતરવા દેવુ એ આપણું સંતાન છે, આપણા જ લોહીનું ટીપું છે. આપણે જ ઊછેરવાનું, ભણાવવાનું ને મોટું કરવાનુ છે. ખર્ચ પણ આપણે જ ભોગવવાનો છે આમાં ભગવાન ક્યાં આવ્યો? 'ને બીજા ખંડમા જતા પહેલાં બોલ્યો 'તને કહી દઉ છું, કે આજથી આ ઘરમાં સીતારામનો ટાંટિયો ના જોઈએ '

આકાશ વાદળાઓથી ઘેરાઈ ગયું હતુ. વીજળી ને કડાકાનું પ્રમાણ પણ વધવા લાગ્યું પવનના સુસવાટા બારીબારણાંનાં કમાડને ખખડાવી રહ્યા ને દીવાની જ્યોતને બુઝાવી નાખવાની પેરવીમાં પડ્યા.

હા, પેલો રહ્યો ગોખલો કે જેમાં એક વખતે શ્રીકૃષ્ણની છબી ટિંગાતી હતી પેલું રહ્યું હાટિયું કે જ્યાં ભગવાનની એક સરસ મૂર્તિ એણે મૂકી હતી આ સામેની દીવાલ પર, કંકુથી એણે 'શ્રીરામ' પણ લખ્યું હતુ

આજ એમાંનુ કઈ નથી રહ્યું ખગ્રાસ ગ્રહણ વખતે સૂર્યની જેવી હાલત હોય, એવી જ ઘરની હાલત બની ગઈ છે ધર્મનું તેજ ત્યાંથી તડીપાર થયું છે.

મનને જાણે કે પક્ષાઘાત લાગુ પડ્યો હોય, એવી અન્યમનસ્ક હાલતમા બેઠેલી શારદા ચારેતરફ ટગર ટગર જોઈ રહી હતી બાળક રડવા લાગ્યુ એનું પણ એને ભાન ના રહ્યું. પણ જ્યારે એણે ચીસો પાડવા માંડી, ત્યારે બાળકને એણે ખપારીમાથી ઊંચક્યુ. ખોળામા લીધુ. પછી કોણ જાણે કોને અને શેનો ય જવાબ આપતાં ગણગણી 'ના, ના! ના, ના!'

એ ઊભી થઈ. ટેબલ પર પ્રસાદમાંથી ઊડી પડેલું એક તુળસીદલ પડ્યુ હતું એ પાંદડાનો પ્રસાદ એ આરોગી ગઈ

બાદ ખાટલે બેસી એણે સંતાનને પ્રેમથી છાતીએ વળગાડી દીધુ ધાવણનો વેગ બાળકથી ન ખમાતો હોય તેમ એના કુમળા હોઠ વચ્ચેથી દૂધની પાતળી સેર બહાર દડવા લાગી એ પાતળા, શ્વેત, પ્રવાહી રેખાને જોઈ રહેલી શારદાના કાનમા સીતારામ મહારાજના આશીર્વાદનો નાદ ગુંજી રહ્યો· દાતા હો ! ધમપ્રેમી હો !

*

સમયનું ચક્ર પોતાની એકધારી રીતે ફરી રહ્યું હતું એ ચક્રના દાંતા, દિન ઊગે-રાત પડે શારદાના અંતરમા વધુ ને વધુ ઊંડા ખૂંચતા જતા હતા ચિંતાની જળોએ શરીરના બધાય રાતા રજકણોને ચૂસી લઈ ફીકાશ પાથરી દીધી હતી. એની આંખો ઊંડી ઊતરી ગઈ ને હાડકાં ઊપસી આવ્યાં, ખંગડીઓ મોટી પડવા લાગી ને શરીર-સંકોચાવા માંડ્યુ પતિ સાથેના છેલ્લા ઝઘડા બાદ, પ્રભુભક્તિ આડે એણે હૈયાની ભોગળો વાસી દીધી હતી છતા પણ સંસ્કાર, વારસાનો વારસો એ બધ ભોગળોના દરવાજા ખડખડાવી રહ્યો હતો

અને શારદા નારી મટીને જાણે કે પૂતળું બની ગઈ એ યંત્રવત્ રસોઈ પકાવતી, ઘર સાફ રાખતી, કપડાં ધોતી, લાલજી સાથે વાતો કરતી, ફક્ત સંતાનને ખોળામાં લેતી એટલી જ ક્ષણ એ પાછી નારી બની જતી ને પેટના જણ્યા પર વહાલ વરસાવતી

પોતાનું સંતાન નાસ્તિક બનશે ? આ જ પ્રશ્ન એને કોરી રહ્યો હતો. સંજોગનો શિકાર બનેલી નારીનું સંતાન પણ શું સંજોગનો શિકાર બની જશે ?...ધર્મ વગરનો માનવી કેવો થશે? ભગવાનની ભક્તિ વગરના જગતમાં મન કોના ધ્યાનમાં લીન બનશે? જન્માષ્ટમી, નાગપાંચમ, હનુમાનજયંતી, દશેરા, ભીમઅગિયારસ, શીતળાસાતમ, ભાઈબીજ, રામનવમી, ધનતેરસ વગેરે તહેવારો, કે જે ધર્મની સાથે સંકળાયેલા છે એનું શું થશે ? નાસ્તિક માનવોની નાસ્તિક દુનિયા કયા તહેવાર ઊજવશે ને દુઃખ ભૂલવાનો પ્રયત્ન કરશે ?

બાળકને આજ ત્રીજો મહિનો બેઠો હતો. શારદાએ એના લલાટમાં કંકુનો ચાંદલો પણ કર્યો હતો. એણે જોયું, કે બાળકનું શરીર પણ પોતાની ફીકાશનું પ્રતિબિંબ પાડી રહ્યું છે, એના હાથપગ પણ દોરડી જેવા બની ગયા છે.

આશંકાથી શારદા કંપી ઊઠી. એની દૃષ્ટિ આડું ધુમ્મસ છવાઈ ગયું. એ ધુમ્મસમાં એને સાદડીનો નાનો ટુકડો દેખાયો, બે હાથ દેખાયા, મસાણ દેખાયું, ખાડો દેખાયો, ખોદાયેલી ખાડાની માટીનો ઢગલો દેખાયો. કલ્પનાના આ બધા બિહામણા ઓળા જોઈ એને અંબામાની ચૂંદડી સાંભરી, રામજીનું પીતાંબર સાંભર્યું; નૈવેદ્ય તથા સિંદૂર યાદ આવ્યાં.

પત્નીની ફરજ અને દેવનું કરજ આ બન્નેના ઘમસાણ વચ્ચે શું બાળક ઝોલાં ખાતું હશે ?

આખો દિવસ શારદા સૂનમૂન બેસી રહી. વાદળાંઓએ આખો ય દિવસ ચોધાર આંસુ સાર્યાં કર્યાં...અને એ રાતે એક મહત્ત્વની વાત બની ગઈ.

લાલજી દુકાનના નફા-તોટાનું સરવૈયું કાઢતો બેઠો હતો. શારદા વાસણ માંજતી હતી, બાળક ઊંઘતું હતું. વરસાદની ઝડીનો ને પવનની સીસકારીઓનો પાર નહોતો.

પહેલીવાર બારણું ખખડ્યું ત્યારે લાલજીએ જાણ્યું કે પવનથી હલ્યું હશે પણ બીજીવાર જયારે ફરીથી ખખડ્યું ત્યારે એ ઊભો થયો.

બારણું ઉઘાડતાં જ એનો ચહેરો ફરી ગયો. વરસાદની વાછટ ભેગા સીતારામ મહારાજ ઘરમાં દાખલ થયા. એમનું આખું ય બદન ભિંજાઈ ગયું હતું, ઉઘાડું શરીર શરદીથી ધ્રૂજતું હતું, દાંત કચકચતા હતા, પલળેલા પીતાંબરમાંથી છૂટતા પાણીના ધોરિયા જમીન પર વહેવા લાગ્યા.

ઘરમાં દાખલ થતાં જ એ બોલ્યા: 'દશરથકી મા બહોત બીમાર થી, ઉસે દેખને ગયા થા. વાપસ લૌટનેકે વખ્ત યહ મુસીબતમેં ફસ ગયા. સોચા, શારદામાઈકે મકાનમેં થોડી દેર ઠહર કર જાઉં, પવન ઔર બારીસકા બડા જોર હય.'

લાલજીએ મહારાજને જોયા, પલળેલી ધરતીને જોઈ, અંદર ધસી આવતા વરસાદને જોયો, બીજી જ ક્ષણે એણે સીતારામને દરવાજા બહાર કાઢતાં કહ્યું: 'રસ્તામાં બીજાં ઘણાં મકાન મળશે, સીતારામ! ચેલાઓની તમને કયાં ખોટ છે ?' અને ધડાક લઈને એણે બારણું વાસી દીધું.

વાસણ માંજતી શારદાના હાથમાંથી વાટકી રગડી પડી. કોઈ બેસૂરા વાજિંત્ર શો એનો ઠન...ઠન અવાજ ઓરડીમાં ફેલાઈ ગયો.

આકાશમાં વીજળી થઈ. કડાકા ભેગું જ બાળક સળવળ્યું...ઊંવા...ઓ...માઊંવા!

સરવૈયાના આંકડા ફરીથી મેળવતાં પહેલાં લાલજી તિરસ્કારથી ગણગણ્યો, 'રાતના ય લંગોટિયા જંપતા નથી.'

શારદા મૂંગીમૂંગી ઊભી થઈ, બાળકને હીંચોળ્યું. બાદ ફાનસનો ફકડો લઈ એણે દરવાજા પાસેની પલળેલી જમીન લૂછી નાંખી ફર્શ સાફ કરતી વખતે સહેજ ભીના થયેલા હાથ એણે બાળકના મોં પર ફેરવ્યા .. ને પાછી વાસણો માંજવા બેઠી. મનમાં ચાહી રહી સંતાનને નાસ્તિક થતુ જોવા પહેલાં મોત આવે તો સારુ

•

*

ઘરમા ઝાંખો દીવો ટમટમી રહ્યો હતો. પથારીવશ થયેલી શારદાનુ શરીર ગળી ગયુ છે. ડૉક્ટર આવે છે ને ઇંજેક્શન તથા દવા આપી ચાલ્યા જાય છે. છતા એમના મનને સતોષ થતો નથી; શારદાનો રોગ પરખાતો નથી ફસફસ ઇંજેક્શનો આપ્યા છતાં ફીકાશ પર લાલી આવી નથી

લાલજી પોતાની પત્નીની શુશ્રુષા બરાબર કરી રહ્યો છે બાળકને એ લાડથી રમાડે છે એ એક પ્રેમી પતિ છે, સારો વેપારી છે; બનવા જોગ છે કે એક સારો પિતા પણ બને પણ જ્યા ધર્મની, ગીતાની ને મંદિરની વાત આવે છે, ત્યા એનો ચહેરો ફરી જાય છે ભગવાનનું નામ કાને પડતાં જ એના સ્વરમા ઉશ્કેરાટ આવી બેસે છે.

છેલ્લા સાતેક દિવસ થયા શારદાની તબિયત વધુ બગડતી ચાલી છે એનું એને ભાન છે દવાદારૂ પાછળ પૈસા ખરચવામાં એણે કંજૂસાઈ નથી કરી પત્નીની માંદગીનો પડછાયો એના ચહેરા પર પણ રમી રહ્યો છે

•

એ દિવસે સાંજે જયારે મોસંબીઓ લઈને એ ઘેર જતો હતો, ત્યારે રસ્તામા જ એને ડૉક્ટરનો ભેટો થયો'તો

'કેમ ડૉક્ટર સાહેબ!' એણે વાત શરૂ કરી.

'તારે ઘેરથી જ આવુ છું લાલજી! લાગે છે, કે શારદાની જીવવાની મરજી નથી.'

લાલજીનું મોં પડી ગયુ.

'એણે જે મને કહ્યુ છે, એ જ હુ તો તને કહુ છુ કદાચ મારી વાત સાંભળી તને હસવુ આવશે છતાં આજ હું તને ચોખ્ખુ જણાવી દેવા માગુ છું કે શારદાને દવાઓથી ફાયદો થાય તેમ નથી એનો રોગ શારીરિક નહિ પણ માનસિક છે.'

'શું કહ્યુ ડૉક્ટર? શું કહ્યું તમે?' પત્નીની બીમારીનું આ નવુ કારણ લાલજીના માન્યામાં ના આવ્યુ હોય, તેમ એણે પૂછ્યુ.

'હા. એનો રોગ માનસિક છે. પોતાનું સંતાન નાસ્તિક થાય એ જોવા માટે એને જીવવુ નથી' ડૉક્ટરે લાલજી તરફ ઝીણી નજરે જોયુ 'પ્રત્યેક માણસને પોતપોતાની માન્યતાઓ હોય છે તને પણ તારી માન્યતાઓ હશે ધર્મ વિશે, સમાજ વિશે કે બીજા ઇતર પ્રશ્ન વિશે, પરણ્યા બાદ તેં તારી અનીશ્વરવાદી માન્યતાને શારદા પર પરાણે ઠોકી બેસાડી છે'

'ત્યારે એમ કહોને કે મારી વિરુદ્ધ ફરિયાદ સાંભળીને આવ્યા છો?'

'ફરિયાદના શબ્દોનો સૂર જુદો હોય છે લાલજી! પણ હું જે કહું છુ એ બરાબર ધ્યાન દઈને સાંભળી લે. તારી વિરુદ્ધ કંઈ બોલવુ શારદાને એક પત્ની તરીકે ઠીક ના લાગ્યુ, તારી માન્યતાનો એણે ઉપરથી સ્વીકાર કરી લીધો છે પણ અંદરથી એના હૈયાનો જખમ વધી રહ્યો છે, એને ડૉક્ટરની નહિ પણ ધર્મગુરુની જરૂર છે મારાં હૈતાળ આશ્વાસનોની નહિ પણ કથાસજનની જરૂર છે, દવાની નહિ પણ પ્રસાદની જરૂર છે.'

'તમે પણ આમ કહો છો ડૉક્ટર? ભણેલા થઈને તમે પણ અંધશ્રદ્ધાનું...'

'આ દોરો જોયો?' લાલજીના કથનને અધવચ્ચેથી ભાંગતા ડૉક્ટરે ગળામાં પહેરેલો કાળો દોરો બહાર કાઢી બતાવતાં કહ્યું: 'ગઈ સાલ હું જ્યારે સખત બીમાર પડ્યો ત્યારે મારી માએ મારા ગળામાં પહેરાવ્યો હતો. મંત્રેલો છે, તે દિવસથી જ મારાં વળતાં પાણી થયાં...ખેર!

'દુનિયાની દરેક માતાની માફક શારદાને પણ અમુક ભાવનાઓ છે. એ પોતે જેવી રીતે અને જે વાતાવરણમાં ઊછરી છે એવી જ રીતે અને એવા જ વાતાવરણમાં પોતાનું સંતાન પણ ઊછરીને મોટું થાય એ જોવા માટે એ તલસી રહી છે...થોડા દિવસ પહેલાં તેં જ્યારે સીતારામને, વરસતા વરસાદમાં ને ધ્રૂજતા શરીરે ઘરબહાર કાઢી મૂક્યા ત્યારે તને શારદાનો ખ્યાલ ના આવ્યો. તારા મનથી તો એ લંગોટિયો હતો અને તું સમજતો હતો, કે શારદા પણ તારા જેવી નાસ્તિક જ બની ગઈ હશે, પણ એમ નહોતું અને નથી. સીતારામને ઘરબહાર કાઢી મૂકીને તેં આડકતરી રીતે શારદાને જે જબરો આંચકો આપ્યો છે એ આંચકો જ એને પીડા આપી રહ્યો છે.'

'તો હવે?'

'એકવાર તો કહ્યું કે એનો રોગ શારીરિક નથી પણ માનસિક છે. અને હું ધર્માચાર્ય નહીં પણ ડૉક્ટર છું.'

ડૉક્ટરના છેલ્લા વાક્યે લાલજીને કહેવાનું કહી દીધું. એની નાસ્તિકતા પર જાણે કે ઝનૂની હુમલો થયો હોય એમ એ ડઘાઈ ગયો. ડૉક્ટર તો ચાલ્યા ગયા પણ એ ક્યાંય સુધી રસ્તા વચ્ચે જ ઊભો રહી ગયો હતો. એને સૂઝ નહોતી પડતી કે શું કરવું.

અને બહુ વખત સુધી એમ સ્થિર જ ઊભો રહેલો લાલજી આખરે ઘેર આવી પહોંચ્યો.

શારદાના ખાટલા પર એની નજર સ્થિર હતી. પત્ની સાથે વિતાવેલાં વર્ષોની એને યાદ આવી. એ લાંબા ગાળા દરમિયાન જે કુશળતાથી, જે ધગશથી અને જે પ્રેમથી શારદાએ સંસાર ચલાવ્યો હતો એનાં સ્મરણો પણ એના માનસપટે જાગી ગયાં.

ભૂતકાળ અને વર્તમાન વચ્ચે હનુમાન-કૂદકાઓ મારતું એનું મન, આખરે એક હકીકત આસપાસ આંટાફેરા મારવા લાગ્યું.

રમકડું તૂટી જતાં જેમ બાળકને ચેન ના પડે અને એને દુઃખ થાય એવી જ હાલત શારદાની હતી. જેને પોતે 'ધર્મઘેલછા' કહેતો હતો એ તો શારદાનું 'રમકડું' હતું અને એ રમકડું પોતે એની પાસેથી છીનવી લીધું હતું.

ખુરશીને એણે ખાટલાની વધારે નજીક ખસેડી. પત્નીને ધ્યાનથી જોતાં એણે સ્મિત કર્યું. માંદી શારદાએ આ જોયું. તે બોલી, 'કંઈ યાદ આવ્યું?'

'ના, કશુંક જાણવામાં આવ્યું.'

'શું?'

'એ જ કે આટલા બધા દિવસથી તું મને છેતરી રહી હતી. ઉપરથી નાસ્તિક દેખાતી તું અંદરથી તો એની એ જ હતી.'

'તમને છેતરીને મારે શું પામવું હતું, સ્વામી? ખરી વાત તો એ છે, કે હું મારી જાતને જ છેતરી રહી હતી. આજ ના રહેવાયું તેથી ડાક્તરકાકા પાસે હૈયાનો ઊભરો ઠાલવી દીધો...ખોટું ના લગાડશો હોં! હવે કંઈ ઝાઝા દહાડાની મહેમાન હું નથી.' શારદાની આંખમાં પાણી ભરાયાં.

લાલજી ઊભો થયો, પત્નીના ચહેરા પર કારુણ્યની એક એવી છાટ રમતી હતી કે જે એનાથી વધુ વાર જોઈ ના શકાઇ એથી બહાર જઈને આંગણામા પાસેની શિલા પર બેસી ગયો.

આકાશમાં થોડાંક વાદળાં ચ દ્રને ઢાકવાનો પ્રયાસ કરતાં હતાં બે ઝાડની વચ્ચેથી, પણ ઘણે દૂર, રામજીના મ દિર ઉપરનો ધ્વજ ઝાંખોઝાંખો દેખાતો હતો

લાલજીએ આસપાસ નજર ફેરવી પેલો રહ્યો એ ચૂલો, કે જ્યાં એણે મહાદેવ શંકરની છબીના અસખ્ય ટુકડા કરીને ફેંકી દીધા હતા. અને પેલો રહ્યો વડલો કે જેના થડ સાથે અથડાવીને એણે ભગવાનની માટીની મૂર્તિને ખ ડિત કરી નાખી હતી અને આ રહી એ કેડી કે જેના પર થઈને સીતારામ, ધ્રૂજતો-ધ્રૂજતો, વરસતા વરસાદમાં ચાલ્યો ગયો હતો

વિચારોના હુમલાથી એ ઘેરાઈ ગયો એણે શુ કર્યું હતુ ? છબી ફાડી હતી કે શારદાનુ હૈયુ ચીર્યું હતુ ? ભગવાનની મૂર્તિ ખ ડિત કરી હતી કે પત્નીના મનનાં કટકા કરી દીધાં હતાં ? સીતારામને ઘરબહાર કાઢ્યો હતો, કે શારદાની શ્રદ્ધાને ધૂતકારી હતી ?. પેલી બારીમાંથી એણે પ્રસાદ બહાર ફેંકયો હતો કે પત્નીના અ તરને ઠેબે ચડાવ્યુ હતુ ?

પાછો એ ઊભો થયો વિજયના ઘેન ભરેલા એ આદમીને ઓચિંતાનુ ભાન થઈ ગયુ કે જેને એ વિજય સમજતો હતો એ તો પરાજયનુ દર્દ હતુ ..અને સડસડાટ કરતો એ પેલી કેડી પર થઈને આગળ વધ્યો.

રામજીના મ દિર પાસેની ઝૂ પડીએ એ પહોંચ્યો, ત્યારે ઝૂ પડીમા પાંચેક માણસનુ મ ડળ જામ્યું હતુ એક સાદડી પર સીતારામ આંખો મીચીને પડ્યો હતો તાપીશ કર વૈદ્ય સીતારામની નાડી તપાસી રહ્યો હતો

લાલજીને જોતાં જ બધાને આશ્ચર્ય થયુ ‘ કેમ લાલજી ? ’ વૈદે પૂછ્યુ, ‘ શું આવવુ થયુ ? ’

‘ સીતારામને લેવા આવ્યો છું ’

‘ અરે ભાઈ ! એને લેવા તો ભગવાનના દૂતો પણ આવ્યા હોય એમ લાગે છે એમને છોડીને સીતારામ તારી સાથે નહી આવે. ’

લાલજી સીતારામની સાદડી પાસે બેઠો લલાટે હાથ મૂકયો’તો એ ધગધગી રહ્યુ હતુ. ‘ કેટલા દિવસથી બીમાર છે ? ’

‘ બે મહિના પહેલા દશરથની માને જોવા ગયા હતા તે વરસાદમા ભિંજાતા પાછા ફર્યા. આવ્યા એવા જ પડ્યા તે પાછા ઊભા નથી થયા છેલ્લા આઠેક દિવસથી તો હાલત વધારે ખરાબ છે ’. મ ડળીમાના બીજા માણસે જવાબ દીધો

‘ પણ અલ્યા, તારે સીતારામનુ શુ કામ પડ્યુ ? ’ તાપીશ કરે મૂળ વાતનો દોર સાધ્યો

‘ ઘરમાથી તબિયત સારી નથી મને થયુ કે સીતારામને બે લાવી જાઉ તો એને શાંતિ મળે ’

સીતારામ સહેજ સળવળ્યા તાવના ઘેનથી એમની આંખો તો બ ધ જ હતી પણ ક્ષીણ છતા સ્પષ્ટ અવાજે એ બોલ્યા ‘શાંતિ ? કીસકો શાંતિ ચાહીયે ? યહ કીસકા આવાઝ હય ? ’

‘ એ તો હુ છુ મહારાજ, લાલજી ! ’

મહારાજની આંખો ઊઘડી. બહુ જ પ્રેમથી એ લાલજીને જોઈ રહ્યા ‘ આજ પહેલી જ વાર તુ અહીં આવ્યો, ખરુ ને લાલજી ! ’

‘ હા, મહારાજ ! ’

કઠોરમા કઠોર દિલને પણ પિગળાવી દે એવુ હાસ્ય સીતારામે કર્યુ . ‘ આજથી તુ નાસ્તિક મટી ગયો. આજ તારા પગે,

રામમંદિરની જમીનની રજ ચોંટી. કહે, કેમ આવ્યો ?'

'તમને લેવા આવ્યો'તો મહારાજ !'

'ઓહ !...દશરથની માએ મને બધી ખબર આપી છે.' બાદ વૈદ્ય તરફ જોતાં અને પથારીમાંથી બેઠા થતાં કહ્યું: 'સાંભળ્યું તાપીશંકર ? લાલજી મને બોલાવા આવ્યો છે. તું તો કહેતો'તો કે એ તો નાસ્તિક છે. પણ મને શ્રદ્ધા હતી, કે ભગવાનનો પેદા કરેલ કોઈ જીવ નાસ્તિક હોઈ શકે જ નહિ...ક્યાં ગઈ મારી લાકડી ?...અને ગુરુચરણ ! પાંદડામાં થોડોક પ્રસાદ બાંધ.'

'પણ તમારી તબિયત...' વૈદ્યે એને ઊભો થતાં રોકતાં કહ્યું.

'તબિયત ? શું થયું છે એને ?' સીતારામ ઊભા થયા. 'આ દેહ તો કાચી માટીનો ઘડો છે, તાપીશંકર. ના ફૂટવાનો હોય તો ટકોરા મારો તોય ના ફૂટે અને અંત આવ્યો હોય, ત્યારે પડ્યોપડ્યો પણ તરડાઈ જાય. ફિકર કરવાવાળો કરશે; તું નિશ્ચિંત રહે, ભાઈ !'

ગુરુચરણે બાંધેલો પ્રસાદ અને એક હાથમાં લાકડી લઈ સીતારામ લાલજી સાથે ચાલ્યા. બીજો હાથ એમણે લાલજીને ખભે મૂક્યો. અશક્તિને લીધે એમના પગ ધ્રૂજતા હતા, છતાં કર્તવ્ય–મનુષ્યની મનુષ્ય તરીકેની ફરજને સહારેસહારે એમણે એકધારાં ડગ ભરવા માંડ્યાં.

બન્ને જ્યારે લાલજીના ઘરમાં દાખલ થયા ત્યારે શારદાને આશ્ચર્ય થયું.

'શારદામાઈ !' કહેતા સીતારામ ખાટલા તરફ ગયા.

'મહારાજ !' કહેતી શારદાની આંખમાંથી હર્ષનાં આંસુની સેર ચાલી.

'તારે માટે પ્રસાદ લાવ્યો છું.' સીતારામે શારદાના હાથમાં પ્રસાદ મૂક્યો. 'થોડોક લાલજીને પણ આપજે.'

શારદાએ લાલજી તરફ જોયું, લાલજીનો ચહેરો હસુંહસું થઈ રહ્યો હતો.

'તું પણ નકામી ચિંતામાં દૂબળી થઈ ગઈ, શારદામાઈ! અરે તને એટલો વિચાર પણ ના આવ્યો, કે જેનું નામ લાલજી હોય એ કદી નાસ્તિક રહી શકે ખરો ?' બાદ ઘોડિયા તરફ જતાં બબડ્યા: 'પેલો નાનો લાલજી ક્યાં ગયો ?'

બાળક ઘોડિયામાં પડ્યુંપડ્યું હાથપગ હલાવતું હતું. એક તરફ શારદા તથા લાલજી પ્રસાદ લેતાં હતાં ત્યારે સીતારામ બાળકના માથા પર હાથ ફેરવતા, આશીર્વાદ દેતા હતા: 'દાતા હો ! ધર્મપ્રેમી હો !'

*

કોઈ એક ઘરને આગ લાગી, રહેનાર તો ઘરની અંદર એક પછી એક બધી વસ્તુઓ લઈ આવ્યો. જણસનો દાબડો, પેટીઓ, પટારાં, લૂગડાંની પોટલીઓ, ખુરસી, ટેબલ, વાસણકૂસણ, છબીઓ, પુસ્તકો, અનાજના ડબ્બા,—ટૂંકમાં જે કંઈ જેટલું હાથ આવ્યું તે લઈ લીધું.

'હવે કંઈ બાકી છે ?' કોકે પૂછ્યું, અગ્નિની જિહ્વાના લબકારા સહસ્રગણા વધી રહ્યા હતા. અંદર જવાય એમ હવે રહ્યું નહોતું. 'અરર !' ઘરવાળાને ઓચિંતુ જ યાદ આવ્યું, 'મારો નાનો બાબો તો અંદર ઘોડિયામાં જ રહી ગયો !'

'બળી મર્યો એ તો,' બાજુમાં ઊભેલો એક ડાહ્યો પુરુષ બોલ્યો, 'ભલા માણસ ! સંજોગો પ્રમાણે કઈ ચીજને કેટલું મહત્ત્વ આપવું તે ન શીખો તો આમ જ થાય ને !'

×

# અજ્ઞાન અને જ્ઞાન

લેખક

સ્વામીશ્રી માધવતીર્થ

એક માનવીની ટૂંકી જિંદગીમાંથી ઊંઘનો, બીજા નિત્યકર્મોનો ને બાળપણ ને વૃદ્ધાવસ્થાનો સમય કાઢી નાખીએ તો માંડ ૧૫–૨૦ વર્ષનો ગાળો જ્ઞાન મેળવવા માટે રહે આટલા સમયમાં તે કેટલુંક જ્ઞાન મેળવી શકે? જ્ઞાનના અગાધ સાગરમાંથી અલ્પ—અતિ અલ્પ ભાગ એને ભાગે આવે છે એટલે વિશાળ સૃષ્ટિની અમર્યાદિત રચનાઓનું એને પૂરું જ્ઞાન હોઈ શકતું નથી એ અજ્ઞાનનું કારણ અકળ હોય છે જ્ઞાન સાપેક્ષ વસ્તુ છે માનવીમાં રહેલું ચૈતન્ય 'આ સૂર્ય', 'આ પૃથ્વી', 'આ પર્વત', 'આ શરીર' વગેરે જાણે છે ચૈતન્યના જ્ઞાન વગર કંઈ પણ સિદ્ધ થતું નથી. છતાં યે આ જ્ઞાનમાં કેટલી વિચિત્રતાઓ છે એ જાણો છો? અજ્ઞાન અને જ્ઞાન માનવી સાથે રમત રમે છે ને આપણને કદીક વિચિત્ર સંજોગોમાં મૂકી દે છે, એ ખબર છે? આવી સૂક્ષ્મતાને સ્વામીશ્રી માધવતીર્થે અહીં અનેક દાખલાઓ દ્વારા સમજાવી છે

અજ્ઞાન છે એવો અનુભવ તો લગભગ બધાંને થાય છે. 'હું ઈશ્વરને જાણતો નથી' એવું ઘણાને લાગે છે, ત્યારે અજ્ઞાનનું કારણ શું? તેનો જવાબ એ છે કે અજ્ઞાનને કારણ નથી એ બાબત નીચેના દૃષ્ટાંતથી સમજી શકાશે

આપણે કોઈ વસ્તુ એક જગ્યાએ કાળજીપૂર્વક સંભાળીને રાખી. પાછળથી તેનું વિસ્મરણ થઈ ગયું અને તે વસ્તુ મળી નહિ એવો અનુભવ ઘણાને થાય છે. બરાબર કાળજીપૂર્વક રાખેલી વસ્તુનું વિસ્મરણ કેમ થયું અને ક્યારે થયું? તેનો ઉત્તર મળી શકશે નહિ.

આપણને સ્વપ્ન આવે છે, ત્યારે સ્વપ્ન ક્યારે શરૂ થાય છે તથા ઊંઘ આવે છે ત્યારે ઊંઘ ક્યારે શરૂ થાય છે તે કોણ કહી શકશે? ઊંઘ વખતે જગતનું વિસ્મરણ થાય છે એ અજ્ઞાન ક્યારે શરૂ થયું? જગતના વ્યવહારમાં પણ જ્યારે ભૂલ થાય છે ત્યારે તે ભૂલ કઈ મિનીટે થઈ તે જાણી શકાતું નથી. તેનું કારણ એ છે કે ભૂલ થવાના કાળમાં અને ભૂલ શોધવાના કાળમાં ફેર પડી જાય છે જે દેશકાળમાં ભૂલ થાય છે, તે દેશકાળ ભૂલ શોધતી વખતે ફરી જાય છે તેથી પ્રમાણ ફરી જવાથી ભૂલની ખબર પડતી નથી દાણાવાળાને ત્યાં જઈને એમ ન કહેવાય, કે મને બે ફૂટ દાણો આપો અને લાકડાવાળાને ત્યાં જઈને એમ ન કહેવાય કે મને બે પાલી લાકડું આપો તેથી પહેલાં પ્રમાણ ઠીક કરવું જોઈએ

સૃષ્ટિમાં રહેલ બધા પદાર્થના કાર્ય-કારણ જેમ જાણી શકાતા નથી તેમ અજ્ઞાનનું કારણ પણ જાણી શકાતું નથી ગાય ઘાસ ખાય છે અને તેમાંથી દૂધ ઉત્પન્ન થાય છે સર્પ દૂધ પીએ છે અને તેમાંથી ઝેર ઉત્પન્ન થાય છે તેનું કારણ બરાબર જાણી શકાતું નથી માણસને બધી વસ્તુનું અને બધા બનાવનું જ્ઞાન થતું નથી છેવટે એમ કહેવું પડે છે કે મને ખબર નથી.

પહેલાં બી કે પહેલાં ઝાડ? પહેલાં ઈંડું કે પહેલાં મરઘી? એ નિર્ણય કરવો હોય તો એ બન્નેને જોનારો કોણ છે તે જાણવાની મહેનત કરીએ તો કાંઈક ખુલાસો થાય તેવું છે. માણસને પહેલાં ઈંડાનું જ્ઞાન થયું કે મરઘીનું જ્ઞાન થયું? ઈંડું મરઘીના

પેટમા હોય ત્યારે મરઘી કહીએ એટલે ઈંડું સાથે આવી જાય છે. બહાર નીકળ્યા પછી માણુસ તેને ઈંડું કહે છે પણ માણુસનું જ્ઞાન સાચું છે કે નહિ? વાંદરાની દૃષ્ટિમાં તે ઈંડું ન લાગે. આવી રીતે જેમ બહારની વસ્તુ બરાબર જાણી શકાતી નથી, તેમ અજ્ઞાનનું કારણ પણ બરાબર જાણી શકાતું નથી અને અજ્ઞાન છે એવું જ્ઞાન થયું તો તે કયા જ્ઞાનથી જાણ્યું? તે પણ જાણવું જોઈએ.

બ્રહ્માંડમાં ચૈતન્યથી જુદું કોઈ સ્થળમાં કાંઈ પણ નથી. જે ચૈતન્ય છે તે સૂર્યને 'આ સૂર્ય છે' એમ જાણે નહિ તો પછી સૂર્યને અને અંધકારને શો ભેદ રહે? દિવસના સૂર્ય અને અંધકાર વચ્ચે ઘુવડને કાંઈ ફેર લાગતો નથી. ચૈતન્ય જો પૃથ્વીને 'આ પૃથ્વી છે' એમ જાણે નહિ, તો પછી પૃથ્વીનો અને જળ વગેરેનો શો ભેદ રહે, કે જેથી પૃથ્વીમાં પૃથ્વીપણું અવિચળ રહે? ચૈતન્ય જો દિશાઓને 'આ દિશાઓ છે' એમ જાણે નહિ, તો દિશાઓમાં દિશાપણું શું છે? પૃથ્વીનો અભિમાની કોઈ જીવ હોય, તો તેને ઉત્તર, દક્ષિણ દિશા જેવું કાંઈ નથી. ઊંડા પાણીમાં રહેલી માછલીઓના મનમાં ઉત્તર દિશા કે દક્ષિણ દિશા જેવું નથી. જાપાનમાં સૂર્ય ઊગે ત્યારથી પૂર્વ દિશા ગણાય છે પણ સૂર્ય દરેક જગ્યાએ ઊગતો દેખાય છે તો પૂર્વ દિશાંના દેશ અને પશ્ચિમ દિશાના દેશ ક્યાંથી ગણવા?

ચૈતન્ય જો પર્વતને 'આ પર્વત છે' એમ જાણે નહિ, તો પર્વતમાં પર્વતપણું શું રહે? પર્વતમાં રહેનાર સર્પ, નોળિયા વગેરેની દ્રષ્ટિમાં તે પર્વત નથી.

યોગવાસિષ્ઠમાં કહેલ છે કે ચૈતન્ય જો જગતને 'આ જગત છે' એમ જાણે નહિ તો જગતમાં જગતપણું શું રહે?

મ. ગાંધીજીના મરણનો બનાવ હાલના કાળમાં ઘણા માણસોના જ્ઞાનમાં છે અને વર્તમાનપત્રોમાં અને માસિકોમાં તે બાબતની જ વાતો આવે છે. ઘણી અનીતિવાળા ચાલુ યુગમાં તેમણે નીતિ, તપ અને સંયમ વગેરેના પાઠ આપી ઘણાંનાં જીવન સુધાર્યાં છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે પહેલા ત્રણ યુગમાં એટલે સતયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમાં ભગવાન પોતે અવતાર લે છે, કળિયુગને અંતે કલ્કિનો અવતાર છે; પણ કળિયુગની વચ્ચે અવતાર નથી, પણ ભગવાન મહાત્માઓ દ્વારા કામ કરે છે એવું અનુમાન થાય છે છતાં તે અનુમાન છે.

માણસનું જ્ઞાન પણ વિચિત્ર પ્રકારનું છે. મ. ગાંધીજીના મરણનો બનાવ પણ નવા જન્મેલા બાળકોના જ્ઞાનમાં નથી. બેત્રણ વર્ષની ઉંમરના બાળકોના મનમાં પણ તે બનાવની અસર થઈ નથી. મ. ગાંધીજીની નવી બકરી કે જે તેમની પાસે હતી, છતાં તેને તે બાબતની કાંઈ ખબર નથી. મ. ગાંધીજીનું મરણ શુક્રવારે સાંજે થયું છતાં અમેરિકાવાળા કહે છે, કે ગાંધીજી શુક્રવારે સવારે ગયા. (કારણ કે તે વખતે ત્યાં સવાર હતી!) મુંબાઈમાં અંધેરીમાં તે વખતે એવું અંધારું હતું, કે એક કુટુંબને શનિવારે તે બનાવની ખબર પડી! તેમને માટે શુક્રવાર એ શોકનો દિવસ નહોતો તેથી જેના જ્ઞાનમાં જેટલું જગત આવે છે તેને માટે તેટલું જગત છે. તેનું જ્ઞાન કેવું છે તેની તપાસ કરવી જોઈએ.

ચૈતન્ય જો આકાશને 'આ આકાશ છે' એમ જાણે નહિ, તો આકાશમાં આકાશપણું શું રહે? હવેના સાપેક્ષવાદના વિજ્ઞાનવાળા કહે છે, કે આકાશ અથવા અવકાશ એ કોઈ સાચી વસ્તુ નથી. જોનાર જીવ પોતાની

કલ્પના પ્રમાણે આકાશ અથવા અવકાશ બનાવે છે. તેથી દેશ પણ ફરી જાય છે. એક વર્ષ પહેલા પાકિસ્તાનવાળાને હિંદ પોતાનો દેશ લાગતો હતો હવે તેમને હિંદ પરદેશ લાગે છે તેમના જ્ઞાનમાં ફેર પડ્યો છે તેથી દેશમા ફેર લાગે છે

ચૈતન્ય જો સ્થૂળ શરીરને 'આ સ્થૂળ શરીર છે' એમ જાણે નહિ, તો પ્રાણીઓનાં સ્થૂળ શરીરમા સ્થૂળપણુ શુ રહે? હિંદના મહાનયોગી શ્રી અરવિંદ સ્થૂળ શરીરનુ જ્ઞાન ફેરવીને સ્થૂળ શરીરના ધર્મ જીતવાનો પ્રયત્ન કરે છે તેમનું માનવુ એવું છે કે શરીર વૃદ્ધ થવું ન જોઈએ, તેમાં રોગ આવવો ન જોઈએ અને આપણી મરજી વગર મૃત્યુ આવવુ ન જોઈએ.

મ ગાંધીજી ઉપવાસની વખતે એમ માનતા નહોતા કે હું ઉપવાસ કરુ છું. તેથી તેમના જ્ઞાનમાં ઉપવાસની બહુ અસર થતી નહોતી કોઈને મરચા ખાવાની બહુ ટેવ હોય તો પછી તે મરચા તેને તીખાં લાગતા નથી કોઈનું નાક એવુ હોય છે, કે તેને સુગંધ કે દુર્ગંધની ખબર પડતી નથી. ચૈતન્યના જ્ઞાન વગર કાંઈ સિદ્ધ થતુ નથી એટલા માટે જે કાંઈ છે તે ચૈતન્ય જ છે, ઇંદ્રિયો પણ ચૈતન્ય છે, શરીર પણ ચૈતન્ય છે, મન પણ ચૈતન્ય છે, મનની તૃષ્ણાઓ પણ ચૈતન્ય છે, અંદર પણ ચૈતન્ય છે, બહાર પણ ચૈતન્ય છે અને આત્મદૃષ્ટિએ અંદર બહાર જેવું કાંઈ નથી.

યોગવાસિષ્ઠમા કહેલ છે કે અસત પદાર્થ ચૈતન્ય છે. અને જે રજ્જુ, સર્પ વગેરે અનિર્વચનીય પદાર્થ દેખાય છે તે પણ ચૈતન્ય છે. સ્વપ્ન વખતે સ્વપ્ન એ જાગ્રત છે તે વખતે તેનો સ્વપ્ન-સ્વભાવ અજ્ઞાત છે અને જાગ્રતભાવ જ્ઞાત છે. જાગ્યા પછી તે જાગ્રતભાવ સ્વપ્ન કહેવાય છે જાગ્રતમા પણ બ્રહ્મભાવ અજ્ઞાત છે અથવા જાગ્રત જગતનો સ્વપ્નભાવ અજ્ઞાત છે અને જાગ્રતભાવ જ્ઞાત છે બ્રહ્મભાવ ઉત્પન્ન થાય ત્યારે જાગ્રત સ્વપ્ન જેવુ લાગે છે.

ચૈતન્યમા બીજાપણાની કલ્પના જ સંભવતી નથી તેથી જગતમાં શત્રુ કોણ હોય અને મિત્ર પણ કોણ સંભવે? છતાં જ્ઞાન ઠીક ન થાય તો મિત્ર પણ શત્રુ બની જાય છે. મ. ગાંધીજીના જ્ઞાનમા કોઈ શત્રુ નહોતા છતાં નથુરામ ગોડસેના જ્ઞાનમાં મ ગાંધીજી એ હિંદના મોટામાં મોટા શત્રુ હતા ક્રાઈસ્ટને મારનાર અથવા સોક્રેટિસને સજા કરનારનું જ્ઞાન કેવા પ્રકારનું હશે? ચૈતન્ય જો 'આ દ્વેષ છે' એમ જાણે નહિ તો દ્વેષ પણ શો પદાર્થ છે? દ્વેષની સિદ્ધિ પણ ચૈતન્ય વગર થતી નથી તેથી સઘળા દ્વેષ વગેરે ભાવ અથવા જે કોઈ અભાવ હોય તેને પણ ચૈતન્યની સત્તા મળે છે

ચૈતન્ય જો રાગને રાગરૂપે જાણે નહિ તો રાગ પણ શો પદાર્થ છે? રાગની સિદ્ધિ પણ ચૈતન્યના જ્ઞાન વગર થતી નથી શુકદેવજીની દૃષ્ટિમાં કોઈ સ્ત્રી નહોતી તેથી નગ્ન રીતે નાહતી સ્ત્રીઓએ શુકદેવજીને જોઈને કપડા પહેર્યાં નહોતાં બાળકના જ્ઞાનમા પણ સ્ત્રીનો રાગ નથી સ્ત્રીના ખોળામાં કૂતરો રમતો હોય તે કૂતરાના જ્ઞાનમાં પણ તે સ્ત્રી નથી તેથી જ્યાં સુધી જ્ઞાન રાગરૂપે પરિણામ પામે નહિં ત્યાં સુધી રાગ કોઈ પદાર્થરૂપે લાગતો નથી

અતિ શુદ્ધ ચૈતન્યમાં ભેદોની કલ્પના ઘટે જ કેમ? ભેદની કલ્પના નથી બની શકતી છતાં કોઈ બનાવ કોઈને ઠીક લાગે છે અને કોઈને અઠીક લાગે છે.

ટૂંકામાં, જીવ અજ્ઞાનથી અથવા ખોટા જ્ઞાનથી જગતરૂપે ક્ષોભ પામે છે અને તે જ જીવને જો તત્વજ્ઞાન લાધે તો તે જીવ શાંત

થઈ જાય છે. 'મહાભારતના યુદ્ધ વખતે અર્જુનની સામે યુદ્ધ માટે આવેલા પોતાનાં સગાંને જોઈને અર્જુનને ખેદ ઉત્પન્ન થયો હતો. વ્યવહારદૃષ્ટિએ શ્રીકૃષ્ણ ભગવાનનાં પણ તે સગાં હતાં છતાં શ્રીકૃષ્ણના જ્ઞાનમાં તેમના શરીરનો સંબંધ નહોતો. તેમના જ્ઞાનમાં કોઈનાં જન્મમરણ થતાં નહોતાં.

ઇતિહાસ અને ભૂગોળ ભણનારના જ્ઞાનમાં ઇતિહાસભૂગોળ છે. ૩૦૦ વર્ષ પહેલાં છાપખાનાં નહોતાં અને તેથી માણસો ઇતિહાસભૂગોળ બહુ શીખતા નહોતા. ઘડિયાળો પણ બહુ નહોતી. હવે સાપેક્ષ-વાદની નવી શોધ થઈ છે. તે સાયન્સવાળા કહે છે કે દેશકાળ ખોટા છે. તેથી ઇતિહાસ-ભૂગોળ શીખવાની જરૂર નથી. પૂર્વના ધર્મો ઇતિહાસભૂગોળને સાચા માનતા નથી તેથી તેમને અહિંસાનો સિદ્ધાંત ગમે છે. પશ્ચિમના ધર્મો ઇતિહાસભૂગોળને સાચા માને છે તેથી તેમને હિંસા ગમે છે. જો જગતમાં કાયમ શાંતિ રાખવી હોય તો ઇતિહાસ-ભૂગોળનું જ્ઞાન આપવું ન જોઈએ અથવા બધા દેશોનું એક રાજ્ય કરવું જોઈએ. કાઠિયાવાડનું એક રાજ્ય થવાથી કાઠિયાવાડના ઇતિહાસભૂગોળમાં ઘણો ફેર પડી ગયો છે, તેવી જ રીતે પૃથ્વીના ઇતિહાસભૂગોળમાં ફેરફાર કરવાની જરૂર છે. તે માટે વર્તમાનપત્રોના તંત્રીઓની માટે એક નવી કૉલેજ કાઢવાની જરૂર છે. તેમનામાં એવું જ્ઞાન આવે કે ઇતિહાસ ભૂગોળ ખોટા છે તો તેઓ વાંચનારાઓને સાચે રસ્તે ચડાવી શકે.

ચૈતન્યનું જ્ઞાન ઠીક થયા વગર ચૈતન્યનો અખંડ આનંદ મળી શકે નહિ, પણ જ્ઞાનની વિચિત્રતા એવી છે, કે જે જગ્યાએ જે વખતે જે જ્ઞાન હોય છે તે જ્ઞાનના ધણીને તે વખતે તે જગ્યાએ બરાબર લાગે છે. તે વખતે બીજાને તેની ભૂલની ખબર પડે છે અને તેને પોતાને બીજી વખતે પોતાની ભૂલની ખબર પડે છે.

☆

ચંડીકાનું દેવળ છે, જુઓ પેલા ખૂણામાં બે ભક્તો દેવીની આરાધના કરી રહ્યા છે. એમાંનો એક ગર્વિષ્ઠ છે ને બીજો છે લોભીઓ.

બન્ને ઉપર દેવી પ્રસન્ન થયાં છે. કહ્યું :

'માગો જે માગો તે આપું, પણ શરત એક. જે પ્રથમ માગે તેનાથી બેવડું ફળ બીજાને મળશે.'

લોભીઆએ તો વિચાર્યું આપણે શા માટે પહેલું માગીએ? સામો પેલો ગર્વિષ્ઠ આ વાત સમજી ગયો, આને તો ઠેકાણે લાવવો જ જોઈએ એમ એણે વિચાર્યું ને દેવીને કહ્યું :

'હે ચંડીકા મા! મારો એક ડોળો ફૂટી જાય એવું વરદાન મને આપો!'

'તથાસ્તુ!' દેવીએ કહ્યું, ત્યાં જ તેનો એક ને પેલા લોભીઆના બન્ને ડોળા ફૂટી ગયા!

લોભી અને ગર્વિષ્ઠ બન્ને પોતાના હાથમાં આવેલી સુંદર ચીજને પણ પોતાના સ્વભાવને લીધે કેવી અસુંદર બનાવી દે છે!

×

# પિંડે સો બ્રહ્માંડે

લેખક

શ્રી. છોટુભાઈ સુથાર

'એકોઽહં બહુસ્યામ્', 'વિશ્વબંધુત્વ', 'અહં બ્રહ્માસ્મિ', 'વ્યક્તિ અને સમષ્ટિ' વગેરે સૂત્રોમાં એક યા બીજી રીતે જગતમાં વિચરતા સર્વ જીવોનો સંબંધ વર્ણવાયો છે, એમાં અદ્વૈતભાવનો રણકો સુણાય છે. આ બધું ધર્મશાસ્ત્રોએ કહ્યું છે, લખ્યું છે માટે અઈકાલ સુધી આપણે માનતા, પરંતુ વિજ્ઞાને આપણી સમક્ષ બંધ રહેતી કુદરતની કિતાબને અમુક અંશે ખોલી નાંખી છે. પંચતત્ત્વોના બનેલા આ શરીરના પાંચેય તત્ત્વો સાચી રીતે તત્ત્વો નથી એમ જાણો છો? અણુ, પરમાણુ, ધનાણુ, ઋણાણુ, યૌગિક પદાર્થ વચ્ચેના તફાવતની માહિતી છે? વ્યક્તિ, સૃષ્ટિ, સૂર્ય, ચંદ્ર, તારા બધા એક જ કુટુંબીઓ છે એના જ્ઞાન માટે, પહેલી દૃષ્ટિએ અઘરો જેવો લાગતો આ લેખ, ધીરજથી જરૂર વાંચો. અંધકારની દુનિયામાં પ્રકાશનાં અજવાળાં એથી પથરાઈ જશે.

આપણું શરીર પાંચ મહાભૂતોનું બનેલું છે એમ સમજો અને સંતજનો કહે છે. આ પાંચ મહાભૂતો પૃથ્વી, આકાશ, વાયુ, અગ્નિ અને પાણી છે. એમને પાંચ તત્ત્વો પણ કહેવામાં આવે છે.

વાસ્તવિક રીતે જોતા એ પાંચે તત્ત્વો નથી. તત્ત્વનો અર્થ થાય છે મૂળભૂત યા મૌલિક પદાર્થ. ઉપરોક્ત પંચ મહાભૂતો પૈકી આકાશ અને અગ્નિ પદાર્થ જ નથી. આકાશ એટલે અવકાશ યા શૂન્ય. એ નથી પદાર્થ કે નથી શક્તિ. અગ્નિ શક્તિ છે. બાકી રહેલાં ત્રણ—પૃથ્વી, વાયુ (હવા) અને પાણી—પદાર્થો જરૂર છે પણ એ મૂળભૂત પદાર્થો યા તત્ત્વો નથી. તત્ત્વ મૌલિક પદાર્થ છે એટલે કે એના ગમે તેવા અને તેટલા સૂક્ષ્મ—અતિ સૂક્ષ્મ વિભાગ કરવામાં આવે, તોપણ એ હંમેશ માટે એનો એ જ પદાર્થ રહે છે. એ બીજા કોઈ પદાર્થમાં ફેરવાઈ જતો નથી. મૌલિક પદાર્થના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગમાં પણ મૂળ પદાર્થનું જ દ્રવ્ય રહેલું હોય છે, બીજાનું નહીં. સોનું, રૂપું, ચાંદી અને પારો વગેરે ધાતુઓ મૌલિક પદાર્થ યા તત્ત્વો છે.

હવાની વાત લઈએ. શ્વાસમાં આપણે જે હવા લઈએ છીએ તે મૌલિક પદાર્થ નથી. એ અનેક જાતના વાયુઓના મિશ્રણથી બનેલી છે. હવામાં પ્રાણવાયુ, નાઈટ્રોજન, કાર્બોનિક એસિડ ગૅસ અને બીજા વાયુઓ ઉપરાંત ઓછેવત્તે અંશે પાણીની વરાળ પણ હોય છે. વિજ્ઞાનની રીતે કહીએ તો હવામાં રહેલા ચણાખરા વાયુઓ (પાણીની વરાળ નહીં) પોતે મૌલિક પદાર્થો યા તત્ત્વો છે પણ એમના ભેગા થવાથી બનેલી હવા તત્ત્વ નથી પણ એક મિશ્ર પદાર્થ છે.

પાણી તત્ત્વ છે એમ પહેલા માનવામાં આવતું હતું, પણ એ માન્યતા ખોટી ઠરી છે. પાણી હાઈડ્રોજન અને પ્રાણવાયુના સંયોગથી બનેલું છે. હાઈડ્રોજનવાયુને બાળવામાં આવે તો એમાંથી પાણી નીપજે છે. પૃથ્વી યા માટીનું પણ આવું જ છે. માટી અનેક મૂળભૂત પદાર્થો જેવા કે રેતી, ગંધક, લોખંડ વગેરે અનેક તત્ત્વો ભેગાં થવાથી બનેલી છે. પૃથ્વી તત્ત્વ નથી જ.

આપણી આ વાતને બીજા શબ્દોમાં કહેવી હોય તો આમ કહી શકાય—હાઈડ્રોજન, નાઈટ્રોજન, પ્રાણવાયુ વગેરે વાયુઓ અને

લોખંડ, તાંબુ, જસત, પારો વગેરે ધાતુઓ સૃષ્ટિ રચનારા મૂળભૂત પદાર્થો યા તત્ત્વો છે; જ્યારે પાણી, હવા, માટી વગેરે આ તત્ત્વોના ભેગા થવાથી બનેલા મિશ્ર યા યૌગિક (જોડાઈને બનેલા) પદાર્થો છે.

પૃથ્વી પર આપણે જેને પદાર્થ નામથી ઓળખીએ છીએ એ વસ્તુ કાં તો તત્ત્વ પોતે હોય છે યા એકથી વધુ તત્ત્વો વડે બનેલો મિશ્ર યા યૌગિક પદાર્થ હોય છે. પદાર્થો બનાવતાં મૂળ તત્ત્વોની સંખ્યા ૯૨ છે.* આ તત્ત્વોના એકબીજા સાથેના ઓછાવત્તા પ્રમાણના જુદાજુદા પ્રકારના સંયોગો થવાથી ભિન્નભિન્ન પ્રકારનાં અનેક પદાર્થો બને છે.

તત્ત્વોથી પદાર્થો રચાય છે એમ આપણે કહ્યું. પણ પદાર્થો રચવાનું કામ તત્ત્વોના જે કણો કરે છે એમને પરમાણુ કહેવામાં આવે છે. પરમાણુ, તત્ત્વનો સૌથી નાનામાં નાનો (સૂક્ષ્મમાં સૂક્ષ્મ) અને છેવટનો વિભાગ છે. લોખંડનો એકાદ ટુકડો લઈ એના ભાગના યે ભાગના ભાગ કરીએ અને એમ ભાગલા પાડતાંપાડતાં જે છેલ્લી હદનો ભાગ આપણા હાથમાં આવે એને લોખંડનો પરમાણુ કહેવાશે. આ રીતે મેળવેલા લોખંડના એ સૂક્ષ્મ કણ-પરમાણુમાં લોખંડના બધા જ ગુણધર્મો મોજૂદ હશે. સૂક્ષ્મ–અતિસૂક્ષ્મ પરમાણુ વજનમાં ઘણો જ હલકો હોય છે. એક અધોળ જેટલા દ્રવ્યમાં ૧૬૦ લાખ પરાર્ધ (૧૬ ઉપર ૨૪ મીંડાં) પરમાણુ હોય છે!

પરમાણુના આગળ ભાગલા પડી શકતા નથી- એમ નથી ખરી વાત તો એ છે, કે આવો નાનો અને સૂક્ષ્મ પરમાણુ પણ અંદરથી ખૂબ પોલો છે. પરમાણુનું આ પોલાણ પણ ભેદી શકાય છે, પણ એ કામ ખૂબ જ વિકટ છે. પરમાણુને તોડતાં પ્રચંડ શક્તિ મળે છે. પણ આ તો બીજી વાત થઈ. કહેવાનું તાત્પર્ય એટલું જ કે પરમાણુના પણ ભાગલા પડે છે. પણ એ રીતે પડેલા ભાગલામાં મૂળતત્ત્વના ગુણધર્મો રહેતા નથી. એમ જ કહો ને કે એ મૂળતત્ત્વ જ મટી જાય છે. પરમાણુના ભાગલા પડતાં મૂળતત્ત્વને ઠેકાણે નવી જ ચીજ દેખાય છે. એ છે વિદ્યુતકણો!

પરમાણુનું બંધારણ સામાન્ય રીતે બે પ્રકારના વિદ્યુતકણોનું બનેલું હોય છે. ૧. ઘન વિદ્યુતકણ અને ૨. ઋણ વિદ્યુતકણ. ઘન વિદ્યુતકણ યા ઘનાણુ ખૂબ જ ભારે હોય છે, જ્યારે ઋણ વિદ્યુતકણ યા ઋણાણુ સાવ હલકો.[1] ઘનાણુ પરમાણુના મધ્ય ભાગમાં રહે છે અને ઋણાણુ એને કેન્દ્ર બનાવી, એની ચારેબાજુએ પ્રચંડ વેગથી પરકમ્મા કરતાં હોય છે. ખૂબીની વાત એ છે, કે પરમાણુ કેન્દ્રની આસપાસ ફરતા આ ઋણાણુઓની પોતપોતાની જુદીજુદી કક્ષાઓ (માર્ગ) હોય છે. ઋણાણુના–પોતાની કક્ષામાંથી ચ્યુત થઈ બહારની કક્ષામાં આવતાં યા કક્ષા-ભ્રષ્ટ થઈ કેન્દ્રને ત્યજી દેતાં–પરમાણુમાંથી પુષ્કળ શક્તિ મળે છે.

બધાં તત્ત્વોમાં પરમાણુ એકસરખા હોતા નથી. કોઈ તત્ત્વના પરમાણુમાં એક ઘનાણુ હોય છે તો કોઈ બીજામાં પાંચ, દસ યા વીસપચીસ પણ હોય છે. હાઇડ્રોજન પરમાણુના કેન્દ્રમાં એક ઘનાણુ હોય છે અને એની આજુબાજુ ફરતો એક ઋણાણુ હોય છે, જ્યારે પ્રાણવાયુના કેન્દ્રમાં આઠ ઘનાણુ અને એ કેન્દ્રની પરકમ્મા કરતા આઠ ઋણાણુ હોય છે. પારામાં

*નવાં શોધાયેલાં ૪ ઉમેરીએ તો આ સંખ્યા ૯૬ થાય છે.

૧. એક ઘનાણુનું વજન = ૧૮૩૭ ઋણાણુનું વજન.

આ ધનાણુ અને ઋણાણુની સખ્યા ૮૦–૮૦ની છે, જ્યારે યુરેનિયમમાં એ સખ્યા ૯૨–૯૨ની છે

પરમાણુની વાત સમેટી લેતાં કહીશુ, કે બીજા પદાર્થોની પેઠે આપણું શરીર પણ ઉપરોક્ત ૯૨ મૂળતત્ત્વો પૈકીનાં અનેક તત્ત્વોના સયોગથી બનેલુ છે. એ બધા મૂળતત્ત્વોના મૂળમાં આખરી અંશ જેવા માત્ર ધનાણુ અને ઋણાણુ જ રહેલા છે બીજી રીતે કહીએ તો આપણુ શરીર અને પૃથ્વી પરના સઘળા પદાર્થોના પિંડ આ ધનાણુ અને ઋણાણુઓની કૂલગૂથણીથી પરમાણુ વડે જ બધાયેલા છે એમ કહેવાય

પણ આ થઈ પૃથ્વી અને પૃથ્વી પરના પદાર્થોની વાત પૃથ્વીથી બહાર અનત સુધીનુ જે અવકાશ વિસ્તરેલુ છે એમાં સૂર્ય, ચંદ્ર અને લાખો તારા આવેલા છે એમનુ શું ? વૈજ્ઞાનિક રીતે સશોધન કરતાં માલૂમ પડ્યુ છે કે ચદ્ર એક નક્કર પદાર્થ છે અને એની માટી લાવારસની બનેલી છે એથી ઊલટુ સૂર્ય અને બીજા તારા ગરમાગરમ સ્થિતિવાળા વાયુ પદાર્થોના બનેલા છે તપાસને અંતે માલૂમ પડ્યુ છે કે સૂર્ય અને તારાઓમા જે જે વાયુઓ છે તે બધા પૃથ્વી પર મળી આવેલા મૂળભૂત તત્ત્વોના જ વાયુઓ છે તારાઓમાંનો મોટો ભાગ હાઈડ્રોજન વાયુવાળા તારકોનો છે આ તારાઓના દ્રવ્યમાં હાઈડ્રોજનવાયુ સૌથી વધારે છે તારાઓમાના હાઇડ્રોજનનો એ જથ્થો ધીરેધીરે પ્રકાશ, ગરમી અને હેલિયમ વાયુમા ફેરવાઈ રહ્યો છે સૂર્યમાંથી આપણને જે ગરમી મળે છે તે આજ રીતે મળે છે તારાઓમાં અનેક તત્ત્વોના વાયુઓ છે એની શોધ વર્ણવિશ્લેષક નામના સાધન વડે થઈ છે પણ એ કથા લાંબી છે એટલે એની વાત જતી કરીને એટલું જ કહીશુ કે સૂર્ય અને તારાઓમા પણ પૃથ્વી પરના જેવા જ તત્ત્વો મોજૂદ છે. આમ ન હોત તો પ્રાચ્હાના સૂર્યમાંથી પૃથ્વીનો જન્મ થયો છે એવુ માનવાનો ફિલસૂફો અને વૈજ્ઞાનિકોને આધાર પણ ક્યાંથી મળત ?

પૃથ્વી પર જે તત્ત્વો છે તે જ તત્ત્વો સૂર્ય, તારા અને અનત વિશ્વની આકાશગગાઓમાં પણ છે. વધુ ઊંડા ઊતરીને કહીએ તો શું પૃથ્વી કે શું સૂર્ય યા તારા યા તારકવિશ્વ, એ બધાના દેહબધારણ તત્ત્વોના યે મૂળભૂત તત્ત્વ ધનાણુ અને ઋણાણુથી જ બનેલા છે એમ કહી શકાય. બીજી રીતે જોઈએ, તો આપણે જેને જડ અને ચેતન માનીએ છીએ એ બધાંના મૂળમાં આ ઋણાણુ અને ધનાણુની ચેતનક્રિયા પડેલી છે એમ જણાશે વિશ્વમાં કશું જ જડ નથી આખું વિશ્વ વિદ્યુતમય છે–ચેતનમય છે એ ચેતનને પણ ચેતના આપનારું જે ચેતનતત્વ, જે પરમતત્વ છે એ કોઈ વિરલા જ નીરખી શકે છે. એ તત્વને આપણે સૌ પરમતત્ત્વ યા પરમાત્માના નામથી ઓળખીએ છીએ આ પરમતત્ત્વ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને વિરાટમા વિરાટ બની વ્યાપી રહેલું છે એ પાસે પણ છે અને અતિ દૂર પણ છે, છતાં યે એને પકડી શકાતું નથી પ્રાણીઓના પિંડમાં અને બ્રહ્માંડમા, ભીતર અને બહાર એક સરખી રીતે વ્યાપેલું આ તત્ત્વ હજી યે અગમ્ય રહ્યુ છે. અને એ અગમ્ય છે માટે જ એની આટલી બધી મહત્તા છે. આપણે પણ એ મહત્તાના અગ બનવા, કવિની સાથે, એ તત્ત્વને કહીએ.

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,<br>
તું આઘેમાં આઘે પણ સમીપમાં નિત્ય હસતો;<br>
નમું આત્મા ઢાળી નમન લળતી દેહ નમજો,<br>
નમું કોટિવારે વળી પ્રભુ નમસ્કાર જ હજો.

★

# રાજરોગની સારવાર

લેખક :

કુમાર રણજીતસિંહજી એન. દેસાઈ

પહેલાં જ્યાં દૂધઘીની નદીઓ વહેતી હતી એવા હિંદમાં અત્યારે અપૂરતા પોષણને લીધે અનેક રોગોથી રિબાવું પડે એ તે કેવા વિધિના ખેલ! આ સર્વે રોગોમાં ક્ષયને રાજરોગ કહેવામાં આવ્યો છે; કારણ કે કોઈ રાજાને રોગ થાય અને જેટલા પૈસા તે ખર્ચે એટલા પૈસા એક સામાન્ય માનવી પાસે આ રોગ ખર્ચાવે છે. ઘણાને તો ખબરે પડી શકતી નથી કે ક્ષય થયો છે! આવી પરિસ્થિતિમાં કુમારશ્રી રણજીતસિંહજીનો આ લેખ ક્ષય જાણવાનાં ચિહ્નો, એનાં કારણો, સારવારમાં ધ્યાન રાખવાનાં મુદ્દાઓ, ક્ષયમાંથી બચવાના નિયમો, ક્ષયની મુખ્યમુખ્ય ઇસ્પિતાલો; વગેરે અત્યંત ટૂંકમાં અચ્છી રીતે જણાવે છે.

કોઈને પણ જ્યારે કહેવામાં આવે છે કે તેને ક્ષય થયો છે, ત્યારે તે નિરાશા અને દુ:ખની ભયંકર વેદનાથી ઘેરાઈ જાય છે. એને એમ લાગે છે, કે મોત હવે હાથ-વેંતમાં જ ઊભું છે અને હવે તે માત્ર મહિનાઓ—અરે, દિવસોનો જ મહેમાન છે. આમ થવાનું કારણ એ છે કે હજી પણ આપણામાંના ઘણા મોટા ભાગના લોકોના મનમાં એવો ખ્યાલ છે કે ક્ષય અસાધ્ય છે. ઉપરાંત આપણા દેશમાં પ્રવર્તતી અત્યારની પરિસ્થિતિ પણ એવી છે કે આ માન્યતાને પ્રચલિત રાખવા માટે મદદરૂપ બને છે પરંતુ જો વેળાસર અને યોગ્ય પગલાં લેવામાં આવે તો આ માન્યતા માત્ર કલ્પિત જ છે એમ પુરવાર થાય. કારણ આજે એ સાબિત થઈ ચૂકયું છે કે ક્ષય બીજા કોઈ પણ રોગ કરતાં ધારીએ છીએ એટલો વધુ ભયંકર નથી અને વેળાસરનાં —અહીં 'વેળાસર' શબ્દ જાણી જોઈને જ વાપર્યો છે, કેમ કે બીજા કોઈ પણ રોગને હદથી વધુ આગળ જવા દેવામાં આવે, તો તે પણ એટલો જ ભયંકર નીવડે છે એટલે વેળાસરનાં— ચાંપતાં પગલાં લેવાય તો તેને નિ:સંદેહ મટાડી શકાય છે જ. જેવી રીતે એક નાનો વહેળો સહેલાઈથી રોકી શકાય છે પરંતુ જ્યારે તે વધતોવધતો ઘોડાપૂરનું રૂપ લે છે ત્યારે તે એટલો ભયંકર બને છે કે તેને ભાગ્યે જ રોકી શકાય. તેવી જ રીતે ક્ષયનું છે. ક્ષયનો રોગ શરૂઆતમાં પ્રમાણમાં ઓછો હોય છે અને જો તેને રોકયા વિના વધવા દેવામાં આવે તો તેના ભયંકર રૂપમાં આવ્યા પછી ભાગ્યે જ મટાડી શકાય. માટે તેને સત્વર રોકવા અને મટાડવા માટે એનું નિદાન જેટલું બને તેટલું વહેલું થાય એ આવશ્યક છે.

નિદાન વહેલું બને તે ખાતર તેનાં ચિહ્નો જાણવાં જરૂરી છે. દરેક રોગીનાં શરૂઆતનાં ચિહ્નો જો કે એકસરખાં હોતાં નથી, છતાં ખાસ કરીને (૧) વારંવાર થઈ આવતી શરદી તેમ જ કેટલાંક અઠવાડિયાં સુધી વિનાકારણ લંબાતી શરદી તેમ જ ખાંસી, (૨) નિયમિત રીતે ઘટતું જતું વજન અને તે જ પ્રમાણે (૩) રોજબરોજ ઓછી થતી શક્તિ, એ મુખ્ય ચિહ્નો છે. વારંવાર થઈ આવતી શરદી ક્ષય સાથે ઘનિષ્ટ રીતે સંકળાયેલ છે. આ

ઉપરાંત સાજનો નિયમિત તાવ આવે છે, પરંતુ તે સામાન્ય રીતે રાને ઊતરી જાય છે તેમ જ પ્રમાણમાં એટલો ઓછો હોય છે કે રોગી શરૂઆતમાં ભાગ્યે જ તેની દરકાર કરે છે અથવા લક્ષ આપે છે આ તાવ ઘણુ-ખરું દરરોજ સાંજે બેચેની લાગવા સાથે અગર કેટલીક વાર સવારમાં ઊઠ્યા બાદ તુરત જ લાગતી બેચેની સાથે સંકળાયેલ હોય છે વધુમાં ઘણુ ખરું રોજ રાત્રે ઊંઘમાં પરસેવો એટલો બધો થાય છે કે કપડા બદલવાની જરૂર પડે છે તેમ જ ખોરાક લેવા પ્રત્યે અભાવો, અરુચિ, ભૂખ ઓછી લાગવી એ સામાન્ય ચિહ્નો છે

આવાં ચિહ્નો જણાય, ત્યારે દાક્તરની સલાહ લેવી તેમ જ જરૂર લાગે તો એકસ-રેનો ફોટો લેવરાવવો ફાયદાકારક હોય છે કારણ કે આ ચિહ્નો શરૂઆતના હોઈ, રોગનું નિદાન જેટલુ વહેલું થાય એટલો વહેલો અને એટલો જ સહેલાઈથી તેનો ઉપાય યોજી શકાય છે એમ કહેવાય છે કે જ્યારે ક્ષયનુ નિદાન કરવામાં આવે છે ત્યારે ક્ષય એટલો બધો ફેલાઈ ગયો હોય છે કે ઓછામાં ઓછા ત્રણ મહિનાનો સંપૂર્ણ આરામ લેવામાં આવે તો જ રોગી ક્ષયમુક્ત બની શકે છે કેટલાક લોકો તેમ જ દાક્તરો એમ પણ માને છે કે જેને ક્ષય થયો હોય તેને તે જણાવવું કહેવું નહિ અગર તે કહેવું જોઈએ નહિ પરંતુ આ રીત બિલકુલ ખોટી છે કારણ કે આ રોગની સારવારમાં દર્દીના બુદ્ધિપૂર્વકના સહકારની એટલી બધી જરૂર હોય છે કે તેને તેના રોગ અને સારવારથી વાકેફ કરવો એ અત્યંત આવશ્યક બને છે; કારણ તેવા જ્ઞાન વિના દર્દી ભાગ્યે જ જરૂરી હોય તેવા પાળવાના નિયમો ધ્યાનમાં લે છે

ક્ષયની સારવારમાં સૌથી મહત્ત્વની અને મુખ્ય વસ્તુ સંપૂર્ણ આરામ છે. આજે એ પુરવાર થઈ ચૂક્યું છે કે ક્ષયનો રોગ મટાડી શકાય છે તે કોઈ અમુક દવાની ગોળીઓ અથવા ઇન્જેક્શનો લેવાથી નહિ પરંતુ સંપૂર્ણ આરામ, સારો પૌષ્ટિક ખોરાક, ખુલ્લી ચોખ્ખી હવાથી આ ઉપરાંત ખાસ કરીને સંભાળ અને સમજણપૂર્વકની દાક્તરી દેખરેખથી રોગને કાબૂમાં લાવી મટાડી શકાય છે. આ બધામાં, સૌથી વધુ મહત્ત્વ આરામને જ અપાયું છે અને અપાય છે, કારણ કે એના જેટલો ફાયદો કરનારી બીજી કોઈ દવા હજી સુધી વૈજ્ઞાનિકો શોધીને પુરવાર કરી શક્યા નથી

એ પી (આર્ટીફીશિયલ ન્યુમોથોરેક્ષ), પી પી (ન્યુમોપેરીટોનીયમ-ફેફસામાં અગર પેટ આગળ અપાતી હવા) તથા થોરેકોપ્લાસ્ટી (પાસળીઓના વાઢકાપ) વગેરે જે શસ્ત્રક્રિયાથી સારવાર આપવામાં આવે છે તે બધી પણ માત્ર આરામ માટે જ અપાય છે સંપૂર્ણ આરામનો અર્થ પથારીમાં જ ચોવીસ કલાક સૂઈ રહેવાનો છે અને તેવી રીતે આરામ લેવા છતાં પણ પ્રમાણમાં તે ઓછો પડે છે ત્યારે જ ઉપર જણાવેલ શસ્ત્રક્રિયાઓથી ફેફસાંને વધારાનો આરામ અપાય છે

શારીરિક આરામ જેટલી જ મહત્ત્વની વસ્તુ માનસિક આરામ છે રોગી તેના ઘરની અને ધંધાની ચિંતામાંથી જેટલો વધુ મુક્ત રહે તેટલો જલદી તેને આરામ થવામાં લાભ મળે છે તેથી તેને ખુશમિજાજ અગર આનંદી રાખવા માટે તેની આજુ-બાજુના વર્ગે પ્રયત્ન કરવો જોઈએ સંપૂર્ણ આરામ જેટલી જ અગત્યની વસ્તુ જેનાથી થોડુ થોડું વજન વધતુ રહે તેવા પૌષ્ટિક ખોરાકની છે સારા પૌષ્ટિક ખોરાકમાં દૂધ,

ઘી, માખણ, જે ખાતા હોય તેને માટે ઈંડાં, તાજાં અને લીલાં શાકભાજી અને ફળો વગેરેનો સમાવેશ થાય છે. આનો અર્થ એ છે કે રોગી તેની સામાન્ય તંદુરસ્તી વખતે જે ખોરાકથી ટેવાયેલો હોય તે ઉપરાંત તેણે આવી પૌષ્ટિક ચીજોમાંથી થોડીનો વધારો કરવાથી બરાબર પાચન થઈને થોડુંથોડું વજન વધ્યા કરે તેવો ખોરાક લેવો. ભોજન હમેશાં નિયમિત અને નિયત સમયે જ લેવાથી પાચનક્રિયા સહેલાઈથી થાય છે. વધુમાં ખુલ્લી ચોખ્ખી હવા પણ આવશ્યક વસ્તુ છે. મકાનમાંનો સૌથી વધુ હવા-ઉજાસવાળો ઓરડો રોગી માટે કાઢી આપવાથી એને આનો પૂરેપૂરો લાભ મળી શકે છે. ચોખ્ખી હવા સતત તેના ઓરડામાં આવ્યા કરતી હોય તેવી જગ્યાએ દર્દીની પથારી રાખવી જોઈએ. આવી હવા દર્દીને માનસિક તેમજ શારીરિક તાજગી બક્ષે છે. ક્ષયની સારવારમાં લાંબા સમય સુધી સંપૂર્ણ આરામની જરૂર હોય છે, તેમાં તેની ખાસ અગત્ય હોય છે. રોગીએ પાળવાના બીજા સામાન્ય નિયમોમાં બ્રહ્મચર્ય ખાસ છે. ઉપરાંત અતિશય વાંચવું, મોટેથી બોલીને વાતો કરવી અગર બોલવું, રડવું, ખૂબ જોરથી વારંવાર ખડખડાટ હસવું, વગેરેનો ત્યાગ કરવો હિતાવહ છે.

ઉપર જણાવેલ સાદા નિયમો અને સંભાળપૂર્વકની દાક્તરી દેખરેખ ને સારવાર સારી રીતે અપાય તો દર્દી ઘરઆંગણે પણ સારો થઈ શકે છે. પરંતુ આ માટે ફક્ત ક્ષયની જ સારવાર કરતા સેનેટોરિયમો અને હૉસ્પિતાલોમાં જો રોગીને લઈ જવામાં આવે તો આ નિયમો તે સહેલાઈથી સમજી અને પાળી શકે છે. કારણ કે ત્યાં બીજા કેટલાયે દર્દીઓ આ પ્રમાણેની સારવાર લેતા હોય છે. આવી હિંદભરની સંસ્થાઓની સંપૂર્ણ માહિતી આપતી 'ડિરેક્ટરી' નવી દિલ્હીમાંના ટયુબરક્યુલોસીસ એસોસીએશન ઑફ ઈંડિયા, ૨૦ તલે કટારા રોડ, નવી દિલ્હી, તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે ત્યાંથી ૦-૧૨-૦ કિંમતે મળે છે. છતાં તેમાંનાં થોડાંનાં નામ અને ઠેકાણાં નીચે આપ્યાં છે. તેના મેડિકલ સુપ્રિન્ટેન્ડન્ટને લખવાથી ત્યાં શું શું સગવડ મળે છે, ચિકિત્સામાં શું શું આપવામાં આવે છે, દર્દીને દાખલ કરવા માટે હાલ તુરત જગ્યા છે કે કેમ, વગેરે માહિતી મળશે.

(૧) પદ્માવતીદેવી સેનેટોરિયમ-વડોદરા, (૨) યુનિયન મિશન ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, આરોગ્યવરમ મદનાપલ્લી, જિલ્લે ચિત્તુર – મદ્રાસ, (૩) ધી બેલ–એર સેનેટોરિયમ, હોલકીથ–પંચગની (વાયા પૂના). (૪) વાનલેસ ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, વાનલેસ વાડી, (જિ. સતારા) (૫) લેડી લિન્લિથગો સેનેટોરિયમ, કસૌલી–સીમલા હીલ્સ, (૬) કિંગ એડવર્ડ સેનેટોરિયમ, ધરમપુર, સીમલા હીલ્સ, (૭) કિંગ એડવર્ડ સેનેટોરિયમ–ભોવાલી; જિ. નૈનીતાલ (યુ. પી.)

દર્દી જરૂર યાદ રાખે કે ખાવાપીવાના પદાર્થો, થર્મોમીટર, અને દાતણ સિવાય મોઢામાં કોઈ બીજી ચીજ નાખવી જોઈએ નહિ. તાવ માપવા માટે થર્મોમીટર જીભ નીચે મૂક્યા પછી મોઢું પાંચ મિનિટ સુધી બિલકુલ બંધ રાખવું જોઈએ. દર્દીના જમ્યા પછી તેની થાળીમાં વધેલી વસ્તુઓ ફેંકી દેવી જોઈએ. તેમ જ હમેશાં આવતો બલગમ થૂંકદાનીમાં અગર દર્દી માટેના પ્યાલામાં કે જેમાં કારબોલિક એસિડ મિશ્રિત પાણી અગર લાઈસોલ કે ફીનાઈલ હોય તેમાં જ થૂંકીને એકત્ર કરવો જોઈએ અને તેને રોજ રાત્રે અગર સવારે બાળી

દેવો જોઈએ, અથવા એકાદ ફલાંક ઉકાળીને જમીનમાં ખાડો કરી ઊંડે દાટી દેવો દર્દીના કપડાં રોજ ધોવાં કાઢવા અને તેને ગરમ પાણીમા ઉકાળવાં અથવા ધોવા

સ્વચ્છતાના આવા સામાન્ય નિયમો પાળવા અત્યંત આવશ્યક છે, કારણ કે ક્ષયના રોગીના બલગમમાં ક્ષયના જંતુઓ હોય છે અને તેનો ચેપ તેનાં કુટુંબીઓ અને અન્ય સંસર્ગમાં આવનારને લાગે નહિ • એવાની ફરજ દર્દીની અને તેના કુટુંબના માણસોની હોય છે. ખરું જોતા તો આ જાતની સ્વચ્છતાના અભાવે જ આ રોગ વધતો આવ્યો છે અને વધતો જાય છે. ક્ષયના જંતુ કેટલા સૂક્ષ્મ હોય છે તેનો એક જ દાખલા ઉપરથી ખ્યાલ આવશે કહેવાય છે કે સોયની ઝીણામા ઝીણી અણી ઉપર જ ચાર ક્ષયના જંતુ બેસી શકે છે અને તે જ સોયથી કાગળમાં કાણુ પાડવામા આવે તો એકી સાથે એક હજાર જંતુ એક બીજાને અડકયા વિના એક સાથે ને કાણામાંથી પસાર થઈ શકે છે।

ક્ષયના રોગનો ફેલાવો કરવામાં મદદરૂપ થતાં કેટલાંક ખાસ કારણો નીચે મુજબ છે

(૧) જ્યારે ક્ષયનો રોગી ખાંસી અથવા છીંક ખાય છે ત્યારે તેના મોઢામાથી જે થૂક ઊડે છે તેમાં ક્ષયનાં જંતુઓ હોય છે તે બહુ નજીકમા બેસનારનાં ફેફસામાં શ્વાસ વાટે જાય છે

(૨) ઘરની અંદર તેમ જ બહાર જ્યાં ત્યાં થૂકવાથી તે સુકાતાં જંતુઓ હવામાં મિશ્રિત થઈને બીજાને ચેપ લગાડે છે તેમ જ નાનાં બાળકો રમતાં હોય તેમને ચેપ લાગે છે.

(૩) રસ્તામાં ઊડતા ધૂળના ગોટા અને ઘરમાં જાજમો ખખેરવાથી ઊડતી ધૂળમા પણ જંતુઓ હોય છે તે શ્વાસ સાથે ફેફસામાં જાય છે।

(૪) અસ્વચ્છતા અને માખો માખી તેની સાથે જે જંતુઓ લઈ જાય છે, તેમા ક્ષયનાં કિટાણુઓ પણ હોય છે. માખી સાધારણ રીતે છાણ અને બીજા કચરાના ઢગલાઓમાં પેદા થાય છે માટે તે ઢગલા બાળી નાખવા અગર જમીનમાં ઊંડા ખાડા કરીને દાટી દેવા જોઈએ

(૫) રસ્તા ઉપર પડેલી ગમે તેવી માટીથી વાસણો માંજવા તેમ જ તળાવોમાં જ્યાં ગંદકી કરવામા આવી હોય તેમાં જ વાસણો ધોવા

(૬) એક જ ચલમ અગર હુક્કાનો ઘણા માણસોએ ઉપયોગ કરવો.

(૭) નાના નાનાં મકાનો અને ઓરડીઓમા ઘણાં માણસોનો વસવાટ અને સ્વચ્છ હવા, ઉજાસ તથા સ્વચ્છતાના અભાવથી હણાઈ જતી શક્તિ.

(૮) અનિયમિત અને ગમે તેવા કસવિનાના ખોરાકનું ભોજન.

(૯) સ્ત્રીઓને અશક્ત શરીરે વારંવાર સુવાવડ આવવી વગેરે

આમાથી બચવા માટે જરૂરી એવા કેટલાક નિયમો આ પ્રમાણે છે (૧) ખુલ્લી હવા, ઉજાસ, સારો ખોરાક અને કસરત (૨) તાજા શાકભાજી, દૂધ અને માખણ એક એવો ખોરાક છે કે જે ક્ષયમાં જતા બચાવે છે. (૩) ક્ષયના રોગીએ ઉપર જણાવ્યા મુજબ થૂકવાની કાળજી રાખવી તથા નાના બાળકોને પોતાની નજીક આવવાં દેવાં નહિ (૪) દરેક માણસે બધા બારીબારણા ખુલ્લા રાખી સુવાબેસવાની ટેવ રાખવી (૫) સૂતી વખતે માથે અને મોઢે ઓઢવુ નહિ તેમ જ કાયમ નાકવાટે જ શ્વાસ લેવાની ટેવ રાખવી (૬) જ્યાં ત્યાં થૂંકવું નહિ (૭) પેનસિલો, આંગળાં અગર એવી બીજી કોઈ વસ્તુ મોઢામાં નાખીને

ચૂસવી નહિ. (૮) ચોપડી અને ચોપાનિયાં વાંચતાં અથવા પત્તાં રમતાં આંગળાં થૂંકવાળાં કરી પાનાં ફેરવવાં નહિ. અને (૯) દરવર્ષે એકાદ વખત દાક્તર પાસે બરાબર શારીરિક તપાસ કરાવવી, કારણ કે ક્ષય શરૂઆતની અવસ્થામાં સહેલાઈથી મટાડી શકાય છે.

આ સંબંધી વધુ વિગતવાર માહિતી આપતું 'મરુકુંજ' નામનું પુસ્તક નવજીવન કાર્યાલયે બહાર પાડ્યું છે. તે વાંચવાથી દરેકને પૂરો ખ્યાલ આવશે.

હિંદની તંદુરસ્તી અને રોગ આખાની તપાસ કરવા માટે સરકારે નિયુક્ત કરેલ 'ભોર કમિટી'નો રિપોર્ટ થોડા સમય પહેલાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. તેમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ આજકાલ હિંદમાં જ માત્ર પચીસ લાખથી યે વધુ માણસો પીડાઈ રહ્યાં છે. પાંચ લાખથી યે વધુ માણસો દર વર્ષે મરણ પામતાં બીજા અનેકને ચેપ લગાડતાં જાય છે, ઇંગ્લંડ, વેલ્સ, ડેન્માર્ક, સ્વીડન અને અમેરિકા જેવા પાશ્ચાત્ય દેશોમાં ક્ષયના દર્દીને સારવાર આપવા માટે સેનેટોરિયમ વગેરેમાંના ખાટલાની સંખ્યા ક્ષયથી જ થતા મરણના પ્રમાણમાં એકથી ત્રણ જેટલી છે. જ્યારે આપણા દેશમાં ક્ષયના રોગીઓને માટે બધા થઈને માત્ર છ હજાર ખાટલા છે એટલે કે ક્ષયથી થતા એકસો મરણના પ્રમાણમાં માત્ર એક જ ખાટલો છે! ઉપર જણાવ્યા મુજબની ગોઠવણ રાખવાથી પાશ્ચાત્ય દેશોએ ક્ષયનું મરણપ્રમાણ છેલ્લાં ત્રીસ વર્ષોમાં ખૂબ જ ઘટાડી નાખ્યું છે, જ્યારે આપણે ત્યાં આ જાતની સગવડના અભાવે પ્રમાણ વધતું જ જાય છે. સરકાર અને ખાનગી સંસ્થાઓ અગર વ્યક્તિઓ મળીને આ કામ ઉપાડી લે તો જ આ પરિસ્થિતિને પહોંચી શકાય તેમ છે.

હવે તો એ પણ પુરવાર થઈ ચૂક્યું છે કે ક્ષયના દર્દીઓ સારવાર માટે પહાડ અગર એવી બીજી ખાસ જગ્યાએ જવાની જરૂર નથી, પરંતુ જે આબોહવામાં એ રહેતો હોય ત્યાં જ જરૂરી સારવાર લઈને ફરીને કામ કરવા સશક્ત અને તંદુરસ્ત બની શકે છે. અત્યારે ગુજરાતમાં માત્ર, વડોદરા અને આણંદમાં થોડા દર્દીઓને સારવાર આપવાનો પ્રબંધ થયો છે. હવે સોનગઢ અને અન્ય સ્થળે ગોઠવણો થાય છે.

ગુજરાતમાં કેળવણી માટે યુનિવર્સિટી થાય છે. કેળવણી એ ખૂબ આવશ્યક વસ્તુ છે પરંતુ તેથી યે વધુ જરૂર આરોગ્યની છે અને ક્ષયની સારવાર તો માત્ર તેનું એક નાનું અંગ છે. આ માટે સરકાર ગુજરાતમાં ભલે ગમે ત્યારે સેનેટોરિયમો કરે અને તેને માટે યોગ્ય પગલાં લે પરંતુ સાથેસાથે પ્રજાની–આપણી પોતાની–પણ ફરજ છે કે આપણે કાંઈક કરવું જોઈએ, અને આ રોગને અટકાવવા, ઓછો કરવા અને અત્યારે જે દર્દીઓ હોય તેમને રોગમુક્ત કરવા પ્રયત્નો કરવા. આપણા શ્રીમંતો ટ્રસ્ટફંડો કરીને ક્ષયની સારવાર માટે અમદાવાદ તેમ જ ગુજરાતના દરેક મોટા ગામમાં એક એક સેનેટોરિયમ કરે અને અમદાવાદમાં જ અત્યારે શરૂઆતરૂપે ઓછામાં ઓછું પચાસથી સો ખાટલાનું સેનેટોરિયમ અથવા દવાખાનું કરે તો ખૂબ જ આવકારદાયક પગલું ગણાય અને તે દિશામાં શરૂઆત થાય. અને ક્ષયના ભયંકર મોતના મુખમાં જતાં અનેકાનેક માણસો બચી જાય આપણે ઇચ્છીએ કે આ બાબત ઉપર વિચાર કરવા અને યોગ્ય કરવા માટે આપણા શ્રીમંતો જરૂરથી પ્રેરાય.

★

# શૂન્યની શોધ

લેખક

શ્રી. અમીદાસ કાણકિયા એમ. એ. બી. ટી.

'દીપશિખા' નામનો કાવ્યસંગ્રહ તથા 'ઇતિહાસ પરિચય', 'હિંદના ઇતિહાસની રૂપરેખા' અને 'ભારતીય ઇતિહાસની ભૂમિકા' વગેરે શાળોપયોગી ઇતિહાસના કર્તા શ્રી કાણકિયા ઇતિહાસના અચ્છા અભ્યાસી છે. શૂન્ય પાછળનો ઇતિહાસ જોઈએ, હિંદે કરેલી એની શોધ જોઈએ, એ ન શોધાયું હોત તો આજ આપણી શી દશા હોત એ વિચારીએ તો 'એકડા વિના મીંડાં નકામા'ની કહેવત આપણે બદલી નાખવી પડે. માનવઇતિહાસની સંસ્કૃતિના બાલ્યકાળમાં એની શોધ કેવી રીતે થઈ, આપણા દેશમાંથી એ શોધ બીજે ક્યાં ક્યાં અને કેવી રીતે પ્રસરી, ગ્રીસ અને રોમમાં કઈ અંક પદ્ધતિ હતી, યુરોપને આપણી અંકપદ્ધતિનો પરિચય કેવી રીતે થયો વગેરેની માહિતી અહીં આપવામાં આવી છે. વિષય જરા નવા જેવો લાગે તોપણ સૌ કોઈ ખંતથી આ વિદ્વત્તાભર્યો લેખ વાંચે એમ ઇચ્છીએ છીએ.

કોઈ ગામડિયો મુંબાઈ જેવા મોટા શહેરમાં પહેલી જ વાર આવી ચડે તો તેને આગગાડી, મોટર, ટ્રામ, સ્ટીમર અને વિમાન જેવાં યાંત્રિક વાહનો તથા અનેક જાતનાં કારખાનાં જોઈ કેવું અદ્ભુત આશ્ચર્ય થાય! જેમ ચાંપ દાબતાં વીજળીના દીવા ઝળહળી ઊઠે ને પંખા ગોળગોળ ફરવા લાગે, બોલપટ જોઈ તેનું મન બહેકી જાય ચાવી ફેરવી કે રેડિયો ચાલુ થાય ને દિલ્હીથી બોલતા કોઈ દેશનેતાની વાણી વહેવા લાગે ને એ દિગ્મૂઢ બની મનમાં બોલી ઊઠે 'આ બધું સ્વપ્ન કે સત્ય?' તેમ આધુનિક યુગની આ બધી અજાયબીઓથી તમને કદી પણ તાજુબી ઊપજી છે ખરી? નહિ ઊપજી હોય કારણ કે તમે એ બધું બચપણથી જ જોયું છે. આજે તમને એમાં કંઈ ખાસ આશ્ચર્યકારક જણાતું નથી. કોઈ પણ વસ્તુનો જેમ પરિચય વધે તેમ તેના તરફની આપણી આશ્ચર્યની લાગણી ઓછી થતી જાય છે. આપણી આજુબાજુ એવી ઘણી ચીજો છે જે શરૂઆતમાં ઘણી આશ્ચર્યજનક લાગતી પરંતુ આજે લાંબા પરિચયને લીધે એ તદ્દન સામાન્ય જણાય છે.

તેવી જ અદ્ભુત આ ચીજ છે. આપણે બધા એનો રોજ ઉપયોગ કરીએ છીએ પણ હવા અને પાણીની જેમ એવી તો એ સામાન્ય છે કે આપણે એની પૂરી ઉપયોગિતા જાણતા નથી ને તેની પૂરી કિંમત આંકી શકતા નથી. એ ચીજ તે આપણાં અંકો–મીંડું અને તેના નવ મિત્રો. તમે કહેશો કે મીંડાની વળી કિંમત શી? મીંડું એટલે મીંડું. મીંડાના મિત્રો એકથી નવ સુધીના અંકોની કિંમત પણ વળી કેટલી? પણ જરા વિચાર કરો કે મીંડું ને તેના નવ મિત્રો ન હોત તો શું થયું હોત. એ વિના દરેક કામકાજમાં આપણને કેટલી બધી અગવડ પડી હોત? મોટી મોટી અબજ કે એથી પણ વધુ સંખ્યાની રકમો આપણે એ નવ અંકો અને મીંડા વડે જ જણાવી શકીએ છીએ. એ દશ અંકો વિના દુનિયાની પ્રગતિ જ થંભી ગઈ હોત. વિજ્ઞાનમાં તેમ જ વ્યવહારિક જીવનમાં જે અસાધારણ વિકાસ થઈ શક્યો તથા આધુનિક જમાનાની અદ્ભુત

શોધો થઈ શકી તે ઘણેભાગે તો શૂન્યની શોધને લીધે જ. એ શૂન્યની શોધ કરી છે આપણા દેશે. આ જાણી તમને જરૂર આનંદ થશે. ભારતવર્ષે જગતને ઘણીઘણી વાતો શીખવી છે. રસાયણવિદ્યા, પદાર્થ-વિજ્ઞાન, ખગોળશાસ્ત્ર, ગણિત વગેરે ઘણા વિષયોનું જ્ઞાન આપી આપણા હિંદે વિશ્વના સંસ્કૃતિવિકાસમાં મહત્ત્વનો હિસ્સો આપ્યો છે. હિંદે શીખવેલી જુદીજુદી વિદ્યાઓમાં વિશેષ મહત્ત્વની છે આધુનિક અંકપદ્ધતિ. આખા જગતે એ અંકપદ્ધતિ અપનાવી છે એજ એની ઉપયોગિતા કેટલી બધી છે એ બતાવે છે.

આધુનિક અંકપદ્ધતિ મળી એ પહેલાં જગતની ઈતર જાતિઓ પોતાના વ્યવહાર શી રીતે ચલાવતી તે જોઈએ. રાય કે રંક દરેક જણને ગણવાની જરૂર પડે એ તો દેખીતું છે. માનવજાતે સંસ્કૃતિમાર્ગે સફર શરૂ કરી ત્યારથી જ તેને ગણતા કરતાં આવડતું હશે એમાં શંકા નથી પણ જગતની બધી જ પ્રજાઓએ ગણવાની કળામાં એક સરખી પ્રગતિ સાધી ન હતી. આપણા દેશના લોકો અતિપ્રાચીન સમયમાં પણ પરાર્ધ અને તેથી પણ વધુ સંખ્યાની ગણના કરી જાણતા એમ વૈદિક સાહિત્યમાં તેમ જ બૌદ્ધ અને જૈન ધર્મના પ્રાચીન ગ્રંથોમાં આવતા અનેક ઉલ્લેખો પરથી જણાય છે. ગણના માટે વપરાતી એક, દસ સહસ્ત્ર, અયુત નિયુત, પ્રયુત અર્બુદ આદિ સંજ્ઞાઓ એકએકથી દસ ગણી હતી ને દસગુણોત્તર સંજ્ઞા કહેવાતી. એ જ પ્રમાણે એક કરતાં સો અથવા સહસ્ત્ર ગણી સંખ્યા-ક્રમવાચક પરિભાષા, શતગુણોત્તર અને સહસ્ત્રગુણોત્તર કહેવામાં આવતી. ભારતવર્ષે સંખ્યાની ગણનામાં આવી અસાધારણ પ્રગતિ સાધી હતી, ત્યારે યુરોપના આધુનિક સર્વ દેશો જેની સંસ્કૃતિના વારસદાર ગણાય છે એ ગ્રીસ દેશના લોકો માત્ર દસહજાર લગી ને રોમના લોકો માત્ર હજાર સુધીજ ગણી જાણતા ને એ પછી ઘણાં સૈકાંઓ સુધી એ કરતાં આગળ વધી શકયા નહતા.

કોઈ પણ સંખ્યા લખી જાણવાની બે રીત છે. આપણે અંકો દ્વારા કે શબ્દો દ્વારા કોઈ પણ સંખ્યા ગણાવી શકીએ. લખવાની કળા શીખ્યા ત્યારથી જ લોકો આ રીતે સંખ્યા લખી જાણતા હશે ઈ. સ. પૂર્વે આશરે ત્રણ હજાર વર્ષ પહેલાં પણ લખવાની કળા આપણા દેશના લોકો જાણતા હતા એ તો હવે મોહન જો ડેરો અને હરપ્પાના અવશેષમાંથી મળી આવેલી મુદ્રાઓના લખાણે સિદ્ધ કર્યું છે. એશિયા માઈનોરની ઉત્તરે કેપેડોકિયાના બોઘાઝ-કુયુઈ નામના એક સ્થળે ખોદકામ કરતાં જર્મન સંશોધકને ઈ. સ. ૧૯૧૨માં મળી આવેલ પુરાતન લેખોમાં એક, ત્ર્ય, પંચ, સપ્ત, નવ એ સંખ્યાવાચક વિશેષણો પણ વપરાયાં છે. એ પુરાતન લેખો ઈ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષ પહેલાંના છે. તે બતાવે છે કે ત્યાં જઈ વસેલા આર્યોને સંખ્યાની સારી માહિતી હતી. વૈદિક અને બૌદ્ધ સાહિત્યના કેટલાક ઉલ્લેખો પરથી જણાય છે કે આપણા દેશની પ્રજા એ પ્રાચીન કાળમાં પણ લખવાની કળા જાણતી સમ્રાટ અશોકના ઉત્તીર્ણ શિલાલેખોમાં સંખ્યાદર્શક અંકો વપરાયા છે. આ સર્વ પ્રમાણે જોતાં આપણા દેશના લોકો અતિપ્રાચીન કાળમાં પણ લખવાની કળા જાણતા હતા એ વિશે શંકા રહેતી નથી. સંખ્યા દર્શાવવાની બન્ને રીતો પ્રચલિત હતી. એ બન્ને રીતોમાં વધુ સરળ અને વધુ ઉપયોગી અંકો દ્વારા રકમ લખવાની રીત જણાય છે, પણ એ તો આપણી આધુનિક અંકપદ્ધતિને લીધે. એ અંકપદ્ધતિ

શોધવામાં આવી તે પહેલાં અંકો દ્વારા રકમો લખવાની જે પુરાણી પદ્ધતિ હતી એ તો ઘણી જ અટપટી, વિચિત્ર અને અઘરી હતી, એટલી બધી અઘરી હતી કે આજે નાના બાળકો પણ જે હિસાબ સરળતાપૂર્વક કરી શકે છે એવા સરવાળા, બાદબાકી ગુણાકાર અને ભાગાકારના હિસાબ ગણવા માટે ખાસ નિષ્ણાત માણસોની મદદ લેવી પડતી જો આધુનિક અંકપદ્ધતિ ભારતવર્ષે શોધી કાઢી ન હોત ને પુરાણી અટપટી અંકપદ્ધતિ રહી હોત તો વિજ્ઞાન દ્વારા જગત આજે જે અસાધારણ પ્રગતિ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સાધવા શક્તિમાન થયું છે તે ન થયું હોત આધુનિક અંકપદ્ધતિ કેટલી બધી ઉપયોગી થઈ પડી છે તે સમજવા પુરાણી અંકપદ્ધતિ કેવી હતી તે જાણી લેવાની જરૂર છે.

આજે આપણે બે પ્રકારના અંકો વાપરીએ છીએ ઘણી ઘડિયાળોમાં કલાક દર્શાવવા તથા કેટલાંક અંગ્રેજી પુસ્તકોમાં પ્રકરણોની સંખ્યા જણાવવા, જે અંક વપરાય છે તે એક પ્રકારના અને ગણિતના દાખલા ગણવામાં તથા વ્યવહારની સર્વ બાબતોમાં જે અંક વાપરીએ છીએ તે બીજા પ્રકારના. પ્રથમ પ્રકારના અંક રોમન કહેવાય છે બીજા પ્રકારના અંક અરબી કહેવાય છે પણ ખરું જોતાં એ હિંદી કહેવાવા જોઈએ. અંકનો અર્થ ચિહ્ન થાય છે સંખ્યાવાચક ચિહ્ન અંક કહેવાય છે. રોમન અંકો ખરું જોતા તો વર્ણમાળાના અમુક અક્ષરો છે હિંદી અંકપદ્ધતિ અપનાવી એ અગાઉ યુરોપમાં આ રોમન અંકપદ્ધતિ પ્રચલિત હતી રોમન અંકપદ્ધતિમાં એક, પાંચ, દસ, પચાસ, સો, પાંચસો ને હજાર એ સાત સંખ્યા માટે અનુક્રમે I, V, X, L, C, D અને M એ સાત અક્ષરો અંકગણિત રૂપે વપરાય છે આવા ચિહ્નો વડે નાની-મોટી સર્વ રકમો લખવી એ કેવી અઘરી છે એ કહેવાની જરૂર છે ખરી? ગણિતનો એકાદ દાખલો, એ અંકોમાં રકમ લખી ગણશો તો એ કેટલી અઘરી અને કઢંગી અંકપદ્ધતિ છે એ તુરત જ સમજાશે - બે હજાર આઠસો નવ્યાશી જેવી નાની રકમ લખવી હોય તો પ્રથમ તો એ રકમના અનુક્રમે વિભાગ પાડી નાખવા જોઈએ ૧૦૦૦+૧૦૦૦+૫૦૦+૧૦૦+૧૦૦+૧૦૦+૫૦ +૧૦+૧૦+૧૦+૧૦-૧ એવા અનુક્રમ ભાગ પાડ્યા પછી એ માટે વપરાતી સંજ્ઞાઓ મૂકવી રહી એ બધું કર્યા પછી રકમ લખાશે આ રીતે MMDCCCLXXXIX આ તો માત્ર ચાર અંકની રકમ લખવાની વાત થઈ ગણિતના હિસાબ ગણવા હોય તો શી રીતે થઈ શકે?

આ તો યુરોપની જૂની અંકપદ્ધતિની વાત કરી ઇજિપ્તની જૂની અંકપદ્ધતિમાં માત્ર એક, દસ અને સો માટેનાં ત્રણ ચિહ્નો હતાં આ રીતે સોનું ચિહ્ન નવ વખત દસનું ચિહ્ન આઠ વાર ને એકનું ચિહ્ન સાત વાર લખીએ, ત્યારે ૯૮૭ની રકમ દર્શાવી શકાય આપણા દેશની પુરાતન અંકપદ્ધતિ પણ એવી જ વિચિત્ર હતી એ પદ્ધતિમાં બધા મળી વીસ ચિહ્નો વડે ૯૯૯૯૯ સુધીની સંખ્યા લખી શકાતી

આવી હતી વિશ્વના ભિન્નભિન્ન દેશોમાં વપરાતી અંકલેખનની અટપટી પદ્ધતિ એ પુરાણી પદ્ધતિ ચાલુ રહી હોત, આપણા દેશે નવી પદ્ધતિ ન શોધી કાઢી હોત તો જગતે શી પ્રગતિ સાધી હોત? વિજ્ઞાનનો મુખ્ય આધાર ગણિત ગણિતના પાયા વિના વિજ્ઞાનની ઇમારત કેમ બંધાત? શી રીતે આધુનિક યુગની અનેક શોધખોળ થઈ શકત?

આજે જગતના સર્વ દેશોમાં જે નવીન અંકપદ્ધતિ પ્રચલિત છે એ ભારતીય છે. આ નવી અંકપદ્ધતિ એકથી નવ સુધીનાં નવ ચિહ્ન અને શૂન્ય પર રચાયેલી છે. આ અંકલેખનપદ્ધતિની શી વિશિષ્ટતા છે તે સમજવા એક ઉદાહરણ જુઓ. એક પછી એક એમ છ એકડા લખો. રકમ વાંચો, એક લાખ, અગિયાર હજાર, અગિયારસો અગિયાર. આ રકમમાં છ અંકચિહ્નો છે. દરેક અંકને બે કિંમત છે. એક તો પોતાની અને બીજી તેના સ્થાનની. જૂની પદ્ધતિમાં ચિહ્નની પોતાની કિંમત જ જાણીતી હતી. અંક ગમે ત્યાં લખો પણ તેની કિંમત એની એ જ ગણાતી. ભારતીય નવીન પદ્ધતિમાં અંકની કિંમત સંખ્યામાં એના સ્થાન પર અવલંબે છે, આપણે ઉદાહરણની જે રકમ લીધી તેમાં છ એકડા છે પણ એ દરેકની સ્થાનીય કિંમત જમણી બાજુથી જાણતાં એકએકથી દશગણી વધારે છે. છેલ્લા આંકડાની સ્થાનીય કિંમત લાખની છે. અંકોની સ્થાનીય કિંમત એ આપણી નવી અંકપદ્ધતિની મુખ્ય વિશેષતા છે. માત્ર એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ અને નવ એ નવ અંકો વડે અબજોની સંખ્યા દર્શાવી શકાય છે. એ તેની બીજી વિશિષ્ટતા. જ્યાં પહેલાં ઘણી જાતનાં અંકચિહ્નો વાપરવા પડતાં ત્યાં આ નવ ચિહ્નોથી જ હવે કામ સરે છે. આ નવ અંકો તો આપણા દેશની જૂની અંકપદ્ધતિમાં હતા પણ એ ચિહ્નોને સ્થાનીય કિંમત ન હતી એ મળી પણ ન હોત અને જો એમની મદદે મીંડું ન આવ્યું હોત તો મીંડાની શોધ વિના એ નવ અંકો જગતની પુરાણી જડ અંકપદ્ધતિમાં કશી સુધારણા કરી શકયા ન જ હોત. મીંડાની મહત્તા જ એ કે તેના આગમનથી અંકોની સ્થાનિય કિંમત ગણાવા લાગી. આપણે ઘણી વાર બોલી નાખીએ છીએ કે એકડા વિના મીંડાંની શી કિંમત? પણ ખરી વાત તો એ છે કે મીંડાંને લીધે જ એકથી નવ સુધીના આંકડાની કિંમત વધી છે. શૂન્યવાચક ચિહ્નની શોધ ન થઈ હોત તો દસ, વીસ, ત્રીસ, ચાળીસ, પચાસ, સાઠ, સિત્તેર, એંસી, નેવું, સો અને સહસ્ર, માટે પહેલાં હતાં તેવાં ચિહ્નો ચાલુ જ રાખવાં પડત એટલે જૂની પદ્ધતિ જ રહી હોત. આમ આપણી આધુનિક અંકપદ્ધતિનો અને એ પદ્ધતિની શોધથી વિજ્ઞાનમાં થયેલી સર્વ પ્રગતિનો મુખ્ય આધાર મીંડું છે. મીંડાં વિના એના નવ મિત્રો જડની જેમ પડી રહ્યા હતા ને કંઈ કરવાની શક્તિ તેમનામાં ન હતી. મીંડાએ આવી એવી ક્રાંતિકારક શક્તિ પ્રગટ કરી છે કે આખી દુનિયા જ બદલાઈ ગઈ. લોકો આ જાણતા હોય તો મીંડાંની મશ્કરી કદી પણ કરે ખરા?

આધુનિક અંકપદ્ધતિ ભારતીય છે એ આપણા દેશના તથા યુરોપના ઘણા વિદ્વાનોએ અનેક પ્રમાણો આપી સાબિત કર્યું છે. ઈ. સ. ૧૮૮૧માં વાયવ્ય સરહદ પ્રાંતના એક બખ્શાલી નામના ગામડામાંથી ગણિતશાસ્ત્રના એક ગ્રંથની ભોજપત્ર પર લખેલી નકલ જમીન ખોદતાં મળી આવી હતી. એની પ્રાચીન શારદા લિપિ, શૈલી, ભાષા, ઇત્યાદિ સર્વ પ્રમાણો તપાસી ડૉ. હોર્નેલી નામના એક સમર્થ પુરાતત્ત્વવેત્તાએ મત દર્શાવ્યો છે કે ગણિત ગ્રંથ ઈ. સ. ના ત્રીજા અગર ચોથા સૈકામાં રચાયો છે. એ ગ્રંથમાં અપૂર્ણાંક, વર્ગમૂળ, ત્રિરાશી, વ્યાજ, આવક અને ખર્ચ, નફો અને તોટો, સમીકરણ આદિ આધુનિક સમયમાં ગણિતનો ઉચ્ચ અભ્યાસ કરનારા વર્ગને મહાશાળામાં શીખવાતા બધા જ વિષયોનું નિરૂપણ છે.

આ ઈ સ ની ત્રીજી સદીના પ્રથમાં આધુનિક અંકપદ્ધતિના નવ અંકો અને શૂન્ય સ્થાનિય કિંમતની રીતે વપરાયાં છે વ્યાસકૃત યોગસૂત્ર ભાષ્યમા, અગ્નિપુરાણમા, વાયુપુરાણમા, તથા વિષ્ણુપુરાણમા દસ-ગુણોત્તર–નવીન અંકપદ્ધતિનો ઉલ્લેખ છે એ ગ્રથો ઇ સ ની ત્રીજી સદીમા કે એથી પણ પહેલા લખાયા છે ઈ સ. ૪૯૯માં આર્યભટ્ટે, ઈ સ. ૫૨૨માં ભાસ્કરે, ઈ સ ૫૯૮માં લલ્લ પંડિતે, ઈ સ. ૬૨૮મા બ્રહ્મગુપ્તે, ઈ સ ૭૫૦માં શ્રીધરે અને ઈ સ ૮૫૦માં મહાન ગણિતશાસ્ત્રી ગણાતા મહાવીરે પોતાના ગણિતવિધાના ગ્રથો આ નવીન પદ્ધતિમાં લખ્યા છે સુબન્ધુરચિત 'વાસવદત્તા' નામની એક છઠ્ઠી સદીની સાહિત્યકૃતિમાં તારાને શૂન્ય-બિન્દુની ઉપમા આપવામાં આવી છે પહેલાં મીંડાંના ચિહ્નરૂપે બિન્દુ કે અનુસ્વાર જેવું ટપકું મૂકાતું મીંડુ એ શબ્દ પણ બિન્દુમાથી બન્યો જણાય છે

મીંડાનો પ્રથમ ઉલ્લેખ ઈ સ પૂર્વે ૨૦૦માપિંગલ મુનિએ રચેલા છંદસૂત્રનામના એકગ્રથમા કર્યો હતો ઈ સ ૫૯૫ના ને એ પછીના સમયના અનેક ઉત્કીર્ણ લેખોમા નવીન અંકપદ્ધતિના અંક વપરાયા છે શ્રી વિજય, સુમાત્રા, લંકા, કંબોડિયા, આદિ હિંદી ટાપુઓમાંથી મળી આવેલા સાતમી અને આઠમી સદીના શિલાલેખોમા પણ એ જ પદ્ધતિના અંક પ્રયોજાયા છે આવાં અનેક પ્રમાણો જોતા નિશ્ચિત જણાય છે કે આપણા દેશમા ઈ સ પૂર્વે વધારે નહિ તો એક સો વર્ષ પહેલા એટલે આશરે આજથી ૨૦૦૦ વર્ષ પહેલા મીંડાની શોધ થઈ હતી. ને આધુનિક અંકપદ્ધતિ પ્રચારમાં આવી હતી છેક વૈદિક સમયથી ગણિતવિધા-માં હિંદે જે અપૂર્વ પ્રગતિ સાધી હતી અને ભૂમિતિ, ત્રિકોણમિતિ, અંકગણિત, બીજ-ગણિત, સ્થિતિશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રમા તથા ખગોળવિદ્યામા જે સિદ્ધાંતો બાંધ્યા હતા એ જોતા હિંદે જ અંકપદ્ધતિની નવી યોજના કરી હોય એ જ સંભવિત જણાય છે નવી પદ્ધતિના નવ અંકોના ચિહ્નો તો એ પહેલા પણ પ્રચલિત હતા પુરાણી પદ્ધતિમા શી રીતે ક્રમિક વિકાસ થતા નવી પદ્ધતિ ઉત્પન્ન થઈ એનાં ઉદાહરણ હિંદ સિવાય બીજા કોઈ પણ દેશમાં મળ્યાં નથી આપણા દેશના લોકો વૈદિક સમયમા દસ ગુણોત્તર સંખ્યા દર્શાવી શકતા ખરું જોતા બોલવામા તથા શબ્દો દ્વારા લખવામા જે પદ્ધતિ પ્રાચીન કાળમા પણ પ્રચલિત હતી તેનું સ્વાભાવિક રૂપાંતર જ આ નવીન પદ્ધતિ હતી આંકડા દ્વારા લખવામાં જે જટિલતા હતી તે કાઢી નાખવાના અને અંક-લેખન સરળ બનાવવાના પ્રયાસનું આ એક સફળ પરિણામ હતુ

આપણા દેશની આ શોધ દુનિયાના બીજા દેશોમાં કેવી રીતે અને ક્યારે પ્રસરી એવી પૃચ્છા તમારા મનમાં જાગી હશે હવે તમારા પ્રશ્નનો જ જવાબ આપુ. ઈ સ. ના સાતમા સૈકામાં ભારતીય શોધની ખ્યાતિ પૂર્વ એશિયા સુધી પ્રસરી ચૂકી હતી. સિરિયાના સેબોખ્ત નામના એક વિદ્વાન સાધુએ ઈ. સ ૬૬૨ માં એક ગ્રથમાં આ શબ્દો લખ્યા છે 'હિંદીઓએ વિજ્ઞાન વિશે કરેલા વિવાદો વિશે તેમણે ખગોળવિદ્યામાં ગ્રીસ અને બેબિલોનના લોકો કરતાં પણ વધારે ચમત્કારી સૂક્ષ્મ સંશોધન કર્યાં છે–તે વિષે તથા તેમની વર્ણવી પણ ન શકાય તેવી ગણના વિશે લખતો નથી. આજે તો માત્ર નવ અંકો વડે ગણના કરવાની તેમની પદ્ધતિ વિષે જ કહીશ ' આમ લખી તેણે વિજ્ઞાનમાં અમે

છેલ્લી શોધખોળ કરી ચૂક્યા છીએ એવું ગુમાન રાખતા ગ્રીકોને ટકોર કરી છે. આપણી અંકપદ્ધતિની ખ્યાતિ સિરિયા સુધી આમ સાતમી સદી પૂર્વે પ્રસરી ગઈ હતી, પણ તેનો પ્રચાર તો એ પછી ઘણે સમયે થયો. ભારતીય અંકપદ્ધતિનો પ્રચાર કર્યો, આરબ જાતિએ. આરબો તો એ નવ સંજ્ઞા અને મીંડાને હિંદી કહી ઓળખાવતા પણ યુરોપના લોકો આરબો પાસેથી એ અંકપદ્ધતિ શીખ્યા એટલે તેમણે અંકોને અરબી કહ્યા. આજે પણ એ અંકો અરબી કહેવાય છે. ખરું જોતાં તો એ હિંદી ગણાવા જોઈએ.

મહંમદ પયગમ્બર સાહેબના જન્મ પહેલાં આરબ જાતિ છેક અજ્ઞાન દશામાં હતી. આરબ સંસ્કૃતિ પણ પ્રાથમિક સ્થિતિમાં હતી. ઈસ્લામ ધર્મે આરબ જનતામાં અદ્‌ભુત જાગ્રતિ આણી. મહંમદ પયગમ્બર સાહેબના મરણ પછી માત્ર એકસો વર્ષોમાં આરબોએ ઘણા દેશો જીતી લઈ વિશાળ રાજ્ય જમાવ્યું. ઈ. સ. ૭૧૨ માં આરબોએ હિંદમાં પ્રવેશી સિંધમાં પોતાની હકૂમત સ્થાપી. આરબો હિંદના સંપર્કમાં આ રીતે આવ્યા અને હિંદની ઉચ્ચ સંસ્કારિતા જોઈ આશ્ચર્યચકિત થયા. આરબ સામ્રાજ્યની રાજધાની મુલ્કમશહૂર બગદાદ શહેર બૌદ્ધિક જાગ્રતિનું મુખ્ય કેન્દ્ર બન્યું. આરબોએ સંસ્કૃત, ગ્રીક, લેટિન, અને ઝેન્દ ભાષાના ગ્રંથોના અરબી ભાષામાં અનુવાદ કર્યા. અરબી સાહિત્યના પાયા ઈ. સ. ૭૫૦ થી ૮૫૦ સુધીના એક સૈકામાં ચણાયા. ઈરાની સાહિત્યના અનુવાદો થયા ને ભારતીય વિદ્યાના અનેક ગ્રંથોનાં ભાષાંતર કરવામાં આવ્યાં. ખગોળવિદ્યા, ગણિત, શસ્ત્રવિદ્યા, વૈદક, આદિ વિજ્ઞાનનું જ્ઞાન આરબોને ભારતવર્ષ પાસેથી મળ્યું. ઈ. સ. ૭૭૩ માં ખલીફા અલ મન્સુરની રાજસભામાં, સિંધથી એક પ્રતિનિધિમંડળ આવ્યું. એ પ્રતિનિધિમંડળના વિદ્વાનો ગણિતના, સંસ્કૃત ભાષાના ઘણા ગ્રંથો પોતાની સાથે બગદાદ લેતા આવ્યા હતા. અલફઝારી અને યાકુબ ઇબ્ન તારિક નામના બે આરબ વિદ્વાનોએ હિંદથી આવેલા પંડિતોની મદદ લઈ બ્રહ્મગુપ્તે રચેલા બ્રહ્મસ્ફૂટ સિદ્ધાંત અને ખંડખાધક નામના ગણિતવિદ્યાના બે ઉત્તમ ગ્રંથો અરબી ભાષામાં ઉતાર્યા. આરબો ભારતીય અંકપદ્ધતિથી આમ પરિચિત થયા. આરબ વિદ્વાનોએ આ ઋણનો સ્વીકાર કર્યો છે. ઇબ્ન પહુપીષ, દઆહિઝ, અલમસૂદી, ઈબ્નતમિમ, અલબીરૂની, અને બીજા આરબ લેખકોએ પોતાના ગ્રંથોમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે આરબો જે અંકપદ્ધતિ હવે વાપરે છે તે ભારતીય છે. ઈ. સ. પૂર્વે પહેલી સદીમાં આપણા દેશમાં આધુનિક અંકપદ્ધતિની શોધ થઈ. ઈ. સ. ની પહેલી સદીમાં એ શોધ પૂર્વમાં ચીન અને સુમાત્રા સુધી અને પશ્ચિમે સિરિયા સુધી પહોંચી. આરબો ઈ. સ. ની આઠમી સદીમાં હિંદની એ શોધથી પરિચિત થયા હતા પણ તેમણે જીવનવ્યવહારમાં તો નવી અંકપદ્ધતિનો ઉપયોગ કરવાનું એ પછી ચારસો વર્ષે શરૂ કર્યું.

યુરોપને ભારતીય અંકપદ્ધતિનો પરિચય આરબો દ્વારા થયો જણાય છે. આરબોએ ઈ. સ. ૭૧૧ માં જિબ્રાલ્ટરની સામુદ્રધુની ઓળંગી યુરોપમાં પ્રવેશ કરી સ્પેનમાં સત્તા સ્થાપી હતી. તેમણે સ્પેનમાં કોર્ડોવા, ટોલીડો અને ગ્રેનેડા એ ત્રણ સ્થળે મુખ્ય વિદ્યાપીઠો સ્થાપી, જે વખત જતાં ઘણી વિખ્યાત થઈ. યુરોપના જુદાજુદા વિભાગોમાંથી અનેક વિદ્યાર્થીઓ આ વિદ્યાપીઠોમાં અભ્યાસ કરવા આવતા.

ભારતીય અંકપદ્ધતિનાં દસ ચિહ્નો મીંડું અને તેના નવ મિત્રો આઠમા સૈકામાં બગદાદ આવ્યા ને ધીમેધીમે ઉત્તર આફ્રિકાને માર્ગે દીર્ઘ મજલ કરી આખરે સ્પેનમાં આવ્યા સ્પેનમાં એ દસે દોસ્તોનો સારો સત્કાર થયો સ્પેનનાં વિદ્યાલયો દ્વારા ભારતીય અંકપદ્ધતિની આછી માહિતી યુરોપને બારમી સદીમાં મળી

યુરોપમાં આપણી અંકપદ્ધતિનો પ્રચાર કરવાનો યશ પીસાના રહીશ લીઓનાર્ડો નામના એક વિદ્વાન લેખકને ઘટે છે. તેણે એક પુસ્તક લખી હિંદી અંકપદ્ધતિની ઉપયોગિતા સમજાવી યુરોપના વિદ્વાનો પણ એ વખતે એવા સ્થિતિચુસ્ત હતા કે નવી અંકપદ્ધતિની શરૂઆતમાં તો અવગણના થઈ પણ જેમ-જેમ તેની ઉપયોગિતા સમજાઈ તેમતેમ મીંડાંની અને તેના નવ મિત્રોની મહત્તા વધીને આખરે પંદરમી સદીમાં યુરોપે આપણી અંકપદ્ધતિ અપનાવી લેવાની શરૂઆત કરી જૂની અને નવી પદ્ધતિ વચ્ચે રસાકસી તો ચાલુ રહી હતી. આખરે એ સ્પર્ધામાં મીંડાએ વિજય મેળવ્યો ને સત્તરમી સદી બેસતાં તેણે એવો પ્રભાવ જમાવ્યો કે પુરાણી અંકપદ્ધતિને સ્થાને ભારતીય અંકપદ્ધતિ સર્વત્ર પ્રસરાવા લાગી

એ નવીન અંકપદ્ધતિથી યુરોપને કેવો અનહદ લાભ થયો એ નેપોલિયનના વખતના એક ફ્રેન્ચ વિદ્વાને લખેલી નોંધ પરથી જણાય છે. તેણે લખ્યું છે કે પોતાની સ્વતંત્ર તેમ જ સ્થાનીય એમ બે કિંમત ધરાવતા માત્ર દશ ચિહ્નો વડે બધી સંખ્યાઓ દર્શાવવાની ચતુર અને ચમત્કારી યોજના આપણને શીખવી છે હિંદે.

આજે એ અદ્ભુત અને મહાન શોધ આપણને છેક સામાન્ય જણાય છે, કારણ કે આપણે એવું સાચું મહત્ત્વ સમજતા નથી પરંતુ એ સાદી જણાતી યોજનાએ દરેક પ્રકારની ગણનામાં જે સરળતા કરી આપી છે એથી તો આપણું અંકગણિત આજે વિજ્ઞાનમાં ઉચ્ચતમ સ્થાને બિરાજે છે. આર્કિમિડીસ અને એપોલોનિયસ સમા પ્રાચીન સમયના પ્રતિભાસંપન્ન બે મહાન વિદ્વાનોને પણ આ યોજના સૂઝી ન હતી, એ વિચારતાં આપણને ભારતીય અંકપદ્ધતિની ભવ્યતાનું સાચું ભાન થાય છે

અંકગણિત, અક્ષરગણિત, રેખાગણિત, ત્રિકોણમિતિ આદિ ગણિતવિદ્યાની વિવિધ શાખાઓમાં તથા ખગોળ, વૈદક, રસાયણ આદિ વિજ્ઞાનના વિષયોમાં આપણા દેશના વિદ્વાનોએ જે અપૂર્વ સિદ્ધિઓ મેળવી હતી એ વિશેનો આજે મે તમારી સમક્ષ કંઈ વાત કરી નથી. માત્ર મીંડાની ઉત્પત્તિ અને ઉપયોગિતાની વાત કરી છે અને આશા છે કે એ પરથી તમને વિશ્વના સંસ્કૃતિ-વિકાસમાં આપણા દેશે આપેલા અગત્યના હિસ્સાનો કંઈક ખ્યાલ આવ્યો હશે.

પૂર્વજો તરફથી મળેલા એ અણમોલ સાંસ્કૃતિક વારસાને શોભાવે એવા અનેક રામાનુજમ અને રામન હિંદ આજે માગે છે માતૃભૂમિ તમારા તરફ આશાની મીટ માંડી રહી છે એની અભિલાષા પૂર્ણ કરવાની છે એ વાત ન ભૂલશો.

( ઑલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી )

★

# માયાવાદ

લેખક:

## શ્રી. ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ

ગયા અંકમાં શ્રીમદ્ શંકરાચાર્યના તત્ત્વજ્ઞાન વિષે આપણે જોયું. ब्रह्मसत्यजगन्मिथ्या ના સૂત્રનો એ મહાનુભાવે ભારતવર્ષને વારસો આપ્યો છે તેને સાચે સ્વરૂપે આપણે હજી ય જાણતા નથી. જગત એ મિથ્યા છે એટલે શું હાથપગ જોડી નિષ્ક્રિય બેસી રહેવું? જગતને સ્વપ્ન જેવું કહ્યું તો ખરું પરંતુ સ્વપ્ન પણ શું તે સમય પૂરતું સત્ય નથી? લેખકે સાચું જ કહ્યું છે કે બી. એ.નું પ્રમાણપત્ર મેળવનારને મેટ્રિકનું પ્રમાણપત્ર જે અર્થમાં નકામું છે, મિથ્યા છે, તે અર્થમાં સાચા બ્રહ્મજ્ઞાનીને જગત મિથ્યા છે.

સહુ પ્રથમ જીવનમાં જ્ઞાનની ઉપયોગિતા સિદ્ધ કરી આ લેખમાં શ્રી. વ્યાસે માયાવાદ વિષે સાદી સમજણ આપી છે.

સુખ માટે પ્રવૃત્તિ કરવાની અને દુ:ખમાંથી નિવૃત્તિ મેળવવાની મનોવૃત્તિ પ્રાણીમાત્રમાં જોવામાં આવે છે. પૃથ્વીની ઉત્પત્તિથી માંડી એના પ્રલયકાળ સુધી એ મનોભાવના કાયમ રહેવાની છે. કલ્પી લીધેલા યુગો, સત્ય, દ્વાપર, ત્રેતા કે કલિ માનવીની સ્વાભાવિક વૃત્તિઓને બદલી શકતા નથી. ઋગ્વેદની ઋચાઓમાં દેખા દેતી માનવ-વૃત્તિઓ આજે પણ કાયમ છે. પોતાના કુટુંબીઓને અને મિત્રોને પૂરતું ખાવાપીવાનું મળે અને પોતાના શત્રુઓ નાશ પામે, એવી મતલબની પ્રાર્થનાઓ ઋગ્વેદ આદિ વેદોમાં એક-બે નહીં સંખ્યાબંધ મળી આવે છે.

અમોને ખાવાપીવાનું અને સામર્થ્ય સાથે શીઘ્ર ભેટ આપો. (विद्यामेषं वृजनं जीरदानुम् । ઋગ્વેદ મં. ૧ સૂ. ૧૮૪.)

હે વરુણ, હું ઘણું આપી શકે એવા પ્રિયજનોથી વંચિત નહીં રહું, અર્થાત્ મારુ કલ્યાણ કરે એવા પ્રિયજનો મને મળો. (मा अहम् मघोनः वरुण प्रियस्य भूरिदान्वः आ विदम् शूनम् आपेः । ઋગ્વેદ મં. ૨ સૂ. ૮.)

આ આત્મકલ્યાણની મનોવૃત્તિ યજ્ઞાદિ કર્મને ઉપજાવનાર છે. ઋગ્વેદની કાવ્યકલામાં કે ઉપનિષદના રસિક તત્ત્વચિંતનમાં અનુભવાતા નિર્વ્યાજ આનંદ માટે કર્મકાંડ નથી. યજ્ઞથી આપણા ચિત્ત ઉપર મંગલભાવ પ્રગટતો હશે; આપણી વૃત્તિઓને પરિશુદ્ધ કરવામાં એનો, કદર કરવા જેટલો, ફાળો હશે; પરંતુ યજ્ઞાદિક કર્મકાંડથી વિશ્વના રહસ્યનો ઉકેલ શોધવા મથતી બુદ્ધિ સમાધાન પામતી નથી અને તેથી અલૌકિક શોધ કર્યાનો આનંદ એમાંથી જડતો નથી. યજ્ઞાદિ પાછળ સ્વાર્થભાવ હોવાથી ઉચ્ચતર આનંદને એમાં અવકાશ જ હોતો નથી. કર્મની આ મર્યાદા હોવા છતાં ત્રિગુણાત્મક પ્રકૃતિ મનુષ્યને કર્મરહિત બનવા દે એ સંભવિત જ નથી અને સારાં કર્મમાંથી સારાં અને નઠારાં કર્મમાંથી નઠારાં પરિણામો ઉદ્ભવે છે એ માનવજીવનના સાદા સત્યની સમજણથી શ્રુતિ કલ્યાણપ્રેરક કર્મનું પ્રતિપાદન કરે છે.

સ્વર્ગની કામનાવાળાએ જ્યોતિષ્ટોમ નામનો યજ્ઞ કરવો (ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत ॥) તથા

અમે સોમ પીધો અને અમૃત થયા. (अपाम सोमम् अमृता अभूम ॥) આવાં અનેક શ્રુતિવચનો સુખ અને કલ્યાણ માટે કર્મ કરવા જણાવે છે.

કર્મ માટે પ્રેરનાર શ્રુતિજ્ઞાનનો પણ મહિમા ગાય છે મનુષ્યને કર્મ વગર ચાલતુ નથી તો જ્ઞાન વગર પણ ચાલે તેમ નથી સ્થૂલ જીવન માટે, ઐહિક જીવન માટે, સુખભોગાદિક માટે કર્મ આવશ્યક છે તો સૂક્ષ્મ જીવન માટે, આધ્યાત્મિક જીવન માટે, અલૌકિક આનંદાનુભવ માટે જ્ઞાન જરૂરી છે. જ્ઞાન શ્રેયકારી કર્મને પ્રેરે માટે નહિ, જ્ઞાન નઠારા કે નકામાં કર્મને અજાણે માટે નહિ, પણ જ્ઞાન જ્ઞાન તરીકે જ મહાન છે. જ્ઞાનનો અનુભવ આનંદનો અનુભવ છે અને આનંદ વગર મોક્ષનો અનુભવ સંભવતો નથી કર્મ માત્રની મર્યાદાનો સ્પષ્ટ બોધ કરતાં અને જ્ઞાનનો મહિમા ગાતા શ્રુતિસ્મૃતિવચનો સંખ્યાબંધ મળી આવે છે.

જ્ઞાન વગર મોક્ષ નથી. (ऋते ज्ञानान्न मुक्तिः)

જ્ઞાન જેવુ પવિત્ર બીજુ કશુ નથી (न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते।)

તેટલા માટે જેમ આ લોકમા કર્મથી પ્રાપ્ત કરેલો અનાજ વગેરે પાક ક્ષય પામે છે, એમ પરલોકમાં પુણ્યથી પ્રાપ્ત કરેલો ઉપભોગ ક્ષય પામે છે (तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवममुत्र पुण्यचितो लोकः क्षीयते ॥)

તેઓ તે વિશાળ સ્વર્ગલોકનો ઉપભોગ કરીને પુણ્ય ક્ષીણ થયે મૃત્યુલોકમા પ્રવેશ કરે છે (ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ॥)

જે કરાયલું છે તે નાશ પામે છે, અર્થાત્ કર્મ માત્ર નાશવંત છે કેવળ જ્ઞાન નિત્ય છે, જ્ઞાનથી અનુભવાતો મોક્ષ નિત્ય છે (यत् कृतकं तदनित्यम् ॥)

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે શ્રુતિમાં કર્મ અને જ્ઞાન બન્નેને સ્થાન છે જીવનમા જો એમ હોય તો જીવનને ઉદ્દેશીને લખાયેલા શાસ્ત્રગ્રંથોમા પણ એમ જ હોય જ્ઞાનને જ્ઞાનની રીતે અને કર્મને કર્મની રીતે મહત્ત્વ પ્રાપ્ત થાય છે છતા સમય જતા જ્ઞાનવાદી અને કર્મવાદી પોતપોતાના વાદને મહત્ત્વ આપે છે અને અન્ય વાદને ધિક્કારે છે. આ ઝઘડો ખોટું સ્વરૂપ પકડે છે અને શ્રુતિનું પ્રમાણ જોખમાય એવો સંભવ ઊભો થાય છે

ભગવાન બાદરાયણના બ્રહ્મસૂત્રોમા પરમાત્મા જગતનુ ઉપાદાનકારણ છે કે નિમિત્તકારણ છે તેની રસિક ચર્ચા આવે છે કુંભાર માટીમાથી ઘડો બનાવે છે એટલે કુંભાર ઘડાનું નિમિત્તકારણ કહેવાય કુંભાર ઘડો બનાવે છે, પોતે ઘડો બની જતો નથી. કુંભાર મરણ પામે તોપણ ઘડો કાયમ રહી શકે. ઘડો ફૂટી જાય તો પણ કુંભાર જીવતો રહી શકે. એટલે કે કુંભાર અને ઘડો નિરનિરાળા છે. આવી જ રીતે જો પરમાત્મા જગતનું નિમિત્તકારણ હોય તો જગતથી જુદો હોવો જોઈએ જગતથી દૂર કોઈ એના રહેઠાણમા વાસ કરતો હોવો જોઈએ જગતના અણુએ અણુમાં તે વ્યાપ્ત છે જડ અને ચેતન બધામાં તેનો પ્રકાશ છે, બ્રહ્મમાંથી જગતનો આવિર્ભાવ થયો છે, વગેરે વિધાનો જૂઠા ઠરે

માટીમાથી ઘડો બને છે માટે માટી ઘડાનું ઉપાદાનકારણ કહેવાય. જે માટીમાથી ઘડો બને છે તે માટી મૂળ રૂપમાં કાયમ રહેતી નથી માટીનો ઘડો

થાય છે એટલે માટી ઘડાસ્વરૂપ બની જાય છે. માટી અને ઘડાનું જુદુંજુદું અસ્તિત્વ રહેતું નથી. એ જ પ્રમાણે જો પરમાત્મા જગતનું ઉપાદાનકારણ હોય તો પરમાત્મામાંથી જગત પેદા થયું એટલે જગતથી જુદું પરમાત્મા જેવું કોઈ તત્ત્વ બાકી રહેતું નથી. દૂધમાંથી દહીં થાય તો દૂધ બાકી રહે નહિ. બધું જ દૂધ દહીં થઈ જાય. અમુક દૂધનું દહીં થાય અને અમુક દૂધ દૂધ તરીકે જ કાયમ રહે એ સંભવે નહિ. પરમાત્માને અંગો નથી, એવું શ્રુતિવચન છે એટલે એનાં અમુક અંગમાંથી જગત બન્યું અને અમુક અંગો પરમાત્મા તરીકે કાયમ રહ્યાં એમ કહી શકાય નહિ. પરમાત્મા જો જગતનું ઉપાદાનકારણ હોય તો જગતથી જુદો પરમાત્મા ક્યાંથી હોય? આ મુંઝવતા પ્રશ્નનો જવાબ ભગવાન બાદરાયણ પણ આપી શકતા નથી.

कृत्स्न प्रसक्तिर्निरवयवत्व शब्दकोपोवा ॥

(દ્વિતીયાધ્યાય પ્રથમપાદ સૂત્ર ૨૬)

श्रुतेस्तु शब्दमूलत्वात् ॥

(દ્વિતીયાધ્યાય પ્રથમપાદ સૂત્ર ૨૭)

"શ્રુતિમાં કહ્યું છે માટે વિશ્વાસ રાખો, એવો ગોળગોળ જવાબ આપી ભગવાન બાદરાયણ આ ગૂઢ રહસ્ય પરત્વે પોતાની અશક્તિ દર્શાવે છે અને આપણા ચિત્તનું સમાધાન થતું નથી. પરસ્પર વિરુદ્ધ લાગતાં વિધાનોનો સમન્વય કરવા અને ગૂઢ અને અસ્પષ્ટ વિશ્વરહસ્યનો બુદ્ધિગમ્ય ઉકેલ આપવા ભગવાન શંકરાચાર્યે પોતાનું દર્શન જગત સમક્ષ વ્યક્ત કર્યું. શંકરાચાર્યજીની વિચારધારાને સામાન્યતઃ લોકો માયાવાદથી ઓળખે છે.

માયાવાદના સિદ્ધાંતો ટૂંકમાં નીચે પ્રમાણે સમજાવી શકાય:

૧. ગમે તેવાં સારાં કર્મો પણ નાશ પામે છે. કર્મ શબ્દમાં कृ ધાતુ છે તેનો અર્થ કરવું એવો થાય છે. જે કરવામાં આવે છે તેનો નાશ થાય છે એવો સામાન્ય નિયમ છે. જે વસ્તુ નાશવંત છે તે મોક્ષ જેવી સ્થાયી સ્થિતિ આપી શકે નહીં. કારણ પૂર્ણ રીતે નાશ પામે તો કાર્ય–પરિણામ ટકી શકે નહીં. તળાવ સુકાઈ જાય. પછી કમળની આશા શી રીતે રાખી શકાય? સૂર્ય અસ્ત થયા પછી દિવસનું અસ્તિત્વ ક્યાંથી હોય? સારાં કર્મથી સુખ મળે, સ્વર્ગ જેવી કોઈ આનંદ ભોગવવાની સગવડ મળે, પણ મોક્ષની કાયમી સ્થિતિ નહીં જ મળે. પુત્રની ઇચ્છાથી યજ્ઞ કરો તો પુત્ર મળે, જ્યોતિષ્ટોમ યજ્ઞ કરો તો સ્વર્ગ મળે, પણ કોઈ યજ્ઞ મોક્ષ અપાવે નહીં. કર્મ નકામું છે માટે નહિ, પણ મોક્ષાનુભવ જોડે કર્મને સીધો સંબંધ નહિ હોવાથી એ મોક્ષાનુભવ કરાવી શકે નહીં.

૨ ઉપાસના કે ભક્તિ ચિત્તની શુદ્ધિ માટે કે બ્રહ્મજ્ઞાનાનુભવ માટે અનુકૂલ ભૂમિ તૈયાર કરવાના સાધન તરીકે ઉપયોગી છે એ પણ સીધી રીતે કાયમી મોક્ષપદ અપાવી શકે નહીં.

૩ જ્ઞાન જ મુક્તિનું સાધન છે. આપણે બધા મુક્ત જ છીએ. આપણે મોક્ષ મેળવવાનો નથી. મુક્ત હોય તેને મોક્ષ મેળવવાનો ક્યાંથી હોય? ફક્ત અવિદ્યા–માયાને લીધે આપણે મર્યાદાયુક્ત લાગીએ છીએ. અનાદિ અને અનિર્વચનીય અવિદ્યાએ કરીને કે ઉપાધિયુક્ત અંતઃકરણ હોવાને કારણે 'હું બ્રાહ્મણ છું, વૈશ્ય છું, શ્રીમંત છું, સુખી છું, દુઃખી છુ, અજ્ઞાન છું, જ્ઞાની છું' વગેરે ભાવો અને ભેદો અનુભવાય છે. સાચું જ્ઞાન પ્રાપ્ત થતાં, માયા કે અવિદ્યાનું આવરણ જતું રહેતાં अहम् ब्रह्मास्मि,

અને તત્ત્વમસિ જેવાં સૂત્રોમાં જણાવ્યા પ્રમાણે આત્મા અને પરમાત્મા વચ્ચેના અભેદનું ભાન થાય છે અને મોક્ષની આનંદમય પરિસ્થિતિ અનુભવાય છે

૪ જગત મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે દેખાતુ જગત વિવર્ત છે, આપણને થતી ભ્રાન્તિ છે પાણીમાથી થતો પરપોટો પાણી નથી છતાં પાણીથી ભિન્ન નથી, અગ્નિમાંથી નીકળતો તણખો અગ્નિ નથી છતા અગ્નિથી ભિન્ન નથી, તેમ પરમાત્મામાંથી ઊપજતું જગત પરમાત્મા નથી છતા પરમાત્માથી ભિન્ન નથી રજ્જુને સર્પ માનનાર ભલે ખોટો હોય પણ તેનો અનુભવ તેટલા વખત પૂરતો તો સાચો જણાય પ્રકાશ પડે અને આ તો સર્પ નથી પણ રજ્જુ છે એમ જાણે ત્યાં સુધી પેલો માણસ રજ્જુમાં સર્પના ભાવો જ અનુભવવાનો સાચું જ્ઞાન પ્રાપ્ત થતાં સુધી જગત ભલે સત્ય લાગે પણ એ પ્રાપ્ત થયા પછી જગત મિથ્યા જ લાગશે

સર્વ જગત વીંટતો આત્મા એક જ છે તે જ બ્રહ્મ છે આત્મા અને બ્રહ્મ નોખા નથી આકાશ એક છે પણ જુદાજુદા પાત્રમાં મર્યાદિત થવાથી જુદાંજુદાં નામે ઓળખાય છે. આ ઘડામાનુ આકાશ, આ પીપડામાનું આકાશ વગેરે કહી શકાય ઉપાધિને લીધે, મર્યાદાને લીધે જુદીજુદી વ્યક્તિમાં જુદોજુદો આત્મા લાગે છે, પરંતુ વસ્તુતઃ આત્મા એક જ છે ઉપાધિને કારણે, અવિદ્યાને કારણે, વાસનાદિથી ઘેરાયલો પ્રત્યગાત્મા અનુભવાય છે, પણ વાસનાથી મુક્ત થતાં, માયાનું આવરણ જતું રહેતાં પ્રત્યગાત્મા પરબ્રહ્મમાં વિલીન થઈ જાય છે

માયાવાદની જાણીતી વિગતો આપણે ઉપર જોઈ ગયા. જગત અને બ્રહ્મ વચ્ચેના ગૂઢ અને વિવાદગ્રસ્ત સંબંધને સમર્થ રીતે ભગવાન શંકરાચાર્ય સમજાવે છે. એમની વિચારણાએ ભારતીય વિચારધારા ઉપર ગહન અને ઊંડી અસર પાડી છે બ્રહ્મસૂત્રો અને ગીતામા થંભી ગયેલા હિંદુ તત્ત્વચિંતનને એમણે વધુ વિકસાવ્યુ છે આ કારણે હિંદુ વિચારના સાચા પ્રતિનિધિ તરીકે એમને સુયોગ્ય રીતે જ સ્વીકારવામાં આવે છે

વેદાંતીઓનો બહુ મોટો વર્ગ શંકરાચાર્યને અનુસરે છે, છતાં માયાવાદની વિરુદ્ધ ટીકા કરનાર પણ થોડા નથી. શંકરાચાર્યના વિચારોને સૂક્ષ્મ રીતે સમજવા માટે ઊંચી બુદ્ધિની જરૂર હોય છે ટીકાકારોની ટીકામાથી શંકરાચાર્યના વિચારોની અણસમજ વર્તાઈ આવે છે શંકરના વિચારોની અધૂરી માહિતીને કારણે જ ઘણા ભ્રમો અસ્તિત્વમા આવ્યા છે ડૉ. મેક્સમૂલર કહે છે તેમ 'શંકરાચાર્યને ચોકસાઈથી અને શુદ્ધ યુક્તિથી વાદ કરવાનું પરિપૂર્ણ જ્ઞાન છે અને હિંદુસ્તાનના કે યુરોપના કોઈ પણ પ્રતિસ્પર્ધી સામે ટક્કર ઝીલવા સમર્થ છે ' દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત કે હિંદુદર્શનમાં સમાતો ગમે તે વાદ પારમાર્થિક અર્થમાં પરસ્પર વિરુદ્ધ નથી '

મનુષ્ય માત્રમાંથી ભયને દૂર કરી અપૂર્વ કાર્યસિદ્ધિ આપે એવુ આ પ્રેરક તત્ત્વજ્ઞાન કમનસીબે અવળો અર્થ પામ્યું અને નિષ્ક્રિયતાની જડતાને જન્મ આપનાર નીવડ્યું સામાન્ય લોકોએ એટલું સ્વીકાર્યું કે જગત મિથ્યા છે એટલે કાંઈ કરવું નહિ માત્ર આળસાઈને ઉત્તેજન આપવા પૂરતો માયાવાદનો બહુધા ઉપયોગ થયો 'ભાઈ કોણ ? પુત્ર કોણ ? આ જગતમાં કોઈનું કોઈ નથી જગત મિથ્યા છે, માયા છે, ભ્રમ છે,' વગેરે વચનો સાધારણ બન્યાં

અને ફરજમાંથી બચી જવા માટે ઉપયોગમાં લેવાવા લાગ્યો. ન્યાયાધીશ ચોરને પૂછે: 'અલ્યા ચોરી કેમ કરી?' તો કહે, 'બધું બ્રહ્મમય છે.' સાચો બ્રહ્મવાદી પોતાની દોલતને પણ ક્ષુદ્ર અને ક્ષર માની ત્યાગ કરે તે બીજાની ચીજનો સ્પર્શ પણ કરે ખરો? ઉન્નત તત્ત્વજ્ઞાનનો આવો અવળો અર્થ આશ્ચર્ય ઉપજાવે છે.

પ્રાકૃત લોકોની જેમ વિદ્વાનોએ પણ માયાવાદનો ખોટો ઉપયોગ કર્યો છે. જ્ઞાન જ મુક્તિનું સાધન છે માટે અમે જ્ઞાન પ્રાપ્ત કરવા સિવાય બીજું કશું કરીશું નહિ.' ભક્તિની ગાંડી ઘેલછા અમને હસવા જેવી લાગે છે, કર્મમાર્ગી બની મોક્ષ મેળવવાની વાતમાં કાગળની નાવથી સાગર પાર કરવા જેવી મૂર્ખાઈ લાગે છે, અમે તો જ્ઞાનના ઉપાસક બનીશું કારણ કે પરમાત્મા માત્ર જ્ઞાનરૂપ છે.

આ પ્રકારની એકમાર્ગી વિચારણા પણ ઘેલછા છે. કવિ, તત્ત્વચિંતક, જ્ઞાની, ભક્ત, યોગી કે વૈજ્ઞાનિક પોતપોતાની રીતે બ્રહ્મને સ્પર્શે છે. આત્મા અને પરમાત્મા એક છે એવી સમજણથી અભેદનો અનુભવ થતો નથી. જાણવું અને અનુભવવું એક નથી. આત્મા અને પરમાત્મા એક છે, એવું બુદ્ધિએ સ્વીકાર્યા પછી તપ, ત્યાગ, પ્રેમ, સેવા આદિ ઉન્નત ભાવો કેળવતાંકેળવતાં વાસનાઓ, વિકારો અને આવરણનો પરિચ્છેદ કરવો બાકી રહે છે. જીવ એની આજુબાજુનાં આવરણોથી મુક્ત ન થાય ત્યાં સુધી બ્રહ્મમયતાનો અનુભવ શકય નથી. આ કારણે શંકરાચાર્ય કર્મ, ભક્તિ અને જ્ઞાનનો ક્રમ સ્વીકારે છે. સારાં કર્મો વગર હૃદય પરિશુદ્ધ બને નહીં અને પરિશુદ્ધ હૃદય વગર પ્રેમ સંભવે નહીં અને પ્રેમના ઉત્કટ અનુભવ વગર એકમયતા અનુભવાય નહીં. મોક્ષનો અનુભવ બધા માટે રસ્તામાં પડ્યો નથી. એને માટે સમર્થ પુરુષાર્થની જરૂર છે. સમર્થ કર્મવાદી બનવા, પ્રેમભરપૂર ભક્ત બનવા શંકરાચાર્ય સ્પષ્ટ બોધ આપે છે. સદાચરણ વગર, પરમાત્માની કૃપા વગર, કોઈ જીવ બ્રહ્મપદને પ્રાપ્ત કરતો નથી. શંકરાચાર્ય કહે છે:

'તો શું જીવ ઈશ્વરનો સમાનધર્મી નથી? નહિ, નહિ જ. અવિદ્યાદિના વ્યવધાનથી સમાનધર્મિતા હોવા છતાં છુપાઈ રહે છે. ઈશ્વરનું ધ્યાનપૂર્વક મનન કરનાર કોઈ વિરલ જનમાં–જેના હૃદયનો અંધકાર ઈશ્વરની કૃપાથી દૂર થયો છે અને જેને પોતાના પ્રયત્નમાં સિદ્ધિ મળી છે એવામાં— આ છુપાયેલી સમાનધર્મિતા જેમ ઔષધના પ્રભાવથી આંધળાને દૃષ્ટિ મળે છે તેમ પ્રગટ થાય છે. બધા જીવો માટે એવો અનુભવ સ્વાભાવિક નથી.'

**किं पुनर्जीवस्येश्वरसमानधर्मित्वं नास्त्येव। न नास्त्येव। विद्यमानमपि तिरोहित विद्यादिव्यवधानात्।** વગેરે બ્રહ્મસૂત્ર ભાષ્ય.

જગત મિથ્યા છે એમ કહેવાનો આશય એવો નથી કે જગત તત્ત્વહીન સ્વપ્ન સમું જ છે. જગત છે જ નહીં એમ કહેવું બુદ્ધિહીન છે. સ્વપ્ન પણ હકીકત છે ને? એક દૃષ્ટિએ સ્વપ્ન પણ સત્ય નથી? તો પછી આપણી સામે નિત્ય દેખાતું ફેરફારયુક્ત હોવાછતાં કાળબળ સામે ટક્કર ઝીલતું જગત નથી, એમ કેમ કહેવાય? પુરુષ, ત્રિગુણાત્મક પ્રકૃતિ, મહત્ કે બુદ્ધિ, મન, અહંકાર, પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ તન્માત્રા અને પાંચ ભૂતો મળી પચ્ચીસ તત્ત્વોનું બનેલું જગત મિથ્યા કેમ કહેવાય? બી. એ. નું પ્રમાણપત્ર મેળવનારને મેટ્રિકનું પ્રમાણપત્ર જે અર્થમાં નકામું છે, મિથ્યા

છે તે અર્થમાં સાચા બ્રહ્મજ્ઞાનીને જગત મિથ્યા છે. સમુન્નત જ્ઞાનના રસભોગીને જગતનાં સ્થૂલ કર્મો નકામાં લાગે છે અને તેની સર્વ પ્રવૃત્તિ આત્મદર્શન માટે વળી જાય છે. આવા જ્ઞાનીનું કર્મક્ષેત્ર આત્મા બની જાય છે, વા આત્મદર્શન પામી પરમ શાંતિનો તે અનુભવી બને છે એટલે તેને માટે આ જગત મિથ્યા હોય તેમાં કાંઈ નવાઈ નથી

જગત મિથ્યા છે એમ કહેવાનો બીજો પણ અર્થ છે. સત્ય અવિકારી અને અક્ષર છે. સત્યનો નાશ સંભવતો નથી જગત નિત્ય ફેરફારયુક્ત હોઈ નાશવંત છે કહો કે જગતનું હરરોજ સર્જન અને વિસર્જન થાય છે સંસારમાં ભેદપ્રભેદ કેટલા! સંસારની અસ્થિરતા કેટલી! આજે શ્રીમંત તે કાલે ગરીબ, આજે ગરીબ તે કાલે શ્રીમંત આજે સુખી તે કાલે દુખી, આજે દુ:ખી તે કાલે સુખી નિત્ય ફેરફારયુક્ત પડછાયા જેવા ચંચલ જગતને સત્ય કહી શકાય? એ સત્ય નથી, નિત્ય નથી, અક્ષર નથી. એના ભીતરમાં રહેલું બ્રહ્મ સત્ય છે, નિત્ય છે, અક્ષર છે. શંકરની જેમ પ્લેટો અને કેન્ટ પણ જગતને આભાસ માને છે શંકરાચાર્યે વ્યાવહારિક અર્થમાં જગત સત્ય છે અને પારમાર્થિક અર્થમાં તે અસત્ય છે એવી ચોખવટ શારીરિક ભાષ્યમાં અનેક સ્થળે કરી છે

શંકરાચાર્ય અભાવવાદી, અજ્ઞેયવાદી કે શૂન્યવાદી નથી. જગત બ્રહ્મ છે એમ એમનું કહેવું નથી. ભાષ્યકાર કહે છે 'જગત બ્રહ્મથી અભિન્ન નથી, માત્ર જગતને તેના મૂળ કારણથી પૃથક્ એવું અસ્તિત્વ નથી' એમના મતે જીવની આજુબાજુનાં વાસનાનાં આવરણોનું છેદન કર્યા પછી અભાવ રહેતો નથી કે શૂન્ય રહેતું નથી, પણ નિત્ય શુદ્ધબુદ્ધમુક્ત અક્ષર એવું બ્રહ્મતત્ત્વ રહે છે. જેમ સમુદ્રની સપાટી ઉપર મોજાં–પરપોટા–ફીણ ઉદ્ભવે છે અને લય પામે છે પણ સમુદ્ર કાયમ રહે છે તેમ ચેતન–અચેતન વસ્તુઓ ઉદ્ભવે છે અને લય પામે છે પણ ચૈતન્યસાગર પરમાત્મા અવિચળ રહે છે જીવનમાં અને જીવનની પાર શાંતિ વાંછતા માનવી માટે આ કેટલું પ્રેરક આશ્વાસન છે! બૃહદારણ્યકભાષ્યમાં શંકરાચાર્યે કહ્યું છે: सलिलफेनदृष्टान्तेन परिहृत त्वम्

જગતના તમામ મહાન તત્ત્વચિંતકો શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનને આદરપૂર્વક સ્વીકારે છે. પ્લેટો અને કેન્ટ જેવા તો લગભગ એમને જ અનુસરે છે ભારતવર્ષના પ્રખર તત્ત્વચિંતક શ્રી રાધાકૃષ્ણન 'હિન્દુ-જીવનદર્શન'માં શંકરાચાર્યને ભવ્ય અંજલિ આપતાં કહે છે:

'શંકર માને છે કે દ્રષ્ટા અને દૃશ્ય, જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે ન્યાયસિદ્ધાન્ત જે દ્વૈત માને છે એ તેની માન્યતા છેવટ લગી ટકે એવી નથી એ દ્વૈતના મૂળમાં તો અદ્વૈત રહેલું જ છે. દ્રષ્ટા અને દૃશ્ય, જ્ઞાતા અને જ્ઞેય એ આત્માનાં જ રૂપો છે— आत्मन एव धर्माः ॥ બ્રહ્મથી સ્વતંત્ર રીતે એમનું અસ્તિત્વ નથી શંકરે બૃહદારણ્યક ઉપનિષદ ઉપરના ભાષ્યમાં કહ્યું છે 'જગતમાં ચેતન તેમ જ અચેતન એવા સામાન્યો અને વિશેષો તો અનેક વર્તે છે તેમનો ક્રમબદ્ધ રીતે એક મહા સામાન્યમાં, એટલે કે પ્રજ્ઞાનઘન બ્રહ્મમાં અંતર્ભાવ થયેલો છે.' ઈશ્વર અને જગત વચ્ચે અભેદ છે એમ શંકર નથી કહેતા, પણ કહે છે કે જગતનું ઈશ્વરથી સ્વતંત્ર એવું અસ્તિત્વ નથી'

★

# નપાણીઓ ભાલ

લેખક:
**શ્રી. નવલભાઈ**

(ગતાંકથી સંપૂર્ણ)

## અંક ત્રીજો

### દૃશ્ય પહેલું

**સ્થળ:** મુખીનું ઘર
**સમય:** બપોર

[કાળુ પટેલ ઊભા છે. એક બાજુથી સંત અને મણિભાઈ પ્રવેશ કરે છે. કાળુ પટેલ સંતમા'રાજની ચરણરજ લે છે.]

**મણિભાઈ:** (આંગળી કરીને) આ જ કે મથુર મુખીનું ઘર?

**કાળુ:** હા, બિચારો મુખી કેટલા દિ'થી સંતમા'રાજના દરશન માટે ઝંખે છે! ભારે દખી થઈ ગયો છે.

**સંત:** દુ:ખી?

**કાળુ:** દુખનું તો પૂછો જ ના. આજ મરું–કાલે મરું જેવી દશા છે. આપની આશાથી જ જીવે છે. રોજની એની એ જ ધખના છે–'બાપુ આવે...ને મને ક્ષમા કરે.'

**સંત:** ક્ષમા તો ભગવાન કરે, પણ ચાલો આપણે મુખી પાસે જઈએ.

[બધા રંગભૂમિની બીજી બાજુ આવે છે ત્યાં એક ખાટલામાં મુખી સૂતેલો છે. એને ઉધરસ આવે છે, થોડી થોડી વારે 'પ્રભુ!' 'મારા નાથ' 'ઓ બાપલા' એમ બોલ્યા કરે છે. મુખિયણ મુખીના માથા આગળ બેઠી છે. એક બાજુ ઉજમ પણ બેઠી છે. મુખી આંખો ઢાંકીને ઉધરસ ખાય છે. કાળુ પટેલ સાથે સંતમા'રાજ તથા મણિભાઈ તેની નજીક જાય છે.]

**કાળુ:** મખી! ઓ મખી! આ બાપજી મા'રાજ આવ્યા.

[મુખી સૂતેસૂતે ડોક ફેરવીને બેઠા થવા પ્રયત્ન કરે છે. સંત એને વારે છે.]

**સંત:** સૂઈ રહો, સૂઈ રહો મુખી! કેમ આમ મુખી?

**મુખી:** (પશ્ચાત્તાપના અવાજથી) હું તો નીચ છું બાપુ! અધમ, પાપી...

**કાળુ:** લ્યો, મા'રાજની ચરણરજ લ્યો.

**મુખી:** ઈમના પગને ય હાથ અડાડવાને લાયક નથી રિયો, કાળુ!

**કાળુ:** હોય એ તો!

[મહારાજ પાસે આવે છે.]

**સંત:** મુખી! આ બધું શું?

**મુખી:** (બેઠા થઈને સંતના પગ પાસે હાથ અડાડતાં) પાપ, મારા'જ, પાપ. બીજું શું હોય? કોઈ પાપ કરવામાં બાકી નથી મેલી. દારૂ, જુગાર ને અનીતિ ભેળી સત્તા ભળી. આ ઘર એનો અડ્ડો બન્યું. રોજ પાંચપચીસ ચુંવાળિયા તો આવીને પડ્યા જ હોય. (ઉધરસ ખાય છે.) આ જ મેડી પર રોજનો દોઢસોદોઢસો રૂપિયાનો દારૂ ઊડતો હતો. ઢોરચોરી એ અમારો ધંધો બની ગયો. આખા ભાલનાં ઢોરોની ચોરીમાં ભાગ મળતો'તો. ફોજદાર તો શું, કોઈના બાપની જિગર નહોતી કે ચોરનાં ઢોરની અહીં તપાસ કરે. બાપુ...બાપુ...

**સંત:** (મુખીને માથે હાથ ફેરવતાં) હોય એ તો—

**સોમી:** (સંતના પગ આગળ ખોળો પાથરીને) આશીર્વાદ આપો, મહારાજ! બહુ દખી થાય છે.

**મુખી:** મહારાજ! હવે જીવવા જેવું રિયું નથી. આજે વળતા દા'ડા છે, બે વરસમાં તો શરીર અડધું થઈ ગયું. (મહારાજના પગ પાસે ઊભડક બેસીને હથેલી

પર હમણુ ટેકવે છે ) આખા મલકના નિસાસા લીધા, હવે નથી જિવાવાનુ.

ઉજમ: બાપજી! મખીને તો ખય લાગુ પડ્યો છે.

[મહારાજ શાંત ચિત્તે મુખી તરફ જ જોઈને ઊભા રહે છે પશ્ચાતાપ કરતો મુખી આગળ ચલાવે છે]

મુખી મારુ બધુ ખેદાનમેદાન થઈ ગયુ બાપજી! બધા મારા પાપના જ સાથી હતા કોઈ હવે ના રયા પોતપોતાને મારગે જતા રયા આજે દુનિયામા મારુ કોઈ નથી.

[સોમી લૂગડાના છેડા વતી પોતાના આંસુ લૂછે છે]

સંત: હોય ભાઈ! એ તો ભૂલ થઈ ગઈ એમ માની લઈએ

મુખી: અરે બાપજી! એ ચોરી, એ લૂટ, એ દગાફટકા મારી આંખ સામે તરી આવે છે મને ઊઘવા દેતાં નથી

સોમી: મા'રાજ! ચાર મહિનાથી ઊંઘ સરખીય આવી નથી જમે તેમ બકે છે રડે છે એક તમારે જ આધારે.

સંત: ઈશ્વર પર શ્રદ્ધા રાખો

મુખી: ભગવાનબગવાન જેવુ હું કશું સમજ્યો નહિ આ ગામમા પાણીની વાત આવી કાળુના કહેવાથી તળાવ કેમ ખોદાય—એટલી જ આંટ! ને મે અક્કર્મીએ આખા ગામને પાણી વગર માર્યું. (પગે પડે છે) મા'રાજ મને તમારો કરો.

સંત: (માથા પર હાથ ફેરવતા) તમે ક્યાં મારા ન હતા? બધા જ મારા છો ને!

મુખી: (ગૂગળાતે સાદે) જુવાનજોધ દીકરો ગયો, દીકરી રાંડી, હવે

સંત: હિંમત રાખો, મુખી! કુદરત તો આપણને ડગલે ને પગલે શીખવવા માગે છે એ જે શીખવે તે શીખીએ તો ઘણું છે

મુખી: હું ઈશ્વરને ભૂલ્યો હતો એનો હાથ મને ના ગમ્યો. આજે એનું દુઃખ હુ ભોગવી રહ્યો છું આ કાળુ માણસ નથી, દેવ છે. આખી જિંદગી મેં એની સાથે વેર રાખ્યું પણ ખરે વખતે હું ખાટલે પડ્યો ત્યારે એક એ જ મારી પાસે આવ્યો છે બધા સવારથના સાથી ફરી ગયા આ કાળુ અને ઉજમ ના હોય તો હું જીવતો ના રયો હોત

કાળુ: રહેવા દો, રહેવા દો, મખી, માણસ માણસને મદદ કરે ઈમાં શી મોટી ધાડ મારી? અને તેમાય આપણે તો એક જ ગામના રિયા.

સોમી: ને મા'રાજ! આ ઉજમ જેવી પણ મે બીજી નો દીઠી આખા ગામમાં એને હલકી પાડી પણ એક શબ્દ નો બોલી.

મુખી: આ અસાબિયો તમને બહુ નડ્યો છે મહારાજ! સંમેલનના કાવદા અમે જ તોડાવ્યા, તમારી બધી મે'નત તોડી ફોડી નાખવા મથ્યા મા'રાજ

સંત: આ પસ્તાવો જ બસ છે, મુખી!

મુખી• ના, બાપ, ના! આજ આઠ-આઠ વરસથી ભૂખેતરસે ઉઘાડેપગે આપ આ ધરતીમાં ફરો છો, ઈ અમારાથી કેઈ અજાણ્યું છે?

મણિભાઈ: હોય, માણસ છે તે ભૂલ થાય.

મુખી• ભૂલ નહોતી ભાઈ! અમારા પેટમાં પાપ હતું બધા ભેળા મળે તો અમારી હાક તૂટી જાય લોક સમજતા થાય તો અમારી (ઉધરસ ખાય છે) અમારી દાદાગીરી મટી જાય અમારા જ સ્વાર્થે અમે આડા ફાટ્યા બાકી ત્રણત્રણ વરસથી આ ગામને પાણી અપાવવા બાપજીએ કંઈ થોડી મહેનત કરી છે? પણ મે પાણી ના આવવા દીધું તે ના જ. એ ઢોર અને એ માણસના નિસાસા આજ અમને કોરી

ખાય છે, બાપુજી!

**સંત:** ના ના મખી, એવું કંઈ નથી. ભગવાન બધાને માફ કરે જ છે. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણીએ.

**મુખી:** આજે જ તળાવ મંજૂર કરો. હું ઊઠીશ, પહેલો ઊઠીશ અને ચોકડી નાખીશ.

**મહારાજ:** ('તમે' પર ભાર મૂકતાં) તમે ચોકડી નાખશો?

**મુખી:** હા, બાપજી! (ઊભો થવા જાય છે, પણ લથડી પડે છે એટલે કાળુ પટેલ અને મણિભાઈ એને ખાટલામાં સુવડાવી દે છે.)

**સંત:** તમે સૂઈ રહો, સૂઈ રહો, આવે શરીરે કામ ન કરાય, વધારે બગડે.

**મુખી:** શું બોલ્યા મા'રાજ! એ તળાવમાં ચોકડી ના નાખું ત્યાં સુધી મારાથી હખે ઊંઘાય નહિ. તમે મા'રાજ! તળાવ મંજૂર કરી ઘો. હું અબઘડી ઊઠીશ.

**કાળુ:** બસ પટેલ, બસ! તમારું દિલ મળ્યું એટલે અડધું તળાવ ખોદાઈ ગયું જ સમજો ને! તમારું વચન કંઈ ઓછું છે?

**મુખી:** ના, હું જાતે આવીશ.

**કાળુ:** પણ આ શરીરમાં હાલવાની તો શક્તિ નથી.

**મુખી:** મને ખાટલામાં નાખીને તળાવ પર લઈ જજો. કોદાળો નહિ ઊંચકાય તો ખોબખોબે હું કાંકરી ભરી આપીશ. એક ખોબો ભરીશ તો ય દિલ ટાઢુ થશે. એ વિના મને ઊંઘ નહિ આવે, કાળુ પટેલ!

(મહારાજના ચરણમાં ઢળી પડે છે.)

મહારાજ! મા'રાજ! મને માફ કરો. મારાં પાપ મને ખાઈ રહ્યાં છે. મારાં હાડકાં ગળી રહ્યાં છે.

(બધાં આંખ લૂછે છે.)

**સંત:** ઈશ્વર પર શ્રદ્ધા રાખો, ભાઈ!

(માથે હાથ મૂકે છે.)

[પડદો પડે છે.]

## દૃશ્ય બીજું

[એક નાના ઢાળિયા પાસે બેસી જાડા સરખા મૂળચંદ ભાઈ હિસાબ કરી રહ્યા છે. બાજુમાં ફાઈલોના થોકડા પડ્યા છે. પાસે એક ખેડૂત બેસી રહ્યો છે.]

**ખેડૂત:** તે મૂળચંદભાઈ! આ બધું શું ગણ્યા કરો છો?

**મૂળચંદ:** તમને બે વાર કહ્યું. મારું માથું ના ખાવ. શું શું તે હિસાબ!

[ચોપડામાં મોં ઘાલે છે]

**ખેડૂત:** તો પછી અમારે ત્યાં મહારાજને ક્યારે તેડી લાવશો?

**મૂળચંદ:** સત્તરવાર કહ્યું. મને વાત ના કરાવો. પા કલાક પછી મારે જળસહાયક સમિતિની મીટિંગ છે.

**ખેડૂત:** આ મા'રાજની વાતોય ભારે લાગે છે. ભારે વેપાર! લાખોના સોદા ને વેપાર. આ સીમેંટ ને લોખંડ ને—

**મૂળચંદ:** એક વાર કહ્યું. ઊઠો અહીંથી. નહિ તો મારો પિત્તો જશે પછી. કહી દીધું તમને હા વળી

[લખવાનું શરૂ કરે છે.]

**ખેડૂત:** પણ ભાઈ! તમે એટલું જ કહી દોને કે આ શેનો વેપાર માંડ્યો છે, એટલે બસ! મારે ય કૂવા માટે પાંચ ગુણ સીમેંટની જરૂર છે. મા'રાજ નાં ઘે?

**મૂળચંદ:** (ખિજાઈને) જાવ મા'રાજ પાસે. (ખેડૂત ઊભો થઈને જાય છે. મૂળચંદ પરસેવો લૂછતાં) મારા વાલા હાવ બણૂચક જેવા છે. ત્રણવાર હિસાબમાં ભુલ પડાવી.

[સંત મા'રાજ પ્રવેશ કરે છે.]

**સંત:** શાંતિ! શાંતિ! શાંતિ!

**મૂળચંદ:** પણ મા'રાજ! મારો જીવ ખાઈ નાખ્યો.

સંત: લાવો જોઈએ સરવૈયું

[મૂળચંદ સરવૈયાનો કાગળ આપે છે એટલામા ૬૦-૬૫ વર્ષના એક બહેરા વૃદ્ધ દાક્તર પ્રવેશ કરે છે]

મૂળચંદ: કેમ છો દાક્તર સાહેબ!

[બહેરા દાક્તર કાને ભૂંગળી મૂકે છે]

*દાક્તર: શું કહ્યું?*

મૂળચંદ: (જોરથી) તબિયત કેમ છે?

દાક્તર: આ મરીએ છીએ પાણી વગર

મૂળચંદ: (જોરથી) પણ હવે તો તળાવો ખોદાય છે

દાક્તર. તળાવો ખોદાવ્યે શું ધૂળ દાડો વળે? જુઓને! ત્રીજે વરસે જ દસ હજાર રૂપિયા ખરચીને ધોળીનું તળાવ બંધાવ્યું બે વરસ પાણી પીવા જેવું રહ્યું ત્યાં એનું બગડી ગયું

સંત: (દાક્તર તરફ જોઈને) એમ?

મૂળચંદ: (જોરથી) તે ખરું દાક્તર સાહેબ પણ હવે કંઈ નવી યોજના કરવી પડશે ને?

દાક્તર: આ વચ્ચે વરસાદ આવ્યો, તે આખા ગામનું પાણી ગંધાઈ ઊઠયું છે અને ધોલેરાનું તો ભગવાન તારણહાર! એ ધરમ તળાવ! આખું ગામ ગંધાઈ રહ્યું છે! લોકો બબ્બે માઈલ દૂરથી પાણી લાવીને પીએ છે. અને ત્યાંય પાણીનો વેપાર! છ પૈસે-બે આને બેડું મહારાજ! હવે તો હદ થઈ ગઈ!

સંત: બધેથી એવી જ બૂમ આવી છે તળાવનાં પાણી બગડી ગયાં છે અને આ તળાવોથી આપણો પ્રશ્ન ઊકલવાનો નથી દર વરસે પૈસા ખરચો, તોય પાણીનું દુઃખ!

દાક્તર: હવે તો આપણી સરકાર આવી છે ઈટલીમાં આવો જ નપાણીઓ પ્રદેશ છે પણ ત્યાંની સરકારે તે દેશને માટે નળવાટે પાણી પૂરું પાડવાની યોજના કરી મૂકી છે આપણે પણ એમ કર્યે જ છૂટકો છે

મૂળચંદ: અરે, દાક્તર સાહેબ! ઈટલી સુધી શા માટે પહોંચો છો? આ આપણા જ પાડોશમાં ભાવનગરના તાબાનાં ભાલનાં ગામડાંમાં સરકારે નળથી પાણી આપ્યું છે, તો અહીં શા માટે ન આપે?

દાક્તર: હેં? હા આપણી સરકારના કાન ઉઘાડવા જ પડશે. શહેરોમાં એને મ્યુઝિયમ શરૂ કરવાં છે, રેલવેમાં પંખા નાખવા છે, પણ આ હજારોની વસ્તી તરસે મરી જાય છે તેનું કંઈ નથી કરવું!

સંત: (મૂળચંદભાઈને) જરા નકશો લાવો તો–(મૂળચંદભાઈ નકશો આપે છે. મા'રાજ નકશો હાથમાં લઈને–) જુઓ, આ ત્રણ કેન્દ્રોમાંથી મશીનથી પાણી સિવાય અને નળવાટે બધે પહોંચાડી શકાય એવો આપણા એંજિનિયરનો રિપોર્ટ છે. સાબરમતીના રીંઝા કેન્દ્રમાંથી લગભગ ૪૨ ગામને, જાળિયા કેન્દ્રમાંથી આઠ ગામને અને ઝાપમાંથી અગિયાર ગામને પાણી આપી શકાશે નકશા તૈયાર થઈ ગયા છે. યોજના માટે આશરે એક કરોડ જેટલું ખર્ચ આવશે પણ એ સિવાય છૂટકો જ નથી.

મૂળચંદ: એ તો સરકાર આપે ત્યારે ખરી

સંત: નાહિંમત ના બનો

દાક્તર: તો પછી મીટિંગમાં આપણે પાઈપ લાઈનની યોજનાને મંજૂરી આપવાની છે ને?

સંત: મને લાગે છે કે પ્રધાન પાસે આપણે એક કમિશન મોકલીએ–સરકારને આખી પરિસ્થિતિનો ખ્યાલ તો આવે

દાક્તર: બરાબર તો આ વર્ષનાં કામ અંગે શું વિચાર્યું છે? મારા ખ્યાલ પ્રમાણે

જે ગામો પાઈપ્લાઈન પર આવતાં હોય ત્યાં તળાવો ખોદાવવાનું હાલ મુલતવી રાખીએ.

**મૂળચંદ:** જુઓને દાક્તર સાહેબ! વેજીનું તળાવ ખોદાવવામાં કેવી પંચાત આવી પડી'તી? પણ હવે એ પ્રકરણ ઠીક ઊકલી ગયું. મથુર મુખી જેવો માથાભેર માણસ—એણે જાતે તળાવ ખોદવા લાગવાનું નક્કી કર્યું છે.

**દાક્તર:** પણ હવે તો તળાવ ખોદવાનો પ્રશ્ન જ ક્યાં રહે છે? ત્યાં પણ નળ આવશે.

**સંત:** હા, નળ તો આવશે. (અટકીને) પણ આપણે વેજી ગામમાં યે તળાવનું કામ તો શરૂ કરીશું જ.

**દાક્તર:** વેજીમાં તળાવ? એ ગામના લોકો તળાવને લાયક જ નથી. બહુ ધક્કા ખવડાવ્યા છે. ત્રણ વરસથી કામ થાળે પડવા દીધું નથી. હવે તો તરસે મરે એ જ દાવના છે.

**સંત:** ના, ના, દાક્તર! આપણાથી એમ ન થાય.

**દાક્તર:** પણ મહારાજ! નળ થવાના છે તો પછી પાંચદશ હજારનો ખોટો ખરચ શા માટે?

**સંત:** પૈસા એ આપણે માટે મુખ્ય વસ્તુ નથી. આ તો પ્રયોગ છે. આવાં કામો દ્વારા આપણે પ્રજાનું ઘડતર કરી રહ્યા છીએ. આજે આટલાં વરસે મુખીનું હૈયું પીગળ્યું છે. એને એના પાપનું ભાન થયું છે. પાપનો કેટલો નિખાલસ એકરાર! તળાવો ખોદાય કે નહિ એ વસ્તુ ગૌણ છે. આપણા સંપર્કમાં આવે તે સારો બને—એ જ દૃષ્ટિ આપણાં બધાં કાર્યો પાછળ રહેલી છે, ને રહેવી જોઈએ.

**દાક્તર:** એનું હૃદય? પીગળ્યું બીગળ્યું તો ઠીક પણ હવે મરવા પડ્યો છે. કંઈ ચાલતું નહિ હોય એટલે આપના ચરણમાં આવ્યો છે.

**સંત:** એવું નથી. જરા એનું દિલ તો જુઓ. આપણે તળાવ નહિ ખોદાવીએ તો એને જબરી ચોટ લાગશે. અને એ ફરી કદી ઊભો થવા નહિ પામે. ખોદાવવાથી આખા પ્રદેશ પર એની સુંદર અસર થશે.

**દાક્તર:** મારું દિલ તો માનતું નથી. પણ તમે કહો છો ત્યારે—

**સંત:** ના, એમ નહિ. સમિતિના પ્રમુખ તમે છો. કરવું ન કરવું તે તમારા હાથમાં છે, હું તો તમને મારી દૃષ્ટિ સમજાવવા માગું છું.

**દાક્તર:** સમિતિનો એક પણ સભ્ય તળાવ ખોદાય તેમાં રાજી નથી.

**સંત:** આપણે મુખીની બધી ભૂલો ભૂલી જવી જોઈએ. પાછલી ભૂલો જ જોતાં રહીએ તો કામ ન ચાલે, કદાચ કૂવા, તળાવ ખોદાય, પણ ધર્મદૃષ્ટિએ સમાજની રચના કરવાનો આપણો પ્રયોગ નિષ્ફળ જાય. મુખી પોતાનાં બધાં પાપ ધોઈ નાખવા તૈયાર થયો છે. સૌથી પહેલો એ ખોદશે.

**દાક્તર:** (કાન પરની ભૂંગળી દ્વારા વધુ એકાગ્રતા બતાવીને—) કોણ, મથુર મુખી?

**સંત:** હા.

**મૂળચંદ:** ત્યારે દાક્તર સા'બ! હું ક્યારનો એ જ કહું છું ને? તમે સાંભળો છો શું?

**દાક્તર:** એ મુખી સુધરે તો કંઈ થાય ખરું; પણ મને બહુ આશા નથી. કહે છે ને કે એ તો મરવા પડ્યો છે.

**સંત:** એનો દેહ ભલે મરવા પડે. દિલ તો નથી મરી ગયું ને? આઠઆઠ વરસથી હું જે આશા રાખતો હતો તે આજે

ફળે છે એ સુખી બને આપણો અને તો હું ખાતરી સાથે કહું છું કે ભાલમા એક પણ ચોરી ન થાય અને એ આપણો થશે એમ મને ખાતરીજ છે. આવો નિખાલસ એકરાર મેં કદી જોયો નથી

મૂળચંદ: (બધી ફાઇલો એકઠી કરતાં) ચાલો હવે મીટિંગનો સમય થઈ જવા આવ્યો

(સહુ જાય છે ને પડદો પડે છે)

*

### દૃશ્ય ત્રીજું

[સંત મહારાજ એમની વિશિષ્ટ રીતથી ક્યારામા કપડા ધોઈ રહ્યા છે એટલામા ખભા પર એક મોટી ટ્રંક ઉપાડીને ડાક્તર અંદર આવે છે. મણિભાઈ ઊભા થઈને એમને ઉતારવામા મદદ કરે છે ]

સંત: અહો, આવા તાપમા?

ડાક્તર: તાપ? અને તેય ભાલની ધરતીમાં જન્મ લેનારને?

સંત: પણ કોઈ માણસ ન મળ્યુ? આટલી ભારે પેટી લઈને—

ડાક્તર: (પેટીને બરાબર ગોઠવીને મૂકતા) આ પેટી માત્ર પેટી નથી મારો અમૂલ્ય વારસો છે. મારી મિલકત છે મારા કાન તો ગયા છે પાસક થવા આવ્યા આંખ પણ જવા બેઠી છે હવે આ મિલકતની કોઈ યોગ્ય હાથને સોંપણી કરતો જાઉં એટલી ઇચ્છા છે. (પેટી ખોલતા) આ અરજીઓ, આ નકશા, આ ફાઈલો—એ બધી મારી મિલકત છે વીસવીસ વરસ સુધી માથાફોડ કરી, પત્રો લખ્યા, લેખો લખ્યા, અરજીઓ કરી, ગામડેગામડે ફર્યો, ખર્ચ કર્યું; થાય એટલું જારી છૂટયો. હવે આ શરીર થાક્યુ છે. આ આંખ અક્ષર ઉકેલી નથી શકતી ને તેથી જ આ વારસો સોંપવા આવ્યો છું એને જોજો, વાચજો, સમજજો, સાચવજો આજે મારો અવાજ પણ જર્જરિત થઈ ગયો છે તમે મારો અવાજ સરકારને કાને પહોંચાડજો. આ ભાલ નપાણીઓ નહોતો, ભાલ દુખી ન હતો, સરકારને પૂછજો કે ભાલને દુઃખી કોણે કર્યો?

સંત: (કપડા ધોતા) કુદરત છે જ્યા જલ હોય ત્યાં સ્થળ અને સ્થળ હોય ત્યાં જલ કરે

ડાક્તર: મા'રાજ! આ કંઈ ઈશ્વરી કોપ નથી (એક નકશો ખોલીને) જુઓ આ ભાદર એનાં પાણીથી આખો ભાલ રેલમછેલ થતો હતો એના કાંપથી અહીની જમીનો ઢગલેઢગલા ઘઉં પકવતી હતી, પણ સરકારી અમલદારોની ચશમપોશીથી એ પાણી લીંબડીની હદમાં વાળી લેવાયાં પ્રવાહ બદલાયો, અને જમીનો ખારાઈ જવા લાગી પહેલાંની સરકાર સામે મારુ એ જ તહોમતનામું છે આ પ્રદેશને ઉજ્જડ બનાવનાર બીજુ કોઈ નથી સરકારી યોજનાઓ અને અમલદારોની લાંચરુશવત જ એ માટે જવાબદાર છે!

સંત: એ તો જે થયુ તે થયુ. પણ હવે શું?

ડાક્તર: બીજુ શું, સરકારને ફરજ પાડો, એક પણ પાઈ લીધા વિના ભાલને પાણી પૂરુ પાડે આજની સભામા હું એ જ કહેવાનો છું વીસવીસ વર્ષની મહેનતથી આ લખાણો, આ નકશા બધુ તૈયાર કર્યું છે એ બધાથી હું એ સાબિત કરવા માગુ છુ કે ભાલને નપાણીઓ બનાવવા માટે પહેલાંનું સરકારી તંત્ર જ જવાબદાર હતું

સંત: પણ હવે એ સાબિત કર્યાથી શુ?

ડાક્તર: એનાથી અત્યારની સરકારની હું આંખ ઉઘાડવા માગુ છુ, સરકારી યોજનાના રિપોર્ટ મારી પાસે આવ્યા છે. એ વાંચીને મારુ દિલ તૂટી ગયુ છે,

મહારાજ ! હું મારું હૈયું ઠાલવવા આવ્યો છું.

**સંત :** સરકારની આંખ તો ઊઘડી જ છે. એણે આવતાંની સાથે એકેએક ગામને પીવા માટે ચોખ્ખું પાણી મળે તેવી જાહેરાત કરી દીધી છે.

**દાક્તર :** જાહેરાતથી શું વળે ? વીસ વીસ વરસનો મારો અનુભવ કહે છે કે એક બે વરસમાં પાણીની વ્યવસ્થા ન થઈ તો ભાલનું એક પણ ગામડું જીવતું નહિ રહે.

**સંત :** મને તો આશા છે. આજે સરકારના ખાસ એંજિનિયર પણ આવવાના છે.

**મણિભાઈ :** આ આવ્યા.

[પટાવાળા સાથે એંજિનિયર તથા બેચાર ખેડૂતો પ્રવેશ કરે છે. એંજિનિયર અંદર દાખલ થઈને મહારાજને પ્રણામ કરે છે.]

**સંત :** ખૂબ કષ્ટ પડ્યું હશે.

**એંજિનિયર :** નારે ! ખાસ કંઈ નહિ.

**સંત :** પછી યોજનાનું–?

**એંજિનિયર :** હા, યોજના તો મંજૂર થઈ ગઈ, પણ એક શરત મૂકી છે. મશીનરી અને નળ વગેરે નાખવાનો એક કરોડ રૂપિયા ખરચ થશે. તેમાંથી અડધો ખર્ચ આપવા પ્રજા તૈયાર થાય તો કામ શરૂ કરી દઈએ.

**સંત :** અડધો કરોડ ? અને તે ય આ પ્રદેશ પાસેથી ? જરા નજર તો કરો. પાકી ઈંટનું એક પણ મકાન દેખાય છે ? એ ધૂળ, એ કાદવ, એ ડાંસ અને એ મેલું પાણી પીને વરસોથી આયખું પૂરું કરતી આ પ્રજા પાસેથી અડધો કરોડ રૂપિયા! વરસોથી આ પ્રદેશે સરકારને કર ભર્યો છે, મહેસૂલ ભર્યું છે. હું પૂછું છું— સરકારે એમને માટે શું કર્યું ?

**એંજિનિયર :** એ તો પહેલાંની સરકાર જાણે. પણ આજે તો હું ખાતરી સાથે કહું છું કે આપણી સરકારને આ દુઃખની ખબર છે. એ દુઃખ ટાળવા ખાતર જ આટલાં ગામો માટે આટલી મોટી રકમ મંજૂર કરી છે.

**દાક્તર :** પણ બાકીની અર્ધી રકમનું શું ? તમે જ ઉઘાડી આંખે આ ગામડાં જુઓ. એમના ઘરમાં શું ભર્યું છે તે કાઢી આપે ?

**એંજિનિયર :** દાક્તર તમે તો સમજુ છો. સરકારને પણ અનેક મુશ્કેલીઓ હોય છે. આજે તો મધ્યસ્થ સરકાર પાસેથી પણ મદદની આશા રાખી શકાય એમ નથી. અને યોજનાઓનો પાર નથી. પૈસાને અભાવે બધે જ ઠેકાણે—

**દાક્તર :** બધે શું ?

**એંજિનિયર :** પાણીનો પ્રશ્ન એકલો અહીંનો જ નથી. ભરૂચ જિલ્લામાં પણ વાગરા તાલુકાની ને બારાંની આ મુશ્કેલી છે. સતારા જિલ્લાની પણ એ જ મુશ્કેલી છે. એ બધી યોજનાઓ એકીસાથે કઈ રીતે પૂરી કરવી ? વળી આ કાશ્મીર—અને નિરાશ્રિતોના—પ્રશ્નો તો હાઉની જેમ ઊભા છે.

**મણિભાઈ :** છતાં સરકારે કંઈક તો કરવું જ જોઈએ ને ?

**એંજિનિયર :** બરાબર છે. પણ તેમાં પ્રજાનો સહકાર જોઈએ. મ્યુનિસિપાલિટી જ્યાં નળ અને ગટરો કરાવે છે ત્યાં અડધું ખર્ચ લે જ છે. એ જ ધોરણે સરકારે આ ગામડાંઓ પાસેથી અડધી રકમ લેવાનું ઠરાવ્યું છે.

**દાક્તર :** (ક્રોધથી) આ ગામડાં પાસેથી કર ? ચુસાવાનું શું બાકી રહ્યું છે તે પ્રજા કર આપે ?

સંત: (ધીમેથી) સરકારની મુશ્કેલી આપણે જરૂર સમજી શકીએ પણ ક્યાં શહેર અને ક્યાં ભાલનાં આ ગરીબ ગામડાં! શી રીતે સરખામણી થઈ શકે? એક બાજુ શહેરોમાં સગવડોનો પાર નથી સારા રસ્તા છે, પુસ્તકાલયો છે, નિશાળો છે, બાગબગીચા છે, વીજળી છે ને ચોખ્ખા પાણીની રેલમછેલ છે! ને તે પણ કૂવે, તળાવે લેવા જવાનું નહિ, ઘરમાં નળની વ્યવસ્થા છે! આવી જગ્યાએ ઘરમાં ચકલી લેવાનો અડધો ખર્ચ આપવો તે તો સમજાય તેવું છે. પણ બે લોટા પાણી માટે બે ત્રણ માઈલ જવું પડતું હોય એવા પ્રદેશને પાણી આપવાનું યે અર્ધું ખર્ચ! કેવી અન્યાયી સમાનતા! વરસો થયાં સરકારે આ ગામડાંની એક પણ જરૂરિયાત સંતોષી નથી જ્યારે શહેરોમાં એ સગવડોનો પાર નથી બંનેની સરખામણી કેમ થઈ શકે?

ખેડૂત: અરે મા'રાજ! આ કર અમે ભરીએ, અનાજ અમે પકવીએ, અને શહેરમાં જઈએ ત્યારે જકાત પણ અમારા માલ ઉપર ચઢે અમારી ઉપર જ આ તાગડધિન્ના છે ને!

દાક્તર: એ મ્યુનિસિપાલિટીને ગામડાના માલ પર કર નાખવાનો અધિકાર જ શો છે? મારું તો માનવું છે કે શહેરોમાંથી ગામડામાં માલ આવે તેના પર ઊલટો ગામડાંએ કર લેવો જોઈએ

સંત: એ જુદી વાત થઈ સરકારને ખર્ચની મુશ્કેલી હોય એ વાત સમજી શકાય એમ છે, અને એ રીતે એને મદદ પણ કરાય, પરંતુ પહેલાંની સરકાર જે રીતે વિચારતી હતી એ રીતે જ આપણી સરકાર વિચારે તે ન પાલવે. આજ સુધી ગામડાંને સાવકાં છોકરાંની જેમ તરછોડ્યાં છે બધી યોજનાઓ શહેરો માટે થઈ છે પણ કિસાન-મજૂર રાજ્યમાં તો ન ચાલે એ ગામડાંને સગવડો નહિ અપાય તો ગામડાં તૂટી જશે શહેરોની વસ્તી ફૂદકે ને ભૂસકે વધતી જાય છે ગામડાં ખંડેર બનતાં જાય છે. આજે ખેતીમાં મજૂરો નથી મળતા આ સર્વનાશ અટકાવવો હોય તો સરકારે ગામડાંને આંખ સામે રાખીને બધી યોજના કરવી જોઈએ

એન્જિનિયર: આપની વાત સાચી છે પણ એક આ ખોબા જેટલાં ગામડાં, વસ્તી થોડી—

સંત: પણ વસ્તી થોડી એટલે એને પાણીની જરૂર નથી એમ શી રીતે કહી શકાય? લાખો માણસની વસ્તીવાળાં શહેરોને એકલાને માટે જ એ યોજનાઓ થશે તો પછી આ ગામડાંનું શું?

એન્જિનિયર: મારું એમ કહેવું નથી સરકાર ગામડાંની રીતે જ વિચારે છે, અને તેથી જ એકસાથે પૈસા નથી માગતી પણ ખેડૂતોને ત્રીસ વરસની લોન આપશે પછી દર વરસે એકર દીઠ એક રૂપિયા લેખે કર નાખી તે પૈસા પાછા વસૂલ લેશે

ખેડૂત: એકરે એક રૂપિયો કર! અને તેય ત્રીસ વરસ સુધી? આ ખેતીમાં તો ચોખાટું નથી ઓણુ સાલ જ ભાવ ઊંચા ન આવ્યા હોત તો કોણ બચવાનું હતું? તેમાં આ ત્રીસ વરસ સુધીનો કર અમારાં છોકરાં અમને દૂપી જ ખાય ને!

દાક્તર: મને તો આ બધુંય ઇંદ્રજાળ જેવું લાગે છે હું કહું છું કે ફરીથી આ પ્રદેશને આબાદ કરવો હોય તો સરકાર એકલા પાણીના નળ જ નહિ, પણ મૂળ વહેવાવ પાછા વાળી આપે. નહેરો કાઢી આપે, અને તે ય એક પણ પાઈ લીધા વિના

મૂળચંદ: તો શું મહામહેનતે, મજૂર

કરાવેલી યોજનાં જતી કરવી, એમ ?

દાક્તર: જતી શું કામ કરીએ ? એ પણ લેવાની.

મૂળચંદ: પણ અડધું ખર્ચ નહિ આપીએ તો યોજના ઊડી જ જવાની.

સંત: હું બધાને એ પૂછું છું કે અડધું ખર્ચ અપાવવું એ ધર્મ છે કે અધર્મ ? આ પ્રદેશ પાસે એટલી શક્તિ છે ખરી ? મને તો ચોખ્ખું દેખાય છે કે આવા કચડાયેલા પ્રદેશ પાસે પૈસાની માગણી કરવી એ નર્યો અધર્મ છે. કયે મોઢે આપણે લોકો પાસે આ વાત રજૂ કરી શકીએ ? વળી જે અધર્મ છે તેનો વિરોધ કરવો જ ઘટે. સરકારને સમજાવવું જોઈએ કે પાણી પૂરું પાડવુ એ તેની ફરજ છે અને તે કંઈ પણ લીધા વગર. બાકી આ પ્રજા પાસેથી ત્રીસ વરસ સુધી એકર દીઠ રૂપિયો લેવો એ તો હડહડતો અન્યાય જ છે, અધર્મ છે. એને આપણે કોઈ પણ રીતે સમર્થન ન આપી શકીએ. આપણે પ્રજાની સેવા કરીએ છીએ ખરા, પણ તે ધર્મથી, અધર્મથી નહિ જ.

એંજિનિયર: તો મને ડર છે કે સરકાર આપની વાત મંજૂર નહિ રાખી શકે.

સંત: (કપડાં ધોઈ રહ્યા હોય છે એટલે ઊભા થાય છે. બધા બેઠા હોય છે ત્યાં વચમાં આવીને) યોજના ભલે મંજૂર ન થાય. હું સારી પેઠે સમજું છું કે આ વસ્તુ કેટલાકને ગળે નહિ ઊતરે. આવો મોહ જતો કરતાં પણ દિલ નહિ ચાલે. પણ જો આપણે આ પ્રજામાં ધર્મનું રાજ્ય સ્થાપવું હોય તો આ ગરીબડી પ્રજાને ત્રીસ વરસ સુધી કર ભરતી કરી દેવી એ આપણાથી નહિ બની શકે. એમ કરવું એ મહાપાપ છે.

[બધા આશ્ચર્યથી સંતના મુખ તરફ જોઈ રહે છે. પડદો પડે છે.]

☆

બાવળ અને સાગ વચ્ચે એક વખત તકરાર થઈ. બાવળે કહ્યું:

'હવે બેસ બેસ હવે, મોટા ના જોયા હોય તો. ગમે તેટલો મુસળધાર વરસાદ પડે તો યે આ બંદાને તો આંચ સરખી યે અડવાની નહિ, ને તારે ?' પણ બાવળે આટલા શબ્દો મોંમાંથી બહાર કાઢ્યા ન કાઢ્યા, ત્યાં તો વાદળનું દળકટક ચઢી આવ્યું ને ઓચિંતાનો એકદમ મુસળધાર વરસાદ તૂટી પડચો, જાણે બારે મેઘ વરસ્યા.

એ આંધીમાં સાગનું ઝાડ જડમૂળથી ઊખડીને પડી ગયું, પણ બીજી બાજુ બાવળનું ઝાડ વાંકું નમી ગયું એટલે એને કશું ન થયું, પડી ન ગયું, ને જડમૂળથી ઊખડી યે ન ગયું.

મનમાં મલકાતું-મલકાતું બાવળનું ઝાડ ત્યારે સાગને કહેવા લાગ્યું:

'કેમ બિરાદર જોયો ને પરતાપ ? બોલ કોણ શક્તિશાળી હવે ?'

ત્યારે બહુ જ ધીરજથી સાગે કહ્યું:

'આટલી બધી ટૂંકી બુદ્ધિનું તું હશે એની ખબર નહિ ! કમજોર તો તું કે પવનની સામે, સામી છાતીએ લડાઈમાં ઊતર્યું નહિ અને એટલે આજે તું સહીસલામત છે. પરંતુ મારી વાત તો વળી ન્યારી જ રહી ! હું તો લડાઈમાં ઝૂઝતાંઝૂઝતાં પડચો. મેં મારી પાસે હતી તે બધીયે શક્તિ વાપરી પવનનો ને આંધીનો સામનો કર્યો, તારી માફક ગરીબાઈનું પ્રદર્શન કરી, નબળાઈ દેખાડી દયાપાત્ર બનીને જગતમાં જીવવા કરતા તો યુદ્ધક્ષેત્રમાં, પોતાની હોય તે સઘળી શક્તિ વડે ખેદાન-મેદાન થઈ જવું વધુ બહેતર છે. પડી સમજણ ?'

*

# બાપુની જીવનકથાનાં પાનાં

સંપાદક

## શ્રી. સોપાન

પૂજ્ય બાપુએ 'આત્મકથા' જ્યાં પૂરી કરી ત્યાંથી એમની જીવનકથાનું આલેખન પાંચદસ સમર્થોએ સાથે બેસીને કરવું પડશે. આપણાં જેવા સામાન્ય માનવીની દૃષ્ટિએ 'આત્મકથા' સુધીનું બાપુનું જીવન સાધકનું લાગે છે અને તે પછીનું સિદ્ધનું. પરંતુ બાપુની દૃષ્ટિએ જોઈએ, તો તેઓ જીવનની છેલ્લી ક્ષણ સુધી સાધક જ હતા. સિદ્ધ, બુદ્ધ, તીર્થંકર અવતાર વગેરે વિશેષણથી કોઈ એમને ઓળખાવે તે એમને પસંદ નહોતું તેઓ હંમેશાં કહેતા કે તેઓ સામાન્ય માનવીઓની બધી નબળાઈઓ સાથે જન્મ્યા અને ઊછર્યા હતા, અને જે કંઈ મેળવ્યું તે એમણે સતત જાગૃતિ અને પુરુષાર્થથી જ મેળવ્યું છે બાપુનું જીવન ઝીણવટથી જોઈએ, તો એમનું વિધાન સાચું લાગે છે અલબત્ત, એમનો પુરુષાર્થ અને એમની જાગૃતિ તેઓ વર્ણવે છે, તે કરતાં અનેકગણા વધારે હતા એમ ન હોત, તો બાપુ મહાન આત્મા બની શક્યા જ ન હોત. બીજરૂપે તો માણસ માત્રમાં અમુક શક્તિઓ અને નિર્બળતાઓ પડેલાં હોય છે, પરંતુ નિર્બળતાનો નાશ કરવો અને શક્તિઓને પૂર્ણરૂપે ખીલવવી એ વિરલ વ્યક્તિથી જ બની શકે, બાપુ એવા વિરલમાં યે વિરલ હતા

૧૯૨૧ પછીનું બાપુનું જીવન હિંદના સ્વાતંત્ર્ય-સંગ્રામ અને કોંગ્રેસ સાથે ઓતપ્રોત થયેલું હોવા છતાં એ કરતાં અનેકગણી સાધના બાપુએ કરી છે એ સાધનાનો ઇતિહાસ તો ઉપર કહ્યું તેમ પાંચદસ સમર્થોને હાથે જ લખાવો જોઈએ. આપણે તો સ્થૂળ બનાવોની નોંધ દ્વારા માત્ર રેખાઓ જ જોઈ જઈએ.

સત્યાગ્રહની શોધ દક્ષિણ આફ્રિકામાં થઈ અને એનો પહેલો પ્રયોગ પણ ત્યાં જ થયો, પરંતુ એનો વિકાસ—માનવજાતને લગભગ બે હજાર વરસ સુધી કામમાં આવે એવો વિકાસ—તો હિંદમાં જ થયો ચંપારણથી એનો પ્રારંભ થયો અને દિલ્હીની પ્રાર્થના પહેલાંની છેલ્લી પળે એ પરાકાષ્ઠાએ પહોંચ્યો

૧૯૨૧માં અસહકારનો મંત્ર બાપુએ આપ્યો, તેને લોકોએ ઝીલી લીધો બાપુએ જોઈ લીધું કે કોઈ પણ પરદેશી સત્તા દેશીઓના સહકાર વિના નભી શકે નહિ એમણે એમ પણ જોયું કે અન્યાય માત્રને સહકારની જરૂર પડે છે. ગુલામના સહકાર વિના જાલિમમાં જાલિમ પણ જુલમ કરી શકે નહિ આ સહકાર સ્વેચ્છા-પૂર્વકનો ભાગ્યે જ હોય અને જો હોય, તો તેમાં સ્વાર્થ રહેલો હોય. બાપુએ સ્વાર્થત્યાગનો મંત્ર આપ્યો સત્યાગ્રહના મુખ્ય બે પાસાં—અસહકાર અને સવિનયભંગ તેમાં અસહકારની ઘોષણા કરી અને વર્ષોથી નિદ્રાગ્રસ્ત થયેલો ભારતનો પ્રાણ જાગી ઊઠ્યો. હિંદના એકથી બીજા છેડા સુધી અસહકારનાં મોજાં ફરી વળ્યાં બાપુએ રચનાત્મક

કાર્યનો આદેશ આપ્યો, તે પણ તત્કાળ તો ઝિલાયો. બ્રિટિશ રાજઅમલનાં દોઢસો વર્ષમાં જેનું સ્વપ્ન પણ કોઈએ જોયું નહોતું તે નજર સામે બનવા લાગ્યું.

હિંદમાં રાષ્ટ્રીયતાની ભાવના પ્રગટાવવી હતી, હિંદને પોતાના વારસાનું ભાન કરાવવું હતું, હિંદ પાસે ભાવિનું કલ્પનાચિત્ર મૂકવું હતું, લડાઈ કોને માટે, શા માટે અને કયા પ્રકારે લડવાની છે, તેનું સતત ભાન રહે એવું પ્રતીક આપવું હતું; બાપુએ આ માટે હિંદને રાષ્ટ્રધ્વજ આપ્યો. ત્રિરંગી અને રેંટિયાથી અંકિત થયેલો રાષ્ટ્રધ્વજ બાપુનાં સત્ય, અહિંસા, આર્થિક સમાનતા, ન્યાય વગેરેનો પ્રતીક બન્યો. એ દ્વારા રાષ્ટ્રીય ભાવના ખીલી. એમાં 'વંદેમાતરમ્'નો ઉમેરો થયો. 'વંદેમાતરમે' પ્રેરણા તો વર્ષોથી આપી હતી, એનું ઉચ્ચારણ શહીદોના રક્તથી પવિત્ર બની ગયું હતું; પણ એને રાષ્ટ્રવ્યાપી રૂપ મળ્યું નહોતું. બાપુએ એ આપ્યું.

બાપુ મંત્ર આપીને દૂર રહેનાર ઋષિ નહોતા. જાત ઉપર પ્રયોગો કરી બેસી રહેનાર યોગી નહોતા. જાણ્યા પછી જગતને જણાવી દઈ શાંતિ પામનાર જ્ઞાની પણ નહોતા. એમનામાં એ સર્વનો અને તે ઉપરાંત મહાન સેનાપતિના કર્મયોગનો સમન્વય થયો હતો. બાપુએ જાતે પ્રયોગો કર્યા, અનેક જ્ઞાની–વિજ્ઞાનીઓ સાથે મળી સત્યશોધન માટે મંથન કર્યું. દેશનું પ્રત્યક્ષ અવલોકન કરી અનુભવ મેળવ્યો. દુનિયાના ડાહ્યાઓને પણ વિનયથી સાંભળ્યા. એમને જ્યારે ખાતરી થઈ કે સત્ય એમના પક્ષે છે, ત્યારે એમણે હિંદનો પ્રવાસ આરંભ્યો. બાપુએ જેટલો પ્રવાસ હિંદમાં કર્યો છે તેટલો ભાગ્યે જ કોઈએ કર્યો હશે. આ પ્રવાસ શોખનો નહોતો. કુદરતના સૌંદર્યનું બાપુ પાન કરતા હતા અને તે દ્વારા ઈશ્વર પ્રત્યેની એમની શ્રદ્ધા દૃઢ થતી હતી; પરંતુ એમનો પ્રવાસ તો હિંદના આત્માને ઓળખી તેને જગાડવા માટે જ હતો. રેંટિયો બાપુને મળી ગયો હતો. દરિદ્રનારાયણનું દર્શન એમને થઈ ગયું હતું. ઓરિસ્સા ને ઉત્કલનાં હાડપિંજરોએ એમને ખળભળાવી મૂક્યા હતા. બાપુએ સભ્ય પોશાક ઉતારી હિંદના અર્ધનગ્નો સાથે એકરૂપ થવા હવે કચ્છ પહેરી લીધો હતો. દુનિયાના ડાહ્યાઓને બાપુ તે દિવસે દીવાના લાગ્યા હતા, પરંતુ હિંદના કરોડોએ તો તે દિવસે એમનામાં પોતાના ઉદ્ધારકનું દર્શન કર્યાં હતાં.

અસહકારને અમુક સફળતા મળતાં બાપુનું ધ્યાન સવિનયભંગ ઉપર ગયું. શુદ્ધ બલિદાન વિના સ્વરાજ મળે નહિ એવી એમની દૃઢ માન્યતા હતી. આ માટે એમણે બારડોલી ઉપર પસંદગી ઉતારી. બારડોલીના ભોળા અને નમ્ર ખેડૂતો બાપુએ પ્રગટાવેલા યજ્ઞમાં બલિ થવા માટે તૈયાર થઈ ગયા. બાપુએ ઘોષણા કરી દીધી. એમનું યુદ્ધ અહિંસક હતું. તેઓ આખા દેશમાં અહિંસાનું વાતાવરણ ઇચ્છતા હતા. બારડોલીમાં અહિંસાનો યજ્ઞ તો જ સફળ થાય, જો દેશના કોઈ ખૂણામાં હિંસાની જ્વાળાઓ ભભૂકે નહિ. એક સ્થળે અહિંસા અને બીજે સ્થળે હિંસા ચાલી શકે નહિ એ કાળે દેશમાં એવી અહિંસક તાકાત પણ નહોતી કે તે હિંસાને ઝાંખી પાડી દઈ શકે. બારડોલીના સવિનયભંગ માટે દેશે શું કરવું જોઈએ તે બાપુએ સમજાવ્યું હતું. પરંતુ બ્રિટિશ સલ્તનત સામે લોકોના દિલમાં રોષ ભભૂકી ઊઠ્યો હતો. યુક્તપ્રાંતના ચૌરીચોરામાં એનું પ્રદર્શન થઈ ગયું. લોકોએ હિંસાનો માર્ગ લઈ સરકારી પોલિસોની નિર્દય રીતે હત્યા કરી. બાપુ ચોંકી ઊઠ્યા. એમણે જોઈ લીધું કે દેશના વાતાવરણમાં હિંસા ભરેલી છે અને તેને નિષ્ફળ બનાવે એવી અહિંસક તાકાત દેશમાં નથી. એમણે બારડોલીનો સવિનયભંગ મુલતવી રાખ્યો. પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ કર્યા. અહિંસા વિષે પોતાની શ્રદ્ધા ફરીફરીને

જાહેર કરી

સવિનય ભંગ તો અટક્યો, પણ મુખ્ય સંમે મંડાયેલી લડત અટકી નહિ અસહકાર ચાલતો જ હતો, દેશને તૈયાર કરનારી પ્રવૃત્તિનો વેગ પણ વધતો જતો હતો સરકારે જોઈ લીધું કે અહિંસાનો મંત્ર આપનાર આ તપસ્વી બ્રિટિશ સામ્રાજ્યશાહી માટે ભયરૂપ છે, હિંસક સેનાપતિ કરતા વધુ ભયજનક છે એને ખૂબ તૈયારી સાથે બાપુ ઉપર હાથ નાખ્યો. બાપુને પકડી લીધા બાપુને જેલની નવીનતા નહોતી એમના ઉપર કેસ ચાલ્યો ત્યારે એમણે જે નિવેદન કર્યું તે ઇતિહાસમાં અમર થઈ જશે ન્યાયાધીશે ૭ વરસની સજા ફરમાવતા કહ્યું 'આજ સુધી મે ઘણાના ફેંસલા કર્યા છે અને ઘણાના કરવા પડશે, પણ આપ એ બધામાં જુદી કોટિના પુરુષ છો તમે તમારા કરોડો દેશબંધુઓની નજરમાં મહાન દેશભક્ત છો તમારી સાથે જેમને મતભેદ છે તેઓ પણ તમને સંત પુરુષ માને છે, પણ કાયદા આગળ કોઈ મોટુંનાનું નથી, તેથી હું તમને ૭ વર્ષની સાદી કેદની સજા ફરમાવું છું ભવિષ્યમાં કોઈ પણ કારણે સરકાર તમારી સજા ઓછી કરશે કે તમને છોડી મૂકશે, તો તે દિવસે મારા જેટલો આનંદ બીજા કોઈને નહિ થાય' તે દિવસ ૧૯૨૨ના માર્ચની ૧૮મી તારીખનો હતો

જેલમાં પણ બાપુની સાધના તો ચાલુ જ હતી દુષ્ટ ગોરા વૉર્ડરની દુષ્ટતા એમના પ્રેમથી ગળી જતી હતી અન્ય કેદીઓ માટે બાપુ પ્રેરણા અને આશ્વાસનનું સ્થાન બન્યા હતા. જેલમાં નિયમોનું પાલન બાપુ જે કડકાઈથી કરતા હતા તે જોઈ ખુદ અધિકારીઓ પણ આશ્ચર્ય વ્યક્ત કરતા હતા બાપુએ સૌને જીતી લીધા હતા

અચાનક બાપુ માંદા પડ્યા સજાનું તો હજી દોઢેક વર્ષ વીત્યું હતું બાપુએ તો ૭ વર્ષનો કાર્યક્રમ પણ ઘડી કાઢ્યો હતો. બાપુ મોટે ભાગે જેલનો ઉપયોગ નવુંનવું શીખવામાં કરતા. એમને કોઈ દિવસ એવું લાગ્યું નહોતું કે અમુક શીખવા માટે હવે તેઓ વૃદ્ધ થઈ ગયા છે. માંદગી વધવા લાગી એટલે સરકારને ચિંતા થઈ એ વખતે બાપુ યરવડા જેલમાં હતા સરકારે ત્યાંથી એમને સાસુન હૉસ્પિટલમાં ખસેડ્યા દાક્તરી તપાસમાં જણાયું કે એપેન્ડીસાઈટીસ છે ઑપરેશનની જરૂર જણાઈ આજથી ૨૪ વર્ષ પહેલાંની વાત છે ઑપરેશન અંગે સૌને ચિંતા હતી બાપુએ જોખમ ખેડવાની તૈયારી બતાવી આખા દેશમાં ચિંતા પ્રસરી ગઈ ઠેરઠેર પ્રાર્થનાઓ થવા લાગી

બાપુને ઑપરેશન કરવાના ટેબલ ઉપર સુવાડ્યા પછી એક અકસ્માત બન્યો બેભાન થવાની દવા સુંઘાડી કે તરત બત્તી બુઝાઈ ગઈ દાક્તરનો જીવ તાળવે ચોંટયો પનનાર તો એ હિંમત હારી બેસે પણ ત્યાં જ બત્તી સળગી અને એણે ઑપરેશન કર્યું જગતના સદ્ભાગ્યે ઑપરેશન સફળ થયું ૧૯૨૪ની ૧૨મી જાન્યુઆરીએ એ બન્યું

સારવારના દિવસો પૂરા કરી બાપુ જુહુ રહેવા આવ્યા શરીર ઘણું નબળું હતું જુહુના દરિયાકિનારે આરામ કરતાકરતા દેશની હાલતનો અભ્યાસ કરતા હતા અને જે આવે તેને નવું જીવન આપતા હતા. સાજા થયા પછી ગુજરાતના પ્રવાસે ગયા અને ત્યાંથી દેશનું વાતાવરણ જાગતા દિલ્હી પહોંચ્યા

ગાંધીજીના જેલવાસ દરમિયાન દેશનું વાતાવરણ બગડી ચૂક્યું હતું અસહકારથી લોકો થાકયા હોય કે ન થાકયા હોય, પરંતુ નેતાઓ થાકયા હતા. ધારાસભામાં જવાની વાતે જોર પકડ્યું હતું બીજી બાજુ અસહકારનું વાતાવરણ ઓસરતા હિંદુ-મુસ્લિમ પ્રશ્ન ઉગ્ર બન્યો હતો. અનેક સ્વાર્થી તત્ત્વો મેદાનમાં

આવ્યાં હતાં. ઉામી રમખાણુ જ્યાંત્યાં ફાટી નીકળતાં હતાં. બાપુથી આ સહન થતું નહોતું. દેશ પાયમાલીને પંથે જઈ રહ્યો છે એવી ખાતરી થતાં એમણે દેશને બચાવવા માટે પોતાની જાત હોમી દેવાનો નિશ્ચય કર્યો. શરીર હજી અસ્વસ્થ હતું. માંદગીની નબળાઈ ગઈ નહોતી, ત્યાં સપ્ટેમ્બરની ૧૮મીએ એમણે નિશ્ચય જાહેર કર્યો કે હિંદુ-મુસ્લિમ એકતા અર્થે તેઓ ૨૧ દિવસના ઉપવાસ કરશે. સૌ ચોંકી ઊઠ્યા. દાક્તર અન્સારીને ત્યાં એમનો ઉતારો હતો. દેશના નેતાઓએ એમને ખૂબ વીનવ્યા. સાથીઓએ પણ વિનંતિ કરવામાં ચાશ ન રાખી. દેશમાંથી ખાતરીઓ પણ મળવા ાગી, પણ બાપુએ તો પ્રભુને ભરોસે દેહ ાંપી દેવાનો નિશ્ચય કરી લીધો હતો. તેઓ હસીહસીને સૌને વિશ્વાસ આપતા હતા કે પરમાત્મા એમને ઉગારી લેશે, કારણ કે એમના કાર્ય માટે બાપુના દેહની જરૂર છે.

સૌનો ભય ખોટો પડ્યો અને બાપુનો વિશ્વાસ સાચો પડ્યો. વચ્ચે દાક્તરોએ શ્રદ્ધા ગુમાવી, પણ બાપુ તો ઈશ્વર ઉપરની આસ્થામાં અડગ જ રહ્યા. પરિણામે દેશના વાતાવરણમાં ફેર પડ્યો. કોમી ઝેર નાબૂદ તો ન થયું, પણ દેશ બચી ગયો. એ પછી બાપુએ કોંગ્રેસની પુનઃ વ્યવસ્થાનું કાર્ય હાથમાં લીધું. ૧૯૧૯–૨૦થી તેઓ કોંગ્રેસના સુકાની હતા, પરંતુ પ્રમુખપદ એમણે લીધું હતું. એ વખતની સ્થિતિમાં એમ કર્યા વગર છૂટકો નહોતો, કોંગ્રેસમાં ભાગલા પડી ગયા હતા. મોતીલાલજી, દેશબંધુ ને લાલાજી જેવા મહારથીઓ ધારાસભામાં જવામાં દેશનું હિત માનતા હતા. બાપુએ માર્ગ કાઢ્યો અને સ્વરાજ પક્ષની રચના થઈ. કોંગ્રેસનું કાર્ય બંને દિશામાં ચાલવા લાગ્યું. બાપુ બેલગામમાં મળેલી કોંગ્રેસના પ્રમુખ થયા અને એમણે પોતાની સમગ્ર શક્તિ રચનાત્મક કાર્ય પાછળ રોકી દીધી. ૧૯૨૪ના અંતમાં એ બન્યું.

બાપુએ દક્ષિણ આફ્રિકાથી આવીને સત્યાગ્રહ-આશ્રમની સ્થાપના કરી હતી, અને ત્યાં એમના સત્યના પ્રયોગો ચાલતા હતા; પરંતુ બાપુ અનેક પ્રવૃત્તિમાંથી આશ્રમ માટે સમય કાઢી શકતા નહોતા. દેશનું રાજકરણ પણ ગુંચવાયેલું હતું. મોતીલાલજી વગેરે નેતાઓને તેઓ છૂટો દોર આપવા ઇચ્છતા હતા. બાપુને તો ખાતરી જ હતી કે એ કાળની ધારાસભાઓ ઇંદ્રજાળો હતી, પરંતુ અન્ય નેતાઓને એવી ખાતરી નહોતી. બધાં કારણોસર બાપુએ એક વર્ષ ક્ષેત્ર-સંન્યાસ લઈ આશ્રમમાં રહેવાનો નિશ્ચય જાહેર કર્યો. રાજકીય ક્ષેત્રે અંધાધુંધી પ્રવર્તશે એવો કેટલાકે ભય બતાવ્યો; પણ બાપુએ નિશ્ચય ફેરવ્યો નહિ.

૧૯૨૫ના સપ્ટેમ્બરમાં 'અખિલ હિંદ ચરખા સંઘની સ્થાપના કરી બાપુએ ખાદી-કાર્યને ચોક્કસ વ્યવસ્થામાં ગોઠવી દીધું. આશ્રમની વ્યવસ્થામાં એમણે ખૂબ શક્તિ ખરચી. એક અંતેવાસી અંગે સાત દિવસના ઉપવાસ કર્યા. 'નવજીવન' પત્રો દ્વારા દેશને આત્મશુદ્ધિ અને આત્મબળ મેળવવાની તાલીમ આપવા માંડી. 'સત્યના પ્રયોગો' રૂપી આત્મકથા લખવાનું પણ આ વર્ષમાં જ બાપુએ શરૂ કર્યું.

આસામના ગૌહતીમાં મહાસભાનું અધિવેશન મળતું હતું. એ કાળના ઉદ્દામ નેતા શ્રી. આયંગર પ્રમુખપદે ચૂંટાયા હતા. કોંગ્રેસનું નાવ ઠેકાણે આવ્યું નહોતું. કોમી ઝેર પણ ફરી ઊછળવા લાગ્યું હતું. નેતાઓના સત્યાગ્રહને વશ થઈ બાપુ ગૌહતી જવા તૈયાર થયા. એમણે કહી દીધું હતું કે પોતે સક્રિય ભાગ લેશે નહિ, પરંતુ અત્યંત દુઃખદાયક બનાવ બની જતાં ગૌહતીમાં બાપુએ સક્રિય બનવું જ પડ્યું. બાપુ ગૌહતી જતા હતા ત્યાં રસ્તામાં જ એમને સ્વામી શ્રદ્ધાનંદજીના ખૂનના સમાચાર મળ્યા. ખૂન અબ્દુલ રશીદ નામના મુસ્લિમે

કર્યું હતું બાપુને સખત આઘાત લાગ્યો, પણ એમણે જોઈ લીધું કે જો સંભાળી લેવામા નહિ આવે તો વેરની પરંપરા ચાલશે એમણે તરત જ નિવેદન કર્યું અને દેશના નેતાઓને પોતાની સમગ્ર શક્તિ શાંતિના કાર્યમા રોકવાનો અનુરોધ કર્યો.

બાપુએ ફરીને દેશનો પ્રવાસ આરંભ્યો. ચારે બાજુ વેરઝેરની ગંદકી વ્યાપેલી હતી. વર્ષોની ગુલામીરૂપી મહારોગમાંથી આ લોહી-પરુ નીકળતા હતા એમ બાપુ જોઈ શકતા હતા. એમણે સ્થળેસ્થળે સત્યધર્મનું પ્રતિપાદન કર્યું. હજારો ને લાખોની સંખ્યામાં બાપુ પાસે લોકો આવતાં હતાં. ત્રીજા વર્ગની મુસાફરી, સતત ચિંતા, અનિશ કામ, રાતના ઉજાગરા—બાપુનું શરીર ભાગી પડ્યું પક્ષઘાત થશે કે શું એવો ભય પેદા થયો છતાં જ્યાસુધી માંદગીમા કાયા પટકાય નહિ ત્યાસુધી એમનો કર્મયોગ ચાલુ રહ્યો. અંતે કુદરતે પોતાનું કામ કર્યું. અને બાપુ પથારીવશ થયા. તેઓ શરીર-સ્વાસ્થ્ય અંગે નંદીદુર્ગ રહ્યા. પણ બાપુનું જીવન એટલે સુવાસિત પુષ્પનું જીવન. જ્યા ગયા—રહ્યા ત્યા એમણે સુગંધ વેરી અનેકના આત્માને પ્રસન્નતાથી જગાડી દીધા.

લાબા સમયથી બાપુને લંકાનું આમંત્રણ હતું સાજા થયા પછી એ આમંત્રણનો સ્વીકાર કર્યો લંકાવાસીઓએ વિજેતા રામચંદ્રજીનું નહિ કર્યું હોય તેટલું સન્માન બાપુનું કર્યું. બાપુએ શ્રીરામ અને બુદ્ધ ભગવાનના સબંધે હિંદ અને લંકાની સગાઈ ત્યા સ્થાપી એ પ્રવાસનાં સુમધુર સ્મરણો મહાદેવભાઈએ આલેખ્યા છે

હવે દેશ કંઈક નવાની ઝંખના કરવા લાગ્યો હતો. ધારાસભાઓ નિષ્ફળ પુરવાર થઈ હતી રાજદ્વારી દાવો નકામા જતા હતા દેશનું વાતાવરણ ફરીને પરદેશી રાજસત્તા સામે ઉગ્ર બનતું જતું હતું બ્રિટિશ મુત્સદ્દીઓ પરિસ્થિતિ સમજી ગયા હતા. અંગ્રેજોની આકાક્ષાઓ ઉપર ઠંડુ પાણી રેડવા માટે 'સાયમન કમીશન' હિંદમાં મોકલ્યુ. એ કમીશનમાં બધા જ ગોરાઓ હતા હિંદની સ્થિતિનો અભ્યાસ કરી તેઓ બ્રિટિશ સરકારને ભલામણ કરવાના હતા કે હિંદની ગુલામીમાં હવે શો ફેરફાર કરવો ? બાપુની આજ્ઞા અનુસાર દેશભરમાં એનો વિરોધ થયો લોકલાગણીને માર્ગ મળી ગયો બ્રિટિશ સત્તાધારીઓના હેતુ કરતા ઊલટુ જ પરિણામ આવ્યુ

એ પછી આવ્યો બારડોલીનો ઐતિહાસિક સંગ્રામ. બાપુ ત્યા ગયા નહિ, પરંતુ એમની દેખરેખ નીચે વલ્લભભાઈએ એ જંગ ખેલ્યો. એ જંગે દેશમા આશાનું કિરણ પેદા કર્યું બાપુને પણ લાગ્યું કે દેશ લડાઈ માટે તૈયાર થઈ શકે એમ છે બાપુના સાથી અને સૈનિક વલ્લભભાઈ બારડોલીથી 'સરદાર' બન્યા અને ઉત્તરોત્તર એમની સરદારી ઝળકવા લાગી

કલકત્તા મહાસભાનું અધિવેશન મળતું હતું પંડિત મોતીલાલજી પ્રમુખ હતા જવાહરલાલજી, સુભાષબાબુ અને શ્રી. આયંગર વિરોધપક્ષમાં હતા. વાતાવરણ ઉગ્ર બન્યુ હતું બાપુ તો લગભગ રાજકીય નિવૃત્તિ ભોગવતા હતા. પંડિત મોતીલાલજીએ બાપુને તેડુ મોકલ્યું. એમના આગ્રહને વશ થઈ બાપુ કલકત્તા ગયા અને કોંગ્રેસના નાવને એમણે બચાવી લીધુ વિરોધ-પક્ષને જીતી લઈ એક વર્ષમા સાંસ્થાનિક સ્વરાજ, નહિ તો પૂર્ણ સ્વરાજના ધ્યેયની જાહેરાત, એવો ઠરાવ કર્યો એ વર્ષ બાપુએ દેશને તૈયાર કરવામા ખર્ચ્યું અને સમાધાનમા સફળતા ન મળવાથી ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી તારીખની મધરાત વીતતા પૂર્ણસ્વરાજની લાહોરમા ઘોષણા થઈ જવાહરલાલજી પ્રમુખ હતા અને બાપુએ પૂર્ણસ્વરાજનો ઠરાવ રજૂ

કર્યો હતો. અદ્‌ભુત હતું એ દૃશ્ય!

એ પછી ૨૬મી જાન્યુઆરીનો સ્વાતંત્ર્યદિન નક્કી થયો અને દેશની તૈયારીનું માપ મળી જતાં બાપુએ ઐતિહાસિક દાંડીકૂચ શરૂ કરી. 'કૂતરાં અને કાગડાને મોતે મરીશ, પણ સ્વરાજ લીધા વિના આશ્રમમાં પાછો નહિ આવું' એ એ પ્રતિજ્ઞાએ દેશને ડોલાવી દીધો. દાંડીયાત્રાને પગલેપગલે ચેતનાનાં ઝરણાં ફૂટતાં હતાં એમ કહેવામાં લેશ માત્ર અતિશયોક્તિ નથી. સરકારે બાપુને દાંડી સુધી પહોંચવા દીધા, તે દરમિયાન આખા દેશમાં પાવક જ્વાળા પ્રગટી ચૂકી હતી. અંતે બાપુને પકડ્યા પણ લડાઈ મંદ પડી નહિ. લગભગ એક વર્ષે સરકારે સમાધાન શોધ્યું અને ગાંધી-અરવીન કરારો થયા. બાપુ ગોળમેજીમાં કોંગ્રેસના એક માત્ર પ્રતિનિધિ તરીકે જતા હતા ''રે બ્રિટિશ સરકાર તરફથી પવિત્ર કરારનો . ગ થતો હતો; છતાં સત્યાગ્રહીને શોભે એ રીતે બાપુએ પ્રયાણ કર્યું.

ગોળમેજી પરિષદમાં તો બ્રિટિશ મુત્સદ્દીઓએ જાળ બિછાવી હતી, પરંતુ બાપુ એમાં સપડાયા નહિ. જગત સમક્ષ અત્યંત બળવાન ભાષામાં એમણે હિંદનો કેસ રજૂ કર્યો. લંડનવાસીઓનાં દિલ જીત્યાં. દુનિયાને હિંદનો પ્રાચીન સંદેશ આપ્યો; પરંતુ 'પૂર્ણસ્વરાજ' ન મળ્યું. બાપુ ખાલી હાથે પાછા ફર્યા. દેશમાં તો દમનનો કોરડો ચાલુ થઈ ગયો હતો. બાપુએ શાંતિ સ્થાપવા પ્રયાસો કર્યા, પરંતુ સફળતા મળી નહિ. બ્રિટિશ પ્રતિનિધિને મૈત્રી કરતાં તલવારમાં વિશેષ વિશ્વાસ હતો. ૧૯૩૨ના જાન્યુઆરીની ચોથી તારીખે બાપુને પકડી લેવામાં આવ્યા. ફરી લડાઈનું રણશિંગું ફુંકાયું અને હજારો જેલમાં ગયા, હજારોએ લાઠીઓ ખાધી, હજારોનાં ઘરબાર લુંટાયાં, સેંકડો ઉપર ગોળીઓ વરસી; સ્વાતંત્ર્યદેવીને પ્રસન્ન કરનારો યજ્ઞ ફરી શરૂ થયો.

બાપુને જેલમાં ગયે નવેક મહિના થયા હશે. બહાર તો લડત ચાલતી હતી, પણ જેલમાં એથી યે મહાન લડતની તૈયારી થતી હતી. બાપુએ ગોળમેજી પરિષદમાં બ્રિટિશ સરકારને ચેતવણી આપી હતી કે એ કોઈ પણ પ્રકારે હરિજનોને હિંદુ સમાજમાંથી દૂર કરવા અલગ મતાધિકારની લાલચમાં બાંધશે તો તેનો સામનો કરવા પોતે પ્રાણ પાથરશે. બાપુની આ ચેતવણીની ગંભીરતા કદાચ કોઈ જ સમજ્યું નહોતું. દુનિયાનો અનુભવ તો એવો છે કે લગભગ દરેક રાજદ્વારી નેતા પ્રાણ પાથરવાની વાત કરે; પરંતુ એવો સમય કદી આવે જ નહિ! બાપુ એ માટીના ઘડાયેલા નહોતા. બ્રિટિશ વડા પ્રધાને કોમી ચુકાદામાં હરિજનોને જુદો મતાધિકાર આપી હિંદુ સમાજમાંથી એમને કાઢી લઈ પરસ્પર દુશ્મનાવટ પેદા કરવાની બાજી ખેલી, ત્યારે બાપુએ એ સામે આમરણાંત ઉપવાસ જાહેર કર્યા. બાપુ બીજું કરે પણ શું? બાપુને હરિજનો કરતાં અને હિંદુ ધર્મ કરતાં વિશેષ વહાલું શું હતું? આ ઉપવાસના પરિણામે 'પૂના-કરાર' નામે ઓળખાતી સમજૂતી થઈ અને આ દેશમાં બીજા પાકિસ્તાનીઓ થતાથતા અટકી ગયા. બાપુએ હિંદુ ધ[illegible] હિંદુ સમાજને, હિંદની રાષ્ટ્રીયતાને અને સ્વાતંત્ર્યયુદ્ધને આ મહાન પગલાથી બચાવી લીધાં. જો સાત કરોડ હરિજનો જુદા પડ્યા હોત, તો આજે હિંદની શી સ્થિતિ હોત?

બાપુનું ધ્યાન હવે હરિજન પ્રશ્ન ઉપર કેંદ્રિત થયું. એમણે સરકાર સામે ઉપવાસ કરી જે મેળવ્યું તે પૂરતું નહોતું. હિંદુઓનાં પથ્થરદિલ પીગળે નહિ અને હરિજનો હિંદુ સમાજ સાથે એકરૂપ થાય નહિ, તો 'પૂના-કરાર'ની કિંમત શી? બાપુએ હિંદુઓનાં દિલ જાગૃત કરવા ૨૧ દિવસના ઉપવાસ આદર્યા. સરકારે એમને છોડી મૂક્યા. ઉપવાસ દરમિયાન દેશમાં સારું વાતાવરણ પેદા થયું.

હિંદુઓ અને હરિજનો વર્ષોથી વિખૂટા પડેલા ભાઈઓની પેઠે ભેટ્યા.

ઉપવાસ પછી બાપુએ આશ્રમ વિખેરી નાખ્યો સ્વાતંત્ર્યયજ્ઞમાં આહુતિ આપી, વ્યક્તિગત સત્યાગ્રહનો દેશને આદેશ આપ્યો બલિદાનથી પુનિત બનેલા રાસ તરફ પગપાળા જવાની બાપુએ તૈયારી કરી, પણ સરકારે એમને પકડી લીધા બાપુને આ વખતે સરકારે હરિજન પ્રવૃત્તિ કરવાની બધી ફરમાની એટલે એ સામે એમણે ઉપવાસ આદર્યા સરકાર એ જીરવી ન શકી એટલે એમને છોડી મૂક્યા બાપુએ બહાર આવી હરિજન–કાર્ય માટે દેશનો પ્રવાસ શરૂ કર્યો બરાબર આ વખતે બિહારમાં ભયંકર ધરતીકંપ થયો અનેક અસરો નીચે બાપુએ સત્યાગ્રહ મોકૂફ રાખવાની અને જરૂર પડે તો માત્ર પોતે જ સત્યાગ્રહ કરશે એવી જાહેરાત કરી હરિજન–પ્રવાસમાં અનેક કષ્ટો વેઠ્યા પ્રજાના દિલનો મેલ ધોતાધોતા વિરોધ સહન કર્યો પૂનામાં તો બોંબ પણ ફેંકાયો પરંતુ હરિના જન પાછા હઠે શાના? બાપુએ આ વર્ષોમાં અસ્પૃશ્યતાના દૈત્યનો સંહાર કર્યો એમ ભવિષ્યનો કોઈ પુરાણકાર લખે તો નવાઈ નહિ!

બાપુનું ધ્યાન ફરી રચનાત્મક ... ત્ત અને રાષ્ટ્રઘડતરના બીજા કાર્યોમાં પરોવાયુ સત્યાગ્રહની સફળતા માટે રચનાત્મક કામને બાપુ અનિવાર્ય ગણતા હતા. સત્તાના રસિયાઓની એ સ્થિતિ નહોતી દેશના સામાન્ય સૈનિકોને મન સ્વરાજ એટલે બ્રિટિશ રાજ્યઅમલમાંથી મુક્તિ બાપુની સ્વરાજની કલ્પના આગલી જ નહોતી તેઓ તો સમાજનું જ નવવિધાન ચાહતા હતા ધડત પૂરી થતા એમણે કોંગ્રેસજનો પાસે પોતાના વિચારો દૃઢતાપૂર્વક રજૂ કર્યા અને સ્પષ્ટ રીતે માગણી કરી કે ખરા દિલથી આ સિદ્ધાંતો સ્વીકારી શકાય, તો જ પોતે કોંગ્રેસમાં રહી શકે ખળભળાટ મચી ગયો વિનંતીઓનો વરસો વરસ્યો ધારે તો બાપુ પોતાની માગણી કોંગ્રેસ પાસે સ્વીકારાવી શકે એમ હતું, પણ બાપુએ કોંગ્રેસ–કાર્યકરોનું માનસ જોઈ લીધુ અને ૧૯૩૪માં મળેલી મુંબઈ કોંગ્રેસમાં એમણે કોંગ્રેસના સભ્યપદનુ રાજીનામું આપ્યુ આ રાજીનામું આપતી વખતે સૌની લાગણી જોઈ એમણે અગત ખાતરી આપી કે તેઓ કોંગ્રેસને સલાહસૂચના આપશે

ગાંધીજી કોંગ્રેસના સભ્ય ન રહ્યા પરંતુ સુકાની તો રહ્યા જ ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ, હરિજન સેવક સંઘ અને તાલીમી સંઘમાં એમણે વિશેષ ધ્યાન પરોવ્યું અને મધ્ય પ્રાંતના નાનકડા ગામ સેવાગ્રામમાં વાસ કર્યો છતાં કોંગ્રેસનું રાજકારણ એમની પ્રેરણાથી ચાલતું રહ્યું સેવાગ્રામ હિંદનું હૃદય બની ગયુ કોંગ્રેસના પ્રમુખપદે રાજેન્દ્રબાબુ હોય, જવાહરલાલ હોય, સુભાષબાબુ હોય કે મૌલાના આઝાદ હોય, ગાંધીજી તો રાષ્ટ્રપિતા તરીકે સૌને માર્ગદર્શન આપતા જ રહ્યા આ વર્ષોમાં ગાંધીજીએ પાયાની કેળવણીના સિદ્ધાંતો રજૂ કરી સૈકાઓ વર્ષો સુધી જેની અસર પહોંચે અને જે દ્વારા હિંદની કાયાપલટ થઈ જાય એવી પ્રવૃત્તિ આદરી બીજી બાજુ અહિંસાના પ્રયોગો તો ચાલતા જ હતા રક્તરંગી ક્રાંતિમાં માનનાર બંગાળ–પંજાબના ક્રાંતિકારો ઉપર બાપુની જાદુઈ અસર થતી હતી અહિંસાનો વિજય નોંધાતો જતો હતો.

આ વર્ષોમાં દેશી રાજ્યોમાં જાગૃતિના પૂર ચડવા માંડ્યા હતા બાપુ પોતાની રીતે દોરવણી આપતા હતા રાજકોટમાં તેઓ ગયા, ઉપવાસ કરી ન્યાય મેળવ્યો, પરંતુ એમાં સત્ય ઝંખવાતું હોય એમ લાગતા મળેલો લાભ ફેંકી દીધો. બાપુ સિવાય બીજું કોણ આવું હિંમતભર્યું પગલું ભરી શકે? સત્યનો એક નવો પ્રયોગ એ રીતે રાજકોટની પ્રયોગશાળામાં નોંધાયો

વિશ્વયુદ્ધની વાતો તો ઘણા સમયથી વાયુમંડળમાં પ્રસરતી હતી. બાપુએ આ અંગે દેશને અને દેશનેતાઓને ચેતવણીઓ પણ આપી હતી; પરંતુ આપણે બહેરા બની ગયા હતા. વિશ્વયુદ્ધ આવતાં બાપુએ જગતને ઉદ્દેશીને પોતાના વિચારો જાહેર કર્યા પરંતુ તોપ, ટેંક, મનવારમાં મશગૂલ બનેલી દુનિયાએ સાંભળ્યું નહિ. બ્રિટિશ સરકારે કોઈને પૂછ્યા વિના હિંદને લડાઈમાં ઝીંકી દીધું. પરાધીન હિંદની પરાધીનતા વધુ કરુણ બની. બાપુ આમાંથી માર્ગ શોધતા હતા. પ્રતીક તેમણે સત્યાગ્રહ કરી બ્રિટિશ પ્રજાનું હૃદય જગાડવા પ્રયત્ન કર્યો; પણ તેની અસર ન થઈ. જગતમાંથી નીતિ, ધર્મ, ન્યાય વિદાય લઈ રહ્યાં હતાં. બ્રિટનની સ્થિતિ ખરાબ થતાં સર સ્ટેફર્ડ ક્રિપ્સને હિંદ દોડાવ્યા હતા. પણ કશું વળ્યું નહોતું. કોંગ્રેસની સ્થિતિ આ વર્ષોમાં ડામાડોળ હતી. હિંસા--અહિંસાના સવાલોએ મહાન નેતાઓને પણ મુઝવી નાખ્યા હતા. એકવાર તો બાપુ સંપૂર્ણ રીતે ખસી ગયા હતા, પરંતુ કોંગ્રેસ અને બ્રિટિશ સરકાર વચ્ચે સમાધાન થયું જ નહિ અને દેશની હાલત અત્યંત કફોડી થઈ, ત્યારે બાપુએ આવી નૌકાનું સુકાન સંભાળી લીધું. એમની આર્ષદૃષ્ટિએ માર્ગ શોધી કાઢ્યો: 'હિંદ છોડો.' એમણે બુલંદ અવાજે જાહેર કર્યું કે આ ક્ષણે જ બ્રિટિશ શાહીવાદનો હિંદમાંથી અંત આવવો જોઈએ. જો અહિંસક ત્રિલોચનની કલ્પના થઈ શકતી હોય, તો તે વખતે બાપુનું સ્વરૂપ એવું હતું. ૧૯૪૨ના ઓગસ્ટમાં મુંબઈમાં મહાસમિતિની બેઠક મળી અને જગતે 'કરેંગે યા મરેંગે' નો હિંદી પ્રજાનો નિશ્ચય સાંભળ્યો.

આ પછીનો ઇતિહાસ આપણી સામે કેટલો તાજો છે! બાપુ આગાખાન મહેલમાં પુરાયા, પ્યારા મહાદેવભાઈની ત્યાં સમાધિ થઈ. એ પછી ઉપવાસની અગ્નિપરીક્ષા આવી. એ નબળાઈમાંથી હજી પૂરા ઊઠ્યા નહિ ત્યાં જગદંબા કસ્તૂરબા ચાલ્યાં ગયાં. બાપુનું શરીર હવે ભાંગતું જતું હતું. માંદગીનું કારણ આપી ૧૯૪૪ની ૬ઠ્ઠી મેના દિવસે સરકારે બાપુને છોડી દીધા. બાપુ જુહુને કિનારે, બુદ્ધ ભગવાનની યાદ આપતા પ્રાર્થના કરવા લાગ્યા. હજારોથી વીંટળાયેલા છતાં ત્યારે એકાકી લાગતા હતા. સદાના સંગાથી મહાદેવભાઈ અને કસ્તૂરબા નથી એ ખ્યાલે જોનારની આંખમાં આંસુ આવી જતાં હતાં.

આ દિવસોમાં બાપુએ ઝીણા સાહેબને મનાવવાનો પ્રયાસ કર્યો હતો; પરંતુ વર્ષોનું ઝેર અને વર્ષોની જડતા અડગ રહ્યાં હતાં. ગાંધી–ઝીણા મંત્રણા નિષ્ફળ નીવડી હતી. દેશમાંથી હિંસા નાબૂદ કરવા બાપુએ પ્રચંડ પુરુષાર્થ આદર્યો હતો. પોતે ચાળીસ દિવસના ઉપવાસ ઉપર ઊતરશે એમ પણ જાહેર કર્યું હતું.

એ પછી દેશનેતાઓ છૂટ્યા ને સિમલા–પરિષદ થઈ. બાપુએ કોંગ્રેસને દોરવણી આપી. બ્રિટિશ વાઈસરોય અને મુસ્લિમ લીગની રમતને કારણે એ પરિષદ નિષ્ફળ ગઈ. દેશનું વાતાવરણ તો બગડતું જ જતું હતું. બંગાળના સમાચાર સૌથી ખરાબ હતા, બાપુ ત્યાં પહોંચ્યા. આ બાજુ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પણ વણસતી જતી હતી. બ્રિટિશ સરકારમાં પલટો આવ્યો. રૂઢિચૂસ્ત ચર્ચિલના સ્થાને કામદાર પક્ષ આવ્યો. હિંદ સાથે વાટાઘાટ કરવા બ્રિટિશ પ્રધાનોની ત્રિપુટી આવી. એટલું ખાતરીપૂર્વક કહી શકાય કે આ લાંબી વાટાઘાટોમાં બાપુ ન હોત, તો કોંગ્રેસ ગોથું ખાઈ જાત. બાપુએ સત્યાગ્રહની રીતે તદ્દન સ્પષ્ટ માગણી કરી હતી. 'બ્રિટને કશી યે શરત વિના તત્કાળ હિંદ છોડી જવું જોઈએ!'

કોમી આગ હવે ફેલાતી જતી હતી, બંગાળના નોઆખલીમાં ભયંકર બનાવો બન્યા. બાપુ ત્યાં ગયા, જગતના ઇતિહાસના આદિકાળથી

આજ સુધીમા ભાગ્યે જ કોઈએ આવો પ્રવાસ ખેડ્યો હશે. પ્રતિપળે મૃત્યુની ભીતિ હતી, પણ બાપુએ સઘળુ ઈશ્વરને સોંપ્યુ હતું. બિહારમાં દાવાનળ પ્રગટ્યા બાપુ ત્યા ગયા. કલકત્તામાં અનશન આદર્યું. એકેએક સ્થળે આત્માનું અમૃત છાંટી એમણે આગ બુઝાવી.

પણ આ બાજુ દેશ ઉપર કરવત મુકાઈ ગયુ હતું હિન્દના ભાગલા મજૂર રખાયા હતા. બીજો રસ્તો પણ નહોતો જે પ્રદેશ હિન્દથી છૂટો પડ્યો તે પ્રદેશનો લોકમત લેવાયો હતો, પણ આને પરિણામે જે બન્યું તે લખવાની કલમમા તાકાત નથી બાપુના દિલમા જાણે કોઈએ ખંજર હુલાવ્યુ હતું. એમની વેદનાનો પાર નહોતો દિલ્હી સળગી ઊઠતા તેઓ ત્યા આવ્યા ઉપવાસ કર્યો, પછી બોમ્બ ફેંકાયો, પછી–પછી–પછી ?

એ પછીનો ઇતિહાસ લખવાની જરૂર નથી, 'ગાંધી સ્મૃતિ અંક'ના પાનેપાને લોહી અને આંસુથી એ લખાયેલો છે બાપુને વંદના કરી અહીં જ પૂરું કરીએ. (સંપૂર્ણ)

★

એક ચેલો તેના ગુરુ સાથે કોઈ ગૃહસ્થને ત્યાં જમવા ગયો જમી રહ્યા બાદ શેઠના માણસે આપેલા મુઠ્ઠી ભરેલાં સોપારીમાંથી ચેલાએ થોડાક કટકા ખાધા ને બાકીના પોતાના કપડાને છેડે બાંધ્યા. રસ્તામા ગુરુની નજર ત્યાં પડી, એટલે પૂછ્યું

'આ ગાંઠે શું બાંધેલું છે, બેટા ?'

'સોપારીના કટકા છે.'

'શા માટે બાંધી રાખ્યા છે ?'

'કાલ સારુ '

'અરે રે !' ગુરુ ખિન્ન થતા બોલ્યા 'આટલો બધો અવિશ્વાસ ! જેણે તને આજે દૂધપાકપૂરી આપ્યાં તે કાલે સોપારી નહીં આપે ? અને ન મળે તોય વાંધો શું ? તેં ઘર છોડ્યું, માબાપ છોડ્યાં, પત્ની છોડી, નાતજાત, માનમરતબો, ધનદોલત બધુ ય છોડ્યું—એ બધાની પરવા ન કરીને આજે આટલી નાચીઝ વસ્તુ માટે મોહ રાખ્યો તે ?'

શરમ ! શરમ !! મોહ ને પ્રભુમા અશ્રદ્ધા માનવીને કેટલો નીચ બનાવી દે છે !

×

# માંદગીમાં ઉપવાસ

પ્રયોજક :

શ્રી. વિજયશંકર ધનશંકર મુનશી બી. એ.

'અખંડ આનંદ'ના છઠ્ઠા અંકમાં પ્રસિદ્ધ થયેલો "માંદગીનાં કારણો"નો લેખ અત્યંત પ્રશંસા પામ્યો હતો. એ જ લેખક હવે માંદગીમાં ઉપવાસનું મહત્ત્વ આપણને સમજાવે છે. આયુર્વેદમાં ઉપવાસ એ દરદ મટાડવાનું મહત્ત્વનું અંગ છે. પશ્ચિમમાં એની મહત્તા હમણાં હમણાં જાણવામાં આવી છે. આયુર્વેદિક પદ્ધતિથી શાસ્ત્રીય ઉપવાસ કેવી રીતે અને કયાં કયાં દરદોમાં થઈ શકે છે અને એનાં પરિણામ કેટલાં સુંદર આવે છે, એની અહીં વિગતવાર ચર્ચા છે. જાતઅનુભવ ને ઊંડા અભ્યાસના પરિપાક સમો અનેકાનેક જ્વલંત દાખલાદૃષ્ટાંતો સાથે તલસ્પર્શી વિવેચના કરતો આ લેખ સહુ કોઈને ઉપયોગી થઈ પડશે એવી અમને શ્રદ્ધા છે.

## ૧

## વિકૃત આહાર–વિહારની અસર

### આપણું શરીરસ્વાસ્થ્ય

રોગ સ્વાભાવિક સ્થિતિ નથી. રોગ વિકાર છે, બગાડ છે. આરોગ્ય એ જીવન છે. છતાં દુર્ભાગ્યે આજ સંપૂર્ણ આરોગ્ય ભોગવતા માણસો ભાગ્યે જ દેખાય છે. વૈદ્ય, દાક્તર કે હકીમની દવા માણસ લેતો હોય કે ન લેતો હોય પણ એને સામાન્ય રીતે શરીરસંબંધી કંઈ ને કંઈ ફરિયાદ હોય છે જ. આ દયામણી સ્થિતિ છે. એનાં સાચાં કારણો અને એ કારણો દૂર કરવાના ઉપાયોનો વિચાર આપણે કરવો જોઈએ.

શાસ્ત્રીય દૃષ્ટિએ રોગ શાથી થાય છે તેનો વીગતવાર વિચાર અને નિર્ણય મેં 'માંદગીનાં કારણો' નામના લેખમાં આપ્યો છે, પણ આજે આપણો જીવન-વ્યવહાર એવો કેવો છે, કે જેને લીધે રોગ સહેલાઈથી ઉત્પન્ન થઈ શકે છે તેનો અહીં વિચાર કરીએ.

### નિઃસત્ત્વ અને કૃત્રિમ ખોરાક

પહેલું તો, આ સુધરેલા મનાતા જમાનામાં ખાવાની વસ્તુઓ પણ આરોગ્ય બગડે એવી જ સહેલાઈથી મળી શકે છે. સંચે દળેલો લોટ, સંચે પોલિશ કરેલા ચોખા વગેરે સત્ત્વહીન અનાજ, ભેળસેળ-વાળું, વાસી, પેશ્ચ્યુરાઈઝ્ડ કે રસાયણ દવા મેળવી સંઘરી રાખેલું દૂધ, બનાવટી ને ભેળસેળવાળાં ઘીતેલ, મોસમવગરનાં અને પરાણે પકવેલાં અનાજ, એક ભૂમિને યોગ્ય બીજ બીજી ભૂમિમાં વાવીને ઉત્પન્ન કરેલાં, રસકસવિનાનાં વર્ણસંકર અનાજ તથા શાકપાંદડાં, બરફનું અને રેફ્રીજરેટરનું ઠંડું પાણી વગેરે ખાનપાનથી આપણા શરીર ઉપર માઠી અસર થાય છે.

### ગંદું પાણી

શહેરમાં પીવાના પાણીની વ્યવસ્થા પણ આરોગ્યને નુકસાન કરે એવી હોય છે. રોજ ગોળી વીછળીને દિવસમાં બે વાર તાજું ભરેલું કૂવાનું કે નદીનું વહેતું પાણી પીનાર પ્રજા આજે સુધારાને અને સગવડને નામે જાહેર ટાંકીમાં ભરી રાખેલું

વાસી પાણી પીએ છે આ જાહેર ટાંકીઓ કોણ જાણે કેટલે મહિને કે કેટલે વર્ષે કદાચ એક વાર અંદરથી ધોવાતી હશે એમા વળી જંતુનાશક દવાઓ ન ખાય છે નાના જીવને જીવ લેનારી દવા મોટા જીવને બહુ ધીમા પ્રમાણમા પણ સ્વાભાવે નુકસાન કર્યા વિના તો ન જ રહે.

ચોમાસામાં ગમે તેટલી કાળજી છતાં નળમાં ડહોળુ પાણી આવે છે એ ડહોળા પાણીમા વનસ્પતિનો કહોવાટ અને પ્રાણીઓનાં મળમૂત્ર વગેરે શા શા કચરા નહિ ભળતા હોય! આ કારણસર તો ચોમાસામાં **નદી–નાળાંનું પાણી પીવાની આયુર્વેદે સાફ મનાઈ કરેલી છે.** પણ નળની દેખીતી સગવડને લીધે આપણે એવા લાચાર બની ગયા છીએ કે ચોમાસા પૂરતુ પણ આપણે કૂવામાથી પાણી કાઢતા નથી, એટલુ જ નહિ પણ કૂવામાંથી મચ્છર થાય અને મચ્છરથી મેલેરિયા થાય એવી ભૂલભરેલી વિચારસરણીનો ભોગ બનેલા આપણા આગેવાનો ટાકાં અને કૂવા પુરાવી નાખવાની પ્રજાને ફરજ પાડતા પણ શરમાતા નથી! વળી શહેરોની ગટરોનું મેલુ પાણી તથા મિલોનું રાસાયનિક દ્રવ્યોના મિશ્રણવાળુ ઝેરી પાણી જ્યા નદીની સગવડ હોય ત્યાં બારે માસ નદીમા વહેવડાવી મૂકવામાં આવે છે. તેથી એ નદીનો ઉપયોગ કરનાર ગામડાઓ અને શહેરોને પાણી સાથે મળમૂત્ર ને ઝેરનું પાન પણ પરાણે કરવુ પડે છે. આમ આજના આ સુધરેલા જમાનામા લોકોને પીવાનું પાણી પણ ચોખ્ખુ મળી શકતું નથી

## અયોગ્ય રહેઠાણ અને હવા

શહેરોમા ચોખ્ખી હવા પણ છૂટથી લીમ શકતી નથી. શહેર એટલે ગીચ વસ્તી. શહેરના મકાનોમાં અને ખાસ કરીને ભાડની ચાલીઓમા એક કેવી ઓરડીમાં કેટલા માણસો કેવી રીતે રહે છે એનો સાચો ખ્યાલ તો નજરે જેનારને જ આવી શકે રોજ મિલનો ધુમાડો નીચે ઊતરી હવાને બગાડે છે ઘરમા જ સંડાસ હોવાથી ઘરની હવા ઉપર ખરાબ અસર થાય છે તેમાયે, શહેરના મકાનો આરોગ્યની દૃષ્ટિએ નકામાં થતા જાય છે. પહેલાં, દરેક શહેર કે ગામમાં ત્યાની આબોહવાને લક્ષમાં રાખી મકાન બંધાતા ગરમ દેશમાં લાકડાંનાં મકાન જ અનુકૂળ કહેવાય ઓરડા–પરસાળવાળાં મકાનોમાં ચોકમાથી હવા અજવાળું આવે છતાં ઠંડક રહે એ બધુ આજ ભૂલી જવાયું છે અને ગમે તેવી આબોહવામા પણ પશ્ચિમની નવી ઢબના એકધારા, સીમેન્ટ, લોખંડ અને લાદીના મકાન બંધાવા લાગ્યા છે. લાદીની શોભા નજરે પડે તે માટે જાજમો પાથરવાનો રિવાજ પણ નીકળી જાય છે ચોખ્ખી હવા મકાનમા આવે એ ઇચ્છવા યોગ્ય છે પણ આજે હવાને નામે આપણે બારે માસ પવન ખાતા થઈ ગયા છીએ. વળી કયા પ્રદેશમાં કઈ દિશાનો પવન સારો એ વાતની સમજણને અભાવે ગમે તે દિશામાં બારીબારણાં મૂકવામાં આવે છે. હવાઉજાસને નામે નાનાં તાજાં જન્મેલા બાળકોને પણ એમનાં કુમળાં અંગોને એકદમ ન મળવા જોઈએ એટલાં પવન, સૂર્યનો પ્રકાશ તથા દીવાબત્તીનો પ્રકાશ ઘરમા અને ખાસ કરીને પ્રસૂતિગૃહોમાં મળે છે.

## બજારુ પીણાં

આ ઉપરાંત, આરોગ્યને ભારે નુકસાન થાય એવી ટેવો આપણને પડી છે અને હજી

પડતી જાય છે. એક તરફથી એમ કહેવામાં આવે છે કે ખાંડથી હાડકાં ખવાઈ જાય છે. ત્યારે બીજી તરફથી ચા વગેરે પીણાં વાટે શરીરમાં રોજ ખાંડ ઠાલવવામાં આવે છે. ગ્રીષ્મઋતુમાં ઠંડાં શરબતો પીવાની જરૂર પડે પણ તે પીણાં નવી માટલીમાં રાખી ઠંડાં કરવાં જોઈએ. માટલીના પાણીની કે પીણાંની ઠંડક ઉનાળામાં જઠરાગ્નિને નુકસાન ન કરે, પણ આપણે તો ગ્રીષ્મ બેસતા પહેલાં વસંતમાં જ **ગ્રીષ્મમાં પણ નુકસાન કરે એવાં બરફ, આઈસ્ક્રીમ** વગેરેનો છૂટથી ઉપયોગ કરતા થઈ ગયા છીએ. તે ઉપરાંત, આપણને હોટેલોની પણ લત લાગી છે. હોટેલો વેપાર માટે કાઢવામાં આવે છે. આરોગ્યના નિયમો તો ત્યાં ન છૂટકે પળાય છે. ત્યાં કામ કરનાર માણસો ભાંડુતી હોય છે. પીધેલા પ્યાલા-તાસક પાણીમાં ઝબકોળીને ત્યાં વપરાય છે. વાસી વાનીઓ ફરીથી ગરમ કરીને પણ પિરસાય છે અને જિહ્વાસ્વાદને વશ થઈ ખાધા ઉપર ત્યાં ખવાય છે.

### બાળકોને અપાતા બજારુ ખોરાકથી થતી ખરાબી

ઘણી સ્ત્રીઓ પણ ધાવણાં બાળકોને પોતાના હલકા ધાવણનું બાળકને સદે એવું પોષણ આપવાને બદલે ગ્લેક્સો, લેક્ટોજન વગેરે ગાયના દૂધના સૂકા માવાને પાણીમાં ડોઈને પાય છે. આ પોષણ વાસી હોવા ઉપરાંત બાળકને સરવાળે ભારે પડે છે. ધાવણ ઓછું પડતું હોય કે બગડ્યું હોય તો એને વધારવાના કે સુધારવાના ઉપાયો લેવા જોઈએ. પણ એમ કરવાને બદલે બાળકની હોજરી લાંબો વખત સાંખી ન શકે એવા ભારે પદાર્થ બાળકને આપવાથી સરવાળે બાળકને નુકસાન થાય છે.

### સિનેમાની ઝેરી હવા

સિનેમાનો શોખ પણ દિવસેદિવસે વધતો જાય છે. સિનેમાના બીજા લાભાલાભનો વિચાર પડતો મૂકીએ તો પણ સિનેમા જોતી વખતે નાની જગામાં બંધ બારણે અનેક માણસોને એક સાથે બેસી રહેવું પડે છે. તેથી એમને એકબીજાની કાઢેલી ઝેરી હવા લેવી પડે છે. છતાં હવાઉજાસને નામે બંધિયાર મકાનો પરાણે પડાવી નાખી રહેનારાને ઘર વિનાના કરી મૂકનાર આપણે સિનેમા વિના ચલાવી શકતા નથી!

### યોગ્ય કસરતનો અભાવ

શરીરનાં અંગોને યોગ્ય કસરતની જરૂર છે. દરેક અંગનો યોગ્ય ઉપયોગ થાય તો તેને યોગ્ય કસરત મળી રહે. પણ આ જમાનામાં સગવડનાં સાધનો વધતાં જાય છે, તેમતેમ આપણે હાથપગનો ઉપયોગ બહુ ઓછો કરીએ છીએ. પગ ચાલવા માટે છે પણ આજ આપણે સહેજ સહેજમાં વાહનનો ઉપયોગ કરતા થઈ ગયા છીએ. ખાંડવા, દળવા, અને પાણી ખેંચવાની સ્વાભાવિક કસરતો પણ આજ સ્ત્રીઓને મળતી નથી. એટલે આપણાં શરીરનાં અંગ રોજરોજ કસાયા વિનાનાં અને નિર્બળ બનતાં જાય છે.

### નિર્વાહ સાટેની ધમાલ

આપણું ધંધાદારી જીવન પણ આરોગ્યને અનુકૂળ રહ્યું નથી. કામ કરતાં વેગ ધમાલને વધારે અગત્ય આપવામાં આવે છે. નોકરીધંધામાં ઘડી મોડા થયા કે ઠપકો મળવાની બીક, મોટાં શહેરોમાં નોકરી માટે બસ ને લોકલ પકડવાને સવારે

૮ા વાગે જમી લેવું પડે. શરીરનિર્વાહ માટે રાતદિવસ વૈતરુ અને ચિંતા કરવી પડે. આ બધું મન અને શરીર ઉપર અસર કર્યા વિના રહેતું નથી જેમ જીવનને જરૂરી હવા અને પાણી છૂટથી મળવાં જોઈએ, તેમ અન્નવસ્ત્ર પણ બહુ થોડી મહેનતે સૌને મળી રહેવાં જોઈએ; તો જ આરોગ્ય સચવાય અને બીજી પ્રવૃત્તિઓ પણ નિરાંત જીવે હાથ ધરી શકાય. પણ આજે તો પેટપૂરતું કમાવામાં જ આખો દિવસ પૂરો થઈ જાય છે એટલે સ્વહિતનું કે લોકહિતનું કામ કરવાની ફુરસદ કે શક્તિ રહેતી નથી

આવા આવાં અનેક કારણોને લીધે હિંદમાં રોગ આજ ઘર કરીને બેઠા છે. આજે જૂના વખત જેવાં કદાવર શરીર કે મોં ઉપર નૂર ભાગ્યે જ જોવામાં આવે છે।

### અવળી ચિકિત્સા

ઉપર જણાવેલાં કારણોથી આપણું શરીરસ્વાસ્થ્ય જોઈએ તેવું રહ્યુ નથી રોજ રોગોનું જોર વધતું જોવામા આવે છે દેશના આગેવાનો અને આપણા આગળ પડતા સજ્જનો, દાક્તરો અને ઈસ્પિતાલો વધારવાની સરકાર પાસે માગણીઓ કર્યા કરે છે. એવી એવી સગવડો ખાસ કરીને શહેરોમા ઓછા વધતા પ્રમાણમાં હોવા છતા શહેરી પ્રજાનું આરોગ્ય સુધર્યું નથી

આમ લાખોના ખર્ચે ઈસ્પિતાલો અને લખીબી સારવાર કરનારાઓની સગવડો થતી જતી હોવા છતાં પરિણામ સતોષકારક આવતુ નથી. તેનુ કારણ ચિકિત્સામા મૂળભૂત ખામીઓ જણાય છે. આજે આપણે પશ્ચિમની આંખે જોવાને એવા ટેવાયેલા છીએ કે સ્વતત્ર રીતે કશું વિચારી શકતા નથી અને એવુ વિચારનારને મૂર્ખ બનાવવાનો પ્રયત્ન કરવા જેટલી હદે જવાની ધૃષ્ટતા થાય છે.

## ૨

## આયુર્વેદિક ચિકિત્સા

### કર્ષણ અને બૃંહણ

માદાની ચિકિત્સા (ઉપચાર) આયુર્વેદ મુખ્યત્વે બે ક્રમે કરે છે. કર્ષણ અને બૃંહણ.

શરીરની (રસ, લોહી, માસ, ચરબી, હાડકા, મજ્જા ને વીર્ય એ સાત) ધાતુઓમા, દોષોમા (વાત, પિત્ત અને કફમા) કે મળમા (ઝાડો, પેસાબ, પરસેવો, લીંટ વગેરેમા) શરીરને પોષણ આપવાને બદલે શરીરને ભારરૂપ થઈ પડે એવો અન્નપાનનો કાચો રસ હોય, ત્યાંસુધી એ ધાતુઓ દોષો અને મળો વિજાતીય દ્રવ્ય તરીકે શરીરમા ભારરૂપ રહે છે અને જાતજાતના રોગ ઉત્પન્ન કરે છે આ **અન્નપાનના કાચા રહેલા રસને આયુર્વેદમાં 'આમ' કહે છે. આમવાળું હોય તેને 'સામ' કહેવાય છે. અને આમવિનાનું હોય તેને 'નિરામ' કહેવાય છે.** દર્દીના શરીરમા દોષ અને મળ સામ હોય તો તેનો દોષ અને ઝાડો પાણીમા ડૂબી જાય છે અને નિરામ હોય, તો તે પાણીમાં તરે છે

રોગ સામ હોય તો કયાં લક્ષણો થાય છે તે આ જ લેખમા આગળ ઉપર વીગતવાર આપેલું છે જ્યાંસુધી રોગ સામ હોય ત્યા સુધી આયુર્વેદ દરદીને **લંઘન** કરાવવાની સલાહ આપે છે. લંઘન, લાઘવ, ઉપવાસ એ બધા પર્યાય શબ્દો છે અને આ લેખમા એનો **અર્થ નકરકષ્ટ** (નકોરડો) ઉપવાસ એટલે **અનશન** થાય છે. જ્યારે રોગ નિરામ થાય, ત્યારે

ક્રમેક્રમે દરદીનું બૃંહણ (હૃષ્ટપુષ્ટ કરવાની ક્રિયા) કરાવવામાં આવે છે.

### પરાણે અપાતું પોષણ!

પણ આજની દાક્તરી વિદ્યામાં આ એ ક્રમ નથી. માણસને રોગ થાય છે એટલે શરીરની શક્તિ ટકાવી રાખવાને બહાને વૈદ્ય–દાક્તરો એને પોષણ આપવાની સલાહ આપે છે. ઘણીવાર તો દરદીની ઇચ્છા વિરુદ્ધ પણ પરાણે ખોરાક આપવામાં આવે છે. દરદી બેભાન પડ્યો હોય અને મોંવાટે ખોરાક લઈ શકે એમ ન હોય, તો પિચકારી (ઇન્જેકશન) દ્વારા અને હવે તો વળી ગુદા દ્વારા પણ ખોરાક આપવામાં આવે છે!

દાક્તરો એમ કહે છે કે જો માંદગી દરમ્યાન દરદીને ખોરાક ન મળે, તો તે દિવસેદિવસે નબળો પડતો જાય છે અને રોગ સામે ટકી શકતો નથી. વળી તેઓ કહે છે કે દરદીને ખોરાક ન આપવો તે એને ભૂખે મારી નાખવા બરાબર છે. દાકતરોની આ સમજણ બરાબર નથી. સાચી ભૂખ લાગી હોય છતાં અન્નપાન ન લેવાય તો ભૂખમરો થયો ગણાય, પણ જેને સાચી ભૂખ લાગી જ ન શકે, જેની જીભનો દેખાવ પણ સાક્ષી પૂરતો હોય કે એને નથી ભૂખ કે નથી રુચિ, તે માણસ અન્નપાન ન લેવાથી ભૂખે મરે છે એમ કહેવું એ તો અજ્ઞાન જ ગણાય.

### સાચી ભૂખ

ભૂખ ઘડિયાળના કાંટા ઉપર આધાર રાખતી નથી. ભૂખ દાકતરની કે દરદીની ઇચ્છા ઉપર આધાર રાખતી નથી. ભૂખ તો જઠરાગ્નિ ઉપર આધાર રાખે છે. ખાય છે તો બધા, પણ ભૂખ હોય ત્યારે જ અને તેટલું જ ખાનાર માણસ તો લાખમાં એકાદ મળી આવે તોપણ સદ્ભાગ્ય. આ તો સાજા માણસોની વાત થઈ.

માંદા માણસનો તો જઠરાગ્નિ જ બગડેલો હોય છે. જઠરાગ્નિ બગડે નહિ ત્યાંસુધી દોષો બગડે નહિ અને દોષો બગડે નહિ (કોપે નહિ) ત્યાં સુધી રોગ થાય નહિ. હવામાંથી માનવશરીરમાં બૅકટેરિયા નામનાં જંતુઓ દાખલ થવાથી રોગ થતા હોવાની વાત કપોલકલ્પિત છે એમ મેં 'માંદગીનાં કારણો' નામના જુદા લેખમાં બતાવ્યું છે. પણ ઘડીભર દલીલ ખાતર એમ સ્વીકારી લઈએ, કે રોગ બૅકટેરિયા નામનાં જંતુઓથી થાય છે; તોપણ એ બૅકટેરિયાથી થતા મનાતા રોગમાં પણ દરદીની ભૂખ મરી જાય છે. ખાવાનું મન થાય એનો અર્થ ભૂખ નથી. ભૂખ નથી હોતી છતાં ખાવાનું મન થાય છે એ વાતનો કોને અનુભવ નથી? પેટ ભરીને જમી ઊઠ્યા પછી તરત જ સારી વાનીઓ જોઈને ઘણા માણસોને ખાવાનું મન થાય છે. પેટ ભરીને જમ્યા પછી પણ ખાવામાં મન રહી જવાથી જાણી જોઈને ઊલટી કરી નાખીને પાછા ફરીથી જમવા બેસનારાના ઐતિહાસિક દાખલા મળી શકે છે. 'મને ભૂખ નથી માટે હું અત્યારે ખાવાનો નથી' એવું કહેનાર કેટલા યે માણસો પાંચ જ મિનિટમાં જમવા માટે ગોઠવાઈ જાય છે. માટે સાજા કે માંદાને ખાવાનું મન થાય એનો અર્થ ભૂખ લાગી છે એવો ન કરવો.

ભૂખને ઓળખવાની આવડત કેળવવી જોઈએ. રસ, દોષ અને મળ પાકે ત્યારે સાચી ભૂખ લાગે છે અને સાચી ભૂખ લાગે ત્યારે **શુદ્ધ ઓડકાર આવે, ઉત્સાહ આવે, ઝાડોપેસાબ, વાછૂટ વગેરે વેગો યોગ્ય પ્રમાણમાં આવવા માંડે.**

પણ દરદનો ભોગ થનાર માણસને કાં તો બધકોશ હોય, કા તો ઝાડા થઈ જતા હોય, પેશાબ ઓછો આવતો હોય, ન આવતો હોય, વધારે આવતો હોય કે બગડેલો આવતો હોય, વાછૂટ ઘણી જ થતી હોય કે તદ્દન બધ થઈ ગઈ હોય કે દુર્ગંધવાળી આવતી હોય; ઓડકાર શુદ્ધ એટલે કઈ પણ ગધ કે સ્વાદવિનાના આવવાને બદલે ખાટા, કડવા વગેરે સ્વાદવાળા અને દુર્ગંધવાળા આવતા હોય અથવા સમૂળગા ન આવતા હોય, દરદીને ઉત્સાહ અને સ્ફૂર્તિને બદલે નિરુત્સાહ અને સુસ્તી લાગતાં હોય, છતાં દરદીને નિયમસર ભૂખ લાગે છે એવી ખોટી સમજણથી ખોરાક આપવામાં આવે છે અને ઘણી વાર તો એની ઇચ્છા વિરુદ્ધ ખોરાક અપાય છે આમા શરીરશાસ્ત્રનાં મૂળ તત્ત્વોનુ પણ ઘોર અજ્ઞાન રહેલુ છે.

## ન પચેલા ખોરાકનું પરિણામ

ખોરાકનો રસ પૂરો પાકયા વિના જ નાડીઓમાં ચઢી જાય છે, ત્યારે જ રોગ થાય છે. આ કાચો રહેલો રસ (એટલે 'આમ') રસ, લોહી, માંસ, ચરબી, હાડકા, મજ્જા અને વીર્યમા ભળીને તે તે ધાતુને બગાડે છે. વળી એ જ કાચો રસ વાત, પિત્ત અને કફમાં પણ ભળે છે અને એ જ કાચો રસ ઝાડો, પેસાબ, પરસેવો, થૂક, લીંટ વગેરે મળોમા પણ દેખાય છે જેમ કૂવાના થાળામાંથી પાણી અનેક નીકો વાટે આખા ખેતરને ખૂણેખૂણે ફરી વળે છે, તેમ ધમનીઓ (arteries) અને જાળાં (capillaries) વાટે આ કાચો રહી ગયેલો રસ પણ શરીરની બધી ધાતુઓ, દોષો અને મળોમા પહોંચી જાય છે તેથી જ વાત, પિત્ત અને કફનો પ્રકોપ થાય છે અને તેથી રોગો થાય છે

કેટલાક તાવની શરૂઆતમાં દાક્તરોને લોહીમાં બૅક્ટેરિયા જડતા નથી તેનું કારણ એ છે, કે ખોરાકનો કાચો રહેલો રસ હજી શરીરમાંના ખોરાકના જૂના પાકા રસ સાથે જ ભળેલો હોય છે, લોહી સુધી પહોંચેલો હોતો નથી. તેથી તેના અણુ લોહીમાં જણાતા નથી, એ સ્થિતિમાં એ સાદો તાવ (simple fever) હોય છે અને લાંઘણુ કરાવવામા આવે, તો એવો તાવ તરત ઊતરી પણ જાય છે.

આ સાદા તાવમાં લાંઘણ (ઉપવાસ–અનશન) કરાવવાને બદલે દવા, દૂધ, મોસબી, ગ્લુકોઝ અને અન્ય ખોરાક આપ્યા કરવાથી માદગીમાં રહ્યોસહ્યો જઠરાગ્નિ વધારે ને વધારે બગડતો જાય છે, તેથી કાચા રસમા વધારો થાય છે અને દિવસો જતાં એ કાચો રસ લોહી વગેરે ધાતુઓમાં ભળવા માંડે છે તે વખતે તપાસેલા લોહીમા કાચા રસના અણુઓ દાક્તરોને બૅક્ટેરિયારૂપે દેખાય છે અને પછી એ તાવના મોટામોટા ભડકામણા નામ પડે છે આમ તાવમાં ખાવાપીવાનું ચાલુ રાખવાથી સાદા તાવમાંથી મુદતિયો (લાંબી મુદતે ઊતરે એવો) તાવ થઈ જાય છે તાવ ઊતરવો જોઈએ તેના કરતા ઘણી લાંબી મુદતે ઊતરે છે અને દરદી તન, મન અને ધનથી ખુવાર થાય છે. જે તાવની બાબતમાં ઉપર જણાવ્યું છે તે બીજા રોગોની બાબતમાં પણ એટલુ જ સાચુ છે.

## માંદાને ખોરાક કેમ ન અપાય?

આમવાળા માંદા માણસને ખોરાક આપવો તે સૂતેલા કાળા નાગને આંગળીથી છ છેડવા સમાન છે. માદા માણસનો મંદ

પડેલો જઠરાગ્નિ તેના શરીરમાં રહેલા કાચા રસને પકવવાના કામમાં રોકાવો જોઈએ. જો એવી સ્થિતિમાં ઓછા પ્રમાણમાં પણ ખોરાક શરીરમાં નાખવામાં આવે, તો વધારે ખોરાક પચાવવાનો નવો બોજો આવી પડવાથી જઠરાગ્નિ કે ધાત્વગ્નિને તે વધારે મંદ બનાવે છે. રોગના કારણરૂપ કાચા રસને તે પકવી શકે નહિ અને ઊલટો તે કાચા રસમાં વધારો થતાં શરીરને પોષણ મળવાને બદલે રોગને જ પોષણ મળે. લીધેલા ખોરાકનો રસ પૂરો પાકે તો જ શરીરને એટલે શરીરની સાત ધાતુઓને સાચું પોષણ મળે. જો એ રસ કાચો રહે તો રોગ થાય. અને રોગ થયા પછી પણ કાચા રસમાં વધારો થયા કરે, તો આરોગ્યને નહિ પણ રોગને પોષણ મળે; આ વાત આપણા રોજના વ્યવહારમાંથી નીચે આપેલા એકબે દાખલાઓથી વધારે સમજાશે.

આપણું રોજનું અમુક કલાકનું કામ હોય; પણ કોઈ દિવસ કંઈ કારણસર રોજનું કામ આપણે ન કરી શકીએ કે થોડું ઓછું કરી શકીએ. આવું લાગટ થોડા દિવસ થાય તો કામ ઠીક પ્રમાણમાં ચડી જાય. આ ચડેલા કામને પહોંચી વળવાને માટે આપણે નવું કામ હાથમાં લઈ શકતા નથી. આમ છતાં જો નવું કામ રોજ આવતું જ જાય તો ધીમેધીમે કામનો બોજો એટલો બધો વધી જાય કે આપણે કામનો ઢગલો જોઈને જ નિરાશ થઈ કંટાળી જઈએ અને કામ કરવાનું પડતું મૂકીએ છીએ. જ્યારે કંટાળો ઊતરે ત્યારે પાછું જૂનું કામ હાથમાં લઈએ છીએ અને એ પૂરું થાય ત્યારે નવું કામ હાથ ધરીએ છીએ.

સખત આગ લાગી હોય તો વનનાં વન સાફ થઈ જાય છે. પણ જો દેવતાની નાની એક ચિનગારી હોય તો એને વધારે પ્રદીપ્ત કરવા માટે કળથી કામ લેવું પડે છે. એ ચિનગારી ઉપર પહેલું ઘાસ, પછી સાંઠા, પછી છોડિયાં, પછી છાણાં, પછી લાકડાં એમ ક્રમેક્રમે ચિનગારીમાંથી લાકડાં સળગાવવાં પડે છે. પણ જો દેવતાની ચિનગારી ઉપર પહેલેથી જ લાકડાનું ગચ્ચું મૂકીએ તો ચિનગારી હોલવાઈ જાય છે.

તે જ પ્રમાણે રોગીના મંદ પડેલા અગ્નિને પણ સતેજ કરવા માટે કળથી કામ લેવું જોઈએ. જે કાચા રસના પરિણામે રોગ થયા હોય છે તે કાચા રસને જઠરાગ્નિ પકવી રહે ત્યાં સુધી એને બીજું નવું કામ આપવું જોઈએ નહિ. એથી જેમ જેમ કાચો રસ પાકતો જશે તેમ તેમ રોગનું જોર નરમ પડતું જશે અને રોગ મટશે.

## ખોરાક આપવાથી હમેશાં પોષણ મળે જ એ ખ્યાલ ખોટો છે

ખોરાક લેવાથી શરીરને પોષણ મળે જ એ માનવું ખોટું છે.

રાંધીને ચાવીને હોજરીને લાયક બનાવીને, જઠરાગ્નિ પહોંચી વળે એટલા જ માપથી અને શરીરને સદે એવી જ જાતનો ખોરાક આપણે લઈએ, તો જ એ પૂરો પાકે, અને ત્યારપછી પણ જો એ પાકા રસને શરીરને ખૂણેખૂણે પહોંચાડનારી રગો અંદરથી ખુલ્લી હોય, તો જ પાકેલો રસ પણ શરીરમાં ચડીને પોષણ આપી શકે. **આ રીતે ખાધેલામાંથી પોષણ મળતા પહેલાં વચ્ચે નાનીમોટી અનેક ક્રિયાઓ શરીરમાં થાય છે. તેમાંથી જેટલે અંશે જેટલી ક્રિયા ઓછી થાય કે ન**

થાય તેટલે અંશે ખાધાપીધા છતાં પણ શરીરને પોષણ ઓછું મળે કે ન પણ મળે. માટે શરીરમાં ખોરાક ઠાલવવાથી જ પોષણ મળી જશે એ ખ્યાલ તદ્દન ખોટો છે.

જો ખાધેલુંપીધેલું બધું પોષણ જ આપતું હોત તો ભાગ્યે જ કોઈ માંદો પડત. માણસ સામાન્ય રીતે તો જીભના સ્વાદને જીતી શક્યો નથી એટલે એ ખાવાપીવામા પાછી પાની કરતો નથી છતાં માંદો તો પડે છે અને માંદગીને કારણે અશક્ત થઈ જાય છે તો પછી ખોરાકને અભાવે જ માણસ માંદો થાય છે કે અશક્ત થાય છે એમ કહેવું ભૂલભરેલું છે. વળી જેને ખોરાકની તંગી હોય તેજ માંદા પડે અને જેને ઘેર અન્નપૂર્ણા દેવીની કૃપા હોય તે માંદા નથી પડતા એવું પણ બનતું નથી. તો પછી ખોરાકને અભાવે જ માંદગી અને અશક્તિ આવે છે એમ શી રીતે કહેવાય? અને જો ખોરાકના અભાવથી માંદગી આવી ન હોય, તો ખોરાક આપ્યા કરવાથી એ મટશે કેમ?

માંદગીમાં ઉપવાસ વિરુદ્ધ એક એવી દલીલ કરવામાં આવે છે કે માંદગી વખતે જો શરીરને ખોરાકરૂપી પોષણ ન મળે તો દરદી ખૂબ દૂબળો અને અશક્ત થઈ જાય છે. આ વાંધો તપાસવા જેવો છે.

### ઉપવાસમાં દરદીને મળતું પોષણ

આપણે આગળ જોઈ ગયા, કે શરીરમાં આમ (અન્નનો કાચો રહેલો રસ) ધાતુઓ દોષો અને મળોમે બગાડે છે ત્યારે માંદગી આવે છે આ આમને જો પકવીએ તો તેમાથી શરીરને પોષણ મળે. આમને પકાવવા માટે અગ્નિની જરૂર પડે છે. જઠરાગ્નિ મંદ પડે છે ત્યારે આમ થાય છે. એમાં જો ખોરાક લઈએ તો તે વધારે મંદ પડે છે પણ જો ખોરાક લેવાનો બંધ કરીએ તો મંદ પડેલો રહ્યોસહ્યો જઠરાગ્નિ શરીરમાં ભરાઈ ગયેલા આમને પકવવાનું કામ કરે છે અને આમમાથી પાકેલું પોષક દ્રવ્ય લઈ શરીરને પોષણ આપે છે અને બાકી રહેલો કચરો બહાર નીકળવા માટે છૂટો પડી જાય છે. એટલે ઉપવાસ દરમ્યાન દરદી તદ્દન પોષણ વિનાનો રહેતો હોવાની વાત ખરી નથી એ સ્થિતિમાં દરદીના શરીરને જોઈએ એટલું પોષણ એનો જૂનો આમ પાકવાથી ઉપવાસ દરમ્યાન મળી રહે છે

### ઉપવાસમાં દરદી સુકાવાનું કારણ

ઉપવાસ દરમ્યાન શરીરની ધાતુઓ, દોષો અને મળોમાં રહેલો આમ પાકે છે તેથી દોષો, ધાતુઓ અને મળો કુદરતી રીતે જ સુકાતા જાય છે અને પરિણામે દરદીનું શરીર સુકાય છે, પણ 'આમ' સુકાવાથી શરીરમાંથી જડતા અને ભારેપણું દૂર થતું જાય છે અને ઉપવાસ દરમ્યાન પણ ધીમેધીમે સ્ફૂર્તિ આવવા માંડે છે ઉપવાસથી શરીરનું વજન જરૂર ઘટે છે પણ તેથી શરીરને જરૂરી એવા કોઈ પણ તત્ત્વમાં ઘટાડો થતો નથી, પણ શરીરને લાયક ન હોય એવા કાચાં અને નકામાં તત્ત્વો સુકાવાથી કે નીકળી જવાથી વજન ઘટે છે અને એવો ઘટાડો ઈચ્છવા યોગ્ય છે

એવા ઘટાડાને 'કર્ષણ' કહે છે. કર્ષણથી શરીરને યોગ્ય રીતે કૃશ બનાવ્યા પછી જ બૃંહણ કરવું જોઈએ એટલે ક્રમસર, માપસર અને માફકસરનો ખોરાક આપીને શરીર વધારવું જોઈએ. ઝાડપાનને પણ પાનખર આવ્યા પછી જ વસંત આવે છે

## શરીરનું વજન અને આરોગ્ય

વજન ઉપરથી આરોગ્ય નક્કી કરવું એ આ જમાનાનો એક મોટો વહેમ છે. શરીર વધ્યે જ જાય છતાં એમાં અનેક રોગ ઘર કરીને બેઠા હોય છે એવો દાક્તર–વૈદ્ય અને લોકોનો અનુભવ છે. વળી મેદોવૃદ્ધિ(ઓબેસીટી)ના રોગમાં તો રોગને લીધે જ શરીર વધ્યે જાય છે અથવા શરીર વધે છે એ જ રોગ છે. જરૂર કરતાં વધારે મળ આંતરડાંમાં ભરાઈ રહે, તોપણ મળના ભારને લીધે શરીરનું વજન વધારે થાય છે. સાજા જેવા દેખાતા છતાં માંદગીની તૈયારી કરતા કેટલાયે માણસોનાં આંતરડાંમાંથી હિમજ આપી ૧૫–૨૦ રતલ જેટલો ઝાડો અને પાણી કાઢ્યા પછી જ એ લોકો સ્ફૂર્તિમાં આવ્યાના દાખલા બન્યા છે. માટે શરીરમાં વજન હમેશાં આરોગ્યનું જ હોય છે એવું નથી. આ બધું જોતાં એકલા વજન ઉપરથી આરોગ્યનું અનુમાન કરવામાં આપણે મોટી ભૂલ કરીએ છીએ.

## શરીર પર ઉપવાસની અસર

ઉપર આપણે જોયું કે ઉપવાસને લીધે દૂબળા પડવાથી એટલે 'કર્ષણ' થવાથી દરદીને બૃંહણનો પૂરેપૂરો લાભ મળી શકે છે. પણ માંદગીમાં ખાવાપીવાથી તો દરદ બગડે છે અને ખાવાપીવા છતાં શરીરને પોષણ મળતું નથી. તેથી શરીર ધીમેધીમે દૂબળું, સૂકું અને ફીક્કું પડતું જાય છે, રોજરોજ અશક્તિ અને પીડા વધતાં જાય છે, એક પછી એક ઉપદ્રવો (Complications) ઊભા થતા જાય છે. પણ ઉપવાસ કરવાથી શરીર દૂબળું પડવા છતાં લોહી વગેરે ધાતુઓમાંનો દોષોમાંનો અને મળોમાંનો આમ પાકી જવાથી આખું શરીર શુદ્ધ અને તાંબા જેવું થઈ જાય છે, શરીર ઉપર લાલાશ આવે છે, અને ઉપવાસની અવધ પૂરી થયે સ્ફૂર્તિ અને કામકાજ કરવાની શક્તિ આવે છે.

માંદગીમાં ખોરાક આપવાથી શરીર સુકાતું ન હોત તો શરૂઆતથી જ દાક્તરની સારવાર નીચે રહેલા દરદીઓ સુકાતા ન હોત. દાખલા તરીકે, ટાઈફોઈડ જેવા મુદતિયા તાવમાં દરદીને ખોરાક આપવા છતાં દરદી રોજરોજ સુકાતો જાય છે અને તાવ વધારે લંબાવાથી આખરે હાડકાંના માળા જેવો થઈ જાય છે. ત્યારે દરદીને અપાયલા ખોરાકથી પોષણ મળ્યું હશે કે નહિ તેનો વિચાર કોઈ કરતું નથી એ આશ્ચર્યની વાત છે.

તાવની હાજરીમાં ખોરાક લેનાર દરદી ઉપવાસ કરનાર દરદી કરતાં ઓછો સુકાતો નથી. તફાવત માત્ર એટલો જ છે, કે ખોરાક લેનાર તાવના દરદીનું શરીર તાવ ઊતર્યા પછી પાછું અસલ જેટલું ભરાતું નથી અથવા ઘણી લાંબી મુદતે ભરાય છે, ત્યારે ઉપવાસવાળો દરદી તાવ ઊતર્યા પછી યોગ્ય ક્રમ પ્રમાણે ખોરાક લેવા માંડે છે એટલે પાછો અસલ હતો તેવો થઈ જાય છે ઉપવાસને લીધે શરીરનો સંચો એટલો સાફ થઈ જાય છે, કે **ઉપવાસ પછી યોગ્ય ખોરાક યોગ્ય માપસર લેવાથી એ તરત પચી જાય છે અને શરીરને પોષણ મળવા માંડે છે.** તાવમાં ખાવાપીવાથી ખોરાક પચતો નથી તેથી કાચા ખોરાકનો રસ જ્યાં ત્યાં ચોંટી જાય છે, ભરાઈ રહે છે અને શરીરના માર્ગોને રોકી દે છે. તેથી તાવ ઊતર્યા પછી પણ શરીરમાં સારી રીતે પોષણ ચડી શકતું નથી.

## શક્તિ–અશક્તિ શું છે?

શરીરની શક્તિ અને અશક્તિ નામની

કોઈ સ્વતંત્ર વસ્તુ નથી. એને રોગીમાં પણ શક્તિ કે અશક્તિ નામનું કોઈ અંગ ગણાવ્યું નથી. ત્યારે શરીરમાં શક્તિ શું અને અશક્તિ શું? આરોગ્ય એટલે શક્તિ અને અનારોગ્ય એટલે અ-શક્તિ. તાવમાં કે રોગમાં ગમે તેટલું ખાવાપીવા છતાં દરદી તાવની કે દરદની હાજરીમાં પોતે અને આસપાસના માણસો ગભરાઈ જાય એટલો અશક્ત લાગે છે, પણ તાવ ઊતરતાં વાતે વળગે છે અને કંઈ કામે પણ લાગે છે તાવ હતો ત્યારે અશક્તિ લાગી, તાવ ઊતર્યો ત્યારે શક્તિ લાગી રોગીને ખોરાક લેવાથી જો શક્તિ આવતી હોય, તો ખોરાક લેનાર દરદી તાવની હાજરીમાં અશક્ત ન લાગવો જોઈએ. પણ તાવ અને શક્તિ ખોરાક લેનાર દરદીની શરમ રાખતાં નથી માટે રોગ ન હોય ત્યાં સુધી શક્તિ લાગે છે અને રોગ હોય ત્યાં સુધી અશક્તિ લાગે છે. તે પ્રમાણે ઉપવાસ કરનારને પણ તાવ હોય ત્યાં સુધી જરૂર અશક્તિ લાગે પણ તાવ ઊતર્યો પછી એને પણ શક્તિ લાગે છે. તફાવત એટલો છે, કે ખોરાક લેનારનો તાવ લંબાય છે, અનેક નવા ઉપદ્રવો ઊભા થાય છે અને દરદી ખૂબ રગડાય છે, ત્યારે ઉપવાસ કરનારનો તાવ નિયમિત રીતે વખતસર ઊતરી જાય છે

## ઉપવાસમાં શક્તિ રહ્યાના દાખલા

વધારેમાં વધારે ૧૩ ઉપવાસ કર્યા હતા એવી માંદગીનો મને જાતઅનુભવ છે. એ ઉપવાસના પ્રસંગોમાં ઉપવાસને લીધે અશક્તિ આવી નથી એ વાતનો હું સાક્ષી છું. મને એકાંતરિયો તાવ આવતો હતો તેથી મે છ ઉપવાસ કર્યા પછી તાવ આવતો બંધ થયો તે વખતે હું ૪૬ વર્ષનો હતો. તે ઉપવાસ દરમ્યાન હું ઘરમાં હરીફરી શકતો અને દાદર ચઢીઊતરી શકતો ઉપવાસમાં શ્રમ લેવાની મનાઈ હોવાથી ઘરની બહાર જતો નહોતો ઉપવાસને છેલ્લે દિવસે પણ મને જોવા આવનારને મે લાગટ બે કલાક સુધી ઉપવાસનો મહિમા સમજાવ્યો હતો એટલી શક્તિ મારામાં હતી

સૌ નિર્મળાબહેન નિરુભાઈ દેસાઈએ દાક્તરોએ જાહેર કરેલા ટી બી માટે વૈદ્યરાજ પ્રભાશંકર નાનજી ગઢડાવાળાની સલાહથી સાત ઉપવાસ કર્યા હતા. ઉપવાસના સાતે દિવસ તેઓ ઘરમાં હરીફરી શકતા, પોતાનું કામ પોતે કરી લેતા અને સારી રીતે વાતો પણ કરી શકતા

ત્રીજા દાખલામાં, મારા ભત્રીજાના પત્નીએ આંખોના દરદમાં તેર ઉપવાસ કર્યા હતા એમના માબાપે જ્યારે એ વાત જાણી ત્યારે એને વધુ ઉપવાસ કરતી રોકવા માટે એ પેટલાદથી અમદાવાદ આવ્યાં પણ જ્યારે એમણે ઉપવાસને નવમે કે દસમે દિવસે પણ પોતાની પુત્રીને હરતીફરતી જોઈ એટલું જ નહિ પણ હિમજથી થતા જુલાબને લીધે ત્રણત્રણ દાદર ચઢતીઊતરતી જોઈ ત્યારે એમનો ઉપવાસ સામેનો વિરોધ ગળી ગયો એ બહેને કુલ તેર ઉપવાસ કરેલા અને તે દરમ્યાન સારી શક્તિ રહેલી એનો હું સાક્ષી છું આવા અનેક દાખલાઓ છે તે ઉપરથી પણ સમજી શકાશે, કે જે રોગ માટે ઉપવાસ કરીએ તે રોગને લીધે અશક્તિ લાગે પણ એ રોગ માટે કરેલા ઉપવાસથી ખાસ અશક્તિ લાગતી નથી.

## ઉપવાસથી તાવ ઊતરે છે

એવો અનુભવ છે કે તાવમાં ઉપવાસ

કરવાથી તાવ રોજ નિયમિત રીતે લગભગ અડધી ડીગ્રી જેટલો ઊતરતો જાય છે અને બીજા કંઈ ઉપદ્રવ ઊભા થતા નથી. તથા જે તાવ જેટલી મુદતનો હોવાનું આયુર્વેદના ગ્રંથમાં જણાવેલું છે તે તાવનાં લક્ષણવાળો તાવ તેટલી મુદતના ઉપવાસ કરવાથી ઊતરી જાય છે. પણ જો તાવમાં અનાજ, ચા, દૂધ, મોસંબી કે એવા પદાર્થો ખોરાકરૂપે લેવાય કે દવા લેવામાં આવે તો તાવની રોજરોજની ગરમીમાં કંઈ ઢંગધડો રહેતો નથી.

ખાવાપીવાનું આપવાથી સાદા તાવમાંથી ઉધરસ, હાંફ, સસણી, સોજા વગેરે અનેક ઉપદ્રવો થાય છે અને આ બધા પોતે જ પેદા કરેલા ઉપદ્રવોનું કારણ ન સમજનાર દાક્તર જાણે નવા સ્વતંત્ર રોગ થયા હોય, તેમ જુદાજુદા રોગનાં નામ પાડવા માંડે છે. સાદા તાવમાંથી ન્યૂમોનિયા, ઈન્ફ્લ્યુએન્ઝા, પ્લુરસી, મેનીન્જાઈટીસ, એનિમિયા (પાંડુ), જોન્ડીસ (કમળો), એસાઈટીસ (જળંધર) વગેરે ભયંકર રોગોમાં દરદીને ધકેલી દેવા માટે વૈદ્ય–દાક્તરોની અવળી ચિકિત્સા મોટેભાગે જવાબદાર હોય છે. ખોરાક અને દવાનો રોજરોજ વધતો જતો કાચો રસ ફેફસાંમાં ભરાય અને તેથી તાવ આવે એટલે ન્યૂમોનિયા નામ પાડે, ગળા ને નાકમાં ભરાય તેથી તાવ રહે એટલે ઈન્ફ્લ્યુએન્ઝા નામ પાડે, છાતી ઉપરની પ્લુરા નામની ધમણના પડમાં ભરાય તેથી તાવ આવે એટલે પ્લુરસી નામ પાડે. જેમ એક જ પરબ્રહ્મ ઉપાધિભેદે જુદાજુદા અસંખ્ય પદાર્થરૂપે દેખાય છે, તેમ એક જ આમ (કાચો રસ) શરીરમાં સ્થળભેદે અને કાર્યભેદે અનેક રોગરૂપે દેખાય છે. એ બધા રોગોને દરદીના પેટમાં ખોરાક ને દવાના રગડા રેડીને પોતે પેદા કર્યાં હોવા છતાં વૈદ્યદાક્તરો પણ એને સ્વતંત્ર રોગરૂપે સમજીને જુદાજુદા ઉપચારો અજમાવવાની મથામણમાં પડે છે.

રોગની હાજરીમાં અને ખાસ કરીને તાવમાં ખાવાપીવાથી રોજરોજ રોગ વધતો જાય છે, અને એનું સ્થળાંતર અને રૂપાંતર પણ થતું જાય છે. આ સ્થળાંતર અને રૂપાંતરને આપણે ઉપદ્રવો કહીએ છીએ. આવે વખતે કુદરતની કૃપાથી દરદી બેભાન બની જાય કે ઘેનમાં પડ્યો રહે કે દરદીનું મોં બિડાઈ જાય કે દરદીની રુચિ મરી જાય કે દરદીનાં સગાંવહાલાંના આર્યસંસ્કાર જાગૃત થાય કે માવજત કરનાર થાકીને દવા તથા ખોરાક આપવાની સૂચનાઓ પાળવામાં મોળા પડી જાય કે નાણાં ન પહોંચે, ત્યારે દાક્તરની સૂચના છતાં દરદીને ખોરાક અપાતો નથી. અને દરદીને અણધાર્યો જ સુધારો થવા માંડે છે. તાવ જેવાં દરદોમાં તો પરાણે ખોરાક આપવાનું ચાલુ રહે, ત્યાંસુધી દરદીને ઊગરવાનો આરો રહેતો નથી.

## અવળી ચિકિત્સા

આગળ જણાવ્યા પ્રમાણે આમ અનેક રોગોનું મૂળ છે. એ કાચો રસ શી રીતે થાય છે, ક્યાંથી અને કેવી રીતે આવે છે, એ બાબતનો કંઈ પણ વિચાર કર્યા વિના પ્લુરસી, મેનીન્જાઈટીસ, જલંધર વગેરે રોગોમાં માત્ર ભરાયલો કાચો રસ કે પાણી કાઢી નાંખીને જ સંતોષ માનવો એ ઊંટવૈદું નહિ તો બીજું શું ? એ કાચા રસને ઉપવાસથી પકવી એમાંથી શરીરને પોષણ પહોંચાડી, નવો ખોરાક ન આપી નવો કાચો રસ ઉત્પન્ન ન થવા દઈ, રોજરોજ રોગમાં

રાહત આપી રોગ મટાડવો એ સાચી ચિકિત્સા છે એમા કરકસર છે, એમાંથી દરદીને આરોગ્ય સાચવવાની ચાવી હાથ લાગી જાય છે, એથી નાણા અને શક્તિનો દુર્વ્યય અટકે છે

એકવાર કાઢી નાંખેલુ પાણી પાછુ નહિ જ ભરાય એની કોઈ ખાતરી આપી શકતુ નથી. જલધર અને પ્લુરસીમા તો કેટલેક દિવસે પાછુ પાણી ભરાય છે અને જો ખાવાપીવાની યેચ્છા ચાલુ રહે તો દરદી મરી પણ જાય છે.

પણ પાણીનો ઉપયોગ બધી રીતે બધ કરીને દરદીને પચી શકે એટલા જ ચોખ્ખા દૂધ ઉપર રાખવાથી અને ક્રમે-ક્રમે પચે તેમ દૂધ વધારવાથી જલધરના અનેક દરદીઓ સાજા થયાના દાખલાઓ મોજૂદ છે ઉપવાસ કરાવવાથી પ્લુરસી વગેરે તાવ મટી જાય છે મેનીન્જાઇટીસ વગેરેમાં પાણી કાઢવા જતા સાથે જીવનને જરૂરી એવો જીવનરસ ( vital fluid) પણ નીકળી જાય તો દરદી મરી જવાનો સભવ છે અમદાવાદના એક જૈન દરદીને આશુદમાં ચારપાચ વાર પ્લુરસીનુ પાણી કાઢતા એક તરફનુ ફેફસું કામ કરતું લગભગ બધ થઈ ગયું એટલે દરદીના બીજા ફેફસાને બેવડા વેગથી કામ કરવું પડયું અને જાણે હાફ ઊપડી હોય એવું થયું દાક્તર મુઝાયા અને દરદીને ઘરભેગો કરી કરી દીધો માત્ર હિમજ, આદુ નો રસ અને દાળભાતશાકના સાદા ખોરાકના સેવનથી એનુ બધ પડેલું બીજુ ફેફસું પાછુ થોડા વખતમા ચાલુ થયું અને હાંફ બેસી ગઈ. માટે પાણી કાઢવા જેવા રાક્ષસી ઉપાયો યોજવા કરતાં દરદનું કારણ સમજીને એ કારણ (કાચો આમ ) મટાડવાનો શાસ્ત્રીય અને સૌમ્ય ઉપાય-ઉપવાસ-કરવાથી રોગ મટશે, પૈસા બચશે, અટપટી માવજતની બલા ટળશે, વટાળમાથી ઊગરી જવાશે અને માદગીમા વૈદ્ય-દાક્તરોપરના પરાવલબનમાથી છૂટી સ્વાવલબી થઈ શકાશે

## તાવમાં ખોરાકથી વધતી ગરમી

આજની દાક્તરી વિદ્યામા વિચાર (theory) અને આચાર (practice) વચ્ચે બહુ અતર પડતું જાય છે તાવમાં ગરમી વધે છે એક બાજુ દાક્તરો વધેલી ગરમી ઓછી કરવાના ઉપાય કરે છે, અને બીજી બાજુ ખોરાક આપવાની હિમાયત કરે છે હોજરીમાં ખોરાક પડ્યા પછી એમાં પાચક રસો ભળતાં રાસાયનિક ક્રિયા ( chemical action ) થવા માંડે છે, અને જ્યા જ્યા રાસાયનિક ક્રિયા થાય, ત્યા નવી ગરમી પેદા થાય છે એ જાણીતી વાત છે. એટલે હોજરીમાં ખોરાક પડવાથી દરદીના શરીરમા ગરમીમા વધારો થાય છે. આ વાત દાક્તરોએ સમજવી જોઈએ; છતા દરદી અશક્ત થઈ જશે તો રોગ સામે ટકી નહિ શકે એવી કલ્પનાના ભયથી ભડકીને ખોરાક આપી તાવની ગરમીમાં વધારો કરવામાં આવે છે અને એ રીતે જાણ્યેઅજાણ્યે સાદા તાવમાથી વધારે ભયકર તાવો અને રોગોમા દરદી ધકેલાતો જાય છે.

## દરદીને સવારમાં રાહત કેમ રહે છે ?

દાક્તરની સારવાર નીચે રહેતો દરદી પણ ઉપવાસથી થતા ફાયદા જોઈ-સમજી શકે એમ છે સામાન્ય રીતે સવારમાં તાવની ગરમી કે દરદનુ જોર ઓછુ હોય છે આખો દિવસ ખાવાપીવાથી કે દવા લેવાથી શરીરમાં થતી રાસાયનિક ક્રિયાને લીધે શરીરની ગરમી કે દરદ પ્રમાણમા

વધી જાય છે, પણ રાત્રે આઠેક કલાક સુધી હોજરીને સંપૂર્ણ આરામ મળવાને પરિણામે સવારે તાવ ને દરદનું જોર સામાન્ય રીતે નરમ પડી જાય છે. આવા આઠ જ કલાકના ઉપવાસના શુભ પરિણામ ઉપરથી આગળ વધીને જો આપણે વિચાર કરીએ, તો સહેલાઈથી સમજી શકાશે કે ઉપવાસ કરવાથી દરદીને શાંતિ થાય જ એમાં કાંઈ શંકા નથી.

### આખર વખતના દરદીને થતો સુધારો

સામાન્ય રીતે માંદગી આહારવિહારની ભૂલોથી આવે છે. માટે માંદગી મટાડવા માંદગી દરમ્યાન આહારવિહારમાંથી નિવૃત્તિ લેવી એ જ સાચી ચિકિત્સા છે. માટે જ કહ્યું છે કે, औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः । માંદગીમાં કાંઈ પણ દવા કર્યા વિના નકોરડા ઉપવાસ કરવા અને ગંગાજળ એટલે ગંગાજળ જેવું શુદ્ધ હલકું ઉકાળેલું પાણી, તરસ પ્રમાણે પીવું અને પ્રભુને નાડી સોંપી એનું સ્મરણ કરવું. દાક્તરવૈદ્યોએ જેને માટે હાથ ધોઈ નાખ્યા હોય છે અને જેના મરણની ઘડીઓ ગણાતી હોય છે એવા દરદીઓની દવા ને ખોરાક બંધ થઈ જાય છે, છતાં એમાંથી કેટલાક બચી ગયાના દાખલા છે. એવા દાખલા ઉપર વિચાર કરતાં પણ એમ લાગે છે, કે જ્યાં સુધી દાક્તરવૈદ્યની દવા ને ખોરાકની ધાલમેલ ચાલુ હતી ત્યાંસુધી દરદી મરણ તરફ ધકેલાયે જતો હતો; પણ એમનાં પગલાં બંધ થયાં અને દરદીના શરીરને દવા કે ખોરાક વિના એમનું એમ નિવૃત્તિમાં પડી રહેવા દીધું તેથી શરીરનો સંચો વધારે બગડતો અટકી ગયો અને બગડેલો સંચો ધીમેધીમે સુધરવા લાગ્યો. આવા કિસ્સાઓને અકસ્માત ગણીને છોડી દેવાને બદલે એના ઉપર વિચાર કરવાથી ચિકિત્સાની સાચી ચાવી ઉપવાસ છે એમ સમજાશે.

### રોગથી કંટાળેલાનો રોગ ઉપવાસથી નાબૂદ

એટીકસ નામના એક રોમનને જલંધર અને સંધિવાના ભયંકર રોગ થયા હતા. અનેક ઉપચારો એણે કર્યા છતાં એ રોગ એને મટ્યા નહિ. તેથી દેહના અસહ્ય દુઃખથી કંટાળીને એણે મરતા સુધી નિરાહાર રહી દેહ પાડવાનો નિશ્ચય કર્યો અને ઉપવાસ શરૂ કર્યા. પણ તેથી દેહ પડવાને બદલે એના રોગો મટી ગયા. જ્યારે ત્યાંના દાક્તરોએ એ દાખલો જોયો ત્યારે એમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

### ઉપવાસથી સંયમની પ્રાપ્તિ

આજની દાક્તરી સમજણમાં ફસાઈ પડેલો માનવી પોતાને રોગ થયો હોય તેને માટે પોતે ખાસ જવાબદાર છે એવું સમજી શકતો નથી. એની દૃષ્ટિ અંતર્મુખ થવાને બદલે બહિર્મુખ થાય છે. અને જેના ઉપર પોતાનો કાબૂ નથી અને જેને કોઈએ જોયાંજાણ્યાં નથી એવાં જંતુઓને પોતાની માંદગીનાં કારણરૂપ માને છે. એટલે માંદગી રોકવા કે મટાડવા પોતાના આહારવિહારનું નિયમન કરવાની એને જરૂર સમજાતી નથી. તેથી એ આહાર-વિહારમાં સ્વચ્છંદી બને છે, અને માત્ર દેહદૃષ્ટિએ જ જીવે છે. પણ જો રોગ થાય એટલે પૌષ્ટિક ખોરાક મળવાને બદલે ઉપવાસ કરવા પડશે કે બીજું આહાર-વિહારનું પથ્ય પાળવું પડશે એવી સાચી સમજણ આવે, તો એ માંદગી લાવે

એવા આહારવિહારનુ સેવન કરતો રોકાય અને એ રીતે જીવન પણ સંયમથી સમૃદ્ધ થાય આમ જીવનની દૃષ્ટિએ ઉપવાસ તથા મિત અને હિતકારક આહારવિહાર એ જ યોગ્ય ઉપચાર છે

### ઉપવાસનું આધ્યાત્મિક રહસ્ય

*આ ઉપરાંત, આધ્યાત્મિક દૃષ્ટિએ પણ* રોગ ઉપર ઉપવાસ તથા આહારવિહારનું પથ્ય એ જ યોગ્ય ઉપાય છે. પ્રાણીમાત્રને પોતાનુ પ્રારબ્ધ કર્મ ભોગવવા જન્મ લેવો પડે છે, એમ આપણો ધર્મ કહે છે પુણ્ય એટલે સત્કર્મનું ફળ સુખ છે, પાપ એટલે દુષ્કર્મનુ ફળ દુખ છે. રોગ એટલે દુઃખ આમ રોગ પણ પ્રારબ્ધ દુષ્કર્મનુ પરિણામ છે. માટે રોગરૂપી દુ:ખના કારણરૂપ દુષ્કર્મને ધોવા માટે ઉપવાસ અને પથ્યરૂપી તપશ્ચર્યા હસતે મોંએ કરવી એ જ સાચી સનાતન ચિકિત્સા છે

### ઉપવાસમાં દરદ વધતાં શું કરવું?

એવું બને છે, કે ઉપવાસ કર્યા પછી દરદ નરમ પડવાને બદલે કેટલીક વાર વધી પડે છે. તેથી દરદી અને એનાં સગાંવહાલાં ગભરાઈ જાય છે અને ઉપવાસથી કેસ બગડ્યો એમ સમજી ગભરાઈને ઉપવાસ છોડી દે છે. પણ ઉપવાસ કર્યા પછી દરદનું જોર કેટલીક વાર વધતુ કેમ જણાય છે તે સમજવું જરૂરી છે.

આપણે દેવતા ઉપર વાસણમાં ખીચડી રાંધવા મૂકીએ ત્યારે શરૂઆતમાં એમાં કોઈ પણ ક્રિયા થતી દેખાતી નથી પણ જ્યારે દેવતાની ગરમી એમાં વ્યાપે છે, ત્યારે એમાં ધીમેધીમે ખદબદાટ શરૂ થાય છે અને છેવટે એ ઊકળે છે એમ અમુક હદ સુધી ઊકળ્યા પછી જ્યારે ખીચડી પાકી જાય છે ત્યારે ખદબદાટ આપોઆપ બંધ થાય છે તે પ્રમાણે શરીરમાં પડેલો કાચો આમ દરદીને પહેલા જડ જેવો બનાવી દે છે, તે વખતે ખાસ દરદ થતું લાગતું નથી પણ જ્યારે ઉપવાસને લીધે કાચો આમ પાકવા માંડે છે ત્યારે શરીરમાં ક્રિયાઓ થવા માંડે છે અને દરદીને દરદનુ ભાન થવા માંડે છે રોગની આ અવસ્થાને **પચ્યમાન અવસ્થા** કહે છે જડતામાથી ક્રિયા થવા માડે એ ખરુ જોતાં તો સુધારો થયો કહેવાય, પણ ન સમજનારને એ બગાડો થયો એમ લાગે. પછી જ્યારે આમ પૂરો પાકી જાય ત્યારે દરદ શમી જાય છે અને શરીરમા જડતા અને ખદબદાટને બદલે શક્તિ, શાતિ અને સ્ફૂર્તિ લાગે છે. માટે આવે સમયે ગભરાઈ ન જતા રોગ મટતા સુધી ઉપવાસ ચાલુ રાખવા જોઈએ.

### ઉપવાસથી સમયનો બચાવ

ઉપવાસ વિરુદ્ધ કેટલાક એવું કહે છે, કે નોકરીધધામાંથી ઉપવાસ માટે લાંબી રજા મેળવતા બહુ મુશ્કેલી પડે છે એટલે આ સમયમાં ઉપવાસના ઉપચારથી માણસ આર્થિક સંકડામણમાં મુકાઈ જવાનો ભય રહે છે

રોગ ઉપર ઉપવાસ કરવાથી નોકરી-ધંધાના દિવસો પડે તે કદાચ ઉપરી કે શેઠને ન ગમે એ સમજાય એવું છે. જે રોગમા ઉપવાસ વિના ચાલે એમ જ ન હોય તે રોગમાં ઉપવાસ ન કરવાથી નોકરીધંધાના દિવસો નથી પડતા કે ઉપરી કે શેઠ નારાજ નથી થતા એવુ નથી. દરદ હોય ત્યાસુધી ઠામમાં જીવ પરોવાતો

નથી તેથી ઘેર રહીએ કે પરાણે કામે જઈએ એ બધું કામની દૃષ્ટિએ તો સરખું જ છે. અને કામ ન થાય કે પરાણે કામ કરવા જતાં કામ બગડે તો ઉપરી કે શેઠ એવા સુંવાળા નથી હોતા કે આપણી હાજરીમાત્રથી સદા સંતોષ માન્યા કરે. રોજ હાજરી આપવા છતાં રોગને લીધે ઘણા સમય સુધી કામ થઈ શકે એમ ન હોય, તો કાયમના નોકરોને પણ છૂટા થવાની નોટીસો મળે છે. વળી ઉપવાસ ન કરતાં દવા કરવાથી ને ખોરાક લેવાથી લાંબી રજા નથી લેવી પડતી એવું પણ નથી. ઉપવાસ સિવાયના અન્ય ઉપચારોથી માંદગી લંબાય છે કે બીજા ઉપદ્રવો ઊભા થાય છે અને તેથી એકસાથે નહિ પણ કકડે-કકડે રજાઓ તો લેવી જ પડે છે. એટલે સરવાળે બધું સરખું ઊતરે છે. સામટા ઉપવાસ કરીને તાવ ઉતારવો અને તાવ ઊતર્યા પછી એકાદ અઠવાડિયામાં બળ આવવા માંડે એટલે નોકરીધંધે ચડવાથી વધારે દિવસ ભાંગે કે સાદા તાવમાંથી ઉપદ્રવો ઊભા કરી તાવ અને એક પછી એક થતા ઉપદ્રવો મટે ત્યારે નોકરીધંધે ચડવાથી વધારે દિવસ ભાંગે એનો વિચાર કરવાથી સમજાશે કે સરવાળે તો ઉપવાસથી જ સમયનો, શક્તિનો, પૈસાનો અને આરોગ્યનો બચાવ થાય છે.

### એક રોગ માટે કરેલા ઉપવાસથી બધા રોગ જાય

વળી, ઉપવાસથી એક પંથ અને અનેક કાજ થાય છે. આપણે જોઈ ગયા તેમ કાચા આમથી ધાતુ, દોષ, મળ વગેરે બગડે છે અને તેથી દોષો કોપવાથી માંદગી આવે છે. માંદગીમાં મૂળ આગળપડતો રોગ એક હોય છે પણ કાચા આમને લીધે બીજા રોગો પણ શરીરમાં લપાઈને બેઠા હોય છે. આ સૂતેલા અને જાગેલા બધા રોગોનું મૂળ તો શરીરમાં ફેલાયેલો કાચો આમ જ છે. ઉપવાસ તો આપણે જાહેર થયેલા એક જ રોગ માટે કરીએ છીએ, પણ એ ઉપવાસથી કાચો આમ પાકે છે તેથી કાચા આમને લીધે તૈયાર થતા લપાઈને બેઠેલા બીજા રોગો પણ આપોઆપ મટે છે. ઉપવાસનો આ લાભ નાનોસૂનો નથી.

આમ બધી દૃષ્ટિએ વિચાર કરતાં રોગ ઉપર ઉપવાસ કરવા એ જ સાચી સનાતન અને અમોઘ ચિકિત્સા ઠરે છે.

## ૩

## ઉપવાસથી દરદ મટ્યાના કેટલાક સચોટ દાખલાઓ

ગયા પ્રકરણમાં આપણે વિચારદૃષ્ટિએ નિર્ણય કર્યો, કે માંદગીમાં ઉપવાસ કરવા એ જ સર્વોત્તમ, સાચી, સગવડવાળી, સરળ, સોંઘી, સમય બચાવનારી અને આરોગ્ય સાચવનારી ચિકિત્સા છે. આ પ્રકરણમાં આપણે જોઈશું કે અનુભવ પણ આપણને એ જ નિર્ણય ઉપર લાવે છે. લાંઘણથી ભયંકરમાં ભયંકર રોગો પણ મટ્યા હોવાના અનેક દાખલા નામઠામ સાથે આપી શકાય એમ છે.× લંઘનથી થયેલા ચમત્કારિક લાભના થોડા દાખલા નમૂના-રૂપે નીચે આપ્યા છે. આ લેખનો ઉદ્દેશ

× રોગ અસાધ્ય થઈ ગયો હોય અને કોઈ પણ ચિકિત્સાથી મટતો ન હોય કે વેદના પણ ઓછી થતી ન હોય તો લાંઘણ શરૂ કરવાથી દરદી બચી તો ન શકે પણ રોજરોજ વેદના-માંથી રાહત મેળવે છે અને મરણ સમયે શાંતિ અનુભવે છે.

આયુર્વેદિક ચિકિત્સાનું સત્ય દેખાડવાનો છે. કોઈ દાક્તર કે વૈદ્ય સામે કાંઈ કહેવાનો કે એમને અંગત રીતે ઉતારી પાડવાનો મારો આશય જ નથી. એટલે એમાં વૈદ્ય-દાક્તરોનાં નામ આપ્યાં નથી

## ૧ : કીડની પાકયા પર ઉપવાસ

અમદાવાદમાં રાજવૈદ્ય પ્રભાશંકર નાનભટ્ટ ગઢડાવાળાની ડાબી કીડની એમની સાઠ વર્ષની ઉમ્મરે પાકી ગઈ, તેથી તાવ આવતો, કીડનીમાં દુખાવો થતો ને પેશાબમા લોહી ને પરુ આવતાં હતા. તેમણે કંઈ પણ દવા લીધા વિના કે કંઈ પણ શસ્ત્રક્રિયા કર્યા–કરાવ્યા વિના ૪૫ ઉપવાસ કર્યા હતા અને તેથી એમની બધી ફરિયાદો દૂર થઈ ગઈ હતી ત્યારપછી કદી એમને કીડનીની ફરિયાદ રહી નથી. ઉપવાસ ઉપર એમને એટલી અડગ શ્રદ્ધા છે કે આ ૪૫ ઉપવાસ દરમ્યાન એ મરણને આરે પહોચેલા છતાં પણ એમના પરિચારક શિષ્યવૃંદને એમણે કહી દીધેલું કે હું ભાનમા ન હોઉં ત્યારે પણ જેને દયા આવે તે માત્ર ચમચો પાણી રેડે પણ દવા કે ખોરાક ન આપવો કે બીજી કોઈ ક્રિયા કરવી નહિ આ સૂચનાનું કડક પાલન થયુ અને પરિણામે એ મોતના મોંમાથી છૂટી શકયા.

## ૨ : દાક્તરોએ જાહેર કરેલા ટી. બી. પર ઉપવાસ

રાજવૈદ્ય પ્રભાશંકર નાનભટ્ટ ગઢડાવાળાના ભાણેજ(દૌહિત્ર) ભરતકુમારને એની ૧૦–૧૧ વર્ષની ઉમ્મરે છએક મહિનાથી રાજકોટમા તાવ આવ્યા કરતો હતો એનાં માતપિતા રાજકોટમા એની દાક્તરની દવા કરતા હતાં. છતા તાવ ઊતર્યો નહિ ને ઉધરસ શરૂ થઈ તાવ અને ઉધરસે ઘર કર્યું. શરીર સુકાવા લાગ્યું દાક્તરોએ ટી બી. શરૂ થયો હોવાનુ જાહેર કર્યું. એટલામાં વૈદ્યરાજ ગઢડાવાળાને રાજકોટમાં કોઈ દરદીને જોવા જવાનું થયુ. ત્યાં પોતાના ભાણેજને જોયો. એને અમદાવાદ પોતાને ઘેર લઈ આવ્યા. ૨૧ દિવસના ઉપવાસ કરાવ્યા ઉધરસ અને તાવ ગયાં. ક્રમે-ક્રમે ખોરાક, હરડે અને આદુનો રસ શરૂ કર્યા. ઉપવાસ છૂટ્યા પછી બે માસમાં તો છોકરાનું શરીર હૃષ્ટપુષ્ટ બની ગયું.

## ૩ : વધરાવળ ઉપર ઉપવાસ

વૈદ્યરાજ ગઢડાવાળાને વધરાવળ (ઓર્કાઈટીસ) થઈ. સોજો વધીને લગભગ નાળિયેરના ગોટા જેવડો થયો. આયુર્વેદની ઉપવાસચિકિત્સાથી થતા લાભનો પ્રત્યક્ષ અનુભવ લેવા માટે આ માંદગીમા વૈદ્યરાજના શિષ્ય ડૉકટર રસિકલાલ છોટાલાલ પરીખ એમને રોજ તપાસતા. વૈદ્યરાજે સાત ઉપવાસ કર્યા અને શેક કર્યો. બીજી કંઈ દવા કે ક્રિયા કરી–કરાવી નહિ પરિણામે ગાંઠ નાની થતાંથતાં મટી ગઈ છેવટે ઉપવાસ પછી ધીમેધીમે ખોરાક શરૂ કર્યો અને વધરાવળ વાયુનો રોગ હોવાથી આયુર્વેદની આજ્ઞા પ્રમાણે તે મટી ગયા છતાં દોઢ મહિના સુધી રોજ દિવેલ પીધું ત્યારપછી એમને કદી વધરાવળની ફરિયાદ રહી નથી.

## ૪ : રતવા ઉપર ઉપવાસ

મારાં મોટાં બહેન સૌ વહાલીબહેનનો એક પગ સૂજીને હતો એનાથી બમણો થઈગયો. તે જાંઘથી તે પગના તળિયા સુધી સૂઝી ગયો. પગ ઉપર ચાઠાં પડી ગયા ને એમાંથી પાણી નીકળવા માંડયુ એ વખતે એમની ઉમ્મર આશરે ૪૪ વર્ષની હતી. આ દરદ શરૂ થયું ત્યારે તે નાર ગામમા રહેતાં

હતાં. એમણે પેટલાદના દાક્તરોની દવા કરી, ઈન્જેકશનો લીધાં પણ ન મટયું. દાક્તરોનો મત એવો મળ્યો, કે ઝેરી જંતુ કરડયું છે અને આખો પગ કપાવી નાખવો પડશે. એટલે મારાં બહેનબનેવી રાત્રે અમદાવાદ આવ્યાં. મારી સલાહ પૂછી. મેં એમને વૈદ્યરાજ પ્રભાશંકરને ત્યાં સવારે દેખાડવાનું કહ્યું. દરમ્યાન દાક્તરનો મત જાણવા માટે સિવિલ હૉસ્પિટલના એક સારા ડૉક્ટરને રાત્રે દેખાડયું. એમણે પણ હૉસ્પિટલમાં દાખલ કરાવી દેવાની સલાહ આપી અને પગ કપાવવો પડશે એમ કહ્યું. એમને પણ ઝેરી જંતુ કરડેલું હોય એમ લાગ્યું. પછી સવારે વૈદ્યરાજ ગઢડાવાળાને દેખાડયું. એમણે કહ્યું, કે રતવા (ઍરિસિપેલાસ) છે અને પાંચ ઉપવાસ કરવાથી મટી જશે. મારાં બહેને મારે ઘેર રહી પાંચ ઉપવાસ કર્યા અને પગ અસલ જેવો હતો તેવો થઈ ગયો. ત્યાર પછી એમને રતવાની ફરિયાદ કદી ઊભી થઈ નથી.

### ૫ : આંખોનાં દર્દ ઉપર ઉપવાસ

મારા નાના ભત્રીજાનાં પત્ની સૌ. પદ્મિનીની આંખો નાનપણથી જ નબળી હતી. નાનપણમાં એમણે આંખો માટે પેટલાદ અને વડોદરાના ડૉક્ટરોની સલાહ, દવા, ઈન્જેકશન તથા ઑપરેશનનો લાભ લીધો હતો. છતાં આંખો બગડતી જ ગઈ. પરણીને પેટલાદથી અમદાવાદ આવ્યાં ત્યારપછી તો ચશ્માં પહેરીને પણ ઘડિયાળની બહુ પાસે જઈ ધારીને જુએ તો થોડી વારે કેટલા વાગ્યા છે તે કહી શકે. કોઈ પણ વસ્તુ કે વ્યક્તિને જુએ તો એના ઉપર ધાબાધાબાં જેવું દેખાય. આંખમાં ખીલ જૂનાં થઈ ગયાં હતાં તેને લીધે આંખ ઉપર છારી વળી હતી અને ફૂલાં પડ્યાં હતાં. એને માટે આંખના નિષ્ણાત મનાતા અમદાવાદના દાક્તરોને બતાવ્યું અને થોડા મહિના એમની સલાહ પ્રમાણે એમની દવા કરી. પણ ફાયદો થયો નહિ અને છેવટે દાક્તરો પોતે થાક્યા. એમણે મુંબાઈના દાક્તરોને દેખાડવાની સલાહ આપી. આમ 'જા બિલાડી મોભામોભ'થી કંટાળીને મારા ભત્રીજાએ મારી સલાહ માગી. હું દરદીને વૈદ્યરાજ ગઢડાવાળા પાસે લઈ ગયો. એમણે દરરોજ હિમજ, આદુનો રસ, દાળભાતશાકનો સાદો ખોરાક અને આંખમાં આંજવાની ગોટીથી લાંબે વખતે મટાડવાનું અને ઉપવાસથી તરત જ મટાડવાનું કહ્યું. એટલે સ્વાભાવિક રીતે જ હિમજ વગેરેવાળો ઉપચાર શરૂ થયો. રોજરોજ થોડો ફાયદો પડતો ગયો. માત્ર દાળ, ભાત ને શાકનો સાદો ખોરાક લેવાને બદલે એક દિવસ ઘણો ભારે ખોરાક લેવાઈ ગયો. પરિણામે આંખો ખૂબ ઊભરાઈ ગઈ. વૈદ્યરાજે કહ્યું, કે હવે ઉપવાસ વિના છૂટકો નહિ થાય. ૧૩ ઉપવાસ થયા. સાથે આંખે શેક કરવાનો હતો અને હિમજ પણ લેવાની હતી, નબળાઈ જેવું લાગે તો ઉપવાસમાં હિમજ લેવાની બંધ કરવાની હતી. આટલું કર્યાથી ખીલ મટ્યાં, આંખની છારી કપાઈ ગઈ, અને ફૂલાં ગળી ગયાં. ઉપવાસ પછી જ્યારે એ પેટલાદ ગયાં ત્યારે પેટલાદના દાક્તરોએ એમની આંખો તપાસી અને વડોદરાના દાક્તરને રિપોર્ટ મોકલ્યો. પેટલાદ તથા વડોદરાના દાક્તરોએ એમની આંખ પહેલાં જોયેલી હોવાથી ઉપવાસ પછી થયેલો સુધારો જોઈને કહ્યું, કે આ બહેનની આંખ આવી સારી થશે એવું અમે કદી ધાર્યું નહોતું.

### ૬ઃ જૂના ખીલ પર અપતર્પણ

ઇશ્વરલાલ મોહનલાલ રાજા નામે અમદાવાદના દશા નાગર વણિક સજ્જન છે એ અમદાવાદની ઇમ્પીરિયલ બંકમા નોકરી કરે છે. એમને આંખમા જૂનાં ખીલનુ (ટ્રેકોમા નામનુ ) દરદ થયું. અમદાવાદ તથા મુંબાઈના આંખના ખાસ દાક્તરોને દેખાડયું અને એમના ઉપચાર કર્યા, છતા ન જ મટયું એટલે બેંક તરફથી એમને આંખને કારણે નોકરીમાથી છૂટા કરવાની નોટીસ મળી છેવટે એમણે વૈદ્યરાજ ગઢડાવાળાની સલાહ પ્રમાણે અત્યંત હલકો અને થોડો ખોરાક લીધો અને ટ્રેકોમાનું દરદ મટી ગયું. નોકરી ચાલુ રહી એ વાતને વર્ષો વીતી ગયાં પણ ફરી એ રોગ થયો નથી.

### ૭ઃ પેટના દરદ ઉપર ઉપવાસ

એ જ ભાઈ (ઇશ્વરલાલ મોહનલાલ રાજા)ને એક દિવસે સાંજે જમણે પડખે સોજો જણાયો ને દુખાવો ઊપડ્યો દાક્તરને દેખાડતાં સલાહ મળી, કે એપેન્ડીસાઈટીસ છે માટે રાતે ને રાતે ઇસ્પિતાલમાં જઈ ઑપરેશન કરાવો, નહિ તો જીવ જોખમમા છે. એટલે એ ભાઈ મુઝાયા. એમણે બીજે દિવસે સવારે વૈદ્યરાજ ગઢડાવાળાને બતાવ્યું. એમણે કહ્યું કે એપેન્ડીસાઈટીસ નથી. વાયુ રુધાયો છે તેની ગાંઠ છે માટે ઉપવાસ કરો. એ ભાઈએ સાત ઉપવાસ કર્યા એને પરિણામે રોજ વાછૂટ થઈને ધીમેધીમે ગાંઠ અદૃશ્ય થઈ ગઈ ત્યારપછી એમને એપેન્ડીસાઈટીસ કે વાયુની ગાંઠનો રોગ થયો નથી.

### ૮ઃ મંદાગ્નિ અને 'આમ' પર ઉપવાસ

ઈ સ. ૧૯૪૪ના મેની ૨૭મીએ મારાં પુત્રવધૂ સૌ. યોગિનીનું શરીર મુંબાઈમાં દુખવા માંડ્યું. કુટુંબની સ્ત્રીઓને લાગ્યું, કે માસિક અટકાવની પીડાને લીધે દુખતુ હશે એટલે સંકોચને લીધે મારાથી કંઈ તપાસ થઈ શકી નહિ જ્યારે બે દિવસ સુધી શરીર દુખતુ ન મટ્યુ, ત્યારે હુ ગયો અને જોયુ તો થોડો તાવ હતો. શરીરમાં કાચો આમ ખૂબ ભરાયો હતો તેથી શરીર દુખ્યા કરતું હતું. શરીરે ગમે ત્યાં આંગળી અડકે તોપણ દુખે. ઘેન પણ હતુ. સંકોચને લીધે તરત કંઈ ઉપચાર કરી શક્યા નહિ, એટલે કાચા આમમાં વધારો થયો હતો. ત્રીજે દિવસે આંખોની ફરિયાદ ઊભી થઈ જાણે આંખો બેચાઈને બહાર નીકળી પડતી હોય એવું દરદ થવા માંડ્યુ. આંખના ખાસ દાક્તરની ઇસ્પિતાલમાં દાખલ કરાવવાની સલાહ મળી. પણ મને તો આ બધું કાચા આમનું પરિણામ જણાતુ હતું. આંખના દાક્તરને આંખ સિવાય બીજો કંઈ વિચાર કરવાનું સૂઝે નહિ. 'દુખે પેટ ને કૂટે માથુ ' એવું હોય ત્યાં માથાનો ખાસ દાક્તર પેટને બદલે માથાની દવા કર્યા કરે. તેમ જ દરદી આંખની ફરિયાદ કરે એટલે આંખના ખાસ દાક્તર આંખની દવા કે વાઢકાપ કરે પણ દરદ તો મંદાગ્નિનુ હતુ એ આંખના દાક્તર સમજી ન શકે. કાચો આમ પકવવા માટે ઉપવાસ કરાવવા જોઈએ પણ મારાં પુત્રવધૂનાં માબાપ તે વખતે અમદાવાદ હોવાથી એમને પૂછ્યા વિના એમની પુત્રીને ઉપવાસ કરાવવા મને યોગ્ય ન લાગ્યા તેથી મેં એમને હિમજ આપવા. માડી, દરદીની ઇચ્છા હોય તો થોડુ દાળનું નીતર્યું પાણી આપવાની છૂટ રાખી અને આંખે શેક કર્યો. આટલુ કરવાથી આંખનુ દરદ તો ૨૪ કલાકમા મટી ગયું અને શરીરનો દુખાવો ઓછો

થઈ ગયો; પણ તાવ અને ઘેન ચાલુ રહ્યાં. એટલે એમને અમદાવાદ લાવ્યા. એમણે એમનાં માબાપને ત્યાં પાંચ ઉપવાસ કર્યા, ત્યાં ઘેન તો જતું રહ્યું અને તાવ નરમ પડ્યો પણ તદ્દન ઊતર્યો નહિ. બેત્રણ વધારે ઉપવાસની જરૂર હતી. તાવ ઊતરતા પહેલાં થવાં જોઈતાં બધાં લક્ષણો થતાં હતાં. પણ સગાંવહાલાંની ધીરજ રહી નહિ. એમણે દાક્તર બોલાવ્યા. દાક્તરની દવા અને ખોરાક પણ શરૂ થયાં. બેએક દિવસમાં તાવ તો ઊતર્યો પણ પેટમાં બહુ ભાર લાગવા માંડ્યો અને પથારીમાં બેઠા થવાતું પણ બંધ થયું. બેત્રણ દિવસમાં તો ભયંકર મૂર્છા (તાણ-હિસ્ટિરિયા) આવવી શરૂ થઈ. દિવસમાં ત્રણચાર વાર મૂર્છા આવતી અને તે દરેક વખતે દોઢ કલાક જેટલી લાંબી ટકતી. કેટલીકવાર તો આખર ઘડી આવી હોય એવું થઈ જતું. સગાં મુઝાયાં. કંઈ ગુપ્ત ભાગનું દરદ કદાચ હોય તો ! તેની તપાસ કરવા સ્ત્રીડૉક્ટરને બોલાવ્યાં. એમણે કહ્યું કે કંઈ રોગ જ નથી, દરદીએ માત્ર માની લીધું છે, કે પોતે માંદાં છે. આ વાત દરદી કે સગાના આશ્વાસન માટે કહેવાઈ નહોતી પણ સ્ત્રીડૉક્ટર સાચેજ એવું માનતાં હતાં, એની મેં પૂછીને ખાતરી કરી. એમણે પાંચ દિવસમાં દરદીને ચાલતાં કરી દેવાનું કહ્યું. એમની સલાહ પ્રમાણે દવા, ઈન્જેકશનો, પેટન્ટ દવાઓ વગેરેની ઘટમાળ ચાલુ થઈ. તાણ બંધ થઈ, પણ કમ્મર વધારે ને વધારે પકડાતી ગઈ. દોઢેક માસની દવા પછી જ્યારે દરદીએ ચાલવા માંડ્યું ત્યારે કમ્મરમાંથી ટટ્ટાર થઈ શકાયું નહિ. પડખા તરફ વાંકા વળીને ચાલવું પડતું. જાણે એક પગ બીજા કરતાં ટૂંકો થઈ ગયો હોય એમ લંઘાતાં ચાલવું પડતું. અને ચાલતી વખતે ભીંતે હાથનો ટેકો દીધા વિના ચાલી શકાતું નહિ. દરદી અપંગ જેવાં થઈ ગયાં. દોઢ મહિને તાણ મટી લાગી પણ સાથે અપંગતા વહોરી લીધી. આવી દયામણી સ્થિતિમાં સ્ત્રીડૉક્ટરે જોઈને કહ્યું, કે હવે દરદીને આરામ થઈ ગયો છે અને બીજું કંઈ કરવાની જરૂર નથી. એમની દવા છૂટ્યા પછી થોડા જ દિવસમાં પાછી તાણ શરૂ થઈ. ત્યારે સમજાયું કે અપંગતા વહોરી તોપણ તાણ તો ઊભી રહી. માબાપ મુઝાયાં અને વૈદ્યરાજ પ્રભાશંકર ગઢડાવાળાને દેખાડ્યું. એમણે કહ્યું કે હજી મોં બહોવરું છે અને ધ્યાન નહિ રાખો તો ઉન્માદ (ગાંડપણ) થશે. વળી 'કમ્મર સખત પકડાઈ ગઈ છે. શરૂઆતના પાંચ ઉપવાસ સાથે જ બીજા બેત્રણ ઉપવાસ કર્યા હોત તો તાવ ઊતરત અને પાછળથી ઊભી થયેલી તાણ, અપંગતા વગેરે દાક્તરી ચિકિત્સાની અનર્થપરંપરામાંથી ઊગરી જવાત. પણ હવે જે થયું તે ખરું. એમણે રોજ સવારે અને સાંજે બેવાર હિમજ આપવાનું કહ્યું, ભૂખ હોય તો જ સાદો, દાળભાતશાકનો જ ખોરાક લેવાનો કહ્યો, જમતા પહેલાં અડધે કલાકે અધોળ આદુનો રસ પીવાનો કહ્યો અને સિંધવ તથા મરીનું બેઆનીભાર વસ્ત્રગાળ ચૂર્ણ દિવસમાં બેવાર અને તાણની તૈયારી લાગે ત્યારે નાકમાં ફૂંકવાનું કહ્યું. આટલું જ એક મહિના સુધી કરવાથી મારાં પુત્રવધૂની બધી ફરિયાદ દૂર થઈ. તાણ મટી, કમ્મર અને પગ સીધા થઈ ગયા અને જુવાનીના જોરથી ચાલી શક્યાં. હિમજથી થતા જુલાબમાં દોઢબે માસ સુધી લીધેલી

દાક્તરી દવાઓ પોતાની વાગ્ સાથે જાણે કાચી'ને કાચી નીકળતી! બેત્રણ ઉપવાસ વધારે કર્યા હોત, તો આટલું રગડાવું ન પડત. સેંકડો રૂપિયાના ખરચના ખાડામાં ઊતરવું પડયુ. છેવટે મટયુ ત્યારે ચાર–પાંચ રૂપિયાના હિમજ, આદું, સિંધવ અને મરીથી!

## ૯: અજીર્ણ અને તાવ પર ઉપવાસ

૧૯૪૩ના ઑકટોબર માસમા મારી પુત્રી સૌ. નલિનીને એકાએક પેટમાં દરદ ઊપડયું તે વખતે એ એના ભાઈને ઘેર મુંબાઈ હતી અને હું અમદાવાદ હતો. દરદ વધતુ ગયુ, શરીરે ભૂરીભૂરી થઈ ગઈ એટલે પાડોશમાથી એક દાકતરને બોલાવ્યા. ડાકતરે દવા અને ઇંજેકશન આપ્યાં અને કહ્યુ, કે થોડા કલાકમા આરામ ન થઈ જાય તો બીજાને બતાવજો દરદ તો વધતુ જ ગયું. એટલે મારા પુત્રે એના મામાને જુહુમાં ફોનથી ખબર આપી. એ પાછલી રાત્રે મુંબાઈના એક વિખ્યાત સર્જનને લઈને આવ્યા એમણે તપાસીને દવા આપીને કહ્યું કે, જો આટલાથી આરામ ન થઈ જાય તો મારી ખાનગી ઇસ્પિતાલમાં મૂકવી પડશે આરામ ન થયો પણ પેટની પીડા ઉપરાત ઊબકા શરૂ થયા એટલે એને એ સર્જનની ખાનગી હૉસ્પિટલમાં મૂકી ત્યા સારવાર શરૂ થઈ છતાં બીજે દિવસે પેટના દુખાવા અને ઊબકા ઉપરાત તાવ આવ્યો. દુ:ખ પેટની જમણી બાજુએ હતુ અને ઊબકા ને તાવ આવ્યો, એટલે સર્જને એકદમ દરદીના મામાને ફોન કરી જણાવ્યું કે એપેન્ડીસાઈટીસનું તાબડતોબ ઑપરેશન કરવું પડશે. તે સવારે દરદીના મામાએ મને ટ્રંક કૉલથી અમદાવાદ માંદગીની ખબર અપાવી હતી. દરમ્યાન પેટની પીડા અને ઊબકા ઉપરાત તાવ આવવાથી સર્જને એ જ રાત્રે ઑપરેશન કરવાની સલાહ આપી એટલે મામાએ મોટું મન રાખી જવાબદારી માથે લીધી અને અમારી ગેરહાજરીમાં જ ઑપરેશન થયુ.

અમે વહેલા પહોચી શકાય તે માટે બપોરની લોકલમાં અમદાવાદથી નીકળ્યાં. જ્યારે સવારે ઇસ્પિતાલમા પહોંચ્યાં ત્યારે મારી પુત્રીની સ્થિતિ મને સારી ન લાગી. દરદીના મામાએ તો ખૂબ કાળજી રાખી હતી, સારામાં સારી રૂમ રાખી હતી અને દિવસની તથા રાતની જુદી નર્સો સારવાર માટે રોકી હતી. સર્જન પણ પોતાનાથી બનતી સંભાળ રાખતા હતા. પણ કેસ સુધરતો લાગ્યો નહિ હુ ગયો ત્યારે તાવ સસડતો હતો, ઊબકા ઉપરાઉપરી આવતા હતા અને દરદી પેટની પીડાની ફરિયાદ કર્યા જ કરતી હતી પેટે ઑપરેશનના ટાકા લીધેલા હતા એટલે મુખવાટે તો પાણી સિવાય કંઈ આપતા નહોતા, પણ ઇન્જેકશનો દ્વારા દવા, રેચ તથા ખોરાક આપવામાં આવતો હતો. મે જઈને તરત મારી પુત્રીના કાનમાં કહ્યુ, કે તાવ છે માટે ઉપવાસ કરવા જ પડશે, માટે ખાવાની છૂટ આપે ત્યારે પણ મેં માટે પાણી સિવાય કંઈ અપાય નહિ પણ ઇસ્પિતાલની શિસ્તને લીધે ઇન્જેકશનો લેતાં એને હુ શરૂઆતમા રોકી શકયો નહિ. ઉકાળીને ઠારેલુ પાણી ઘેરથી લાવીને આપવા માંડ્યુ અને તરસ લાગે ત્યારે એ પાણી પીવા કહ્યુ. ત્રણચાર દિવસ થયા છતાં એકે ફરિયાદ ઓછી પડી નહિ એક નર્સે પણ મને ચેતવ્યો, કે ભાઈ, આ તાવ સારો નથી. પણ હુ ઇસ્પિતાલના શિસ્તના વિચારે અને ઑપરેશનના ટાંકાના

વિચારે સુઝાર્યો. છેવટે થોડા દિવસમાં મેં સર્જન સાહેબની રજા લઈ હિમજ આપવાનું જોખમ ખેડયું. આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણે બહુ તાવ હોય ત્યારે રેચ આપવો જોઈએ નહિ પણ આ કેસમાં આશા રહી નહોતી એટલે મેં જોખમ ખેડવાનો નિશ્ચય કર્યો. એકવાર બેવાર અને ત્રણવાર એમ દોઢદોઢ કલાકે હિમજ આપી. બે કલાકમાં તો માથું ફાટી જાય એવી દુર્ગંધ મારતો ઝાડો અને પેસાબ પુષ્કળ પ્રમાણમાં થયાં. હિમજની આ અસરથી નર્સો તો ચકિત થઈ ગઈ. તે દિવસથી પેટનો દુઃખાવો અને ઊબકા બંધ થઈ ગયા. પણ તાવ કંઈક નરમ પડ્યો, છતાં ઊતર્યો તો નહિ જ.

બેએક દિવસ રાહ જોઈને એક રાતે હું સર્જનને હું મળ્યો અને પૂછયું કે સાહેબ, આપે પેટની જમણા પડખાની પીડા, ઊબકા અને તાવ ઉપરથી માન્યું કે એપેન્ડીસાઈટીસ હોવું જોઈએ અને આપે ઓપરેશન કર્યું. હવે જો ઉપરનાં ત્રણે લક્ષણો એપેન્ડીસાઈટીસને લીધે જ હોત તો ઓપરેશન થયા પછી એ લક્ષણો ધીમેધીમે પણ શમી જવાં જોઈતાં હતાં. તેને બદલે ઓપરેશન પછી દરદ તો વધ્યે જતું હતું અને જ્યારે હિમજ આપી ત્યારે જ પડખાની પીડા ને ઊબકા શમી ગયા અને તાવ જરા નરમ પડ્યો. છતાં હજી તાવ તો જતો જ નથી. ત્યારે એપેન્ડીસાઈટીસ હતું કે નહિ? એટલે સર્જન સાહેબે કહ્યું, કે એપેન્ડીક્સ જરા સૂઝેલા જેવું તો હતું. મેં પૂછયું, કે સાહેબ જરા સૂઝેલા જેવું હોય તો એનાથી શરીરમાં આટલા બધા ઉગ્ર ઉપદ્રવો થાય ખરા? અને એ કાપ્યા પછી એ ઉપદ્રવો વધ્યે જાય ખરા? એટલે સર્જને કહ્યું, કે ભાઈ, આ તાવ હજી કેમ આવે છે તે હું પોતે જ સમજી શકતો નથી. આ જવાબ સાંભળીને મારા પગમાં જોર આવ્યું. મેં દરદીના મામાને ફોન કરીને વાતચીત જણાવી. એ મને લઈને બીજે દિવસે સવારે સર્જનને બંગલે ગયા. સર્જને એક જ દિવસની મુદત માગી. એ દિવસે તાવ કેમ આવે છે એનો એ નિર્ણય કરવાના હતા. એ નિર્ણય કરવા માટે એમણે તરત ને તરત છાતીનો એક્સરે ફોટો, થૂંક, લીંટ, ઝાડો, પેસાબની તપાસ કરાવી રીપોર્ટ સંગાવ્યા અને તે જ દિવસે રાત્રે મુંબાઈના સારામાં સારા મનાતા કેટલાક દાક્તરો અને અમારા સર્જન એકઠા મળ્યા. બધાએ મળી દરદીને તપાસી. એનો ઘા એકદમ રુઝાતો જોઈને અને એની સ્થિતિ (Tone) સારી જોઈને એમને નવાઈ લાગી. છેવટે એમણે બધી તપાસના રિપોર્ટનો અભ્યાસ કર્યો અને અમને બોલાવીને કહ્યું કે: 'Well, we cannot account for this fever. It is unknown fever.' એટલે કે આ તાવ કેમ આવે છે તે અમે કહી શકતા નથી. કોઈ અજાણ્યો તાવ છે. વાહ રે વાહ! 'ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર!' મને તો ઉંદર પણ નીકળ્યો ન લાગ્યો. દાક્તરો અને સર્જનને મેં કહ્યું, કે સાહેબ, હું જાણું છું તે પ્રમાણે અજીર્ણ વિના જ્વર (તાવ) સંભવે નહિ. એટલે મેં તો દરદીને કેટલાએ દિવસથી હોસ્પિટલમાં ખોરાક નહિ લેવાની અને ઉપવાસ કરવાની સલાહ આપી છે અને હાલ તે ઉપવાસ ઉપર જ છે. એમાંના એક અતિવિખ્યાત દાક્તરે મને કહ્યું, કે 'તમે જરૂર ઉપવાસ ચાલુ રાખો, દરદીનો

'tone' બહુ સારો રહ્યો છે.' બીજે જ દિવસે હું મારી પુત્રીને ઘેર લઈ ગયો અને લગભગ ૧૪ ઉપવાસે તાવ ઊતર્યો અને ઉપવાસ છૂટ્યા પછી ક્રમેક્રમે ખોરાક લેતાં શરીર ભરાઈ ગયું. શરૂઆતમાં જ પેટની પીડા જણાઈ ત્યારે ઉપવાસ કર્યો હોત કે તાવ આવ્યો તે પહેલા હિમજ રોજ લેવા માંડી હોત, તો આ આખીયે દુખદ ઘટનામાંથી ઊગરી જવાત પણ દાક્તરી વિધાની પોકળતાનો આ અનુભવ થવાનો હશે તે કોણ મિથ્યા કરે!

આમ લાંઘણના લાભના દાખલા ટાંકવા બેસું તો એક જુદું પુસ્તક થાય. પણ જે દરદોમાં દાક્તરો હાથ ધોઈને ખસી જાય છે, તે દરદોમાં પણ લાંઘણથી કેટલો ચમત્કારિક લાભ થાય છે તે બતાવવાને થોડા નમૂના રૂપે જ ઉપરના દાખલા આપ્યા છે ×

## ૪

## ઉપવાસમાં શું કરવું અને શું નહિ?

જેમ રાજાની સવારી આવતા પહેલાં નિશાનડંકા વગેરે આવે છે અને તે ઉપરથી રાજાની સવારી આવવાની છે એવી ખબર અગાઉથી પડે છે, તેમ કોઈ પણ રોગ થતા પહેલાં કેટલાંક લક્ષણો (નિશાનીઓ) જણાય છે એ લક્ષણો રોગનું પૂર્વરૂપ કહેવાય છે. દરેક રોગના પૂર્વરૂપ તરીકે કયાં કયાં લક્ષણો થાય છે તે આયુર્વેદમાં વીગતવાર લખેલું હોય છે. આ પૂર્વરૂપ કોઈવાર બેચાર કલાક અને કોઈવાર એકબે દિવસ સુધી પણ રહે છે. આ પૂર્વરૂપની સ્થિતિમાં જ ચેતી જઈને ઉપવાસ, હરડે, મિત અને હિત આહાર વગેરેમાંથી જે સમયે જે યોગ્ય હોય તેનું સેવન કરવામાં આવે તો રોગ આવતો અટકી જાય અથવા તેનો વેગ બહુ નરમ પડી જાય છે

પણ જો આપણે રોગના પૂર્વરૂપની સ્થિતિમાં ચેતીએ નહિ અને આહારવિહારનું કુપથ્ય ચાલુ રાખીએ, તો રોગ પૂરજોસમાં ચડી આવે છે રોગ થયા પછી રોગનાં જે લક્ષણો જણાઈ આવે છે તે રોગનું રૂપ કે સ્વરૂપ કહેવાય છે. દરેક રોગનું સ્વરૂપ પણ આયુર્વેદમાં વીગતવાર લખેલું છે માટે આપણે રોગનું પૂર્વરૂપ ઓળખતા શીખવું જોઈએ અને પૂર્વરૂપની દશામાં જ રોગને થતો રોકવા માટે ઉપવાસ, હિમજ, મિત તથા હિત આહાર વગેરે ઉપાય કરી લેવાથી દુ:ખ કામાં પતશે.

### ઉપવાસ કેવી રીતે શરૂ કરવા?

પણ જો રોગ થાય જ તો પછી ઘણાખરા રોગોમાં અને ખાસ કરીને તાવમાં ઉપવાસ કરવાથી તે તે રોગ શમી જાય છે. હવે, ઉપવાસ શી રીતે કરવા તે આપણે જોઈએ.

### ઉપવાસમાં ગરમ પાણી

ઉપવાસ એટલે નકોરડો ઉપવાસ.

× 'સસ્તું સાહિત્ય'ના સ્થાપક ભિક્ષુ અખંડાનંદજીને સને ૧૯૩૧માં સખત તાવ ચડી આવ્યો અને પક્ષાઘાતનો હુમલો થયેલો જણાયો તેના પર તેમણે ઉપવાસ શરૂ કર્યો આસપાસના માણસો ગભરાઈ ગયેલા અને બેત્રણ સારા દાક્તરોએ દવા, ઈન્જેક્શનો વગેરે લેવા આગ્રહ કર્યો, પરંતુ સ્વામીજીએ કોઈનું માન્યું નહિ અને ૨૪ દિવસના ઉપવાસ ખેંચી કાઢ્યા ઉપવાસમાં માત્ર પાણી સિવાય કંઈ તેઓ લેતા નહિ. બધાના આશ્ચર્ય વચ્ચે પરિણામ એટલું સુંદર આવ્યું, કે ૨૪ દિવસ પછી તેઓ હરતાફરતા થઈ ગયા અવસ્થાના હિસાબે જીભ ઉપર તથા હાથે થોડી અસર રહેલી પણ તેઓ જીવ્યા ત્યાંસુધી સારી રીતે હરીફરી શકતા

ઉપવાસમાં પીવાના પાણી સિવાય કોઈ પણ ખાવાની કે પીવાની વસ્તુ–પછી તે દવા હોય તોપણ–લેવી નહિ. રોગમાં ખાવાપીવાથી શું નુકસાન થાય છે તે આપણે જોઈ ગયા છીએ. ન ખાવાપીવાથી રોગના કારણરૂપ કાચો આમ પાકે છે, એટલે જડતા જવાથી સ્ફૂર્તિ આવે છે. કાચો આમ શરીરને લાયક બનેલું દ્રવ્ય નથી. તેથી તે શરીરમાં ભારરૂપ પડયું રહે છે પણ જ્યારે એ ઉપવાસથી પાકે છે ત્યારે એ પાકેલો ભાગ શરીરને લાયક બને છે અને તેમાંથી ધાતુઓને પોષણ મળવાથી શરીર હલકું અને કામ કરવા યોગ્ય બને છે. માટે શરીરનો અગ્નિ કાચા આમને પકવી શકે એટલા માટે દરદીએ કાંઈ પણ ખાઈપીને કાચા આમમાં વધારો કરવો નહિ.

## 'આમ' હોય ત્યાં સુધી દવાનો પણ નિષેધ

દવા પણ સામાન્ય રીતે હોજરીમાં જ રેડવી પડે છે અને એ દવાને જઠરાગ્નિ પચાવી શકે તો જ દવાનો ફાયદો થાય છે, પણ જ્યાં જઠરાગ્નિને કાચો આમ પચાવવાનું કામ ચડી ગયું હોય, ત્યાં દવા પણ એને બોજારૂપ થઈ પડે છે અને તેથી કાચા આમમાં વધારો થાય છે. અત્યંત મંદ અગ્નિવાળા દરદીને આપેલી દવાઓ પણ દિવસોના દિવસો પછી એની વાસ સાથે ઝાડાઊલટી વાટે એમ ને એમ બહાર નીકળતી જણાય છે. દરદીને મરણ પહેલાં ઊલટી થાય છે ત્યારે કલાકો અને દિવસો પહેલાં આપેલી દવાઓ કાચી ને કાચી નીકળતી હોવાનો સામાન્ય અનુભવ છે ત્યારે અગ્નિ મંદ હોય ત્યાં દવા કે ખોરાક રોગને પોષવા સિવાય કે એક રોગમાંથી બીજા અનેક ઉપદ્રવો ઊભા કરવા સિવાય બીજું શું કરી શકે ?

## ઉપવાસ દરમ્યાન ઇંજેકશન ન લેવાનું કારણ

**'સાજાને શિરા (હિમજ, હરડે) ને માંદાને ઉપવાસ'** એ આરોગ્યનો રાજમાર્ગ છે. પણ કેટલાક એમ પણ કહે, કે માંદગીમાં દવા પેટમાં રેડીએ તો એને પચાવવી પડે, પણ ઇન્જેકશન દ્વારા દવા કે ખોરાક લેવાથી દરદીના મંદ અગ્નિને બોજો ન પડે. તો પછી ઇંજેકશન વાટે દવા કે ખોરાક કેમ ન લેવાં ? આ વિચારસરણી પણ ભૂલભરેલી છે. ઇન્જેકશનની દવાને બહાર ગમે એટલી પકવાને તૈયાર કરવામાં આવી હોય તોપણ એ દરેક વ્યક્તિના લોહીને લાયક બની શકે નહિ. એ દવાને લોહીમાં ભેળવવાથી એ વિજાતીય દ્રવ્યરૂપે લોહીમાં રહે છે. વળી ઘડીભર દલીલ ખાતર એમ માની લઈએ, કે ઇન્જેકશનની દવા લોહી સાથે એકરૂપ થઈ શકે એવી હોય છે, તોપણ લોહીમાંથી શરીરને લાયક તત્ત્વો બને તે પહેલાં **લોહીને પણ ધાત્વગ્નિ અને કાયાગ્નિથી પાકવું પડે છે. એટલે લોહીમાં રેડેલી દવા ને ખોરાક પણ લોહી સાથે પાકે ત્યારે જ એનો લાભ મળી શકે.** પણ માંદગીમાં કાયાગ્નિ, ભૂતાગ્નિ અને ધાત્વગ્નિ એ ત્રણે અગ્નિ મંદ પડેલા હોય છે; એટલે એના ઉપર ઇન્જેકશનની દવા વગેરેનો વધારે બોજો નાખવાથી સરવાળે નુકસાન જ થાય છે.

## ઉપવાસમાં પાણીનો ઉપયોગ

ઉપવાસમાં પાણી પીવાની છૂટ તો છે, પણ પાણી યે ફક્ત તરસ લાગે ત્યારે તરસ મટાડવા પૂરતું બેચાર ઘૂંટડા જ

પીવુ પેટ ભરીને પાણી પીવુ નહિ શરીરની ક્રિયા અને ગરમીથી લોહીમાંથી પાણીનુ તત્ત્વ શોષાઈ જાય તેથી લોહી ઘટ્ટ બની જાય છે અને એવુ ઘટ્ટ બનેલુ લોહી શરીરમાં સહેલાઈથી ફરી શકતુ નથી ઘટ્ટ બનતુ લોહી વધારે ઘટ્ટ બનતુ જાય તો હૃદય એને ધકેલી શકે નહિ હૃદયના ધક્કા છતા લોહી ખસે નહિ તો એવા ન ખસતા ઘટ્ટ લોહીના અવરોધને લીધે હૃદય બધ પડી જાય. માટે લોહી ઘટ્ટ ન બની જાય અને ફરતુ રહે એટલા માટે તરસ લાગે ત્યારે તરસ મટાડવા પૂરતુ પાણી પીવાની ઉપવાસમા છુટ છે લોહી ફરતુ રાખવા માટે પાણીની તૃષ્ણા કે ઇચ્છા થાય એનું નામ તરસ. ઉપવાસમા પુષ્કળ પાણી પીપી કરવાની મનાઈ છે પુષ્કળ પાણી પીપી કરવાથી ઉપવાસને લીધે ધીમેધીમે પ્રદીપ્ત થતો જઠરાગ્નિ પાછો ઠડો પડવા માંડે છે.

## બર્નાર્ડ મૅકફેડનના અને આયુર્વેદના ઉપવાસમાં તફાવત

બર્નાર્ડ મૅકફેડનની ઉપવાસની રીતમાં અને આયુર્વેદની ઉપવાસની રીતમા આ એક મોટો તફાવત છે મૅકફેડનનું માનવું એવુ છે, કે ઉપવાસમાં પુષ્કળ પાણી પીવાથી પાણીનુ દબાણ થાય છે અને એ પાણી સાથે મળ પણ ઘસડાઈને બહાર આવે તેથી ઝાડાપેશાબ દ્વારા શરીર અને આતરડાં સાફ રહે. એ માન્યતા બરાબર નથી હોજરી એ જીવતુ અંગ છે, કોઠી નથી હોજરી પોતાને સઘરવું હોય ત્યા સુધી જ સઘરે છે, નહિ તો ઊલટીરૂપે બહાર ફેકી દે છે એટલે આપણે પાણી પીધા કરીએ માટે એ પાણી સીધું આતરડામા ઊતરી મળને બહાર કાઢશે જ એવું માનવું ભૂલભરેલુ છે એવી રીતે પીધેલુ પાણી ઊલટીવાટે પણ બહાર નીકળી જાય, કે શરીરમાં ચડી જઈ સોજા ને જલધર પણ કરે માટે પાણી તરસ પ્રમાણે જ પીવું જોઈએ.

## ઉકાળેલું પાણી તૈયાર કરવાની રીત

ઉપવાસ દરમ્યાન કદી કાચુ પાણી પીવુ નહિ ઉકાળેલુ પાણી પણ તરસ લાગે ત્યારે જ પીવું ઊકળતા ઊકળતા અડધોઅડધ પાણી બળી જાય ત્યારે દેવતા પરથી નીચે ઉતારવું પછી તે જ વાસણમા ઠડુ પડવા દેવું અને તે પછી માટીની માટલી કે ઘડામા ભરવું ઉકાળેલુ પાણી વાસણમા ઠડુ પાડ્યા પછી ઠારવા માટે માટીનુ વાસણ જ વાપરવું, બરફ કે રેફ્રીજરેટર વગેરે સાધનોનો ઉપયોગ કરવો નહિ. ઉકાળેલું પાણી પચવામા હલકુ બની જાય છે પણ એને બહુ ઠડુ કરવામા આવે તો તે પાછુ ભારે બની જાય છે સળેખમ અને શરદીના દરદોમાં અડધુ બાળેલું પાણી માટીના ઘડામાં પણ ઠાર્યા સિવાય ધાતુના વાસણમા ભરીને હુફાળુ (કોકરવરણ) પિવાય તો સારુ દિવસે પીવા માટેનું પાણી સવારે તૈયાર કરવું અને રાત્રે પીવા માટેનું પાણી ફરી તાજું પાણી લઈ સાંજે નવું તૈયાર કરવું દિવસનૂ કે રાતનૂ વધેલું પાણી પીવામા કે ફરી ઉકાળવામાં વાપરવું નહિ. અતિસાર (ડાયેરિયા)મા ઉકાળવા મૂકેલા પાણીના ઓછામા ઓછા ત્રણ ભાગ બળી જાય અને ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉપર પ્રમાણે ઠારીને તરસ પ્રમાણે આપસર ઉપયોગ કરવો

## આરામ લેવો અને પવન ખાવો નહિ

ઉપવાસમા બહુ હરવાફરવાની કે

બીજો શ્રમ કરવાની મનાઈ છે. વળી ઉપવાસમાં હાથના પંખા સિવાયનો પવન ખાવાની પણ મનાઈ છે. આપણે જ્યારે રોગ મટાડવા ઉપવાસ કરીએ છીએ, ત્યારે રોગને લીધે શરીર સુકાય છે. ઉપવાસને લીધે કાચો આમ પાકવાથી પણ શરીરનું વજન ઓછું થાય છે. માટે શ્રમના ઘસારાથી અને પવન ખાઈને શરીરને વધારે સુકાવા દેવું નહિ.

**ઘોર સન્નિપાતના ઉપવાસમાં અંજન, નસ્ય, ગણ્ડૂષ, અવલેહ ને શેકની છૂટ**

ખરું જોતાં, ઉપવાસ દરમ્યાન કાંઈ પણ દવા અપાય નહિ; પણ દરદી ઘેનમાં પડ્યો રહે ત્યારે કે સન્નિપાતજ્વર જેવા કટોકટીના પ્રસંગે જ્વરમાં જરૂર જણાય તો શરીરનાં અંગો સાફ રાખવા માટે અંજન, નસ્ય, ગણ્ડૂષ, અવલેહ અને શેક એ પાંચ કર્મ કરવાની છૂટ છે. પહેલાં ચાર કર્મ અનુક્રમે નીચે પ્રમાણે કરવાં. શેક ગમે ત્યારે કરાય. કાળાં મરીના વસ્ત્રગાળ ચૂર્ણની લિંબુના રસમાં ગોળી વાળી તે ગોળી ઘસીને આગળી વડે આંખમાં આંજવું, એ અંજનનો એક પ્રકાર છે. કાળાં મરી અને સિંધવનું સમભાગે કરેલું વસ્ત્રગાળ ચૂર્ણ બેઆની ભાર (1/2 તોલો) નસકોરામાં ફૂંકી માથામાં ચઢાવવું એ નસ્યનો એક પ્રકાર છે. વડ, પીપળો, પારસપીપળો, ઉંબરો અને પીપર એ પાંચે ઝાડની છાલનો કવાથ મોંમાં ભરી રાખી કોગળા કરાવવા, અથવા આદુ ને સિંધવ ભેગાં કરી દાંતે ઘસી પછી સાદા પાણીના કોગળા કરાવવા એ ગણ્ડૂષના પ્રકાર છે. કાયફળ અને પીપરનું ચૂર્ણ મધ સાથે ચટાડવાથી ઊલટી થાય છે અને તેથી હોજરીમાંનો કફ સાફ થઈ જાય છે. આ અવલેહનો એક પ્રકાર છે. શેક ગમે ત્યારે થાય છે. શેક કોરો કરવો જોઈએ. શરીરને ભેજ અડકે એ પ્રમાણે શેક કરવો નહિ. આ પાંચ કર્મથી સન્નિપાતજ્વરમાં તાત્કાલિક લાભ થાય છે પણ સાચો લાભ તો ઉપવાસથી જ થાય છે.

ઉપવાસમાં દાતણ કરાવવું નહિ કે ઊલ ઉતરાવવી નહિ કે નાહવા દેવું નહિ.

**'ઉપવાસ' શબ્દનો થતો ખોટો અર્થ**

માંદગી માટે કરેલા ઉપવાસમાં પાણી સિવાયની કોઈ પણ વસ્તુ ખાવાપીવાની મનાઈ છે. આવા ઉપવાસથી દરદીને ફાયદો થતો જોઈને હવે ઘણા દાક્તરો પણ સલાહ આપે છે કે તાવમાં કે એવાં બીજાં દરદોમાં ખાવું જોઈએ નહિ, આમ છતાં તેઓ દરદીને પરાણે પણ દૂધ, મોસંબી, ગ્લુકોઝ વગેરે પાવાની સલાહ આપે છે, અને દરદીને ઉપવાસ કરાવતા હોય એમ તેઓ માને છે. તેઓ એમ સમજતા લાગે છે કે ચાવીને ગળે ઉતારવું પડે તે જ ખોરાક કહેવાય. જો એ 'ખાવું' શબ્દનો આવો ખોટો અર્થ ન સમજતા હોત તો તો દરદીને દૂધ, મોસંબી, ગ્લુકોઝ વગેરે આપવા છતાં પોતે દરદીનો ખોરાક બંધ કર્યો છે એવું માનતા ન હોત.

**ખોરાક કોને કહેવાય?**

ખોરાક (આહાર) છ પ્રકારનો છે. ચૂસવાનો, પીવાનો, ચાટવાનો, (દાળભાત જેવો) ભોજ્ય, (લાડુ જેવો) ભક્ષ્ય અને (કઠણ ભાખરી કે રોટલા જેવો) ચર્વ્ય. ખરું જોતાં તો, શરીરને પોષણ આપવાના ઉદ્દેશથી જે કંઈ અપાય તે બધો ખોરાક જ છે; છતાં દૂધ. મોસંબી, ચા વગેરે આપતા છતાં દાક્તરો, દરદીઓ અને દરદીઓનાં સગાંવહાલાં આજ એમ કહેતાં શીખ્યાં

છે, કે દરદીને અમે કંઈ જ ખોરાક આપતા નથી.' આ એક પ્રકારની અણસમજ ગણાય. આયુર્વેદની ઉપવાસચિકિત્સાથી થતા લાભ જોઈને દાક્તરો દરદીઓને ઉપવાસ કરવાની સલાહ આપતા થયા છે, પણ દૂધ, મોસંબી, ગ્લુકોઝ વગેરે દરદીને આપતા હોવાથી નકોરડા ઉપવાસથી થતા લાભ એવા દરદીને મળતા નથી.

### ઉપવાસમાં ફળ ન લેવાનું કારણ

ફળ વનસ્પતિ છે અને વનસ્પતિ-આહાર માણસની હોજરીમાં પડે છે તે પછી જ્યારે હોજરી અને ગ્રહણી જેવા પચાવવાની ક્રિયા કરનારા અવયવો એ વનસ્પતિઆહારને પચાવે ત્યારે એ માણસના શરીર માટે લાયક થાય છે પણ જઠરાગ્નિ મંદ પડવાથી માણસ માંદો પડે છે તો પછી દરદીનો એવો મંદ જઠરાગ્નિ વનસ્પતિઆહારને શી રીતે પચાવી શકે? અને વનસ્પતિઆહાર પૂરો પચે નહિ, તો એ કાચો રહે અને એ આમમાં વધારો થાય અને રોગ વધે.

### દરેક પ્રવાહી ખોરાક પચવામાં હલકો નથી

આપણામાંના ઘણા એવું માને છે કે ફળોનો રસ પ્રવાહી હોવાથી એ ઝટ પચી જાય છે અમુક વસ્તુ પ્રવાહી છે માટે એ ઝટ પચે એવું જો આપણે સ્વીકારીએ, તો વીઘરેલું ઘી કે તેલ આપણને ઝટ પચી જવા જોઈએ પણ આપણે જાણીએ છીએ કે એ તો પચવામાં બહુ ભારે છે. વળી શેરડીના રસ કરતાં ખાંડને, અને ખાંડ કરતા પતાસાને આપણે પચવામાં હલકું ગણીએ છીએ શેરડીનો રસ પ્રવાહી છે અને સાકર તથા પતાસું પ્રવાહી નથી, છતાં સાકર તથા પતાસું શેરડીના રસ કરતાં પચવામાં વધારે હલકાં છે, માટે અમુક ખોરાક પ્રવાહી હોય તેથી તે પચવામાં હલકો છે એવી માન્યતા બરાબર નથી.

શેરડીના રસમાંથી ખાંડ બનાવતી વખતે પુષ્કળ મેલ નીકળે છે. ખાંડમાંથી પતાસું બનાવતી વખતે ખાંડની ચાસણી-માંથી પુષ્કળ મેલ નીકળે છે આ બધો મેલ શેરડીના, રસમાં જ હતો. માટે શેરડીનો રસ પીનાર કેટલો મેલ પીતો હશે તેનો વિચાર કરવો જોઈએ. સાજા માણસને આ મેલ એકદમ નડતો જણાતો નથી, કારણ કે એના શરીરનો સંચો બરાબર કામ કરતો હોવાથી શેરડીના રસમાંથી પચીને શરીરને લાયક બનેલા ભાગનું લોહી થાય છે અને બાકી રહેલો મેલ તે તે અવયવો છૂટો પાડી બહાર ફેંકી દે છે. પણ માંદા માણસનો શરીરનો સંચો તો બગડેલો હોય છે તેથી તેના અવયવો પોતપોતાનું કામ બરાબર કરી શકતા નથી એટલે શરીરમાં કાચા રસનો તથા મેલનો ભરાવો થાય છે તેથી મૂળ રોગ તથા ઉપદ્રવો વધે છે. બીજા ફળના રસનું પણ શેરડીના રસની માફક જ સમજવું.

### ઉપવાસમાં લીંબુ કે સોડા બાયકાર્બ પણ ન લેવાં

ત્યારે પ્રશ્ન એ ઊભો થાય છે, કે મહાત્મા ગાંધીજી ઉપવાસ દરમ્યાન લીંબુ અને સોડા બાયકાર્બ લેતા હતા તેનું શું? વળી તેઓશ્રી નારંગી કે મોસંબીનો રસ પીને ઉપવાસનાં પારણાં કરતા હતા તેનું શું? ખરું જોતાં, આ પ્રશ્ન જ અસ્થાને છે મહાત્મા ગાંધીજી તો સાજા શરીરે તપશ્ચર્યા કે પ્રાયશ્ચિત્ત રૂપે ઉપવાસ કરતા હતા, એમના શરીરનો સંચો બગડેલો

**નહોતો**, જ્યારે આપણે તો આ લેખમાં **માંદગીમાં કરવાના ઉપવાસની વાત કરીએ છીએ.** માટે માંદગીના ઉપવાસમાં મહાત્મા ગાંધીજીના ઉપવાસનું અનુકરણ કરવું યોગ્ય નથી.

ઉપવાસથી દોષો (વાત, પિત્ત અને કફ) પાકે છે અને છૂટા પડે છે. તેથી તે દોષો બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે. દોષોના બહાર નીકળવાના પ્રયત્નમાં ઊબકા, ઊલટી વગેરે ઉપદ્રવો થાય છે. એને રોકવા માટે લીંબુ તથા સોડા બાય કાર્બનો ઉપયોગ થાય છે. પણ માંદા માણસ માટે લીંબુ તથા સોડા બાય કાર્બનો ઉપયોગ સારો નથી. લીંબુ ખાટું છે. તે પીવાથી પિત્ત વધે છે અને બગડે છે. તેથી દરદીના શરીરમાં બીજા ઉપદ્રવો ઊભા થવાનો ભય રહે છે.

સોડા બાય કાર્બ ક્ષાર છે. તે પીવાથી જુલાબ થાય છે. **ઉપવાસમાં જુલાબ કરાવવાથી સામાન્ય રીતે નુકસાન થાય છે.** ઉપવાસમાં મંદ અગ્નિને કારણે આપણે કંઈ ખાતાપીતા નથી છતાં શરીરમાં જે કાચો રસ (આમ) ભરેલો હોય છે તેને જઠરાગ્નિ ધીમેધીમે પકવે છે અને એ પાકેલા રસનું લોહી બનવાથી શરીરને ઉપવાસ દરમ્યાન પણ આપોઆપ જ જરૂરી પોષણ મળી રહે છે. હવે જો સોડા બાય કાર્બ લેવાથી જુલાબ થાય તો શરીરમાંથી કાચો રસ નીકળી જાય અને તેથી શરીરને મળતું પોષણ અટકી જાય. વળી કાચો રસ કે કાચો મળ પરાણે કાઢવાથી શરીરના અવયવોને પણ નુકસાન પહોંચે છે. દરદીમાં નવો ખોરાક પચાવવાની શક્તિ હોતી નથી અને જૂનો કાચો ખોરાક જુલાબ કરાવી કાઢી નાખીએ, તો શરીરને કુદરતી રીતે ઉપવાસ દરમ્યાન મળતું પોષણ બંધ થતાં દરદી વધારે નબળો પડી જાય. 'માટે **માંદગીના ઉપવાસમાં સોડા બાય કાર્બનો ઉપયોગ કરવો નહિ.**

## લંઘનની અવધિ

ઉપર પ્રમાણે જેણે યોગ્ય લંઘન કર્યું હોય તેની ઇંદ્રિયો નિર્મળ બને, ઝાડો, પેસાબ, પરસેવો, વાછૂટ વગેરે આપોઆપ થવા માંડે, શરીર હલકું ફૂલ જેવું લાગે, ખાવાપીવાની રુચિ થાય, ભૂખ અને તરસ સાથે લાગે, હૃદય અને ગળું શુદ્ધ થાય, શુદ્ધ ઓડકાર આવે, રોગ નરમ પડી જાય; ઉત્સાહ (સ્ફૂર્તિ) આવે, સુસ્તી ઊડી જાય. આ બધાં લક્ષણો થાય ત્યારે જાણવું કે લંઘનની અવધ પૂરી થઈ છે.

## વધુ ઉપવાસમાં જોખમ

જોઈએ તે કરતાં વધારે ઉપવાસ થાય, તો બહુ દૂબળા થઈ જવાય, ભ્રમ થાય, ઉધરસ આવે, બહુ તરસ લાગ્યા કરે, ખાવા ઉપર અરુચિ થાય, શરીર લૂખું પડી જાય; જઠરાગ્નિ, ઊંઘ, જોવાસાંભળવાની શક્તિ; વીર્ય, ઓજસ, ભૂખ અને અવાજનો નાશ થાય; મૂત્રાશય, હૃદય, માથું, જાંઘ, સાથળ, કમ્મર અને પડખામાં દુ:ખાવો થાય, તાવ આવે, લવરી થાય, વાયુ ઊંચે ચઢે, ગ્લાનિ થાય, ઊલટી થાય, સાંધા અને હાડકાં તૂટે, ઝાડો અને પેસાબ રોકાઈ જાય અને બીજા રોગ પણ થાય.

## ઉપવાસ ક્યારે છોડવા?

ઉપર કહેલા અતિઉપવાસના પરિણામથી ગભરાઈને ઉપવાસથી દૂર રહેવાની જરૂર નથી. જેમ **બહુ ખાવાના પરિણામથી ગભરાઈને આપણે ભૂખ પૂરતું ખાવાપીવાનું છોડી દેતા નથી,**

**તેમ અતિઉપવાસના પરિણામના વર્ણનથી ભડકીને આપણે જરૂરજોગા ઉપવાસ કરતાં ગભરાવું જોઈએ નહિ.** જરૂરજોગા બરાબર ઉપવાસ થયા ક્યારે કહેવાય તે જાણવાના લક્ષણો ઉપર આપ્યાં છે તે ઉપરથી ઉપવાસ ક્યારે છોડવા તે આપણે સમજી શકીશું તે ઉપરાત, આપણે એક એવો સામાન્ય નિયમ બાંધી શકીએ, **કે જે રોગ માટે ઉપવાસ કર્યા હોય તે રોગનું કાંઈ પણ લક્ષણ એક સવારથી બીજી સવાર સુધી સમૂળગું ન જણાય ત્યારે ઉપવાસ છોડવા.** જો ઉપવાસ છોડવાની ખાસ ઉતાવળ હોય, તો જે રોગ માટે ઉપવાસ કર્યાં હોય તે રોગ સામ મટીને નિરામ થાય ત્યારે જ ઉપવાસ છોડવા **જ્યાંસુધી ગળફા, ઝાડો, પેસાબ, લીંટ વગેરે શરીરના મળ પાણીમાં ડૂબે ને પરસેવો ચીકણો આવે ત્યાંસુધી રોગ સામ છે અને એ બધાં પાણીમાં તરે ને પરસેવો ચીકાશવિનાનો આવે, ત્યારે રોગ નિરામ થયો એમ સમજવું.** વળી હૃદયના થડકારા (Palpitations) વધી જાય, મોમાથી લાળ નીકળે, શરીરમા સુસ્તી અને ભારેપણુ રહે, શરીર કળે, એ બધા લક્ષણો પણ શરીરમાં કાચો આમ હોય ત્યારે થાય છે આમ પાકે અને શરીર નિરામ થાય, ત્યારે જ ઉપવાસ છોડવા

૫

## ઉપવાસ છોડયા પછી ખોરાકનો ક્રમ

### મલમ

જ્યારે રોગ પૂરો શમી જાય, તાવના રોગમા શરીરની બગલની ગરમી જ્યારે લાગટ એક સવારથી બીજી સવાર સુધી ૯૬° ને ૯૭°ની આસપાસ રહે, અથવા ઉપર કહ્યા પ્રમાણે રોગ નિરામ થાય, ત્યારે ઉપવાસ છોડવા ઉપવાસ છોડવાના બેત્રણ કલાક પહેલા નીચે જણાવેલો મલમ દરદીને દાતે, જીભે અને મોમા આછોઆછો ચોપડવો તેથી એની જીભમાં સારું અમી છૂટશે. દાડમડીનાં ફૂલ અથવા દાડમની છાલ, કાળા મરી, સિંધવ, અને ખાટા લીંબુના રસ છાલ અને બીયા બાદ કરતાં બાકી રહેલો નાજુક ગર્ભ, એટલી વસ્તુઓને ભેગી વાટી એ મલમ દાતે, જીભે અને મોમા આછો આછો ચોપડવો.

### ખોરાક

ઉપરનો મલમ ચોપડ્યા પછી બેત્રણ કલાકે મગના ઓસામણનુ એક તોલો નીતર્યું પાણી વઝગાળ કરીને આપવુ. અથવા નીચે જણાવ્યા પ્રમાણે ૦ા તોલો જાવરાનો ભૂકો ૦ાા શેર પાણીમાં બરાબર બાફીને પાવો

ઘઉં, મગ અને ચોખા તવા પર જુદાજુદા શેકીને લાલ થાય, ત્યારે ઉતારી લેવા; શેકતાં દાણા બળી જાય નહિ તે ખાસ જોવું માત્ર મેદો (સ્ટાર્ચ) જ બળવો જોઈએ પછી એ ત્રણેને ખાંડીને ભૂકો કરવો, લોટ જેવા ઝીણા ખાંડવા નહિ. *એ ત્રણેનો ભૂકો સમભાગે એકઠો* કરવો. એમાથી ૦ા તોલો ભૂકો ૦ાા શેર પાણીમા ઉકાળવો જ્યારે ભૂકો તદ્દન બફાઈને પાણી સાથે એકરસ થઈ જાય ત્યારે એમાં થોડું મીઠુ ને કાળા મરી નાખી પીવા જેવુ ઠંડુ કરીને પાવુ આ બનાવટ જાવરું કહેવાય છે

ઉપર જણાવ્યા પ્રમાણેનુ જાવરું અથવા મગના ઓસામણનુ નીતર્યું પાણી બે ટંક

આપવું. એ પછી જો રોગની શાંતિ રહે તો ત્રીજે દિવસે સવારે ને સાંજે મગનું દોઢ દોઢ તોલો નીતર્યું પાણી આપવું અને મગના પાણીનું માપ રોજ ૦॥ તોલો વધારતા જવું. જાવરાના ભૂકાનું માપ રોજ ૦। તોલો વધારવું પણ જાવરું બાફવા માટેનું પાણી એક શેરથી વધારે લેવું નહિ.

**મગનું પાણી કે જાવરું એ બેમાંથી ગમે તે એક જ આપવું.** દરમ્યાન જો રોગનો ઊથલો ખાધા જેવું લાગે કે કંઈ અવકળા જણાય તો એટલો ખોરાક પણ વધારે પડે છે એમ સમજી ખોરાકનું માપ ઓછું કરવું આમ ઉપરના ક્રમેક્રમે વધતા જઈ ઉપવાસ છૂટ્યા પછીનું **એક અઠવાડિયું** સગના પાણીથી કે જાવરાથી પૂરું કરવું.

## બીજા અઠવાડિયાનો ખોરાક

ઉપવાસ છોડ્યા પછીના બીજા અઠવાડિયાની શરૂઆતમાં ખાટા લીંબુ જેટલો બફાયલો ભાત અને એમાં ભળી રહે એટલી મસૂર, તુવેર કે મગની દાળ તથા એકાદ તોલો દૂધી જેવું હલકું શાક લેવાનું શરૂ કરવું. દરરોજ ભૂખ પ્રમાણે પણ ધીમેધીમે સાવચેતીથી ખોરાકનું પ્રમાણ વધારતા જવું. એ રીતે બીજું અઠવાડિયું પૂરું કરવું.

## હિમજ લેવાનો સમય ને પ્રમાણ

આ બીજા અઠવાડિયાની શરૂઆતથી જ રોજ હિમજ લેવી. હિમજ સવારે લેવી. જરૂર જણાય તો ખોરાકના પહેલા અઠવાડિયાની અધવચથી રોજ હિમજ લેવાનું શરૂ કરી શકાય. રોજ બેત્રણ જુલાબ થાય એટલી હિમજ લેવી. કોપેલા દોષ ઉપવાસથી શાંત થાય છે પણ બહાર નીકળતા નથી. માટે ઉપવાસથી શાંત થઈને શરીરમાં પડી રહેલા દોષોને હિમજ લઈને બહાર કાઢવા. જો શાંત થયેલા દોષોને શરીરમાં પડ્યા રહેવા દઈએ, તો ફરીથી પાછા વધીને કોપે. માટે દોષોના શમન પછી હિમજ લઈને દોષોનું શોધન કરવું આવશ્યક છે.

## આદુંનો રસ

ઉપવાસ છોડ્યા પછી બીજા અઠવાડિયાથી દર ટંકે જમતા પહેલાં અડધા કલાકે અધોળ આદુંનો રસ કાઢી તે રસ પીવો. આદુના રસની પણ શરૂઆત ધીમેધીમે કરી પછી ક્રમેક્રમે વધવું. આદુના રસથી અગ્નિ સતેજ થાય છે અને પોષણ ચડવાના માર્ગોનાં મુખ સાફ થાય છે.

## ત્રીજા અઠવાડિયાનો ખોરાક

પછી ત્રીજા અઠવાડિયાની શરૂઆતમાં દાળ, ભાત અને શાક ઉપરાંત ઘી ચોપડ્યા વગરની કોરી ફૂલકા રોટલીની શરૂઆત કરવી. દર ત્રણ ટંકે એક રોટલી વધારવી અને ત્રીજા અઠવાડિયાના અંત સુધીમાં દરેક ટંકે ચાર ફૂલકા રોટલીથી આગળ વધવું નહિ. દરેક રોટલીમાં અડધા તોલાથી વધારે લોટ ન હોવો જોઈએ. હરડે-હિમજ રોજ સવારમાં લેવી.

## ચોથા અઠવાડિયાનો ખોરાક

ત્રણ અઠવાડિયાં પૂરાં થાય તેપછી ભૂખ પ્રમાણે ખોરાક વધારવો. સવાર સાંજ દસ તોલા દૂધ પીવું. રોટલી સાધારણ ઘીથી ચોપડવી. અને હિમજ રોજ સવારમાં લેવી.

## ચાર અઠવાડિયાં પછીનો ખોરાક

ચાર અઠવાડિયાં પૂરાં થાય ત્યારે શરીરને માફક આવે એવી કોઈ પણ વસ્તુ ભૂખ પ્રમાણે ખાઈ શકાય છે. આ પ્રમાણે ખોરાકનો ક્રમ સાચવવાથી ઊતરેલું શરીર ભરાય છે, બૃંહણ થાય છે.

### ખોરાકના ક્રમ વચ્ચેનું અંતર ક્યારે ટુંકાવી શકાય ?

જ્યારે અઠવાડિયાના કે તેનાથી વધારે દિવસના ઉપવાસ એકસાથે કર્યા હોય, ત્યારે ઉપરનો ચાર અઠવાડિયાના ખોરાકનો ક્રમ બરાબર સાચવવો. પણ જો બેચાર દિવસના ટૂંકા ઉપવાસથી રોગ શાંત થાય અને ઉપવાસ બેચાર દિવસમાં છૂટે તો ખોરાકનો ક્રમ તો સાચવવો પણ દરેક ક્રમ વચ્ચે એકએક અઠવાડિયાનું અંતર રાખવાને બદલે થોડું અંતર રાખવું.

### અતિબૃંહણથી થતા રોગ

શક્તિ આવે, શરીર હૃષ્ટપુષ્ટ થાય, અને જે રોગ મટાડવાને બૃહણની ક્રિયા કરી હોય તે રોગ મટે તો જ બૃહણની ક્રિયા સફળ થઈ કહેવાય. જો વધારેપડતું બૃહણ થઈ જાય, તો બહુ જાડા થઈ જવાય, પાકે નહિ એવી અપચી નામની રસોળી થાય, ડાયાબીટીસ જેવા પેશાબના રોગ થાય, તાવ આવે, જલધર જેવા ઉદરના રોગ થાય, ભગદર થાય, ઉધરસ થાય, સન્યાસ નામનો બેભાન પડી રહેવાનો ભયંકર રોગ થાય, મૂત્રકૃચ્છ્ર નામનો પેશાબનો રોગ થાય, ચામડીના રોગ થાય, કે એવા જ બીજા ભયકર રોગ થાય

બહુ જાડા હોવુ ને બહુ પાતળા હોવું એ બન્ને સ્થિતિ ખરાબ છે, પણ બહુ જાડા હોવા કરતાં બહુ પાતળા હોવું વધારે સારું છે .બહુ જાડા માણસને રોગ થયા પછી એના શરીરમાથી જ રોગને પોષણ મળી રહે છે તેથી રોગ જલદી મટતો નથી વળી બહુ પાતળા હોઈએ તો શરીર પુષ્ટ કરવાના ઉપાય સહેલાઈથી થઈ શકે છે, પણ બહુ જાડા હોઈએ તો શરીરને પ્રમાણસર બનાવવાના ઉપાય હોતા નથી. બૃહણથી અગ્નિતત્ત્વ ને વાયુતત્ત્વ ઘટે પણ ચરબી વધે છે, લઘનથી ચરબી ઘટે પણ અગ્નિ ને વાયુ વધે, જ્યારે સ્થૂલતા મટાડવા ચરબી, વાયુ ને અગ્નિ ત્રણે ઘટાડવાં જોઈએ માટે સ્થૂલતા મટાડવા બૃહણ કે લઘનમાની એકે ક્રિયા કામ આવતી નથી એટલા માટે સ્થૂલતા કરતા કૃશતા સારી.

૬

## એકંદર દસ પ્રકારનાં લંઘન

આ લેખમાં લઘનનો અર્થ નકોરડો ઉપવાસ છે નકોરડા ઉપવાસ શી રીતે કરવા અને શી રીતે છોડવા તે આપણે આગલા પ્રકરણોમા જોઈ ગયા પણ એકદરે આયુર્વેદમા દસ પ્રકારના લંઘન ગણાવ્યા છે.

ચાર પ્રકારના સશોધન, તરસ, પવન, તડકો, પાચન ઔષધો, ઉપવાસ અને કસરત (શ્રમ) એ દસ ક્રિયાઓથી શરીર હલકુ બને છે, અને જે ક્રિયાથી શરીર હલકું બને, તેને લઘન કે કર્ષણ કે અપતર્પણ કહેવામા આવે છે. આ રીતે લઘન દસ પ્રકારનાં છે

### ચાર પ્રકારનાં સંશોધનરૂપી લંઘન

શરીરનુ સશોધન (શુદ્ધિ) ચાર રીતે થાય છે કફ કાઢવા ઊલટી કરાવવી, પિત્ત કાઢવા જુલાબ કરાવવા, વાયુ કાઢવા બસ્તિ (એનિમા) આપવી અને માથામાંથી દોષો કાઢવા નાક વાટે નસ્ય ફૂકવું એ ચાર સશોધનના પ્રકાર છે. ફસ ખોલીને લોહી કાઢવુ એને કેટલાક સશોધનનો પાચમો પ્રકાર ગણે છે આ બધા પ્રકારના સશોધનથી શરીરમાથી વધારાના વાત,

પિત્ત અને કફ નીકળી જાય છે અને તેથી શરીર હલકું (લઘુ) બને છે. જે ક્રિયાથી શરીર હલકું બને છે તે લંઘનક્રિયા કહેવાય છે. માટે બધી જાતનાં સંશોધન લંઘન કહેવાય છે.

### પાણી ન પીવારૂપી લંઘન

જલંધર અને પાણીના સોજા જેવા રોગોમાં શરીરમાં જરૂર કરતાં ઘણું વધારે પાણી ભરાઈ રહે છે; અને રોગના પાણીથી શરીર ભારે બની જાય છે. એવાં દરદોમાં દરદીને બિલકુલ પાણી ન આપવાથી શરીરમાં ભરાયલું વધારાનું પાણી લોહીમાં પાછું ચુસાવા માંડે છે અને એ રીતે શરીર હલકું બને છે. આ રીતે પાણી નહિ પીવું એ પણ એક પ્રકારનું લંઘન ગણાય છે.

### પવન અને તડકાના સેવનરૂપી લંઘન

પવન અને તડકો ભેજ અને ચીકાશ ચૂસી લઈને શરીરને લૂખું પાડે છે. એ રીતે પવન અને તડકાથી પણ શરીર સુકાય છે અને હલકું બને છે તેથી પવન અને તડકો પણ લંઘન કહેવાય છે.

### પાચન ઔષધો અને ઉપવાસ પણ લંઘન છે

પાચન ઔષધો ખાવાથી ખાધુંપીધું પચે છે અને કાચા દોષો પણ પાકે છે. તેથી પાચન ઔષધોને લીધે પણ શરીર હલકું બને છે. ઉપવાસ કરવાથી પણ ખાધુંપીધું પચે છે અને કાચા દોષો પાકે છે તથા શરીરમાં જરૂરજોગા પાણી સિવાય કંઈ નવું પડતું નથી; તેથી ઉપવાસથી પણ શરીર હલકું બને છે. માટે પાચન અને ઉપવાસ એ પણ લંઘન જ છે.

### કસરત પણ લંઘન છે

કસરત એટલે શ્રમ કરવાથી શરીર કસાય છે અને હલકું બને છે; તેથી કસરત પણ લંઘન છે.

### સર્વ લંઘનમાં ઉપવાસ ઉત્તમ શા માટે?

ઉપરનાં દસ જાતનાં લંઘનમાં **નકોરડા** ઉપવાસને જ કેમ મહત્ત્વ આપવું જોઈએ તેનો વિચાર કરીએ.

રોગ મટાડવા માટે ત્રણ પ્રકારની ક્રિયા છે: **કર્ષણ (લંઘન), બૃંહણ અને શમન.**

શરીરને કૃશ બનાવે એટલે હલકું બનાવે તે ક્રિયાનું નામ કર્ષણ કે લંઘન. શરીરને ચરબી વધારી હૃષ્ટપુષ્ટ બનાવે તે ક્રિયાનું નામ બૃંહણ. અને શરીરમાં જે દોષો જોઈએ તે કરતાં ઓછા હોય તે દોષોને વધારે, જે દોષો જોઈએ તે કરતાં વધારે હોય તેને ઓછા કરે અને જે દોષો જોઈએ તેટલા જ હોય તેમાં બિલકુલ વધારો કે ઘટાડો કરે નહિ તે ક્રિયાને શમનક્રિયા કહેવામાં આવે છે. જેમ દૂધનો ઊભરો પાણી છાંટવાથી કે નવું દૂધ રેડવાથી બેસી જાય છે તેમ શમન-ક્રિયાથી કોપેલા દોષો શમી જાય છે. વાયુનું શમન તેલથી થાય, પિત્તનું શમન ઘી, દૂધ અને ગળોથી થાય, અને કફનું શમન મધથી થાય.

### લંઘનથી કર્ષણ અને શમન સાથે જ થાય છે

લંઘનથી શરીર હલકું થાય છે એ લંઘનનું મુખ્ય કાર્ય છે; પણ સાથેસાથે લંઘનથી દોષોનું શમન પણ થાય છે. આમ લંઘનથી કર્ષણ ઉપરાંત શમન પણ થાય છે; છતાં લંઘનનું મુખ્ય કાર્ય કર્ષણ કરવાનું છે, દોષોનું શમન કરવું એ તો લંઘનનું ગૌણ કાર્ય છે.

### ઉપવાસનું મહત્ત્વ

લંઘન, બૃંહણ અને શમન એ ત્રણ ક્રિયામાંથી કયા રોગમાં અને કયા રોગીને કઈ ક્રિયા કરવી તેનો નિર્ણય કરવા માટે

રોગ, રોગની અવસ્થા અને રોગીની અવસ્થાનો વિચાર કરવો જોઈએ. આપણે જોઈ ગયા, કે જ્યાંસુધી કાચો આમ ધાતુઓ, દોષો કે મળને બગાડે નહિ ત્યાંસુધી રોગની શરૂઆત થતી નથી અને જઠરાગ્નિ મંદ પડે ત્યારે જ કાચો આમ ઉત્પન્ન થાય છે માટે જ્યાંસુધી આમ પાકે નહિ અને જઠરાગ્નિ ઊઘડે નહિ ત્યાંસુધી ઉપવાસ સિવાય બીજી ક્રિયા અનુકૂળ પડે નહિ.

## ઉપવાસ સિવાયનાં નવ લંઘનનો ઉપયોગ

સ્થાનસંશ્રયની દશામાં રોગનું માત્ર પૂર્વરૂપ હોય છે, રોગ પોતે ફૂટી નીકળતો નથી એ સ્થિતિમાં અગ્નિ મંદ પડેલો હોવા છતાં આમથી છવાઈ ગયેલો હોતો નથી તેથી રોગ વ્યક્ત થાય તે પહેલાં સંશોધન, પાચન વગેરે દસે પ્રકારની લંઘનક્રિયામાંથી તે તે દોષ માટે યોગ્ય પ્રકારનું લંઘન કરી શકાય છે અને તેથી ફાયદો પણ થાય છે

## રોગ ક્યારે દેખાય છે?

આહારવિહારના કુપથ્યને લીધે કે ઋતુઓના હીન, મિથ્યા કે અતિ યોગને લીધે મુખ્યત્વે દોષોનો પોતપોતાનાં સ્થાનોમાં સંચય એટલે વૃદ્ધિ થાય છે પછી વધેલા દોષોનો પ્રકોપ થાય છે એટલે દોષો પોતાના સ્થાનમાં સમાઈ ન શકવાથી ઊભરાઈને બહાર આવે છે ત્યારપછી આ ઊભરાયલા દોષોનો પ્રસર થાય છે એટલે શરીરમાં ઊંચે, નીચે કે આડા ફેલાવા માંડે છે અને એમ ફેલાતાં ફેલાતાં અમુક સ્થાન આગળ આવી ત્યાં જ એનો ભરાવો થવા માંડે છે, એ દોષોનો સ્થાનસંશ્રય કહેવાય છે. જે સ્થાનમાં દોષોનો ભરાવો થાય છે, ત્યાં રોગ વ્યક્ત થાય છે. દોષોનો સ્થાનસંશ્રય થયા પછી મંદ પડેલો અગ્નિ કાચા આમથી છવાઈ જાય છે (આવરણ થાય છે) કોપેલો દોષ સ્થાનસંશ્રય કરે નહિ ત્યાંસુધી રોગનું પૂર્વરૂપ વ્યક્ત થતું નથી

## રોગ વ્યક્ત થયા પછી ઉપવાસ જ અનુકૂળ પડે

પણ એકવાર જઠરાગ્નિ ઉપર કાચા આમનું આવરણ જામવા માંડે એટલે ઉપવાસ સિવાય બીજી ક્રિયાઓ અનુકૂળ પડતી નથી રોગ જ્યાંસુધી નવો હોય એટલે તરુણ અવસ્થામાં હોય, ત્યાંસુધી સામ હોય છે એ સ્થિતિમાં પાચન ઔષધોથી આમ પકાવવામાં, દીપન ઔષધોથી જઠરાગ્નિ પ્રદીપ્ત કરવામાં કે સંશોધન ઔષધોથી દોષોને બહાર કાઢવામાં જોખમ રહેલું છે પાચન, દીપન અને સંશોધન ઔષધો પણ જઠરાગ્નિ ઉપર વધારાના બોજારૂપ થઈ પડે છે અને તેથી આમમાં વધારો થાય છે.

## દોષ તથા મળ પકવ્યા વિના સંશોધન કરવાથી થતું નુકસાન

ઝાડનું કાચું ફળ તોડવાથી ઝાડની ડાળી વગેરેના અંદરના અવયવો તૂટી, કપાઈને છિન્નભિન્ન થઈ જાય છે, પણ ઝાડ પર રહીને પાકેલું ફળ ઝાડને બિલકુલ નુકસાન પહોંચાડ્યા વિના આપોઆપ ખરી પડે છે, તેમ સંશોધન વગેરે ઉપાયો વડે શરીરના કાચા દોષો અને મળોને પરાણે બહાર કાઢવાથી શરીરની અંદરના અવયવોને નુકસાન થાય છે, પણ એ જ કાચા દોષો અને મળોને ઉપવાસથી પકવીએ, તો તે દોષો આપોઆપ ફેફસાં, આંતરડાં વગેરે બીજા

અવયવોથી છૂટા પડી જાય છે અને કુદરતી રીતે જ બહાર નીકળે છે. દોષો અને મળો સામ હોય ત્યાંસુધી પરસ્પર તથા અવયવો સાથે ચોંટી રહે છે; અને એને પરાણે બહાર કાઢવાથી ફેફસાં, આંતરડાં વગેરે અવયવો અંદરથી ઉતરડાય છે કે છોલાય છે તેથી ઘણીવાર દોષો અને મળો સાથે દરદીને લોહી અને પરુ પણ આવતું જણાય છે. પણ એ જ દોષો અને મળોને ઉપવાસથી નિરામ કરીએ, તો એ આપોઆપ છૂટા પડી પાકા ફળની માફક ખરી પડે છે.

કાચી કેરીને દબાવીને કે કચરીને રસ કાઢવાનો પ્રયત્ન કરીએ, તો તેથી કેરીના બધા અવયવોને નુકસાન થાય છતાં મીઠો રસ તો નીકળે નહિ. પણ કેરીને સારી રીતે પાકવા દીધા પછી રસ કાઢીએ તો એમાથી મીઠો રસ આપોઆપ છૂટો પડે અને છોતરું, ગોટલો, રેસા વગેરે અવયવો સારી સ્થિતિમાં રહે છે. એમ જ્યાંસુધી દોષો, મળો અને ધાતુઓ સામ હોય ત્યાંસુધી ઉપવાસ સિવાયનાં બીજાં લંઘનો કરવાથી નુકસાન થાય છે. પણ ઉપવાસથી દોષો વગેરે નિરામ થાય ત્યારપછી સંશોધન વગેરે યથોચિત ક્રિયા કરવાથી છુટા પડેલા દોષો શરીરના અવયવોને નુકસાન કર્યા વિના સરળતાથી બહાર નીકળી જાય છે. નવા તાવમાં દાક્તરવૈદ્યો કેટલીકવાર રેચ કે બસ્તિ આપીને પરાણે જુલાબ કરાવે છે તેથી ઝાડા સાથે લોહીની છાંટ દેખાય છે. તાવમાં ઝાડા સાથે લોહીની છાંટ આવે એ દાક્તરી મતમાં ટાઈફોઈડ તાવનું એક લક્ષણ મનાય છે. આમ સાદા તાવના દરદીને રેચ આપવાથી આંતરડાંને નુકસાન થાય અને ઝાડામાં લોહીની છાંટ દેખાય એટલે ટાઈફોઈડ થયો છે એવું નિદાન કરવામાં આવે છે; પણ ત્યાં દાક્તરવૈદ્ય એ ભૂલી જાય છે, કે એ ટાઈફોઈડ એમના કરકૌશલ્યને આભારી છે.

## ઉપવાસથી ઉપદ્રવો થતા નથી

રોગની સામ અવસ્થામાં જો આમમાં વધારો થયા કરે, તો એક પછી એક ઉપદ્રવો (complications) ઊભાં થાય છે, અરિષ્ટ (મોતનાં લક્ષણો) પેદા થાય છે અને આખરે દરદીનું મૃત્યુ થાય છે. માટે રોગ વ્યક્ત થાય કે તરત ઉપવાસથી આમને પકવી નાંખવો અને નવો આમ ઉત્પન્ન ન થવા દેવો, એ જ એક રોગ મટાડવાનો સાચો ઈલાજ છે. ઉપવાસથી રોગ નિરામ થયા પછી વિધિસર પારણાં કરવાં અને જઠરાગ્નિ પચાવી શકે તેટલો અને તેવો ખોરાક ક્રમે ક્રમે લેવો.

## ખોરાક અને દવાનું પ્રમાણ

ખોરાક કે દવાનું પ્રમાણ કદી બધા દરદી માટે એકસરખું હોઈ શકે નહિ. કોને કેટલો ખોરાક કે ઔષધ માફક આવશે એ બાબતનો નિર્ણય સાત બાબતો નજર સમક્ષ રાખીને કરવો જોઈએ. વાત, પિત્ત કે કફમાંથી કયો દોષ કેટલો છે, દરદીનો જઠરાગ્નિ કેટલું કામ આપી શકે એમ છે, દરદીમાં બળ કેટલું છે, દરદીની ઉંમર કેટલી છે, રોગ કયો છે, દરદીને કયો પદાર્થ આપવાનો છે, દરદીનો કોઠો (પ્રકૃતિ) કેવો છે—એ સાતે બાબતોનો વિચાર કર્યા પછી જ દરદીને કેટલો અને કેવો ખોરાક આપવો તેનો નિર્ણય કરવો જોઈએ. પણ સામાન્ય માણસ આટલી ઝીણવટમાં ન ઊતરે તો એને માટે એક મહાનિયમ બસ છે. ખાધેલું ન પચતાં આમ થાય, તો ખોરાક વધારે પડે છે એમ ચેતી જવું. એટલા માટે આમ હોય ત્યારે શું શું થાય છે તેનાં લક્ષણો નીચે આપ્યાં છે. તે યાદ રાખી આમનું એક પણ લક્ષણ

સહેજ પણ દેખાય કે તરત જ ખોરાક ઉપર અંકુશ મૂકી દેવો જોઈએ એમ કરવાથી શરીર બગડશે નહિ અને બગડ્યું હશે તો સુધરતા વાર લાગશે નહિ.

### શરીરમાં આમ હોવાનાં લક્ષણ

શરીરમાં આમ હોય ત્યારે આળસ આવે છે, સુસ્તી (ઘેન) રહે છે, હૃદયમા આમવાળો અશુદ્ધ રસ આવવાથી હૃદયના થડકારા (Palpitations) વધી જાય છે, વાત, પિત્ત અને કફ નીકળવા જોઈએ તેટલા પ્રમાણમા નીકળતા નથી, ઝાડો પેશાબ તથા વાછૂટ ઓછુ જ થાય છે કે તદ્દન બંધ થઈ જાય છે, પેઢુ ભારે થઈ જાય છે, ખાવુપીવુ ભાવતું નથી અને શરીર સજ્જડ થઈ જાય છે

### પાયારૂપ સિદ્ધાંત

ઉપરનાં લક્ષણોથી સામાન્ય માણસ પણ રોગ સામ છે કે નિરામ તે સમજી શકશે ગમે તે રોગ સામ હોય ત્યાંસુધી એ રોગમાં ઉપવાસ જ કરવા જોઈએ રોગ નિરામ થયા પછી જ, ફરી પાછો સામ ન થાય એની ખૂબ કાળજી રાખી, ક્રમેક્રમે ખોરાક લેવો જોઈએ, આ આયુર્વેદની ચિકિત્સાનો પાયો છે આ પાયા પર ચણેલી ઈમારત ટકશે બીજી ઈમારતો ભોયભેગી થઈ જશે ભગવાન ચરકે કહ્યું છે 'ક્યારે લંઘન કરાવવું અને ક્યારે બૃહણ કરવું એ જેને આવડે છે, તે જ વૈદ્ય છે.' માટે મારા આ નાના લેખથી રોગની સામ અવસ્થામાં ઉપવાસ એ જ એક સાચી, સરળ અને સફળ ચિકિત્સા છે એટલું વૈદ્યો, દાક્તરો, દરદીઓ, આગેવાનો અને જનતા સમજશે અને એનો સક્રિય પ્રચાર કરી પ્રજા-શરીરને નવપલ્લવિત બનાવશે તો પ્રજાજીવન સમૃદ્ધ થશે. नान्य. पन्था विद्यतेऽयनाय ।

૭

## કયા રોગોમાં કેટલા ઉપવાસ કરવા?

ઉપવાસ કયા રોગમાં કરવા અને કયા રોગમા ન કરવા, કયા રોગમા કેટલા ઉપવાસ કરવા વગેરે બાબતોનો વિચાર કરીએ

સામાન્ય નિયમ એવો છે, કે કોઈ પણ રોગ સામ એટલે આમવાળો હોય, તો તે રોગ નિરામ એટલે આમ-વિનાનો થાય ત્યાસુધી ઉપવાસ કરવા રોગ સામ હોય ત્યારે કયાં લક્ષણો થાય છે, તે આપણે ઉપર જોઈ ગયા છીએ. કોઈ પણ રોગમાં એ લક્ષણોમાનુ એક પણ લક્ષણ જણાય ત્યાંસુધી ઉપવાસ કરવા જોઈએ. આ ઉપવાસ વિષે સામાન્ય નિયમ થયો અને આપણે માટે એ નિયમ બસ છે. આથી વધારે જાણવાની આપણે જરૂર નથી. છતા આયુર્વેદે કયા રોગમા ઉપવાસ કરવાનું કહ્યું છે અને કયા રોગમાં ઉપવાસની મના કરી છે તે આપણે જોઈએ જે રોગમાં ઉપવાસની મના કરી હોય, તે રોગ પણ સામ હોય, તો એ નિરામ થાય ત્યાસુધી ઉપવાસ કર્યે જ છૂટકો થાય છે એવા રોગ નિરામ થાય ત્યારપછી ઉપવાસ ચાલુ રાખવાથી નુકસાન થાય છે પણ જે રોગમાં ઉપવાસ કરવાની આજ્ઞા કરી છે, તે રોગ નિરામ થયા પછી પણ ઉપવાસ થોડા દિવસ વધારે ચાલુ રહે, તો કંઈ નુકસાન થતું નથી.

### ઉપવાસ કરવા યોગ્ય રોગો

વાગ્ભટ નીચેના રોગોમા ઉપવાસ કરવાનુ કહે છે

પ્રમેહ (ડહોળા પેશાબના રોગ), આમદોષ, અતિસ્નિગ્ધ, તાવ, ઊરુસ્તંભ, કુષ્ઠ (ચામડીના રોગ), વિસર્પ (રતવા), વિદ્રધિ (ગડગૂમડા), પ્લીહ(બરલ)નો રોગ,

માથાના રોગ, ગળાના રોગ, આંખના રોગ, બહુ જાડા માણસો, ઉભયગામી રક્તપિત્ત, ઊલટી, અતિસાર, સંગ્રહણી.

વસંત ઋતુમાં તો બધાએ અવાર-નવાર ઉપવાસ કરવા જોઈએ.

આયુર્વેદનાં તમામ આધારભૂત પુસ્તકો વાંચીને વિશ્વનાથે કયા રોગમાં શું પથ્ય છે અને શું અપથ્ય છે તેની પથ્યાપથ્યમ્ નામના પુસ્તકમાં તારવણી કરી છે. તેમાં જે રોગમા લંઘન પથ્ય છે તે નીચે આપ્યા છે.

તરુણ જ્વર, સન્નિપાતજ્વર, અતિસાર, સંગ્રહણી, અલસક, ઉભયગામી રક્તપિત્ત, ઊલટી, મદાત્યય, ઊરુસ્તંભ, આમવાત, શૂળ, ઊલટી રોકવાથી કે ઊલટી પરાણે કરવાથી થતા રોગ, આફરો, ગોળો, હૃદયરોગ, પથરી, પ્રમેહ, મેદોરોગ, ઉદર-રોગ, સોજા (પાણીના), ગલગણ્ડ, કંઠમાળ, અપચી, ગ્રંથિ, અર્બુદ, શ્લીપદ (હાથીપગ), ગૂમડા, ભગંદર, વિસર્પ, વિસ્ફોટક, મસૂરિકા (બળિયા, શીતળા), નાકના રોગ, આંખના રોગ, માથાના રોગ, સુવારોગ, કફરોગ.

નીચે જણાવેલા રોગોમાં પણ ઉપવાસ-થી ઘણો લાભ થતો હોવાનું વૈદ્યરાજ શ્રી. પ્રભાશંકર નાનભટ્ટ ગઢડાવાળા સ્વાનુભવથી જણાવે છે. મરડો, કમળો. હલીમક, નિદ્રા, તંદ્રા, સંન્યાસ, ગ્લાનિ, પીનું, અજીર્ણ, કરમિયા, પાંડુ, ઉધરસ, દમ, હેડકી, મંદાગ્નિ, અરુચિ, સ્વરભેદ, તૃષ્ણા, મૂર્છા, દાહ, ગાંડ-પણ, વાઈ. મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, અસ્થિભંગ, ઉપદંશ, નાડીવ્રણ, શીળસ, કોઢ, ઉદર્દ, અમ્લપિત્ત. પત, પિત્તરોગ, કાનના રોગ.

**ક્યા રોગીને ઉપવાસ ન કરાવવા ?**

નીચેના રોગીએ ઉપવાસ ન કરવા એમ વાગ્ભટ કહે છે:

રોગથી, દવ થી. દારૂથી, મૈથુનથી, કે શોકથી કૃશ થઈ ગયેલા એટલે તદ્દન નંખાઈ ગયેલા માણસો, ભાર ઊચકવાથી, બહુ ચાલવાથી, કે ઉરઃક્ષતથી (છાતીમાં ચાંદી પડવાથી) ક્ષીણ એટલે અતિકૃશ થઈ ગયેલા માણસો, જેનું શરીર લૂખું પડી ગયું હોય તેવા માણસો, જાતે પાસું પણ ન ફેરવી શકે એવા દુર્બળ માણસો, વાતવ્યાધિવાળા માણસો, ગર્ભિણી, સુવા-વડી, બાળક અને વૃદ્ધ—આટલાં માણસોનું બૃંહણ કરવું. પણ બૃંહણ કરતાં પહેલાં થોડા પ્રમાણમાં લંઘન કરાવવું આવશ્યક છે.

## ૮

## વૈદ્ય, દાક્તર, સરકાર, આગેવાનો તથા લોકોને વિનતિ

રોગ થાય કે આમ પકાવવા માટે ઉપવાસ કરવા જોઈએ. ઉપવાસથી રોગ નિરામ થાય પછી જ ક્રમસર અને માપસર માફક આવે એવા પ્રવાહી ખોરાકથી શરૂઆત કરવી જોઈએ. ખોરાક સાથે ખોરાક પચવામાં મદદ કરે અને જઠરાગ્નિ વધારે ઊઘડે એવાં પાચનદીપન ઔષધ આપવાં જોઈએ. આ રીતે થોડા દિવસ ખોરાક પચે અને તેથી દરદીમાં બળ આવે ત્યારે ઉપવાસથી તથા પાચન-દીપન ઔષધથી પાકીને શરીરમાં શાંત પડી રહેલા મળો તથા દોષોને શરીરની બહાર કાઢી, શરીરને અંદરથી શુદ્ધ કરવા માટે શોધન ઔષધ આપવાં જોઈએ. શોધન ઔષધથી શરીર શુદ્ધ થાય અને પોષણ ચડવાના માર્ગો ખુલ્લા થાય પછી જ કૃશ થયેલા શરીરને ફરી હૃષ્ટપુષ્ટ બનાવવા માટે પૌષ્ટિક ખોરાક તથા ઔષધ આપવાં જોઈએ.

**શરીર નિરામ થયા પછી જ ઔષધ કામ આપે છે**

આવો શાસ્ત્રીય કુદરતી ક્રમ સાચવવાને બદલે આજના વૈદ્યદાક્તરો દરદીની હકીકત

સાંભળીને તરત દવાના પડીકા વાળવા કે દવાની બાટલી ભરવા માંડે છે, ઇંજેક્શનો આપે છે, દૂધ, ફળ વગેરે ખોરાક લેવાની આજ્ઞા કરે છે, અને બજારુ પેટંટ દવાઓના ચાળે ચડાવે છે આથી પ્રજાશરીરની ખુવારી થાય છે દાક્તરો તો આયુર્વેદ જાણતા નથી એટલે તેઓ આવુ ન કરે તો બીજુ કરે પણ શું? પણ આયુર્વેદના પવિત્ર નામે પોતાનો ધંધો ચલાવનાર વૈદ્યોને હાથે પણ જ્યારે આયુર્વેદના સનાતન અને સત્ય સિદ્ધાંતોનુ ખૂન થતુ જોઈએ છીએ, ત્યારે પૈસા માટે માણસ કેટલી હદ સુધી પડી શકે છે એ વિચારે દુઃખ થાય છે આયુર્વેદમા અમુક રોગ ઉપર અમુક દવા કે ખોરાક આપવાનાં લખ્યા હોય, એનો અર્થ એવો નથી કે રોગ થાય કે તરત જ એ દવા ને ખોરાક આપવાં. જેમ ગૂમડાં ઉપર વાઢકાપ કરવાની લખી હોય, એનો અર્થ એવો નથી કે કાચું ને કાચું ગૂમડું કાપી નાખવું, પણ ગૂમડાને પકવીને કાપવા લાયક થાય ત્યારે જ કાપવું જોઈએ, તે પ્રમાણે રોગ ઉપર દવા ને ખોરાક આપવાનાં લખ્યાં હોય તે રોગ શમે ત્યારે જ એટલે દોષો નિરામ થાય ત્યારે જ આપવાં જોઈએ. આ બધું આયુર્વેદમાં સ્પષ્ટ રીતે જણાવેલુ હોવા છતાં આપણા વૈદ્યો આયુર્વેદનો અભ્યાસ કરવાની તસ્દી લીધા વિના જ પોતાનો ધંધો ચલાવે છે અને જાણ્યેઅજાણ્યે આયુર્વેદને હલકો પાડે છે.

## આયુર્વેદ સામે આંધળો વિરોધ

પુસ્તકોમાં છાપેલુ ગોખીને પરીક્ષામા કાચું ને કાચુ ઓકી નાખવાથી જ્ઞાન થયું છે એમ કહી શકાય નહિ. આજની યુનિવર્સિટીના સર્ટીફિકેટો અને ડીગ્રીઓ જ્ઞાનના નહિ પણ ગોખણશક્તિના પુરાવા છે જો દાક્તરોને દાક્તરી વિદ્યાનુ સાચુ જ્ઞાન થયું હોત, તો 'બાવા નાચ્યા એટલે ચેલા નાચ્યા' એ ન્યાયે પરદેશના વહાણવારે ફરતા નિર્ણયોને સ્વતંત્ર વિચાર અને અનુભવની કસોટીએ ચડાવ્યા વિના આખા ને આખા ગળી જાત નહિ. બુદ્ધિ પરઘેર ગિરો મૂકનારને જ્ઞાન થતું નહિ વળી આયુર્વેદનો તો એમને સ્પર્શ પણ નથી છતાં આયુર્વેદ ખોટો છે કે અધૂરો છે એવું કહેવાની ધૃષ્ટતા કરતાં અચકાતા નથી. જે વિષયનો આપણે અભ્યાસ કે બહોળો જાતઅનુભવ કર્યો ન હોય, તે વિષય ઉપર અભિપ્રાય આપવાની ધૃષ્ટતા કરવી એ નરી મૂર્ખાઈ છે છતા એવી મૂર્ખાઈ આજના ભણેલા માણસો રોજરોજ કરી રહ્યા છે

## દેશના આગેવાનોને વિનંતિ

બ્રિટિશ સરકારને તો આયુર્વેદ પરાયો હતો, દાક્તરી વિદ્યા પોતાની હતી એની વેપારી નીતિ જગજાહેર હતી. પોતાના દેશનુ કાપડ હિંદમા ખપાવવા માટે હિંદના જગમશહૂર કાપડઉદ્યોગને એણે શી રીતે કચડી નાખ્યો તે કોઈથી અજાણ્યું નથી આવી સરકાર પોતાની દવાઓ અને માલસામાન તથા સાધનો હિંદમા ખપાવવા માટે આયુર્વેદની અવગણના કરે અને દાક્તરી વિદ્યાને દરેક યુક્તિ-પ્રયુક્તિથી, કેળવણી દ્વારા આપણી બુદ્ધિ વટલાવીને પણ, ઊંચે આસને બેસાડે એમાં ખાસ નવાઈ જેવુ નથી નવાઈ માત્ર એટલી જ છે, કે આપણે હિંદના વતનીઓ સારાસારનો પ્રમાણિકપણે વિચાર કર્યા વિના જ રાજ્યસન્માનિત વિદ્યાથી મળતી લાલચોને વશ થઈ સ્વદેશની સાચી વિદ્યાને તરછોડી પરદેશની

ઢંગધડા વિનાની વિદ્યાને શરણે જઈએ છીએ. આપણા આગેવાનો પ્રજાનાં શરીર ઢાંકવા સ્વદેશી વસ્ત્રોનો આગ્રહ રાખે છે, પણ પ્રજાનાં શરીર ટકાવવા સ્વદેશી આયુર્વેદનો આગ્રહ રાખતા નથી. આયુર્વેદની સફળતા વિષે એમને શંકા હોય, તો એ આયુર્વેદના અનુભવી જાણકાર પાસે જઈ પોતાની શંકાનો ખુલાસો એમણે માગવો જોઈએ, પોતાની શંકાઓ પ્રસિદ્ધ કરવી જોઈએ કે જેથી વિચારોની આપલે થઈ શકે. જે નિર્ણય થાય, તે જાહેર નિષ્પક્ષપાત પ્રામાણિક છણાવટ પછી થવો જોઈએ. અને હજી જ્યાંસુધી આયુર્વેદ ખોટો નથી ઠર્યો ત્યાંસુધી તો હિંદમાં આયુર્વેદને જ પ્રથમ સ્થાન હોવું જોઈએ. ઘરની સ્ત્રીને તરછોડી પરસ્ત્રીને પટરાણી બનાવવાનું કલંક ન લાગવું જોઈએ. હવે તો આપણી પોતાની રાષ્ટ્રીય સરકાર થઈ છે એટલે તેને આપણી પોતાની મૂળભૂત આયુર્વેદ વિદ્યાને અપનાવવા પ્રજા વિનવી શકે છે.

પણ હજી તો આપણા આગેવાનો હિંદમાં અમુક ટકા વૈદ્યો, અમુક ટકા દાક્તરો અમુક ટકા હકીમો તૈયાર કરવાની યોજના ઘડતા સંભળાય છે. કેળવણી, નોકરી વગેરે બાબતમાં લાયકાતને બદલે કોમવાર અમુક ટકાનું ધોરણ સ્વીકારીને આખો દેશ હજી તાજો જ 'ટકાનો' બની ગયો છે, છતાં ટકાનું ભૂત નીકળતું નથી.

### લોકોએ ગાફેલ ન રહેવું

વૈદ્યો, દાક્તરો અને સ્વદેશી સરકારને આયુર્વેદનો મહિમા સમજાય એવું આપણે ઇચ્છીએ છીએ. પણ આરોગ્ય તો લોકોનું સાચવવાનું છે માટે લોકોએ પણ આ બાબતમાં ગાફેલ રહેવું યોગ્ય નથી. પ્રભુએ આપણને માનવદેહ આપ્યો છે. આ માનવદેહ અમૂલ્ય થાપણ છે. આરોગ્ય ન હોય તો બીજાં બધાં સુખ વિસારે પડે છે. પહેલું સુખ તે જાતે નર્યા. માટે દેહરૂપી થાપણને કાળજીપૂર્વક સંભાળવી, વધારવી અને વાપરવી. પૈસા, ઘરેણાં, શેરો, મકાન, ખેતર વગેરે મિલકતનો વહીવટ કરવામાં આપણે કેટકેટલી સંભાળ રાખીએ છીએ? રોજના ભાવતાલ જાણીએ છીએ, કઈ બેન્ક અને કઈ મિલ સારી એનો ઝીણવટભર્યો વિચાર કરીએ છીએ, મૂડીને નુકસાન ન થાય પણ તે વધે એવા રસ્તા લઈએ છીએ. વળી, કોઈ સમજુ માણસ આ બધી બાબતોનો ખપજોગો અભ્યાસ કર્યા વિના કે માહિતી મેળવ્યા વિના રહેતો નથી. વળી, આપણે જાણીએ છીએ, કે આવી બાબતોમાં માત્ર દલાલો ઉપર જ આધાર રાખવાથી છેતરાવાનો અને નુકસાન થવાનો પૂરો સંભવ છે. સામાન્ય મિલકત માટે આપણે આટઆટલી સંભાળ રાખીએ છીએ, શ્રમ ઉઠાવીએ છીએ, અભ્યાસ કરીએ છીએ, માહિતી મેળવીએ છીએ, તો માનવદેહ જેવી અમૂલ્ય મિલકતના વહીવટ માટે આપણે પોતે કંઈ પણ વિચાર કે અભ્યાસ કર્યા વિના એ બાબત દાક્તર-વૈદ્યોને જ સોંપી દેવી એ શું યોગ્ય છે? શરીરરચના, શરીરની ક્રિયાઓ, રોગની ઉત્પત્તિ તથા રોગની ચિકિત્સા વગેરે શરીર સંબંધી વિષયોનો ખપ-પૂરતો પણ અભ્યાસ આપણે કરવો જોઈએ કે જેથી દાક્તરવૈદ્યોના લોભના કે અણસમજના ભોગ આપણે ન થઈ પડીએ.

*

# સંસ્થા-સમાચાર

## "વિવિધ ગ્રંથમાળા" ચાલુ થાય છે

'અખંડ આનંદ' માસિક શરૂ થયા પછી વાચકબંધુઓ તેમ જ સંસ્થાના શુભેચ્છકો તરફથી 'વિવિધ ગ્રંથમાળા' ચાલુ રાખવાની આગ્રહભરી સૂચનાઓ મળ્યા કરે છે

'વિવિધ ગ્રંથમાળા' દ્વારા જુદાજુદા વિષયના ઉપયોગી પુસ્તકોના સસ્તા મૂલ્યે પ્રચારનું કાર્ય ગુજરાતમાં જેના પાત્રીસ વર્ષથી ચાલતું હતું તે બંધ થાય, એ સંસ્થાના ટ્રસ્ટીમંડળને પણ ઇચ્છનીય નહિ લાગવાથી સંસ્થાના ટ્રસ્ટીમંડળે વાચકબંધુઓની માગણી મુજબ એ માળા ફરી ચાલુ કરવાનો નિર્ણય કર્યો છે.

હવે 'વિવિધ ગ્રંથમાળા' શરૂ થાય છે એ સમાચારથી ગુજરાતી વાચકવર્ગને આનંદ થશે, એવી અમને ખાતરી છે, અને આશા છે કે અગાઉની જેમ ગ્રાહકો નોંધાઈ જઈને વાચકબંધુઓ આ માળાને પગભર રાખવામાં બનતો મદદકાર આપશે

**લવાજમ :** (૧) મેટ્રિક્સ સાથે માત્ર રૂ. ૬-૮-૦ અને ટપાલખર્ચ માફ રહેશે, અને વરસે દિવસે ૧૬૦૦ પાનાનું વાચન પં'ખ઼ળાં' ના કદના ૭ કે વધુ પુસ્તકોના રૂપમાં અપાશે.

**આ માળાના ગ્રાહકોને ખાસ લાભ :** આ માળાના ગ્રાહકોને સંસ્થાના બીજાં નવાં પ્રકાશનોની યાદી સામાન્ય રીતે દરેક રવાનગી વખતે મોકલી અપાશે અને તે બધાં કે તેમાંથી પસંદ કરીને પુસ્તકો મંગાવનારને ૧૨½ ટકા વળતર અપાશે નિયમો આ માસિકના ટાઈટલ પેજ પછીના પહેલા પાને આપ્યા છે તે જોવા વિનતિ છે

## નવાં પ્રકાશનો

**જગતમાં જાણવા જેવું :** (સચિત્ર, બીજી આવૃત્તિ) લેખક . શ્રી છોટાલાલ કામદાર : જગતની અદ્ભુતતા અને ઉપયોગિતાનો પરિચય
પાન ૧૪૪ કિ. ૦-૧૦

### છેલ્લા બે માસમાં પ્રસિદ્ધ થયેલાં પ્રકાશનો

**ખેતીનાં મૂળ તત્ત્વો-ભાગ ૩ જો :** (સચિત્ર) લેખક : શ્રી. માર્તંડરાય શિ. પંડ્યા, જેમાં કીટક, રોગ અને ખેતીના વિષયની તથા પશુઓ સંબંધીની ઉપયોગી હકીકતો તથા જુદાજુદાં પ્રાણીઓ વગેરેનાં ૩૬ ચિત્રો આપેલાં છે. પાન ૧૬૮ . કિ. ૧-૮

**નળાખ્યાન :** મહાકવિ પ્રેમાનંદ કૃત-આવા મોટા અક્ષરોમાં સંશોધિત નવી આવૃત્તિ પાન ૧૩૬ · કિં ૧-૦

**સંતની વાતો :** લેખક શ્રી ગોપાલજી ઓધવજી ઠક્કર, ધર્મ, નીતિ, ભક્તિ, ઇત્યાદિ વિષયો સમજાવતાં દૃષ્ટાંતો સાથેની વાર્તાઓનો સંગ્રહ.
પાન ૨૬૪ . કિ ૧-૮

**માંદગીનાં કારણો : પ્રયોજક: શ્રી. વિજયશંકર ધ. મુનશી;** રોગ થાય જ નહિ અને થાય તો ગભરાયા સિવાય ધીરજ અને શાંતિથી વિચાર કરી યોગ્ય ઉપાય યોજવાની પ્રેરણા આપતું, અને ખોટી ભ્રમણાઓમાંથી બચવાનો માર્ગ બતાવતું આયુર્વેદ પદ્ધતિનું પુસ્તક.
પાન ૯૬ : કિં. ૦-૬

# વેદ ધર્મ સભા—મુંબાઈનાં પ્રકાશનો



સુમારે પચીસત્રીસ વર્ષ અગાઉ વેદ ધર્મ સભા—મુંબાઈ તરફથી ધાર્મિક અને ઉપયોગી ઘણા ગ્રન્થો ગુજરાતી અનુવાદ સાથે પ્રસિદ્ધ થયેલા તે બધા હાલ અપ્રાપ્ય છે. એટલે એ લોકોપકારક ગ્રન્થો જનતાને મળે એવા શુભ ઉદ્દેશથી પ્રેરાઈને તેના ટ્રસ્ટી શ્રી. લક્ષ્મીનારાયણ વિશ્વનાથ વૈદ્યે એ સંસ્થાનાં બધાં પુસ્તકો અનુકૂળતાએ પ્રસિદ્ધ કરવાની રજા આ સંસ્થાને આપી છે.

જે ગ્રન્થો અપ્રાપ્ય હતા તે પૈકી: (૧) **પંચીકરણ**—(ગુજરાતી લિપિમાં) સંસ્થા તરફથી એક માસ અગાઉ રૂા. ૨)ની કિંમતે પ્રસિદ્ધ થઈ ગયું છે અને (૨) **સુશ્રુત-સંહિતા**—મૂળ શ્લોકો સાથે સરળ અનુવાદ છપાય છે અને તે ત્રણેક માસમાં પ્રસિદ્ધ થશે.

વેદ ધર્મ સભા પાસે જે થોડાંઘણાં પુસ્તકો સિલકમાં રહેલા, તે બધાંની વેચાણ વ્યવસ્થા કરવાનું તેમણે આ સંસ્થાને સોંપ્યું છે. તે પુસ્તકોની યાદી નીચે આપી છે. હવે એ પુસ્તકો સંસ્થામાંથી મળશે એટલે તે માટે વેદ ધર્મ સભા—મુંબાઈને નહિ લખતાં આ સંસ્થાને જ લખવા વાચકબંધુઓને વિનતિ છે.

## વેદ ધર્મ સભાનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **मोहमुद्गर**—શ્રી શંકરાચાર્ય કૃત—સરળ ગુજરાતીમાં, મૂળ સાથે | ૩૮૦ | ૦-૧૦ | ૦-૨ |
| **સરસ્વતીચંદ્રનું અવલોકન**—મણિલાલ નભુભાઈ દ્વિવેદી ગુજરાતીમાં ... ... ... ... | ૭૨ | ૦-૧૨ | ૦-૨ |
| **વિશ્રાન્તિ**—વાઈકાઉન્ટ ગ્રે ઑફ ફલોડનના વ્યાખ્યાનનું ભાષાંતર | ૪૮ | ૧-૦ | ૦-૨ |
| **મણિરત્નમાલા**-ગુજરાતી ટીકા સાથે ... ... | ૨૮૦ | ૧-૦ | ૦-૨ |
| **અર્ઝન**—કાવ્યો (ગુજરાતી) લેખકો : પ્રબોધ અને પારાશર્ય | ૧૪૦ | ૨-૦ | ૦-૪ |
| **अद्वैतामृत**—વેદાંતચર્ચાની વાતો ... ... ... | ૭૨ | ૧-૦ | ૦-૧ |
| **वेदान्तदर्शन**—પોલડોઈસને કરેલા વ્યાખ્યાનનું ભાષાંતર ... | ૧૦૮ | ૧-૦ | ૦-૨ |
| **न्यायसार**—અંગ્રેજીમાં ટીકા સાથે (શ્રીભાસર્વજ્ઞ પ્રણિત) | ૫૬ | ૧-૪ | ૦-૨ |
| **सश्वेताश्वतर दशादिदशोपनिषदः**—મૂળમાત્ર... ... | ૨૫૦ | ૧-૦ | ૦-૩ |
| **स्वात्मसाम्राज्यचंद्रिका**—મૂળમાત્ર ... ... ... | ૫૬ | ૦-૪ | ૦-૧ |
| **कात्यायनसूत्रानुसारिणां गृह्यसूत्रोक्तमात्रप्रकारेण संध्याविधिः**—મૂળમાત્ર ... ... ... | ૨૮ | ૦-૨ | ૦-૧ |
| **अथ पंचमहायज्ञ**—મૂળમાત્ર ... ... ... | ૩૬ | ૦-૪ | ૦-૧ |
| **संध्या**—મૂળમાત્ર ... ... ... ... ... | | ૦-૨ | ૦-૧ |

---


HAMAM